શ્રીઆગમોદય સમિતિ ગ્રન્થોદ્ધારે ગ્રન્થાંક ૪૮.

શ્રીમાન્ પૂર્વધર આચાર્યવર્ય જિનભદ્ર ગણિ-
ક્ષમાશ્રમણ કૃત શ્રી મલ્લધારિ આચાર્ય
શ્રી હેમચંદ્રાચાર્યકૃત વૃત્તિ સહિત.

# શ્રી વિશેષાવશ્યક ભાષાન્તર.

## ભાગ ૨ જો.

(ગાથા ૧૫૪૯ થી ૩૬૦૩ સંપૂર્ણ.)

ભાષાન્તર કર્તા.

શાહ ચુનીલાલ હકમચંદ—અમદાવાદ.

પ્રકાશક.

આગમોદય સમિતિ તરફથી

શાહ વેણીચંદ સુરચંદ,—મુંબાઇ.



આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૭. પ્રત ૧૦૦૦.

વીર સંવત્ ૨૪૫૩. વિક્રમ સંવત્ ૧૯૮૩.

કીંમત રૂ. ૩-૦-૦.

# શ્રી વિશેષાવશ્યક ભાગ બીજાની અનુક્રમણિકા.

## ગણધરવાદ.

### પહેલા ગૌતમ ગણધર



### બીજા અગ્નિભૂતિ ગણધર.

## ત્રીજા વાયુભૂતિ ગણધર.

૧૬૮૨-૧૬૮૩ પુનઃ વાયુભૂતિ ભગવાનને પુછે છે અને ભગવાન તેનો ઉત્તર આપે છે.

૧૬૮૪-૧૬૮૬ વેદોક્ત વચનથી આત્મા શરીરથી જુદો છે એમ સિદ્ધ કરે છે.

**ચોથા વ્યક્ત ગણધર.**

૧૬૮૭-૧૬૮૯ ( હે વ્યક્ત ! ) પૃથ્વીઆદિ ભૂતો છે, કે નહિ, આવો સંશય તને ( વિરૂદ્ધ વેદપદો સાંભળવાથી ) થયો છે; પણ તે વેદ પદોનો અર્થ તું નથી જાણતો; એમ તેને નામ અને ગોત્ર પૂર્વક બોલાવીને કહે છે.

૧૬૯૦-૧૬૯૧ ઉપરોક્ત અર્થને સ્પષ્ટ કરે છે.

૧૬૯૨-૧૬૯૬ સર્વ શૂન્ય છે, તે સંબંધમાં અનેક યુક્તિઓ કહે છે.

૧૬૯૭-૧૭૦૧ એ પ્રમાણે વ્યકતના હૃદયગત સંશયને યુક્તિપૂર્વક બતાવીને શ્રીમાન્ મહાવીર દેવ તેના સંશયનો છેદ કરવા કહે છે.

૧૭૦૨-૧૭૦૪ સ્વપ્નમાં તો પૂર્વ અદષ્ટાદિ નિમિત્તથી સદ્દેહ થાય છે તેથી સ્વપ્નના નિમિતો અને સ્વપ્ન એ બે વસ્તુની સિદ્ધિ કરતાં કહે છે.

૧૭૦૫-૧૭૦૯ સર્વ શૂન્યતા માનવામાં આવે, તો સ્વપ્ન-અસ્વપ્ન વિગેરે વ્યવહારનો અભાવ થાય તે બતાવે છે.

૧૭૧૦-૧૭૧૨ બીજા ઉદાહરણથી સમજાવે છે.

૧૭૧૩-૧૭૧૫ ઉપરોક્ત વાતનો વિશેષ પ્રકાર દ્રઢાવ કરે છે.

૧૭૧૬-૧૭૧૮ અપેક્ષાથી પદાર્થની સિદ્ધિ સ્વતઃ, અને ઉભયથી નથી. એમ જે તારૂં કથન છે, તેમાં અપેક્ષા રૂપ હેતુ વિપક્ષમાં રહેતો હોવાથી વિરૂદ્ધ છે. તે દેખાડે છે.

૧૭૧૯-૧૭૨૪ " અસ્તિત્વ અને ઘટની એકતા છે કે અનેકતા છે. " ઈત્યાદિ પૂર્વ પક્ષનો ઉત્તર આપે છે.

૧૭૨૫-૧૭૨૭ ઉત્પન્ન થયેલ ઉત્પન્ન નથી થતું, ઇત્યાદિ પૂર્વ પક્ષનો ઉત્તર આપે છે.

૧૭૨૮-૧૭૩૧ ઉત્પન્ન થયેલ ઉત્પન્ન નથી થતું, અને અનુત્પન્ન પણ ઉત્પન્ન નથી થતું એ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

૧૭૩૨-૧૭૩૮ સર્વ કાર્ય સામગ્રીમય જણાય છે પણ સર્વના અભાવે સામગ્રી ક્યાંથી હોઇ શકે ? એ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

૧૭૩૯-૧૭૪૭ ૧૬૯૬ મી ગાથામાં જે કહ્યું છે કે પાછળનો ભાગ નથી જણાતો અને સર્વનો આગળનો ભાગ અતિસૂક્ષ્મ હોવાથી નથી જણાતો માટે સર્વ શૂન્ય છે. ઇત્યાદિ, તે પૂર્વ પક્ષનો ઉત્તર જુદા જુદા ચાર દષ્ટાન્તોથી સમજાવે છે.

૧૭૪૮-૧૭૫૦ પૃથ્વી આદિ ભૂતોની સિદ્ધિ માટે ભગવાન મહાવીર દેવ વ્યક્તને ઉપદેશ કરે છે.

૧૭૫૧-૧૭૫૨ તેજ વાતને વિશેષ પ્રકારે સમજાવે છે.

૧૭૫૩-૧૭૫૬ પૃથ્વી અને વનસ્પતિ સજીવ છે, તેનું લિંગ કહે છે.

૧૭૫૭-૧૭૫૯ પાણી-અગ્નિ અને વાયુમાં ચૈતન્ય સિદ્ધ કરે છે.

૧૭૬૦-૧૭૬૫ પ્રકારાન્તરે પૃથ્વી આદિ એકેન્દ્રિયમાં જીવત્વ સિદ્ધ કરે છે.

૧૭૬૬-૧૭૬૮ વળી પણ તેનાં વિશેષ કારણો બતાવે છે.

૧૭૬૯ સંશય છેદાવાથી વ્યક્તસ્વામિએ પાંચસો શિષ્યો સહિત દીક્ષા અંગીકાર કરી.

**પાંચમા સુધર્મ ગણધર.**

૧૭૭૦-૧૭૭૨ નામ ગોત્રથી બોલાવે છે. અને તેના મનોગત સદૃશોત્પત્તિ વિષયક સંશય કહી બતાવી તે વેદ પદોના અર્થને નહિ જાણવાને લીધે એવો સંશય થયો છે એમ કહે છે અને તેનો સત્ય અર્થ હું કહું તે પ્રમાણે છે.

૧૭૭૩–૧૭૭૫ ઉપરોક્ત સંશયમાં જે યુક્તિઓ છે તે ભાષ્યકાર કરે છે.

૧૭૭૬–૧૭૮૨ જેવું કારણ તેવું કાર્ય થાય છે. એથીજ ભવાન્તરમાં જીવોની વિચિત્રતા થાય છે એમ ભાષ્યકાર જણાવે છે.

૧૭૮૩–૧૭૮૫ પુનઃ સુધર્મની શંકાનો ઉત્તર કહે છે. પ્રશ્નોત્તર રૂપે.

૧૭૮૬–૧૭૯૦ સ્વભાવનું સ્વરૂપ વિચારીને તેનાથી ભવાન્તરની સદશતાનો નિષેધ કરે છે.

૧૭૯૧–૧૭૯૫ સ્વભાવ એ નિષ્કારણતા નથી તેમજ વસ્તુનો ધર્મ હોય તો પણ સદશ ન હોય એમ બતાવે છે.

૧૭૯૬–૧૭૯૭ સર્વથા સરખાપણું નથી એમ જણાવે છે.

૧૭૯૮–૧૭૯૯ ઉપરોક હકીકત દ્દષ્ટાન્તથી સિદ્ધ કરે છે.

૧૮૦૦–૧૮૦૧ સદશપણું માનવાથી વેદના પદો પણ અપ્રમાણ થશે એમ જણાવે છે.

## છઠ્ઠા મંડિક ગણધર.

૧૮૦૨–૧૮૦૪ તેમનું આવવુ, તેમને નામ અને ગોત્ર વડે બોલાવે છે અને તેમનો બંધ–મોક્ષ સંબંધે મનોગત સંશયનો પ્રાદુર્ભાવ.

૧૮૦૫–૧૮૧૨ જે યુક્તિઓ વડે મંડિક બંધ–મોક્ષનો અભાવ માને છે તેનો ભગવન્ત ખુલાસો કરે છે.

૧૮૧૩–૧૮૧૬ ઉપરની યુક્તિઓનું ખંડન કરીને જે સત્ય છે તે કહે છે.

૧૮૧૭–૧૮૧૯ જે યોગ અનાદિ છે, તે અનન્ત છે, એ એકાન્ત સત્ય નથી એમ જણાવે છે.

૧૮૨૦–૧૮૨૨ જીવ કર્મનો સંબંધ અનાદિઅનન્ત અને અનાદિસાન્ત છે, એમ જણાવે છે.

૧૮૨૩–૧૮૩૦ ભવ્યાભવ્યતાના તફાવતનું કારણ કહે છે.

૧૮૩૧–૧૮૩૨ સર્વજ્ઞપણાની ખાતરી કરવા હરકોઇ પ્રશ્ન પુછવાને કહે છે.

૧૮૩૩–૧૮૩૬ જે ભવ્યો હોય અને મોક્ષે ન જાય, તેને અભવ્ય કેમ ન કહેવાય. એમ શંકા કરે છે.

૧૮૩૭–૧૮૩૯ મોક્ષ નિત્ય નથી એમ કહેવામાં આવે તો તેનો ખુલાસો પ્રશ્નોતરથી કરે છે.

૧૮૪૦–૧૮૪૨ કર્મ થકી વિમુકત આત્મા પણ નિર્જરીત સંયોગવાળો થવો જોઇએ, અને એથી તો તેને પુનઃ બંધ થશે. એવી શંકા કરે છે તેના ઉત્તરમાં " ના " પુનઃ તેને બંધ નથી થતો, ને વળી તે મોક્ષ નિત્ય છે, તેનું કારણ બતાવે છે.

૧૮૪૩–૧૮૪૪ વસ્તુતઃ સર્વ કંઇ વસ્તુ ઉત્પાદ્–વ્યય ને ધ્રૌવ્ય સ્વરૂપ છે એમ જણાવે છે.

૧૮૪૫–૧૮૪૯ આત્મા અક્રિય નથી, તે વાત કહે છે. પ્રશ્નોત્તર રૂપે.

૧૮૫૦–૧૮૫૫ મુકતાત્માઓ ગતિવાળા હોવાથી સિદ્ધ ક્ષેત્રની આગળ પણ કેમ નથી જતા ? એ શંકાનું સમાધાન અને તેને અંગે ધર્માસ્તિકાય ને લોકની સિદ્ધિ કરે છે.

૧૮૫૬–૧૮૫૮ મોક્ષ સ્થાનમાંથી સિદ્ધનું પુનઃ પતન નથી થતું તે કહે છે.

૧૮૫૯–૧૮૬૦ સિદ્ધાત્માઓની આદિ નથી અને અમૂર્ત હોવાથી પરિમિત ક્ષેત્રમાં સર્વ સમાય છે.

૧૮૬૧–૧૮૬૨
૧૮૬૩ } વેદ વાક્યાનુસારે બંધ મોક્ષની સિદ્ધિ કરે છે એટલે સાડા ચારસો શિષ્યો સહિત દીક્ષા લીધી.

## સાતમા મૌર્ય ગણધર.

૧૮૬૪–૧૮૬૬ ભગવંતે મૌર્યને નામ અને ગોત્ર પૂર્વક બોલાવ્યા અને દેવ સૃષ્ટી છે યા નથી એવો સંશય વિરુદ્ધ એવાં વેદ પદો સાંભળવાથી થયો છે પણ તું પદોનો સાચો અર્થ નથી જાણતો–એમ કહે છે.

૧૮૬૭–૧૮૬૯ એ વેદ પદોનો અર્થ ભાષ્યકાર વિસ્તારથી કહે છે.

૧૮૭૦-૧૮૭૧ અહીં સમવસરણમાં દેવોને જોયા પહેલાં પણ તે સંશય યોગ્ય નથી, એમ જણાવે છે.

૧૮૭૨-૧૮૭૫ ચંદ્રાદિ વિમાનો સંબંધી કેટલીક શંકાઓનું સમાધાન કરે છે.

૧૮૭૬-૧૮૮૧ તે છતાં જિન કલ્યાણકાદિ જે જે કારણે દેવો અહીં આવે છે તે કારણો જણાવવા અને બીજા કારણોથી દેવોની સિદ્ધિ જણાવવા માટે કહે છે.

૧૮૮૨-૧૮૮૩
૧૮૮૪ દેવોના અભાવે અગ્નિહોત્રાદિ ક્રિયા નિષ્ફળ થાય. એમ જણાવતા વેદથી દેવોની સિદ્ધિ બતાવે છે. એટલે પોતાનો સંશય છેદ થવાથી પોતાના સાડાત્રણસો શિષ્યો સહિત ભગવંત પાસે દીક્ષા લીધી.

## આઠમા અકંપિત ગણધર.

૧૮૮૫-૧૮૮૭ તેમને ભગવંત નામ અને ગોત્ર સહિત બોલાવી તેમના મનોગત નર્કસૃષ્ટિ વિષયક સંશયને વ્યક્ત કરે છે અને તે સંશય વેદપદોનો સત્ય અર્થ નહિ સમજવાથી થયેલ છે એમ જણાવે છે અને તેનો ખુલાસો કહેવાને શરૂ કરે છે.

૧૮૮૮-૧૮૯૧ એજ અર્થ વિસ્તારથી કહેવાને ભાષ્યકાર કહે છે.

૧૮૯૨-૧૮૯૫ ઈન્દ્રિય પ્રત્યક્ષ તે ખરૂં પ્રત્યક્ષ નથી, માત્ર તે ઉપચારથીજ પ્રત્યક્ષ છે, વસ્તુતઃ તે પરોક્ષજ છે એમ પ્રશ્નોત્તરપૂર્વક બતાવે છે.

૧૮૯૬-૧૯૦૦ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રત્યક્ષજ ન કહેવાય તે જણાવી નારકોની સિદ્ધિ કરે છે.

૧૯૦૧-૧૯૦૩
૧૯૦૪ પુનઃ અનુમાનથી નારકીની સિદ્ધિ કરે છે એટલે પોતાનો સંશય છેદ થવાથી પોતાના ત્રણસો શિષ્યો સહિત ભગવંત પાસે દીક્ષા લીધી.

## નવમા ગણધર અચલભ્રાતા.

૧૯૦૫-૧૯૦૭ તેમને નામ અને ગોત્ર સહિત બોલાવે છે અને તેમનો મનોગત પુન્ય-પાપ સંબંધી સંશયને વ્યક્ત કરે છે અને આ સંશય વિરૂધાર્થવાળાં વેદનાં પદો સાંભળવાથી થયોછે.

૧૯૦૮ ઉપરોક્ત સંશય સ્પષ્ટ કરવાને ભાષ્યકાર કહે છે.

૧૯૦૯-૧૯૧૧ એકલું પુન્ય, અથવા એકલું પાપ અથવા ઉભય મિશ્ર એકજ વસ્તુ માનવાવાળાના મતમાં જે રીત્યે સુખ દુઃખની પ્રાપ્તિ થાય છે તે કહે છે.

૧૯૧૨-૧૯૨૦ પુન્ય-પાપની સ્વતંત્રતા છે, અને જગતની વિચિત્રતા સ્વાભાવિક છે, એ ચોથા અને પાંચમા વિકલ્પનું સ્વરૂપ કહે છે.

૧૯૨૧-૧૯૨૦ પ્રકાન્તરે પુન્ય-પાપની સિદ્ધિ કરે છે. તેમાં અનુરૂપ કાર્ય કારણભાવ ને સર્વત્ર તુલ્યા-તુલ્યતા બતાવે છે.

૧૯૨૫-૧૯૨૭ અમૂર્ત સુખદુઃખના હેતુ, મૂર્ત એવું પુન્ય-પાપ કર્મ છે તે વાત ઉદાહરણથી કર્મ સિદ્ધિ ને તેની મૂર્તતા સિદ્ધ કરે છે.

૧૯૨૮-૧૯૩૩ સુખ-દુઃખનું અસમવાયિ ને દેહાદિકનું સમવાય કારણ કર્મ હોવાથી પુણ્ય પાપ-રૂપ સિદ્ધિ.

૧૯૩૪-૧૯૩૫ ત્રીજા અને ચોથા પક્ષમાં દૂષણ બતાવે છે.

૧૯૩૬-૧૯૩૯ એક સમયે શુભાશુભ રૂપ મિશ્ર યોગ ન હોય, તે વાત ઉદાહરણથી સમજાવે છે.

૧૯૪૦-૧૯૪૧ પુન્ય-પાપનું લક્ષણ અને તે ગ્રહણ કરવાની રીતી.

૧૯૪૨-૧૯૪૩ વર્ણાદિ શુભાશુભ ગુણવાળાં કર્મ હોઇ શકે ? તેનો ઉત્તર.

૧૯૪૪-૧૯૪૫ વિભાગ આહારના દૃષ્ટાન્તે સમજાવે છે.

૧૯૪૬-૧૯૪૭
૧૯૪૮ પુન્ય પાપનો સ્વભાવથી ભેદ બતાવી, વેદમાં કહેલ નીતિથી પુણ્ય-પાપની સિદ્ધિ કરે છે; એટલે તેમનો સંશય છેદ થવાથી પોતાના ત્રણસો શિષ્યો સહિત દીક્ષા લીધી.

## દશમા ગણધર મેતાર્ય.

૧૯૪૯–૧૯૫૧ } તેમને નામ અને ગોત્ર સહિત બોલાવે છે, અને દેવ અને નરકાદિ પરલોક સંબંધી
૧૯૫૨–૧૯૫૫ } તેનો મનો-ગત સંશય વ્યક્ત કરે છે અને વિરૂદ્ધ એવાં વેદ પદો સાંભળવાથી એવો સંશય ઉત્પન્ન થયો છે. એમ જણાવીને તેનો ખરો અર્થ જણાવવાને કહે છે.

૧૯૫૬–૧૯૫૮ ચૈતન્ય એ ભૂતનો ધર્મ નથી, તેમ આત્મા સર્વગત અને નિષ્ક્રિય નથી, તેમજ પરલોક પ્રમાણથી સિદ્ધ છે તે બતાવે છે.

૧૯૫૯–૧૯૬૧ મેતાર્યની પુનઃ શંકા અને તેનું સમાધાન.

૧૯૬૨–૧૯૬૫ ઉત્પત્તિમાન હેતુથી ઘટાદિ વસ્તુ નિત્ય કેવી રીતે કહેવાય ? તેનો યુક્તિપૂર્વક ખુલાસો કરતાં ઉત્પાદ વ્યય અને ધ્રુવપણાની વ્યાપકતા જણાવે છે.

૧૯૬૬–૧૯૭૦ ઉત્પાદાદિ ધર્મથી અને વેદ વાક્યથી પરલોકની સિદ્ધિ કરી ઉપસંહાર કરે છે,
૧૯૭૧ એટલે પોતાનો સંશય છેદ થવાથી પોતાના ત્રણસો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી.

## અગીઆરમા પ્રભાસ ગણધર.

૧૯૭૨–૧૯૭૪ } તેમને નામ અને ગોત્રથી બોલાવ્યા અને મોક્ષ સંબંધી તેના મનોગત સંશય વ્યક્ત
૧૯૭૫–૧૯૭૬ } કરે છે, અને વિરૂદ્ધ એવાં વેદ પદો સાંભળવાથી એવો સંશય ઉત્પન્ન થયો છે, એમ જણાવી તેનો ખરો અર્થ જણાવવાને કહે છે.

૧૯૭૭–૧૯૮૦ જીવ કર્મનો અનાદિ સંબંધ સંયોગ છતાં તેનો વિયોગ થાય એટલે કૃતકર્મ સંસારનો નાશ થાય પણ જીવનો નાશ ન થાય એમ બતાવે છે.

૧૯૮૧–૧૯૮૪ જીવ અને મોક્ષ વિનાશી નથી પણ અવિનાશી છે એ વાત કહે છે.

૧૯૮૫–૧૯૮૬ પ્રકારાન્તરે મુક્તાત્માનું નિત્યપણું તેમજ નિત્યાનિત્ય-પણું કહે છે.

૧૯૮૭–૧૯૯૧ **" किं दीवस्स व नासो निव्वाण "** એવો જે પહેલાં પૂર્વ પક્ષ કર્યો હતો તેનો ઉત્તર
૧૯૯૨–૨૦૦૨ આપે છે. પ્રશ્નોત્તરરૂપે શબ્દાદિ વિષયનો ઉપભોગ નહિ છતાં પણ મુક્તાત્મા સુખ રહિત નથી, તેમ અજ્ઞાની પણ નથી. તે બતાવે છે.

૨૦૦૨–૨૦૦૪ પુન્ય પાપના અભાવે મુક્તાત્માને સુખનો અભાવ હોય એમ પ્રભાસ કહે છે.

૨૦૦૫–૨૦૦૭ તેના જવાબમાં સંસારી સુખ તે દુઃખજ છે વાસ્તવિક સુખ તો મોક્ષમાંજ છે. એમ જણાવી મુક્તાત્માને અનંત સુખ સ્વાભાવિક છે એમ જણાવે છે.

૨૦૦૮–૨૦૧૦ જેઓએ અહંકાર તથા કામને જીતી લીધા છે અને જેઓ મન, વચન અને કાયાનો વિકાર કરીને રહિત છે અને જેઓને પરની આશાઓ શાન્ત પામી છે તેવા ભાવિત આત્માને અહીંયાજ મોક્ષ છે.

૨૦૧૧–૨૦૧૨: સાંસારિક સુખ દુઃખનો આધાર શરીર છે, પણ મોક્ષ સુખનો આધાર શરીર નથી એ વાત બતાવે છે.

૨૦૧૩–૨૦૧૪ મુક્તાત્માનું જ્ઞાન અનેઃસુખ અનિત્ય નથી પણ નિત્ય છે.

૨૦૧૫–૨૦૧૮ વેદોક્ત કથનથી મોક્ષની અને નિરૂપસુખની સિદ્ધિ કરે છે.

૨૦૧૯–૨૦૨૧ **" वावसंतं "** એ પદનો અર્થ કરતાં ઈષ્ટાનિષ્ટ વિષયોથી પ્રીત્યપ્રીતિનો અભાવ દેખાડે છે.

૨૦૨૨–૨૦૨૩ } મુક્તાવસ્થામાં સુખના સદ્ભાવની સિદ્ધિ કરી ઉપસંહાર કરે છે એટલે તેમનો સંશય
૨૦૨૪ } છેદ થવાથી પોતાના ત્રણસો શિષ્યો સહિત દીક્ષા લીધી.

## ગણધરવાદ-સમાપ્ત.

૨૦૨૫ ઉપરોક્ત ગણધરોની ઉત્પત્તિના કારણભૂત-ક્ષેત્ર-કાળાદિ અગીયાર દ્વારો 'જણાવવાને દ્વાર ગાથા કહે છે.

આ ગાથા પછી ૬૪૩–૬૫૩ સુધીની અગીઆર ગાથાઓની ભાષ્યકારે વ્યાખ્યા નથી કરી તે માત્ર મૂળ સાથે ગુજરાતી અર્થ માત્ર આપ્યો છે તેની વિગત.

૬૪૩–૬૪૫ ક્ષેત્રદ્વારનો અવત્રયાર્થ, એટલે દરેક ગણધરોના કયા કયા ક્ષેત્રમાં થયા તે બતાવે છે.

૬૪૬ કાળદ્વારનો અવત્રયાર્થ–કયા કયા ગણધરોના કયા કયા નક્ષત્રમાં જન્મ હતો તે બતાવે છે.

૬૪૭–૬૪૮ ગણધરોના માતા પિતાઓનાં નામ.

૬૪૯ ગોત્રદ્વાર–ગોત્રો જણાવે છે.

૬૫૦–૬૫૧ ગૃહસ્થ પર્યાય બતાવે છે.

૬૫૨–૬૫૯ છદ્મસ્થ પર્યાયદ્વાર ( આ બે ગાથાઓનો ગુજરાતી અર્થ લખવો રહી ગયો છે. )

૨૦૨૬ કાળદ્વાર પહેલાં કહીને પછી ક્ષેત્ર નિર્ગમદ્વાર કહીશું એમ જણાવે છે.

૨૦૨૭–૨૦૨૯ કાળનું દ્રવ્યાન્તરંગપણું તથા કાળ શબ્દની વ્યુત્પત્તિ કહે છે.

૨૦૩૦–૨૦૩૧ દ્રવ્યકાળાદિના ભેદો કહી, ભાવકાળ જણાવી, આ અધિકારમાં કયો કાળ લેવો તે કહે છે.

( ૨૦૩૧ મી ગાથા પછી નીચેની એક ગાથાની ભાષ્યકારે વ્યાખ્યા નથી કરી તે ગુજરાતી અર્થ સાથે આપી છે. )

૬૩૨ જીવ અને અજીવની.

૨૦૩૨–૨૦૩૪ દ્રવ્ય કાળ અને તેની ચાર પ્રકારની સ્થિતિ ભાષ્યકાર કહે છે.

૨૦૩૫–૨૦૩૬ અદ્ધાકાળનું સ્વરૂપ અને તેના ભેદો કહે છે.

૨૦૩૭–૨૦૩૮ યથાયુષ્કકાળનું સ્વરૂપ તથા તેના ભેદ કહે છે.

૨૦૩૯–૨૦૪૦ ઉપક્રમ કાળનું સ્વરૂપ અને તેના ભેદ કહે છે.

(આ ૨૦૪૦ મી ગાથા પછી નીચેની ૬૬૬ થી–૭૨૩ ગાથાઓની ભવિષ્યકારે વ્યાખ્યા નથી કરી.)

૬૬૬–૬૭૭ સમાચારીના ભેદો દશ પ્રકારે ઉપક્રમ કાળ સંબંધી સમાચારી.

૬૭૮–૬૮૧ વિનિત અને અવિનિતનું સ્વરૂપ.

૬૮૨–૬૮૭ "मिच्छामि दुक्कडं" એ પદના અક્ષરોનો સંક્ષેપથી અર્થ કહે છે.

૬૮૮–૬૯૦ ઇચ્છાકાર, મિચ્છાકાર, અને તથાકાર પરિચિત હોય તેને સદ્ગતિ દુર્લભ નથી એમ કહે છે.

૬૯૧–૬૯૬ અને ૧૨૦–૧૨૦ ભાષ્યની એમ નવ ગાથા વડે આવસ્યકી તથા નૈષેધિકી એ બે દ્વાર કહે છે.

૬૯૭–૭૨૩ આ પૃચ્છાદિ દ્વારો કહે છે.

૨૦૪૧–૨૦૪૩ યથાયુષ્ક ઉપક્રમકાળ અને ઉપક્રમના નિમિત્ત કહે છે.

૨૦૪૪–૨૦૪૫ સમાચારી ઉપક્રમ કાળનું અને યથાયુષ્ક ઉપક્રમ કાળનું સ્વરૂપ ભાષ્યકાર મહારાજ કહે છે.

૨૦૪૬–૨૦૪૯ બીજા કર્મોનો પણ ઉપક્રમની સિદ્ધિ.

૨૦૫૦–૨૦૫૧ કર્મનો ઉપક્રમ સહેતુક થાય છે, એમ સિદ્ધ કરે છે.

૨૦૫૨–૨૦૫૩ ઉપક્રમના અભાવે મોક્ષ પ્રાપ્તિનો અભાવ સિદ્ધ કરે છે.

૨૦૫૪–૨૦૫૫ સાધ્યાસાધ્ય રોગની જેમ કર્મ પણ સોપક્રમી અને નિરૂપક્રમી સિદ્ધિ કરે છે.

૨૦૫૬–૨૦૫૭ પ્રમાણુથી કર્મનું સોપક્રમપણું સિદ્ધિ કરે છે.

૨૦૫૮–૨૦૬૨ કર્મનું સોપક્રમપણું સિદ્ધ કરવામાં બીજી યુક્તિઓ બતાવે છે.

**લક્ષણદ્વાર સમાપ્ત.**

## નયદ્વાર.

(પૃથકત્વનો કાળ ને તે કરનાર આચાર્યની ઉત્પત્તિ.)

આર્યવૈરાચાર્ય (વજ્રસ્વામી) મહારાજની ઉત્પત્તિ અહિં નીચેની ગાથાઓ તેમની સ્તુતિ ગ્રંથકારે કરી છે. અને આ ગાથાઓની વ્યાખ્યા ભાષ્યકારે કરી અર્થ સાથે મૂળ આપી છે,

૭૬૪ ૭૭૬ શ્રી વજ્ર સ્વામીની સ્તુતિ.

| | |
|---|---|
| ૨૨૮૬–૨૨૮૭ | અપ્રથકત્વનો કાળ બતાવે છે. |
| ૨૨૮૮ | અનુયોગ પ્રથક કરવાનું કારણ. |
| ૨૨૮૯–૨૨૯૩ | ઉપરોકત ગાથાનો વિશેષાર્થ કહેવાને, નય વિભાગનો વિચ્છેદ કરવાનું કારણ બતાવે |
| ૨૨૯૪–૨૨૯૫ | ચરણ કરણાદિ કયા કયા અનુયોગ શ્રુત વિભાગમાં છે તે જણાવે છે. |
| ૨૨૯૬–૨૨૯૯ ૨૩૦૦ | નયનો ઉચ્છેદ કરવા છતાં સૂરિજીની નિન્હવતા ન હોવાનાં કારણ અને આ આવનારી ૨૩૦૧ મી ગાથાની પ્રસ્તાવના કહે છે. |
| ૨૩૦૧–૨૩૦૩ | સૂરિજીની નિન્હવતા ન હોવાનાં કારણો. |
| ૨૩૦૪–૨૩૦૫ | નિન્હવોની ઉત્પત્તિ, ઉત્પત્તિ સ્થાન, અને કાળ. |
| ૨૩૦૬–૨૩૦૬ | પહેલા બહુરત નિન્હવનું દર્શન કયાં, અને કેવી રીતે થયું તે બતાવે છે. |
| ૨૩૦૮–૨૩૧૨ | ક્રિયમાણને કૃત માનવામાં પૂર્વ પક્ષથી દોષો. |
| ૨૩૧૩–૨૩૧૪ | અસત્કાર્યમાં નિત્ય ક્રિયા દોષની અધિકતા છે એમ જમાલીના સર્વ પૂર્વ પક્ષ સ્થવિરો અનુક્રમે ઉત્તર આપે છે. |
| ૨૩૧૫–૨૩૧૭ | દીર્ઘ ક્રિયાકાલ નામના દોષનું ખંડન. |
| ૨૩૧૯–૨૩૨૦ | જમાલિના કથનો સ્થવિરો ઉત્તર આપે છે. દરેક સમયે ભિન્ન ભિન્ન કાર્યનો ઉત |
| ૨૩૨૧–૨૩૨૩ | જમાલિ પુનઃ પૂર્વ પક્ષ કરે છે. અને સ્થવિરો ઉત્તર આપે છે. |
| ૨૩૨૪–૨૩૩૨ | નય વિભાગ, ઢંકથી બીજાઓ વસ્ત્ર દાહ દૃષ્ટાન્તે બોધ. |
| ૨૩૩૩–૨૩૩૪ | બીજા નિન્હવ અન્ત્યવાદીની ઉત્પતિ. |
| ૨૩૩૫–૨૩૩૬ | ઉપરોકત અર્થને વિશેષ પ્રતિપાદન કરવાને જે રીતે તિષ્યગુપ્ત નિન્હવ થયો સ્પષ્ટ કરવાને કહે છે. |
| ૨૩૩૭–૨૩૪૦ | સર્વ જીવ પ્રદેશોમાં પૂર્ણતાની સમાનતા દેખાડે છે. |
| ૨૩૪૧–૨૩૪૪ | કંઇક ન્યૂનમાં ઉપચારનો સદ્‌ભાવ. |
| ૨૩૪૫–૨૩૪૭ | એવંભૂત નયે સંપૂર્ણ વસ્તુની માન્યતા. |
| ૨૩૪૮–૨૩૫૦ | આમ્રસાલ વનમાં મિત્ર શ્રી શ્રાવકથી પ્રતિબોધ. |
| ૨૩૫૧–૨૩૫૫ | એ પ્રમાણે પ્રતિબોધ પામીને ગુરૂ સાથે વિચરવા લાગ્યો. |
| ૨૩૫૬–૨૩૫૭ | ત્રીજા નિન્હવની ઉત્પત્તિ. |
| ૨૩૫૮–૨૩૬૨ | એજ અર્થ વિસ્તારથી હવે ભાષ્યકાર કહે છે. |
| ૨૩૬૩–૨૩૬૭ | જિન પ્રતિમાની માફક બાહ્ય આચારવાળા સાધુઓની વંદ્યતા. |
| ૨૩૬૮–૨૩૭૧ | શંકાથી આહાર ઉપાધિ આદિની પણ અગ્રાહ્યતા. |
| ૨૩૭૨–૨૩૮૨ | વેશ અને વ્યવહારનું બલવાનપણું. |
| ૨૩૮૩–૨૩૮૮ | રાજગૃહિના બલભદ્ર રાજાથી સમજણ. |
| ૨૩૮૯–૨૩૯૦ | ચોથા નિન્હવની ઉત્પત્તિ. |
| ૨૩૯૧–૨૩૯૩ | ઉપરોકત અર્થને ભાષ્યકાર વધારે સ્ફુટ કરે છે. |
| ૨૩૯૪–૨૩૯૬ | પૂર્વોક્ત સૂત્રની શંકાનું બીજા સૂત્રથી સમાધાન કહે છે. |
| ૨૩૯૭–૨૪૦૦ | ભિન્નાભિન્નેપણે સંતાનથી અઘટના. |

યશોવિજય ગ્રંથમાલા તરફથી છાપેલા વિશેષાવશ્યક મૂળમાં મોટા અક્ષરની નીચેની ગાથાઓ નિર્યુક્તિની કરીને મુકી છે, પણ ખરી રીતે તે ગાથાઓ હરિભદ્રસૂરિના અભિપ્રાય મુજબ તે નિર્યુક્તિની નથી તથા (આગમોદય સમિતિ) તરફથી છપાવેલ હમારી જે આવશ્યક મૂળ નિર્યુક્તિ તથા હરિભદ્રસૂરિજીની ટીકા સહિત છાપેલ છે તેમાં નિર્યુક્તિની જે ગાથાઓ છાપી છે તે મુજબ તે નિર્યુક્તિની નથી.

| મૂલમાં છાપેલી. | વિશેષાવશ્યક ટીકા. | આ. મૂલ ભાષ્ય. |
|---|---|---|
| ૧૩૯ | ૧૫૪૮ | |
| ૧૪૨ | ૧૬૦૬ | |
| ૧૪૩ | ૧૬૦૭ | |
| ૧૪૮ | ૧૬૪૬ | |
| ૧૪૯ | ૧૬૪૭ | |
| ૨૩૩ | ૨૨૯૪ | ૧૨૪ |
| ૨૪૧ | ૨૩૦૬ | ૧૨૫ |
| ૨૪૨ | ૨૩૦૭ | ૧૨૬ |
| ૨૪૩ | ૨૩૩૩ | ૧૨૭ |
| ૨૪૪ | ૨૩૩૪ | ૧૨૮ |
| ૨૪૫ | ૨૩૫૬ | ૧૨૯ |
| ૨૪૬ | ૨૩૫૭ | ૧૩૦ |
| ૨૪૭ | ૨૩૮૯ | ૧૩૧ |
| ૨૪૮ | ૨૩૯૦ | ૧૩૨ |
| ૨૪૯ | ૨૪૨૪ | ૧૩૩ |
| ૨૫૦ | ૨૪૨૫ | ૧૩૪ |
| ૨૫૨ | ૨૪૫૧ | ૧૩૫ |
| ૨૫૩ | ૨૪૫૨ | ૧૩૬ |
| ૨૫૪ | ૨૪૫૩ | ૧૩૭ |
| ૨૫૫ | ૨૪૫૪ | ૧૩૮ |
| ૨૫૬ | ૨૪૮૯ | ૧૨૯ |
| ૨૫૭ | ૨૪૯૦ | |
| ૨૫૮ | ૨૪૯૧ | |
| ૨૫૯ | ૨૪૯૨ | |
| ૨૬૦ | ૨૪૯૩ | |
| ૨૬૧ | ૨૪૯૪ | |
| ૨૬૨ | ૨૪૯૫ | |
| ૨૬૩ | ૨૫૦૪ | |
| ૨૬૪ | ૨૫૦૬ | ૧૪૦ |
| ૨૬૫ | ૨૫૦૯ | ૧૪૧ |
| ૨૬૬ | ૨૫૧૦ | ૧૪૨ |
| ૨૬૭ | ૨૫૧૭ | ૧૪૩ |

| | | |
|---|---|---|
| ૨૬૮ | ૨૫૧૯ | ૧૪૪ |
| ૨૬૯ | ૨૫૫૦ | ૧૪૫ |
| ૨૭૦ | ૨૫૫૧ | ૧૪૬ |
| ૨૭૧ | ૨૫૫૨ | ૧૪૮ |
| ૨૮૪ | ૨૬૭૪ | ૧૫૦ |
| ૨૯૭ | ૨૭૦૧ | |
| ૨૯૮ | ૨૭૦૨ | |
| ૨૯૯ | ૨૭૦૩ | |
| ૩૦૦ | ૨૭૦૪ | |
| ૩૮૫ | ૩૩૩૯ | ૧૭૨ |
| ૩૮૬ | ૩૩૪૦ | ૧૭૩ |
| ૩૮૭ | ૩૩૪૬ | |
| ૩૮૮ | ૩૪૪૭ | |
| ૩૮૯ | ૩૩૪૮ | |
| ૩૯૦ | ૩૩૪૯ | |
| ૩૯૧ | ૩૩૫૦ | |
| ૩૯૪ | ૩૩૯૬ | ૧૭૪ |
| ૩૯૫ | ૩૪૦૨ | ૧-૧ |
| ૩૯૬ | ૩૪૦૪ | |
| ૩૯૭ | ૩૪૦૫ | |
| ૩૯૮ | ૩૪૦૬ | |
| ૩૯૯ | ૩૪૦૭ | |
| ૪૦૦ | ૩૪૦૮ | |
| ૪૦૧ | ૩૪૦૯ | |
| ૪૦૨ | ૩૪૧૦ | |
| ૪૦૫ | ૩૫૦૨ | |
| ૫૮ | | |

અમારી (આગમોદય સમિતિ) તરફથી છપાયેલ આવશ્યકસૂત્રમાં નિર્યુક્તિની ગાથાઓ લખી છે, પણ છાપેલ વિશેષાવશ્યક ભાષ્યમાં સકારણ લીધેલ નથી તેની નોંધ.

| | | | |
|---|---|---|---|
| ૬ | ૧ | ૯૨૮ થી ૯૫૨ | ૨૫ |
| ૭૯ | ૧ | ૯૬૦ થી ૯૭૪ | ૧૫ |
| ૧૨૨ થી ૧૨૬ ( ૧૩૨૭–૧૩૩૩ | ૫ | ૯૭૭ થી ૯૯૨ | ૧૬ |
| ૧૪૬ થી ૬૦૦ | ૪૫૫ | ૯૯૫ થી ૯૯૯ | ૫ |
| ૬૪૩ થી ૬૫૯ ( ૨–૨૫ | ૧૭ | ૧૦૦૩ થી ૧૦૦૭ | ૫ |
| ૬૬૨ | ૧ | ૧૦૦૮ થી ૧૦૧૭ | ૧૦ |
| ૬૬૬ થી ૭૨૩ ( ૨૦૪૦ ) | ૫૮ | ૧૦૨૫ | ૧ |
| ૭૬૪ થી ૭૭૨ | ૯ | ૧૦૨૭ | ૧ |
| ૭૭૫—૭૭૬ | ૨ | ૧૦૨૯ થી ૧૦૩૫ | ૭ |
| ૭૯૫ | ૧ | ૧૦૩૭–૩૮ | ૨ |
| ૮૦૨ ( ૨૬૯૦ ) | ૧ | ૧૦૪૦ થી ૧૦૪૫ | ૬ |
| ૮૩૧ થી ૮૪૮ | ૧૮ | ૧૦૪૭ થી ૧૦૪૮ | ૨ |
| ૮૬૬ થી ૮૮૬ | ૨૧ | ૧૦૫૦ થી ૧૦૫૭ | ૮ |
| ૯૦૫ થી ૯૧૭ | ૧૩ | ૧૦૫૯ થી ૧૦૬૪ | ૬ |
| ૯૧૯ થી ૯૨૨ | ૪ | | |

૭૧૬+૩૫૦ ( લીધેલ ) = ૧૦૬૬

બૃહત્કલ્પ ભાષ્ય પીઠિકા અને વિશેષાવશ્યક ભાષ્યની કેટલીક ગાથાઓની સરખામણી.

| કલ્પપીઠિકા | વિશેષાવશ્યક ભાષ્ય I | | |
|---|---|---|---|
| | | ૭૫ f | cf ૪૯૭ બી ૪૯૮ |
| ૫ (એ) | cf ૨૪ d | ૭૭ | ... ૫૦૦ |
| ૨૪ (એ) y | cf ૭૮ | ૭૯ ay | cf ૫૦૩ |
| ૩૦ | cf ૭૯ | ૮૦ ay | cf ૫૦૮ B b |
| ૩૯ b | cf ૮૦ એ | ૮૧ | ... ૫૦૯ |
| ૨૫ | cf ૮૯ f | ૮૨ f | cf ૫૧૦ f |
| ૨૬એ | ... ૯૧ એ | ૩૧૨ by | cf ૧૩૬૭ Ba |
| ૨૬ બી ૨૭ | cf ૯૧ બી ૯૨ | ૧૮૮ | ... ૧૩૮૪ |
| ૪૦ | cf ૨૪૧ f | ૧૯૧ | cf ૧૩૮૬ |
| ૪૨ | ... ૪૫૩ | ૧૫૨ | ... ૧૩૮૭ |
| ૪૩ બી | ... ૪૫૬ a d | ૧૫૪ | ... ૧૩૯૨ |
| ૫૫ | cf ૪૬૪ એ | ૧૭૧ | ... ૧૪૦૯ |
| ૪૬ બી | cf ૪૬૯ એ | ૧૭૨ f | ... ૧૪૧૧ f |
| ૫૦, ૫૨ | cf ૪૬૯ | ૧૯૬ એ | cf ૧૪૧૭ એ |
| ૪૬ એ ૪૮ f | cf ૪૭૦ | ૧૯૫ d | cf ૧૪૧૭ d |
| ૫૪ બી | cf ૪૭૩ એ | ૧૯૫ એ | cf ૧૪૧૯ B |
| ૫૪ એ | cf ૪૭૪ f | ૧૯૭ b | cf ૧૪૨૦ d |
| ૬૦ એ | cf ૪૭૬ એ | ૧૯૮ a | cf ૧૪૨૧ B |
| ૬૧ f | cf ૪૭૮ f | ૨૦૨ | cf ૧૪૨૩ |
| ૬૯ બી | cf ૪૯૦ By | ૨૦૦ d | cf ૧૪૨૫ d |
| ૭૩ f | cf ૪૯૬, ૪૯૭ એ | ૩૩૫ | ... ૧૪૫૪ |
| | | ૩૩૬–૩૬૨ | ... ૧૪૫૫–૧૪૮૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વિ. ભા. I | ૭ | ... | કલ્પભાષ્ય | I | ૩૨૬ |
| | ૨૩૪ (a) | ... | | IV | ૧૪૦ એ |
| | ૪૩૪ (બી) | cf | આ. નિ૦ | VIII | ૧૬૬ એ |
| | ૪૩૫ | cf | ,, | VIII | ૧૬૬[૨] |
| | ૬૯૩ | ... | ,, | I | ૪૭[૧] |
| | ૭૦૬ | ... | ,, | I | ૫૫[૧] (?) |
| II | ૯૫૭–૯૬૦ | ... | ઉત્તરા૦ નિર્યુક્તિ | | ૨૯–૩૨ |
| | ૧૨૭૫ એ | cf | Avasyaka–Erzahengen p 204 | | |
| | ૧૩૧૦ | ... | આ૦ નિ૦ | II | ૪૧′ |
| III | ૪૯૭ | ... | ... | VIII | ૮૫′ |
| | ૫૩૮ | ... | ... | XX | ૬૧ |
| | ૫૮૬ | ... | વ્યવહાર ભાષ્ય | X | ૬૯૩ |
| IV | ૮૯ એ | cf | આ૦ નિ૦ | VIII | ૧૨૧[૧] |
| | ૯૧′ f | ... | ,, ,, | VIII | ૧૨૧[૫] f |
| | ૯૮ | ... | ,, ,, | VIII | ૧૨૬[૧] |
| | ૧૨૫ | ... | કલ્પભાષ્યપીઠિકા | | ૧૨૩ |
| | ૧૫૩ એ | cf | આ૦ નિ૦ | VIII | ૧૬૬′ a |
| V | ૬૫૬ | ... | ? | | |
| | ૬૬૪ f | ... | આ૦ નિ૦ | XII | ૧૨૦–૧૧૯ |
| | ૭૩૨ | ... | ઓઘ નિર્યુક્તિ | | ૧૦૯૦ |
| | ૭૩૭ | ... | દશાશ્રુત સ્કંધ નિર્યુક્તિ | | ૨૯૬ |

# પ્રસ્તાવના.



આ મહાન્ ગ્રંથ તે સામાયિક સૂત્ર ઉપર વિવરણનો ભાગ છે. સામાયિક વિગેરે ષડાવશ્યકસૂત્રને હાલ પ્રચલિતમાં પ્રતિક્રમણ સૂત્ર કહીયે છીએ. તેમાં છ આવશ્યક (સામાયિક-ચતુર્વિંશતિસ્તવ, ગુરુવંદન, પ્રતિક્રમણાં કાયોત્સર્ગ, પ્રત્યાખ્યાન ) છે. તે સૂત્ર અંગબાહ્ય છે; એટલે ત્રણ નિષદ્યાથી નિષ્પન્ન નથી. અને મૂલ સૂત્રો પૈકી એક છે. તે સૂત્ર ઉપર ભદ્રબાહુસ્વામીએ નિર્યુક્તિ પ્રાકૃત પદ્યમાં રચી છે. જિનદાસ મહત્તરાચાર્યે ષડાવશ્યક ઉપર ચૂર્ણી પ્રાકૃત ગદ્યમાં રચી છે. તથા એક આચાર્ય મહારાજે ભાષ્ય પ્રાકૃત પદ્યમાં રચ્યું છે; જે સ્વતન્ત્ર મલતું નથી, પણ તેમાંથી કેટલીક ગાથાઓ શ્રીમાન્ હરિભદ્રસૂરિએ પોતાની વૃત્તિમાં ટાંકી છે.

શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજે આ સૂત્ર તથા નિર્યુકિત ઉપર ટીકા રચી છે. આ સૂત્ર ઉપર હાલ હયાત સંસ્કૃત ટીકાઓ પૈકી તે પ્રથમ છે. અને તે પછી આ ઉપર ઘણું સાહિત્ય છે. મલયગિરિ મહારાજે કેટલાક ભાગ ઉપર ટીકા રચી છે. તેમ મલધારી હેમચન્દ્રાચાર્યે હારિભદ્રી વૃત્તિ ઉપર ટીપ્પનક લખેલ છે, વગેરે વિસ્તૃત સાહિત્ય છે (જે માટે જૈન ગ્રંથાવલીના પાના-૧૮ થી ૩૪ જુઓ.)

પ્રથમ આવશ્યક એટલે સામાયિક ઉપર જીનભદ્રગણિક્ષમાશ્રમણે ભાષ્ય પ્રાકૃત પદ્યમાં રચ્યું છે. ખરી રીતે તો તે સામાયિક પ્રથમ આવશ્યક ઉપર શ્રીમાન્ ભદ્રબાહુ સ્વામીએ રચેલ નિર્યુકિત પૈકી કેટલીક ગાથા ઉપર તે વિવરણ છે અને તે પહેલાં એક નામ અજ્ઞાત આચાર્યશ્રીએ ષડાવશ્યક ઉપર ભાષ્ય રચેલ હોવાથી તેનું નામ વિશેષ-આવશ્યક ભાષ્ય એમ રાખેલ છે. તે ઉપર પોતે ટીકા રચી છે. પણ તે ઉપલબ્ધ નથી. તે ઉપર બીજી ટીકા કોટયાચાર્યે લખી છે તેની તાડપત્ર ઉપર સંવત ૧૧૩૬ માં લખાયેલી નકલ ભંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટમાં છે. તે ટીકા છપાઇ નથી. અને આ વિશેષાવશ્યક ભાષ્ય ઉપર ત્રીજી ટીકા શ્રીમાન્ મલધારી હેમચન્દ્રચાર્યે શિષ્યહિતા નામની રચી છે. અને તે શ્રી યશોવિજય જૈન ગ્રંથમાલામાંથી બનારસમાં છપાયેલ છે. તે ટીકા ઉપરથી આ અનુવાદ કરાવી મૂલ સાથે તે અનુવાદ છાપવામાં આવેલ છે.

આ ગ્રંથ ઘણો ગહન છે, તેથી તેનો અનુવાદ ઘણા વિદ્વાન માણસ સિવાય બરોબર થઇ શકે તેમ નથી, અને તેથી આ અનુવાદમાં ત્રુટિઓ આવવાનો સંભવ છે. વિદ્વાન વર્ગ આ ગ્રંથને સાદ્યંત વાંચી સુધારોવધારો મોકલવા કૃપા કરશે એવી ખાસ વિજ્ઞપ્તિ છે. વિષયાનુ-ક્રમણિકા વિગતવાર આપેલ છે તે ઉપરથી વિષય સંબંધિ વિગતવાર ખુલાસો અત્રે કરેલ નથી.

નિર્યુક્તિની મૂલ પ્રતોમાં ગાથાઓ હાલ માલુમ પડે છે તે પૈકી મૂલ ભદ્રબાહુ સ્વામીએ રચેલ કેટલી અને કઇ કઇ તે ઘણો અગત્યનો વિચાર છે. કારણકે હાલના મૂલવાળી નિર્યુક્તિની પ્રતોમાં મૂલ ભાષ્યકાર તથા વિશેષ્યાવશ્યક ભાષ્યકાર વગેરેની ગાથાઓ આવે છે. હરિભદ્રસુરિ મહારાજે કેટલી ગાથાઓ નિર્યુકિતની ગણે છે તે, ઘણે અંશે આગમોદય સમિતિમાં છપાવેલ પુસ્તકમાં બતાવેલ છે. પણ આ સંબંધમાં હજી વધારે ગવેષણા કરવાની જરૂર રહે છે. એક મુનિરાજે ષડાવશ્યક ચુર્ણિકાર કેટલીક ગાથાઓ નિર્યુકિતની માને છે તેની ગણત્રા કાઢી છે, કમનસીબે મલધારી હેમચન્દ્રાચાર્યે નિર્યુકિતકાર અને મૂલ ભાષ્યકાર વચ્ચેનો ભેદ લક્ષ્યમા લીધો નથી. જીનભદ્રગણિક્ષમાશ્રમણજીએ વિશેષાવશ્યક ભાષ્યમાં સામાયિક આવશ્યક ઉપરની નિર્યુકિતની ગાથાઓ પૈકી કેટલી લીધી છે તે બાબત નિર્ણય કરવાની જરૂર છે. આ સંબંધમાં સ્વોપજ્ઞ ટીકા ઘણો

પ્રકાશ પાડી શકત, પણ તે એલભ્ય છે, તેથી આ સંબંધમાં કોટ્યાચાર્ય તથા મલધારી હેમચન્દ્રાચાર્ય મહારાજ વિશેષાવશ્યક ભાષ્ય પૈકીની કઇ કઇ અને કેટલી ગાથાઓ નિર્યુક્તિની ગણે છે તેનો નિર્ણય કરવો યોગ્ય છે. વિશેષાવશ્યક મૂલની ખરેખર કેટલી ગાથાઓ છે તે પણ વિચારવા યોગ્ય વિષય છે. પણ આ બધો વિષય પ્રાકૃત અને સંસ્કૃત ગ્રંથોના પ્રખર વિદ્વાનો માટે ખાસ વિચારસ્પદ છે. તેમને જર્મની દેશ માફાઇબર્ગ યુનીવરસીટીના સંસ્કૃત પ્રોફેસર ડોકટર લાઇમેને કરેલ વિચારો મદદ રૂપ થઈ પડશે, સુપર રોયલ ચાર પાનાનો ફરમો એવા સો પાનાનો અધુરો ગ્રંથ તેમને આ સાહિત્ય સંબંધી છપાવેલ છે પણ તેમને કામ પડતું મુકેલ છે. આ સરખામણીના કંપેરેટીવ ટેબલો તેમને કર્યા છે, આ સંબંધમાં દિગમ્બર ગ્રંથ મૂલાચાર પણ જોવા જેવો છે. આ સંબંધમાં મારો પ્રાકૃતનો બોધ નહિ હોવાથી સ્વતન્ત્ર નિર્ણય ઉપર આવવું મુશ્કેલ છે. તેથી વિદ્વાનોને આ મહત્વના વિષય ઉપર પરિશ્રમ કરવા ખાસ વિજ્ઞપ્તિ છે.

જિનભદ્રગણિક્ષમાશ્રમણ તથા મલધારી હેમચન્દ્રાચાર્ય શ્વેતાંબર જૈન સાહિત્યમાં સુપ્રસિદ્ધ મહાન્ તત્વવેત્તા આચાર્ય ભગવાન છે. હેમચંદ્રાચાર્યે ઘણા પુસ્તકો લખ્યા છે. આ ટીકા સંવત ૧૧૭૫ માં જયસિંહ રાજાના રાજ્યમાં રચેલ છે.

હરિભદ્રસૂરિ મહારાજ વિશેષાવશ્યક ભાષ્યની ઘણી ગાથાઓ ટીકામાં સાક્ષી ઉતારે છે. અને તેથી તેનું વિવરણ મૂળ ભાષ્યની ગાથાઓ પેઠે કરતા નથી.

જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો ૬ ઠ્ઠી સદીમાં ચોક્કસ કાળ નિર્ણય કરવાને પુરતા સાધન નથી.

આ ગ્રંથનો વિષય અક્ષરશઃ સમજવા માટે ખાસ મનન પૂર્વક સ્થિર ચિત્તે બને ત્યાં સુધિ સામાયિકમાં વાંચવા વિચારવા વિનંતિ છે.

આ અનુવાદ શા. ચુનીલાલ વર્ધમાને લખેલ છે. એક મુનિરાજે તથા અમદાવાદના રહીશ શા. મગનલાલ ઉમેદરામે મુખ્યતાયે સુધારેલ છે.

ઓકટોબર ૧૯૨૬ | જીવણચંદ સાકરચંદ ઝવેરી.
મુંબાઇ. | આગમોદય સમિતિના સેક્રેટરી.

॥ ॐ अर्हं ॥

॥ श्रीपरमात्मने नमः ॥

શ્રીમજ્જિનભદ્રગણિક્ષમાશ્રમણવિરચિત—

# વિશેષાવશ્યકભાષ્ય

તથા

## મલધારિ શ્રી હેમચંદ્રસૂરિકૃત શિષ્યહિતા નામની વૃત્તિના અનુસારે ગુજરાતી અનુવાદ

## ભાગ બીજો.

## ગણધરવાદ.

તે જીવ પ્રત્યક્ષાદિ કોઇપણ પ્રમાણથી સિદ્ધ નથી, એમ જણાવવાને શ્રીગૌતમ ગણધરના વિચારો શ્રી મહાવીર મહારાજ કહે છે કે—

जीवे तुह संदेहो पच्चक्खं जं न घिप्पइ घडो व ।
अच्चंतापच्चक्खं च नत्थि लोए खपुप्फं व ॥ १५४९ ॥
न य सोऽणुमाणगम्मो जम्हा पच्चक्खपुव्वयं तंपि ।
पुव्वोवलद्धसंबंधसरणओ लिंग–लिंगीणं ॥ १५५० ॥
न य जीवलिंगसंबंधदरिसणमभू जओ पुणो सरओ ।
तल्लिंगदरिसणाओ जीवे संपच्चओ होज्जा ॥ १५५१ ॥
नागमगम्मोऽवि तओ भिज्जइ जं नागमोऽणुमाणओ ।
न य कस्सइ पच्चक्खो जीवो जस्सागमो वयणं ॥ १५५२ ॥
जं चागमा विरुद्धा परोप्परमओऽवि संसओ जुत्तो ।
सव्वप्पमाणविसयाईओ जीवोत्ति ते बुद्धी ॥ १५५३ ॥

હે ગૌતમ! તને જીવ સંબંધી સંદેહ છે, કારણ કે તે ઘટની પેઠે પ્રત્યક્ષ જણાતો નથી, જે લોકમાં અત્યન્ત અપ્રત્યક્ષ છે, તે આકાશપુષ્પની પેઠે વિદ્યમાન પણ નથી. વળી તે આત્મા અનુમાનગમ્ય પણ નથી, કેમકે સર્વે અનુમાનો પ્રત્યક્ષથી પૂર્વે ઉપલબ્ધ લિંગ અને લિંગીના સંબંધના સ્મરણથી થાય છે. અને જીવની સાથે કોઇપણ તેવા લિંગના સંબંધનું દર્શન પૂર્વે થયું નથી; કે જેથી પુનઃ તેનું લિંગ જોવાથી અને તે સંબંધના સ્મરણથી જીવમાં સંપ્રત્યય-પ્રતીતિ થાય. તથા આગમગમ્ય પણ આત્મા નથી, કારણ કે આગમ અનુમાનપ્રમાણથી ભિન્ન નથી, વળી કોઇને જીવ પ્રત્યક્ષ જણાયો નથી, કે જેથી તેનું વચન આગમરૂપ મનાય. અને જે આગમો છે, તે પરસ્પર વિરુદ્ધ

છે, તેથી પણ આત્મામાં સંશય યુક્ત છે, માટે આત્મા સર્વપ્રમાણના વિષય રહિત છે, એમ તારૂં માનવું છે. ૧૫૪૯ થી ૧૫૫૩.

હે આયુષ્યમાન્ ઇન્દ્રભૂતિ ગૌતમ ! તને જીવને સાધનાર આગમ પ્રમાણનો સદ્ભાવ અને પ્રત્યક્ષાદિનો અભાવ એમ બન્ને પ્રકારના હેતુથી આત્મા સંબંધી આવો સંદેહ છે, કે “આત્મા છે, કે નથી ?” હવે તેમાં નાસ્તિપણાના હેતુઓ કહે છે-પ્રત્યક્ષપણાથી અત્યન્ત ન જણાતો હોવાથી આત્મા નથી, લોકમાં જે અત્યન્ત અપ્રત્યક્ષ છે, તે આકાશપુષ્પની પેઠે નથીજ; અને જે પદાર્થ વિદ્યમાન હોય છે, તે ઘટ-પટ આદિની પેઠે પ્રત્યક્ષ જણાય છે, જો કે અણુઓ અપ્રત્યક્ષ છે, પરન્તુ ઘટાદિ કાર્યપણે પરિણામ પામેલા તે પ્રત્યક્ષપણાને પામે છે, તેથી તે અણુઓ છે એમ મનાય છે, તેવી રીતે આત્મા કદિપણ પ્રત્યક્ષ થતો નથી, માટે આત્માનો અત્યન્ત અભાવ છે.

વળી આત્મા અનુમાન પ્રમાણથી પણ ગમ્ય નથી, કારણ કે અનુમાન પ્રત્યક્ષ પૂર્વક પ્રવર્તે છે. જેવડે અતીન્દ્રિય અર્થ જણાય તે લિંગ, અથવા તિરોહિત ( અદૃશ્ય ) અર્થને જે જણાવે તે લિંગ, ધૂમ-કૃતકત્વ વિગેરે લિંગ જાણવાં, અને એ લિંગ જેને જણાવનાર હોય તે અગ્નિ-અનિત્યત્વ આદિ લિંગી જાણવા. એ લિંગ અને લિંગીનો પ્રથમ પાકશાળા આદિમાં અન્વય-વ્યતિરેકથી વ્યાપ્તિભાવ પ્રત્યક્ષથી જાણીને પછી કોઇ વખત અટવી અથવા પર્વતની નજીકમાં આકાશ પર્યન્ત ગએલી ધૂમ્ર લેખા જોઇને પૂર્વે ગ્રહણ કરેલ સંબંધનું સ્મરણ થાય, જેમકે-જ્યાં જ્યાં ધૂમ્ર હોય ત્યાં ત્યાં અગ્નિ હોય, એમ મેં પૂર્વે પાકશાળાદિમાં જોએલ છે, તેમ અહીં પણ ધૂમ્ર જણાય છે, માટે અહીં અગ્નિ હોવો જોઇએ. આ પ્રમાણે લિંગ ગ્રહણ અને સંબંધનું સ્મરણ એ ઉભયથી પ્રમાતા અગ્નિરૂપ લિંગિને જાણે છે. એ પ્રમાણે અહીં આત્મારૂપ લિંગીની સાથે કોઇપણ તેવા લિંગનો પ્રત્યક્ષથી સંબંધ સિદ્ધ છે નહિં, કે જેથી તે સંબંધનું સ્મરણ કરવાથી અને તેનું લિંગ જોવાથી આત્મા સંબંધી પ્રત્યય ( પ્રતીતિ ) થાય; જો આત્મા અને તેના લિંગનો પ્રત્યક્ષથી સંબંધ સિદ્ધ થાય તો આત્મા પણ પ્રત્યક્ષથી સિદ્ધ થાયજ, અને તેથી અનુમાન કરવું નિરર્થક થાય, કેમકે પ્રત્યક્ષથીજ આત્માની સિદ્ધ થઈ જાય. દેવદત્તની પેઠે સૂર્યને દેશાન્તરની પ્રાપ્તિ થાય છે, તેથી તે ગતિમાન છે. આવા સામાન્યદૃષ્ટ એવા નામના અનુમાનથી સૂર્ય આદિની ગતિની પેઠે જીવની સિદ્ધિ થશે. એમ પણ ન કહેવું. કારણ કે દૃષ્ટાન્તના ધર્મી દેવદત્તમાં સામાન્યથી ગતિપૂર્વક દેશાન્તર પ્રાપ્તિ પ્રત્યક્ષપણે નક્કી કરીને સૂર્યમાં પણ પ્રમાતા ગતિ સિદ્ધ કરે છે, તેથી તે યોગ્ય છે, પરન્તુ અહીં જીવની વિદ્યમાનતાની બાબતમાં કોઇ પણ દૃષ્ટાન્તમાં જીવની વિદ્યમાનતા વિના નહિ રહેનારો કોઇ પણ હેતુ પ્રત્યક્ષથી જણાતો નથી, એટલે સામાન્યદૃષ્ટ અનુમાનથી પણ જીવની સિદ્ધિ થતી નથી.

વળી આગમથી પણ આત્મા સિદ્ધ થઈ શકતો નથી, કેમકે આગમ પણ અનુમાનથી જુદું નથી, પરમાર્થથી તો તે અનુમાન રૂપજ છે, કારણ કે શબ્દપ્રમાણનેજ આગમ કહેવાય છે, અને એ શબ્દ બે પ્રકારના છે, દૃષ્ટ અર્થ વિષયવાલો અને અદૃષ્ટ અર્થ વિષયવાલો, તેમાં શબ્દથી દૃષ્ટ અર્થ વિષયની જે પ્રતીતિ થાય, તે વસ્તુતઃ અનુમાનથીજ થાય છે, જેમકે કોઇ વખત પ્રથમ પહોળા પેટારો-ઊંચા કાંઠા-ગોળ આવા આદિ આકારવાળા ઘટ પદાર્થમાં “ ઘટ ” શબ્દનો પ્રયોગ થતો જોઇને પછી કોઇ વખત “ ઘટ લાવ ” એવો શબ્દ સાંભળીને પહોળા પેટ આદિ આકારવાળો પદાર્થ ઘટ કહેવાય છે, એવો

પદાર્થમાંજ ઘટ શબ્દનો પ્રયોગ થાય છે, પૂર્વે કુંભારની દુકાન આદિકમાં આવા પદાર્થમાં એજ શબ્દનો પ્રયોગ થયો હતો, અને અત્યારે પણ એજ ઘટ શબ્દ સંભળાય છે, માટે પહોળા પેટ આદિ આકારવાળો પદાર્થ મારે લાવવો જોઇએ. આ પ્રમાણે અનુમાન કરીને પ્રમાતા ઘટ લાવે છે, એટલે દૃષ્ટાર્થ સંબંધી શબ્દ પ્રમાણ વસ્તુત: અનુમાનથી જુદું નથી. એ પ્રમાણે અહીં શરીર વિના અન્યત્ર આત્મા શબ્દનો પ્રયોગ થતો જણાતો નથી, કે જ્યાં "આત્મા" એવો શબ્દ સાંભળીને "આત્મા" છે એવો પ્રત્યય થાય, વળી સ્વર્ગ-નરકાદિ અદૃષ્ટ અર્થ વિષય શાબ્દ જ્ઞાન પણ અનુમાનથી જુદું નથી, જેમકે અવિસંવાદી વચન આપ્તે કહેલ હોવાથી ચંદ્ર-સૂર્યનાઉપરાગ આદિ વચનોની (એટલે ગ્રહણાદિની) પેઠે સ્વર્ગ-નરકાદિ અદૃષ્ટ અર્થ વિષયક વચન પ્રમાણ છે, આ પ્રમાણે જે જ્ઞાન થાય એ પણ અનુમાનથી ભિન્ન નથી. અહીં અમે એવા પ્રકારના કોઇ આપ્ત પુરૂષને જોતા નથી, કે જેને આત્મા પ્રત્યક્ષ થયો હોય અને તેથી તેનું વચન આગમરૂપ માની લઇએ.

વળી જુદા જુદા દર્શનવાળાના આગમો પરસ્પર વિરોધી છે, એટલે આગમથી પણ આત્મા સંબંધી સંશયજ રહે છે, પણ નિશ્ચય નથી થતો, નાસ્તિકો આત્માનો અભાવજ પ્રતિપાદન કરે છે, તેઓ કહે છે કે-'હે ભદ્રે! જેટલી આ ઇન્દ્રિય ગોચર છે, તેટલીજ દુનિઆ છે, તે સિવાય પુન્ય-પાપ-પરલોક આદિ કંઈ નથી, કેમકે (પોતાની બ્હેનને ફસાવવા તેણે વરૂનાં પગલાં બનાવી સવારે પંડિતો અહિં વરૂ આવ્યો હશે એમ કહેવા લાગ્યા ત્યારે તેણે કહ્યું કે) પ્રચ્છન્નપણે આપણે હાથે કરેલાં આ પગલાંઓ કે જેને પંડિતો વરૂનાં પગલાં કહે છે, તે તું જો. નાસ્તિકો આ પ્રમાણે કહીને આત્માનો અભાવ પ્રતિપાદન કરે છે. અને ભટ્ટ પણ એવુંજ કહે છે કે "विज्ञानघन एवैतेभ्यो भूतेभ्य: समुत्थाय तान्येवानु विनश्यति, न प्रेत्य संज्ञास्ति" એટલે વિજ્ઞાનઘન-આત્મા એ પંચભૂતોથી ઉત્પન્ન થઇને તે ભૂતોનો નાશ થએથી તે આત્માનો પણ નાશ થાય છે, તેથી મરણ પામ્યા પછી પરલોક નથી. તથા બૌદ્ધો કહે છે કે "न रूपं भिक्षव:! पुद्गल:" હે ભિક્ષુઓ પુદ્ગલ (જીવ) ને રૂપ નથી. ઇત્યાદિ આગમવચનો આત્માનો અભાવ પ્રતિપાદન કરનારા છે; અને વળી કેટલાક આગમોમાં આત્માનું અસ્તિત્વ પણ સંભળાય છે. વેદમાં કહ્યું છે કે "नहि वै सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति, अशरीरं वा वसंतं प्रियाप्रिये न स्पृशत: સશરીરીને પ્રિય-અપ્રિય-એટલે સુખ દુઃખનો વિયોગ નથી. અને અશરીરીને પ્રિયાપ્રિય-સુખદુઃખ સ્પર્શતા નથી." તથા "अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः" સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્ર (યજ્ઞ) કરવો. વળી કપિલમુનિના આગમમાં "अस्ति पुरूषोऽकर्ता निर्गुणो भोक्ता चिद्रूपः" ઇત્યાદિ આગમવચનો આત્માનું અસ્તિત્વ પ્રતિપાદન કરે છે. આ રીતે આગમો પરસ્પર વિરૂદ્ધ મત બતાવનારા હોવાથી આગમપ્રમાણથી પણ આત્માની વિદ્યમાનતા સિદ્ધ થતી નથી.

આ ત્રણ પ્રત્યક્ષ-અનુમાન-અને આગમપ્રમાણ વૈશેષિક દર્શનની અપેક્ષાએ કહ્યાં છે, એ સિવાય ઉપમાનપ્રમાણથી પણ આત્મા સિદ્ધ નથી થતો. કારણ કે "જેવી ગાય, તેવું ગવય (રોઝ)" ઇત્યાદિ દૂર રહેલા પદાર્થમાં સાદૃશ્યપણાની બુદ્ધિને ઉપમાનપ્રમાણ ઉત્પન્ન કરે છે, અહીં ત્રિભુવનમાં પણ આત્મા સમાન અન્ય પદાર્થ નથી, કે જે પદાર્થને જોવાથી તેના સમાન આત્મા છે એવી પ્રતીતિ થાય. કાળ-આકાશ-દિશા વિગેરે આત્માની સમાન છે, એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કારણ કે એ પદાર્થોની માન્યતાજ વિવાદ ગ્રસ્ત છે, એટલે તે તેના જેવાં છે, એમ કેમ કહી શકાય? વળી એવો કોઇ પદાર્થ જોએલો કે સાંભળેલો નથી, કે જે આત્મા વિના ઘટી ન શકે, જેથી આત્માની

સિદ્ધિ થાય, માટે આત્મા સર્વપ્રમાણના વિષયથી બાહિર છે, એમ તારી માન્યતા છે, કારણ કે પદાર્થનું અસ્તિત્વ સિદ્ધ કરનાર એવા પાંચે પ્રમાણના વિષય રહિત આત્મા હોવાથી પદાર્થનો અભાવ સિદ્ધ કરનાર છઠ્ઠા અભાવ નામના પ્રમાણનો એ વિષય છે. એટલે કે આત્મા નથી. ૧૫૪૯ થી ૧૫૫૩.

ઉપરોક્ત પ્રથમ ગણધરની આત્મા સંબંધી શંકાનું સમાધાન ભગવાન્ મહાવીરના મુખે શ્રીમાન્ આચાર્યશ્રી કરે છે.

गोयम ! पच्चक्खु च्चिय जीवो जं संसयाइविन्नाणं ।
पच्चक्खं च न सज्झं जह सुह–दुक्खं सदेहम्मि ॥ १५५४ ॥
कयवं करेमि काहं चाहमहं पच्चया इमाओ य ।
अप्पा सप्पच्चक्खो तिकालकज्जावएसाओ ॥ १५५५ ॥
किह पडिवण्णमहंति य किमत्थि नत्थित्ति संसओ किह णु ? ।
सइ संसयम्मि वायं कस्साहं पच्चओ जुत्तो ? ॥ १५५६ ॥
जइ नत्थि संसइ च्चिय किमत्थि नत्थित्ति संसओ तस्स ? ।
संसइए व सरूवे गोयम ! किमसंसयं होज्जा ? ॥ १५५७ ॥

ગૌતમ ! આત્મા તને પણ પ્રત્યક્ષ છે, કેમકે તે સિવાય તને આ સંશયાદિ વિજ્ઞાન થાય નહિ. માટે જેમ પોતાના શરીરમાં અનુભવસિદ્ધ સુખ-દુઃખો અન્ય પ્રમાણથી સધાતા નથી. તેમ પ્રત્યક્ષ સિદ્ધ આત્મા પણ (અન્યપ્રમાણથી) સિદ્ધ કરાતો નથી. અથવા " મેં કર્યું. હું કરૂં છું-હું કરીશ. ઇત્યાદિ ત્રિકાળવિષયી કાર્યના ઉપદેશવડે એમાંનાં હું " પ્રત્યયથી તે આત્મા પ્રત્યક્ષ છે. " હું છું " એમ કેવી રીતે માન્યું ? એમ કહેવામાં આવે તો, " હું છું ? કે નથી ? " એવો સંશય કેવીરીતે થાય ? અને એવો સંશય થાય, તો આ " હું છું " એવો પ્રત્યય કોને થાય ? અને જો સંશયીજ ન હોય, તો " હું છું કે નહિ ? " એવો સંશય કોને થાય ? માટે ગૌતમ ! સ્વરૂપમાં સંશય હોય, તો બીજું સંશય રહિત શું હોય ? ૧૫૫૪ થી ૧૫૫૭.

હે ગૌતમ ! આત્મા તને પણ પ્રત્યક્ષ છે, તો પછી અન્યપ્રમાણ કહેવાથી શું ? કારણકે તારા હૃદયમાં જે આ સ્વસંવેદન સિદ્ધ સંશયાદિ વિજ્ઞાન સ્ફુરે છે, તેજ આત્મા છે, સંશયાદિ જ્ઞાન આત્મા સિવાય હોઈ શકે નહિ, માટે આત્મા પ્રત્યક્ષ છે; અને જે પ્રત્યક્ષ હોય, તે અન્ય પ્રમાણથી સિદ્ધ કરાતું નથી. જેમ પોતાના શરીરમાં સુખ-દુઃખ વિગેરે સ્વાનુભવગમ્ય છે, તેમ તે પણ સમજવું. પ્રત્યક્ષ સિદ્ધ છતાં પણ શૂન્યવાદી આગલ તે સધાય છે, એમ કહેતો હોય, તો તે અયોગ્ય છે, કેમકે સર્વપ્રત્યયો પ્રત્યય હોવાથી સ્વપ્નના પ્રત્યયની પેઠે આલંબન રહિત છે. ઇત્યાદી શૂન્યવાદીએ કહેલ બાધક પ્રમાણનું ત્યાં નિરાકરણ કરેલું છે. પણ અહીં પ્રત્યક્ષ આત્મગ્રાહકમાં કોઇ બાધક પ્રમાણ નથી માટે આત્મા પ્રત્યક્ષ છે. ૧૫૫૪.

અથવા મેં કર્યું-હું કરૂં છું-હું કરીશ. મેં કહ્યું, હું કહું છું, હું કહીશ. મેં જાણ્યું, હું જાણું છું, હું જાણીશ. ઇત્યાદિ પ્રકારે ત્રિકાળ વિષયી કાર્ય વ્યપદેશ કરતાં, તેમાં જે " अहं-હું " પ્રત્યય થાય છે, એ પ્રત્યયથી આત્મા પ્રત્યક્ષ છે, આ અહં પ્રત્યય લિંગ રહિત હોવાથી અનુમાનથી નથી થતો, તેમ આગમાદિ પ્રમાણથી પણ નથી થતો, કેમકે પ્રમાણ નહિ જાણનારા બાળ-ગોપાળ આદિને પણ અન્તઃકરણમાં સ્વસંવેદ

अहं પ્રત્યયની પ્રતીતિ થાય છે, અને ઘટ-પટાદિમાં એવી પ્રતીતિ નથી થતી. માટે આત્મા પ્રત્યક્ષ છે. ૧૫૫૫.

જીવનો અભાવ હોય તો "હું" એમ તમે કેવી રીતે માનો છો? કેમ કે વિષયનો અભાવ છતે વિષયીનો અભાવ હોય છે, શરીરમાંજ એ "હું" પ્રત્યયનો વિષય છે, એમ કહેતો હોય, તો તે અયોગ્ય છે, કારણકે એમ હોય, તો જીવ રહિત શરીરમાં પણ "હું" એવો પ્રત્યય થવો જોઇએ. વળી જીવ સંબંધી अहं-હું એવો પ્રત્યય થએ "હું છું કે નથી" એવો સંશય તને કેવી રીતે થાય? કેમકે "હું" એવા પ્રત્યયથી ગ્રાહ્ય આત્માના સદ્ભાવથી "હું છું." એવો નિશ્ચય થવો જોઇએ. અથવા આ આત્માના અસ્તિત્વ સંબંધી સંશયમાં 'હું' એવો પ્રત્યય કોને થાય? કેમકે આત્માના અભાવે તેવો પ્રત્યયજ ન થાય. ૧૫૫૬.

વળી જો સંશયી એવો પ્રથમ આત્માજ ન હોય તો "હું છું કે નથી?" એવો સંશય કોને થાય? કેમકે સંશય એ વિજ્ઞાન નામનો ગુણજ છે. અને ગુણો સિવાય ગુણી હોઇ જ શકે નહિ. શરીર ત્યાં ગુણી છે. એમ કહેવામાં આવે. તો તે સર્વથા અયોગ્ય છે, કારણ કે શરીર મૂર્ત અને જડ છે, જ્ઞાન અમૂર્ત અને બોધસ્વરૂપ છે. આથી કરીને અનનુરૂપ ( નહી સરખા ) પદાર્થોનો ગુણ-ગુણીભાવ સંભવે નહિ અને સંભવે તો આકાશ અને રૂપ આદિ પદાર્થોનો પણ ગુણ-ગુણીભાવ માનવો પડે. વળી જેને આત્મસ્વરૂપમાં સંશય હોય, તેને કર્મના બંધ-મોક્ષ-ઘટ પટ આદિ બીજી વસ્તુઓ પણ સંશય રહિત કયાંથી હોય? નજ હોય. અર્થાત્ તેને સર્વ વસ્તુમાં સંશયજ હોય કેમકે આત્માના અસ્તિત્વનો નિશ્ચય હોય, તોજ શેષ વસ્તુનો નિશ્ચય થાય. વળી "હું" એવા પ્રત્યયથી પ્રત્યક્ષ જણાતા આત્માને ગોપવનારને "શબ્દ અશ્રાવણ છે." ઇત્યાદિ વચનની પેઠે પ્રત્યક્ષ વિરૂદ્ધ નામનો પક્ષાભાસ દોષ પ્રાપ્ત થાયછે. તથા "શબ્દ નિત્ય છે." ઇત્યાદિ વચનની પેઠે તેમનું કથન અનુમાનવિરૂદ્ધ પણ છે. "હું સંશયી છું" એમ પ્રથમ માનીને પછી "હું નથી." એમ કહેનારને "કર્ત્તા અનિત્ય છે, આત્મા અચેતન છે" ઇત્યાદિ સાંખ્ય દર્શનના વચનની પેઠે અભ્યુપગમવિરોધ નામનો દોષ પ્રાપ્ત થાય છે. બાળ-ગોપાળ-સ્ત્રી આદિને પ્રસિદ્ધ એવા આત્માના અપલાપ કરનારનું વચન "શશી-ચંદ્ર નથી" ઇત્યાદિ વચનની પેઠે લોકવિરૂદ્ધ છે. 'હું છું, કે નથી?" એમ બોલનારનું વચન "મારી માતા વન્ધ્યા છે," ઇત્યાદિ વચનની પેઠે સ્વવચન વ્યાઘાતવાળું છે. આ રીતે પ્રત્યક્ષાદિ બાધિત પક્ષમાં પક્ષધર્મ પણે ત્હારો હેતુ હોવાથી તે અસિદ્ધ છે. હિમવાન્‌ના પલનું પરિમાણ-અને પિશાચ આદિમાં પાંચમાંથી એકે પ્રમાણ પ્રવર્તતું નથી, તેથી પાંચ પ્રમાણના વિષય રહિત અસત્ હોય એવો ત્હારો હેતુ અનેકાન્તિક પણ છે. અને અનુમાન પ્રમાણથી આત્મા સિદ્ધ થાય છે, તેથી ત્હારો હેતુ વિપક્ષમાં રહે છે, માટે તે હેતુ વિરૂદ્ધ પણ છે. ૧૫૫૭.

બીજી રીતે આત્માને પ્રત્યક્ષ સિદ્ધ કરે છે.

गुणपच्चक्खत्तणओ गुणीवि जीवो घडोव्व पच्चक्खो ।
घडओऽवि घेप्पइ गुणी गुणमेत्तग्गहणओ जम्हा ॥ १५५८ ॥
अन्नोऽणन्नो व गुणी होज्ज गुणेहिं, जइ नाम सोऽणन्नो ।

ननु गुणमेत्तग्गहणे घेप्पइ जीवो गुणी सक्खं ॥ १५५९ ॥
अह अन्नो तो एवं गुणिणो न घडादओऽवि पच्चक्खा ।
गुणमेत्तग्गहणाओ जीवम्मि कओ वियारोऽयं ? ॥ १५६० ॥

ગુણપ્રત્યક્ષથી ગુણી આત્મા પણ ઘટની પેઠે પ્રત્યક્ષ છે; કેમકે રૂપાદિ ગુણ માત્ર ગ્રહણ થવાથી ગુણી ઘટ પણ ગ્રહણ થાય છે, ગુણોથી ગુણી ભિન્ન છે કે અભિન્ન છે? જો ગુણોથી ગુણી અભિન્ન છે, તો ગુણમાત્રના ગ્રહણથી ગુણી-જીવ પણ સાક્ષાત્ ગ્રહણ થાયજ; અને જો ગુણોથી ગુણી ભિન્ન હોય, તો ગુણમાત્ર ગ્રહણ કરવાથી ઘટાદિ ગુણી પણ પ્રત્યક્ષ ન થવા જોઇએ, તો પછી જીવને વિષે તેના અભાવનો વિચાર શાથી થાય છે? ૧૫૫૮ થી ૧૫૬૦.

સ્મૃતિ-જિજ્ઞાસા-ચિકીર્ષા-જિગમિષા સંશય વિગેરે જ્ઞાન વિશેષ આત્માના ગુણો છે ને તે સ્વસંવેદ્ય પ્રત્યક્ષ સિદ્ધ હોવાથી તે ગુણો વાળો આત્મા પણ પ્રત્યક્ષ છે. જેના ગુણો પ્રત્યક્ષ હોય, તે ગુણી પણ પ્રત્યક્ષ હોય છે, જેમ રૂપાદિ ગુણ પ્રત્યક્ષ હોવાથી તેનો ગુણવાન્ ઘટ પ્રત્યક્ષ છે, તેવી રીતે અહીં પણ ઉપરોક્ત જ્ઞાનાદિ ગુણો પ્રત્યક્ષ હોવાથી તે ગુણવાન્ આત્મા પણ પ્રત્યક્ષ છે.

ગુણ પ્રત્યક્ષ થવાથી ગુણી પણ પ્રત્યક્ષ થાય છે, એ હેતુ અનેકાન્તિક છે, કેમકે આકાશનો ગુણ શબ્દ પ્રત્યક્ષ થાય છે, પણ તે ગુણવાન્ આકાશ પ્રત્યક્ષ નથી થતું. આ પ્રમાણે શંકા ન કરવી, કેમકે શબ્દ એ આકાશનો ગુણ નથી, પણ રૂપ આદિની પેઠે ઇન્દ્રિય ગ્રાહ્ય હોવાથી પુદ્‌ગલોનો ગુણ છે, એટલે તે ગુણ પ્રત્યક્ષ થવાથી આકાશ કયાંથી પ્રત્યક્ષ થાય? નજ થાય.

ગુણ પ્રત્યક્ષ થવાથી ગુણીને શું? એમ કહેતો હોય, તો પૂછીએ છીએ કે ગુણોથી ગુણીને તું ભિન્ન માને છે? કે અભિન્ન માને છે?, જો અભિન્ન માનતો હોય, તો જ્ઞાનાદિ ગુણ ને ગ્રહણ કરવા માત્રથીજ તે ગુણવાન્ આત્મા પ્રત્યક્ષથી ગ્રહણ કરાય, એમ સિદ્ધ થયું. કેમકે જે જેનાથી અભિન્ન હોય, તેનું તેને ગ્રહણ કરવાથી ગ્રહણ થાય છે, જેમ વસ્ત્રમાં રહેલો રંગ વસ્ત્રથી અભિન્ન હોવાથી, વસ્ત્ર ગ્રહણ કરવાથી તે રંગ પણ ગ્રહણ કરાય છે, તેમ અહીં પણ જ્ઞાનાદિ ગુણોથી અભિન્ન તે ગુણવાન્ આત્માછે, તેથી તેના ગુણો ગ્રહણ થવાથી તે ગુણવાન્ આત્મા પણ પ્રત્યક્ષપણે ગ્રહણ થાય છે, અને જો ગુણોથી ગુણી ભિન્ન છે, એમ માનતો હોય, તો ઘટ આદિ ગુણી, તેના રૂપાદિ ગુણોનું પ્રત્યક્ષ થવાથી જે ગ્રહણ થાય છે તે ગ્રહણ ન થવું જોઇએ. કેમકે જે જેનાથી ભિન્ન હોય, તે તેનું ગ્રહણ થવાથી ગ્રહીત ન થાય, જેમ ઘટ ગ્રહણ થવાથી તેથી ભિન્ન એવા પટનું ગ્રહણ નથી થતું, તેમ અહીં પણ ગુણીથી ભિન્ન એવા ગુણોનું ગ્રહણ થવાથી ગુણી ગ્રહણ થવો ન જોઇએ. આ પ્રમાણે ઘટાદિમાં પણ અગ્રહણતાનો દોષ સમાન છતાં, કેવળ આત્માના અભાવનોજ વિચાર શાથી થાય છે? કદિ એમ કહેવામાં આવે કે દ્રવ્ય વિના ગુણો હોતા નથી, તેથી રૂપાદિ ગુણો પ્રત્યક્ષ થએ, ઘટાદિ દ્રવ્ય પ્રત્યક્ષ થાય છે તો આત્મામાં પણ એજ પ્રમાણે છે. ૧૫૫૮-૯-૬૦.

વળી ગુણી અને ગુણો ભિન્ન માનવાથી ગુણના પ્રત્યક્ષથી ગુણી પ્રત્યક્ષ થાઓ અથવા ન થાઓ, એ વિવાદ મૂકી દઇએ, તો પણ જ્ઞાનાદિ ગુણોથી ભિન્ન એવો ગુણી આત્મા છે, એમ માનવા છતાં પણ આત્મા સિદ્ધ થાય તે જણાવવા કહે છે.

अह मन्नसि अत्थि गुणी न उ देहत्थंतरं तओ किंतु ।
देहे नाणाइगुणा सो चिय तेसिं गुणी जुत्तो ॥ १५६१ ॥
नाणादओ न देहस्स मुत्तिमत्ताइओ घडस्सेव ।
तम्हा नाणाइगुणा जस्स स देहाहिओ जीवो ॥ १५६२ ॥
इय तुह देसेणायं पच्चक्खो सव्वहा महं जीवो ।
अविहयनाणत्तणओ तुह विण्णाणं व पडिवज्ज ॥ १५६३ ॥
एवं चिय परदेहेऽणुमाणओ गेण्ह जीवमत्थित्ति ।
अणुवित्ति–निवित्तीओ विन्नाणमयं सरूवे व्व ॥ १५६४ ॥

તું એમ માનીશ કે ગુણી છે, પણ તે ગુણી શરીર શિવાય બીજો નથી, શરીરમાંજ જ્ઞાનાદિ ગુણો છે, તેથી તે જ્ઞાનાદિ ગુણવાન્ ગુણી શરીર છે, એમ કહેવું તે અયોગ્ય છે. ( આ માન્યતા ઠીક નથી, કેમકે ) ઘટની પેઠે શરીર મૂર્તિમાન્ હોવાથી તેના જ્ઞાનાદિ ગુણો નથી, માટે જ્ઞાનાદિ ગુણો જેના છે, તે શરીરથી અતિરિક્ત-ભિન્ન આત્મા છે. એ પ્રમાણે તને આત્મા દેશથી પ્રત્યક્ષ છે, અને મને અપ્રતિહત જ્ઞાનથી તારા સંશય જ્ઞાનની પેઠે સર્વથી તે આત્મા પ્રત્યક્ષ છે, માટે આત્મા છે, એમ અંગીકાર કર. ૧૫૬૧-૧૫૬૨-૧૫૬૩.

હે ગૌતમ ! તું એમ કહીશ, કે જ્ઞાનાદિગુણોવાળો ગુણી છે, એ સંબંધમાં મારે વિવાદ નથી, પરન્તુ શરીરથી ભિન્ન હોય એવો ગુણી કોઈ આત્મા પદાર્થ નથી, કે જેમાં એ જ્ઞાનાદિ ગુણો હોય, મારૂં તો એમ માનવું છે કે જેમ રૂપાદિ ગુણવાળો ગુણી ઘટ છે, તેમ જ્ઞાનાદિ ગુણવાળો ગુણી પણ દેહજ છે. કારણ કે જ્ઞાનાદિ ગુણો, ગૌરતા-કૃશતા-સ્થૂલતા આદિની પેઠે શરીરમાંજ જણાય છે, માટે તે જ્ઞાનાદિ તે શરીરનાજ ગુણો છે.

તારી એ માન્યતા અયોગ્ય છે, કેમકે ઘટની પેઠે શરીર મૂર્તિમાન્ અને ચક્ષુગ્રાહ્ય હોવાથી અમૂર્ત્ત એવા જ્ઞાનાદિ ગુણો તે શરીર સંબંધી નથી હોતા. અને દ્રવ્ય વિના ગુણો નથી રહેતા, તેથી જે જ્ઞાનાદિ ગુણોના જેવો અમૂર્ત અને અચાક્ષુષ છે, તેજ શરીરથી અતિરિક્ત એવો ગુણી-આત્મા જાણવો.

જ્ઞાનાદિ ગુણો શરીરના નથી, એ કથન પ્રત્યક્ષ વિરૂદ્ધ જણાય છે, કેમકે એ ગુણો શરીરમાંજ પ્રત્યક્ષ જણાય છે. તે કહેવું પણ અયુક્ત છે. આવું વચન અનુમાનથી બાધિત છે. કારણ કે ઇન્દ્રિયોથી અતિરિક્ત જ્ઞાતા-જાણનાર, ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ ઇન્દ્રિયોવડે જાણેલા પદાર્થનું સ્મરણ કરે છે. "જે જેનો ઉપરમ થતાં પણ તેથી જાણેલ અર્થનું સ્મરણ કરે છે, તે તેનાથી ભિન્ન હોય છે, જેમ પાંચ બારીઓથી જાણેલ અર્થનું બારીઓ બંધ કર્યા છતાં પણ તેનાથી ભિન્ન એવો દેવદત્ત સ્મરણ કરે છે, તેમ અહીં પણ જાણવું. આ સંબંધી વધુ વિસ્તાર આગળ વાયુભૂતિના પ્રશ્નમાં કરીશું એટલે અહીં વધુ નથી કહેતા.

એ રીતે સ્વશરીરમાં તને પણ દેશથી આત્મા પ્રત્યક્ષ છે, છદ્મસ્થને સર્વ વસ્તુ દેશથીજ જણાય છે. સર્વ પદાર્થ સ્વ અને પરપર્યાયથી અનન્ત પર્યાયવાળા છે. અને છદ્મસ્થ પ્રત્યક્ષપણે સાક્ષાત્ તે વસ્તુના અમુક ભાગનેજ જાણી શકે છે. વળી પ્રત્યક્ષથી

વાય છે. સર્વથા પ્રકારે તો કેવળીનેજ સર્વ વસ્તુ પ્રત્યક્ષ છે. એટલે મને અપ્રતિહત જ્ઞાન હોવાથી આત્મા સર્વથા પ્રકારે પ્રત્યક્ષ છે, જેમ તારૂં સંશયજ્ઞાન અતીન્દ્રિય છતાં પણુ મને પ્રત્યક્ષ જણાય છે, તેમ આત્મા પણુ જણાય છે. માટે આત્મા છે, એમ અંગીકાર કર.

એ પ્રમાણે જેમ સ્વશરીરમાં આત્મા છે, તેમ પરશરીરમાં પણુ આત્મા છે, એમ અનુનાનથી માન, જેમ પોતાનું શરીર આત્માવાળું હોવાથી તેની ઇષ્ટાનિષ્ટમાં પ્રવૃત્તિ નિવૃત્તિ દેખાય છે, તેમ પરશરીરની અંદર પણુ ઇષ્ટાનિષ્ટમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ દેખાય છે, માટે તે આત્માવાળું છે. જે આત્મા વિનાનું છે, તેને ઘટની પેઠે ઇષ્ટા-નિષ્ટમાં પ્રવૃત્તિ નિવૃત્તિ નથી. આ અનુમાનથી પરશરીરમાં પણુ આત્મા છે, એમ માન. ૧૫૬૧ થી ૧૫૬૪

અનુમાનપ્રમાણુથી પણુ આત્માની સિદ્ધિ થઈ શકે છે એમ જણાવે છે.

जं च न लिंगेहिं समं मन्नसि लिंगी जओ पुरा गहिओ ।
संगं ससेण व समं ण लिंगओ तोऽणुमेओ सो ॥ १५६५ ॥
सोऽणेगंतो जम्हा लिंगेहिं समं न दिट्ठपुव्वोऽवि ।
गहलिंगदरिसणाओ गहोऽणुमेओ सरीरम्मि ॥ १५६६ ॥
देहस्सऽत्थि विहाया पइनिययागारओ घडस्सेव ।
अक्खाणं च करणओ दंडाईणं कुलालो व्व ॥ १५६७ ॥
अत्थिदिय-विसयाणं आयाणादेयभावओऽवस्सं ।
कम्मार इवादाया लोए संडास-लोहाणं ॥ १५६८ ॥
भोत्ता देहाईणं भोज्जत्तणओ नरो व्व भत्तस्स ।
संघायाइत्तणओ अत्थि य अत्थी घरस्सेव ॥ १५६९ ॥

તું એમ માને છે કે લિંગ સાથે લિંગી પૂર્વે કોઇએ ગ્રહણુ નથી કરેલ, તેથી સસલાના શીંગડાની પેઠે લિંગથી તે આત્મા અનુમેય નથી. ( તારૂં એ કથન અયોગ્ય છે, કેમકે ) તે હેતુ અનેકાન્તિક દોષવાળો છે. કારણુ કે લિંગ સાથે પૂર્વે નહિ જોયેલ એવી પણુ પિશાચગૃહીતતા તેના લિંગો જોવાથી, શરીરમાં કોઈ પિશાચાદિ છે, એમ અનુમાનથી જ્ઞાત થાય છે. વળી શરીર ઘટની પેઠે પ્રતિનિયત આકારવાળું હોવાથી, તેનો કર્તા કોઈ છે, તથા ઇન્દ્રિયો દંડાદિની પેઠે કરણુભૂત હોવાથી કુંભારની પેઠે તેનો કોઈ અધિષ્ઠાતા છે, વળી લોકમાં સાંડસા અને લોખંડની પેઠે ઇન્દ્રિય અને વિષયોનો આદાન-આદેયભાવ હોવાથી, લુહારની પેઠે ત્યાં કોઈ આદાતા ( ગ્રહણુ કરનાર ) હોવો જોઇએ. તથા શરીરાદિક આહારાદિની પેઠે ભોગ્ય હોવાથી મનુષ્યની પેઠે તેનો કોઈ ભોક્તા હોવો જોઇએ. અને ઘરની પેઠે શરીર સંઘાતાદિરૂપ હોવાથી તેનો કોઈ સ્વામી પણુ હોવો જોઇએ. ૧૫૬૫ થી ૧૫૬૯.

હે ગૌતમ ! તું એમ માને છે કે લિંગથી લિંગી-આત્મા અનુમેય નથી. કેમકે સસલાના શીંગડાની પેઠે કોઇએ પણુ પૂર્વે કોઈપણુ લિંગથી લિંગી આત્માને જાણેલ નથી. એટલે લિંગ-લિંગીનો પૂર્વ સંબંધ ગ્રહણુ ન થવાથી લિંગવડે આત્મા અનુમેય નથી. તારી આ માન્યતામાં હેતુ અનેકાન્તિક છે, કેમકે ભૂત વળગેલાના લિંગની સાથે લિંગી ભૂતાદિ પૂર્વે નહિ જોવા છતાં પણુ અકારણુ હાસ્ય-ગાયન-રૂદન-હાથ-પગ-ભ્રુકુટી આદિના વિકારરૂપ લિંગ દર્શનથી શરીરમાં ભૂતઆદિ છે, એમ અનુમાન કરાય છે. ને તે બાળકોને પણુ પ્રતીત છે.

વળી શરીર આદિમાન્ અને પ્રતિનિયત આકારવાળું હોવાથી, ઘટની પેઠે તેનો કોઈ કર્તા છે, જેનો કોઇ કર્તા નથી, તે આકાશની પેઠે આદિમાન્ અને પ્રતિનિયત આકારવાળું હોતું નથી. અહીં શરીરનો જે કર્તા છે, તે આત્મા છે. 'પ્રતિનિયત આકાર મેરૂ આદિનો છે, પણ તેનો કોઈ કર્તા નથી. માટે ઉપરોક્ત હેતુ અનેકાન્તિક છે, એમ ન કહેવું, કારણ કે તે સાથે આદિમાન્ વિશેષણ પણ જોડવું. એટલે એ દોષ નહિ આવે. તથા જેમ ચક્ર-ચીવર-માટી-સૂત્ર-દંડ વિગેરે કરણોનો અધિષ્ઠાતા-સ્વામી કુંભાર છે, તેમ ઇન્દ્રિયો પણ કરણભૂત હોવાથી તેનો કોઈ સ્વામી છે, ને જે સ્વામિથી રહિત છે, તે આકાશની પેઠે કરણ નથી, અહીં કરણભૂત ઇન્દ્રિયોનો જે સ્વામી છે, તે આત્મા છે. તથા જેમ લોકમાં સાણસો અને લોખંડનો ગ્રહણ કરનાર લુહાર છે, તેમ જ્યાં જ્યાં આદાન-આદેયભાવ છે, ત્યાં ત્યાં તેનો ગ્રહણ કરનાર અવશ્ય હોવો જોઇએ. અહીં ઇન્દ્રિય અને વિષયોનો આદાનઆદેય ભાવ છે, તેથી તેનો આદાતા-ગ્રહણ કરનાર કોઇપણ છે, અને તે જે છે, તે આત્મા છે. આથી વિપરીત જ્યાં આદાતા-ગ્રહણ કરનાર નથી, ત્યાં આકાશની પેઠે આદાનઆદેય-ભાવ પણ નથી. વળી ભોજન-વસ્ત્ર વિગેરે ભોગ્ય હોવાથી તેનો ભોક્તા પુરૂષ છે, તેમ શરીર પણ ભોગ્ય હોવાથી તેનો કોઈ ભોક્તા છે. જેનો કોઈ ભોક્તા નથી, તે ગધેડાના શીંગડાની પેઠે ભોગ્ય પણ નથી. અહીં શરીરાદિ ભોગ્ય છે, માટે તેનો ભોક્તા આત્મા છે. તથા શરીર વિગેરે સંઘાતરૂપ-મૂર્તિમાન-ઇન્દ્રિયવાળું અને ચક્ષુગ્રાહ્ય હોવાથી, જેમ સંઘાતરૂપાદિવાળા ઘર વિગેરેનો સ્વામી છે, તેમ તેવા શરીરનો પણ સ્વામી છે. જે સ્વામિ વિનાનું છે, તે આકાશપુષ્પની પેઠે સંઘાતાદિ સ્વરૂપ પણ હોતું નથી, શરીર વિગેરે સંઘાતાદિ સ્વરૂપ છે, માટે તેનો સ્વામી પણ છે. અને તે આત્મા છે. ૧૫૬૫ થી ૧૫૬૯.

"શરીરનો કોઇ કર્તા છે." ઇત્યાદિ કથનથી શરીરાદિના કર્તા વિગેરે સિદ્ધ થાય છે, પણ પ્રસ્તુત આત્માની સિદ્ધ નથી થતી, એમ તું કહેતો હોય, તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે,

जो कत्ताइ स जीवो सज्झविरुद्धोत्ति ते मई होज्जा ।
मुत्ताइपसंगाओ तं न संसारिणो दोसो ॥ १५७० ॥

જે કર્તા વિગેરે છે, તે જીવ છે, મૂર્તત્વાદિના પ્રસંગથી આ અનુમાનો સાધ્ય વિરૂદ્ધનાં સાધક થશે, એમ તારી બુદ્ધિ થાય, તો તેમાં-સંસારી જીવને સાધવામાં એ મૂર્તત્વાદિ દોષ નથી આવતા. ૧૫૭૦.

હમણાં ઉપર શરીર-ઇન્દ્રિય વિગેરેનો કર્તા-અધિષ્ઠાતા-આદાતા-ભોક્તા અને અર્થી પણે કહેલ છે, તે સર્વ જીવ છે, તે શિવાય અન્ય ઈશ્વર વિગેરે તેનો કર્તા વિગેરે માનવામાં આવે તો તે યુક્તિ રહિત છે, 'એ હેતુઓ જે સ્વરૂપ વાળો અમૂર્ત આત્મા સાધ્ય કરવો છે તેની વિરૂદ્ધતા સાધનારા હોવાથી વિરૂદ્ધ હેતુઓ છે; કેમકે ઘટાદિ પદાર્થના કર્તા કુંભારાદિ મૂર્તિમાન-સંઘાત રૂપ-અને અનિત્યતાદિ સ્વભાવવાળા છે, એટલે જીવ પણ એવોજ સિદ્ધ થશે, આથી સાધ્ય વિરૂદ્ધ સાધનાર આ હેતુઓ છે. એમ તારી માન્યતા હોય તો તે અયોગ્ય છે, કેમકે સંસારી જીવને સિદ્ધ કરતાં આ દોષ નહિ આવે, કેમકે તે આત્મા આઠ કર્મપુદ્ગળના સમૂહ યુક્ત અને સશરીરી હોવાથી કંથચિત્ મૂર્તતાદિ ધર્મવાન્ છેજ. ૧૫૭૦.

બીજા અનુમાનથી આત્માની સિદ્ધિ કરે છે.

अत्थि च्चिय ते जीवो संसयओ सोम्म ! थाणुपुरिसो व ।

जं संदिद्धं गोयम ! तं तत्थऽन्नत्थ वऽत्थि धुवं ॥१५७१ ॥
एवं नाम विसाणं खरस्स पत्तं न तं खरे चेव ।
अन्नत्थ तदत्थि च्चिय एवं विवरीयगाहेऽवि ॥ १५७२ ॥

હે સૌમ્ય ! ગૌતમ ! સ્થાણુ અને પુરૂષના સંશયની પેઠે તને સંશય હોવાથી આત્મા છે. કેમકે જે સંબંધી સંશય હોય, તે ત્યાં અથવા અન્યત્ર અવશ્ય હોય છે, તું કહીશ કે ' જો એમ હોય, તો ગધેડાનાં શીંગડાં પણ હોવાં જોઇએ ? ના એમ નહિં, પરંતુ ગધેડામાં શીંગડાં ન હોય, પણ અન્યત્ર તો તે હોયજ. એજ પ્રમાણે વિપરીત-ગ્રહણમાં પણ સમજવું. ૧૫૭૧ થી ૧૫૭૨.

હે ગૌતમ ! તને જીવ સંબંધી સંશય થયો છે, માટે અવશ્ય જીવ છે. કેમકે જે જે સંબંધી સંશય થાય, તે તે વસ્તુ અવશ્ય હોય છેજ. જેમ સ્થાણુ અને પુરૂષમાં ઊંચાઇ-પહોળાઇ વિગેરે જે સમાનધર્મો છે તેનું પ્રત્યક્ષ થવાથી, અને ગતિ-મસ્તક ખજવાળવું-પક્ષીના માળા-લતાનું ચડવું વિગેરે પુરૂષ તથા સ્થાણુ બન્નેના જુદા જુદા ધર્મો પ્રત્યક્ષ ન થવાથી, માત્ર ઉભયગત ધર્મોનું સ્મરણ થતાં સ્થાણુ અથવા પુરૂષ એ બેમાંના એકનો નિશ્ચય કરવાને ઇચ્છનારાને " આ શું છે ? " એવો વિમર્શરૂપ સંશય થાય છે. આવા પ્રકારના સંશયમાં તે સ્થાણુ અથવા પુરૂષાદિ વસ્તુનો અભાવ નથી, કેમકે જે વસ્તુજ ન હોય, તેનો સંશય ક્યાંથી થાય ? નજ થાય. એજ પ્રમાણે આત્મા અને શરીરના સામાન્ય વિશેષ ધર્મ જાણનાર પ્રમાતાને એ ઉભયના સામાન્ય ધર્મ પ્રત્યક્ષ થવાથી અને વિશેષધર્મ પ્રત્યક્ષ ન થવાથી, તે સંબંધી સ્મરણ થતાં બેમાંથી એકનો નિશ્ચય કરવાને ઇચ્છનારાને " આ આત્મા છે ? કે કેવળ શરીરજ છે ? " એવો વિમર્શરૂપ સંશય થાય છે. આવો સંશય જો આત્મા અને શરીર એ બે પદાર્થો સ્વતંત્રપણે હોય, તોજ થાય છે. બેમાંથી એકનો પણ અભાવ હોય, તો તે ન થાય. અહીં કદી તું એમ કહીશ કે ' અરણ્યાદિમાં સ્થાણુ-પુરૂષનો સંશય થએ, ત્યાં અથવા અન્ય સ્થળે બેમાંથી એક વસ્તુ હોય છે, પણ બન્ને વસ્તુ નથી હોતી, તો પછી વિદ્યમાન વસ્તુમાંજ સંશય થાય, એમ કેમ કહો છો ? ' તારૂં આ કથન મારો અભિપ્રાય જાણ્યા વિનાનું છે, કારણ કે અમે એવું કંઇ નથી કહેતા, કે તેજ સ્થળે ઉભય વસ્તુ હોવી જોઇએ, અમે તો એમ કહીએ છીએ કે જે સંબંધી સંદેહ થાય, તે વસ્તુ ત્યાં અથવા અન્યસ્થળે અવશ્ય હોય છેજ. ( હોવીજ જોઇએ ) માટે સંશયના વિષયપણાથી જીવ છેજ.

જો એ પ્રમાણે જે સંબંધી સંશય થાય, તે વસ્તુ અવશ્ય હોવી જોઇએ, એમ કહેતા હો, તો કોઇને ગધેડાના શીંગડા સંબંધી સંશય થાય, જેમકે " આ ગધેડાનાં શીંગડાં છે કે અન્ય બળદ આદિનાં છે ? " આથી તો તે ગધેડાનાં શીંગડાં પણ હોવાં જોઇએ, એમ થયું. જો તું એ પ્રમાણે કહેતો હોય, તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે હમણાંજ ઉપર કહ્યું છે, કે ત્યાં અથવા અન્યત્ર વિદ્યમાન વસ્તુ હોય, તો તેમાં સંશય થાય છે, અવિદ્યમાન વસ્તુમાં નથી થતો. ગધેડાનાં શીંગડાં નથી, એટલે કે ગધેડાને શીંગડાનો અભાવ છે, પણ અન્યત્ર બળદ વિગેરેને તો તે છેજ. માટે કાંઇ દોષ નથી. આજ પ્રમાણે સ્થાણુમાં આ પુરૂષજ છે ? " ઇત્યાદિ વિપર્યય કોઇ કરે તો પણ આજ ન્યાય-યુક્તિ સમજવી. કેમકે સ્થાણુમાં પુરૂષનો વિપરીત ગ્રહ થાય, તે સ્થાણુથી વિપરીત પુરૂષ વિદ્યમાન હોય તોજ થાય છે. અન્યથા નથી થતો. એ પ્રમાણે તમારા અભિપ્રાય પ્રમાણે

શરીરને વિષે આત્માનું નાસ્તિત્વ માન્ય છે, પણ આત્માનું સર્વથા નાસ્તિપણું ઘટતું નથી.

વળી બીજા પ્રકારે આત્માની સિદ્ધિ કરે છે.

अत्थि अजीवविवक्खो पडिसेहाओ घडोऽघडस्सेव ।
नत्थि घडोत्ति व जीवत्थित्तपरो नत्थिसद्दोऽयं ॥ १५७३ ॥

પ્રતિષેધથી ( જીવની સિદ્ધિ થાય છે ) અઘટનો પ્રતિપક્ષી જેમ ઘટ છે તેમ અજી-વનો પ્રતિપક્ષી જીવ છે. " ઘટ નથી " ઈત્યાદિની પેઠે " જીવ નથી " એમાંનો એ "નથી" શબ્દ " જીવ છે " એમ સિદ્ધ કરે છે. ૧૫૭૩

જીવરૂપ વ્યુત્પત્તિવાળા શુદ્ધપદનો પ્રતિષેધ કરવાવાળો અજીવ છે તેથી તેનો પ્રતિ-પક્ષવાન્ છે. કેમકે જ્યાં વ્યુત્પત્તિવાળા શુદ્ધપદનો નિષેધ હોય છે, ત્યાં તેનો પ્રાતપક્ષ હોય છે. જેમ અઘટ તે ઘટરૂપ પ્રતિપક્ષવાન્ છે. કેમકે અઘટ એમ કહેવામાં વ્યુત્પત્તિવાળા શુદ્ધપદનો નિષેધ કર્યો છે, તેથી તેના પ્રતિપક્ષી ઘટનો સદ્ભાવ અવશ્ય હોવો જોઇએ. અને જે પ્રતિપક્ષવાન્ નથી, ત્યાં વ્યુત્પત્તિવાળા શુદ્ધપદનો નિષેધ પણ નથી. જેમકે અ-ખરવિષાણ-ડિત્થ ઇત્યાદિ, અહીં અખરવિશાણ એટલે ખરવિષાણરૂપ સમાસવાળા અશુદ્ધપદનો નિષેધ કર્યો છે, તેથી ખર-ગધેડાનું શીંગડું તે ખરવિશાણ એવી વ્યુત્પત્તિ છતાં પણ ગધેડાનું શીંગડું એવો તેનો પ્રતિપક્ષી કોઈ પદાર્થ નથી. "અ ડિત્થ." એમાં ડિત્થ પદ વ્યુત્પત્તિ વિનાનું છે, એટલે સમાસ રહિત છે, તો પણ ડિત્થરૂપ કોઈ વ્યુત્પત્તિવાળો શુદ્ધ પદાર્થ તેનો પ્રતિપક્ષી હોવોજ જોઇએ એમ નથી. આજ પ્રમાણે "અહીં ઘટ નથી" એવો શબ્દ પ્રયોગ અન્યત્ર ઘટના સદ્ભાવ વિના થતો નથી. કેમકે જેનો નિષેધ કરાય છે, તે પદાર્થ ઘટની પેઠે અન્ય સ્થળે હોય છેજ. તે પ્રમાણે અહીં પણ " આત્મા નથી" એવો આત્માનો નિષેધ કરનાર શબ્દ કોઇપણ સ્થાને આત્માના સદ્ભાવ વિના થઈ શકે નહિ. કેમકે જે સર્વથા હોયજ નહિ, તેનો ગધેડાના શિંગડા ને પાંચભૂત સિવાય છઠ્ઠા ભૂ-તની પેઠે નિષેધ હોતો નથી. આટલા ઉપરથી જે તું આત્માનો નિષેધ કરે છે, તેથી એ નિષેધજ આત્માનો સદ્ભાવ સિદ્ધ કરે છે. માટે આત્મા છે, એમ અંગીકાર કર. ૧૫૭૩.

ગૌતમઃ—ગધેડાના શીંગડા જેવા અવિદ્યમાન પદાર્થનો પણ નિષેધ તો જણાય છે, તો તમે કહેલો નિષેધનો હેતુ અનૈકાન્તિક દોષ યુક્ત છે?

ભગવન્તઃ—ના દોષવાળો નથી, કેમકે—

असओ नत्थि निसेहो संजोगाइपडिसेहओ सिद्धं ।
संजोगाइचउक्कंपि सिद्धमत्थंतरे निययं ॥ १५७४ ॥

અવિદ્યમાન પદાર્થનો નિષેધ સંભવતોજ નથી, ( કેમકે ) સંયોગાદિના પ્રતિષે-ધથી તે સિદ્ધ થાય છે, સંયોગાદિચાર પણ અર્થાન્તરમાં અવશ્ય સિદ્ધ હોય છે. ૧૫૭૪.

જે કોઈ પદાર્થનો નિષેધ કરાય છે, તે પદાર્થ અન્ય સ્થળે તો વિદ્યમાન હોય છે જ, પરન્તુ તેના અમુક સ્થળે સંયોગ-સમવાય-સામાન્ય કે વિશેષ, એ ચારનો નિષેધ કરાય છે, સર્વથા તેનો અભાવ નથી કહેવાતો. જેમકે-" દેવદત્ત ઘરમાં નથી " આ વચનમાં ઘર અને દેવદત્ત વિદ્યમાન છે, તેના સંયોગ માત્રનો નિષેધ કરાયછે, સર્વથા એમનો અભાવ નથી કહ્યો. " ગધેડાનાં શીંગડાં નથી. " આ વાક્યમાં ગધેડો અને શીંગડાં વિદ્યમાન છે, માત્ર તે બેનો સમવાય નિષેધ્યો. છે. " બીજો ચન્દ્ર નથી. " આમાં એક ચંદ્ર વિદ્યમાન છે, પણ

બીજો નથી, એટલે ચંદ્રના સામાન્યનો નિષેધ કર્યો છે, સર્વથા ચન્દ્રનો અભાવ નથી કહ્યો. “ ઘટ જેવડાં મોતી નથી. ” અહીં મોતીઓના ઘટપ્રમાણુતારૂપ વિશેષનો નિષેધ કર્યો છે, પણ સર્વથા મોતીનો અભાવ નથી કહ્યો. આજ પ્રમાણે “ આત્મા નથી. ” એ વચનથી વિદ્યમાન આત્માનો કોઈ સ્થળે કોઇની સાથે સંયોગ માત્ર નથી, એમ તારે માનવું જોઇએ, જેમકે શરીર આત્મા નથી. પરન્તુ આત્માનો સર્વથા અભાવ ન માનવો જોઇએ.

ગૌતમ:-જો એ પ્રમાણે જેનો નિષેધ કરાય, તે વસ્તુ હોય છેજ એમ કહેતા હો તો મારે વિષે ત્રણ લોકનું સ્વામિપણું છે, તમો વીગેરે એ નિષેધ કરાયલું છે માટે, અને સમવાય આદિ ચાર પ્રતિષેધનો પાંચમો પ્રતિષેધ પ્રકાર પણ છે, તમારા વડે નિષેધ કરાયલો છે માટે, એમ માનવું જોઇએ, કારણકે તમેજ કહો છો કે જેનો નિષેધ કરાય છે, તે વસ્તુ હોય છેજ.

ભગવન્ત:-ગૌતમ ! તારી એ માન્યતા અયોગ્ય છે; કેમકે જેમ મોતીઓના ઘટપ્રમાણ રૂપ વિશેષનો નિષેધ કરાય છે, તેમ ત્રિલોકની ઈશ્વરતા રૂપ વિશેષ માત્રનોજ તારામાં નિષેધ કરાય છે, સર્વથા ઇશ્વરતા નિષેધાતી નથી, કેમકે સ્વશિષ્યાદિની ઈશ્વરતા તો તારામાં વિદ્યમાન છે. વળી પ્રતિષેધની સંખ્યામાં પણ પાંચમી સંખ્યાનો નિષેધ છે, સર્વથા પ્રતિષેધનો અભાવ નથી, કેમકે ચાર સંખ્યા વિશિષ્ટ પ્રતિષેધ તો છેજ.

ગાતમ:-તમે જે કહોછો, તે સંબંધ વિનાનું જણાય છે; કેમકે મારામાં ત્રિલોકનું સ્વામિત્વ નથી, તેનોજ નિષેધ થાય છે, અને પાંચ સંખ્યા વિશિષ્ટ સંબંધનો પ્રતિષેધ, જે અવિદ્યમાન છે, તેનોજ નિષેધ કરાય છે, વળી સંયોગ-સમવાય-સામાન્ય-અને વિશેષ તે ગૃહ દેવદત્ત અને ખરવિશાણાદિમાં અવિદ્યમાન છે, તેનોજ નિષેધ કરાય છે. આથી “ જેનો નિષેધ કરાય, તે વસ્તુ છેજ ” એમ કહેવું તે કેવળ સંબંધ વિનાનુંજ છે.

ભગવન્ત:-મહાનુભાવ ! એમ નહિ. ગૃહ આદિમાંજ દેવદત્તાદિના સંયોગ વિગેરેનો નિષેધ છે, અન્યત્ર નિષેધ નથી. એટલેકે ઘરની સાથે દેવદત્તનો સંયોગ નથી, અન્યત્ર ક્ષેત્ર-દુકાન-ગામ આદિની સાથે છે, એવીજ રીતે ઘરનો સંયોગ પણ દેવદત્તની સાથે નથી, બીજા ખાટલા-ગોદડા વિગેરેની સાથે છે. એજ પ્રમાણે શીંગડાનો સમવાય ગધેડામાં નથી, બળદ-ગાય આદિમાં તો છે, બીજા ચંદ્રના અભાવથી, ચંદ્રમાં સામાન્ય નથી, પણ બીજા ઘટ-પટ-ગાય આદિમાં તો છે. ઘટ જેવડું પ્રમાણ મોતીઓમાં નથી, અન્યત્ર કહોળા વિગેરેમાં તો છેજ. ત્રિલોકનું સ્વામિત્વ તારામાં નથી, પણ અન્યત્ર તીર્થંકરાદિમાં તો છેજ. પાંચ સંખ્યા પ્રતિષેધમાં નથી, પણ અન્યત્ર અનુત્તર વિમાનાદિમાંતો છેજ. આ અપેક્ષાએજ અમે કહીએ છીએ કે “ જેનો નિષેધ કરાય છે, તે વસ્તુ સામાન્યથી છેજ. ” પણ એમ નથી કહેતા કે “ જેનો જ્યાં નિષેધ કરાય, તે વસ્તુ ત્યાંજ હોવી જોઇએ. ” કે જેથી તેં કહેલો દોષ આવે.

‘ હું પણ શરીરમાંજ આત્માનો નિષેધ કરૂં છું, અન્યત્ર નિષેધ નથી કરતો,’ એમ કહેતો હોય, તો તે યોગ્ય છે, કેમકે અમે જે જીવની સિદ્ધિ માટે આટલો યત્ન કરીએ છીએ, તે તેથી સિદ્ધ થયો, તો પછી તેની સિદ્ધિ માટે બીજી યુક્તિ નકામી છે, કેમકે શરીર આશ્રયથીજ આત્મા સિદ્ધ થાય છે, શરીર વિના આત્મા અન્ય સ્થળે હોતો નથી, શરીરમાંજ આત્મા છે, એમ લક્ષણથી જણાય છે. આથી એમ ન કહેવું, કે શરીર એજ આત્મા છે. કેમકે એમ માનવાથી “ જીવે છે, મરી ગયો-મૂર્છા પામ્યો. ” એ વિગેરે વ્યવહારની વ્યવસ્થા નહિ બને. એ સંબંધી આગળ વિશેષથી કહેવાશે. ૧૫૭૪.

પુનઃ પ્રકારાન્તરે આત્માની સિદ્ધિ કહે છે.

जीवोत्ति सत्थयमिणं सुद्धत्तणओ घडाभिहाणं व ।
जेणत्थेण सयत्थं सो जीवो, अह मई होज्जा ॥ १५७५ ॥
अत्थो देहो च्चिय से तं नो पज्जायवयणभेआओ ।
नाणाइगुणो य जओ भणिओ जीवो न देहोत्ति ॥ १५७६ ॥

ઘટના નામની પેઠે શુદ્ધપદ હોવાથી, જીવ એ નામ સાર્થક છે, જે અર્થ વડે તે વિદ્યમાનાર્થક છે, તે અર્થ જીવ છે- જીવ એટલે દેહ, એવો અર્થ તું માનતો હોય, તો પર્યાયવચનના ભિન્નપણાથી ભેદ હોવાને લીધે, તે અર્થ સાચો નથી. વળી જીવ જ્ઞાનાદિ ગુણવાળો કહ્યો છે અને દેહ તેવો નથી. ૧૫૭૫ થી ૧૫૭૬.

જેમ ઘટ એ નામ વ્યુત્પત્તિવાળું અને શુદ્ધપદ વાળું હોવાથી સાર્થક છે, તેમ જીવ એ નામ પણ વ્યુત્પત્તિવાળું અને શુદ્ધપદવાળું હોવાથી સાર્થક છે. તેથી વિપરીત જે નામ ખરવિષાણાદિની પેઠે વ્યુત્પત્તિવાળું અને શુદ્ધપદ વાળું નથી હોતું તે નામ સાર્થક પણ નથી હોતું. જે નામ ડિત્થાદિની પેઠે શુદ્ધ પદ વાળું હોય, પણ વ્યુત્પત્તિ-વાળું ન હોય, તે નામ પણ સાર્થક નથી હોતું. તેમજ જે નામ સમાસયુક્ત વ્યુત્પત્તિવાળું હોય, પણ શુદ્ધપદવાળું ન હોય, તે નામ પણ ખરવિષાણાદિની પેઠે સાર્થક નથી હોતું. આ કારણથી વ્યુત્પત્તિયુક્ત શુદ્ધપદવાળું જે નામ હોય છે, તે સાર્થકજ હોય છે એમ સમજવું.

અહીં કદી તું એમ માને, કે ' જીવ એટલે શરીર સમજવું, પણ શરીર સિવાય અન્ય અર્થ એ જીવ પદનો નથી, કેમકે શરીરજ સર્વવ્યાપાર કરતું જણાય છે, જેમકે શરી-રથી કોઇ કોઇને મારે છે ત્યારે કહેવાય છે કે આ જીવ આ જીવને મારે છે. આ કારણથી જીવ એટલે શરીર એમ કહેવુંજ યોગ્ય છે. તારી એ માન્યતા અયોગ્ય છે, કારણકે શરીર અને જીવનો પર્યાય વચનથી ભેદ છે, જ્યાં જ્યાં પર્યાય વચનથી ભેદ છે, ત્યાં ત્યાં ઘટ અને આકાશની પેઠે જુદાઈ છે, જેમકે-ઘટ-કુટ-કુંભ-કળશ વિગેરે ઘટના પર્યાય છે, અને આકાશ-વ્યોમ-અન્તરિક્ષ -નભસ્ વિગેરે આકાશના પર્યાય છે. અહીં પ્રસ્તુતમાં પણ જીવ-જન્તુ-અસુમાન્-પ્રાણી સત્ત્વ-ભૂત-આત્મા વિગેરે જીવના પર્યાય છે, અને શરીર-વપુ-કાય-દેહ-કલેવર વિગેરે શ-રીરના પર્યાય છે, આ પ્રમાણે પર્યાયવચનમાં ભેદ છતાં પણ, જો વસ્તુને એકજ માનવામાં આવે; તો સર્વત્ર એકતાનો પ્રસંગ આવે ને તે બાધક થાય. વળી શરીરજ સર્વ વ્યાપાર કરતું જણાય છે, એમ કહ્યું, તેમાંતો શરીરના સાહચર્યથી ઊભું રહેવું વિગેરે કાર્ય થતાં હોવાથી શરીરમાં જીવનો ઉપચાર કરાય છે. અને એવું પણ કહેવાય છે કે " તેમાંથી જીવ ગયો, હવે આ શરીર બાળી નાંખો. " તથા આત્મા જ્ઞાનાદિ ગુણવાળો છે, અને દેહ જડ છે, તો પછી શરીર એજ જીવ કેમ કહી શકાય ? આજ ગ્રંથમાં પૂર્વે કહ્યું છે, કે શરીર ઘટની પેઠે મૂર્તિમાન્ હોવાથી જ્ઞાનાદિ ગુણવાળું નથી. તથા શરીર અને ઇન્દ્રિ-યથી આત્મા ભિન્ન છે, કેમકે ઇન્દ્રિયથી જાણેલ અર્થનું બારીમાં રહેલા પુરૂષની પેઠે તેને સ્મરણ થાય છે. ૧૫૭૫ થી ૧૫૭૬.

એ પ્રમાણે અનેક યુક્તિથી સમજાવ્યા છતાં ઇન્દ્રભૂતિ હજી બોધ ન પામ્યા, એ-ટલે કરૂણાસાગર ભગવન્ત પુનઃ કહે છે કે.

जीवोऽत्थि वओ सच्चं मव्वयणाओऽवसेसवयणं व ।
सव्वण्णुवयणओ वा अणुमयसव्वण्णुवयणं व ॥ १५७७ ॥

भय-राग-दोस-मोहाभावाओ सच्चमणइवाई च ।
सव्वं चिय मे वयणं जाईयमज्झत्थवयणं व ॥ १५७८ ॥
कह सव्वण्णुत्ति मई जेणाहं सव्वसंसयच्छेई ।
पुच्छसु व जं न जाणसि जेण व ते पच्चओ होज्जा ॥ १५७९ ॥

તારા સંશયાદિ સર્વ વચનોની પેઠે " જીવ છે " એ કથન મારૂં વચન હોવાથી સત્ય છે. ( જે વચન ખોટી સાક્ષીની પેઠે સત્ય નથી, તે મારૂં વચન નથી. ) અથવા " જીવ છે " એ કથન સર્વજ્ઞનું વચન હોવાથી, તને ઇષ્ટ એવા સર્વજ્ઞના વચનની પેઠે સત્ય છે. વળી મારા સર્વ વચનો હું ભય-રાગ-દ્વેષ-ને મોહ ( અજ્ઞાન ) રહિત હોવાથી દોષ રહિત અને સત્ય છે, જે ભયાદિ રહિત છે, તેનું વચન માર્ગ જાણનાર મધ્યસ્થ પુરૂષની પેઠે સત્ય છે. હું પણ ભયાદિ રહિત છું, તેથી મારાં સર્વ વચન સત્ય અને દોષ રહિત છે. કદી ' તમે સર્વજ્ઞ છો, તથા ભયાદિનો અભાવ છે એમ કેમ મનાય ' એવી તને શંકા હોય, તો તે અયુક્ત છે, કેમકે હું સર્વસંશયનો છેદનાર છું અને સર્વસંશયનો છેદનાર તેજ સર્વજ્ઞ કહેવાય છે. અને તે બાબતમાં જે તું સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એમ ત્રણ લોકમાં રહેલી વસ્તુ ન જાણતો હોય, તે મને પૂછ, કે જેથી તારા સર્વ સંશયોનો હું છેદ કરૂં અને તેથી તને મારે વિષે સર્વજ્ઞપણાનો પ્રત્યય થાય. ૧૫૭૯.

હવે ઉપસંહાર કરતા ભગવન્ત કહે છે કે.

एवमुवओगलिंगं गोयम ! सव्वप्पमाणसंसिद्धं ।
संसारी-यर-थावर-तसाइभेयं मुणे जीवं ॥ १५८० ॥

હે ગૌતમ ! એ પ્રમાણે ઉપયોગ લિંગવાળો આત્મા સર્વ પ્રમાણુથી સિદ્ધ છે, તેના સંસારી અને મોક્ષ પામેલા તેમજ ત્રસ અને સ્થાવર, આદિ શબ્દ થકી સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત આદિ ભેદો જાણવા. ૧૫૮૦.

એવી રીતે આત્માની સિદ્ધિ કર્યા પછી આ સંબંધમાં વેદાન્તવાદી એમ કહે છે કે આત્માના ઘણા પ્રકાર હોઈ શકે નહિ, કેમકે આત્મા સવત્ર એકજ છે. તેઓ કહે છે કે- " એકજ ભૂતાત્મા દરેક ભૂતમાં રહેલો છે, તે એક છતાં પણ પાણીમાં ચન્દ્રની પેઠે અનેક પ્રકારે જણાય છે; જેમ તિમિરના દોષવાળો મનુષ્ય વિશુદ્ધ આકાશને ભિન્ન ભિન્ન માત્રાઓ વડે સંકીર્ણ માને છે, તેમ આ નિર્મળ-નિર્વિકલ્પ બ્રહ્મ મલિનતા પામ્યું હોય તેમ અવિદ્યા વડે ભેદ રૂપે જણાય છે, જેનાં મૂળ ઊંચે છે, શાખા નીચે છે અને છંદો જેનાં પાંદડાં છે, એવો જે આત્મા તેને વેદ જાણનાર અવ્યય અશ્વત્થ કહે છે. તથા "पुरुष एवेदं ग्नि सर्वं, यद् भूतं यच्च भाव्यं, उतामृतत्वस्येशानः, यदन्नेनातिरोहति, यदेजति, यद् नैजति, यद् दूरे, यदु अन्तिके, यदन्तरस्य सर्वस्य, यत् सर्वस्यास्य बाह्यतः " એટલે આ ચેતન અચેતન વાળું જે દેખાય છે તે સર્વ પુરૂષ-આત્માજ છે. જે થઈ ગયું, જે થશે, જે મોક્ષનો સ્વામી છે, જે આહાર વડે વૃદ્ધિ પામે છે, જે કંપે છે જે ચાલે છે એવા અશ્વાદિ, જે પર્વતાદિ સ્થિર તે, જે મેરૂ વિગેરે દૂર છે, જે નજીકમાં છે, જે સર્વ ચેતન અચેતનની અંદર અને બહાર છે, તે સર્વ પુરૂષજ-આત્માજ છે. ઇત્યાદિ પ્રકારે તેઓ આત્મા સર્વત્ર એકજ છે, એમ માને છે, પણ તે અયોગ્ય છે, તે માટે કહે છે કે.

जइ पुण सो एगो च्चिय हवेज्ज वोमं व सव्वपिंडेसु ।
गोयम ! तदेगलिंगं पिंडेसु तहा न जीवोऽयं ॥ १५८१ ॥
नाणा जीवा कुंभादयो व्व भुवि लक्खणाइभेयाओ ।
सुह-दुक्ख-बंध-मोक्खाभावो य जओ तदेगत्ते ॥ १५८२ ॥
जेणोवओगलिंगो जीवो भिन्नो य सो पइसरीरं ।
उवओगो उक्करिसा-वगरिसओ तेण तेऽणंता ॥ १५८३ ॥

જો એ પ્રમાણે નર-નારક આદિના સર્વ શરીરોમાં, આકાશની પેઠે, એકજ આત્મા હોય, ( પણ સંસારી ને મોક્ષ ઈત્યાદિ ભિન્ન ભિન્ન ન હોય. ) તો હે ગૌતમ! જેમ એ આકાશ સર્વપિંડોમાં-સર્વ સ્થળે ભિન્નતા રહિત એકલિંગ વાળું છે, તેમ આ જીવ પણ દરેક પિંડમાં એકલિંગવાળો જણાવો જોઇએ, ( પણ તેમ નથી; કારણકે દરેક પિંડમાં-શરીરમાં તે ભિન્ન છે, લક્ષણના ભેદથી લક્ષ્યનો પણ ભેદ હોય છે. ) વળી જગતમાંના જુદા જુદા સર્વ જીવો, ઘટાદિની પેઠે, લક્ષણ આદિના ભેદથી ભિન્ન ભિન્ન છે, ( જે ભિન્ન ભિન્ન નથી; તેનો આકાશની પેઠે લક્ષણ ભેદ પણ નથી. ) અને જો આત્મા સર્વત્ર એકજ માનવામાં આવે; તો સુખ-દુઃખ-બન્ધ-અને મોક્ષનો અભાવ થાય. માટે ઉપયોગ લક્ષણવાળો આત્મા છે, ને તે આત્મા દરેક શરીરમાં ભિન્ન ભિન્ન છે, કેમકે દરેક શરીરમાં ઉપયોગની ન્યૂનાધિકતાથી અનન્તા ભેદ થાય છે, તેથી જીવો પણ અનન્તા છે. ૧૫૮૧-૧૫૮૨-૧૫૮૩.

एगत्ते सव्वगयत्तओ न सोक्खादओ नभस्सेव ।
कत्ता भोत्ता मंता न य संसारी जहाऽऽगासं ॥ १५८४ ॥
एगत्ते नत्थि सुही बहूवघाउत्ति देसनिरुउव्व ।
बहुतरबद्धत्तणओ न य मुक्को देसमुक्को व्व ॥ १५८५ ॥

આત્માને એક અને સર્વગત માનવાથી તેને આકાશની પેઠે મોક્ષ વિગેરે ઘટશે નહિ. વળી આકાશની પેઠે આત્મા કર્તા-ભોક્તા-મંતા અને સંસારી નહિ કહી શકાય, આત્માને એકજ માનવાથી આખા શરીરે રોગી અને અલ્પ ભાગમાં નીરોગી મનુષ્યની પેઠે સુખી નહી ગણાય, તેમજ ઘણા ભાગમાં સર્વથા બંધાએલ અને અલ્પ ભાગમાં છુટા એવા મનુષ્યની પેઠે કોઈ મુક્ત નહી કહેવાય. અને તેમ થવાથી સુખાદિકની અસિદ્ધિ થાય માટે જીવોનું અનેકપણું છે. ૧૫૮૪-૧૫૮૫.

આત્મા એકજ અને સર્વવ્યાપિ છે, એમ માનવામાં આવે તો આકાશની પેઠે આત્માને સુખ-દુઃખ-બંધ-મોક્ષ વિગેરે સંભવશે નહિ. કેમકે જ્યાં સુખ દુઃખ વિગેરે હોય છે ત્યાં દેવદત્તની પેઠે સર્વગત-સર્વવ્યાપિપણું હોતું નથી. વળી એ રીતે આત્માને એકજ માનવાથી આત્માને કર્તા-ભોક્તા-મન્તા-સંસારી વિગેરે વિશેષણો વાળો પણ નહી કહી શકાય. કેમકે જે એક છે, તે આકાશની પેઠે કર્તા-ભોક્તાદિ નથી. તથા નારકી તિર્યંચ વિગેરે અનન્તા જીવો અનેક પ્રકારના શારીરિક અને માનસિક દુઃખથી પીડિત છે, અને તેનો અનન્તમો ભાગ જ માત્ર સુખી છે, એજ રીતે અનન્તા જીવો બંધાએલા છે, અને તેનો અનન્તમો ભાગજ મુક્ત છે. આથી એ સર્વને એકજ માનવાથી કોઇ પણ જીવ સુખી

નહી કહેવાય, કારણકે જેમ આખે શરીરે રોગી અને અંગુલી આદિ એક ભાગમાં નીરોગી મનુષ્ય રોગીજ કહેવાય છે, તેમ આત્મા પણ ઘણા ભાગે દુઃખ યુક્ત અને અલ્પ ભાગે સુખવાળો હોવાથી દુઃખીજ કહેવાશે. તેજ પ્રમાણે કોઈ જીવ મુક્ત પણ નહિ કહેવાય, કેમકે ઘણા ભાગમાં બંધાએલ અને થોડાજ ભાગમાં મુક્ત હોય છે. આ પ્રમાણે આત્માની એકતામાં તેને સુખ દુઃખને બંધ મોક્ષ ઘટશે નહિં, જે કારણથી એકપણામાં સુખાદિકની અનુપપત્તી છે. તે હેતુથી જીવોનું અનેકપણું સિદ્ધ થાય છે. ૧૫૮૪-૧૫૮૫.

जीवो तणुमेत्तत्थो जह कुंभो तग्गुणोवलंभाओ ।
अहवाऽणुवलंभाओ भिन्नम्मि घडे घडस्सेव ॥ १५८६ ॥
तम्हा कत्ता भोत्ता बंधो मोक्खो सुहं च दुक्खं च ।
संसरणं च बहुत्ता-ऽसव्वगयत्तेसु जुत्ताइं ॥ १५८७ ॥

આત્મા શરીરપ્રમાણજ છે, કેમકે તે આત્માના ગુણો ત્યાંજ જણાય છે. જેમ ઘટનો આકાર દેખાય ત્યાંજ ઘડો છે એમ કહેવાય છે, અથવા જે જ્યાં પ્રમાણો વડે ન જણાય તેનો ત્યાં અભાવ હોય છે. જેમ ભિન્ન ઘટમાં ઘટ નથી જણાતો તેમ શરીરથી બહાર આત્મા જણાતો નથી, ને શરીર બહાર આત્મા નથી માટે આત્મા ઘણા અને અસર્વગત આત્માઓ માનીએ તોજ તેને કર્તા-ભોક્તા-બંધ-મોક્ષ-સુખ-દુઃખ વિગેરે ધર્મો ઘટી શકે, અન્યથા નહી, એ પ્રમાણે પ્રમાણ કરીને સિદ્ધ એવા જીવને તું અંગીકાર કર. ૧૫૮૬ થી ૧૫૮૭.

गोयम ! वेयपयाणं इमाणमत्थं च तं न याणासि ।
जं विन्नाणघणो च्चिय भूएहिंतो समुत्थाय ॥ १५८८ ॥
मण्णसि मज्जंगेसु व मयभावो भूयसमुदयब्भूओ ।
विन्नाणमेत्तमाया भूएऽणु विणस्सइ स भूओ ॥ १५८९ ॥
अत्थि न य पेच्चसण्णा जं पुव्वभवेऽभिहाणममुगोत्ति ।
जं भणियं न भवाओ भवंतरं जाइ जीवो त्ति ॥ १५९० ॥

ગૌતમ ! એ પૂર્વે જણાવેલ વેદના પદનો અર્થ તું બરાબર જાણતો નથી, કેમકે તું એમ માને છે કે વિજ્ઞાન અંશોનો જે સમુદાય, તે પૃથ્વી આદિ ભૂતોથી ઉત્પન્ન થઇને, મદ્યના કારણોમાં મદભાવની પેઠે, ભૂતસમુદાયથી ઉત્પન્ન થયેલો વિજ્ઞાનમાત્ર આત્મા, ભૂતોનો નાશ થએ તરત ભૂતને વિષે નાશ પામે છે. માટે તેની પ્રેત્ય સંજ્ઞા નથી, કે તેનું પૂર્વભવમાં અમુક નામ હતું એવું કંઈજ નથી, અને તેથીજ કહ્યું છે કે જીવ એકભવથી બીજા ભવમાં જતો નથી. ૧૫૮૮-૧૫૮૯-૧૫૯૦.

गोयम ! पयत्थमेवं मन्नंतो नत्थि मन्नसे जीवं ।
वक्कंतरेसु य पुणो भणिओ जीवो जमत्थित्ति ॥ १५९१ ॥
अग्गिहवणाइकिरियाफलं च तो संसयं कुणसि जीवे ।
मा कुरु न पयत्थोऽयं इमं पयत्थं निसामेहि ॥ १५९२ ॥

હે ગૌતમ ! " विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानु विनश्यति

न प्रेत्य संज्ञास्ति. " ઇત્યાદિ વેદના પદોના યથાર્થ અર્થને તું જાણતો નથી, કેમકે તું તેનો એવો અર્થ માને છે કે ' પૃથ્વી આદિ ભૂતોના વિજ્ઞાન અંશોનો જે સમુદાય, તે વિજ્ઞાનઘન. અહિં જે એવકાર છે, તે આત્મવાદિએ માનેલ ભૂતસમુદાયથી અતિરિક્ત અને જ્ઞાનદર્શનાદિગુણોના આશ્રયભૂત એવો જે આત્મા તેનો નિષેધ કરવાને અર્થે છે. એટલે કે પૃથ્વી આદિ ભૂતોના વિજ્ઞાન અંશનો સમુદાય તેજ આત્માછે પણ તે સિવાય જ્ઞાનાદિ ગુણવાન્ આત્મા નથી, જેમ ધાતકી વિગેરે મદિરાના કારણોમાં મદ ભાવ છે, તેમ પૃથ્વી આદિ ભૂતોમાં વિજ્ઞાનભાવ છે, એ આત્મા પૃથ્વી આદિ ભિન્ન ભિન્ન ભૂતોથી થતો નથી, પણ સમુદિત ભૂતોથી ઉત્પન્ન થએલ છે, નરકાદિ પરભવથી પણ આવેલ નથી, ને તેથીજ એવો વિજ્ઞાનમાત્ર આત્મા, પૃથ્વીઆદિ ભૂતોનો વિનાશ થએ, તેની પાછળ તરતજ ( તે પણ વિજ્ઞાન માત્ર રૂપ આત્મા ) વિનાશ પામે છે, પણ આત્મવાદીઓ કહે છે, તેમ તે આત્મા કોઈ અન્ય ભવમાં નથી જતો. કેમકે પ્રેત્ય સંજ્ઞાજ નથી, એટલે કે પરભવમાં તે નારકી અથવા દેવ હતો, અને હવે તે મનુષ્ય થયો, એ પ્રમાણે પૂર્વભવમાં આત્માનું કોઈ નામ નથી. આજ કારણથી કહ્યું છે કે આત્મા ઉત્પન્ન થઇને નાશ પામે છે, પણ એક એકભવથી બીજાભવમાં નથી જતો, ' હે ગૌતમ ! શ્રુતિનો એ પ્રમાણે અર્થ તું માને છે, તે અયોગ્ય છે, કેમકે— ૧૫૮૮-૧૫૮૯-૧૫૯૦.

હે ગૌતમ ! એ પદનો અર્થ એ પ્રમાણે માનવાથી " જીવ નથી, " એમ તું માને છે. અને વળી ( न ह वै सशरीरस्य प्रिया-प्रिययोरपहतिरस्ति, अशरीरं वा वसन्तं प्रियाप्रिये न स्पृशतः इत्यादि ) બીજા વેદવાક્યોમાં " જીવ છે " એમ કહ્યું છે. તથા ( अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः ) ઇત્યાદિ વચનવડે અગ્નિહોમ આદિ ક્રિયાનું ફળ જણાવવાથી પરભવ છે, એમજ જણાય છે. આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ વેદવાક્યોના અર્થથી, તું આત્મામાં સંશય કરે છે, કે " આત્મા છે, યા નહિ ? " પણ મહાનુભાવ ! એવો સંશય ન કર. કેમકે એ વેદના પદોનો અર્થ એમ નથી, પણ આગલ હું કહું છું. તે પ્રમાણે છે, તું તે અર્થને સાંભળ. ૧૫૯૧-૧૫૯૨.

विण्णाणाओऽणण्णो विण्णाणघण्णोत्ति सव्वसो वावि ।
स भवइ भूएहिंतो घडविण्णाणाइभावेणं ॥ १५९३ ॥
ताइं चिय भूयाइं सोऽणुविणस्सइ विणस्समाणाइं ।
अत्थंतरोवओगे कमसो विण्णेयभावेणं ॥ १५९४ ॥
पुव्वावरविण्णाणोवओगओ विगम-संभवसहावो ।
विण्णाणसंतईए विण्णाणघणोऽयमविणासी १५९५

વિજ્ઞાનથી અભિન્ન એવો જીવજ વિજ્ઞાનઘન છે, અથવા દરેક પ્રદેશ અનન્ત વિજ્ઞાન સમૂહથી વ્યાપ્ત હોવાથી આત્માજ વિજ્ઞાનઘન છે, તે ઘટ-પટાદિ ભૂતોથી ઘટાદિ વિજ્ઞાનભાવે આત્મા બીજા ઉપયોગ વાલો થાય છે; અને તે વિજ્ઞાનના આલંબન ભૂત ઘટાદિ વિનાશ પામ્યેથી, આત્મા પણ અનુક્રમે અર્થાન્તરમાં ઉપયોગવાળો થવાથી તે વિજ્ઞેયભાવેજ વિનાશ પામે છે. ( સર્વથા વિનાશ પામે છે એમ નહિ, પણ ) પૂર્વાપર વિજ્ઞાનના ઉપયોગથી વિનાશ અને ઉત્પાદ સ્વભાવ વાળો આત્મા છે, અને વિજ્ઞાનસંતતિવડે આ વિજ્ઞાનઘન-આત્મા અવિનાશી છે. ૧૫૯૩-૧૫૯૪-૧૫૯૫.

અહીંઆં વિજ્ઞાનઘન જીવ કહેવાથી વિશિષ્ટ જ્ઞાન તે વિજ્ઞાન, અથવા જ્ઞાન-દર્શન

ઉપયોગ તે વિજ્ઞાન, એ વિજ્ઞાનનું અભિન્નપણું હોવાથી વિજ્ઞાન સાથે એકરૂપતાએ નિબિડપણું પામેલ આત્મા તે વિજ્ઞાનઘન કહેવાય. અથવા આત્માનાં દરેક પ્રદેશો અનન્તાનન્ત વિજ્ઞાનપર્યાયના સમૂહથી વ્યાપ્ત હોવાથી વિજ્ઞાનઘન કહેવાય. एव શબ્દ નિશ્ચયવાચી હોવાથી આત્મા વિજ્ઞાનઘનજ છે, પણ નૈયાયિક વિગેરેના અભિપ્રાય પ્રમાણે તે આત્મા સ્વરૂપે વિજ્ઞાન રહિત્ જડસ્વભાવવાળો, અને તેમાં બુદ્ધિ સમવાય સંબંધે થાય છે એવો નથી તેથી એ અભિપ્રાયનો નિરાસ કરવા માટે એવકાર છે. એ વિજ્ઞાનઘન–આત્મા ઘટ–પટ–આદિ જ્ઞેયવસ્તુ રૂપ ભૂતોથી ઉત્પન્ન થઇને, એટલે કે " આ ઘટ છે, આ પટ છે, " ઇત્યાદિ વિજ્ઞાનભાવે ઘટાદિજ્ઞાનપર્યાયરૂપે થઇને, ને જ્ઞાનના અવલંબન ભૂત ઘટાદિભૂતો, અનુક્રમે કોઈ આવરણ આવવાથી અથવા અન્યમનસ્કતાદિ કારણથી આત્માને અર્થાન્તરમાં ઉપયોગ થએથી વિજ્ઞેયભાવે એટલે જ્ઞાનના વિષયપણાથી જ્યારે વિનાશ પામે, ત્યારે તે પછી તે બોધરૂપ પર્યાયવડે વિજ્ઞાનઘન આત્મા પણ નાશ પામે છે. અર્થાત્ જ્ઞેય ઘટાદિ ભૂતોથી જ્ઞાન પર્યાયવડે આત્મા ઉત્પન્ન થઇને, કાળક્રમે વ્યવધાન આદિના કારણથી બીજા પદાર્થમાં ઉપયોગ થવાથી, જ્ઞેયભાવે તે ભૂતો નાશ પામે છે તેની પાછળ તદ્જ્ઞાનભાવે આ આત્મા પણ નાશ પામે છે; પરન્તુ તે સાથે એટલું યાદ રાખવું કે આત્મા સર્વથા નાશ નથી પામતો, કેમકે એકજ આત્મા ત્રણે સ્વભાવવાળો છે. જ્યારે અન્ય અર્થમાં ઉપયોગ થાય, ત્યારે તે આત્મા પૂર્વના જ્ઞાનોપયોગની અપેક્ષાએ વિનાશસ્વરૂપ છે, બીજા જ્ઞાનોપયોગની અપેક્ષાએ ઉત્પાદ સ્વરૂપ છે, અને અનાદિ કાળથી પ્રવર્તેલ સામાન્ય વિજ્ઞાનમાત્રની પરંપરાથી અવિનષ્ટ સ્વભાવવાળો છે. આજ પ્રમાણે સર્વ વસ્તુ ઉત્પાદ–વ્યય–અને ધ્રૌવ્ય સ્વભાવ વાળી છે, કોઈ પણ વસ્તુ એવી નથી, કે જે સર્વથા ઉત્પન્ન થાય, અને સર્વથા વિનાશ પામે. ૧૫૯૩-૧૫૯૪-૧૫૯૫.

" न प्रेत्य संज्ञास्ति " એ પદનો યોગ્ય અર્થ કહે છે.

न च पेच्चनाणसण्णाऽवतिट्ठए संपओवओगाओ ।
विण्णाणघणाभिक्खो जीवोऽयं वेयपयसिद्धिओ १५९६
एवंपि भूयधम्मो नाणं तब्भावभावओ बुद्धी ।
तं नो तदभावम्मिवि जं नाणं वेयसमयम्मि ॥ १५९७ ॥
अत्थमिए आइच्चे चंदे संतासु अग्गि–वायासु ।
किंजोइरयं पुरिसो ? अप्पज्जोइत्ति निद्दिट्ठो ॥ १५९८ ॥
तदभावे भावाओ भावे चाभावओ न तद्धम्मो ।
जह घडभावाभावे विवज्जयाओ पडो भिन्नो ॥ १५९९ ॥

વર્તમાન ઉપયોગને લીધે પૂર્વ સંજ્ઞા રહેતી નથી, તેથી વેદપદોમાં આ જીવને વિજ્ઞાન ઘન નામે કહેલ છે. કદી તું એમ માને કે ' એ પ્રમાણે તો જ્ઞાન ભૂતધર્મ છે, એમ થયું, કેમકે ભૂતનો સદ્ભાવ હોય, તો જ્ઞાનનો પણ સદ્ભાવ હોય, પણ તારી તે માન્યતા અયોગ્ય છે, કેમકે ભૂતનો અભાવ હોય, તો પણ જ્ઞાન હોય છે, એમ વેદમાં કહેલું છે કે સૂર્ય–ચંદ્ર અસ્ત થએ છતે, અગ્નિ અને વાણી શાન્ત થએ છતે, આ પુરૂષને કઈ જ્યોત છે ? એ પ્રશ્નના ઉત્તરમાં આત્મ જ્યોતિ–જ્ઞાનાત્મક છે. એમ કહેલ છે. તેથી ભૂતનો

અભાવ હોય, તો પણ જ્ઞાનનો સદ્‌ભાવ હોય છે, અને ભૂતોનો સદ્‌ભાવ હોય, તો પણ જ્ઞાનનો અભાવ હોય છે; માટે જેમ ઘટના ભાવ અને અભાવમાં વિપરીતપણાથી પટ તેથી ભિન્ન છે, તેમ જ્ઞાન પણ તેનો ભૂતનો ધર્મ નથી. ૧૫૯૬-૧૫૯૭-૧૫૯૮-૧૫૯૯.

વર્તમાન સાંપ્રત કાલીન વસ્તુના ઉપયોગને લીધે, પૂર્વકાલમાં જે જ્ઞાન સંજ્ઞા હતી તે નથી હોતી, જેમકે જ્યારે ઘટનો ઉપયોગ નિવૃત્ત થાય, અને પટનો ઉપયોગ ઉત્પન્ન થાય, ત્યારે પૂર્વના ઘટોપયોગની સંજ્ઞા નથી હોતી, પરન્તુ પટજ્ઞાનોપયોગ સંજ્ઞા હોય છે. માટે विज्ञानघन એવા નામથી વેદ પદોમાં આત્માજ કહેલ છે. તેથી હે ગૌતમ! આત્મા છે, એમ તું અંગીકાર કર.

આ સંબંધમાં તને એમ પણ શંકા થતા હોય, કે ' તમારા કહેવા મુજબ તો જ્ઞાન એ ભૂતોનો ધર્મ થયો એટલેકે ભૂત સ્વભાવાત્મક જ્ઞાન થયું. કેમકે ભૂતોથી ઉત્પન્ન થએલું જ્ઞાન ભૂતો નાશ પામેથી નાશ પામે છે, એમ તમે કહ્યું, એ ઉપરથી તો એમ સિદ્ધ થયું, કે ભૂતનો સદ્‌ભાવ હોય, તો જ્ઞાનનો પણ સદ્‌ભાવ હોય, અને ભૂતનો અભાવ હોય, તો જ્ઞાનનો પણ અભાવ થાય છે. જેના સદ્‌ભાવમાં જે હોય, અને જેના અભાવમાં જે ન હોય, તે જેમ ચંદ્ર અને ચન્દ્રિકા તેમ તે તેનો ધર્મ હોય છે. એજ પ્રમાણે જ્ઞાન પણ ભૂતની સાથે અન્વય-વ્યતિરેકપણે વર્તે છે. માટે જ્ઞાન એ ભૂતનોજ ધર્મ છે.'

ઉપરોક્ત તારી શંકા અયોગ્ય છે, કેમકે નીલ-પીત આદિ ભૂતગ્રાહક વિશિષ્ટ જ્ઞાનજ ભૂતની સાથે અન્વય-વ્યતિરેકપણે વર્તે છે, પણ સામાન્યજ્ઞાન એ પ્રમાણે વર્તતું નથી, કેમકે વેદમાં પણ ભૂતનો અભાવ હોય ત્યારે પણ જ્ઞાન છે, એમ કહ્યું છે. યાજ્ઞવલ્કય અને સમ્રાડ્ આચાર્ય શ્રુતિમાં કહે છે કે " अस्तमिते आदित्ये, चन्द्रमस्यस्तमिते, शान्तेऽग्नौ शान्तायां वाचि, किंज्योतिरेवायं पुरूषः? आत्मज्योतिः, " મતલબ કે સૂર્યાદિ અસ્ત થએ કઈ જ્યોતિ હોય છે ? આત્મ જ્યોતિ. જ્યોતિ એટલે જ્ઞાન. અર્થાત્ આત્મજ્યોતિ જ્ઞાનાત્મક છે. આ પ્રમાણે વેદ જાણનારાઓએ જ્ઞાનધર્મ વાળો આત્મા કહેલ છે, માટે જ્ઞાન એ ભૂતનો ધર્મ નથી, પણ આત્માનો ધર્મ છે. કેમકે મુક્તાવસ્થામાં ભૂતનો અભાવ છતાં પણ જ્ઞાન હોય છે, અને મૃતક શરીરમાં ભૂતો છતાં પણ જ્ઞાનનો અભાવ હોય છે, ઉદાહરણ તરીકે જેમ ઘટનો ભાવ અને અભાવ હોય, ત્યારે પટનો એથી વિપરીતપણાથી અભાવ અને ભાવ પણ હોય છે, તેથી પટ એ ઘટનો ધર્મ થતો નથી, તેમ અહીં પણ ભૂતના ભાવાભાવ છતાં પણ જ્ઞાનનો અભાવ ને ભાવ હોય છે, તેથી તે તેનો ધર્મ નથી. પણ આત્માનો ધર્મ છે. એમ માન. ૧૫૯૬-૧૫૯૯.

એ પ્રમાણે કેટલાક વેદના પદોનો અર્થ કહીને, હવે ઉપસંહાર કરતા સતા સર્વ વેદના પદોનો અર્થ સંક્ષેપથી બતાવે છે.

एसि वेयपयाणं न तमत्थं वियसि अहव सव्वेसिं ।
अत्थो किं होज्ज सुईविण्णाणं वत्थुभेओ वा ? ॥ १६०० ॥
जाई दव्वं किरिया गुणोऽहवा संसअ समाजुत्तो
अयमेवेति नवायं न वत्थुधम्मो जओ जुत्तो ॥ १६०१ ॥
सव्वं चिय सव्वमयं स-परप्पज्जायओ जओ नियर्य ।
सव्वमसव्वमयंपि य त्रिवित्तरूवं विवक्खाओ ॥ १६०२ ॥

सामण्णविसेसमओ तेण पयत्थो विवक्खया जुत्तो ।
वत्थुस्स विसरूवो पज्जायावेक्खया सव्वो १६०३

વેદના એ પદોનો અથવા સર્વ પદોનો અર્થ તું નથી જાણતો, તું એમ વિચારે છે કે શ્રુતિવિજ્ઞાન તે વેદપદોનો અર્થ છે? કે વસ્તુનો ભેદ તે અર્થ છે,? જાતિ અર્થ છે, કે દ્રવ્ય અર્થ છે? ગુણ અથ છે કે ક્રિયા અર્થ છે? આવો સંશય કરવો તને યોગ્ય નથી, કારણ કે આ એમજ છે, આ એમ નથીજ, એ પ્રકારે વસ્તુધર્મનો એકાંતે નિશ્ચય કરવો યુક્ત નથી, કેમકે સર્વ વસ્તુ સ્વ-પર પર્યાયથી નિશ્ચયે સર્વમય છે, અને વિવિક્તરૂપ વિવક્ષાથી સવ વસ્તુ અસર્વમય પણ છે. તે કારણથી સામાન્ય-વિશેષમય વિવક્ષાવડે પદાર્થ કહેવો યોગ્ય છે, કેમકે વસ્તુનું સર્વથી અભિન્નપણું ને ભિન્નપણું પર્યાયની અપેક્ષાએ છે.

એ પૂર્વે કહેલ વેદપદોનો અર્થ જે પ્રમાણે મેં કહ્યો, તે પ્રમાણે તું નથી જાણતો, તેથી તું જીવ સંબંધી સંશય કરે છે. અથવા બીજા પણ સર્વવેદ પદોનો અર્થ તું નથી જાણતો, તેથી તે તે પદો સંબંધી તને એવો સંશય થાય છે, કે એ પદોનો અર્થ શું હશે? જેમ ભેરી વિગેરે વાજિંત્રોના અવાજનો શબ્દ થાય છે, તે શબ્દ-અવાજ અર્થ હશે? કે જે ઘટ આદી શબ્દ બોલવાથી તે પદાર્થ સંબંધી વિજ્ઞાન થતું જણાય છે, તે તેમનો અર્થ હશે? અથવા ઘટ શબ્દ કોઇએ કહ્યો હોય, તે સાંભળીને "પહોળા પેટાર આદિ આકારવાલું પાણી ભરી રાખવાનું અધિકરણ ઘટ પદાર્થ આણે કહ્યો, પણ પટ વિગેરે નથી કહ્યો, એ પ્રમાણે જે વસ્તુનો ભેદ જણાય છે, તે તેમનો અર્થ છે? અથવા જેમ "ગાય" એવો શબ્દ બોલવાથી ગાય જાતિનું ભાન થાય છે, તેમ તે જાતિરૂપ એ પદોનો અર્થ હશે? અથવા "દંડી ઇત્યાદિ" કહેવાથી દંડઆદિએ યુક્ત પુરૂષરૂપ દ્રવ્ય સમજાય છે, તેમ દ્રવ્ય તેનો અર્થ હશે? કે દોડે છે, ઇત્યાદિ શબ્દોની પેઠે દોડવાદિ રૂપ ક્રિયા તેમનો અથ હશે? શુકલ (સફેદ) રક્ત (રાતું) ઇત્યાદિ શબ્દોની પેઠે શુકલ-રક્ત આદિ ગુણ તેઓનો અર્થ છે? આ પ્રમાણે તને સંશય થાય છે, તે અયોગ્ય છે, કેમકે "આ, આ પ્રમાણેજ છે, પણ આ પ્રમાણે નથીજ." એ પ્રકારે કોઇ પણ વસ્તુના ધર્મનો એકાન્ત નિશ્ચય કરવોજ અયોગ્ય છે. શબ્દ પણ વસ્તુ વિશેષજ છે, અને તેથી "આ શબ્દ આવા પ્રકારના અર્થનેજ પ્રતિપાદન કરનાર છે, અને આવા પ્રકારના અર્થને પ્રતિપાદન કરનાર નથીજ." એ રીતે પણ એના ધર્મનો નિશ્ચય કરવો યોગ્ય નથી, કેમકે સર્વ વાચ્ય-વાચકાદિ વસ્તુ નિશ્ચય સ્વ-પર પર્યાયવડે સામાન્ય વિવક્ષાથી સર્વાત્મક છે; અને કેવળ સ્વપર્યાયની અપેક્ષાએ વિવિક્તરૂપ-સર્વથી ભિન્ન છે, એટલે વિવક્ષાવડે સર્વ વસ્તુ અસર્વમય પણ છે. આ કારણથી સર્વ પદોનો અર્થ વિવક્ષાના વશથી સામાન્યમય અથવા વિશેષમય કહેવો યોગ્ય છે, પણ એકાન્તે "આ પ્રમાણેજ અર્થ છે, આ પ્રમાણે નથીજ" એમ કહેવું અયોગ્ય છે. કારણ કે સર્વ પદાર્થો વાચ્ય અથવા વાચકપણે વસ્તુના સ્વભાવ પર્યાયની અપેક્ષાએ વિવિધ પ્રકારે છે. આ કારણથી સામાન્ય વિવક્ષાવડે ઘટશબ્દ સર્વાત્મક હોવાથી દ્રવ્ય-ગુણ-ક્રિયા વિગેરે સર્વ અર્થનો વાચક છે, અને વિશેષ વિવક્ષાવડે ઘટશબ્દ પ્રતિનિયતરૂપ હોવાથી પહોળા પેટારાદિ આકારવાળા પદાથનો વાચક છે, કેમકે વાચ્યપણે તેનેજ તે પ્રતિપાદન કરવામાં રૂઢ છે. એજ પ્રમાણે બીજા શબ્દ પણ વિશેષ વિવક્ષાથી જે દેશ-કાળાદિમાં જે અર્થના વાચકપણે રૂઢ સિદ્ધ હોય, તે શબ્દ તેના વાચક-પ્રતિપાદક જાણવા અને સામાન્યવિવક્ષાવડે, સર્વશબ્દ સર્વના વાચક છે, તથા સર્વ

વસ્તુ સર્વની વાચ્ય છે. આજ પ્રમાણે સર્વ શબ્દોનો અર્થ પોતાની બુદ્ધિએ વિચારી લેવો. ૧૬૦૦ થી ૧૬૦૩.

એ પ્રમાણે સર્વ વિધિનું સ્વરૂપ જાણનાર શ્રીમાન્ ભગવાન્ મહાવીર પ્રભુએ સમસ્ત પ્રકારે પરને બોધ કરવાના ઉપાયમાં કુશળપણાવડે કરીને તીક્ષ્ણધારવાળા કુહાડાથી ગાઢ લતાઓનો સમૂહ જેમ છેદાય, તેમ નિપુણયુક્તિઓવડે આસન્નકલ્યાણી ઇન્દ્રભૂતિના સર્વ સંશય છેદી નાંખ્યા. જ્યારે એ પ્રમાણે સર્વથા સંશયનો નાશ થયો ત્યારે શ્રીમાન્ ઇન્દ્રભૂતિગૌતમે—

छि[illegible]म्मि संसयम्मी [illegible]णेण जर-मरणविप्पमुक्केणं ।

सो समणो पव्वइओ पंचहिं सह खंडियसएहिं ॥ १६०४ ॥ । ६०१ ।

જરા અને મરણથી મુકાએલા મહાવીર જિનેશ્વરે, તેના સંશયનો છેદ કર્યો, એટલે તે ઇન્દ્રભૂતિએ પોતાના પાંચસો શિષ્યો સહિત પાપનો નાશ કરનાર કલ્યાણકારી દીક્ષા અંગીકાર કરી. ૧૬૦૪.

આગળના વાદસ્થળોમાં આની સાથે જે સમાનતા અને વિશેષતા છે, તે જણાવવાને કહે છે કે—

एवं कम्माईसुवि जं सामण्णं तयं समाउज्जं ।

जो पुण एत्थ विसेसो समासओ तं पवक्खामि ॥ १६०५ ॥

અહીં આત્મવાદના સ્થળમાં જે પ્રત્યક્ષ અનુમાન આગમ પ્રમાણોનું સ્વરૂપ કહ્યું છે, તે આગળ કર્મ આદિના વાદસ્થળોમાં પણ સમાન છે, તેથી ત્યાં પણ તે પ્રમાણે યોજી લેવું અને જે કંઈ જ્યાં વિશેષ છે, તે ત્યાં સંક્ષેપથી કહીશું. ૧૬૦૫.

॥ ઇતિ પ્રથમગણધરવાદ સમાપ્ત. ॥

---

હવે બીજા ગણધર સંબંધી શંકાનું સમાધાન કરે છે.

तं पव्वइअं सोउं बितिओ आगच्छई अमरिसेणं ।

वच्चामिणं आणेमी पराजिणित्ताण तं समणं ॥ १६०६ ॥ । ६०२ ।

छलिओ छलाइणा सो मण्णे माइंदजालओ वाऽवि ।

को जाण[illegible] किह वत्तं एत्ता[illegible] वद्दमा[illegible]ी से ? ॥ १६०७ ॥ (मल्ल०नि०)

सो [illegible] जाइ जइ मे तओ मि त[illegible]व ।

सं[illegible]सरं होज्ज गओ वोत्तुं पत्तो जिण[illegible]से ॥ १६०८ ॥ (मल्ल०नि०)

आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।

[illegible] य गो[illegible]ण य सव्वण्णूसव्व[illegible]रसीण ॥ १६०९ ॥ । ६०३ ।

किं मन्ने अत्थि कम्मं उयाहु नत्थित्ति संसओ तुज्झं ।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १६१० ॥ ।६०४।

તે ઈંદ્રભૂતીએ દીક્ષા લીધેલ છે એમ સાંભળીને બીજા અગ્નિભૂતિ ગણધર અમર્ષ પૂર્વક આવે છે (અને વિચારે છેકે ) હું 'ત્યાં જઇને તે શ્રમણનો પરાભવ કરીને મારા ભાઇને પાછો લાવીશ.' વળી તે વિચારવા લાગ્યા કે 'જરૂર તે માયા ઇન્દ્રજાલિક હોવો જોઇએ, તેણે છળ-નિગ્રહ સ્થાનાદિકે ઇન્દ્રભૂતિને છળ્યો-ઠગ્યો છે. અથવા કોણ જાણે ત્યાં તેની પાસે શું હકીકત બની હશે. પણ જો તે મારા એક પણ પક્ષ ( શંકાનો ) યોગ્ય ઉત્તર આપશે, તો હું તે સાધુનો શિષ્ય થઇશ,' એ પ્રમાણે ( મનમાં ) કહી ( વિચારીને તે જિનેશ્વર પાસે ગયા. ત્યાં ગયા એટલે જન્મ-જરા-અને મરણથી રહિત સર્વજ્ઞ અને સર્વદર્શી જિનેશ્વરે તેમને નામ અને ગોત્ર વડે બોલાવ્યા; અને કહ્યું કે હે અગ્નિભૂતિ ! તું એમ માને છે કે "કર્મ છે, કે નથી.?" આવો તને સંશય છે. તેનું કારણ એ છે કે તું તે વેદ પદોનો અર્થ બરાબર જાણતો નથી. ૧૬૦૬ થી ૧૬૧૦.

ઇન્દ્રભૂતિના બીજા ભાઈ અગ્નિભૂતિને પૂર્વોક્ત બનાવની ખબર પડી એટલે તે ક્રોધ પૂર્વક વિચારવા લાગ્યો કે, જરૂર તે સાધુ કોઇ માયિક અથવા ઇન્દ્રજાલિક હોવો જોઇએ, નહિં તો જેને ત્રિભુવનમાં કોઇ પણ પરાભવ ન પમાડી શકે એવા મારા ભાઇ ઇન્દ્રભૂતિને કેમ જીતી શકે? અથવા એ દુષ્ટ જરૂર છળ-જાતિ-નિગ્રહ સ્થાન આદિમાં કુશળ હોવો જોઇએ તેથીજ તેણે જગદ્ગુરૂ એવા મારા ભાઇનું ચિત્ત ભ્રમિત કરી નાંખ્યું. અથવા તે બન્નેનો વાદ થયો, ત્યાં શું બન્યું એ કોને ખબર ? કેમકે હું તો ત્યાં હતો નહી, એટલે હવે હું પોતેજ ત્યાં જઇને દેવ-દાનવ અને માનવના સમૂહને ઇન્દ્રજાળથી ભમાવનાર તે ધુર્ત સાધુનો પરાભવ કરીને મારા ભાઇને પાછો લાવીશ. પરન્તુ જો તે હેતુ અને ઉદાહરણ પૂર્વક મેં કહેલા પક્ષનો ઉત્તર આપવા વડે પાર પામશે, અર્થાત્ તેનો યોગ્ય ઉત્તર આપશે, તો હું તેનો શિષ્ય થઇશ. 'આ પ્રમાણે વાગ્ગર્જના કરીને તે અગ્નિભૂતિ કલ્યાણકારી ભગવન્ત શ્રીમાન્ મહાવીરદેવની પાસે આવ્યા. તેને આવેલા જાણીને, જન્મ-જરા અને મરણથી મૂકાએલા સર્વજ્ઞ સર્વદર્શી ભગવાન્ મહાવીરે, તેમને તેના નામ અને ગોત્ર વડે બોલાવ્યા, કે 'હે અગ્નિભૂતિ ગૌતમ ! તને કુશળ છે ?, આ પ્રમાણે તેમને બોલાવ્યા, એટલે તેમણે વિચાર્યું કે 'શું આ મારૂં નામ પણ જાણે છે? અરે ! પણ એમાં શું આશ્ચર્ય ! હું જગતપ્રસિદ્ધ છું, એટલે મને કોણ ન ઓળખે ? પરન્તુ જો આ સાધુ મારા મનનો સંશય જાણીને દૂર કરે, તો કંઈક આશ્ચર્ય જેવું થાય.'

તેમને એ પ્રમાણે વિચાર કરતા જાણીને ભગવન્તે કહ્યું કે 'હે અગ્નિભૂતિ ગૌતમ ! તું એમ વિચારે છે કે—" મિથ્યાત્વ આદિ હેતુ યુક્ત જ્ઞાનાવરણ આદિ જે કર્મ જીવ વડે કરાય છે, તે કર્મ કહેવાય છે તે શું કર્મ છે, કે નથી?" આવો તને સંશય છે, પણ તે અયોગ્ય છે, કેમકે તને એવો સંશય થવામાં કારણભૂત પરસ્પર વિરૂદ્ધ અર્થ વાળાં વેદનાં પદો છે. એ વેદનાં પદોનો અર્થ તું બરાબર નથી જાણતો, તેથી તમને એવો સંશય થાય છે. એ વેદના પદોનો અર્થ હું કહું છું, તે સાંભળ.' ૧૬૦૬ થી ૧૬૧૦.

कम्मे तुह संदेहो मन्नसि तं नाणगोयराईयं ।
तुह तमणुमाणसाहणमणुभूइमयं फलं जस्स ॥ १६११ ॥

अत्थि सुह-दुक्खहेऊ कज्जाओ बीयमंकुरस्सेव ।
सो दिट्ठो चेव मई वभिचाराओ न तं जुत्तं ॥ १६१२ ॥
जो तुल्लसाहणाणं फले विसेसो न सो विणा हेउं ।
कज्जत्तणओ गोयम ! घडो व्व, हेऊ य से कम्मं ॥ १६१३ ॥

તે કર્મ કોઇપણ પ્રમાણ-જ્ઞાનને ગોચર નથી, એમ તું માને છે, તેથી તને કર્મમાં સંશય છે. ( પણ તે અયોગ્ય છે, કેમકે ) સુખાદિ અનુભવરૂપ જેનું ફળ છે એવું કર્મ મને પ્રત્યક્ષ છે અને તને તે અનુમાનસાધ્ય છે. જેમ અંકુરરૂપ કાર્યનો હેતુ બીજ છે, તેમ સુખ-દુઃખાનુભવ કાર્ય હોવાથી તેનો કોઇ હેતુ છે. ( ને તે કર્મ છે. ) જો તે અનુભવનો વિષાદિ દૃષ્ટ હેતુ છે, એમ તું કહેતો હોય, તો તે પણ અયોગ્ય છે, કેમકે તેમ માનવામાં વ્યભિચાર છે. જે તુલ્યસાધનવાળા મનુષ્યાદિને ફળમાં વિશેષ-તફાવત જણાય છે, તે તફાવત ઘટાદિની પેઠે કાર્યરૂપ હોવાથી હેતુ વિનાનો નથી, ને એમાં જે હેતુ છે, તે કર્મ છે. ૧૬૧૧-૧૬૧૨-૧૬૧૩.

હે આયુષ્મન્! અગ્નિભૂતિ ! જ્ઞાનાવરણાદિપણે રહેલ પરમાણુના સમૂહરૂપ કર્મમાં તને સંશય છે. તું એમ માને છે કે જ્ઞાનાવરણાદિકર્મ અતીન્દ્રિય હોવાથી ખરવિષાણની પેઠે પ્રત્યક્ષ નથી. ઇત્યાદિ પૂર્વ પ્રમાણે જીવની પેઠે કર્મને પણ સર્વ પ્રમાણાત્મક જ્ઞાન ગોચર રહિત માને છે. પરન્તુ ભદ્ર ! એમ ન માન. કેમકે એ કર્મ મને તો પ્રત્યક્ષ છે, અને તને પણ તે અનુમાન ગમ્ય છે, એટલે સર્વપ્રમાણ-જ્ઞાનના વિષય રહિત છે, એમ નહી કહી શકાય. કારણકે સુખ-દુઃખાનુભવાત્મક તેનું ફળ છે.

( અગ્નિભૂતિ:- ) જો મને કર્મ પ્રત્યક્ષ કેમ નથી ? એમ તું કહેતો હોય તો એ તારૂં કહેવું અયુક્ત છે ! હે ભદ્ર ! કોઇને કોઇ વસ્તુ પ્રત્યક્ષ હોય, તો તે વસ્તુ બીજાને-પણ પ્રત્યક્ષ હોયજ એવો કંઈ નિયમ નથી. કેમકે સિંહ ( અષ્ટાપદ ) હંસ વિગેરે સર્વજનોને પ્રત્યક્ષ નથી, પણ તે નથી એમ નહિ કહી શકાય, કેમકે બાળકોને પણ તેની પ્રતીતિ છે. માટે તારા સંશયની પેઠે મને કર્મ પ્રત્યક્ષ છે, એમ અંગીકાર કર, કેમકે સર્વજ્ઞપણાથી મેં તે પ્રત્યક્ષ જોએલ છે. હું સર્વજ્ઞ છું એની શી સાબીતી ? એવો તને સંશય થતો હોય, તો તને જે શંકા હોય, તે પૂછ-હું તેનું સમાધાન કરૂં.

જેમ અંકુરરૂપ કાર્યનો બીજ હેતુ છે, તેમ દરેક પ્રાણીમાત્રને પ્રસિદ્ધ એવા-સુખ-દુઃખરૂપ કાર્યનો કોઇ હેતુ છે, અને એમાં જે હેતુ છે, તે કર્મ છે.

અગ્નિભૂતિ:—પુષ્પમાળા-ચંદન-સ્ત્રી વિગેરે સુખના હેતુઓ પ્રત્યક્ષ છે, અને સર્પ-વિષ-કંટક વિગેરે દુઃખના હેતુ પણ પ્રત્યક્ષ છે. આ પ્રમાણે સુખ-દુઃખના દૃષ્ટ હેતુનો ત્યાગ કરીને કર્મરૂપ અદૃષ્ટ હેતુ કલ્પવાથી શો ફાયદો ? દૃષ્ટ હેતુ તજીને અદૃષ્ટ હેતુ માનવો એ કેવળ અયોગ્ય છે.

ભગવન્ત:—તારૂં તે માનવું અયોગ્ય છે, કેમકે એમ માનવામાં વ્યભિચાર દોષ છે. ઇષ્ટાનિષ્ટ શબ્દાદિ વિષયરૂપ સુખ-દુઃખના સાધન તુલ્ય છતાં પણ તેના સુખ-દુઃખાનુભવરૂપ ફળમાં જે તરતમતા જણાય છે, તે તરતમતા કોઇ અદૃષ્ટ હેતુ વિના સંભવતી નથી, કેમકે તે ઘટની પેઠે કાર્ય છે. એ કાર્યમાં વિશેષતા-તફાવત કરનાર અદૃષ્ટ હેતુ છે, ને તે કર્મ છે, એમ તું કબુલ કર. ૧૬૧૧-૧૬૧૩.

કર્મની સિદ્ધિ માટે પુન: બીજાં અનુમાન કહે છે.

बालसरीरं देहंतरपुव्वं इंदियाइमत्ताओ ।
जह बालदेहपुव्वो जुवदेहो, पुव्वमिह कम्मं ॥ १६१४ ॥
किरियाफलभावाओ दाणाईणं फलं किसीए व्व ।
दाणाइफलं तं चिय मणप्पसायाइ जइ बुद्धी ॥ १६१५ ॥
किरियासामण्णाओ जं फलमस्सावि तं मयं कम्मं ।
तस्स परिणामरूवं सुह-दुक्खफलं जओ भुज्जो ॥ १६१६ ॥

જેમ યુવાનનું શરીર બાળશરીર પૂર્વક છે, તેમ બાળશરીર પણ ઇન્દ્રિયાદિવાળું હોવાથી શરીરાન્તર પૂર્વક છે. તેની પૂર્વે જે શરીર છે, તે કાર્મણ શરીર છે. ક્રિયા માત્ર ફળવાળી હોય છે, જેમ કૃષિક્રિયા તેમ દાનાદિ ક્રિયા પણ (કોઇ અદૃષ્ટ) ફળવાળી છે. મન:પ્રસન્નતા વિગેરે એજ દાનાદિ ક્રિયાનું ફળ છે, એમ કહેવામાં આવે, તો (મન: પ્રસન્નતા પણ ક્રિયારૂપ હોવાથી) ક્રિયાની સમાનતાવાળી છે તેથી તેનું પણ જે ફળ છે, તે કર્મ માનેલ છે. કેમકે તેના પરિણામરૂપે સુખ-દુ:ખ રૂપ ફળ તેનાથી પુન: પુન: થાય છે. ૧૬૧૪-૧૬૧૫-૧૬૧૬.

વળી હે અગ્નિભૂતિ ગૌતમ! જેમ યુવાન શરીર બાળશરીર પૂર્વક છે, તેમ પ્રથમનું બાળશરીર પણ ઇન્દ્રિયવાળું-સુખી-દુ:ખી-શ્વાસોશ્વાસ-નિમેષોન્મેષ-જીવનાદિવાળું હોવાથી, તે કોઈપણ બીજા શરીરપૂર્વક છે. પૂર્વજન્મમાં થઈ ગએલા શરીરપૂર્વક એ આદ્ય બાળ શરીર છે, એમ ન કહેવું, કારણકે તે પૂર્વજન્મનું શરીર અપાન્તરાલ ગતિમાં નથી હોતું, એટલે તત્પૂર્વક બાલ્યશરીર કહી શકાય નહી. અને શરીર વિનાના આત્માને નિયતગર્ભ-નિયતદેશ-અને નિયતસ્થાનની પ્રાપ્તિ પૂર્વક શરીરની પ્રાપ્તિ ઘટે નહી. કેમકે તેમ થવામાં ત્યાં કોઇ નિયામક કારણ નથી. તે શરીર પ્રાપ્તિમાં સ્વભાવ એજ કારણ છે, એમ પણ ન કહેવું, કેમકે આગળ તે સ્વભાવવાદ સંબંધી નિરાકરણ કરાશે. માટે તે બાળશરીરની પૂર્વે જે બીજું શરીર અમે કહીએ છીએ તે કાર્મણ શરીર છે, અને કાર્મણ શરીર તે કર્મમયજ છે.

કૃષિક્રિયા જેમ ધાન્યાદિ ફળવાળી છે, તેમ ચેતને આરંભેલ-દાનાદિ ક્રિયાઓ પણ ફળવાળી છે. તેઓનું ફળ તે કર્મ છે. વળી જે ક્રિયા નિષ્ફળ હોય છે, તે ક્રિયા પરમાણુ આદિની ક્રિયાની પેઠે ચેતને આરંભેલી પણ નથી હોતી. અહીં દાનાદિ ક્રિયાઓ ચેતને આરંભેલી હોય છે, તેથી તે ફળવાળી હોય જ છે.

અગ્નિભૂતિ:—કેટલીએક કૃષિ વિગેરે ક્રિયાઓ ચેતને કરેલી હોય, તે છતાં પણ તે ક્રિયાઓ કોઈ વખત નિષ્ફળ જણાય છે, તો પછી ચેતને કરેલી ક્રિયા ફળવાળીજ હોય એમ કેમ કહી શકાય?

ભગવન્ત:—ફળવાલા અભિપ્રાય વડે કરીને તે ક્રિયાનો આરંભ કરેલો છે. પરંતુ જો કે એમાં જે કોઇ વખત નિષ્ફળતા જણાય છે, તેમાં તે સંબંધી બરાબર જ્ઞાન ન હોય તેથી અથવા તે સંબંધી તથા પ્રકારની સામગ્રી ન હોય, તેથી ક્રિયા નિષ્ફળ થતી જણાય છે. તેજ પ્રમાણે દાનાદિ ક્રિયા પણ-મન: શુદ્ધિ વિગેરે સામગ્રી રહિત હોય, તો તે પણ નિષ્ફળજ થાય. એમાં કંઈ દોષ નથી. પણ જો તેથી ફળ થતુંજ ન

હોય તો તે ક્રિયા કરવા કોઇ તૈયાર થાય નહી. ફળના કારણ તરીકે ક્રિયા સિદ્ધ હોવાથીજ તે શરૂ કરે છે, પછી ફલની અપ્રાપ્તિ સહચારિના વૈગુણ્યથી થાય છે.

અગ્નિભૂતિ:—અસ્તુ, તમે કહો છો તેમ દાનાદિ ક્રિયાનું ફળ હો; પરન્તુ જેમ કૃષિ વિગેરે ક્રિયાનું ધાન્ય પ્રાપ્તિ વિગેરે દૃષ્ટફળ છે, તેમ તે દાનાદિક્રિયાનું પણ મન:પ્રસન્નતા વિગેરે દૃષ્ટફળ છે, છતાં કર્મરૂપ અદૃષ્ટફળ માનવાથી શો લાભ છે?

ભગવન્ત:—મનની જે પ્રસન્નતા તે પણ ક્રિયારૂપજ છે, એટલે દાનાદિ તથા કૃષિ વિગેરે ક્રિયા જેમ ફળવાળી છે, તેમ તે મનની પ્રસન્નતા પણ ફળવાળી છે, અને તેનું ફળ તે કર્મજ છે. કેમકે કર્મના યોગથી તેના પરિણામ રૂપે દરેક સમયે પ્રાણીઓને વારંવાર જે સુખ-દુ:ખરૂપ ફળ ઉત્પન્ન થાય છે અને મનની પ્રસન્નતારૂપ દાનાદિ ક્રિયાનું ફળ તે પણ કર્મથીજ થાય છે.

અગ્નિભૂતિ:—તમે હમણાંજ કહ્યું કે "દાનાદિ ક્રિયાનું ફળ કર્મ છે" એ ઉપરથી દાનાદિ ક્રિયાજ કર્મનું કારણ છે, એમ કહ્યું અને અહીં હવે મનની પ્રસન્નતા વિગેરેને કર્મનું કારણ કહો છો, તો એ પ્રમાણે કહેવાથી તમારા કથનમાં પરસ્પર વિરોધ આવે છે.

ભગવન્ત:—અમારા કથનમાં વિરોધ નથી. કેમકે મનની પ્રસન્નતા વિગેરે ક્રિયા કર્મનું અનન્તર કારણ છે, અને તે મનની પ્રસન્નતાનું કારણ દાનાદિ ક્રિયા છે. એટલે કારણના કારણમાં કારણપણાનો ઉપચાર કર્યો છે, તેથી કંઈ દોષ નથી.

होज्ज मणोवित्तीए दाणाइकिए व जइ फलं बुद्धो ।
तं किं निमित्तत्ताओ पिंडो व घडस्स विन्नेओ ॥ १६१७ ॥
एवंपि दिट्ठफलया किरिया न कम्मफला पसत्ता ते ।
सा तम्मत्तफल च्चिय जह मंसफलो पसुविणासो १६१८ ॥
पाय च जीवलोगो वट्टइ दिट्ठप्फलासु किरियासु ।
अदिट्ठफलासुं पुण वट्टइ नासंखभागोऽवि ॥ १६१९ ॥

દાનાદિ ક્રિયા એજ મન:પ્રસન્નતાનું ફળ છે, એવી બુદ્ધિ જો થતી હોય, તો તે અયોગ્ય છે, કેમકે પિંડ જેમ ઘટનું નિમિત્ત છે, તેમ તે પણ તેનું નિમિત્ત છે. એ પ્રમાણે પણ દાનાદિ ક્રયા દૃષ્ટફળવાળી થઈ, પરન્તુ તમારા કહેવા મુજબ કર્મરૂપ ફળવાળી ન થઈ. જેમ પશુહિંસા તે માંસભક્ષણરૂપ દૃષ્ટ ફળવાળી છે, તેમ તે દાનાદિ ક્રિયા પણ શ્લાઘાદિરૂપ દૃષ્ટફળવાળી છે. અને લોક પણ ઘણું કરીને દૃષ્ટફળવાળી ક્રયામાંજ પ્રવર્તે છે, અદૃષ્ટફળવાળી ક્રિયામાં તો તેનો અસંખ્યાતમો ભાગ પણ પ્રવર્તતો નથી. ૧૬૧૭–૧૮–૧૯

અગ્નિભૂતિ:—દાનાદિ ક્રિયાથી મનની પ્રસન્નતા વિગેરે થાય છે, અને તેથી આપવાની ઇચ્છાના પરિણામની વૃદ્ધિ થવાથી પુન: પુન: તે વ્યક્તિ દાન દે છે. આથી મનની પ્રસન્નતાનું ફળ તે દાનાદિ ક્રિયાજ છે, પણ અદૃષ્ટ એવું કર્મ નથી. કારણ કે તે દૃષ્ટફળથી હેતુ સિદ્ધ થાય છે, તો પછી કર્મરૂપ અદૃષ્ટ ફળ માનવાથી શું પ્રયોજન?

ભગવન્ત:—એમ નહી, જેમ માટીનો પિંડ તે ઘટનું નિમિત્ત છે, તેમ દાનાદિ ક્રિયા પણ મનની પ્રસન્નતાનું નિમિત્ત છે. કારણ કે કોઈ સુપાત્રને દાનઆદિ કરવાથી ચિત્તને આહ્લાદ વિગેરે થતા જણાય છે. માટે જે જેનું નિમિત્ત હોય, તે તેનું ફળ કહી શકાય નહિ, કેમકે એમ કહેવું એ અતિવિરૂદ્ધ છે.

અગ્નિભૂતિ:—પરન્તુ તમે કહેલ કૃષિઆદિના દૃષ્ટાન્તથી પણ દાનાદિ સર્વ ક્રિયાઓ દૃષ્ટફળવાળીજ સિદ્ધ થાય છે, કર્મરૂપ અદૃષ્ટ ફળવાળી નથી થતી, કેમકે જેમ કૃષિવિગેરે ક્રિયા ધાન્યાદિ પ્રાપ્તિરૂપ દૃષ્ટ ફળવાળી છે, તેમ દાનાદિ ક્રિયા પણ પ્રશંસા વિગેરે કોઇપણ દૃષ્ટ ફળવાળી છે, તો પછી અદૃષ્ટફળવાળી માનવાથી શું પ્રયોજન છે? કંઇજ નહી. સંક્ષિપ્તમાં એટલુંજ કહેવાનું છે કે સર્વ ક્રિયા દૃષ્ટફળવાળીજ છે, એમ માનવું યોગ્ય છે, પરન્તુ અદૃષ્ટફળવાળી છે, એમ માનવું યોગ્ય નથી. ઉદાહરણ તરીકે પશુવિનાશરૂપ ક્રિયા માંસપ્રાપ્તિરૂપ દૃષ્ટફળવાળીજ છે. કેમકે એવો કોઈ મનુષ્ય નથી, કે તે પશુહિંસા અધર્મરૂપ અદૃષ્ટ ફળ માટે આરંભે, પરન્તુ માંસભક્ષણરૂપ દૃષ્ટફળને માટેજ આરંભે છે. માટે સર્વ ક્રિયા દૃષ્ટફળવાળીજ છે. અને વળી લોકો પણ ઘણે ભાગે કૃષિ-વાણિજ્ય વિગેરે દૃષ્ટફળવાળી ક્રિયામાંજ પ્રવૃત્તિ કરે છે. અદૃષ્ટફળવાળી દાનાદિ ક્રિયામાં તો તેનો અસંખ્યાતમો ભાગ પણ પ્રવૃત્તિ કરતો નથી. ઘણાજ અલ્પજનો તેમાં પ્રવૃત્તિ કરે છે. આ સર્વ કહેવાનું તાત્પર્ય એ છે, કે જેમ હિંસાદિ અશુભક્રિયામાં અદૃષ્ટફળનો અભાવ છે, તેમ દાનાદિ શુભક્રિયાના અદૃષ્ટફળનો પણ અભાવ થશે. ૧૬૧૭-૧૬૧૮-૧૬૧૯.

ઉપરોક્ત દૂષણોનો પરિહાર કરવાને ભગવન્ત કહે છે કે—

सोम्म ! जउ चिय जीवा पायं दिट्ठप्फलासु वट्टंति ।
अदिट्ठफलाओ वि हु ताओ पडिवज्ज तेणेव ॥ १६२० ॥
इहरा अदिट्ठरहिया सव्वे मुच्चेज्ज ते अजत्तेणं ।
अदिट्ठारंभो चेव किलेसबहुलो हवेज्जाहि ॥ १६२१ ॥

હે સૌમ્ય! જે કારણથી જીવો ઘણાભાગે દૃષ્ટફળવાળી ક્રિયામાંજ પ્રવર્તે છે, તેજ કારણથી તે ક્રિયાઓ અદૃષ્ટફળવાળી પણ છે, એમ અંગીકાર કર. અન્યથા અદૃષ્ટ રહિત સર્વ જીવો યત્ન વિના સંસારથી મુકાઇ જાય, અને અદૃષ્ટારંભ બહુ કલેશવાળો થાય. ૧૬૨૦-૧૬૨૧.

હે સૌમ્ય! અગ્નિભૂતિ ગૌતમ! જે કારણથી જીવો ઘણા ભાગે કૃષિવાણિજય-હિંસા વિગેરે દૃષ્ટ ફળવાળી અશુભ ક્રિયામાં પ્રવર્તે છે, અને અદૃષ્ટફળવાળી દાનાદિ શુભક્રિયામાં ઘણા થોડા જીવો પ્રવર્તે છે, તેજ કારણથી તે અશુભ ક્રિયાઓ દૃષ્ટફળવાળી અને અદૃષ્ટફળવાળી ઉભય પ્રકારે છે, એમ અંગીકાર કર. જો કે કૃષિ-હિંસા વિગેરે ક્રિયા કરનારાઓ દૃષ્ટફળ માટેજ તે ક્રિયાઓ આરંભે છે, અધર્મને માટે નથી આરંભતા, તોપણ તેઓ તેનું પાપરૂપ અદૃષ્ટફળ ભોગવે છેજ. જો એમ ન હોય, તો અનન્ત સંસારી જીવો કેવી રીતે હોઈ શકે? તેઓ હિંસાદિ અશુભ ક્રિયાનું અદૃષ્ટફળ ઇચ્છતા નથી; તોપણ પાપરૂપ અદૃષ્ટ ફળ બાંધીનેજ તેઓ અનન્ત સંસારમાં ભમે છે; અને દાનાદિ ક્રિયા કરનારાઓ થોડા હોય છે, તોપણ તેઓ તેનું ધર્મરૂપ અદૃષ્ટ ફળ પામીને અનુક્રમે સંસારથી મૂકાયછે.

અગ્નિભૂતિ:—દાનાદિ શુભ ક્રિયા કરનારાઓએ જે ધર્મરૂપ અદૃષ્ટ ફળ ઇચ્છેલું છે, તે તેઓને ભલે થાઓ; પરન્તુ જે કૃષિ-હિંસાદિ ક્રિયા કરનારાઓએ અધર્મરૂપ અદૃષ્ટ ફળ ઇચ્છેલું નથી, તે તેમને કેવી રીતે થાય?

ભગવન્ત:—જે અવિકલ-સંપૂર્ણ કારણ હોય છે, તે પોતાનું કાર્ય ઉત્પન્ન કરવામાં કોઇની પણ ઇચ્છાની અપેક્ષા નથી રાખતું, તે તો પોતાનું કાર્ય કરે છેજ. જેમ કોઈ ખેડુત ધાન્ય વાવતો હોય, તે વખતે તેની અજ્ઞાત અવસ્થામાં કોઈ કોદરાનું બીજ ત્યાં પડી ગયું હોય, પછી તે બીજ જળ વિગેરે સામગ્રીરૂપ અવિકલ (સંપૂર્ણ) કારણ પા-

બીને ખેડુતની ઇચ્છા વિના પણ ઉગી નીકળે છે, તેમ કૃષિ-હિંસા વિગેરે પણ અવિકલ કારણવાળાં હોવાથી અધર્મરૂપ કાર્યને ઉત્પન્ન કરે છેજ, એમાં તેના કર્ત્તાની ઇચ્છા કંઈ ઉપયોગમાં નથી આવતી. જે વિવેકી જનો હોય છે, તેઓ દાનાદિ ક્રિયામાં પણ ફળની ઇચ્છા નથી કરતા, તોપણ અવિકલ કારણતાથી તે ક્રિયાઓ વિશિષ્ટ પ્રકારનું ધર્મરૂપ ફળ ઉત્પન્ન કરે છેજ. માટે શુભ અથવા અશુભ ક્રિયાનું સર્વનું શુભ અથવા અશુભ અદૃષ્ટ ફળ હોય છેજ. અન્યથા એટલે જો કૃષિ-હિંસા વિગેરે અશુભ ક્રિયાઓનું અદૃષ્ટ ફળ ન હોય, તો તે ક્રિયા કરનારાઓ મૃત્યુ પામ્યા બાદ તરતજ યત્ન વિના સંસારથી મુક્ત થઈને મોક્ષ પામે, અને તેથી પ્રાય: સંસાર શૂન્ય થઇ જાય. તથા અદૃષ્ટ ફળવાળી દાનાદિ ક્રિયાઓનો આરંભજ સંસાર પરિભ્રમણનું કારણ થવાથી અતિક્લેશવાળો-દુરન્ત થાય, કેમકે દાનાદિ ક્રિયા કરનારાઓ તે કરવાવડે કરીને અદૃષ્ટફળનો બંધ કરે, અને તેથી જન્માન્તરમાં તેનો વિપાક અનુભવીને પુન: દાનાદિ ક્રિયામાં પ્રવૃત્તિ કરે, એ પ્રમાણે વારંવાર થવાથી તેઓને અનન્તસંસારની પરંપરા પ્રાપ્તિ થાય. આ પ્રમાણે થવાથી પરિણામ એ આવે કે કૃષિ હિંસા વિગેરે કરનારાઓ સર્વને અદૃષ્ટ સંચયના અભાવે મોક્ષ પ્રાપ્ત થાય, અને તેવી ક્રિયા કરનાર કોઇપણ સંસારમાં જણાય નહી, તેમજ તેનો અશુભ વિપાક અનુભવનાર પણ એકે જણાય નહી, માત્ર દાનાદિ શુભ ક્રિયા કરનારા અને તેનો શુભ ફળ વિપાક ભોગવનારાજ જણાય; પરન્તુ એવું કંઈ જણાતું નથી. ૧૬૨૦-૧૬૨૧.

जमणिट्ठभोगभाजो बहुतरगा जं च नेह मइपुव्वं ।
अद्दिट्ठाणिट्ठफलं कोइवि किरियं समारभए ॥ १६२२ ॥
तेण पडिवज्ज किरिया अद्दिट्ठेगंतियप्फला सव्वा ।
दिट्ठाणेगंतफला साऽवि अदिट्ठाणुभावेण ॥ १६२३ ॥
अहवा फलाउ कम्मं कज्जत्तणओ पसाहियं पुव्वं ।
परमाणवो घडस्स व किरियाण फलं तयं भिन्नं ॥ १६२४ ॥

અદૃષ્ટ અનિષ્ટ ફળવાળી ક્રિયા કોઇપણ બુદ્ધિપૂર્વક નથી કરતા તોપણ જે કારણથી અશુભ ફળ વિપાક ભોગવનારા પ્રાણીઓ ઘણા છે, તે કારણથી સર્વ ક્રિયાઓ અદૃષ્ટ એકાન્ત ફળવાળી છે. એમ અંગીકાર કર. અને દૃષ્ટ અનેકાન્તફળવાળી ક્રિયાઓ છે, તે પણ અદૃષ્ટના અનુભાવથીજ છે. અથવા ફળના તફાવતથી તેનું કારણ કર્મ છે અને તે તફાવત કાર્યરૂપ હોવાથી કર્મને સાધનાર પૂર્વે સિદ્ધ કર્યું છે. જેમ પરમાણુઓનું કાર્ય ઘટ છે, તેમ ક્રિયાઓનું ફળ કર્મ છે, ને તે કર્મરૂપ ફલ ક્રિયાઓથી ભિન્ન છે. ૧૬૨૨-૧૬૨૩-૧૬૨૪.

આ જગતમાં દુ:ખી જીવો ઘણા જણાય છે, અને સુખી જીવો બહુ થોડા જણાય છે, એથી જણાય છે કે હે સૌમ્ય ( અગ્નિભૂતિ )! કૃષિ-વાણિજ્ય હિંસા વિગેરે ક્રિયાથીજન્ય અશુભ કર્મરૂપ અદૃષ્ટફળ દુ:ખી જીવોને હોય છે, અને દાનાદિક્રિયાજન્ય શુભકર્મરૂપ અદૃષ્ટફળ સુખી જીવોને હોય છે, કારણ કે અશુભ ક્રિયા કરનારા બહુ વિશેષ હોય છે અને શુભક્રિયા કરનારા બહુ અલ્પ હોય છે.

અગ્નિભૂતિ:—અશુભક્રિયા કરનારાઓને પણ જો અદૃષ્ટફળ હોય, તો દાનાદિ શુભક્રિયા કરનારાઓની પેઠે તેઓ પણ અશુભ અદૃષ્ટફળની ઇચ્છા કેમ કોઈ કરતા નથી જણાતા?

ભગવન્ત:—અદૃષ્ટ અશુભ ફળવાળી ક્રિયા કોઇપણ બુદ્ધિપૂર્વક આરંભતું નથી,

તે કારણથી કોઈ પણ તેની ઇચ્છા કરતા જણાતા નથી. માટે એમ અંગીકાર કર કે સર્વ ક્રિયાઓ એકાન્ત અદૃષ્ટફળવાળી છે. કારણ કે સર્વક્રિયાઓનું અદૃષ્ટ-ફળ તો એકાન્તિક છે, ને જે ક્રિયાઓનું દૃષ્ટફળ છે, તે તો અનેકાન્તિક છે, એટલે કે કોઈક ક્રિયાનું દૃષ્ટફળ થાય છે અને કોઈકનું નથી થતું. એ દૃષ્ટફળનું જે અનેકાન્તિક પણું છે તે પણ અદૃષ્ટના પ્રભાવથીજ છે એમ માનવું. કેમકે સમાન સાધનથી આરંભેલી સમાન ક્રિયાઓમાં પણ કેટલાકને ફળનો વ્યઘાત જણાય છે અને કેટલાકને વિઘાત નથી જણાતો, એ બધું અદૃષ્ટ હેતુ સિવાય ઘટે નહી. ને એ અદૃષ્ટ હેતુ, તે કર્મ છે, ને તે ફલની વિષમતાના કારણરૂપે પૂર્વે સિદ્ધિ કરેલ છે. કેમકે તુલ્ય સાધનોના ફળમાં પણ જે વિશેષ-તફાવત જણાય છે, તે વિશેષ તફાવત કાર્ય રૂપ છે, અને જે કાર્ય છે, તેનું કારણ અવશ્ય હોય છેજ. જેમ પરમાણુઓ ઘટનું કારણ છે, તેમ અહીં વિશેષતારૂપ ફળમાં જે કારણ છે, તે કર્મ છે. એ કમ સવ ક્રિયાઓનું અદૃષ્ટફળ છે અને તે તેનાથી ભિન્ન છે, કર્મ તે કાર્ય છે અને ક્રિયાઓ તો કારણ છે, કાર્ય અને કારણ પરસ્પર ભિન્ન હોય છે. ૧૬૨૨—૧૬૨૩—૧૬૨૪.

કર્મ મૂર્તિમાન્ છે, તત્સંબંધી પ્રશ્નોત્તર.

आह नणु मुत्तमेवं मुत्त चिय कज्जमुत्तिमत्ताओ ।
इह जह मुत्तत्तणओ घडस्स परमाणवो मुत्ता ॥ १६२५ ॥
तह सुहसंवित्तीओ संबंधे वेयणुब्भवाओ य ।
बज्झबला ाणाओ परिणामाओ य विण्णेयं ॥ १६२६ ॥
आहार इवानल इव घडु व्व नेहाइकयबलाहाणो ।
खीरमिवोदाहरणाइं कम्मरूवित्तगमगाइं ॥ १६२७ ॥

એ પ્રમાણે તો કમ મૂર્ત્તિમાન થયું, હા, કાર્ય મૂર્તિમાન્ હોવાથી કારણ પણ મૂર્તિ-માન હોય છે, જેમ ઘટ મૂર્તિમાન્ હોવાથી તેનું કારણ પરમાણુઓ પણ મૂર્તિમાન્ છે તથા આહારની પેઠે જેનો સંબંધ થવાથી સુખાનુભવ થાય, અગ્નિની પેઠે જેનો સંબંધ થવાથી વેદનાનુભવ થાય, ચીકાશથી મજબૂત થએલા ઘટની પેઠે જેનો સંબંધ થવાથી બાહ્ય વસ્તુથી મજબુતતા થતી હોય અને દૂધની પેઠે જે પરિણામિ હોય, તે મૂર્તિમાન્ જાણવું, ઇત્યાદિ કર્મને મૂર્તિમાન્ સિદ્ધ કરવાનાં ઉદાહરણો છે.

અગ્નિભૂતિ:-જો શરીરાદિ કાર્યો જોઇને તેના કારણભૂત કર્મની સિદ્ધિ કરો છો, તો તે શરીરાદિ કાર્ય મૂર્તિમાન્-રૂપી હોવાથી, તેનું કારણ જે કર્મ તે પણ મૂર્તિમાન્-રૂપી સિદ્ધ થશે.

ભગવન્ત:-અમને તે ઇષ્ટ છે, કેમકે જેનું કાર્ય મૂર્તિમાન્ હોય છે, તેનું કારણ પણ ઘટના કારણભૂત પરમાણુની પેઠે મૂર્તિમાન્ હોય છે, અને જેનું કાર્ય મૂર્તિમાન્ નથી તેનું કારણ પણ જ્ઞાનના કારણભૂત આત્માની પેઠે મૂર્તિમાન્ હોતું નથી. માટે કર્મ મૂર્તિમાન્ છે.

અગ્નિભૂતિ:-જો એ પ્રમાણે કારણ અને કાયના સંબંધથી કર્મને રૂપી સિદ્ધ કરતા હો, તો હું પુછું છું કે સુખ-દુઃખ વિગેરે પણ કમનું કાર્ય છે, એ સુખ-દુઃખાદિ કાર્ય અમૂર્ત હોવાથી તેનું કારણ જે કર્મ તે પણ અમૂર્ત સિદ્ધ થશે, અને મૂર્ત કારણથી અ-

મૂર્ત કારણી એવા અમૂર્તકાર્યની ઉત્પત્તિ થવી તે તો અયોગ્ય છે, વળી એકજ વસ્તુમાં મૂર્તપણું અને અમૂર્તપણું હોવું બીલકુલ અયોગ્ય છે, કેમકે એ પરસ્પર અત્યન્ત વિરૂદ્ધ છે.

ભગવન્તઃ- સુખ-દુઃખ વિગેરે આત્માના ધર્મ હોવાથી આત્મા તેઓનું સમવાયિ કારણ છે, અને કર્મ તો તેમાં અન્ન-પાણી-સર્પ વિષ આદિની પેઠે નિમિત્ત કારણ છે. માટે એથી કંઈ એમાં દોષ આવતો નથી.

વળી કર્મ રૂપી છે, તેને સિદ્ધ કરવામાં ચાર હેતુના ચાર દૃષ્ટાંતો જાણવાં. ૧ જેનો સંબંધ થવાથી સુખાદિનો અનુભવ થાય, તે અશનાદિ આહારની પેઠે મૂર્ત હોય છે, અને જે આકાશની પેઠે અમૂર્ત હોય છે, તેનો સંબંધ થવાથી સુખાદિનો અનુભવ પણ થતો નથી. અહીં કર્મના સંબંધથી સુખ-દુઃખાદિનો અનુભવ થાય છે, માટે તે મૂર્તિમાન્ છે. ૨ વળી જેનો સંબંધ થવાથી વેદના ઉત્પન્ન થાય, તે અગ્નિની પેઠે મૂર્તિમાન્ છે. અહીંયાં કર્મના સંબંધથી વેદના થાય છે, માટે તે રૂપી છે. ૩ તથા આત્માના જ્ઞાનાદિ ધર્મોથી ભિન્ન છતાં પુષ્પમાળા-ચંદન-સ્ત્રી વિગેરે બાહ્યવસ્તુવડે, ચિકાશથી મજબુત થતા ઘટની પેઠે બળવાન્ થાય છે, તેથી તે મૂર્ત હોય છે. મિથ્યાત્વાદિરૂપ હેતુવડે કર્મને ઉપચયરૂપ બળ પ્રાપ્ત થાય છે, માટે તે રૂપી છે. અને ૪ વળી કર્મ રૂપી છે, કેમકે તે આત્માદિથી વ્યતિરિક્ત ( ભિન્ન ) છતાં દૂધના પેઠે પરિણામિ છે. ઈત્યાદિ હેતુ અને ઉદાહરણો કર્મને રૂપી સિદ્ધ કરનારાં જાણવાં. ૧૬૨૫-૧૬૨૬-૧૬૨૭.

अह मयमसिद्धमेवं परिणामाउत्ति सोऽवि कज्जाओ ।
सिद्धो परिणामो से दहिपरिणामादिव पयस्स ॥ १६२८ ॥
अब्भाइविगाराणं जह वेचित्तं विणावि कम्मेणं ।
तह जइ संसारीणं हवेज्ज को नाम तो दोसो ? ॥ १६२९ ॥

" પરિણામિ હોવાથી " ( કર્મ રૂપી છે. ) એ હેતુ અસિદ્ધ છે, એમ માનતો હોય, તો તે અયોગ્ય છે; કેમકે કર્મના કાર્ય તરીકે શરીરાદિરૂપ પરિણામ જણાય છે, તેથી તે શરીરરૂપ પરિણામી કાર્ય હોવાથી કર્મનો પરિણામિભાવ અવશ્ય સિદ્ધ છે. ( જેનું કાર્ય પરિણામિ જણાય, તે પોતે પણ પરિણામિ હોય છે, એમ નિશ્ચય થાય છે. ) જેમ દહીંનો છાશરૂપે પરિણામ થાય છે, તેથી તે દહિનું કારણ દૂધ પણ પરિણામિ છે. એમ જણાય છે. તેવી રીતે તે કર્મમાં પણ જાણવું, વલી અગ્નિભૂતિ કહે છે કે જેમ-આકાશ વિગેરેના વિકારોનું વિચિત્રપણું કર્મ વિના પણ જણાય છે, તેમ સંસારી જીવોનું પણ સુખ-દુઃખાદિ ભાવે વિચિત્રપણું માનીએ તો શું દોષ છે ? ૧૬૨૮-૧૬૨૯.

એના ઉત્તરમાં કરૂણાળુ ભગવન્ત મહાવીર દેવ કહે છે કે—

कम्मम्मि व को भेओ जह बज्झक्खंधचित्तया सिद्धा ।
तह कम्मपोग्गलाणवि विचित्तया जीवसहियाणं ॥ १६३० ॥
बज्झाण चित्तया जइ पडिवन्ना कम्मणो विसेसेण ।
जीवाणुगयस्स मया भत्तीण व सिप्पिनत्थाणं ॥ १६३१ ॥

કર્મમાં પણ વિચિત્રતા માનવામાં શો ભેદ છે ? જેમ બાહ્ય સ્કંધની વિચિત્રતા સિદ્ધ છે, તેમ જીવ સહિત કર્મપુદ્ગળોની વિચિત્રતા પણ સિદ્ધ છે. જો બાહ્ય પુદ્ગળોની

વિચિત્રતા માને છે તો પછી કર્મ પુદ્ગલોની વિચિત્રતા તો જીવ સહચરિત હોવાથી વિશેષે કરીને માનવી જોઇએ, જેમ ચિત્રકારે બનાવેલ ચિત્રામણોના જીવાદિ આકારવાલાં પુદ્ગલોમાં વિચિત્રતા છે તેમ અહિં પણ જાણવું.

ગન્ધવનગર-ઇન્દ્રધનુષ્ય આદિ અભ્રવિકારોની ગૃહ-દેવમંદિર-પ્રાકાર-વૃક્ષ-કૃષ્ણ-નીલ-રક્ત આદિભાવે વિચિત્રતા હે સૌમ્ય! તું માને છે, તો પછી કર્મની અંદર વિચિત્રતા માનવામાં તને શું દોષ છે? જેમ સર્વજનોને પ્રતીત એવા ઇન્દ્ર-ધનુષઆદિ બાહ્યપુદ્ગળ સ્કંધોની વિચિત્રતા તને માન્ય છે, તેમ આન્તરીક કર્મસ્કંધોમાં પુદ્ગળમયતા સમાન હોવાથી અને તે જીવ સહિત હોવાથી સુખ-દુઃખાદિ ઉત્પન્ન કરવા વડે વિશેષે કરીને વિચિત્રતાનું કારણ છે, તો પછી તેની વિચિત્રતા કેમ નથી માનતો? અભ્ર (વાંદળાં) વિગેરે બાહ્યપુદ્ગળો વિવિધરૂપે પરિણામ પામે છે, તો પછી જીવે ગ્રહણ કરેલા કર્મ-પુદ્ગળો વિવિધ પ્રકારે પરિણામ પામે એમાં શું આશ્ચર્ય છે? કહેવાનું તાત્પર્ય એ છે કે જીવે ગ્રહણ નહી કરેલ અભ્રાદિ-બાહ્ય પુદ્ગળોની વિવિધાકાર પરિણતિરૂપ વિચિત્રતા તેં માની છે, તો જીવાનુગત કર્મપુદ્ગળોની તેવી વિચિત્રતા તારે અવશ્ય માનવી જોઇએ. જે ચિત્રકાર આદિ શિલ્પિએ ગ્રહણ કરેલ ચિત્ર-લેપ્ય-કાષ્ઠ કર્માનુગત પુદ્ગળોનીપરિણામવિચિત્રતા છે, તે વિચિત્રતા વિસ્રસાપરિણામથી પરિણામ પામેલ ઇન્દ્રધનુષ આદિના પુદ્ગળોના પરિણામની વિચિત્રતાથી વિશિષ્ટપ્રકારની છે, એમ જણાય છે, તેવી રીતે જીવે ગ્રહણ કરેલ કર્મપુદ્ગળોની પણ સુખ-દુઃખાદિ જનનરૂપ વિચિત્રતા વિશિષ્ટ પ્રકારની છે. ૧૬૩૦-૧૬૩૧.

तो जइ तणुमेत्तं चिय हवेज्ज का कम्मकप्पणा नाम ? ।
कम्मंपि नणु तणु च्चिय सण्हयरब्भंतरा नवरं ॥ १६३२ ॥
को तीय विणा दोसो थूलाए सव्वहा विमुक्कस्स ।
देहग्गहणाभावो तओ य संसारवोच्छित्ती ॥ १६३३ ॥
सव्वविमोक्खावत्ती निक्कारणउ व्व सव्वसंसारो ।
भवमुक्काणं च पुणो संसरणमओ अणासासो ॥ १६३४ ॥

જો એ પ્રમાણે વિચિત્ર પરિણતિ કહેતા હો તો તે પરિણતિ શરીરમાત્રજ છે, તેમાં કર્મના કલ્પના કરવાનું શું પ્રયોજન છે? એમ ન કહેવું, કેમકે કર્મ પણ શરીરજ છે, માત્ર તે અતિસૂક્ષ્મ અને અભ્યન્તર છે, એટલું વિશેષ છે. એ સૂક્ષ્મશરીર ન માનવાથી શો દોષ આવે? સ્થૂલ-શરીરથી મુક્ત થએલા જીવને ભવાન્તરમાં તે વિના દેહ ગ્રહણ ન થાય, અને તેથી સંસારનો વિચ્છેદ થાય. એમ થવાથી સર્વને મોક્ષ પ્રાપ્તિ થાય, અથવા કારણ સિવાય સર્વને સંસાર પ્રાપ્ત થાય, અને ભવથી મુકાએલા સિદ્ધોને પણ પુનઃ સંસાર પ્રાપ્ત થાય, એમ થવાથી મોક્ષમાં પણ સ્થિતિ ન થાય. ૧૬૩૨-૩૩-૩૪.

અગ્નિભૂતિઃ—જો અભ્રવિકારની પેઠે કર્મપુદ્ગળોની વિચિત્ર પરિણતિ માનીએ, તો પછી જેમ વિચિત્રતા સ્વભાવથીજ થાય છે, તેમ સમસ્ત જનોને પ્રત્યક્ષ આ શરીર પણ સુરૂપ-કુરૂપ-સુખ-દુઃખાદિ ભાવે સ્વભાવથીજ પરિણામ પામે છે, એમ માનવુંજ બસ છે, પરન્તુ વચ્ચે તેની વિચિત્રતાના હેતુભૂત કર્મની કલ્પના કરવી નિરર્થક છે. કેમકે સર્વપુદ્ગળોના પરિણામની વિચિત્રતા સ્વભાવથીજ સિદ્ધ થાય છે.

ભગવન્તઃ—અભ્રવિકારની પેઠે શરીરની વિચિત્રતા માનીએ છીએ, કર્મ પણ સૂક્ષ્મ

શરીરજ છે; માત્ર એ અતિસૂક્ષ્મ-અતીન્દ્રિય-અને અભ્યન્તર હોવાથી જીવની સાથે ગાઢ સંશ્લિષ્ટ છે ( સંબંધવાળું છે. ) અને તેથી જેમ અભ્રાદિ વિકારની પેઠે બાહ્ય સ્થૂલ શરીરની વિચિત્રતા મનાય છે, તેમ કર્મશરીર ( કાર્મણશરીર )ની વિચિત્રતા પણ માનવી જોઈએ.

અગ્નિભૂતિ:—અભ્રાદિ વિકારની પેઠે બાહ્ય સ્થૂલ શરીરની વિચિત્રતા પ્રત્યક્ષ જણાય છે, તેથી તે માની શકાય છે, પરન્તુ આન્તરિક કર્મરૂપ સૂક્ષ્મ શરીરની વિચિત્રતા કેવી રીતે માની શકાય ? કેમકે તે સૂક્ષ્મશરીર તો સર્વથા અપ્રત્યક્ષ છે. એટલે જો તેને ન માનીએ તો શો દોષ આવે ?

ભગવન્ત:—જો તે સૂક્ષ્મ કાર્મણશરીર ન માનવામાં આવે, તો મૃત્યુકાળે સ્થૂલ શરીરથી મૂકાએલ જીવને ભવાન્તરમાં પુન: સ્થૂલ શરીરની પ્રાપ્તિના કારણભૂત જે સૂક્ષ્મ શરીર છે તે વિના તે સ્થૂલ શરીરની પ્રાપ્તિ ન થાય. કેમકે કારણ વિના અન્ય શરીરનું ગ્રહણ થઇ શકે નહિ. અને તેથી કરીને અન્ય શરીરની પ્રાપ્તિ વિના મરણ પામ્યા બાદ શરીર રહિત થવાથી સર્વ જીવોને યત્ન વિનાજ સંસારનો છેદ થાય. અને એમ થવાથી સર્વજીવોને મોક્ષ પ્રાપ્ત થાય, અથવા શરીર વિનાના જીવોને પણ સંસારમાં રખડવાનું થાય, અને તેથી નિષ્કારણ સર્વને સંસાર ભ્રમણ થાય, એજ પ્રમાણે ભવથી મૂકાએલા સિદ્ધોને પણ અકસ્માત્-કારણ સિવાય સંસાર ભ્રમણ થાય, અને એજ પ્રમાણે પાછું મોક્ષગમન થાય, આ રીતે થવાથી મોક્ષમાં પણ સ્થિતિ ન થાય. વિચિત્રતાના કારણભૂત કર્મને ન માનવાથી આ વિગેરે દોષો પ્રાપ્ત થાય છે, માટે વિચિત્રતાના કારણભૂત કર્મને તું અંગીકાર કર. ૧૬૩૨–૧૬૩૩–૧૬૩૪.

मुत्तस्सामुत्तिमया जीवेण कहं हवेज्ज संबंधो ? ।
सोम ! घडस्स व्व नभसा जह वा दव्वस्स किरियाए १६३५ ॥
अहवा पच्चक्खं चिय जीवोवनिबंधणं जह सरीरं ।
चिट्ठइ कम्मयमेवं भवंतरे जीवसंजुत्तं ॥ १६३६ ॥

મૂર્તકર્મનો અમૂર્ત આત્મા સાથે સંબંધ કેમ થઈ શકે ? સૌમ્ય ! જેમ ઘટનો આકાશ સાથે, અથવા દ્રવ્યનો ક્રિયા સાથે સંબંધ થાય છે તેમ આ સંબંધ હોય છે અથવા પ્રત્યક્ષ જણાતું જીવના સંબંધવાળું આ સ્થૂલ શરીર જેમ વર્ત્તે છે, તેમ ભવાન્તરમાં ગતિ કરતા જીવની સાથે લાગેલું કાર્મણ શરીર છે, તે તું અંગીકાર કર. ૧૬૩૫—૧૬૩૬.

અગ્નિભૂતિ:-તમે કર્મ મૂર્ત છે, એમ પૂર્વે કહ્યું છે, તો તે મૂર્તકર્મનો અમૂર્ત એવા આત્મા સાથે સંયોગ સંબંધ અથવા સમવાય સંબંધ કેવી રીતે થઇ શકે ? આથી મને તો કર્મની સિદ્ધિમાં એ બીજું પણ છિદ્ર જણાય છે.

ભગવન્ત:- ભદ્ર ! જેમ મૂર્ત એવા ઘટનો અમૂર્ત એવા આકાશની સાથે સંયોગ સંબંધ છે, તથા અંગુલિ આદિ દ્રવ્યનો સંકોચન-પ્રસારણ આદિ ક્રિયાની સાથે સમવાય સંબંધ છે, તેમ અહીં પણ આત્મા અને કર્મનો સંબંધ છે. અથવા જેમ આ બાહ્ય સ્થૂલ શરીર જીવની સાથે સંબંધવાળું પ્રત્યક્ષ ચેષ્ટા કરતું જણાય છે, તેવી રીતે ભવાન્તરમાં જતા જીવની સાથે સંબંધવાળું કાર્મણ શરીર પણ અંગીકાર કર. ધર્મ અધર્મ નિમિત્ત વાળું, જીવની સાથે સંબંધવાળું બાહ્ય શરીર ચેષ્ટા કરે છે, એમ તું કહેતો

હોય, તો અમે તને પુછીએ છીએ કે એ ધર્મ અધર્મ મૂર્ત છે કે અમૂર્ત છે ? જો મૂર્ત છે એમ કહેતો હોય તો તેમનો અમૂર્ત આત્માની સાથે સંબંધ કેવીરીતે છે ? ગમે તે પ્રકારે તેમનો આત્મા સાથે સંબંધ છે, એમ માનતો હોયતો પછી કર્મનો તેની સાથે તેવી રીતે સંબંધ કેમ નથી માનતો ? અને જો ધર્મ અધર્મ અમૂર્ત છે એવું તારૂં મન્તવ્ય હોય, તો બાહ્ય-મૂર્ત-સ્થૂલ શરીરની સાથે તે અમૂર્તનો સંબંધ કેવીરીતે થાય ? કેમકે તારા અભિપ્રાયે મૂર્તની સાથે અમૂર્તનો સંબંધ અયોગ્ય છે. અને તેઓના સંબંધ વિના બાહ્ય શરીરની ચેષ્ટાના તેઓ નિમિત્ત થાય, એ તો અતિપ્રસંગ થાય. અને જો અમૂર્ત ધર્મ અધર્મનો બાહ્ય મૂર્ત શરીરની સાથે સંબંધ છે, એમ માનતો હો, તો જીવ અને કર્મનો પણ તેવી રીતે સંબંધ માનવામાં તને શું દોષ છે ? ૧૬૩૫—૧૬૩૬.

મૂર્તકર્મ વડે અમૂર્ત આત્માને અનુગ્રહ ઉપઘાત કેમ થાય ? તે શંકાનું સમાધાન કરતા વેદોક્ત વચનથી કર્મની સિદ્ધિ કરે છે.

मुत्तेणामुत्तिमओ उवघाया-ऽणुग्गहा कहं होज्जा ? ।
जह विण्णाणाईणं मइरापाणो–सहाईहिं ॥ १६३७ ॥
अहवा नेगंतोऽयं संसारी सव्वहा अमुत्तोत्ति ।
जमणाइकम्मसंतइपरिणामावन्नरूवो सो ॥ १६३८ ॥
संताणोऽणाईओ परोप्परं हेउहेउभावाओ ।
देहस्स य कम्मस्स य गोयम ! बोयं–कुराणं व ॥ १६३९ ॥
कम्मे चासइ गोयम ! जमग्गिहोत्ताइं सग्गकामस्स ।
वेयविहियं विहण्ण दाणाइफलं च लोयम्मि ॥ १६४० ॥

મૂર્તકર્મવડે અમૂર્ત આત્માને અનુગ્રહ ઉપઘાત કેમ થાય ? ઉત્તર-જેમ મદિરાપાન અને ઔષધાદિવડે વિજ્ઞાનાદિને ( અનુગ્રહ ને ઉપઘાત ) થાય છે તેમ, અથવા આ સંસારી જીવ એકાન્તે સર્વથા અમૂર્તજ નથી, કેમકે તે અનાદિ કર્મસંતતિનઃ પરિણામને પામેલ છે, ( તેથી કથંચિત્ રૂપી છે. ) અને હે અગ્નિભૂતિ ગૌતમ ! બીજ અને અંકુરની પેઠે શરીર અને કર્મનો પરસ્પર હેતુ અને હેતુમદ્ભાવ હોવાથી કર્મસંતાન અનાદિ છે. વળી હે ગૌતમ ! જો કર્મ ન હોય, તો સ્વર્ગની ઇચ્છવાળાએ અગ્નિહોત્રાદિ કરવાં, એમ જે વેદમાં કહ્યું છે તે, અને લોકમાં કરાતા દાનાદિ, તેના બધા ફળનો વિઘાત થાય. ૧૬૩૭–૧૬૩૮ ૧૬૩૯–૧૬૪૦.

અગ્નિભૂતિ:—મૂર્તકર્મવડે અમૂર્ત આત્માને હર્ષ-પરિતાપ વિગેરે અનુગ્રહ ઉપઘાત કેવી રીતે થઇ શકે ? જેમ અમૂર્ત આકાશને મૂર્તિમાન્ ચંદન અગ્નિજ્વાળાદિકથી અનુગ્રહ કે ઉપઘાત નથી થતો, તેમ અમૂર્ત આત્માને પણ તે ન થવો જોઇએ.

ભગવન્ત:—વિજ્ઞાન-વિવાદ કરવાની ઇચ્છા-ધીરજ-સ્મૃતિ વિગેરે આત્માના અમૂર્ત ધર્મો છે, તેમને મદિરાપાન-ધતુરો-વિષ-અને કીડી વિગેરેના ભક્ષણથી ઉપઘાત થાય છે, અને દૂધ-સાકર-ઘીથી ભરેલ ઔષધિ વિગેરે ખાવાથી અનુગ્રહ થાય છે, તેમ [illegible] પણ સમજવું.

અથવા આ સંસારી આત્મા એકાન્તે સર્વથા અમૂર્ત નથી, [illegible] અનાદિ [illegible] સંતતિથી પરિણામાન્તરને પામેલો છે, આત્મા અગ્નિ અને લોહાપંડના [illegible]

કર્મની સાથે મળેલો છે ને કર્મ મૂર્તિમાન હોવાથી આત્મા પણ તેનાથી કથંચિત્ અનન્ય હોવાને લીધે અમૂર્ત છતાં પણ કથંચિત્ મૂર્ત છે. આથી કરીને મૂર્તકર્મવડે અમૂર્ત ચેતનામય આત્માને અનુગ્રહ-ઉપઘાત થાય છે, અને આકાશ અમૂર્ત તથા અચેતન હોવાથી તેને તેનાથી અનુગ્રહ-ઉપઘાત નથી થતા.

વળી હે ગૌતમ! બીજ અને અંકુરની પેઠે શરીર અને કર્મનો પરસ્પર હેતુ હેતુમદ્ભાવ હોવાથી કર્મ સન્તાન અનાદિ છે. જેમ બીજવડે અંકુરો થાય છે, અને અંકુરાથી પુન: બીજ થાય છે, તેમ શરીરવડે કર્મ થાય છે, અને કર્મવડે પુન: શરીર થાય છે, એ પ્રમાણે વારંવાર અનાદિકાળથી પરસ્પર કાર્ય અને કારણભાવ હોય છે. જે વસ્તુઓનો એ પ્રમાણે અન્યોઅન્ય હેતુ-હેતુમદ્ભાવ હોય છે, તે બીજાંકુર-અથવા પિતા પુત્રની પેઠે અનાદિ સંતાનવાળું હોય છે. અહીં શરીર અને કર્મનો પરસ્પર તેવો ભાવ છે, તેથી કર્મ સન્તાન અનાદિ છે. અને જો કર્મનો બીલકુલ અભાવ માનવામાં આવે, તો સ્વર્ગની ઇચ્છાવાળાને અગ્નિહોત્રાદિવડે સ્વર્ગાદિરૂપ ફળ વેદમાં કહ્યું છે તે, અને લોકમાં દાનાદિ ક્રિયાઓનું ફળ સ્વર્ગાદિ કહ્યું છે તે સર્વનો વિઘાત થાય છે. એ સર્વ અયોગ્ય છે, માટે અનાદિ સંતાનવાળું કર્મ છે એમ માન ૧૬૩૭-૧૬૩૮-૧૬૩૯-૧૬૪૦.

વિશ્વની વિચિત્રતા કરનાર કર્મ ન માનતાં ઇશ્વરાદિ માનવામાં આવે તો તેમાં જે અનેક દોષો પ્રાપ્ત થાય તે કહે છે.

कम्ममणिच्छंतो वा सुद्धं चिय जीवमिस्सराइं वा ।
मण्णसि देहाईणं जं कत्तारं न सो जुत्तो ॥ १६४१ ॥
उवगरणाभावाओ निच्चेट्ठा-ऽमुत्तयाइओ वावि ।
ईसरदेहारंभेऽवि तुल्लया वाऽणवत्था वा ॥ १६४२ ॥

કર્મનો અભાવ માનીને શરીર વિગેરેનો કર્તા કેવળ શુદ્ધજીવ અથવા ઇશ્વરાદિ છે, એમ તું માનતો હોય તો તે પણ અયોગ્ય છે; કેમકે ઉપકરણના અભાવથી ચેષ્ટારહિત હોવાથી અને અમૂર્તાદિસ્વરૂપ હોવાથી કર્મ વિના જીવ વિગેરે શરીરાદિ કાર્ય કરી શક્તા નથી. ઇશ્વરના શરીરારંભમાં પણ એજ દોષ આવશે અથવા અનવસ્થા થશે. ૧૬૪૧-૧૬૩૨.

હે અગ્નિભૂતિ! કર્મ સિવાય કેવળ શુદ્ધ આત્મા-ઇશ્વર-અવ્યક્ત-કાળ-નિયતિ-યદૃચ્છા વિગેરેને શરીરાદિના કર્તા તરીકે તું માનીશ, તો તે પણ અયુક્ત છે; કારણ કે દંડાદિ ઉપકરણ વિનાના કુંભારની પેઠે કર્મ રહિત એવો આત્મા કે ઇશ્વરાદિ પણ શરીર વિગેરે કાર્યને ઉપકરણના અભાવે કરતા નથી. જીવ વિગેરેને શરીરાદિ આરંભવામાં કર્મ વિના બીજું ઉપકરણ ઘટતું નથી, કેમકે ગર્ભાદિ અવસ્થામાં એ સિવાય અન્ય ઉપકરણ સંભવે નહી. તેમજ કર્મ વિનાનો જીવ શુક્ર ( વીર્ય ) અને શોણીત ( રૂધીર ) આદિ પણ ગ્રહણ ન કરે. વળી આકાશની પેઠે નિષ્ક્રિય-અમૂર્ત-અશરીરી-અને સર્વગત હોવાથી તેમજ પરમાણુની પેઠે એકજ હોવાથી કર્મ વિના કોઈ જીવ શરીરાદિને આરંભ તો નથી. શરીરવાન્ ઇશ્વર દેહાદિ સર્વ કાર્યો આરંભે છે, એમ જો કહીશ, તો તે પણ અયોગ્ય છે, કારણ કે તેમાં ઉપરોક્ત દોષ આવશે. કેમકે દંડાદિ ઉપકરણ વિનાના કુંભારની પેઠે કર્મ વિનાનો ઇશ્વર ઉપકરણ રહિત હોવાથી પોતાનું શરીર કરી શકતો નથી. કોઈ અન્ય ઇશ્વર તે ઇશ્વરનું

શરીર કરે છે, એમ કહેતો હોય, તો અમે પૂછીએ છીએ કે એ ઇશ્વર પણ શરીરવાળો છે, કે શરીર વિનાનો છે? જો શરીર વિનાનો હોય, તો તે ઉપર કહ્યા મુજબ ઉપકરણ રહિત હોવાથી શરીર કરી શકે નહી; અને જો શરીરવાળો અન્ય ઇશ્વર તે ઇશ્વરનું શરીર કરતો હોય, તો તેના શરીરને કરનાર પણ અન્ય શરીરવાળો ઇશ્વર હોવો જોઇએ, તેના પણ શરીરને કરનાર અન્ય ઇશ્વર હોવો જોઇએ. એ પ્રમાણે છેવટ અનવસ્થા પ્રાપ્ત થાય, અને તેમ માનવું તો સર્વથા અનિષ્ટ છે. માટે શરીર વિગેરેનો કર્તા ઇશ્વર છે, એમ માનવું સર્વથા અયુક્ત છે, પરન્તુ કર્મ સહિત જીવજ તેનો કર્તા છે. એમ માનવું તે યુક્તિયુક્ત છે. વળી જો ઇશ્વર પ્રયોજન સિવાય શરીરાદિ કરે, તો તે ઉન્મત્ત જેવોજ ગણાય, અને તેમ કરવામાં કોઈ પ્રયોજન માનવામાં આવે તો તે ઇશ્વરનું ઇશ્વરપણું ન રહે. કારણ કે અનાદિ શુદ્ધ આત્માને દેહાદિ કરવાની ઇચ્છા હોઈ શકે નહિ, કેમકે ઇચ્છા તે રાગવિકલ્પસ્વરૂપ છે, ઇત્યાદિ અહીં ઘણું કહી શકાય એમ છે, પરન્તુ ગ્રન્થ વિસ્તારના ભયથી અહીં નથી કહેતા. એજ યુક્તિઓથી વિષ્ણુ-બ્રહ્મા વિગેરે પણ કર્તા તરીકે ઘટી શકતા નથી. એમ સમજવું ૧૬૪૧-૧૬૪૨.

अहव सहावं मन्नसि विण्णाणघणाइवेयवुत्ताओ ।
तह बहुदोसं गोयम ! ताणं च पयाणमयमत्थो ॥ १६४३ ॥

**छिन्नम्मि संसयम्मी जिणेण जर-मरणविप्पमुक्केणं ।**
**सो समणो पव्वइओ पंचहिं सह खंडियसएहिं ॥ १६४४ । ६०५ ॥**

દેહાદિની વિચિત્રતાનું કારણ સ્વભાવ માનવામાં આવે, તો તેમાં પણ અનેક દોષો આવે છે. અથવા વિજ્ઞાનઘન આદિ વેદપદોથી શરીરાદિનો કર્તા સ્વભાવ માનીશ, તો તેમ માનવાથી પણ હે ગૌતમ ! બહુ દોષ આવશે; તે પદોનો સત્ય અર્થ આ પ્રમાણે છે. એ પ્રમાણે જરા અને મરણથી મુક્ત થએલા જિનેશ્વરે તે પદોનો અર્થ કરીને તેના સંશયનો છેદ કર્યો, એટલે પાંચસો શિષ્યો સહિત તેણે દીક્ષા અંગીકાર કરી.

" विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः " ઇત્યાદિ વેદવાકય સાંભળીને કેટલાએક લોક શરીરાદિના કર્તા તરિકે સ્વભાવનેજ માને છે, એ પ્રમાણે માનનારાઓ કહે છે કે " સ્વભાવવાદીઓ સર્વ હેતુની અપેક્ષા વિનાજ પદાર્થોની ઉત્પત્તિ કહે છે, તેઓ પોતાનું કારણ પણ કંઇ કહેતા નથી, તેઓ કહે છે કે કમલને વીશે કંટકાદિની વિચિત્રતા કોણ કરે છે ? મોરના પીંછા વિગેરેનું વિચિત્રપણું કોણે કર્યું છે ? ( કોઇએ નહી. ) અહીં દુનીયામાં જે કંઇ છે, તે સર્વ હેતુ વિનાનુંજ છે, જેમ કાંટાઓનું તીક્ષ્ણપણું વિગેરે સ્વાભાવિક છે, તેમ આ સુખ વિગેરે પણ સ્વાભાવિક છે, એમાં કંઈ હેતુ નથી."

એ પ્રમાણે જેમ તેઓ માને છે, તેવી રીતે જો તું પણ માનતો હોય, તો એ માન્યતામાં પણ ઘણા દોષો આવે છે. કેમકે જે લોક શરીરાદિનો કર્તા સ્વભાવ માને છે, તે સ્વભાવ, કોઈ વસ્તુવિશેષ છે, અકારણતા છે, કે વસ્તુનો ધર્મ છે? આ ત્રણમાંથી તે શું છે ? સ્વભાવ કોઈ વસ્તુવિશેષ છે, એમ તો નહી કહી શકાય, કારણકે તે વસ્તુ છે, એમ જણાવનારૂં કોઈ પ્રમાણ નથી, અને અપ્રમાણિક વસ્તુને પણ વસ્તુરૂપે માનતો હોય તો તારા અભિપ્રાયે કર્મ પણ અપ્રમાણિક છે, તેને પણ તું વસ્તુરૂપે કેમ નથી માનતો ? વળી એ વસ્તુવિશેષ રૂપ જો સ્વભાવ છે, તો તે મૂર્ત છે, કે અમૂર્ત છે ? જો મૂર્ત હોય, તો

" સ્વભાવ " એવા જુદા નામથી કર્મજ માન્યું ગણાય, અને જો તે અમૂર્ત હોય, તો તે ઉપકરણ રહિત હોવાથી આકાશની પેઠે કોઇનો પણ કર્ત્તા થઇ શકે નહી. વળી શરીરાદિ મૂર્ત કાર્યનું અમૂર્ત એ સ્વભાવ કારણ થાય તે યોગ્ય પણ ન ગણાય. માટે સ્વભાવ તે કોઈ વસ્તુવિશેષ નથી.

હવે જો સ્વભાવ તે અકારણતા છે, એમ માનવામાં આવે, તો એનો અર્થ એવો થયો, કે કારણ વિના દેહાદિ સર્વ ઉત્પન્ન થાય છે, એમ થવાથી તો કારણનો અભાવ સર્વત્ર સમાન હોવાથી એકીસાથે સર્વ શરીરાદિ ઉત્પન્ન થવાં જોઇએ. વળી એ પ્રમાણે માનવાથી શરીરાદિ હેતુ વિના અકસ્માત્ ઉત્પન્ન થાય છે, એમ માનવું પડે, અને એમ માનવું તે તો સર્વથા અયુક્ત છે, કેમકે જે અકસ્માત્-હેતુ વિના ઉત્પન્ન થાય છે, તે અભ્ર વિગેરેના વિકારની પેઠે આદિમાન્ પ્રતિનિયતઆકાર વાળું નથી હોતું, અને શરીરાદિ તો આદિમાન્ તથા પ્રતિનિયતઆકારવાળા હોય છે, માટે તે આકસ્મિક ન ગણાય, પરન્તુ કર્મરૂપ હેતુ સહિત ગણાય. કેમકે તે દેહાદિ ઘટની પેઠે પ્રતિનિયતઆકાર વાળા હોવાથી ઉપકરણ વાળા તેના કર્તાએ તે કરેલા છે, એમ જણાય છે, અને ગર્ભાદિ અવસ્થામાં કર્મ સિવાય બીજું ઉપકરણ ઘટી શકે નહિ. માટે તે કર્મરૂપ હેતુ યુક્ત છે.

સ્વભાવ એ વસ્તુનો ધર્મ છે, એમ કહેવામાં આવે, તો તેમાં વિજ્ઞાનાદિની પેઠે જો આત્માનો ધર્મ હોય, તો તે આકાશની પેઠે અમૂર્ત હોવાથી શરીરાદિનું કારણ થઇ શકે નહી. અને જો સ્વભાવ કોઈ મૂર્ત વસ્તુનો ધર્મ છે, એમ કહેવામાં આવે તો કંઇ હરકત નથી, કેમકે કર્મ એ પુદ્ગલાસ્તિકાયનો પર્યાયજ છે, અને તેનો તેવો સ્વભાવ છે, એટલે મૂર્તવસ્તુનો ધર્મ માનવામાં કંઇ દોષ નથી.

વળી હે અગ્નિભૂતિ ! " पुरुष एवेदं सर्वं " ઇત્યાદિ વેદવાક્ય સાંભળીને પણ તને કર્મ સંબંધી સંશય થયો છે. કારણકે એ પદોનો અર્થ તું એવો માને છે કે " આ પ્રત્યક્ષ જણાતું સર્વ ચેતનાચેતન સ્વરૂપ, જે થઇ ગયું છે તે, જે થવાનું છે તે, જે મોક્ષનો સ્વામી છે તે, જે આહાર વડે વૃદ્ધિ પામે છે તે, જે પશુ આદિ ચાલે છે તે, જે પર્વતાદિ નથી ચાલતા તે, જે મેરૂ આદિ દૂર છે તે, જે નજીકમાં છે તે, જે સર્વની અભ્યન્તર છે અને જે સર્વની બહાર છે તે, એ સર્વ પુરૂષજ-આત્માજ છે, એથી અતિરિક્ત કર્મ નામે કોઈ વસ્તુ સત્તા નથી. તથા " विज्ञानघनादि " વગેરે વેદનાં પદો પણ કર્મનો અભાવ પ્રતિપાદન કરનારાં છે, એમ તું માને છે. કારણકે એ ઉભય પદોમાં અવધારણ વાચી જે એવકાર છે તે કર્મની સત્તાના અભાવને સિદ્ધ કરનારો છે એમ તું માને છે.

જે વેદના પદોનો અર્થ તું એ પ્રમાણે માને છે તે અર્થ તે પ્રમાણે નથી, પરન્તુ તેનો અર્થ હું કહું છું તે પ્રમાણે છે, તું લક્ષ પૂર્વક સાંભળ. " पुरुष एवेदम् " ઇત્યાદિ વેદનાં પદો આત્માની સ્તુતિ કરનારા, તેમજ જાતિઆદિ મદનો ત્યાગ કરવા માટે અદ્વૈતભાવ પ્રતિપાદન કરનારાં છે; પરન્તુ કર્મની સત્તાનો અભાવ પ્રતિપાદન કરનારાં નથી. વેદનાં કેટલાંક વાક્યો વિધિવાદ પ્રતિપાદન કરનારાં છે, કેટલાંક વાક્યો અર્થવાદ પ્રતિપાદન કરનારાં છે, અને કેટલાંક વાક્યો અનુવાદ પ્રતિપાદન કરનારાં છે, તેમાં " अग्निहोत्रं जुहुयात् स्वर्गकाम: " એટલે સ્વર્ગની ઇચ્છા વાળાએ અગ્નિહોત્ર ( યજ્ઞ ) કરવો. ઇત્યાદિ વાક્યો વિધિવાદને કહેનારાં છે. અર્થવાદ બે પ્રકારે હોય છે; સ્તુતિઅર્થવાદ અને નિન્દાઅર્થવાદ, તેમાં " पुरुष एवेदं सर्वम् " ઇત્યાદિ વાક્યો, અને " स सर्वविद् यस्यैष महिमा भुवि दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्नि आत्मा सुप्रतिष्ठितस्तमक्षरं वेदयते यस्तु

स सर्वज्ञः सर्ववित् सर्वमेवाविवेश." ઇત્યાદિ વાકયો-તથા "एकया पूर्णयाऽऽहुत्या सर्वान् कामानवाप्नोति" ઇત્યાદિ વાકયો સ્તુતિરૂપ અર્થવાદને પ્રતિપાદન કરનારાં છે. एकया पूर्णया આદિ વાકયો વિધિવાદ પ્રતિપાદન કરનારાં કેમ ન ગણાય? એમ શંકા થતી હોય, તો તેના ઉત્તરમાં કહેવાનું કે જો એ વાકયોને વિધિવાદ પ્રતિપાદન કરનારાં માનવામાં આવે તો શેષ અગ્નિહોત્રાદિ અનુષ્ઠાનને નિરર્થકપણાનો પ્રસંગ થાય. "एष वः प्रथमो यज्ञो योऽग्निष्टोमः, योऽनेनेष्ट्वानिाऽन्येन यजते स गर्तमभ्यपतत्" અહીં આ વાકયમાં પશુમેધ વિગેરે પ્રથમ કરવાની નિન્દા કરી છે, તેથી એ વાકય નિન્દાર્થ પ્રતિપાદક ગણાય. "द्वादश मासाः संवत्सरः" "अग्निरुष्णः" "अग्निर्हिमस्य भेषजं" આ વિગેરે વાકયો અનુવાદ પ્રતિપાદન કરનારાં છે. કેમકે એમાં લોકપ્રસિદ્ધ અર્થનું જ કથન કર્યું છે. એ ત્રણ પ્રકારના વાકયોમાંથી અહિંઆં "पुरुष एवेदं सर्वं" ઇત્યાદિ વેદનાં પદો સ્તુતિરૂપ અર્થવાદ કરવામાં તત્પર છે. તથા "विज्ञानघन एवैतेभ्यः" ઇત્યાદિ પદોનો અર્થ આ પ્રમાણે જાણવો. જેમકે વિજ્ઞાનઘન એવો આત્મા ભૂતોથી ભિન્ન છે, અને તે-શરીરાદિ કાર્યનો કર્તા છે, તે કર્તા હોવાથી તેને કાર્ય કરવામાં કોઇ કરણ હોવું જોઇએ એમ અનુમાન કરાય છે. જ્યાં જ્યાં કર્તા અને કાર્યનો ભાવ હોય, ત્યાં ત્યાં અવશ્ય કરણ હોવું જોઇએ. જેમ લુહાર અને લોઢાના પિંડનો સદ્ભાવ હોવાથી ત્યાં કરણભૂત સાંડસો હોય, છે તેમ અહીં પણ આત્માને શરીરાદિ કાર્ય કરવામાં જે કરણભૂત થાય છે, તે કર્મ છે. માટે કર્મ છે, એમ અંગીકાર કર. અને વળી સાક્ષાત્ કર્મની સત્તા પ્રતિપાદન કરનારાં વેદવાકયો પણ છે, "पुण्यः पुण्येन कर्मणा, पापः पापेन कर्मणा" એટલે પવિત્ર કાર્યથી પુણ્ય અને અપવિત્ર કાર્યથી પાપ થાય છે. આ પ્રમાણે-આગમથી પણ કર્મની સિદ્ધિ થાય છે. માટે તત્સંબંધિ સંશયનો ત્યાગ કરીને કર્મ છે એમ નિશ્ચયથી અંગીકાર કર.

એ પ્રમાણે જરા અને મરણથી મૂકાએલા એવા શ્રીમાન્ જિનેશ્વર ભગવન્તે અગ્નિભૂતિજીના સંશયનો નાશ કર્યો, એટલે તેઓએ પોતાના પાંચસો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા ગ્રહણ કરી. ૧૬૪૪

હવે ત્રીજા ગણધર સંબંધી વક્તવ્યતા કહે છે.

ते पव्वइए सोउं तइओ आगच्छई जिणसगासं।
वच्चामि ण वंदामी वंदित्ता पज्जुवासामि ॥ १६४५ । ६०६ ॥

सीसत्तेण वगया। संपयमिंद-ग्गिभूइणो जस्स।
तिहुयणकयप्पणामो स महाभागोऽभिगमणिज्जो॥ १६४६ ॥ (मल्ल०नि०)

तदभिगमण-वंदणो-वासणाइणा होज्ज पूयपावोऽहं।
वोच्छिण्णसंसओ वा वोत्तुं पत्तो जिणसगासे॥ १६४७ ॥ (मल्ल०नि०)

आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं।
नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ १६४८ । ६०७॥

तज्जीवतस्सरीरंति संसओ नऽवि य पुच्छसे किंचि
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १६४९। ६०८ ॥

તે ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિએ દીક્ષા લીધી એમ સાંભળીને ત્રીજા વાયુભૂતિ નામના જે દ્વિજોપાધ્યાય તે જિનેશ્વર પાસે આવે છે, પ્રથમ તે વિચારે છે કે 'હવે હું ત્યાં જઇને તેમને વંદન કરીશ, વંદન કરીને તેમની સેવા કરીશ. કેમકે હમણાંજ ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિ જેના શિષ્ય થયા છે, અને જેને ત્રિભુવનના લોકો પ્રણામ કરે છે, એવા એ મહાભાગ્યની પાસે મ્હારે જવું જોઇએ. અને તેમની પાસે જઇને તેમને વંદન-ઉપાસનાદિ કરીને હું પાપ રહિત થાઉં. તેમજ સંશય રહિત પણ થાઉં. એ પ્રમાણે વિચારીને તે જિનેશ્વર પાસે આવ્યા, એટલે જન્મ-જરા અને મરણથી મૂકાએલા સર્વજ્ઞ-સર્વદર્શી ભગવાન્ જિનેશ્વરે તેમને નામ અને ગોત્રપૂર્વક બોલાવ્યા-' હે વાયુભૂતિ ગૌતમ! તને એવો સંશય છે કે જે જીવ છે તેજ શરીર છે, કે અન્ય કંઇ છે? આવો સંશય છે, તો પછી મને તે તું પૂછતો કેમ નથી? એ સંશય તને વિરૂદ્ધ એવાં વેદનાં પદો સાંભળવાથી થયો છે, પણ તે વેદપદોનો અર્થ તું જાણતો નથી, તેનો ખરો અર્થ હું કહું છું તે પ્રમાણે છે.' ૧૬૪૫-૧૬૪૯.

वसुहाइभूयसमुदयसंभूया चेयणत्ति ते संका ।
पत्तेयमदिट्ठावि हु मज्जंगमओ व्व समुदाए ॥ १६५० ॥
जह मज्जंगेसु मओ वीसुमदिट्ठोऽवि समुदए होउं ।
कालंतरे विणस्सइ तह भूयगणम्मि चेयण्णं ॥ १६५१ ॥

પૃથ્વી આદિ ભૂતોના સમુદાયથી થએલ ચેતના છે, કેમકે મદ્યના અંગોની પેઠે તે પ્રત્યેકમાં ન જણાતાં સમુદાયમાંજ જણાય છે. એમ તને શંકા છે. જેમ મદ્યના જુદા જુદા અંગોમાં મદ નથી જણાતો, પણ તેના સમુદાયમાં તે ઉત્પન્ન થઇને કાળાન્તરે નાશ પામે છે, તેમ ચેતના પણ ભૂતસમુદાયમાં ઉત્પન્ન થઇને કાળાન્તરે નાશ પામે છે. ૧૬૫૦-૧૬૫૧

પૃથ્વી-અપ્-તેજ-અને વાયુ. એ ભૂતોના સમુદાયથી પૂર્વે અસત્ (અછતી) એવી ચેતના ઉત્પન્ન થાય છે, જેમ ધાતકી પુષ્પ-ગોળ વિગેરે મદ્યના જુદા જુદા અંગોમાં મદ નથી જણાતો, પણ તે ધાતકીપુષ્પાદિના સમુદાયમાં તે જણાય છે; તેવીજ રીતે પૃથ્વી-આદિ જુદા જુદા ભૂતોની પ્રત્યેક અવસ્થામાં ચેતના નથી જણાતી, પણ તે ચેતના, ભૂતોના સમુદાયમાં તો પ્રત્યક્ષપણે જણાય છે, માટે ચેતના તે ભૂતના સમુદાયનો ધર્મ છે. વળી જેમ મદ્યના અંગોમાં પ્રત્યેક અવસ્થામાં નહી જણાતો મદભાવ, તેના સમુદાયમાં ઉત્પન્ન થઇને, તે પછી કેટલોક વખત રહીને કાળાન્તરે તે મદભાવ નાશ પામે છે, તેવીજ રીતે પ્રત્યેક ભૂતમાં નહીં જણાતી ચેતના, ભૂતના સમુદાયમાં ઉત્પન્ન થઇને કેટલોક વખત રહીને કાળાન્તરે તથાપ્રકારની વિનાશક એવી સામગ્રી મળવાથી નાશ પામે છે. આ ઉપરથી અન્વય-વ્યતિરેકથી નિશ્ચય થાય છે કે ચૈતન્ય એ ભૂતોના સમુદાયનો ધર્મ છે. કેમકે જે પ્રત્યેક સમુદાયિમાં ન જણાતાં તેના સમુદાયમાંજ જણાય, તે તેના સમુદાયમાત્રનોજ ધર્મ હોય છે. જેમ પ્રત્યેક મદ્યાંગોમાં નહીં જણાતો મદ, મદ્યાંગના સમુદાયમાં જણાય છે, તેથી તે તેઓનો ધર્મ છે. તેમ ચેતના પણ ભૂતના સમુદાયમાંજ

ઉત્પન્ન થાય છે, પૃથક્ નથી થતી, માટે તે તેનો ધર્મ છે; ધર્મ અને ધર્મી પરસ્પર અભેદ હોય છે, ભેદ માનવામાં આવે, તો ઘટ અને પટની પેઠે તે બન્નેનો પરસ્પર ધર્મ-ધર્મી ભાવ ઘટે નહી, માટે જે ચૈતન્યરૂપ જીવ છે, તે શરીરજ છે, કેમકે ચેતના એ ભૂતોનો ધર્મ છે, અને શરીર તે ભૂતોનો સમુદાય છે, અને એ બન્ને ધર્મ-ધર્મી અભેદ હોવાથી એકજ છે.

વળી બીજા વેદવાક્યોથી જીવ શરીરથી ભિન્ન છે, એવું પણ સંભળાય છે, જે-મકે "नहि वै सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति, अशरीरं वा वसंतं प्रियाप्रिये न स्पृशत :" એટલે શરીર વાળા આત્માને પ્રિયાપ્રિયનો અભાવ નથી, અને શરીર વિનાના શુદ્ધ આત્માને પ્રિયાપ્રિય સ્પર્શતા નથી. આથી તને ઉપર મુજબ સંશય થયો છે. પણ તે અયોગ્ય છે, કારણકે—

पत्तेयमभावाओ न रेणुतेल्लं व समुदए चेया ।
मज्जंगेसुं तु मओ वीसुंपि न सव्वसो नत्थि ॥ १६५२ ॥
भमि-धणि-वितण्हयाई पत्तेयंपि हु जहा मयंगेसु ।
तह जइ भूएसु भवे चेया तो समुदए होज्जा ॥ १६५३ ॥
जइ वा सव्वाभावो वीसुं तो किं तदंगनियमोऽयं ? ।
तस्समुदयनियमो वा अन्नेसुवि तो हवेज्जाहि ॥ १६५४ ॥

જેમ પ્રત્યેક રેતીના કણમાં તેલનો અભાવ હોવાથી તેના સમુદાયમાં પણ તે નથી હોતું, તેમ પ્રત્યેક ભૂતોમાં ચેતનાના અભાવથી તે ભૂતના સમુદાયમાં પણ તે ચેતના નથી હોતી; વળી મદ્યના પૃથક્ પૃથક્ અંગોમાં મદનો સર્વથા અભાવ પણ નથી; પણ જેમ દરેક જુદા જુદા મદ્યાંગમાં ભ્રમણ શક્તિ તૃપ્તિ કરવાની શક્તિ-તૃષા રહિત કરવાની શક્તિ વિગેરે જુદા જુદા મદ્યના ગુણો છે, તેમ જો ભૂતોમાં પણ કંઈક કંઈક ચેતના હોય તો તે સમુદાયમાં સંપૂર્ણ થાય. અને જો જુદા જુદા મદ્યાંગોમાં સર્વથાજ મદશક્તિનો અભાવ હોય, તો તે મદના અંગોજ કેમ કહેવાય ? અથવા તેના સમુદાયથી મદ્ય થાય છે, એવો નિયમ શાથી થાય ? બીજા પદાર્થો મળવાથી પણ મદ્ય થવું જોઇએ. ૧૬૫૨-૧૬૫૩-૧૬૫૪.

જેમ પ્રત્યેક રેતીના કણમાં તેલ સર્વથા ન હોવાથી તેના સમુદાયમાં પણ તેલ નથી થતું, તેમ ભૂતોની પ્રત્યેક અવસ્થામાં પણ સર્વથા ચેતનાનો અંશ માત્ર પણ ન હોવાને લીધે ભૂતના સમુદાયમાં પણ તે ચેતના થાય નહિં. આ ઉપરથી એવો નિયમ ચરિ-તાર્થ થાય છે, કે જે જેઓની પૃથક્ પૃથક્ અવસ્થામાં સર્વથા નથી હોતું, તે તેઓના સમુ-દાયમાં પણ નથી હોતું; અને જે જેઓના સમુદાયમાં હોય છે, તે તેઓની પૃથક્ અવ-સ્થામાં પણ હોય છે, જેમ તલની અંદર તેલ પૃથક્ અવસ્થામાં હોય છે તો સમુદાય અવસ્થાએ પણ હોય છે. અહીં ભૂતોની પૃથક્ પૃથક્ અવસ્થામાં ચેતના બીલકુલ જ-ણાતી નથી, તેથી ચેતના ભૂતના સમુદાયથી થએલ છે, એમ કહી શકાય નહીં, પરન્તુ ભૂતસમુદાયથી અતિરિક્ત કોઇપણ કારણથી તે થયેલ છે, અને તે કારણ ચેતનાની અ-મૂર્તતા હોવાથી અમૂર્ત એવો જીવ છે એમ માનવું જાઇએ.

વાયુભૂતિઃ— જે પ્રત્યેક જુદી જુદી અવસ્થામાં ન હોય, તે તેના સમુદાયમાં પણ ન હોય, એવો જે તમે નિયમ કહ્યો, તે યોગ્ય નથી; કેમકે મદ્યના કારણો જે ધાતકી પુ-

ષ્પાદિક છે, તેમાં પ્રત્યેક જુદી જુદી અવસ્થામાં મદ નથી જણાતો પરન્તુ તેના સમુદાયમાં તો તે મદભાવ જણાય છે.

ભગવન્ત:—ધાતકીપુષ્પાદિકરૂપ મદ્યના અંગોમાં પૃથક્ પૃથક્ અવસ્થામાં મદનો સર્વથા અભાવ નથી હોતો, પરન્તુ તે દરેકમાં ન્યૂનાધિક મદનો અંશ હોય છે જ, જેમકે ધાતકીના પુષ્પોમાં ચિત્તભ્રમ કરવાની શક્તિ છે, ગોળ-દ્રાક્ષ-સેલડી આદિના રસોમાં તૃપ્તિ કરવાની શક્તિ છે, પાણીમાં તૃષા રહિત કરવાની શક્તિ છે, એ સિવાય બીજા પણ મદ્યના અંગોમાં યથાસંભવ જુદી જુદી શક્તિ હોય છે. એજ પ્રમાણે જુદા જુદા પૃથ્વી આદિ ભૂતોમાં પણ જો કંઇક અંશે ચૈતન્ય શક્તિ હોય, તો તેઓના સમુદાયમાં સંપૂર્ણ ચૈતન્ય પ્રગટ થાય, પણ ભૂતના પૃથક્ પણામાં ચેતના નથી, એટલે તે ચેતના ભૂતસમુદાયથી પણ થએલ નથી.

અને વળી જો ધાતકીપુષ્પાદિ મદ્યના અંગોમાં પૃથક્ અવસ્થામાં સર્વથા મદ શક્તિનો અભાવ હોય, તો તે ધાતકીપુષ્પાદિકને મદ્યના અંગો-કારણોજ કેમ કહેવાય? અથવા મદ્યના અર્થી જનો તે ધાતકીપુષ્પાદિ શોધીને તેનો સમુદાય કરીને શા માટે મદ્ય બનાવે છે? બીજાં ભસ્મ-પત્થર-છાણ વિગેરે પદાર્થો એકઠા કરીને શા માટે મદ્ય ન બનાવે? ૧૬૫૨-૧૬૫૩-૧૬૫૪.

भूयाणं पत्तेयंपि चेयणा समुदए दरिसणाओ ।
जह मज्जंगेसु मओ तहत्ति हेऊ न सिद्धोऽयं ॥ १६५५ ॥
नणु पच्चक्खविरोहो गोयम ! तं नाणुमाणभावाओ ।
तुह पच्चक्खविरोहो पत्तेयं भूयचेयत्ति ॥ १६५६
भूतिंदिओवलद्धाणुसरणओ तेहिं भिन्नरूवस्स ।
चेया पंचगवक्खोवलद्धपुरिसस्स वा सरओ ॥ १६५७ ॥

જેમ પ્રત્યેક મદ્યના અંગોમાં મદ છે, તેમ ભૂતોના સમુદાયમાં ચેતના જણાય છે, માટે પ્રત્યેક ભૂતોમાં પણ ચેતના છે, એમ તું કહેતો હોય, તો તે હેતુ પણ અસિદ્ધ છે. એમ ન કહેવું કે તમે કહો છો તે પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. કેમકે ગૌતમ! હું કહું છું તેમાં અનુમાન આત્મ સાધક છે, પણ પ્રત્યેક ભૂતમાં ચેતના છે, એમ કહેવાથી તારા વચનમાં પ્રત્યક્ષ વિરોધ છે, પાંચ બારીએથી જાણેલ અર્થનું સ્મરણ કરનાર પુરૂષની પેઠે ભૂતરૂપ ઇન્દ્રિયથી જાણેલ અર્થનું સ્મરણ કરનાર, જે ચેતના તે ભૂતેન્દ્રિયથી કોઇ ભિન્ન રૂપનો ધર્મ છે.

વાયુભૂતિ ! આ ઉપરથી કદાચ તું એમ કહીશ કે ' જુદા જુદા મદ્યના અંગોમાં પણ કિંચિત્ મદ સામર્થ્ય છે, તેથી તેના સમુદાયમાં તે સંપૂર્ણ પણે જણાય છે. અને એજ પ્રમાણે જુદા જુદા ભૂતોમાં પણ કિંચિત્ કિંચિત્ ચેતના છે, ને તે ભૂતોના સમુદાયમાં સંપૂર્ણ પણે પ્રકટ થવાથી જણાય છે, જુદી જુદી અવસ્થામાં ચેતના અલ્પ હોવાથી પ્રગટ નથી જણાતી અને તેના સમુદાયમાં તે સંપૂર્ણ થાય છે, તેથી તે પ્રગટ જણાય છે, ' તારૂં એ કથન સર્વથા અયોગ્ય છે, કેમકે ચેતના એ આત્માનો ધર્મ છે અને આત્મા તે ભૂતસમુદાયની અન્તર્ગત છે, આત્માના અભાવે ભૂત સમુદાયમાં ચેતના હોતી નથી, તેથી " ચેતના ભૂતના સમુદાયમાં જણાય છે. " એવો ત્હારો હેતુ અસિદ્ધ છે. અને જો ચેતના ભૂત સમુદાય માત્રનોજ ધર્મ હોય, તો મૃતશરીરમાં પણ ચેતના હોવી

જોઇએ. મૃતશરીરમાં તે વખતે વાયુ ન હોવાથી ચેતના નથી જણાતી એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કારણકે નલીકાદિના પ્રયોગથી તેમાં વાયુ દાખલ કરીએ તો પણ તે નથી જણાતી. તે વખતે તેમાં તેજનો અભાવ છે, તેથી ચેતના નથી જણાતી, એમ કહેવું એ પણ અયુક્ત છે, એવાજ પ્રયોગથી મૃત શરીરમાં જો તેજને દાખલ કરીએ, તો પણ ચેતના જણાતી નથી. વિશિષ્ટ પ્રકારના તેજ અને વિશિષ્ટ પ્રકારના વાયુના અભાવે ત્યાં ચેતના નથી જણાતી. એમ કહેવામાં આવે, તો તેમાં આત્મ સત્ત્વ સિવાય બીજી વિશિષ્ટતા શી છે ? કોઇજ નહિં, એમ કહેવાથી તો તમોએ પણ આત્મ સત્ત્વજ ત્યાં માન્યું ગણાય.

વાયુભૂતિ:— ભૂત સમુદાયમાં જણાતી ચેતના ભૂત સમુદાયની નથી, એ તમારૂં કથન સર્વથા વિરૂદ્ધ જણાય છે. કારણકે જેમ ઘટમાં જણાતા રૂપાદિ ધર્મો ઘટના નથી, એમ કહી શકાય નહિ, તેમ ભૂતસમુદાયસાં જણાતી ચેતના ભૂતસમુદાયની નથી એમ કહી શકાય નહિ.

ભગવન્ત:—ગૌતમ! તે અયુક્ત છે, કારણકે જેમ પૃથ્વી અને જળના સમુદાય માત્રમાં જણાતાં વનસ્પતિ વિગેરે તે પૃથ્વી જીવના સમુદાય માત્રથીજ થએલ છે, એમ કહી શકાય નહિ, કેમકે વનસ્પતિ આદિના બીજથી તે વનસ્પતિ વિગેરે થએલ છે, તેવી રીતે અહીં પણ પૃથ્વીઆદિભૂતાત્મક શરીરમાં જણાતી ચેતના ભૂતસમુદાય માત્રથી થએલ કહી શકાય નહી, કેમકે તે ચેતના ભૂતસમુદાયથી અતિરિક્ત એવા આત્માથી થએલ છે. માટે મારા કથનમાં વિરોધ નથી, પરન્તુ "પ્રત્યેક ભૂતમાં ચેતના છે," એમ કહેવાથી તારા વચનમાંજ પ્રત્યક્ષ વિરોધ છે.

ચેતના આત્માનો ધર્મ છે એ કથન કંઈ વચન માત્ર નથી. પણ યુક્તિપૂર્વક અને સત્ય છે. કેમકે-જે એક વ્યક્તિ અનેક સાધનોથી જાણેલ અર્થનું સ્મરણ કરે છે, તે વ્યક્તિ તે સાધનોથી, મ્હેલની પાંચ બારીએથી જાણેલ અર્થનું સ્મરણ કરનાર દેવદત્ત જેમ મ્હેલ અને બારીઓથી ભિન્ન છે તેની પેઠે શરીર અને તેની પાંચ ઇંદ્રિયો દ્વારા અર્થ જાણનાર સંભારનાર હોવાથી ભિન્ન છે; અને જે ભૂતેન્દ્રિયાત્મક સમુદાયથી ભિન્ન નથી, તે શબ્દાદિ ગ્રાહક વિશિષ્ટ એકમનોવિજ્ઞાનની પેઠે અનેકવડે જાણેલ અર્થનું સ્મરણ કરનાર નથી, કારણકે જો અનેક સાધનોથી અર્થ જાણીને તેનું સ્મરણ કરતાં છતાં પણ, સ્મરણ કરનાર તે સાધનોથી અભિન્ન હોય, તો બારીએથી અર્થ જાણનાર દેવદત્ત પણ બારીરૂપ થાય. એમાં ઇન્દ્રિયોજ અર્થ ગ્રહણ કરે છે, તે સિવાય અન્ય કોઇ અર્થ ગ્રહણ નથી કરતું, એમ કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કેમકે ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ-ઇન્દ્રિયોથી જાણેલ અર્થનું સ્મરણ થાય છે, અને કોઈ વખત ઇન્દ્રિયોનો વ્યાપાર છતાં પણ અર્થ બોધ નથી થતો, આ સંબંધી હમણાંજ આગળ કહેવાશે. ૧૬૫૫-૧૬૫૬-૧૬૫૭.

આત્મસાધક બીજું અનુમાન કહે છે.

तदुवरमेऽवि सरणओ तव्वावारेऽवि नोवलंभाओ ।
इंदियभिन्नस्स मई पंचगवक्खाणुभविणो व्व ॥ १६५८ ॥
उवलम्भमेत्तेण विगारगहणओ तदहिओ धुवं अत्थि ।
पुव्वावरवातायणगहणविगाराइपुरिसो व्व ॥ १६५९ ॥

सव्विदिओवलद्धाणुसरणओ तद्दहिओऽणुमंतव्वो ।
जह पंचभिन्नविन्नाणपुरिसविन्नाणसंपन्नो ॥ १६६० ॥

પાંચ બારીએથી વસ્તુને જોનાર વ્યક્તિ, એ બારીઓથી ભિન્ન છે, તેમ જ્ઞાનરૂપ મતિ ઇન્દ્રિયોથી ભિન્ન છે, કેમકે ઇન્દ્રિયથી જાણેલ અર્થનું, ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ સ્મરણ થાય છે, અને કોઈ વખત ઇન્દ્રિયોનો વ્યાપાર છતાં પણ અર્થનું જ્ઞાન નથી થતું. તથા પૂર્વાપર વાતાયનથી અર્થ ગ્રહણ કરનાર પુરૂષ જેમ એ વાતાયનથી ભિન્ન છે, તેમ આત્મા અન્ય સાધનવડે અર્થ જાણીને અન્ય સાધનવડે વિકાર પામે છે, માટે તે આત્મા ગ્રાહ્ય વ્યાકૃત દેહેન્દ્રિયથી અવશ્ય ભિન્ન છે. વળી પાંચ જુદા જુદા જ્ઞાનવાળા પાંચ પુરૂષોથી પાંચે જ્ઞાનવાળો છટ્ઠો પુરૂષ જેમ જુદો છે, તેમ સર્વ ઇન્દ્રિયોથી જાણેલ અર્થનું સ્મરણ કરનાર એવો છટ્ઠો આત્મા તે ઇન્દ્રિયોથી ભિન્ન છે, એમ અનુમાન થાય છે. ૧૬૫૮-૧૬૫૯-૧૬૬૦.

ઘટાદિ જ્ઞાનરૂપ મતિ, ઇન્દ્રિયોથી ભિન્ન કોઈ વ્યક્તિની છે, કારણકે ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં-અંધત્વ-બહેરાપણું વિગેરે હીનેન્દ્રિય અવસ્થામાં ઇન્દ્રિયના વ્યાપારનો અભાવ થાય છે છતાં પણ, ઇન્દ્રિયદ્વારાએ જાણેલ અર્થનું સ્મરણ તો થાય છે. અથવા ઇન્દ્રિયોનો વ્યાપાર છતાં પણ કોઇક વખત અનુપયોગ અવસ્થામાં વસ્તુનું જ્ઞાન નથી થતું, જો ઇન્દ્રિયોજ પદાર્થને જાણનાર હોય, તો આંખો ખુલ્લી છતાં, શ્રોત્રાદિ ઇન્દ્રિયો સારી છતાં, રૂપ-શબ્દ આદિ વસ્તુઓ યોગ્ય દેશમાં હોવા છતાં પણ ઉપયોગ શૂન્ય ચિત્તવાળાને વસ્તુનો અવબોધ નથી થતો, તેનું શું કારણ? આથી એમ જણાય છે, કે ઇન્દ્રિયોના સમૂહથી કોઈ અતિરિક્ત એવી વ્યક્તિને એ વસ્તુનો અવબોધ થાય છે. જેમ પાંચ-બારીએથી સ્ત્રી આદિ વસ્તુને જોનાર વ્યક્તિ એ પાંચે બારીઓથી ભિન્ન છે તેમ, આ ઉપરથી એવો નિયમ ચરિતાર્થ થાય છે, કે જેનો ઉપરમ થયા છતાં પણ તેવડે જાણેલ અર્થનું જે વ્યક્તિ સ્મરણ કરે છે, તે વ્યક્તિ બારીઓવડે જાણેલ અર્થનું બારીઓ બંધ કર્યા પછી પણ સ્મરણ કરનાર દેવદત્તની પેઠે ભિન્ન છે. અહીં આત્મા પણ ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં અંધત્વ-બહેરાપણું વિગેરે હીનેન્દ્રિય અવસ્થામાં પૂર્વે ઇન્દ્રિયોથી ગ્રહણ કરેલ અર્થનું સ્મરણ કરે છે, તેથી આત્મા ઇન્દ્રિયોથી ભિન્ન છે. વળી જેનો વ્યાપાર છતાં પણ જે વડે જાણી શકાતા અર્થનું જ્ઞાન જેને ન થાય તે વ્યક્તિ ખુલ્લા બારીએથી શૂન્ય ચિત્તે જોનાર દેવદત્તની પેઠે તે સાધનોથી ભિન્ન છે.

વળી આત્મા ઇન્દ્રિયોથી ભિન્ન છે, કેમકે અન્ય ઇન્દ્રિય વડે ગ્રહણ કરીને-અન્ય ઇન્દ્રિયવડે વિકાર પામે છે, જે અન્યવડે જાણીને અન્યવડે વિકાર પામે છે, તે તે બન્નેથી ભિન્ન હોય છે. જેમ મહેલની અગાસી પર ફરનાર દેવદત્ત પૂર્વ તરફની બારીએથી સ્ત્રીને જોઇને પશ્ચિમ તરફની બારીએથી, તે સ્ત્રીને હસ્તાદિવડે સ્તન સ્પર્શાદિ વિકાર બતાવતો સતો તે બન્ને બારીઓથી જુદો છે, તેમ આ આત્મા પણ ચક્ષુવડે કોઇને આંબલી ખાતો જોઈને જીવ્હાએ લાળ ઝરવાદિરૂપ વિકાર પામે છે, માટે આત્મા તે બન્નેથી ભિન્ન છે. અથવા અન્યવડે જાણીને અન્યવડે ગ્રહણ કરે છે, માટે આત્મા ઇન્દ્રિયથી ભિન્ન છે, જેમકે ઘટ-પટાદિ, પદાર્થ ચક્ષુવડે જાણીને હસ્તાદિવડે આત્મા તેને ગ્રહણ કરે છે. માટે આત્મા એ બન્નેથી ભિન્ન છે.

તથા સર્વ ઇન્દ્રિયોથી જાણેલ અર્થના સ્મરણથી આત્મા ઇન્દ્રિયોથી ભિન્ન છે. જેમ

ઈચ્છાવશાત્ સ્પર્શ-રસ આદિ પાંચ ભિન્ન ભિન્ન જ્ઞાનવાળા-પાંચ પુરૂષોથી, એ પાંચે જ્ઞાનવાળો છઠ્ઠો પુરૂષ જુદો હોય છે, તેમ પાંચ ઈન્દ્રિયોથી જાણેલ જુદા જુદા સ્પર્શાદિથી તે સ્પર્શાદિ પાંચેના જ્ઞાનવાળો આત્મા તેથી ભિન્ન છે. મતલબ એ છે કે-જેવડે જાણેલ અર્થોનું સ્મરણ કરનાર એક હોય, તે તેનાથી ભિન્ન હોય છે.

અહીં કદી એવી શંકા થાય કે શબ્દાદિ ભિન્ન ભિન્ન વિજ્ઞાનવાળા પાંચ પુરૂષોની પેઠે, પાંચ જુદી જુદી ઈન્દ્રિયોને પણ જ્ઞાન હોવું જોઇએ, ને જો એમ ન હોય, તો ઉપરોક્ત હેતુ અસિદ્ધ ગણાય, એ શંકા અયોગ્ય છે, કેમકે ઈચ્છાવશાત્ એવું જે વિશેષણ આપ્યું છે, તેથી કંઈ દોષ આવતો નથી. કારણકે ઇન્દ્રિયોને ઇચ્છા હોતી નથી, અથવા સહકારિ કારણપણે ઉપલબ્ધિનું કારણ માત્ર ઇન્દ્રિયોમાં છે, એટલે ઉપચારથી ઈન્દ્રિયોને પણ જ્ઞાન માનીએ તો કંઈ વિરોધ નથી. અથવા આ ઉદાહરણ તો પ્રતિપત્તિનો ઉપાય માત્ર છે, અતીન્દ્રિય પદાર્થોના સદ્ભાવની પ્રતીતિ માટે આગમ અને યુક્તિ એ ઉભયજ સંપૂર્ણ દૃષ્ટિનું કારણ છે. ૧૬૫૮-૧૬૫૯-૧૬૬૦.

ભૂતોથી આત્મા ભિન્ન છે, એમ સિદ્ધ કરવાને બીજાં પણ અનુમાનો કહે છે.

विण्णाणंतरपुव्वं बालण्णाणमिह नाणभावाओ ।
जह बालनाणपुव्वं जुवनाणं तं च देहहिअं ॥ १६६१ ॥
पढमो थणाहिलासो अण्णाहाराहिलासपुव्वोऽयं ।
जह संपयाहिलासोऽणुभूइओ सो य देहहिओ ॥ १६६२ ॥
बालसरीरं देहंतरपुव्वं इंदियाइमत्ताओ ।
जुवदेहो बालादिव स जस्स देहो स देहित्ति ॥ १६६३ ॥
अण्णसुह-दुक्खपुव्वं सुहाइ बालस्स संपइसुहंव ।
अणुभूइमयत्तणओ अणुभूइमओ य जीवो त्ति ॥ १६६४ ॥

જેમ યુવકનું જ્ઞાન જ્ઞાનપૂર્વક છે, તેમ બાળજ્ઞાન પણ જ્ઞાનરૂપ હોવાથી અન્ય જ્ઞાનપૂર્વક છે ને તેથીજ તે જ્ઞાન પણ આ શરીરથી ભિન્ન છે. વળી બાળકનો પ્રથમ સ્તનાભિલાષ, સાંપ્રત અભિલાષની પેઠે અન્ય આહારના અભિલાષ પૂર્વક છે. ને એ-અભિલાષ અનુભવાત્મક હોવાથી શરીરથી ભિન્ન છે. તથા યુવાન શરીર જેમ બાલ્ય શરીર પૂર્વક છે, તેમ બાલ્ય શરીર ઈન્દ્રિયવાળું હોવાથી અન્ય શરીરપૂર્વક છે, તે શરીર જેનું છે, એવો તે શરીરવાળો આત્મા આ શરીરથી ભિન્ન છે. તેમજ બાળકનાં સુખ-દુઃખ વિગેરે સાંપ્રત સુખ-દુઃખની પેઠે અનુભવાત્મક હોવાથી અન્ય સુખ-દુઃખ પૂર્વક છે. અને એ-અનુભવમય આત્મા છે. ( તે શરીરથી ભિન્ન છે. ) ૧૬૬૧-૧૬૬૨-૧૬૬૩-૧૬૬૪.

હે વાયુભૂતિ ગૌતમ! આત્મા ભૂતથી વ્યતિરિક્ત છે, એમ સિદ્ધ કરવાને બીજાં પણ અનુમાનો કહું છું તે સાંભળ. જે બાળ વિજ્ઞાન છે. તે અન્ય વિજ્ઞાનપૂર્વક છે, કેમકે તે વિજ્ઞાન સ્વરૂપ છે માટે, જે વિજ્ઞાન હોય છે, તે અન્ય વિજ્ઞાનપૂર્વક હોય છે. જેમ યુવકનું વિજ્ઞાન બાળવિજ્ઞાન પૂર્વક હોય છે, તેમ અહીં જે વિજ્ઞાનપૂર્વક બાળવિજ્ઞાન છે, તે વિજ્ઞાન આ શરીરથી ભિન્ન છે, કેમકે પૂર્વ શરીરનો ત્યાગ થાય છતાં આ શરીરના વિજ્ઞાનનું તે કારણ છે. જે વિજ્ઞાન ગુણ છે, તે તેના ગુણી-આત્મા સિવાય હોઈ શકે નહિ. માટે આત્મા શરીરથી-ભિન્ન છે, પણ શરીરજ આત્મા છે એમ નહી.

વાયુભૂતિઃ—બાળવિજ્ઞાન, વિજ્ઞાનસ્વરૂપ હોવાથી, અન્ય વિજ્ઞાનપૂર્વક છે, એમ જે તમે કહ્યું છે, તેમાં કહેલો હેતુ પ્રતિજ્ઞા કરેલ અર્થનોજ એક વિભાગ છે, એટલે એ હેતુ અસિદ્ધ છે.

ભગવન્તઃ— ના, એમાં વિશેષનો પક્ષ કર્યો છે, ને વિશેષને પક્ષ કરવાથી સામાન્ય તે હેતુ થાય, પણ અસિદ્ધ ન થાય. જેમકે—" વર્ણાત્મક શબ્દ મેઘના શબ્દની પેઠે અનિત્ય છે. " આ પ્રયોગમાં હેતુ અસિદ્ધ નથી પણ સામાન્ય છે; તેવી રીતેજ અહીં પણ " બાળ વિજ્ઞાન અન્ય વિજ્ઞાન પૂર્વક છે. " એમ વિશેષનો પક્ષ કર્યો છે. પરન્તુ " સામાન્ય વિજ્ઞાન અન્ય વિજ્ઞાન પૂર્વક છે. " એમ પક્ષ નથી કર્યો, કે જેથી અમે કહેલ હેતુ, " શબ્દ, શબ્દ હોવાથી અનિત્ય છે. " એવા પ્રયોગની પેઠે પ્રતિજ્ઞા કરેલ અર્થનો એક ભાગ થઇને અસિદ્ધ થાય.

વળી બાળકનો પ્રથમ સ્તનાભિલાષ, અભિલાષાત્મક હોવાથી, સાંપ્રત અભિલાષની પેઠે અન્ય અભિલાષ પૂર્વક હોય છે. જે અભિલાષપૂર્વક બાળકનો પ્રથમ સ્તનાભિલાષ છે, તે અભિલાષ શરીરથી જુદો છે, કેમકે પૂર્વશરીરનો ત્યાગ થયા છતાં પણ અહીંના અભિલાષનું તે કારણ છે. એ અભિલાષ છે તે ગુણ છે, ને ગુણ ગુણી સિવાય હોઇ શકે નહિ, માટે એ ગુણના આશ્રયભૂત જે ગુણી છે, તે બીજું કોઇ નહિ પણ શરીરથી જુદો એવો આત્માજ છે.

વાયુભૂતિઃ—એ અનુમાનમાં કહેલો હેતુ અનેકાન્તિક દોષવાળો છે, કેમકે બધાએ અભિલાષ, અભિલાષપૂર્વક નથી હોતા. જેમ મોક્ષનો અભિલાષ મોક્ષના અભિલાષ પૂર્વક નથી હોતો. તેમ આ અભિલાષ પણ કેમ ન હોય?

ભગવન્તઃ—ગૌતમ! તેં કહ્યું એ પ્રમાણે અમે " સ્તનાભિલાષ અન્યસ્તનાભિલાષ પૂર્વક છે, " એમ વિશેષથી જો કહ્યું હોત, તો અમારો હેતુ અનેકાન્તિકદોષવાળો થાય, પણ અમે તો એમ કહ્યું છે કે-સ્તનાભિલાષ અન્ય સામાન્ય અભિલાષપૂર્વક હોય છે. એટલે ઉપરોક્ત દોષ આવતો નથી. એજ પ્રમાણે મોક્ષનો અભિલાષ પણ અન્ય સામાન્ય અભિલાષ પૂર્વક હોય છેજ.

તથા બાલ્યશરીર ઇન્દ્રિયવાળું હોવાથી, અન્ય શરીર પૂર્વક છે. જે ઇન્દ્રિયવાળું હોય છે, તે અન્યશરીરપૂર્વક હોય છે. જેમ યુવકનું શરીર બાલ્યશરીર પૂર્વક હોય છે, તેમ બાલ્યશરીર પણ અન્ય શરીર પૂર્વક હોય છે. જે શરીર પૂર્વક બાલ્યશરીર હોય છે, તે આ શરીરથી ભિન્ન હોય છે, કેમકે પૂર્વ શરીર નાશ પામ્યા છતાં પણ આ શરીર ઉત્પન્ન થાય છે. અને જેનું એ શરીર છે, તે ભવાન્તર ગામી એવો તથા શરીરથી ભિન્ન એવો આત્મા છે, પણ શરીર એજ આત્મા છે, એમ નહિ. વળી આ આદ્ય બાળકનું સુખ, સાંપ્રતસુખની પેઠે અનુભવાત્મક હોવાથી અન્યસુખ પૂર્વક છે. જે સુખપૂર્વક આ બાળ સુખ છે, તે શરીરથી જુદું છે, કેમકે તેનો નાશ થયા છતાં પણ આ સુખનું તે કારણ છે. અને વળી એ સુખ તે ગુણ છે, ને ગુણ ગુણી શિવાય રહી શકે નહી, આથી તે ગુણના આશ્રયભૂત જે ગુણી છે, તે શરીરથી જુદો છે. આથી સુખાનુભવમય આત્મા છે, એમ સિદ્ધ થયું. આ સ્થળે દુઃખ-શોક-રાગદ્વેષ વિગેરે હેતુઓ પણ એજ પ્રમાણે યોજવા. ૧૬૬૧ થી ૧૬૬૪.

પૂર્વે જીવ અને કર્મની સિદ્ધિમાં જે અનુમાનો કહ્યાં છે, તે અનુમાનો અહીં પણ ફરીથી મંદ બુદ્ધિવાળાઓની સ્મૃતિ માટે કહે છે.

संताणोऽणाई उ परोप्परं हेउ-हेउभावाओ ।
देहस्स य कम्मस्स य गोयम ! बीयं-कुराणं व ॥ १६६५ ॥
तो कम्म-सरीराणं कत्तारं करण-कज्जभावाओ ।
पडिवज्ज तदब्भहिअं दंड-घडाणं कुलालं व ॥ १६६६ ॥
अत्थि सरीरविहाया पइनिययागारओ घडस्सेव ।
अक्खाणं च करणओ दंडाईणं कुलालो व्व ॥ १६६७ ॥
अत्थिदिय-विसयाणं आयाणादेयभावओऽवस्सं ।
कम्मार इवादाया लोए संडास-लोहाण ॥ १६६८ ॥
भोत्ता देहाईणं भोज्जत्तणओ नरो व्व भत्तस्स ।
संघायाइत्तणओ अत्थि य अत्थी घडस्सेव ॥ १६६९ ॥
जो कत्ताइ स जीवो सज्झविरूद्धोत्ति ते मई होज्जा ।
मुत्ताइपसंगाओ तं नो संसारिणो दोसो ॥ १६७० ॥

હે ગૌતમ ! બીજ અને અંકુરની પેઠે શરીર અને કર્મનો હેતુ-હેતુમદ્‌ભાવ છે, તેથી કર્મસંતાન અનાદિ છે. વળી દંડ અને ઘટથી કુંભાર જેમ ભિન્ન છે, તેમ કર્મ અને શરીરનો અનુક્રમે કરણ તથા કાર્ય ભાવ હોવાથી, તેનો કર્તા તેઓથી ભિન્ન છે, એમ અંગીકાર કર. તથા શરીર જેમ ઘટની પેઠે ( આદિ હોવા સાથે ) પ્રતિનિયત આકારવાળું હોવાથી તેનો કોઇ કર્ત્તા છે. અને ઇન્દ્રિયો દંડ આદિની પેઠે કરણભૂત હોવાથી કુંભારની પેઠે તેનો કોઈ અધિષ્ઠાતા છે. લોકમાં સાંડસા અને લોખંડની પેઠે ઇન્દ્રિય અને વિષયોનો આદાનઆદેય ભાવ હોવાથી લુહારની પેઠે ત્યાં કોઈ આદાતા ( ગ્રહણ કરનારો ) હોવો જોઇએ. શરીર વિગેરે આહારાદિકની પેઠે ભોગ્ય હોવાથી મનુષ્યની પેઠે તેનો કોઈ ભોક્તા હોવો જોઇએ. વળી શરીર સંઘાતાદિરૂપ હોવાથી ઘરની પેઠે તેનો કોઇ સ્વામી છે. (ઉપર કહ્યા મુજબ ) જે કર્તા વિગેરે છે, તે જીવ છે. મૂર્તપણાદિના પ્રસંગથી ( હેતુ ) સાધ્યથી વિરૂદ્ધનો સાધક થશે. એમ તારી બુદ્ધિ થાય, તો તેમાં સંસારી જીવને સાધવો છે તેથી તેમાં એ દોષ નથી આવતો. ( આ ગાથાઓનો વિસ્તારાર્થ પૂર્વે ગાથા ૧૫૬૭ થી ૧૫૭૦ સુધીમાં આવી ગયો છે, ત્યાંથી જોઈ લેવો. ) ૧૬૬૫-થી ૧૬૭૦

અહીં બૌદ્ધમતાનુસારે એમ કહેવામાં આવે કે સર્વ પદાર્થો ક્ષણવિનાશી હોવાથી જીવ પણ શરીરની સાથેજ નાશ પામે છે, એટલે વસ્તુત: આત્મા શરીરથી જુદો છે, એમ સિદ્ધ કરવાનો પ્રયાસ કરવાથી શો લાભ છે ? એના ઉત્તરમાં અમે કહીએ છીએ કે—

जाइस्सरो न विगओ सरणाओ बालजाइस णो व्व ।
जह वा सदेसवत्तं नरो सरंतो विदेसम्मि ॥ १६७१
अह मन्नसि खणिओऽवि हु सुमरइ विन्नाणसंतइगुणाओ ।
तहवि सरीरादण्णो सिद्धो विण्णाणसंताणो १६७२ ॥

બાળઅવસ્થામાં બનેલ બનાવ જેમ વૃદ્ધઅવસ્થાવાળો સંભારે છે, અથવા સ્વદેશમાં બનેલ બનાવ પરદેશમાં ગએલો મનુષ્ય સંભારે છે, તેમ પૂર્વજન્મને સંભારવાથી તે વાળો જીવ નાશ પામેલ નથી તે આત્મા ક્ષણિક છતાં પણ વિજ્ઞાન સંતતિવાળો આત્મા

હોવાથી પૂર્વજન્મને સંભારે છે એમ તું માનતો હોય, તો તેથી પણ વિજ્ઞાનસંતાન શરીરથી ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. ૧૬૭૧-૧૬૭૨.

જેમ બાળ અવસ્થામાં બનેલ બનાવ પુરૂષ વૃદ્ધ વૃદ્ધાવસ્થામાં સંભારે છે, અથવા સ્વદેશમાં બનેલો બનાવ પરદેશમાં ગએલો પુરૂષ સંભારે છે, તેથી તે ( સંભારનાર ) નાશ પામેલો નથી, તેમ જે જાતિસ્મરણવાળો આત્મા હોય છે, તે પૂર્વભવનું શરીર નાશ પામ્યા છતાં પણ તે ભવના બનાવ જે સંભારે છે, તેથી તે પણ નાશ પામેલો નથી. તાત્પર્ય એ છે કે જે અન્ય દેશ-કાળાદિમાં અનુભવેલા અર્થનું સ્મરણ કરે છે તે બાલ્યકાળમાં અનુભવેલ અર્થનું વૃદ્ધાવસ્થામાં સ્મરણ કરનાર દેવદત્તની પેઠે વિદ્યમાન હોયછે; અને જેમાં અનુભવનાર નાશ પામેલ હોય છે તેમાં પાછળવાળાને ઉત્પન્ન થયા બાદ કંઈ સાંભરતું નથી. આ ઉપરથી એમ નહી કહી શકાય, કે પૂર્વ પૂર્વક્ષણમાં અનુભવેલું હોય, તે તેના સંસ્કારથી ઉત્તરોત્તર ક્ષણોમાં સંભારે છે, કારણ કે પૂર્વ પૂર્વના ક્ષણો અન્વય સિવાય સર્વથા નાશ પામે છે, તેથી ઉત્તરોત્તર ક્ષણો સર્વથા જુદાજ છે. એટલે અન્યે અનુભવેલું હોય, તે અન્ય સભારે એવું કદિ બનેજ નહિ, અને જો એમ બને, તો દેવદત્તે અનુભવેલું હોય, તે યજ્ઞદત્તને પણ સાંભરવું જોઇએ.

આત્મા ક્ષણભંગુર છતાં પણ વિજ્ઞાન સંતતિના સામર્થ્યથી પૂર્વવૃત્તાન્ત સંભારે છે, કેમકે ક્ષણસંતાન હંમેશાં અવસ્થિત હોય છે. એમ કહેવામાં આવે, તો તેના ઉત્તરમાં કહેવાનું કે એમ માનવાથી પણ જ્ઞાનરૂપ સંતાનનો આગળના શરીરમાં સંક્રમ થવાથી ભવાન્તરમાં પણ તેનો સદ્ભાવ સિદ્ધ થાય છે, અને સર્વ શરીરોથી વિજ્ઞાનસંતાન અર્થાન્તરપણે સિદ્ધ થાય છે, તેથી કરીને અવિચ્છિન્ન વિજ્ઞાનસંતાનાત્મક આત્મા શરીરથી ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે. ૧૬૭૧-૧૬૭૨.

એ પ્રમાણે પરભવની અપેક્ષાએ સ્મરણથી આત્માનો અવિનાશ ભાવ જણાવ્યો. હવે આ ભવની અપેક્ષાએ તેનો અવિનાશભાવ કહે છે. અથવા તો તે ક્ષણિકજ નથી. એમ જણાવવાને કહે છે.

न य सव्वहेव खणिअं नाण पुव्वोवलद्धसरणाओ ।
खणिओ न सरइ भूयं जह जम्माणंतरविनट्ठो ॥ १६७३ ॥
जस्सेगमेगबंधणमेगंतेण खणियं च विण्णाणं ।
सव्वखणियविण्णाणं तस्साजुत्तं कदाचिदवि ॥ १६७४ ॥
जं सविसयनिययं चिय जम्माणंतरहयं च तं किह णु ? ।
नाहिति सुबहुयविण्णाणविसयग्वणभंगयाईणि ॥ १६७५ ॥

પૂર્વે જાણેલ અર્થનું સ્મરણ થાય છે, તેથી જ્ઞાન સર્વથા ક્ષણિક નથી, કેમકે જે ક્ષણિક હોય તેને ઉત્પન્ન થયા પછી તરતજ નાશ પામેલાની પેઠે પૂર્વોપલબ્ધ અર્થનું સ્મરણ થતું નથી. જે એક એટલે બીજા ક્ષણની સહાય વિનાનું જ્ઞાન છે, તેને સર્વકાલનું ક્ષણિકવિજ્ઞાન થવું અથવા કહેવું તે સર્વથા અયોગ્ય છે. કેમકે તે એક આલંબનવાળું છે અને એકાન્તે ક્ષણિક છે. વળી સ્વવિષય નિયત એવું જે પ્રમાતાનું જ્ઞાન છે તે ઉત્પન્ન થયા પછી તરતજ નાશ પામેલું હોય છે, તેથી અતિઘણા વિજ્ઞાનના વિષય સંબંધી ક્ષણભંગુરાદિ ધર્મો કેવી રીતે જાણી શકે? ન જાણી શકે. ૧૬૭૩-૧૬૭૪-૧૬૭૫.

જ્ઞાન સર્વથા ક્ષણિક છે એમ ન કહી શકાય, ( કથંચિત્ ક્ષણિક કહેવાય ) જ્ઞાન આ કારણથી ક્ષણિક નથી ?, તેના ઉત્તરમાં કહેવાનું પૂર્વે બાલ્યકાલાદિમાં જાણેલ અર્થનું

વૃદ્ધાવસ્થાદિ કાળમાં સ્મરણ થાય છે. તેથી કરીને જો જ્ઞાન એકાન્તે ક્ષણિક હોય, તો એ પ્રમાણે સ્મરણ ન થાય. જે એકાન્તે ક્ષણિક હોય છે, તેને ઉત્પન્ન થયા પછી તરત નાશ પામેલાની પેઠે અતીત અર્થનું સ્મરણ નથી થતું. એ રીતે જ્ઞાનને ક્ષણિક માનવાથી સ્મરણનો સર્વથા અભાવ થાય.

एकविज्ञानसंततयः सत्त्वाः એક વિજ્ઞાનસંતતિવાળા જીવો છે" એ વાક્યથી ક્ષણિકવાદી બૌદ્ધોનું એક-અસહાયવાળું જે જ્ઞાન, તે "सर्वमपि वस्तु क्षणिकं" સર્વ વસ્તુ ક્ષણિક છે, એ પ્રમાણે સર્વ વિષયને જણાવનાર કે જાણનાર કદિ પણ થઈ શકે નહિ, છતાં બૌદ્ધો સર્વ ક્ષણિકતાવાળું વિજ્ઞાન માને છે. તેઓ કહે છે કે-"यत् सत् तत् सर्वं क्षणिकम्" જે છે, તે સર્વે ક્ષણિક છે." તથા क्षणिकाः सर्वसंस्काराः સર્વ સંસ્કારો ક્ષણિક છે. આ પ્રમાણે ક્ષણિકતાગ્રાહી જ્ઞાન એકત્વમાં સંભવે નહિ. કેમકે જો ત્રિભુવનાન્તર્ગત સર્વ પદાર્થો સન્મુખ રહીને તેવું જ્ઞાન કોઈ ઉત્પન્ન કરે, તો એમ જણાય, કે "આ સર્વ પદાર્થો ક્ષણિક છે." પણ એ પ્રમાણે સર્વ પદાર્થોથી જ્ઞાન ઉત્પન્ન થતું, કારણ કે બધાં તે જ્ઞાનો ક્ષણિક હોવાથી પ્રતિનિયત એક આલંબનવાળાં છે, તે તેથી સર્વ વસ્તુસમૂહમાં વ્યાપેલી ક્ષણિકતા કેવી રીતે જાણી શકે? નજ જાણી શકે. પણ જો સર્વ પદાર્થ વિષયી જ્ઞાનોની એકી સાથે ઉત્પત્તિ માનવામાં આવે અને આત્માને તે અર્થનું સ્મરણ કરનાર માનવામાં આવે, તો સર્વ પદાર્થોની ક્ષણિકતાનું જ્ઞાન થાય, પરન્તુ ક્ષણિકપક્ષમાં સર્વ અર્થ ગ્રાહક અનેક જ્ઞાનોની ઉત્પત્તિ એકીસાથે માની શકાય નહિ.

વળી એકાર્થ વિષયી વિજ્ઞાન છતાં પણ જો તે ઉત્પન્ન થયા બાદ તરતજ નાશ ન પામતું હોય, તો સર્વ પદાર્થ સંબંધી ક્ષણિકતા જાણી શકે, કારણ કે તે અવિનાશીપણામાં અવસ્થિતપણે રહેલું હોવાથી જુદા જુદા પદાર્થને ઉત્પન્ન થયા પછી તરતજ ઉપરમ પામતા જોઇને "અમારા સિવાય અને અમારા સજાતિય સિવાય સર્વ વસ્તુ ક્ષણિકજ છે" એમ જણાય. પરન્તુ એમ જણાતું નથી; કારણ કે બૌદ્ધોનું જ્ઞાન એકાન્તે ક્ષણધ્વંસી છે, દીર્ઘકાળ પર્યન્ત રહેનારૂં નથી, એટલે તેમને સર્વ વસ્તુગત ક્ષણિકતાનું જ્ઞાન કેવી રીતે થઈ શકે? નજ થઈ શકે. તથા જે સ્વવિષય માત્રમાં નિયત અને ઉત્પન્ન થયા પછી તરતજ નાશ પામનારૂં પ્રમાતાનું વિજ્ઞાન, તે અતિ ઘણા વિજ્ઞાન સંબંધી ધર્મો, જેવા કે ક્ષણભંગ-નિરાત્મકપણું સુખી-દુઃખી વિગેરે, એ અનેક ધર્મોને કેવી રીતે જાણી શકે? નજ જાણી શકે. માટે પ્રમાતાનું જ્ઞાન અક્ષણિકજ માનવું જોઇએ. અને જ્ઞાન એ ગુણ હોવાથી તેને અનુરૂપ ગુણી સિવાય તે બીજાનું સંબંધી હોઈ શકે નહિ. માટે આત્મા શરીરથી જુદો છે, એમ આ ઉપરથી સિદ્ધ થયું. ૧૬૭૩-૧૬૭૪-૧૬૭૫.

गिण्हिज्ज सव्वभंगं जइ य मई सविसयाणुमाणाओ ।
तंपि न जओऽणुमाणं जुत्तं सत्ताइसिद्धीओ ॥ १६७६ ॥
जाणेज्ज वासणाओ सावि हु वासित्त-वासणिज्जाणं ।
जुत्ता समेच्च दोण्हं न उ जम्माणंतरहयस्स ॥ १६७७ ॥

એકાલંબનવાળું અને ક્ષણિક એવું વિજ્ઞાન છતાં પણ તે સ્વવિષયાનુમાનથી સર્વ વસ્તુગત ક્ષણભંગુરતા ગ્રહણ કરે, એમ માનવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કેમકે વિજ્ઞાન અને વિષયોની સત્તા વિગેરેની સિદ્ધિ હોય, તો તે ઘટી શકે. વાસના એ પ્રમાણે જાણે છે, એમ કહેવામાં આવે, તો તે વાસના-પણ વાસક અને વાસનીય એ

બન્નેના ( સ્થિરપણાના ) સંબંધથી ઘટી શકે, પણ ઉત્પન્ન થયા પછી તરતજ નાશ પામે તેને ન ઘટી શકે. ૧૬૭૬-૧૬૭૭.

વાયુભૂતિ ! ક્ષણિકવાદી કદાચ એમ કહેવા માગે કે એકાલંબનવાળું અને ક્ષણિક છતાં પણ સ્વ ને વિષયની ક્ષણિકતાના અનુમાનથી પ્રમાતાનું જ્ઞાન સર્વ વસ્તુગતની ક્ષણિકતા જાણી શકે છે; કારણ કે જેમ " મારો વિષય ક્ષણિક છે. અને હું ક્ષણિક છું " એ પ્રમાણે વિજ્ઞાનની સમાનતાથી બીજા વિજ્ઞાનો અને વિષયની સમાનતાથી બીજા સર્વ વિષયો પણ ક્ષણિક છે. આ રીતે સ્વ અને વિષયોના અનુમાનથી સવ વસ્તુસમૂહની ક્ષણિકતા વિગેરે ગ્રહણ થાય છે. તેઓનું એ કથન પણ યુક્ત નથી, કારણકે એ સ્વ-વિષયાનુમાન, અન્ય વિજ્ઞાનો અને અન્ય વિષયોની સત્તાદિની પ્રસિદ્ધિમાંજ ઘટી શકે, અન્યથા ન ઘટી શકે. કારણકે જે સત્તારૂપેજ અપ્રતીત હોય એવા શબ્દાદિમાં કૃતકત્વાદિ હેતુઓવડે અનિત્યતાદિ ધર્મો કોણ સાધે ?, તેમ અહીં પણ સત્તારૂપેજ અપ્રસિદ્ધ એવા ધર્મીમાં ક્ષણિકતાદિ ધર્મ કેવી રીતે સધાશે ?, વળી એકાલંબનવાળું જે ક્ષણિક વિજ્ઞાન તે આ પ્રમાણે જાણી શકે પણ નહિ કે અન્ય જ્ઞાનો છે, અને તેના વિષયો છે, વળી તે જ્ઞાનો અને વિષયોના સ્વવિષયજ્ઞાનોત્પાદક વિગેરે ધર્મો છે. અને જો એ પ્રમાણે જ્ઞાન ન થાય, તો એ સર્વમાં ક્ષણિકતા કેવી રીતે સિદ્ધ થઇ શકે ? કારણકે જેમાં જેમાં એ ક્ષણિકતા ધર્મ સિદ્ધ કરવાનો છે, તે તે ધર્મીનીજ પ્રસિદ્ધિ નથી.

વળી તેઓ કદી એમ કહે કહે કે સ્વવિષયાનુમાનથીજ બીજા વિજ્ઞાનાદિની સત્તા વિગેરે સિદ્ધ થઇ શકશે, જેમકે-હું છું, તેમ અન્ય જ્ઞાનો પણ છે, તથા જેમ મારો વિષય છે તેમ બીજા જ્ઞાનના વિષયો પણ છે, વળી જેમ-હું અને મારો વિષય ક્ષણિક છીયે તેમ અન્ય જ્ઞાનો અને અન્ય જ્ઞાનના વિષયો પણ ક્ષણિક છે, એ પ્રમાણે સર્વની સત્તા અને ક્ષણિકતા સ્વવિષયાનુમાનથી સિદ્ધ થશે.

તેઓનું એ કથન પણ સર્વથા અયોગ્ય છે. કારણકે સર્વ ક્ષણિકતા ગ્રાહક જ્ઞાન ક્ષણવિનાશી હોવાથી, ઉત્પન્ન થયા પછી " હું મરેલા જેવો છું અને ક્ષણિક છું " એમ પોતાને પણ જાણી શકતું નથી, તો પછી અન્ય જ્ઞાનો છે, અને તેના વિષયો છે, એ પ્રમાણેનું જ્ઞાન તો તેને ક્યાંથીજ થાય ?, અને વળી એવું ક્ષણવિનાશી જ્ઞાન પોતાના વિષય માત્રની પણ ક્ષણિકતા નથી જાણતું, કેમકે તેમના મતે તે જ્ઞાન અને વિષય બંનેનો સમાન કાળમાંજ નાશ થાય છે. જો કદી તે જ્ઞાન પોતાના વિષયને નાશ પામતો જોઇને, તદ્ગત ક્ષણિકતાનો નિશ્ચય કરીને, પછી કાળાન્તરે પોતે નાશ પામે, તો તેને સ્વવિષયગત ક્ષણિકતાનો બોધ થાય, પણ એમ તેઓ માનતા નથી, તેઓ તો જ્ઞાન અને વિષય પોતપોતાનો ક્ષણ ઉત્પન્ન કરીને સમકાળેજ નાશ પામે છે, એમ માને છે. વળી-બૌદ્ધો સ્વસંવેદન પ્રત્યક્ષથી કે ઇન્દ્રિયપ્રત્યક્ષથી ક્ષણિકતા નથી માનતા પણ અનુમાનથી માને છે.

એ સિવાય તેઓ એમ કહેવા માગે કે પૂર્વ પૂર્વ વિજ્ઞાનક્ષણો, ઉત્તરોત્તર વિજ્ઞાનક્ષણોમાં એવા પ્રકારની વાસના ઉત્પન્ન કરે છે, કે જે વાસનાવડે-એકાલંબનવાળું ક્ષણિક વિજ્ઞાન, બીજાં જ્ઞાનો અને તેમના વિષયોના સત્તા-ક્ષણિકતા વિગેરે ધર્મો જાણે છે, આથી સર્વે ક્ષણિક છે એવું જ્ઞાન માનવામાં અમારે કંઇ વિરોધ નહી આવે.

તેઓનું એ કથન પણ અયોગ્ય છે, કારણકે એ વાસના પણ વાસક અને વાસનીય બંને વિદ્યમાનનો સંયોગ હોય, તોજ ઘટી શકે, પણ ઉત્પન્ન થયા પછી તરતજ નાશ પામે તેને ન ઘટી શકે. જો વાસક અને વાસ્યના સંયોગવડે બંનેનું અવસ્થાન માનવામાં

આવે, તો ક્ષણિકતા ન ટકી શકે, અને વળી એ વાસના પણ ક્ષણિક છે? કે અક્ષણિક છે?, જો તે ક્ષણિક હોય, તો તેનાથી સર્વ ક્ષણિકતાનું જ્ઞાન કેવી રીતે થાય? અને અક્ષણિક હોય, તો સર્વ ક્ષણિક છે એવી તમારી પ્રતિજ્ઞાની હાની થાય. એ રીતે બૌદ્ધોનો ક્ષણિકવાદ કોઈ પણ રીતે યુક્તિ સંગત નથી. ૧૬૭૬-૧૬૭૭.

હવે સ્વપક્ષ બતાવીને ઉપસંહાર કરે છે.

बहुविण्णाणप्पभवो जुगवमणेगत्थयाऽइवेगस्स ।
विण्णाणावत्था वा पडुच्चवित्तीविघाओ वा ॥ १६७८ ॥
विण्णाणखणविणासे दोसा इच्चादयो पसज्जंति ।
न उ ठिय-संभूय-च्चुयविण्णाणमयम्मि जीवम्मि ॥ १६७९ ॥
तस्स विचित्तावरणक्खओवसमाजाइं चित्तरूवाइं ।
खणियाणि य कालंतरवित्तीणि य मइविहाणाइं ॥ १६८० ॥
निच्चो संताणो सिं सव्वावरणपरिसंखए जं च ।
केवलमुदियं केवलभावेणाणंतमविकप्पं ॥ १६८१ ॥

ઘણા વિજ્ઞાનની ઉત્પત્તિ, એકીસાથે અનેક અર્થને ગ્રહણ કરવાપણું, એક વિજ્ઞાનને એકીસાથે સર્વ અર્થનું ગ્રહણ કરવાપણું, વિજ્ઞાનની અવસ્થા, અને પ્રતીત્યવૃત્તિનો વિઘાત ઇત્યાદિ દોષો ક્ષણ વિનાશી જ્ઞાન માનવાથી થાય છે; પરંતુ ઉત્પાદ-વ્યય-ને ધ્રુવ સ્વરૂપ એવો વિજ્ઞાનવાળો આત્મા માનવાથી એ દોષો નથી થતા. તેવા આત્માને વિચિત્ર પ્રકારના ક્ષયોપશમથી થએલા વિવિધ પ્રકારના ક્ષણિક અને કાળાન્તર પર્યન્ત રહેનારા મતિજ્ઞાનના ભેદો થાય છે. એ ભેદોનો સામાન્ય જ્ઞાન માત્ર સંતાન નિત્ય હોય છે, અને સર્વ આવરણનો ક્ષય થવાથી કેવળજ્ઞાન થાય છે, તે કેવળભાવે અનન્તકાળ સુધી અવસ્થિત રહે છે, તેથી તે એકજ છે. ૧૬૭૮-૧૬૭૯-૧૬૮૦-૧૬૮૧.

ઉપર કહી ગયા મુજબ ક્ષણ વિનાશી જ્ઞાન માનવામાં આવે, તો આ પ્રમાણે અનેક દોષો પ્રાપ્ત થાય છે. એક તો ક્ષણિકવાદીએ ત્રિભુવનાન્તર્વર્તિ સર્વ અર્થ જાણવાને માટે એકીસાથે ઘણા જ્ઞાનોની ઉત્પત્તિ માનવી જોઇએ અને એ જ્ઞાનના આશ્રયભૂત તે અર્થને સ્મરણ કરનાર આત્માને અવસ્થિત માનવો જોઇએ. ને એમ ન માનવામાં આવે, તો "જે છે, તે સર્વ ક્ષણિક છે. સર્વ સંસ્કારો ક્ષણિક છે. સર્વ ભાવો નિરાત્મક છે." ઇત્યાદિ સર્વ ક્ષણિકતાદિ વિજ્ઞાન ઉત્પન્ન ન થાય. અને જો એ પ્રમાણે ઘણાં જ્ઞાનો વગેરે માનવામાં આવે તો સ્વમતનો ત્યાગ થાય.

ક્ષણ વિનાશી જ્ઞાન માનવામાં બીજો એ દોષ આવે કે એકજ વિજ્ઞાનને એકી સાથે ત્રિભુવનાન્તર્ગત સર્વઅર્થને ગ્રહણ કરવાપણું થાય. એ પ્રમાણે સર્વ અર્થને ગ્રહણ કરે, તોજ સર્વ ક્ષણિકતાદિ વિજ્ઞાન થાય. પણ એમ જણાતું નથી અને મનાતું એ નથી. અથવા ત્રીજો દોષ એ પ્રાપ્ત થાય, કે વિજ્ઞાનની દીર્ઘ કાળપર્યન્ત અવસ્થા માનવી પડે, કે જે અવસ્થાથી વિજ્ઞાન હમ્મેશાં અવસ્થિત રહીને અન્ય અન્ય વસ્તુની નશ્વરતા (નાશપણું) જોઇને તે સર્વની ક્ષણિકતા જાણે. પણ આ રીતે માનવાથી માત્ર વિજ્ઞાનરૂપ નામાન્તરથી આત્માજ માનેલો ગણાય.

ઉપરોક્ત બહુ વિજ્ઞાનોત્પત્તિ વિગેરે ન માનવામાં આવે, તો પ્રતીત્ય વિઘાત નામે ચોથો

દોષ પ્રાપ્ત થાય. અહીંઆં આ રહસ્ય જાણવું કે જે કારણની અપેક્ષાએ કાર્યની ઉત્પત્તિ થાય, પરન્તુ કાર્ય અવસ્થામાં કારણનો અન્વય ( સંબંધ ) ન હોય, આને બૌદ્ધો પ્રતીત્યવૃત્તિ કહે છે. હવે આ પ્રમાણે પ્રતીત્યવૃત્તિ બૌધો માને, તો અતીતાર્થનું સ્મરણ વિગેરે સર્વ વ્યવહારનો ઉચ્છેદ થાય. અને જો અતીત અનેક સંકેતાદિ જ્ઞાનના આશ્રયવાળો આત્મા તે તે વિજ્ઞાનરૂપે પરિણામથી અન્વયી છે, એમ માને તો પ્રતીત્યવૃત્તિનો વિઘાત થાય. કારણકે એમ માનવામાં આત્માને અન્વયી માનવો પડેછે. એ પ્રમાણે ક્ષણવિનાશી વિજ્ઞાન માનવાથી અનેક દોષો પ્રાપ્ત થાય છે. પરન્તુ જો ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ એવો વિજ્ઞાનમય આત્મા માનવામાં આવે તો એ દોષો પ્રાપ્ત ન થાય, એટલે કે કથંચિત્ દ્રવ્યરૂપે સ્થિત, કથંચિત્ ઉત્તર-નવીન પર્યાયરૂપે ઉત્પન્ન, અને કથંચિત્ પૂર્વપર્યાયરૂપે વિનષ્ટ એવા વિજ્ઞાનરૂપે આત્માને માને તો ઉપર કહેલા દોષો ન થાય. આ ઉપરથી એ સિદ્ધ થયું કે સર્વ વ્યવહારની સિધ્ધિ માટે ઉત્પાદ-વ્યય અને ધ્રુવપણા યુક્ત એવો આત્મા શરીરથી જુદો છે એમ માનવું જોઇએ. કારણકે યથોક્તસ્વરૂપવાળા આત્માને, વિચિત્રપ્રકારના મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી થએલા વિવિધ પ્રકારના મતિજ્ઞાનના ભેદો ઘટે છે, તે આત્મા પર્યાયરૂપે ક્ષણિક અને દ્રવ્યરૂપે નિત્ય હોવાથી કાળાન્તર અવસ્થાયી થાય છે. ઉપલક્ષણથી શ્રુત-અવધિ અને મનઃપર્યવજ્ઞાનાવરણના વિચિત્રક્ષયોપશમથી અનુક્રમે વિવિધ પ્રકારના શ્રુત-અવધિ-અને મનઃપર્યવ જ્ઞાન પણ આત્માને થાય છે. તથા કેવળજ્ઞાન પોતાના આવરણનો સર્વથા ક્ષય થવાથી થાય છે. મતિજ્ઞાનાદિના ભેદોનો સામાન્યથી જ્ઞાનરૂપ સંતાન હમ્મેશાં અવિચ્છિન્ન હોય છે, અને કેવળજ્ઞાન જે માટે ભેદ રહિત કહ્યું છે, તેથી કરીને તે તો સર્વથા સ્વઆવરણનો ક્ષય થવાથી અનન્તકાલસ્થાયી થાય છે. આ જ્ઞાન કેવળભાવે અનન્તકાળ પર્યન્ત અવસ્થાયી અને અનન્ત અર્થને વિષય કરનાર હોવાથી અનન્ત છે. ૧૬૭૯-૧૬૮૦-૧૬૮૧.

પુનઃ વાયુભૂતિ ભગવાનને પૂછે છે અને ભગવાન્ તેનો ઉત્તર આપે છે-

सो जइ देहादन्नो तो पविसंतो व नीसरंतो वा ।
कीस न दीसइ, गोयम ! दुविहाऽणुवलद्धिओ सा य ॥ १६८२॥
असओ खरसंगस्स व सओऽवि दूराइभावओऽभिहिया ।
सुहुमा-ऽमुत्तत्तणओ कम्माणुगयस्स जीवस्स ॥ १६८३ ॥

જો આત્મા શરીરથી ભિન્ન છે, તો તે શરીરમાં પ્રવેશ કરતો અથવા નીકળતો કેમ નથી જણાતો ? ગૌતમ ! અનુપલબ્ધિ બે પ્રકારે છે. એક તો ખરશૃંગની પેઠે અવિદ્યમાન પદાર્થની અને બીજી દૂર આદિ ભાવથી વિદ્યમાન પદાર્થની, તેમાં સૂક્ષ્મ કર્માનુગત અમૂર્ત એવા જીવની અનુપલબ્ધિ છે, તે વિદ્યમાન પદાર્થની છે, અવિદ્યમાનની નથી. ૧૬૮૨-૧૬૮૩.

વાયુભૂતિઃ—જો આત્મા શરીરથી ભિન્ન હોય, તો જેમ ઘટાદિમાં કોઇ પક્ષી વિગેરે પેસતું નીકળતું જણાય છે, તેમ તે આત્મા પણ શરીરમાં પેસતો-નીકળતો કેમ નથી જણાતો ?

ભગવન્તઃ—ગૌતમ ! પદાર્થ નહી જણાવવામાં અનુપલબ્ધિ કારણ છે,-પણ તે અનુપલબ્ધિ બે પ્રકારે છે, એક તો અવિદ્યમાન પદાર્થની અનુપલબ્ધિ અને બીજી વિદ્યમાન પદાર્થની અનુપલબ્ધિ, તેમાં અશ્વશૃંગ-ખરશૃંગ-વંધ્યાપુત્ર વિગેરે નથી જણાતા, તે

અવિદ્યમાનપદાર્થની અનુપલબ્ધિ કહેવાય, અને સ્વર્ગ-નરક વિગેરે જે ભાવો દૂર હોવાથી નથી જણાતા, તે વિદ્યમાન પદાર્થની અનુપલબ્ધિ કહેવાય. આ અનુપલબ્ધિ એકવીસ પ્રકારે છે. ૧ અતિદૂર હોવાથી. ૨ અતિ નજીક હોવાથી. ૩ અતિ સૂક્ષ્મપણાથી. ૪ મનની અનવસ્થાથી. ૫ ઇન્દ્રિયની અપટુતાથી. ૬ મતિની મંદતાથી. ૭ અશકયપણાથી. ૮ આવરણથી. ૯ પરાભવથી. ૧૦ સમાનતાથી. ૧૧ અનુપયોગથી. ૧૨ ઉપાયના અભાવથી. ૧૩ વિસ્મરણથી. ૧૪ ખોટા ઉપદેશથી. ૧૫ મોહ-અજ્ઞાનથી. ૧૬ વિદર્શનથી. ૧૭ વિકારથી. ૧૮ ક્રિયાના અભાવથી. ૧૯ શાસ્ત્ર નહિં સાંભળવાથી. ૨૦ કાળની દીર્ઘતાથી. અને ૨૧ સ્વભાવ વિપ્રકર્ષથી. જેમકે ૧ સ્વર્ગ-નરકાદિ પદાર્થ અતિ દૂર હોવાથી નથી જણાતા, ૨ ( પોતાની ) આંખનો મેલ પાંપણો વિગેરે અતિ નજીક હોવાથી નથી જણાતા. ૩ પરમાણુ વિગેરે અતિ સૂક્ષ્મ હોવાથી નથી જણાતા. ૪ મનની અનવસ્થાથી શબ્દ વગેરે હોય છતાં ન જણાય. ૫ ઇન્દ્રિયોની અપટુતાથી કંઇક બહેરા હોય એવા મનુષ્યને ન સંભળાય. ૬ મતિમંદતાથી-શાસ્ત્રના સૂક્ષ્મ અર્થનો બોધ ન થાય, ૭ કાન-મસ્તક-પીઠ વિગેરે અશકયપણાથી ન જોઇ શકાય. ૮ આંખોપર હાથ દીધાથી અથવા સાદડી ભીંત વિગેરેના આવરણથી હાથ વગેરે પણ ન જણાય. ૯ સૂર્યના તેજમાં પરાભવ પામેલ તારાઓ વિગેરે ન જણાય. ૧૦ મગ-અડદ આદિ પોતાની સમાન જાતિની વસ્તુના ઢગલામાં પડવાથી સમાનતાથી ન જણાય. ૧૧ ઊંઘી ગયેલા મનુષ્યને જેમ પથારીનો સ્પર્શ નથી જણાતો તેમ હરકોઇ વિષય અનુપયોગથી ન જણાય. ૧૨ ગાય-ભેંસ આદિના દૂધનું પ્રમાણ જાણવાની ઇચ્છા વાળો, જેમ શૃંગ આદિથી તેનું પ્રમાણ ન જાણી શકે, કારણકે તે જાણવાનો તે ઉપાય નથી અથવા આકાશનું માપ ન જાણી શકાય, કારણકે તેવો ઉપાય નથી. ૧૩ વિસ્મૃતિથી-ભુલી જવાથી. ૧૪ પ્રતિરૂપ કરીને બતાવેલા સોનાને ઠગાઇથી-ખોટા ઉપદેશથી ન જાણી શકાય. ૧૫ મોહ અજ્ઞાનથી જીવાદિ પદાર્થ ન જાણી શકાય. ૧૬ સર્વથા અંધ હોય એવાને રૂપી પદાર્થ ન જણાય. ૧૭ પૂર્વે અનેકવાર જાણેલ હોય છતાં વૃધ્ધાવસ્થાદિના વિકારથી ન જાણી શકાય. ૧૮ વૃક્ષનાં મૂળ વિગેરે પૃથ્વી ખોદવા વિગેરેની ક્રિયાના અભાવથી ન જણાય. ૧૯ શાસ્ત્ર શ્રવણના અભાવથી તેનો અર્થ ન સમજાય. ૨૦ ભૂત-ભવિષ્યકાળની દીર્ઘતા-દૂરપણાથી રૂષભદેવ-પદ્મનાભ વિગેરે ન જણાય. ૨૧ આકાશ અને પિશાચ વિગેરે સ્વભાવના વિપ્રકર્ષપણાથી ન જણાય. આ પ્રમાણે વિદ્યમાન પદાર્થની એકવીસ પ્રકારે અનુપલબ્ધિ થાય છે. એટલે કે પદાર્થ છતાં પણ એકવીસ પ્રકારના કારણથી નથી જણાતો. અહીં કર્માનુગત સંસારી-જીવ વસ્તુત: આકાશની પેઠે અમૂર્ત છે. અને કાર્મણ શરીર ( કર્મ પરમાણુનો સમુદાય-વિકાર ) છે તે પણ પરમાણુની પેઠે સૂક્ષ્મ છે. તેથી વિદ્યમાન છે, તો પણ નથી જણાતા. પણ ખર શૃંગની પેઠે અવિદ્યમાન છે, ને તેથી નથી જણાતા એમ નહી. કારણકે અનુમાનથી તેની સત્તા સિદ્ધ કરેલ છે. ૧૬૮૨-૧૬૮૩.

હવે વેદોક્ત વચનથી આત્મા શરીરથી જુદો છે એમ સિદ્ધ કરે છે.

देहाणण्णे व जिए जमग्गिहोत्ताइ सग्गकामस्स ।
वेयविहियं विहण्णइ दाणाइफलं च लोयम्मि ॥ १६८४ ॥

विण्णाणघणाईणं वेयपयाणं तदत्थमविदंतो ।
देहाणण्णं मन्नसि ताणं च पयाणमयमत्थो ॥ १६८५ ॥

छिन्नमि संसयंमी जिणेण जरा-मरणविप्पमुक्केणं ।
सो समणो पव्वइओ पंचहिं सह खंडियसएहिं ॥१६८६। ६०९॥१४७॥

આત્માને શરીરથી અનન્ય માનવાથી, સ્વર્ગની ઇચ્છાવાળાને જે અગ્નિહોત્રાદિ કરવાનું વેદમાં કહ્યું છે તેથી અને લોકમાં દાનાદિનું ફળ, તેનો વિઘાત થાય. વળી "વિજ્ઞાન ઘનાદિ" વેદનાં પદોનો અર્થ તું જાણતો ન હોવાથી આત્માને શરીરથી અનન્ય માને છે. પણ તે વેદનાં પદોનો અર્થ આ પ્રમાણે છે. એ પ્રમાણે જરા અને મરણથી મૂકાએલા શ્રીજિનેશ્વરે તેના સંશયનો છેદ કર્યો, એટલે તેણે પોતાના પાંચસો શિષ્યો સહિત દીક્ષા અંગીકાર કરી. ૧૬૮૪-૧૬૮૫-૧૬૮૬.

વળી હે ગૌતમ! આત્મા શરીરથી અનન્ય હોય, એટલે શરીર એજ આત્મા હોય, તો સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્રાદિ અનુષ્ઠાન કરવું. એમ જે વેદમાં કહ્યું છે, તેનો વિઘાત થાય; કારણકે શરીર તો અગ્નિવડે બાળીને અહીંજ ભસ્મ કરાય છે, એટલે પછી જીવના અભાવે કોને સ્વર્ગ પ્રાપ્તિ થાય? તેમજ તે શરીરવડે કરેલ દાનાદિનું ફળ પણ કોને થાય? તથા "विज्ञानघनादि" વેદનાં પદો પરસ્પર વિરૂદ્ધ અર્થવાળા સાંભળીને તને આ સંશય થયો છે. (આ સંબંધી ચર્ચા પૂર્વે પ્રથમ ગણધરવાદમાં આવેલ છે, ત્યાંથી જોઇ લેવી.) વિજ્ઞાન ઘન છે નાગ જેવું એવો આત્મા ભૂતોથી અતિરિક્ત-જુદો છે, એમ પ્રતિપાદન કરનારાં વેદ વાક્યો પણ તું જાણે છે, જેમકે "सत्येन लभ्यस्तपसा ह्येष ब्रह्मचर्येण नित्यं ज्योतिर्मयो विशुद्धो यं पश्यन्ति धीरा यतयः संयतात्मानः" એટલે કે સત્ય-તપ-અને બ્રહ્મચર્યથી આ જ્યોતિર્મય શાશ્વત આત્મા લભ્ય છે. તેને ધીર સંયમી યોગીઓ જોઈ શકે છે. આ પ્રમાણે અનેક વેદ વાક્યો ભૂતથી અતિરિક્ત આત્મા છે, એમ પ્રતિપાદન કરે છે. માટે આત્મા શરીરથી જુદો છે. અને ચેતના એ આત્માનો ધર્મ છે, પણ ભૂતોનો ધર્મ નથી. એમ અંગીકાર કર.

એ રીતે અનેક યુક્તિઓથી વાયુભૂતિના સંશયનો કૃપાનિધિ ભગવન્તે છેદ કર્યો, એટલે તે વાયુભૂતિએ પોતાના પાંચસો શિષ્યે સહિત ભગવન્ત પાસે દીક્ષા અંગીકાર કરી. ૧૬૮૪-૧૬૮૫-૧૬૮૬.

॥ तृतीयो गणधर वादः समाप्तः ॥

——:*:——

હવે ચોથા ગણધર સંબંધી વક્તવ્યતા કહે છે.

ते पव्वइए सोउं वियत्तु आगच्छई जिणसगासं ।
वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १६८७ । ६१० ॥१४८॥
आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।
नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसी णं ॥ १६८८ । ६११॥१४९॥
किं मण्णे अत्थि भूया उदाहु नत्थित्ति संसओ तुज्झ ।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥१६८९ । ६१२॥१५०॥

તે વાયુભૂતિએ દીક્ષા લીધી એમ સાંભળીને વ્યક્તનામા દ્વિજોપાધ્યાય ભગવન્ત પાસે આવવા નીકળે છે, અને વિચારે છે કે 'હું ત્યાં જઇશ, તેમને વાંદીશ, અને વાંદીને તેમની સેવા કરીશ.' ( તે ત્યાં ગયા એટલે ) જન્મ-જરા અને મરણથી મૂકાએલા સર્વજ્ઞ-સર્વદર્શી જિનેશ્વર ભગવન્તે તેમને નામ અને-ગોત્રપૂર્વક બોલાવ્યા; અને કહ્યું કે ( હે વ્યક્ત! ) પૃથ્વીઆદિ ભૂતો છે, કે-નહી, આવો સંશય તને ( વિરૂદ્ધ વેદપદો સાંભળવાથી) થયો છે; પણ તે વેદપદોનો અર્થ તું નથી જાણતો. ( તેથી એવો સંશય થયો છે, ) ૧૬૮૭-૧૬૮૮-૧૬૮૯.

વાયુભૂતિ દ્વિજોપાધ્યાયે ભગવન્ત પાસે દીક્ષા લીધી, એમ જ્યારે વ્યક્ત નામના દ્વિજોપાધ્યાયે જાણ્યું, ત્યારે તેઓનું પણ અભિમાન ગળી ગયું, અને તે પણ વિચારવા લાગ્યા કે 'હવે હું પણ તે ભગવંતની પાસે જાઉં, તેમને વંદના કરી તથા તેમની સેવના કરીને મારો સંશય દૂર કરૂં.' આ પ્રમાણે વિચાર કરીને તે સમવસરણમાં આવ્યા, એટલે ભગવન્તે તેમને તેમના નામ અને ગોત્ર પૂર્વક બોલાવીને કહ્યું-'હે આસન્નકલ્યાણી વ્યક્ત! તને એવો સંશય છે, કે પૃથ્વી-અપ્-તેજ-વાયુ-અને આકાશ. આ પાંચ ભૂતો છે કે નથી? આવા પ્રકારનો સંશય, તને પરસ્પર વિરૂદ્ધ વેદપદો સાંભળવાથી થયો છે. તે વેદપદો આ પ્રમાણે છે. "स्वप्नोपमं वै सकलमित्येष ब्रह्मविधिरञ्जसा विज्ञेयः" એટલે આ સર્વ જગત્ સ્વપ્ન સમાન છે, માત્ર આ બ્રહ્મવિધિ-પરમાર્થ પ્રકાર તેજ જાણવા યોગ્ય છે. આ પદો ભૂતનો અપલાપ કરનારા છે. અને द्यावा पृथिवी पृथिवी देवता आपो देवता" આ વિગેરે પદો ભૂતોની સત્તા પ્રતિપાદન કરનારા છે. આ રીતે પરસ્પરવિરૂદ્ધ અર્થ પ્રતિપાદન કરનારાં વેદ વાકયો સાંભળીને તને એવો સંશય થયો છે. પરન્તુ ખરી રીતે તું એ વેદપદોનો અર્થ અને યુક્તિનું તાત્પર્ય નથી જાણતો, તેથીજ એવો સંશય કરે છે. એ પદોનો ખરો અર્થ તો હું કહું છું તે પ્રમાણે છે, અને તે તું લક્ષપૂર્વક સાંભળ. ૧૬૮૭-થી-૧૬૮૯.

એ અર્થ સ્પષ્ટ કરવાને ભાષ્યકાર કહે છે કે—

भूएसु तुज्झ संका सुविणय-माओवमाई होज्ज त्ति ।
न वियारिज्जंताइं भयंति जं सद्दहा जुत्तिं ॥ १६९० ॥
भूयाइसंसयाओ जीवाइसु का कहत्ति तं बुद्धी ।
तं सव्वसुण्णसंकी मन्नसि मायोवमं लोयं ॥ १६९१ ॥

પૃથ્વીઆદિ સર્વ ભૂતો સ્વપ્ન સમાન-માયા જેવા છે એમ તને ભૂતો વિષે સંશય છે. એ પ્રમાણે આધારભૂત ભૂતોના સંશયથી-તેના આધેય જે જીવાદિ પદાર્થો તેમાં સંશય હોય તેની તો વાતજ શી? આ રીતે સર્વ લોકને તું માયા જેવો માને છે, તેથી તું સર્વશૂન્યતાની શંકાવાળો છે, પણ તારી એ માન્યતા વિચાર કરતાં સર્વથા યુક્તિ રહિત છે. ૧૬૯૦-૧૬૯૧

આયુષ્યમાન્ વ્યક્ત! તું એવું માને છે કે જેમ કોઇ નિર્ધન પુરૂષ સ્વપ્નમાં પોતાના ગૃહના આંગણામાં હાથી-ઘોડાનો સમૂહ, સુવર્ણ રાશિ વિગેરે, નહીં હોવા છતાં જુએ છે, ઇન્દ્રજાળ વિલસિતની માયામાં પણ અવિદ્યમાન એવા સુવર્ણ-મણિ-માણિક્ય મોતી-રજતનાં વાસણો-બગીચા-પુષ્પ-ફળ વિગેરે અવિદ્યમાન વસ્તુઓ દૃષ્ટિગોચર થાય છે; તેવી રીતે આ પૃથ્વી વિગેરે ભૂતો પણ અવિદ્યમાન છતાં જણાય છે, એટલે વસ્તુત: તે પણ સ્વપ્ન અને ઇન્દ્રજાળમાં જોએલ વસ્તુઓ જેવાંજ છે. તારી આ માન્યતા સર્વથા યુક્તિ રહિત છે, વળી જ્યારે ભૂતોમાં સંશય હોય, ત્યારે જીવાદિ પદાર્થમાં પણ સંશય હોવોજ

જોઇએ, કારણ કે એ જીવાદિ પદાર્થો, પણ ભૂતના વિકાર-શરીરમાં અધિષ્ઠિત છે. આથી કરીને પૃથ્વી આદિ ભૂતો અને જીવાદિ પદાર્થો, તારા અભિપ્રાયે અવિદ્યમાન છે. એટલે સર્વ શૂન્યતાની શંકાવાળો તું હોવાથી આખા વિશ્વને માયા સરખું તેમજ સ્વપ્ન અને ઇન્દ્રજાળ જેવું માને છે. ૧૬૯૦-૧૬૯૧.

સર્વ શૂન્ય છે, તે સંબંધમાં અનેક યુક્તિઓ કહે છે.

जह किर न सओ परओ नोभयओ णन्निय अन्नओ सिद्धी ।
भावाणमवेक्खाओ वियत्त ! जह दीह-हस्साणं ॥ १६९२ ॥
अत्थित्त-घडेगाणेगया व सवेगयाइदोसाओ ।
सव्वेऽणभिलप्पा वा सुण्णत्तं सव्वहाभावा ॥ १६९३ ॥
जाया ऽजाओ-भयओ न जायमाणं च जायए जम्हा ।
अणवत्था ऽभावो-भयदोसाओ सुण्णया तम्हा ॥ १६९४ ॥
हेऊ-पच्चयसामग्गि वीसुभावेसु नो य जं कज्जं
दीसइ सामग्गिमयं सव्वाभावे न सामग्गी ॥ १६९५ ॥
परभागादरिसणओ सव्वाराभागसुहुमयाओ य ।
उभयाणुवलंभाओ सव्वाणुवलद्धिओ सुण्णं ॥ १६९६ ॥

હે વ્યક્ત ! જેમ સ્વથી, પરથી-ઉભયથી અને અન્યથી હ્રસ્વ-દીર્ઘની-સિદ્ધિ નથી; તેમ પદાર્થોની પણ એ સ્વઆદિ અપેક્ષાઓથી સિદ્ધિ નથી. વળી અસ્તિત્વ અને ઘટ, એ બન્નેની એકતા છે, કે અનેકતા છે ? એ ઉભયમાંથી કોઇ પણ રીતે માનતાં-સર્વની એકતા આદિ દોષો, સર્વ ભાવો, અનભિલાપ્ય, અને સર્વ પદાર્થોની સર્વથા શૂન્યતા પ્રાપ્ત થશે. ઉત્પન્ન થએલું, નહિ ઉત્પન્ન થએલું, અને ઉભય સ્વરૂપવાળું, ઉત્પન્ન થતું હોય, તે ઉત્પન્ન થતું નથી; કારણ કે એથી અનવસ્થા, અને અભાવ. એ ઉભય દોષ થાય છે, માટે સર્વ શૂન્યતાજ યોગ્ય છે. તથા હેતુ-પ્રત્યયરૂપ સામગ્રીની જુદી જુદી અવસ્થામાં કાર્ય નથી જણાતું, પણ સમ્પૂર્ણ-સામગ્રીમાંજ જણાય છે, અને સર્વ અભાવમાં સામગ્રી નથી હોતી. તેમજ પાછળનો ભાગ જણાતો નથી અને આગળનો ભાગ અતિ સૂક્ષ્મ છે, આથી ઉભયનો અનુપલંભ થવાથી સર્વનો અનુપલંભ થાય છે, માટે સર્વ શૂન્યતાજ ઉચિત છે. ૧૬૯૨ થી ૧૬૯૬

હે આસન્નકલ્યાણી વ્યક્ત ! તું જે સર્વ શૂન્યતા માને છે, તેમાં તું-આ પ્રમાણે યુક્તિઓ યોજે છે, કે કાર્ય કારણાદિ ભાવને અપેક્ષિપણું છે, તે હેતુ માટે પોતાથી, પરથી, ઉભયથી, કે એ સિવાય અન્યથી પણ પદાર્થની સિદ્ધિ નથી થતી. કારણકે જે કોઇ પદાર્થોનો સમુદાય છે, તે સર્વ કાર્યરૂપ અથવા કારણ રૂપ હોવો જોઇએ. ને તેથી જે કાર્ય હોય, તે કારણવડે કરાય છે, એટલે તેનો કાર્યત્વ વ્યવહાર કારણને આધીન હોય છે, પરન્તું કાર્યનું કાર્યપણું તે સ્વભાવથી સિદ્ધ નથી; એજ પ્રમાણે કારણ, કાર્ય કરે છે, તેથી તેનો કારણત્વ વ્યવહાર કાર્યને આધીન છે, પણ તેનું કારણપણું કંઈ સ્વત: સિદ્ધ નથી. આ રીતે જે સ્વત: (પોતાથી) સિદ્ધ નથી, તે ખરવિશાણની પેઠે પરત: (બીજાથી) પણ સિદ્ધ નથી, અને તેથી કરીને કાર્ય કારણાદિ ભાવ પોતાથી કે પરથી વિદ્યમાન નથી. સ્વ-પર ઉભયથી કાર્યાદિ ભાવની સિદ્ધિ માનવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કારણકે પૂર્વોક્ત પ્રમાણે જુદી જુદી રીતે સિદ્ધિ નથી, તો પછી તેના સમુદાયમાં ઉભયથી તો સિદ્ધિ

ક્યાંથી જ થાય ? જેમ રેતીના જુદા જુદા કણીયામાં તેલનો અભાવ હોવાથી, રેતીના કણના સમુદાયમાં પણ તેલની ઉત્પત્તિ નથી હોતી, તેમ ત્યાં પણ સમજવું.

વળી જો ઉભય પક્ષથી કાર્યાદિભાવની સિદ્ધિ માનવામાં આવે, તો ઇતરેતર આશ્રય-દોષ આવે; કારણકે જ્યાં સુધી કાર્યની સિદ્ધિ ન થાય, ત્યાં સુધી કારણની સિદ્ધિ ન થાય અને જ્યાં સુધી કારણની સિદ્ધિ ન થાય, ત્યાં સુધી-કાર્યની સિદ્ધિ પણ ન થાય. માટે ઉભય પક્ષથી પણ કાર્યાદિ ભાવની સિદ્ધિ નથી થતી. તેમજ આ ઉભય પક્ષ સિવાય અન્યથી પણ સિદ્ધિ નથી થતી. કેમકે સ્વ-પર-અને ઉભય સિવાય અન્ય વસ્તુનો અભાવ હોવાથી ભાવોની સિદ્ધિ નિર્હેતુક થાય. ઉદાહરણ તરીકે જેમ પ્રદેશીની ( અંગુઠા પાસે-ની ) આંગળી અંગુઠાની અપેક્ષાએ દીર્ઘ-લાંબી જણાય છે, અને મધ્ય આંગળીની અપેક્ષાએ હ્રસ્વ-ટુંકી જણાય છે, વસ્તુત: એ આંગળી સ્વત: હ્રસ્વ કે દીર્ઘ નથી. સ્વત: હ્રસ્વ-દીર્ઘ ન હોવાથી, પરત:-ઉભયત:-અને અન્યત: પણ તેની હ્રસ્વ કે દીર્ઘપણાની સિદ્ધિ થતી નથી. એટલે સર્વશૂન્યતા માનવીજ યોગ્ય છે. કારણ કે પદાર્થની વિદ્યમાનતાજ સંભવિત નથી. જેમકે અસ્તિત્વ અને ઘટ, એ ઉભયની એકતા છે, કે અનેકતા છે ? જો એકતા હોય, તો સર્વ પદાર્થની એકતાનોજ પ્રસંગ થશે. કેમકે જે જે છે, તે તે ઘટ છે, એમ અસ્તિત્વમાં ઘટનો પ્રવેશ થવાથી, સર્વને ઘટપણાની પ્રાપ્તિ થશે, પણ પટાદિ જુદા પદાર્થ નહી કહેવાય; અથવા ઘટ, સર્વની અસ્તિતાથી અભિન્ન હોવાને લીધે, ઘટ સર્વાત્મક થશે. અથવા ઘટ છે તેજ અસ્તિતા છે, એમ કેવળ ઘટ માત્રમાંજ અસ્તિતાનો સમાવેશ થવાથી, અન્યત્ર અસ્તિતાના અભાવને લીધે, ઘટ સિવાયના સર્વ પદાર્થનો અભાવ થવાથી માત્ર એક ઘટજ અવશેષ રહેશે. અથવા એ ઘટનો અભાવ થશે, કેમકે અઘટથી વ્યાવૃત્ત ( ઘટ સિવાયના પદાર્થથી ભિન્ન હોય ) તેજ ઘટ કહેવાય છે, હવે જ્યારે ઘટના પ્રતિપક્ષભૂત અઘટ ( ઘટ સિવાયના પદાર્થ ) નો જ અભાવ હોય ત્યારે કોની અપેક્ષાએ "ઘટ" છે, એમ કહેવાય ? નજ કહેવાય. આથી સર્વશૂન્યતાજ માનવી યુક્તિ વાળી છે. હવે બીજા વિકલ્પથી ઘટ અને અસ્તિત્વનું અન્યપણું-અનેકતા માનીએ તો પણ ઘટ, અસ્તિત્વ રહિત હોવાને લીધે ગધેડાના શીંગડાની પેઠે અવિદ્યમાન છે, કેમકે જે વિદ્યમાન ભાવ હોય, તે અસ્તિતા રૂપે કહેવાય, અને એ અસ્તિતાના આધાર ભૂત ઘટ-પટાદિ પદાર્થ છે તેમાં અસ્તિતાથી ભિન્નતા હોવાને લીધે અસ્તિતાનો પણ અભાવજ થાય; કેમકે આધારથી તે આધેય અન્ય હોવાને લીધે, આધાર વિના આધેય હોઈ શકે નહી. આ રીતે અસ્તિત્વની સાથે ઘટ-પટાદિની એકતા અને અનેકતાના વિકલ્પ વડે કહેલા ન્યાયથી સર્વની એકતા વિગેરે દોષો પ્રાપ્ત થાય, અથવા સર્વ પદાર્થ અનભિલાપ્ય થાય, અથવા સર્વથા શૂન્ય થાય, અથવા સર્વથા તેમનો અભાવ થાય.

વળી જે ગધેડાના શીંગડાની પેઠે ઉત્પન્ન નથી થતું, તે તો અવશ્ય અવિદ્યમાનજ હોય છે, એટલે તે સંબંધી ચર્ચા કરવી નિરર્થક છે; અને લોકમાં જે ઉત્પત્તિવાળું કહેવાય છે, તેની ઉત્પત્તિ પણ યુક્તિ પૂર્વક વિચાર કરતાં ઘટતી નથી; જેમકે ઉત્પન્ન થએલ હોય, તે પુન: ઉત્પન્ન થતું નથી, કેમકે ઉત્પન્ન થએલા ઘટની પેઠે તે ઉત્પન્ન થએલું હોય છે, ને તેથી તેને ઉત્પન્ન થવાનું હોતું નથી અને જો ઉત્પન્ન થએલું પણ પુન: ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં આવે, તો પુન: પુન: ઉત્પન્ન થવાથી અનવસ્થા પ્રાપ્ત થશે. અને બીજા વિકલ્પથી નહી ઉત્પન્ન થએલું. ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં આવે, તો કદિપણ નહિ ઉત્પન્ન થએલાં ગધેડાનાં શીંગડાં પણ ઉત્પન્ન થવાં જોઇએ, કેમકે

અનુત્પન્નપણું તો એમાં પણ સરખુંજ છે. હવે ત્રીજા વિકલ્પથી ઉત્પન્ન અનુત્પન્ન રૂપ હોય તે ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયુક્ત છે, કારણ કે પ્રત્યેકમાં કહેલા દોષો ઉભયમાં પણ આવે છે. વળી એ ઉત્પન્ન અનુત્પન્ન ઊભય રૂપ વસ્તુ વિદ્યમાન છે, કે અવિદ્યમાન છે? જો વિદ્યમાન હોય, તો તે ઉત્પન્ન થએલુંજ કહેવાય, પણ ઉત્પન્ન-અનુત્પન્ન ઉભયરૂપ ન કહેવાય, કેમકે એમાં ઉપર કહેલ દોષ આવે છે. અને જો એ ઉભયરૂપ વસ્તુ નથી, એમ કહેવામાં આવે તો પણ તે ઉભયરૂપ વસ્તુ ન કહેવાય પણ અનુત્પન્નજ કહેવાય, અને તેમાં પણ ઉપર કહેલ દોષ પ્રાપ્ત થાય છે.

ઉત્પન્ન થતું હોય તે ઉત્પન્ન થાય છે, એમ જો કહેવામાં આવે તો તેમાં પણ ઉપરોક્ત વિકલ્પોથી એજ દોષ પ્રાપ્ત થશે. કેમકે એ ઉત્પન્ન થતી વસ્તુ વિદ્યમાન છે, કે અવિદ્યમાન છે? જો વિદ્યમાન હોય, તો તે ઉત્પન્ન થએલજ છે, અને એ અવિદ્યમાન હોય, તો તે ઉત્પન્નજ નથી થએલ, આ ઉભય પક્ષમાં પણ ઉપર કહેલ દોષજ આવે છે. આ રીતે અનવસ્થા વિગેરે દોષોના પ્રસંગથી પદાર્થોની ઉત્પત્તિ સંભવતી નથી, એટલે જગત્‌ની શૂન્યતા માનવી, એજ ઠીક લાગે છે.

વળી ઉપાદાનકારણ અને નિમિત્તકારણરૂપ સામગ્રીની પૃથક્ અવસ્થામાં તે કાર્ય નથી જણાતું. પરન્તુ સંપૂર્ણ સામગ્રીની અવસ્થામાં જણાય છે; આથી કાર્યનો સર્વથા અભાવજ યોગ્ય છે, અને સર્વના અભાવમાં સામગ્રીનો સદ્‌ભાવ નથી હોતો એટલે સર્વથા શૂન્યતાજ છે. તાત્પર્ય એ છે કે હેતુ (ઉપાદાન કારણ અને પ્રત્યેક નિમિત્ત કારણ) સ્વજન્ય અર્થને એક પછી એક કરે છે? કે મળીને કરે છે? એક પછી એક તો નથી કરતા, કેમકે તેમ જણાતું નથી, એટલે એકેકથી કાર્યનો અભાવ હોવાથી સામગ્રીમાં પણ કાર્યનો અભાવજ હોય છે, જેમ રેતીના જુદા જુદા કણમાં તેલનો અભાવ હોવાથી તેના સમુદાયમાં પણ તેલ નથી હોતું, તેમ અહીં પણ જાણવું. આ રીતે સવ કાર્યની ઉત્પત્તિનો અભાવ હોવાથી સામગ્રીનો સદ્‌ભાવ નથી રહેતો, અને અનુત્પન્ન સામગ્રીનો પણ સદ્‌ભાવ નથી રહેતો એટલે જગત્‌ની સર્વ શૂન્યતાજ પ્રાપ્ત થાય છે.

અને જે વસ્તુ અદૃશ્ય હોય છે, તે વસ્તુ ગધેડાના શીંગડાની પેઠે જણાતી ન હોવાથી અવિદ્યમાનજ હોય છે, એટલે તે સંબંધી ચર્ચા કરવી નકામી છે, અને ઘટ-પટ -સ્તંભ-ભીંત વિગેરે દૃશ્ય વસ્તુ છે, તે વસ્તુનો પાછળનો અને મધ્યનો ભાગ, આગળના ભાગથી અન્તરિત-આવરિત હોવાથી જણાતા નથી, એટલે તે પણ અવિદ્યમાન છે. વળી આગળનો ભાગ અવયવ વાળો હોવાથી, તે ભાગ પણ બીજા આગળના ભાગથી અન્તરિત છે, એ ભાગ પણ વળી બીજા આગળના ભાગથી અન્તરિત છે, એ પ્રમાણે છેક આગળનો ભાગ પરમાણુના પ્રતરરૂપ અતિ સૂક્ષ્મ હોવાથી નથી જણાતો. આ પ્રમાણે ઉપરોક્ત ન્યાયે પાછળનો ભાગ અને સર્વની આગળનો ભાગ, એ ઉભય ભાગ જણાતા ન હોવાથી સર્વ વસ્તુ સમૂહની ઉપલબ્ધિ નથી થતી, માટે સર્વ જગત્ શૂન્ય છે. ૧૬૯૨ -થી-૧૬૯૬.

એ પ્રમાણે વ્યક્તના હૃદયગત સંશયને યુક્તિપૂર્વક બતાવીને શ્રીમાન્ મહાવીર દેવ તેના શંશયનો છેદ કરવાને કહે છે કે-

मा कुण वियत्त ! संसयमसइ न संसयसमुब्भवो जुत्तो ।
खकुसुम-खरसिंगेसु व, जुत्तो सो थाणु-पुरिसेसु ॥ १६९७ ॥

को वा विसेसहेऊ सवाभावेऽवि थाणु-पुरिसेसु ।
संका न खपुप्फाइसु विवज्जओ वा कहं न भवे ? ॥ १६९८ ॥
पच्चक्खओऽणुमाणादागमओ वा पसिद्धिरत्थाणं ।
सव्वप्पमाणविसयाभावे किह संसओ जुत्तो ? ॥ १६९९ ॥
जं संसयादओ नाणपज्जया तं च नेयसंबद्धं ।
सवनेयाभावे न संसओ तेण ते जुत्तो ॥ १७०० ॥
संति च्चिय ते भावा संसयओ सोम ! थाणु-पुरिसो व ।
अह दिट्ठंतमसिद्धं मण्णसि नणु संसयाभावो ॥ १७०१ ॥

हे व्यक्त ! भूतोनो अभाव मानीने संशय न कर. केमके तेनो अभाव होय तो आकाश पुष्प अने खरशृंगनी पेठे संशय न थाय, पण अभावनोज निश्चय थाय. जे विद्यमान होय तेनोज स्थाणु अने पुरुषनी पेठे संशय थवो योग्य छे. अथवा सर्व अभावमां-सर्व शून्यतामां पण स्थाणुआदिमां संशय थाय छे, अने आकाश पुष्पादिमां नथी थतो, एमां विशेष हेतु कयो छे? केमके विशेष हेतुना अभावे तो सर्वत्र संशय थवो जोइए. अथवा नियामकना अभावे विपर्यय थवो जोइए ( आकाश पुष्पादिमां संशय थाय, अने स्थाणु आदिमां न थाय ए विपर्यय ) वळी प्रत्यक्ष-अनुमान- अने आगम प्रमाणोथी ज्यारे पदार्थोनी प्रसिद्धि थाय, त्यारे कोइ वखत वस्तुमां संशय थाय, पण ज्यारे सर्व प्रमाण अने तेना विषयनो अभाव होय, त्यारे क्यांथी संशय थाय? केमके संशय-विपर्यय-अनध्यवसाय-निर्णय-ए ज्ञानना पर्याय छे, अने ते ज्ञेयनी साथे संबंध वाळा होय छे, ज्यारे सर्व शून्यता मानवामां आवे, त्यारे ज्ञेयनो पण अभाव थाय छे. एटले तने ते संशय युक्त नथी. हे सौम्य ! ( तने जेनो संशय छे. ) ते भावो विद्यमान छे. कारण के तने ते संबंधी संशय थाय छे. जेनो संशय थाय, ते वस्तु स्थाणु-पुरुष आदिनी पेठे विद्यमान होय छे. जे वस्तु आकाशपुष्पनी पेठे अविद्यमान होय छे, ते वस्तुमां संशय नथी थतो, आमांनुं स्थाणु अने पुरुषनुं दृष्टांत असिद्ध मानतो होय, तो ते अयोग्य छे, केमके स्थाणु-पुरुषादि सर्व भावोने तुं सामान्यथी अविद्यमान माने छे, एटले सर्व भावोना अभावमां संशयनो पण अभावज थाय. १६९७-थी-१७०१.

स्वप्नमां तो पूर्व अदृष्टादि निमित्तथी संदेह थाय छे तेथी स्वप्नना निमित्तो अने स्वप्न ए बे वस्तुनी सिद्धि करतां कहे छे.

सव्वाभावेऽवि मई संदेहो सुमिणए व, नो तं च ।
जं सरणाइनिमित्तो सिमिणो न उ सव्वहाभावो ॥ १७०२ ॥
अणुभूय-दिट्ठ-चिंतिय-सुय-पयइवियार-देवया-ऽणूया ।
सिमिणस्स निमित्ताइं पुण्णं पावं च नाभावो ॥ १७०३ ॥
विण्णाणमयत्तणओ घडविण्णाणं व सिमिणओ भावो ।
अहवा विहियनिमित्तो घडो व नेमित्तियत्ताओ ॥ १७०४ ॥

स्वप्नमां (वस्तुनो) सर्वथा अभाव छतां पण संदेह थाय छे, एम कहेतो होय,

તો તે અયોગ્ય છે, કારણ કે સ્મરણાદિ નિમિત્તથી તે થાય છે, પણ સર્વથા તેનો અભાવ નથી. પૂર્વાનુભવ, જોએલું, ચિન્તવેલ, શ્રવણ, પ્રકૃતિ વિકાર, દેવતા, સજળ પ્રદેશ, પુન્ય અને પાપ એ સ્વપ્નનાં નિમિત્તો છે, માટે સર્વથા તેનો અભાવ નથી. અથવા ઘટના જ્ઞાનની પેઠે સ્વપ્ન વિજ્ઞાનમય હોવાથી ભાવરૂપ છે, અથવા કહેલા નિમિત્તોથી તે ઘટની પેઠે નિમિત્તવાળું છે, માટે તે ભાવરૂપ છે. ૧૭૦૨ થી ૧૭૦૪

વ્યક્ત! કદાચ તું એમ કહેવા માગે કે 'સ્વપ્નમાં વસ્તુનો સર્વથા અભાવ છતાં પણ સંશય થાય છે જેમકે કોઈ નિર્ધન પામર મનુષ્ય સ્વપ્નમાં પોતાના ગૃહના આંગણામાં આ હસ્તી છે, કે પર્વત છે? આમ સંશય કરે છે, એમાં વસ્તુતઃ કંઈ નથી, છતાં પણ એવો સંશય થાય છે, તેમ અન્યત્ર પણ વસ્તુના અભાવમાં સંશય થઈ શકે. તારૂં આ કથન સર્વથા અયોગ્ય છે, કેમકે સ્વપ્નમાં જે સંદેહ થાય છે, તે પૂર્વે જોએલ અથવા અનુભવેલ કે અનુભવનું સ્મરણ એ આદિ નિમિત્તથી થાય છે, પણ સર્વથા વસ્તુના અભાવથી નથી થતો, જો સર્વથા વસ્તુના અભાવથી પણ સંશય-સંદેહ થતો હોય, તો છઠ્ઠું ભૂતવિગેરે જે કદી પણ નથી હોતું તેમાંએ સંદેહ થવો જોઇએ. કારણ કે ઉભયત્ર અભાવ સમાન છે.

વળી સ્વપ્ન નિમિત્ત સિવાય થતું નથી, સ્વપ્ન થવામાં અનેક નિમિત્તો છે, તેમાંના કેટલાંક આ પ્રમાણે છે. સ્નાન-ભોજન-વિલેપન વિગેરે પૂર્વે અનુભવેલ વસ્તુ સ્વપ્નમાં જણાય, તે સ્વપ્ન અનુભૂત નિમિત્તવાળું કહેવાય. હાથી-ઘોડા વિગેરે પૂર્વે જોએલ વસ્તુ સ્વપ્નમાં જણાય, તે દૃષ્ટાર્થ નિમિત્તવાળું સ્વપ્ન કહેવાય. સ્રીની પ્રાપ્તિ વિગેરે જણાય, તે ચિન્તિતાર્થ નિમિત્તવાળું સ્વપ્ન કહેવાય. સ્વર્ગ-નરક વિગેરે સાંભળેલી વસ્તુ જણાય, તે શ્રુતાર્થ નિમિત્ત સ્વપ્ન કહેવાય. વાયુ-પીત્ત વિગેરેથી થએલ પ્રકૃતિનો વિકાર, તેથી સ્વપ્ન થાય, તે પ્રકૃતિ વિકાર નિમિત્ત સ્વપ્ન કહેવાય. અનુકૂળ અથવા પ્રતિકૂળ દેવતાના નિમિત્તથી સ્વપ્ન થાય, તે દેવનિમિત્ત સ્વપ્ન કહેવાય. જળવાળા પ્રદેશમાં જે સ્વપ્નાં વિશેષે જણાય છે તેમાં તે પ્રદેશ જલવાળો છે તેજ નિમિત્ત છે, તથા ઇષ્ટ સ્વપ્ન અને અનિષ્ટ સ્વપ્ન થાય, તેમાં પુન્ય અને પાપ નિમિત્ત છે. વસ્તુ સ્વભાવથી આ રીતે સ્વપ્ન પણ ભાવસ્વરૂપ હોવાથી "સ્વપ્નની માફક જગત્ શૂન્ય છે" એમ કેમ કહી શકાય? નજ કહી શકાય, કારણકે ઘટવિજ્ઞાનની પેઠે સ્વપ્ન પણ વિજ્ઞાનમય હોવાથી ભાવસ્વરૂપ છે. અથવા ઘટની પેઠે પૂર્વે કહેલા નિમિત્તોથી ઉત્પન્ન થાય છે, માટે તે ભાવ સ્વરૂપ છે.-૧૭૦૨-૧૭૦૩-૧૭૦૪.

સર્વ શૂન્યતા માનવામાં આવે, તો સ્વપ્ન-અસ્વપ્ન વિગેરે વ્યવહારનો અભાવ થાય, તે બતાવે છે.

सव्वाभावे च कओ सिमिणऽसिमिणोत्ति सच्चमलियंति ।
गंधव्वपुरं पाडलिपुत्तं तत्थोवयारत्ति ? ॥ १७०५ ॥
कज्जंति कारणंति य सज्झमिणं साहणंति कत्तत्ति ।
वत्ता वयणं वच्चं परपक्खोऽयं सपक्खोऽयं ? ॥ १७०६ ॥
किं चेह थिर-दवो-सिण-चलया-ऽरूवित्तणाई निययाइं ।
सद्दादओ य गेज्झा सोत्ताइयाइं गहणाइं ? १७०७ ॥

समया विवज्जओ वा सव्वागहणं व किं न सुण्णम्मि ।
किं सुण्णया व सम्मं सग्गाहो किं व मिच्छत्तं ? ॥ १७०८ ॥
किह स-परो-भयबुद्धी कहं च तेसिं परोप्परं सिद्धी ।
अह परमईइ भण्णइ स-परमइविसेसणं कत्तो ? ॥ १७०९ ॥

સર્વ શૂન્યતા માનવામાં આ સ્વપ્ન છે આ સ્વપ્ન નથી, આ સત્ય છે, આ મિથ્યા છે, આ (વાદલાના વિકારરૂપ કલ્પિત ) ગંધર્વ નગર છે, આ પાટલીપુત્ર નગર છે. આતથ્ય છે, આ ઉપચારિક છે, આ કાર્ય છે, આ કારણ છે. આ સાધ્ય છે, આ સાધન છે, આ કર્તા છે. આ વક્તા છે, આ વચન છે, આવાચ્ય છે. આ સ્વપક્ષ છે, આ પરપક્ષ છે. ઈત્યાદિ વિશેષ કયાંથી થાય ? વળી આ સ્થિર છે, આ દ્રવ છે, આ ઉષ્ણ છે, આ ચપળ છે, આ અરૂપી છે, શબ્દાદિ ગ્રાહ્ય છે, શ્રોત્રાદિ ગ્રાહક છે, વિગેરે નિયત સ્વરૂપ શાથી થાય ? તથા સર્વ શન્યતામાં સર્વની સમાનતા, વિપર્યય, અને સર્વ અગ્રહણ કેમ ન થાય ? અથવા શૂન્યતા એ જ્ઞાન તે સદ્ગ્રહ છે, કે મિથ્યાત્વ છે ? તથા સ્વ-પર-અને ઉભય એવી બુદ્ધિ કેવી રીતે થાય ? તેમની પરસ્પર સિદ્ધિ કેવી રીતે થાય ? બીજાની બુદ્ધિથી એમની સિદ્ધિ થાય, એમ કહેવામાં આવે, તો સ્વમતિ અને પરમતિ એવો તફાવત શાથી થાય ? ૧૭૦૫-થી-૧૭૦૯.

હે વ્યક્ત ! વસ્તુઓનો સર્વથા અભાવ માનીને સર્વ શૂન્યતા માનવામાં આવે, તો વ્યવહારમાં અનેક પ્રકારની હાની પ્રાપ્ત થાય. જેમકે “ આ સ્વપ્ન છે, અને આ સ્વપ્ન નથી. આ સત્ય છે, આ અસત્ય છે. આ મિથ્યા છે, આ ગન્ધર્વપુર છે, અને આ પાટલીપુત્ર છે. આ ઉપચાર રહિત-તથ્ય મુખ્ય ચતુષ્પદ વિશેષ સિંહ છે, અને આ ઔપચારિક સિંહ મનુષ્ય વિશેષ જે માણવક તે છે. વળી આ ઘટ-પટાદિ કાર્ય છે, અને આ મૃત્પિંડાદિ કારણ છે. આ અનિત્યતા વિગેરે સાધ્ય છે, અને આ કૃતકપણું વિગેરે સાધન છે. કુંભકાર આદિ ઘટ વિગેરેના કર્ત્તા છે. આ વક્તા છે, આ ત્રિઅવયવી-અથવા પંચ-અવયવી વચન છે. તથા આ શબ્દસમૂહનું આ વાચ્ય છે, આ સ્વપક્ષ છે, આ પરપક્ષ છે, આ વિગેરે વ્યવહારની વિશેષતા શૂન્યતામાં નિયત શાથી જણાય ? વળી પૃથ્વી વિગેરેનું સ્થિરપણું, પાણી વિગેરેનું દ્રવપણું ( પ્રવાહીપણું ) અગ્નિની ઉષ્ણતા, વાયુની ચપળતા, આકાશનું અમૂર્તપણું વિગેરે હમ્મેશના નિયત સ્વભાવો; તેમજ શબ્દ-રૂપ-ગંધ વિગેરે ગ્રાહ્ય છે, અને શ્રોત્ર-ચક્ષુ-ઘ્રાણ વિગેરે ઇન્દ્રિયો તેના ગ્રાહક છે. ઇત્યાદિ નિયમની સિદ્ધિ સર્વ શૂન્યતામાં કેવી રીતે થશે ?

અથવા સર્વ શૂન્યતામાં સ્વપ્ન-અસ્વપ્ન, સત્ય-અસત્ય વિગેરેના તફાવતનું કારણ ન હોવાથી, જેવું સ્વપ્ન, તેવું અસ્વપ્ન અને જેવું અસ્વપ્ન તેવુંજ સ્વપ્ન એમ સર્વ સમાનતા કેમ ન થાય ? અથવા જે સ્વપ્ન હોય, તે અસ્વપ્ન અને અસ્વપ્ન હોય તે સ્વપ્ન ઈત્યાદિ વિપર્યય પણ કેમ ન થાય ? તેમજ સર્વ શૂન્યતામાં સ્વપ્ન-અસ્વપ્ન વિગેરે સર્વનું અગ્રહણ કેમ ન થાય ? ભ્રાન્તિથી સ્વપ્ન-અસ્વપ્ન આદિનું ગ્રહણ થાય છે, એમ કહેતો હોય તો તે અયુક્ત છે. કારણકે દેશ-કાળ-સ્વભાવ વિગેરેના નિયતપણાથી તે તે પદાર્થ ગ્રહણ કરનાર જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. વળી સ્વપ્ન અસ્વપ્નાદિના ગ્રહણનું કારણ જે તું ભ્રાન્તિનું કહે છે તે ભ્રાન્તિ વિદ્યમાન છે કે અવિદ્યમાન છે ? જો વિદ્યમાન હોય, તો સર્વ શૂન્યતા કયાં રહી ? અને ભ્રાન્તિ અવિદ્યમાન હોય, તો પદાર્થ ગ્રહણ કરનાર જ્ઞાન

ભ્રાન્તિ રહિત હોવાથી સર્વ ભાવો વિદ્યમાન છે પણ સર્વ શૂન્યતા નથી. અથવા આ સંબંધમાં તને બીજું પુછું છું કે સર્વ શૂન્યતા માનવામાં, વિદ્યમાન પદાર્થોની શૂન્યતા માનવી, એ શું સમ્યક્ સદ્ગ્રહ છે, અને વિદ્યમાન પદાર્થોની વિદ્યમાનતા માનવી એ શું મિથ્યા ગ્રહ છે? આ પ્રમાણે માનવામાં તારી પાસે વિશેષ હેતુ કયો છે કે જેથી તું સર્વ-શૂન્યતા માને છે?

તથા "પદાર્થોની સિદ્ધિ સ્વતઃ નથી" ઈત્યાદિ માનવામાં, હ્રસ્વ-દીર્ઘ-અને હ્રસ્વદીર્ઘ સ્વરૂપવાળા પદાર્થમાં, આ હ્રસ્વ છે. આ દીર્ઘ છે, અને આ હ્રસ્વદીર્ઘ છે. એ પ્રકારની બુદ્ધિનો તું એકી સાથે આશ્રય કરે છે, તો પછી તેવા પદાર્થની પરસ્પર અસિદ્ધિ કેવી રીતે કહે છે? કેમકે પદાર્થની સર્વની શૂન્યતા કહે છે, અને તે સાથે આ હ્રસ્વ છે, આ દીર્ઘ છે, ઈત્યાદિ પણ કહે છે. એમ પૂર્વાપર વિરૂદ્ધ બોલવું સર્વથા અયુક્ત છે. તાત્પર્ય એ છે કે પદાર્થોની સત્તામાં, માત્ર અપેક્ષાને કારણ છે, એમ નહીં, પણ તે સાથે સ્વવિષયજ્ઞાન ઉત્પન્ન કરવાદિરૂપ અર્થક્રિયાકારીપણું પણ કારણ છે. અને તેથી કરીને જે હ્રસ્વ દીર્ઘ ઉભય તે સ્વસંબંધી જ્ઞાન ઉત્પન્ન કરે છે, તે હોય છેજ. એટલે તેમનો અભાવ કેવી રીતે મનાય? અને વળી મધ્યમ અંગુલીની અપેક્ષાએ, પ્રદેશીની અંગુલીમાં હ્રસ્વપણું નહીં છતાં પણ છે, એમ કહેવાય છે. ઇત્યાદિ જે તું માને છે, તે-પણ અયોગ્ય છે. કારણકે જો મધ્યમ અંગુલીની અપેક્ષાએ પ્રદેશીની અંગુલી સ્વતઃ સર્વથા અવિદ્યમાન છતાં પણ તેમાં હ્રસ્વપણું છે, એમ હોય તો પછી ગધેડાનાં શીંગડાં કે જે સર્વથા અવિદ્યમાન છે, તેમાં પણ હ્રસ્વપણું હોવું જોઇએ, અને અતિદીર્ઘ એવા ઇન્દ્રધ્વજ આદિમાં પણ તે હોવું જોઇએ. કેમકે અવિદ્યમાનતા ઉભયસ્થળે સમાન છે. વસ્તુતઃ સ્વતઃ વિદ્યમાન એવી પ્રદેશિની અંગુલી અનન્તધર્માત્મક હોવાથી તે તે સહકારી કારણોની સમીપે, તે તે રૂપે જણાતી હોવાથી, તે તે પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કરે છે, પણ સર્વથા અવિદ્યમાન અંગુલીમાં અપેક્ષામાત્રથીજ હ્રસ્વ-દીર્ઘાદિજ્ઞાન ઉત્પન્ન થાય છે એમ નહી. એ પ્રમાણે દીર્ઘ ઉભયાદીમાં પણ આ દીર્ઘ, આ ઉભય ઈત્યાદિ સ્વપર ઉભય બુદ્ધિ બીજાના મતની અપેક્ષાએ કરૂં છું. પણ મારી માન્યતા પ્રમાણે તો સ્વતઃ સિદ્ધ એવા સ્વ વિષય જ્ઞાન ઉત્પન્ન કરનાર હ્રસ્વ-દીર્ઘ આદિ કંઇજ નથી. એટલે મારી માન્યતામાં પૂર્વાપર વિરોધ કોઈ પણ રીતે નથી આવતો, એમ જો તું કહેતો હોય, તો સર્વ શૂન્યતામાં આ સ્વમત છે અને આ પરમત છે" એવો સ્વ-પરભાવનો તફાવત પણ કયાંથી થાય? નજ થાય. અને જો સ્વ-પરભાવ માનતો હો, તો શૂન્યતાનો અભાવ થશે. ૧૭૦૫-૧૭૦૯.

जुगवं कमेण वा ते विण्णाणं होज्ज दीह-हस्सेसु।
जइ जुगवं काऽवेक्खा कमेण पुव्वम्मि काऽवेक्खा ? ॥ १७१० ॥
आइमविण्णाणं वा जं बालस्सेह तस्स काऽवेक्खा ?।
तुल्लेसु व काऽवेक्खा परोप्परं लोयणदुगे व ? ॥ १७११ ॥
किं हस्साओ दीहे दीहाओ चेव किं न दीहम्मि ?।
कीस व न खपुप्फाउ किं न खपुप्फे खपुप्फाओ ? ॥ १७१२ ॥

(વળી) દીર્ઘ અને હ્રસ્વ પદાર્થમાં તે તે રૂપે જણાતું જ્ઞાન, એકજ કાળે થાય

છે, કે અનુક્રમે થાય છે? જો એકજ કાળે થતું હોય, તો કોને કોની અપેક્ષા રહી? અને અનુક્રમે થતું હોય, તો પ્રથમ જ્ઞાનમાં કઇ અપેક્ષા છે? અથવા બાળકને જન્મની અનન્તરજ જે પ્રથમ વિજ્ઞાન થાય છે, તેમાં તેને કઈ અપેક્ષા છે? અથવા લોચનદ્વિકની પેઠે તુલ્ય પદાર્થમાં પરસ્પર કોને કોની અપેક્ષા હોય? તેમજ હ્રસ્વથી દીર્ઘમાં અને દીર્ઘતાનું કેમ જ્ઞાન થાય છે? અને દીર્ઘથી દીર્ઘમાં કે હ્રસ્વથી હ્રસ્વમાં કેમ જ્ઞાન થતું નથી? તથા આકાશપુષ્પથી હ્રસ્વ-દીર્ઘમાં અને આકાશપુષ્પથી ( આકાશપુષ્પમાં ) તે તે રૂપે જ્ઞાન કેમ નથી થતું? ૧૭૧૦-૧૭૧૨.

વ્યક્ત! હ્રસ્વ-દીર્ઘ પદાર્થમાં તે તે આકારે જણાતું જ્ઞાન જે થાય છે, તે જ્ઞાન એકજ કાળે થાય છે, કે અનુક્રમે થાય છે? જો એકજ કાળે થતું હોય, તો તે બન્ને એકી સાથે સ્વપ્રતિભાસિજ્ઞાનમાં જણાતા હોવાથી, કોને કોની અપેક્ષા રહી? અને જો અનુક્રમે તેવું જ્ઞાન થતું હોય, તો પ્રથમ સ્વપ્રતિભાસિ જ્ઞાનવડે હ્રસ્વાદિ પદાર્થનું ગ્રહણ થવાથી ઉત્તરકાળમાં દીર્ઘાદિ પદાર્થને ગ્રહણ કરવામાં કઇ અપેક્ષા છે?, કોઇ નહી. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે, ચક્ષુ આદિ સામગ્રીનો સદ્ભાવ સતે, બીજાની અપેક્ષા વિના સર્વ પદાર્થો પોતપોતાના જુદા જુદારૂપે સ્વપ્રતિભાસિજ્ઞાનમાં જણાય છે. એટલે સર્વ પદાર્થોની સિદ્ધિ સ્વભાવથીજ છે.

અથવા તરતના જન્મેલા બાળકને જન્મની અનન્તર જે પ્રથમ વિજ્ઞાન થાય છે, તે જ્ઞાન કઈ અપેક્ષાએ થાય છે? વળી હ્રસ્વમાં નહિ, તેમ દીર્ઘમાં નહિ, પરન્તુ ચક્ષુયુગલની પેઠે પરસ્પર તુલ્ય વસ્તુમાં એકીકાળે તે બન્નેને તુલ્યરૂપે ગ્રહણ કરનાર સ્વપ્રતિભાસિ જ્ઞાન કરવામાં પરસ્પર કઈ અપેક્ષા છે? કોઈ નથી. માટે અંગુલી વિગેરે પદાર્થોનું સ્વરૂપ અન્યની અપેક્ષાએ નથી, પરન્તુ સ્વપ્રતિભાસિજ્ઞાન વડે અન્યની અપેક્ષા સિવાય-તેઓ સ્વરૂપથીજ ગ્રહણ થાય છે. અને ઉત્તરકાળમાં તે તે રૂપની જિજ્ઞાસામાં, તેના તેના પ્રતિપક્ષના સ્મરણ આદિ સહકારી કારણોથી દીર્ઘ-હ્રસ્વ વિગેરે વ્યવહાર પ્રવર્તે છે. એટલે પદાર્થ માત્ર સ્વરૂપથીજ સિદ્ધ છે.

વળી જો સર્વ શૂન્યતા હોય, તો હ્રસ્વ પદાર્થથી દીર્ઘ પદાર્થમાં દીર્ઘપણાના જ્ઞાનનો વ્યવહાર કેવી રીતે થાય? અને દીર્ઘની અપેક્ષાથીજ દીર્ઘ-જ્ઞાનનો વ્યવહાર કેમ ન થાય? કેમકે શૂન્યતા ઉભય સ્થળે સમાન છે. વળી એજ પ્રમાણે દીર્ઘથી દીર્ઘમાં અને હ્રસ્વથી હ્રસ્વમાં પણ તેવો જ્ઞાન અને વ્યવહાર કેમ ન થાય? તેમજ આકાશપુષ્પથી પણ દીર્ઘ અને હ્રસ્વ પદાર્થમાં દીર્ઘ-હ્રસ્વના જ્ઞાન ને વ્યવહાર, અને આકાશપુષ્પથીજ આકાશ પુષ્પમાં હ્રસ્વ-દીર્ઘ જ્ઞાનનો વ્યવહાર કેમ નથી થતો? કારણકે એમાં પણ શૂન્યતા સમાન છે. એ પ્રમાણે જ્ઞાન વ્યવહાર નથી થતો, માટેજ ભાવો-પદાર્થો વિદ્યમાન છે, પણ જગતની શૂન્યતા નથી. ૧૭૧૦-૧૭૧૧-૧૭૧૨.

किंवाऽवेक्खाए च्चिय होज्ज मई वा सभाव एवायं ।
सो भावोत्ति सभावो वंझापुत्ते न सो जुत्तो ॥ १७१३ ॥
होज्जाऽवेक्खाओ वा विण्णाणं वाऽभिहाणमेत्तं वा ।
दीहंति व हस्संति व न उ सत्ता सेसधम्मा वा ॥ १७१४ ॥
इहरा हस्साभावे सव्वविणासो हवेज्ज दीहस्स ।
न य सो तम्हा सत्तादओऽणवेक्खा घडाईणं ॥ १७१५ ॥

અથવા સર્વ શૂન્યતામાં અપેક્ષાથી શું ? સ્વભાવથીજ અપેક્ષાવડે-હ્રસ્વાદિ વ્યવહાર થાય છે. એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે પોતાનો ભાવ, તે સ્વભાવ, એવો સ્વભાવ વંધ્યાપુત્ર જેવા અવિદ્યમાન પદાર્થમાં ઘટે નહી. કારણકે અપેક્ષાથી વસ્તુમાં વિજ્ઞાન થાય, અથવા હ્રસ્વ-દીર્ઘ એવું નામ માત્ર સિદ્ધ થાય, પરન્તુ વસ્તુની સત્તા અને શેષ ધર્મો તો અપેક્ષા માત્રથી સિદ્ધ ન થાય. અન્યથા જો એમ ન હોય, તો હ્રસ્વના અભાવે, દીર્ઘનો સર્વથા અભાવ થાય પણ તેમ જણાતું નથી. માટે ઘટાદિ સત્તા વિગેરે અન્યની અપેક્ષા વિનાજ સિદ્ધ છે. ૧૭૧૩-૧૭૧૪-૧૭૧૫.

જો વસ્તુનો સર્વથા અભાવ હોય, તો હ્રસ્વાદિને દીર્ઘાદિની અપેક્ષાથી શું લાભ ! કારણકે અપેક્ષા માનવી એ શૂન્યતાથી પ્રતિકૂળ છે. સ્વભાવથીજ અપેક્ષાવડે હ્રસ્વ-દીર્ઘ આદિ વ્યવહાર થાય છે. એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કારણકે "અગ્નિ બળે છે, આકાશ નથી બળતું" આમાં જેમ સ્વભાવ હેતુ છે, તેમ તારા કહેવામાં નથી. કેમકે વંધ્યાપુત્ર જેવા અવિદ્યમાન પદાર્થમાં સ્વભાવ માનવો એ સર્વથા અયોગ્ય છે. પોતાનો ભાવ, તે સ્વભાવ. અને બાકીનો પરભાવ કહેવાય એવો સ્વ અને પરભાવ માનવાથી શૂન્યતાની હાની થશે, અથવા ભલે અપેક્ષા માનો, પણ એથી તમારી શૂન્યતા સિદ્ધ નહી થાય.

અથવા સ્વતઃ સિદ્ધ વસ્તુમાં અન્ય અપેક્ષાથી "હ્રસ્વ-દીર્ઘ" એવું નામ માત્રથી વિજ્ઞાન સિદ્ધ થશે, પરન્તુ અન્ય અપેક્ષાથી વસ્તુની સત્તા નહી સિદ્ધ થાય, તેમજ હ્રસ્વ-દીર્ઘાદિ ધર્મ સિવાય રૂપ-રસાદિ ધર્મો પણ સિદ્ધ નહી થાય. કેમકે વસ્તુની સત્તા અને રૂપાદિ ધર્મ ગ્રહણ કરનાર જ્ઞાન સ્વતઃ ઉત્પન્ન થાય છે એટલે અન્ય અપેક્ષાથી સ્વતઃ સિદ્ધ વસ્તુની સત્તાદિનો અભાવ કેવી રીતે થાય? અને જ્યારે સત્તા વિગેરેનો અભાવસિદ્ધ ન થાય, ત્યારે જગતની શૂન્યતા પણ ક્યાંથી સિદ્ધ થાય?,

વળી જો ઘટાદિ પદાર્થના સત્તાદિ ધર્મો અન્યની અપેક્ષાવાળા હોય તો હ્રસ્વ વસ્તુના સર્વ નાશમાં દીર્ઘ વસ્તુનો પણ સર્વ નાશ પ્રાપ્ત થાય, કેમકે દીર્ઘ સત્તાદિ ધર્મો હ્રસ્વ વસ્તુની સત્તાની અપેક્ષા વાળા માનેલા છે. પરન્તુ એ પ્રમાણે હ્રસ્વનો નાશ થતાં દીર્ઘ વસ્તુનો સર્વથા નાશ નથી જણાતો. આથી નિશ્ચય થાય છે કે-ઘટ વિગેરેના સત્તારૂપ આદિ ધર્મો અન્ય અપેક્ષા વાળાજ નથી અને એમ હોવાથી શૂન્યતાનો અભાવ થાય છે. ૧૭૧૩-૧૭૧૪-૧૭૧૫.

અપેક્ષાથી પદાર્થની સિદ્ધિ સ્વતઃ, અને ઉભયથી નથી. એમ જે તારૂં-કથન છે, તેમાં અપેક્ષારૂપ હેતુ વિપક્ષમાં રહેતો હોવાથી વિરૂદ્ધ છે. તે દેખાડવાને કહે છે.

जावि अवेक्खाऽविक्खणमविक्खगोऽविक्खणिज्जमणविक्ख ।
सा न मया सव्वेसुवि संतेसु न सुन्नया नाम १७१६ ॥
किंचि सओ तह परओ तदुभयओ किंचि निच्चसिद्धंपि ।
जलओ घडओ पुरिसो तहं ववहारओ नेयं ॥ १७१७ ॥
निच्छयओ पुण बाहिरनिमित्तमेत्तोवओगओ सव्वं ।
होइ सओ जमभावो न सिज्झइ निमित्तभावेऽवि ॥ १७१८ ॥

હ્રસ્વાદિને દીર્ઘાદિની અપેક્ષા કરનાર જે તું કહે છે, તે પણ કર્તા-કર્મ-ક્રિયારૂપ

હોવાથી, મનાય તેમ નથી. એ કર્તા-કર્મ-અને ક્રિયારૂપ ત્રણ પદાર્થની અપેક્ષાએ સર્વ વિદ્યમાન હોવાથી શૂન્યતાનો અભાવ થાય છે, આથી કરીને તેં કહેલો હેતુ વિપક્ષમાં રહેતો હોવાથી અસિદ્ધ છે. વળી કેટલાક પદાર્થ કર્તાની અપેક્ષા વિના કારણરૂપ દ્રવ્યના સંઘાતથી મેઘની પેઠે સ્વતઃ સિદ્ધ થાય છે, કેટલાક પદાર્થ ઘટની પેઠે કર્તાની અપેક્ષાએ પરથી સિદ્ધ થાય છે, અને કેટલાક પદાર્થ સ્વ-પર ઉભયથી સિદ્ધ થાય છે. ( જેમકે માતા-પિતા અને સ્વકૃત કર્મથી પુરૂષનો જન્મ ) કેટલાક પદાર્થ આકાશની પેઠે નિત્ય સિદ્ધ છે. આ સર્વ વ્યવહાર નયની અપેક્ષાએ જાણવું. પણ નિશ્ચયથી તો માત્ર બાહ્ય-નિમિત્તની અપેક્ષાએ વસ્તુ સ્વતઃ સિદ્ધ થાય છે. કારણ કે બાહ્ય નિમિત્ત છતાં પણ ખરવિશાણ વિગેરે અભાવ સ્વરૂપ વસ્તુ કદી પણ સિદ્ધ નથી થતી. માટે ઉભય નયની અપેક્ષાએ માનવું એજ શ્રેષ્ઠ છે. ૧૭૧૬-૧૭૧૭-૧૭૧૮.

હવે "અસ્તિત્વ અને ઘટની એકતા છે કે અનેકતા છે" ઈત્યાદિ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

अत्थित्त-घडेगाणेगया य पज्जायमेत्तचिंतेयं ।
अत्थि घडे पडिवन्ने, इहरा सा किं न खरसिंगे ? ॥ १७१९ ॥
घड-सुन्नयन्नयाएवि सुन्नया का घडाहिया सोम्म ! ।
एगत्ते घडओ च्चिय न सुण्णया नाम घडधम्मो ॥ १७२० ॥
विण्णाण-वयण-वाईणमेगया उ तदत्थिया सिद्धा ।
अण्णत्ते अण्णाणो निव्वयणो वा कहं वाई ? ॥ १७२१ ॥

"ઘડો છે" એમ માન્યા પછી, અસ્તિત્વ અને ઘટની એકતા-અનેકતાનો જે વિચાર તે માત્ર તેના પર્યાયનો વિચાર છે, પરન્તુ એથી ઘટનો અભાવ નથી, અન્યથા-( જો તેનો અભાવ હોય ), તો ખરશૃંગમાં વંધ્યાપુત્રમાં પણ એવો એકતા-અનેકતાનો વિકલ્પ કેમ નથી કરાતો ? વળી ઘટ અને શૂન્યતા એ ઉભય અન્ય છે, કે અનન્ય છે ? જો અન્ય હોય, તો હે સૌમ્ય ! ઘટ સિવાય એથી અધિક કંઈ શૂન્યતા છે ? ( કોઈ નહી ) અને જો અનન્ય હોય, તો પણ તે ઘટજ છે, કેમકે પ્રત્યક્ષથી તે ઘટજ જણાય છે, પણ શૂન્યતા રૂપ ઘટનો ધર્મ કોઇ પણ પ્રમાણથી નથી જણાતો. વળી "સર્વ (વિશ્વત્રય) શૂન્ય છે" એવા પ્રકારનું તારૂં વિજ્ઞાન અને વચન એ ઉભયની પણ અસ્તિતાની સાથે એકતા છે કે અનેકતા છે ? જો એકતા હોય, તો વસ્તુની અસ્તિતા સિદ્ધ થઈ, અને જો અનેકતા હોય, તો અજ્ઞાની અને વચનરહિત વાદી પત્થરના સમૂહની પેઠે શૂન્યતા કેવી રીતે સિદ્ધ કરી શકે ? નજ કરી શકે. ૧૭૧૯-૧૭૨૧

घडसत्ता घडधम्मो तत्तोऽणण्णा पडाइओ भिण्णो ।
अत्थित्ति तेण भणिए को घड एवेति नियमोऽयं ? ॥ १७२२ ॥
जं वा जदत्थि तं तं घडोत्ति सव्वघडयापसंगो को ? ।
भणिए घडोत्थि व कहं सव्वत्थित्तावरोहोत्ति ? ॥ १७२३ ॥
अत्थित्ति तेण भणिए घडोऽघडो वा घडो उ अत्थेव ।
चूओऽचूओ व दुमो चूओ उ जहा दुमो नियमा ॥ १७२४ ॥

ઘટની અસ્તિતારૂપ ઘટની સત્તા, તે ઘટનો ધર્મ છે. અને તે ધર્મ ઘટથી અભિન્ન છે, પટાદિ સર્વથી ભિન્ન છે. આથી કરીને "ઘટ છે" એમ કહેવાથી "આ ઘટજ છે" એવો નિયમ ક્યાંથી થયો? (કેમકે પોતપોતાની સત્તા પટાદિ સર્વ પદાર્થમાં છે, એટલે તેઓ પણ વિદ્યમાનજ છે.) વળી "જે જે છે, તે તે સર્વ ઘટ છે." એ કથનમાં સર્વ પદાથ-ને ઘટપણાનો પ્રસંગ કેવી રીતે થાય? (કેમકે જ્યારે ઘટની સત્તા ઘટમાંજ છે, અન્યત્ર નથી; ત્યારે જ્યાં જ્યાં ઘટનું અસ્તિત્વ છે, ત્યાં ત્યાં ઘટ છેજ, એથી સર્વ પદાર્થને ઘટ-પણાની પ્રાપ્તિ નથી થતી.) અને વળી "ઘટ છે," એમ કહેવાથી સર્વ પદાર્થની અ-સ્તિતાનો અવરોધ કેવી રીતે થાય? તથા ઘટ સર્વાત્મરૂપે કેવી રીતે થાય? નજ થાય. (કેમકે ઘટની સત્તાવડે ઘટ છે, એમ કહેવાથી કંઇ ઘટનું સર્વાત્મકપણું નથી જણાતું.) આથી એ સિદ્ધ થાય છે કે-જેમ "વૃક્ષ" એમ કહેવાથી આમ્ર અથવા તે સિવાય ગમે તે લિંબડો વિગેરે સમજાય છે, (કેમકે વૃક્ષપણું સર્વ વૃક્ષોમાં છે.) પણ "આમ્ર" એમ કહેવાથી તો વૃક્ષત્વજ સમજાય છે, (કેમકે વૃક્ષત્વ સિવાય આમ્રપણું હોઈ શકે નહિ.) તેમ અહીં પણ ઘટની સત્તા તે ઘટનો ધર્મ હોવાથી ઘટમાંજ હોય છે, અન્યત્ર નથી હોતી અને સામાન્ય સત્તા બધા પદાર્થોમાં છે તેથી કરીને "अस्ति" (છે) એમ કહેવાથી ઘટ અથવા તે સિવાય પટાદિ સમજાય છે, (કેમકે પોતપોતાની સત્તા સર્વ પદાર્થમાં છે.) પણ "ઘટ" એમ કહેવાથી તો ઘટની અસ્તિતાજ સમજાય છે, કેમકે ઘટની પોતાની સત્તા ઘટમાં હોય છેજ. ૧૭૨૨-૧૭૨૩-૧૭૨૪

હવે ઉત્પન્ન થએલ ઉત્પન્ન નથી થતું, ઇત્યાદિ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

किं तं जायंति मई जाया-ऽजाओ-भयंपि जदजायं ।
अह जायंपि न जायं किं न खपुप्फे वियारोऽयं? ॥ १७२५ ॥
जइ सव्वहा न जायं किं जम्माणंतरं तदुवलम्भो ? ।
पुव्वं वाऽणुवलंभो? पुणोऽवि कालंतरहयस्स? ॥ १७२६ ॥
जह सव्वहा न जायं जायं सुण्णवयणं तहा भावा ।
अह जायंपि न जायं पगासिया सुण्णया केण ? ॥ १७२७ ॥

એવી કઈ ઉત્પન્ન થએલ વસ્તુ છે કે જે ઉત્પન્ન નહિ ઉત્પન્ન અને ઉત્પન્ન અનુત્પન્ન વસ્તુને તું અનુત્પન્ન માને છે? ઉત્પન્ન છતાં પણ અનુત્પન્ન છે, (એમ કહેતો હોય) તો આકાશપુષ્પમાં પણ એવો વિચાર કેમ નથી કરાતો? વળી જો વસ્તુ સર્વ પ્રકારે ઉત્પન્ન થએલ ન હોય, તો તેનો ઉત્પત્તિ પછી ઉપલંભ કેમ થાય છે? અને તે પહેલાં તથા કાળાન્તરે નાશ પામ્યા પછી તેનો ઉપલંભ કેમ નથી થતો? વળી (શૂન્યતા સંબંધી વિજ્ઞાન અને વચન જેમ સર્વથા પ્રકારે ઉત્પન્ન નથી છતાં ઉત્પન્ન થએલ માને છે, તેવી રીતે બીજા ભાવો પણ કેમ નથી માનતો? અને જો ઉત્પન્ન થએલ છતાં નહિ ઉ-ત્પન્ન થએલ માને, તો તે શૂન્યતા શા વડે પ્રગટ કરી? ૧૭૨૫-૧૭૨૬-૧૭૨૭

હે વ્યક્ત! એવી કઇ વસ્તુ તું માને છે કે જેની ઉત્પત્તિ ઉત્પન્ન, અનુત્પન્ન, અને ઉત્પન્ન અનુત્પન્નાદિ પ્રકાર વડે તું નિષેધે છે. કોઇ પણ રીતે ઉત્પન્ન થએલ વસ્તુ તારે માન્ય હોય, તો તે વસ્તુની વિદ્યમાનતાવડે શૂન્યતાનો અભાવ થયો. અને તેથી કરીને પૂર્વે "ઉત્પન્ન થએલ ઉત્પન્ન થાય છે, કે નહિ ઉત્પન્ન થએલ ઉત્પન્ન થાય છે?

કે ઉત્પન્ન અનુત્પન્ન, ઉત્પન્ન થાય છે. ઇત્યાદિ શૂન્યતાની સિદ્ધિ માટે કહેલ વિકલ્પો નિરર્થક થાય છે. અને જો ઉત્પન્ન અનુત્પન્નાદિ વિકલ્પના આશ્રયભૂત એ વસ્તુ ઉત્પત્તિ રૂપે તને માન્ય ન હોય, ને તેને અનુત્પન્નરૂપજ માનતો હોય, તો "ઉત્પન્ન છતાં પણ અનુત્પન્ન" એમ કહેવાથી તારા વચનમાં વિરોધ આવે છે. વળી ઉત્પન્ન વસ્તુની સત્તા નહિ માનવાથી, ઉત્પન્ન-અનુત્પન્નાદિ વિકલ્પો આશ્રય રહિત થવાથી નિરર્થક થાય છે. અને જો એ વિકલ્પોના આશ્રયભૂત વસ્તુ સિદ્ધ નહિ છતાં પણ તેમાં પૂર્વોક્ત વિકલ્પો થઇ શકે, એમ કહેતો હોય, તો આકાશપુષ્પમાં પણ એવા વિકલ્પ કેમ નથી કરતો? તેમાં પણ અવિદ્યમાનતા સમાન છે. બીજાઓએ ઉત્પન્ન રૂપે માનેલ વસ્તુ માનીને હું એ વિકલ્પો કરૂં છું, એમ પણ તારાથી નહી કહેવાય, કારણ સ્વ-પર-ભાવ માનવાથી શૂન્યતામાં હાનિ આવશે.

વળી સર્વ પ્રકારોવડે ઘટ-પટાદિ કાર્ય ઉત્પન્ન થતું નથી, એમ તું અને તારા જેવા શૂન્યવાદીઓ કહે છે, તો તેના સંબંધમાં અમે પૂછીએ છીએ કે-મૃત્પિંડાદિ અવસ્થામાં નહી જણાએલો ઘટ, કુંભાર વિગેરે સામગ્રીવડે ઉત્પન્ન થયા પછી તે શાથી જણાય છે? અને તેની ઉત્પત્તિ પહેલાં તે કેમ નથી જણાતો? વળી કાળાન્તરે લાકડી આદિના પ્રહારથી ભાંગી નાખ્યા પછી તે કેમ નથી જણાતો? જો એ ઘટાદિ વસ્તુ અનુત્પન્ન હોય, તો આકાશપુષ્પની પેઠે તે કદિ પણ જણાયજ નહી, પણ જે કોઇ વખત જણાય, અને કોઇ વખત ન જણાય, એવું તો ઉત્પન્ન થએલ વસ્તુમાંજ ઘટી શકે.

વળી "સર્વ જગત્ શૂન્ય છે" એવા પ્રકારનું જે શૂન્યતા સંબંધી વિજ્ઞાન અને વચન, તે જેમ ઉત્પન્ન અનુત્પન્નાદિ પ્રકારવડે-ઉત્પન્ન-અનુત્પન્ન રૂપે કોઇ પણ રીતે ઉત્પન્ન-થએલ છે, તેમ ઘટ-પટાદિ પદાર્થો પણ ઉત્પન્ન થએલા માનવા જોઇએ. અને જો શૂન્યતા સંબંધી વિજ્ઞાન અને વચન ઉત્પન્ન થએલ છતાં અનુત્પન્ન માનતો હો, તો તે વિજ્ઞાન અને વચન વિના આ શૂન્યતા તેં શા વડે પ્રગટ કરી? માટે આથી પણ શૂન્યતાનો અભાવજ સિદ્ધ થાય છે. ૧૭૨૫-૧૭૨૬-૧૭૨૭.

હવે ઉત્પન્ન થએલ ઉત્પન્ન નથી થતું, અને અનુત્પન્ન પણ ઉત્પન્ન નથી થતું. એ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

जायइ जायमजायं जायाजायमह जायमाणं च।
कज्जमिह विवक्खाए न जायए सव्वहा किंचि ॥ १७२८ ॥
रूविंत्ति जाइ जाओ कुंभो संठाणओ पुणरजाओ।
जायाजाओ दोहिंवि तस्समयं जायमाणोत्ति ॥ १७२९ ॥
पुव्वकओ उ घडतया परपज्जाएहिं तदुभएहिं च।
जायंतो य पडतया न जायए सवहा कुंभो ॥ १७३० ॥
वोमाइ निच्चजायं न जायए तेण सवहा सोम्म!।
इय दुव्वतया सव्वं भयणिज्जं पज्जवगईए ॥ १७३१ ॥

આ વિશ્વમાં કેટલાંક કાર્ય વિવક્ષાવડે ઉત્પન્ન થએલાં ઉત્પન્ન થાય છે, કેટલાંક અનુત્પન્ન તે ઉત્પન્ન થાય છે, કેટલાંક ઉત્પન્ન અનુત્પન્ન ઉત્પન્ન થાય છે, કેટલાંક ઉત્પન્ન થતાં ઉત્પન્ન થાય છે, અને કેટલાંક સર્વથા ઉત્પન્નજ નથી થતાં, એ બધી વિવક્ષાઓ એવી રીતે

છે કે રૂપીપણાવડે ઘટ, ઉત્પન્ન થએલ ઉત્પન્ન થાય છે, ઘટાકારરૂપે અનુત્પન્નઘટ ઉત્પન્ન થાય છે, એ ઉભયવડે ઉત્પન્ન અનુત્પન્ન ઘટ ઉત્પન્ન થાય છે, અને વર્તમાનસમયે ક્રિયા થતી હોવાથી ઉત્પન્ન થતો ઘટ ઉત્પન્ન થાય છે. પૂર્વોત્પન્ન ઘટ, ઘટરૂપે અને પરપર્યાયવડે તથા ઉભયવડે, ઉત્પન્ન થતો નથી, તેમજ ઘટપણે ઉત્પન્ન થતો ઘટ પણ પટપણે સર્વથા ઉત્પન્ન નથી થતો. વળી આકાશ વિગેરે નિત્યોત્પન્ન હોવાથી કદીપણ ઉત્પન્ન થતાંજ નથી. માટે હે સૌમ્ય! એ પ્રમાણે દ્રવ્યપણે કોઇપણ ઉત્પન્ન થતું નથી, અને પર્યાયરૂપે તો તે સર્વની ભજના છે. ૧૭૨૮ થી ૧૭૩૧.

આ વિશ્વમાંના ઘટ-પટાદિ જે કાર્ય છે તેમાનાં કેટલાંક કાર્ય મૂલ ગાથાના અર્થમાં લખ્યા પ્રમાણે થયેલ આદિ થાય છે, તેનાં ઉદાહરણો નીચે પ્રમાણે છે, જેમ કે-ઉત્પન્ન થએલાં હોય, તે ઉત્પન્ન થાય છે. જેમ રૂપીપણાવડે ઘટ ઉત્પન્ન થએલ હોય, તે ઉત્પન્ન થાય છે, કેમકે ઘટરૂપની પૂર્વે માટીનું રૂપ હોય છે, એટલે રૂપીપણાની અપેક્ષાએ ઉત્પન્ન થએલ જ ઘટ ઉત્પન્ન થાય છે. અને સંસ્થાનપણે-ઘટાકારરૂપે તો ઘટ ઉત્પન્ન થએલો નથી તે ઉત્પન્ન થાય છે, કેમકે મૃત્પિંડાદિ અવસ્થામાં તેવો આકાર ન હતો. રૂપિપણા વડે માટી અને ઘટાકાર એ ઉભય પ્રકારે ઉત્પન્ન અનુત્પન્ન એવો ઘટ ઉત્પન્ન થાય છે. કારણ કે એ ઉભય પ્રકારથી ઘટ ભિન્ન નથી હોતો. તથા અતીત કાળ નાશ પામેલ છે, અને અનાગતકાળ ઉત્પન્ન નથી થએલ, એટલે એ ઉભયકાળમાં ક્રિયા નથી હોતી, માત્ર વર્તમાન સમયેજ ક્રિયા હોય છે, તેથી વર્તમાન સમયેજ-ઉત્પન્ન થતો ઘટ ઉત્પન્ન થાય છે. એ રીતે જુદી જુદી અપેક્ષાએ ઘટ-પટાદિ કાર્ય-ઉત્પન્ન થાય છે.

વળી કેટલાંક કાર્ય ઉપરોક્ત વિકલ્પોમાંથી કોઇ પણ વિકલ્પના પ્રકારથી નથી થતાં. જેમકે પૂર્વે કરાએલો ઘટ, પુનઃ ઘટરૂપે ઉક્ત પ્રકારમાંથી કોઇ પણ પ્રકારે નથી થતો, કારણ કે તે ઘટરૂપે પ્રથમજ થએલ છે. તેમજ પટાદિગત પરપર્યાયવડે પણ ઘટ નથી થતો, કેમકે ઘટના સ્વપર્યાય તો પ્રથમજ થએલા છે, અને પરપર્યાયની અપેક્ષાએ તો કોઇને પણ કોઇના પરપર્યાય નથી હોતા. એ પ્રમાણે ઉત્પન્ન થએલ પટની તથા અનુત્પન્ન ખરવિષાણની પેઠે પૂર્વે કરાએલો ઘટ પરપર્યાય વડે ઉત્પન્નથતો નથી. વળી વર્તમાન ક્રિયા સમયે ઉત્પન્ન થતો ઘટ, પટપણે નથી ઉત્પન્ન થતો, કારણ કે ઘટાદિ સ્વરૂપે થતું કાર્ય કદી પણ પટાદિ જે પરરૂપે છે તે સ્વરૂપે નથી થતું. એજ પ્રમાણે આકાશ વિગેરે પણ કદિ ઉત્પન્ન નથી થતાં, કેમકે તે હંમેશાં અવસ્થિત છે, એટલે પુનઃ ઉત્પન્ન નથી થતાં. એ રીતે ઘટ-પટ-આકાશ વિગેરે સર્વ વસ્તુ દ્રવ્યપણે કદિ પણ ઉત્પન્ન નથી થતી, કેમકે તે તે રૂપે તે સદા અવસ્થિત હોય છે. અને પર્યાયરૂપે તો એ સર્વની ભજના છે. એટલે કે પૂર્વોત્પન્ન એવાં ઘટાદિ કાર્ય રૂપાદિ સ્વપર્યાય વડે ઉત્પન્ન નથી થતું, પણ અનુત્પન્ન સ્વપર્યાયવડે તે થાય છે, અને પરપર્યાયવડે તો કોઇ પણ પ્રકારે ઉત્પન્ન નથી થતું. એ સર્વ વિકલ્પો પ્રાયઃ ઉપર કહી ગયા છીએ. ૧૭૨૮-૧૭૨૯-૧૭૩૦-૧૭૩૧.

હવે સર્વ કાર્ય સામગ્રીમય જણાય છે, પણ સર્વના અભાવે સામગ્રી કયાંથી હોઇ શકે? એ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

दीसइ सामग्गिमयं सव्वमिहऽत्थि न य सा, णणु विरुद्धं ।
घेप्पइ व न पच्चक्खं किं कच्छभरोमसामग्गी ? ॥ १७३२ ॥
सामग्गिमओ वत्ता वयणं चत्थि जइ तो कओ सुण्णं ? ।

अह नत्थि केण भणिअं ? वयणाभावे सुयं केण ? ॥ १७३३ ॥
जेणं चिव न वत्ता वयणं वा तो न संति वयणिज्जा ।
भावा तो सुण्णमिदं वयणमिदं सच्चमलियं वा ? ॥ १७३४ ॥
जइ सच्चं नाभावो अहालियं नप्पमाणमेयंति ।
अब्भुवगयंति व मई नाभावे जुज्जए तंपि ॥ १७३५ ॥

સર્વ ( વસ્તુ ) સામગ્રીમય અહીં જણાય છે, પણ સર્વના અભાવે સામગ્રી નથી. એ ત્હારૂં કથન સર્વથા વિરૂદ્ધ છે; કેમકે સર્વ સામગ્રી પ્રત્યક્ષ જણાય છે. ( અવિદ્યાથી એમ જણાય છે. ) એમ કહે તો કાચબાના રોમની સામગ્રી કેમ પ્રત્યક્ષ નથી જણાતી ? વળી સામગ્રીમય વક્તા અને તેનું વચન ( એ બન્ને છે, કે નથી ? ) જો છે, તો શૂન્યતા ક્યાં રહી ? અને એ નથી, તો શૂન્યતા કોણે કહી ? અને કોણે સાંભળી ? જે કારણથી વક્તા અને વચન નથી, તે કારણથી વચનીય ભાવો પણ નથી, એટલે આ જગત્ શૂન્ય છે. તો એ વચન સત્ય છે ? કે અસત્ય છે ? જો સત્ય હોય, તો શૂન્યતા નથી; અને અસત્ય હોય, તો તે પ્રમાણ નથી. ગમે તે રીતે શૂન્યતા માનીએ છીએ, એમ કહે તો હોય, તો સર્વના અભાવમાં એ પણ ઘટતું નથી. ૧૭૩૨-૧૭૩૩-૧૭૩૪-૧૭૩૫,

આ વિશ્વમાં સર્વે પદાર્થો સામગ્રીમય જણાય છે, પણ સર્વના અભાવે સામગ્રીજ નથી; એટલે આ જગત્ શૂન્ય છે. એ પ્રમાણે જે તારી માન્યતા છે, તે સર્વથા વિરૂદ્ધ છે. કારણ કે વચન ઉત્પન્ન કરનાર કંઠ ઓષ્ઠ-તાલુ વિગેરે સામગ્રી પ્રત્યક્ષથી જણાય છે. એટલે સામગ્રીનો અભાવ ક્યાં છે ? કામ-સ્વપ્ન-ભય ઉન્માદ અને અવિદ્યાથી મનુષ્યને અવિદ્યમાન અર્થ પણ જણાય છે, એટલે વસ્તુતઃ એ કંઇ જ નથી, એમ જો તું કહેતો હોય, તો કાચબાના રોમને ઉત્પન્ન કરનાર સામગ્રી પ્રત્યક્ષ કેમ નથી જણાતી ? અવિદ્યમાનતા તો બન્ને સ્થાને સમાન છે. અર્થાત્ જેમ વચનોત્પાદક સામગ્રી જણાય છે, તેમ તે પણ જણાવી જોઇએ, અથવા તો બન્ને ન જણાવી જોઇએ. અથવા કાચબાના રોમને ઉત્પન્ન કરનાર સામગ્રી જણાય, અને વચન ઉત્પન્ન કરનાર સામગ્રી ન જણાય, એમ વિપર્યય પણ કેમ ન થાય ? કારણ કે અવિદ્યમાનતા સર્વત્ર સમાન માનેલ છે.

વ્યક્ત ! એ સંબંધમાં હું તને પૂછું છું કે હૃદય-મસ્તક-કંઠ ઓષ્ઠ-તાલુ-જીભ્હા વિગેરે સમુદાયાત્મક સામગ્રીમય વક્તા અને તેનું વચન, એ ઉભયવસ્તુ છે કે નહિ ? જો છે તો જગતની શૂન્યતા ક્યાં રહી ? કેમકે વક્તાને વચનના સદ્‌ભાવે તેમાં વ્યભિચાર પ્રાપ્ત થાય છે. હવે જો એ વક્તા અને વચન ઉભય નથી એમ કહેવામાં આવે, તો ઉભયના અભાવે આ જગત્ શૂન્ય છે એમ કોણે કહ્યું ? અને પ્રતિપાદ્ય અથવા વચનીય ( વચન-ગોચર ) ભાવોના અભાવે તે શૂન્ય વચન કોણે સાંભળ્યું ? કેમકે અભાવજ સર્વ શૂન્યતામાં માન્ય નથી.

જે કારણથી વક્તા અને વચનનો અભાવ છે, તેજ કારણથી વચનીય ભાવો-પદાર્થોનો પણ અભાવ છે, એટલે વસ્તુતઃ આ જગત્ શૂન્ય છે. એમ કહેતો હોય તો પુનઃ તને પૂછીએ છીએ કે એ વક્તા-વચન-અને વચનીય પદાર્થનો અભાવ પ્રતિપાદન કરનાર વચન સત્ય છે, કે અસત્ય છે ? જો એ વચન સત્ય હોય, તો પૂર્વે કહેલા પદાર્થનો અભાવ નહી થાય. અને જો વચન અસત્ય હોય તો તે અપ્રમાણ હોવાથી શૂન્યતા સિદ્ધ નહી થાય, એમ ઉભય રીતે શૂન્યતાનો અભાવ જ થશે.

ગમે તે રીતે શૂન્યતા પ્રતિપાદન કરનાર વચન અમે અંગીકાર કર્યું છે, એટલે અમારૂં વચન પ્રમાણ હોવાથી શૂન્યતાની સિદ્ધિજ છે. એમ તું કહેવા માગે, તો તે પણ અયોગ્ય છે, કારણ કે તેં જે અંગીકાર કર્યું છે, તે સત્ય છે, કે અસત્ય છે? ઇત્યાદિ વિકલ્પોના પ્રશ્નોત્તરમાં ઉપરોક્ત દોષ આવશેજ. વળી અંગીકાર કરનાર વ્યક્તિ, અંગીકાર, અને અંગીકાર કરવા યોગ્ય વસ્તુ એ ત્રણેનો સદ્ભાવ હોય, તોજ અંગીકાર કરવાપણું તારે ઘટી શકે, અન્યથા ન ઘટી શકે. ૧૭૩૨-૧૭૩૩-૧૭૩૪-૧૭૩૫.

सिकयासु किं न तेल्लं सामग्गीओ तिलेसुऽवि किमत्थि ?।
किं व न सव्वं सिज्झइ सामग्गीओ खपुप्फाणं ?॥ १७३६ ॥
सव्वं सामग्गिमयं नेगंतोऽयं जओऽणुरपएसो ।
अह सोऽवि सप्पएसो जत्थावत्था स परमाणू ॥ १७३७ ॥
दीसइ सामग्गिमयं न याणवो संति नणु विरुद्धमिदं ।
किं वाऽणूणमभावे निप्फण्णमिणं खपुप्फेहिं ? ॥ १७३८ ॥

વળી રેતીના કણરૂપ સામગ્રીથી તેલ કેમ નથી નીકળતું, અને તલરૂપ સામગ્રીથી નીકળે છે? અથવા આકાશપુષ્પરૂપ સામગ્રીથી પણ સર્વ કાર્ય કેમ નથી સિદ્ધ થતું? વળી સર્વ વસ્તુ સામગ્રીથી જન્યજ છે, એવો એકાન્ત નિયમ નથી. કેમકે અણુ અપ્રદેશી હોવાથી તે કોઇથી જન્ય નથી. તે અણુ પણ સપ્રદેશી છે. એમ તું માને તો જ્યાં તને અણુબુદ્ધિ થાય, ત્યાં તે પરમાણુ અપ્રદેશી છે. સર્વ સામગ્રીમય જે જણાય છે તેજ વસ્તુ છે, પણ અણુઓ નથી એમ કહેવું, તે સર્વથા વિરૂદ્ધ છે. કારણ કે અણુઓનો અભાવ હોય, તો આ સર્વ કાર્ય સમુદાય, શું આકાશપુષ્પથી થએલ છે? ૧૭૩૬-૧૭૩૭-૧૭૩૮.

મહાનુભાવ! જો સર્વ પદાર્થનો અભાવજ હોય, તો લોકમાં જે આ સર્વ પ્રતિનિયત વ્યવહાર પ્રવર્તે છે, તેનો ઉચ્છેદ થાય. જેમકે રેતીના કણરૂપ સામગ્રીથી તેલ નથી નીકળતું, અને તલ વિગેરે સામગ્રીથી નીકળે છે, તેનું શું કારણ? અથવા આકાશપુષ્પરૂપ સામગ્રીથીજ સર્વ કાર્ય સમૂહ કેમ નથી થતો? એમ ન થવામાં બાધક પ્રતિનિયત કાર્ય-કારણભાવ છે. માટે સામગ્રીની સત્તા હોવાથી કોઈ પણ પ્રકારે સર્વથા અભાવ નથી ઘટતો, પણ યથા સ્વભાવ સામગ્રીથી પદાર્થની ઉત્પત્તિ થતી ઘટે છે, એટલે જગત્ શૂન્ય છે, એમ સિદ્ધ નથી થતું.

વળી સર્વ વસ્તુ સામગ્રી જન્ય છે, એવો કંઈ એકાન્ત નિયમ નથી; કારણ કે દ્વયણુક-ત્ર્યણુક સ્કંધ સપ્રદેશી હોવાથી તેઓ અણુઆદિ સામગ્રીથી જન્ય છે, પરન્તુ જે પરમાણુ છે, તે અપ્રદેશી હોવાથી કોઇથી પણ ઉત્પન્ન નથી થતા, એટલે તે સામગ્રીજન્ય નથી. કેમકે પરમાણુ, મૂર્ત-અપ્રદેશી-સર્વનું અન્ત્ય કારણ-નિત્ય-એકવર્ણ-એકગંધ-એક રસ બે સ્પર્શવાળો છે, અને તે કાર્યરૂપ લિંગથીજ ગમ્ય છે. એ પરમાણુ સપ્રદેશી છે, એમ જો કહેતો હોય, તો તને જ્યાં પરમાણુ બુદ્ધિ થાય, તે પરમાણુ લઇએ તો તે તો સામગ્રી જન્ય નથી એમ માનવોજ પડશે.

સામગ્રીજન્ય નથી, માટે તે પરમાણુઓજ નથી એમ જો કહીશ તો તારા પોતાના વચનમાંજ વિરોધ આવશે. કેમકે તે પૂર્વે કહેલ છે, કે "સર્વ સામગ્રીમય જણાય છે." આ વિશ્વમાં તને જે કંઈ સામગ્રીમય-સામગ્રીજન્ય જણાય છે, તે સર્વ પરમાણુના

સમુદાયરૂપ છે. આથી તેં પોતેજ પોતાના વચનથી અણુઓનું પ્રતિપાદન કર્યું છે. એટલે તેનો અભાવ કેવી રીતે કહી શકીશ? વળી જો પરમાણુઓનો અભાવ હોય, તો આ સર્વ ઘટ-પટાદિ કાર્યનો સમૂહ શું આકાશપુષ્પ થી થએલ છે? કારણ કે જો પરમાણુ ન હોય તો ઘટાદિ ઉત્પન્ન કરનાર મૃત્પિંડાદિ સામગ્રી પણ ન હોય. માટે સર્વ સામગ્રી પણ ન હોય. માટે સર્વ સામગ્રીમય જણાય છે એમ જે તું કહે છે, તે સામગ્રી પરમાણુઓજ છે. ૧૭૩૬-૧૭૩૭-૧૭૩૮.

હવે ૧૬૯૬ મી ગાથામાં જે કહ્યું છે કે પાછળનો ભાગ નથી જણાતો, અને સર્વનો આગળનો ભાગ અતિસૂક્ષ્મ હોવાથી નથી જણાતો માટે સર્વ શૂન્ય છે. ઈત્યાદિ, તે પૂર્વપક્ષનો ઉત્તર કહે છે.

देसस्साराभागो घेप्पइ न य सोत्ति नणु विरुद्धमिणं ।
सव्वाभावे व न सो घेप्पइ किं खरविसाणस्स ? ॥ १७३९ ॥
परभागादरिसणओ नाराभागोऽवि किमणुमाणं ते ? ।
आराभागग्गहणे किं व न परभागसंसिद्धी ? ॥ १७४० ॥

દૃશ્ય વસ્તુનો આગળનો ભાગ જણાય છે, પણ તે નથી. એ કથન વિરૂદ્ધ છે; કારણ કે સર્વના અભાવમાં ખરવિષાણનો પણ આગળનો ભાગ કેમ નથી જણાતો? વળી પાછળનો ભાગ નથી જણાતો તેથી આગળનો ભાગ પણ નથી. એમ કહેવામાં કયું અનુમાન છે? અથવા આગળનો ભાગ ગ્રહણ કરવાથી, પાછળના ભાગની શું સિદ્ધિ નથી થતી? થાય છેજ. ૧૭૩૯-૧૭૪૦.

દૃશ્ય વસ્તુ છતાં પણ તેનો પાછળનો ભાગ નથી જણાતો, અને આગલનો ભાગ જણાય છે; પરન્તુ તે આગળનો ભાગ પણ જુદા જુદા પરભાગની કલ્પનાવડે પૂર્વે કહ્યા મુજબ સૂક્ષ્મ હોવાથી નથી જણાતો એટલે તે પણ નથીજ. આ કથન સર્વથા વિરૂદ્ધ છે, કારણ કે "તે જણાય છે, પણ નથી." એમ કહેવું એ "મારી માતા વંધ્યા છે" એના જેવું છે. ખરી રીતે તો સર્વનો અભાવ છે, પણ ભ્રાન્તિથી તે જણાય છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કારણ કે સર્વનો અભાવ છતાં પણ જો આગળનો ભાગ જણાય છે, તો પછી અભાવ સ્વરૂપ ખરવિષાણનો આગળનો ભાગ કેમ નથી જણાતો? અથવા અભાવ સ્વરૂપ સર્વત્ર તુલ્ય હોવાથી ખરવિષાણ જેવા પદાર્થનો આગળનો ભાગ જણાય, અને ઘટ-પટાદિ જેવા પદાર્થનો આગળનો ભાગ ન જણાય, એમ વિપર્યય પણ કેમ નથી થતો.

વળી "પાછળનો ભાગ નહી જણાવાથી આગળનો ભાગ પણ નથી." એમ કહેવામાં તું કેવું અનુમાન કરે છે? કેમકે જે આગળનો ભાગ, અગ્નિની ઉષ્ણતાની જેમ પ્રત્યક્ષપણે સર્વ લોકને સિદ્ધ છે, તેને અનુમાન વડે તું કેવી રીતે બાધ આપે છે? પાછળનો ભાગ હોય. તો આગળનો ભાગ હોઇ શકે, અન્યથા ન હોઇ શકે, એ પ્રમાણે આગળનો ભાગ અપેક્ષાવાળો છે, તેથી આગળના ભાગથી પાછળના ભાગનું જ્ઞાન અનુમાનથી ઘટે પણ પાછળનો ભાગ નહિ જણાવાથી આગળનો ભાગ પણ નથી, એમ કહીને આગળના ભાગનો અપલાપ કરવો, એ સર્વથા અસંબદ્ધ છે. ભાષ્યકાર મહારાજ પણ એમજ કહે છે કે આગળના ભાગને જોવાથી પાછળના ભાગનું અનુમાન ઘટી શકે છે. જેમકે-" દૃશ્યવસ્તુનો પાછળનો ભાગ છે, કારણ કે તેના સંબંધવાળો આગળનો ભાગ

જણાય છે. જેના સંબંધવાળો એક ભાગ જણાય તેનો બીજો ભાગ હોય છેજ. જેમ આકાશનો પૂર્વ ભાગ જણાવાથી તેનો અપરભાગ પણ છે; તેમ અહીં પણ ઘટ-પટાદિ વસ્તુનો આગળનો ભાગ જણાય છે, તેથી તેનો પાછળનો ભાગ પણ છે.

વળી આગળના ભાગના જુદા જુદા આગળના ભાગવડે સર્વની આગળના ભાગની જે કલ્પના પણ કરી છે, તે કલ્પના પણ તારા અનુમાન વડે નહી ઘટી શકે. કારણ કે ત્યાં પણ પાછળનો ભાગ અવિદ્યમાન હોવાથી સર્વની આગળના ભાગની કલ્પના અયોગ્ય છે. વસ્તુતઃ આગળનો ભાગ જણાય છે. માટે પાછળનો ભાગ પણ છે, એ અનુમાન જ યોગ્ય છે. ૧૭૩૯-૧૭૪૦.

सव्वाभावेऽवि कओ आरा-पर-मज्झभागनाणत्तं ।
अह परमईए भण्णइ सपरमइविसेसणं कत्तो ? ॥ १७४१ ॥
आर-पर-मज्झभागा पडिवण्णा जइ न सुण्णया नाम ।
अप्पडिवण्णेसु व का विकप्पणा खरविसाणस्स ? ॥ १७४२ ॥
सव्वाभावे वाराभागो किं दीसए ? न परभागो ? ।
सव्वागहणं व न किं ? किं वा न विवज्जओ होइ ? ॥ १७४३ ॥

( વળી જો ) સર્વનો અભાવ હોય, તો આગળનો ભાગ-પાછળનો ભાગ અને મધ્ય ભાગ એવો તફાવત કયાંથી થાય ? બીજાના મતની અપેક્ષાએ એમ કહેવાય છે. ( એમ કહેતો હોય, ) તો સ્વમત અને પરમતનો તફાવત પણ કેવી રીતે થાય ? આગળનો પાછળનો અને મધ્યનો ભાગ છે. એમ જો માનતો હો, તો શૂન્યતા કયાં રહી ? એ ભાગો ન માનતો હો. તો ગધેડાના શીંગડા જેવા પદાર્થના વિકલ્પ શા માટે કરે છે ? અથવા સર્વવસ્તુના અભાવમાં આગળના ભાગ કેમ જણાય છે ? અને પાછળનો ભાગ કેમ નથી જણાતો ? અથવા ( ઉભયનું ) સર્વથા અગ્રહણ કેમ નથી થતું ? અથવા એથી વિપરીત ગ્રહણ પણ કેમ નથી થતું ? ૧૭૪૧-૧૭૪૨-૧૭૪૩.

परभागदरिसणं वा फलिहाईणंति ते धुवं संति ।
जइवा तेवि न संता परभागादरिसणमहेऊ ॥ १७४४ ॥
सव्वादरिसणउ च्चिय न भण्णई कीस, भणइ तन्नाम ।
पुव्वब्भुवगयहाणी पच्चक्खविरोहया चेव ॥ १७४५ ॥

સ્ફટિક વિગેરે પદાર્થોનો પાછળનો ભાગ જણાય છે, એટલે તે તો અવશ્ય છેજ. જો તે પણ નથી ( એમ કહેતો હોય ) તો પાછળનો ભાગ નહી જણાવાથી ( આગળનો ભાગ પણ નથી. ) એ હેતુ અસિદ્ધ થશે. તેથી સર્વ નહી જણાવાથી ( સર્વ ભાવો નથી. ) એ હેતુ કેમ નથી કહેતો ? એ હેતુ કહીશ તો પૂર્વે અંગીકાર કરેલાની હાનિ, અને પ્રત્યક્ષવિરોધ થશે. ૧૭૪૪-૧૭૪૫.

પાછળનો ભાગ નહી જણાવાથી પદાર્થોની અવિદ્યમાનતા તું પ્રતિપાદન કરે છે, તે પણ અયોગ્ય છે, કારણ કે સ્ફટિક-અભરખ વિગેરે પારદર્શક પદાર્થોનો પાછળનો ભાગ જણાય છે. તેથી તે ભાવો તો અવશ્ય છેજ. એટલે “ પાછળનો ભાગ નહી જણાવાથી ” એ હેતુવડે સર્વ પદાર્થોની અવિદ્યમાનતા-શૂન્યતા સિદ્ધ નથી થતી. સ્ફટિક

વિગેરે પદાર્થો પણ નથી, એમ કહેતો હોય, તો તેં માનેલ પાછલો ભાગ ન દેખાવારૂપ હેતુ એ સ્ફટિકાદિ સર્વપદાર્થની શૂન્યતા સિદ્ધ નથી કરતો તેથી અહેતુ થશે, કેમકે તે તે પદાર્થનો પાછલનો ભાગ પણ જણાય છે.

હવે જો આથી કરીને એવો અવ્યાપક હેતુ તજીને "સર્વ નહી જણાવાથી કોઈ પણ ભાવો નથી." એમ કહીને આવા વ્યાપક હેતુથી શૂન્યતા સિદ્ધ કરવા યત્ન કરીશ, તો હમણાં "સર્વ નહી જણાવાથી" એમ કહેવાથી પૂર્વે "પાછળનો ભાગ નહી જણાવાથી" એમ જે અંગીકાર કર્યું છે, તેની હાની થશે. વળી ગામ-નગર-નદી સમુદ્ર-ઘટ-પટ-વિગેરે પદાર્થ પ્રત્યક્ષ જણાય છે, તેથી હેતુ પ્રત્યક્ષ વિરૂદ્ધ થશે.

જે હેતુ સર્વ સપક્ષમાં વ્યાપક ન હોય, પણ વિપક્ષથી સર્વથા નિવૃત્ત હોય, તો તેને હેતુ કહી શકાય છે, જેમ કે શબ્દ પ્રયત્ન સિવાય નથી થતો માટે અનિત્ય છે. આમાં સર્વ અનિત્ય અર્થ કંઇ પ્રયત્ન સિવાય નથી થતા એમ નથી. વિદ્યુત્-મેઘ વિગેરે પ્રયત્ન સિવાય થનારા પણ અનિત્ય છે. તેવી રીતે અહીં પણ સર્વ પદાર્થોના પાછળના ભાગનું અદર્શન નથી થતું, પરન્તુ ઘણા પદાર્થોના પાછળના ભાગ નથી જણાતા, આથી કરીને તે પદાર્થોમાં આ હેતુ શૂન્યતાને સિદ્ધ કરે છે, માટે તે સદ્દહેતુ છે!

એ પ્રમાણેનો તારો બચાવ પણ અયોગ્ય છે, કારણ કે ત્યાં એ હેતુમાં વ્યતિરેક વ્યાપ્તિ ઘટે છે, જેમકે "જે અનિત્ય નથી, તે આકાશની પેઠે પ્રયત્ન સિવાય બનેલ છે." અને અહીં વ્યતિરેક વ્યાપ્તિ લઇએ તો જ્યાં શૂન્યતા નથી, ત્યાં શું છે? વસ્તુની વિદ્યમાનતા, કે અન્ય કંઇ? વળી પાછળનો ભાગ નથી જણાતો એમ નહી, પણ જણાય છે. આથી કરીને સર્વ શૂન્યવાદી! તારે કદિ પણ વ્યતિરેક વ્યાપ્તિ સિદ્ધ થશે નહી. માટે તારો હેતુ તે હેતુ નથી. ૭૯૫.

नत्थि पर-मज्झभागा अपच्चक्खत्तओ मई होज्जा।
नणु अक्ख-त्थावत्ती अप्पच्चक्खत्तहाणी वा ॥ १७४६ ॥
अत्थि अपच्चक्खंपि हु जह भवओ संसयाइविन्नाणं।
अह नत्थि सुण्णया का? कास व केणोवलद्धा वा? ॥ १७४७ ॥

પરભાગ અને મધ્યભાગ એ બે અપ્રત્યક્ષ હોવાથી નથી, એમ કહેવામાં આવે; તો ઇન્દ્રિય અને અર્થની સત્તા પ્રાપ્ત થાય, અથવા અપ્રત્યક્ષપણાની હાની થાય. વળી જેમ તારૂં સંશયાદિ વિજ્ઞાન છે, તેમ તે ઇન્દ્રિયાદિ અપ્રત્યક્ષ છતાં પણ છે. અને જો તે સંશયાદિ વિજ્ઞાન નથી, (એમ કહેવામાં આવે,) તો તે શૂન્યતા કઇ? કોની શૂન્યતા? અને કોણે જાણી? ૧૭૪૬-૧૭૪૭.

ગધેડાના શીંગડાની પેઠે પરભાગ અને મધ્યભાગ અપ્રત્યક્ષ હોવાથી નથી. એ બન્ને ભાગ નથી એટલે તેની અપેક્ષાએ કહેવાતો આગળનો ભાગ પણ નથી, માટે સર્વ શૂન્યતા છે. એમ કહેવાને તારી બુદ્ધિ તૈયાર થાય, તો તે અયોગ્ય છે, કારણ કે પ્રતિ-અક્ષ એટલે ઇન્દ્રિય ઇન્દ્રિય પ્રતિ જે હોય, તે પ્રત્યક્ષ, તેમ ન હોય તે અપ્રત્યક્ષ. આ અપ્રત્યક્ષ હેતુ કહેવાથી ઇન્દ્રિય અને અર્થની સત્તા પ્રાપ્ત થાય છે, અને તેની સત્તા સિદ્ધ થવાથી શૂન્યતા અંગીકાર કરવામાં તે અપ્રત્યક્ષત્વની હાનિ થશે. અથવા શૂન્યતામાં અપ્રત્યક્ષપણા લક્ષણ હેતુની હાની થશે. અથવા ઇન્દ્રિય અને અર્થના અભાવે પ્રત્યક્ષ-અપ્રત્યક્ષનો વ્યવહાર નહિ થઈ શકે.

વળી જેમ તારૂં સંશયાદિ વિજ્ઞાન બીજાઓને અપ્રત્યક્ષ છતાં પણ છે, તેમ કોઇક વસ્તુ અપ્રત્યક્ષ છતાં પણ છે; જેમ તે અપ્રત્યક્ષ સંશયાદિ છે, તેમ પરભાગ અને મધ્યભાગો પણ અપ્રત્યક્ષ છતાં પણ છે. આથી તેં કહેલ અપ્રત્યક્ષ હેતુ અનેકાન્તિક દોષવાળો છે. અને જો તારૂં સંશયાદિ વિજ્ઞાન પણ ન હોય, તો શૂન્યતા કઇ? અથવા કોની શૂન્યતા? અને એ શૂન્યતા કોણે જાણી? કારણ કે તે સંબંધમાં તનેજ સંશય છે, અને જો તે સંશય જ ન હોય, તો પછી બીજા કોને ગામ-નગર વિગેરે વિદ્યમાન પદાર્થમાં વિપ્રતિપત્તિ છે? કોઇને નહિ. ૧૭૪૬-૧૭૪૭

એ પ્રમાણે અનેક યુક્તિયોથી શૂન્યતા દૂર કરીને હવે પૃથ્વી આદિભૂતોની સિદ્ધિ માટે ભગવાન્ મહાવીરદેવ વ્યક્તને ઉપદેશે છે કે-

पच्चक्खेसु न जुत्तो तुह भूमि-जला-ऽनलेसु संदेहो ।
अनिला-ऽऽगासेसु भवे सोऽवि न जुत्तोऽणुमागाओ ॥ १७४८ ॥
अत्थि अदिस्साऽऽपाइयफरिसाईणं गुणी गुणत्तणओ ।
रूवस्स घडो व्व गुणी जो तेसिं सोऽनिलो नाम ॥ १७४९ ॥
अत्थि वसुहाइभाणं तोयस्स घडो व्व मुत्तिमत्ताओ ।
जं भूयाणं भाणं तं वोमं वत्त ! सुवत्तं ॥ १७५० ॥

વ્યક્ત! તારે તારા સ્વસ્વરૂપની પેઠે, પ્રત્યક્ષ એવા પૃથ્વી-જળ અને અગ્નિમાં સંશય કરવો યોગ્ય નથી; અપ્રત્યક્ષ એવા વાયુ અને આકાશમાં સંશય થાય, તો તે પણ યોગ્ય નથી, કેમકે અનુમાનથી તેની પણ સિદ્ધિ થાય છે. જેમકે-પ્રાપ્ત થએલા સ્પર્શ-શબ્દ-સ્વાસ્થ્ય-કંપ વિગેરે ગુણો દૃશ્યમાન હોવાથી, તેનો કોઇ ગુણી અદૃશ્ય છે, જેમ રૂપ વિગેરે ગુણો હોવાથી ઘટ તેનો ગુણી છે, તેમ સ્પર્શ વિગેરે ગુણો હોવાથી, વાયુ તેનો ગુણી છે. વળી જળનો આધાર જેમ ઘટ છે, તેમ પૃથ્વી-પાણી અગ્નિ-અને વાયુનો કોઇ આધાર છે, હે વ્યક્ત! તે ભૂતોનો જે આધાર, તેજ આકાશ છે. ૧૭૪૮-૧૭૪૯-૧૭૫૦.

एवं पच्चक्खाइप्पमाणसिद्धाइं सोम ! पडिवज्ज ।
जीव-सरीराहारोवओगधम्माइं भूयाइं ॥ १७५१ ॥
किह सज्जीवाइं मई तल्लिङ्गाओऽनिलावसाणाइं ।
वोमं विमुत्तिभावादाधारो चेव न सजीवं ॥ १७५२ ॥

હે સૌમ્ય! એ પ્રમાણે જીવ અને શરીરને આધારાદિ ઉપયોગ ધર્મવાળા એ ભૂતો પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ છે, એમ તું અંગીકાર કર. અને વળી શસ્ત્રોપહત સિવાય પૃથ્વી-અપ્-તેજ અને વાયુ એ ચાર ભૂતો સચેતન છે. શાથી કહો છો કે એ સચેતન છે? તેમાં જીવનું લક્ષણ જણાય છે માટે, તથા આકાશ અમૂર્ત હોવાથી કેવળ આધાર ભૂતજ છે, તેથી તે સજીવ નથી. ૧૭૫૧-૧૭૫૨

હવે પૃથ્વી અને વનસ્પતિ સજીવ છે, તેનું લિંગ કહે છે,

जम्म-जरा-जीवण-मरण-रोहणाऽऽहार-दोहलाऽऽमयओ ।
रोग-तिगिच्छाईहि य नारिव्व सचेयणा तरवो ॥ १७५३ ॥

छिक्कप्परोइया छिक्कमेत्तसंकोयओ कुलिंगो व्व ।
आसयसंचाराओ वियत्त ! वल्लीवियाणाइं ॥ १७५४ ॥
सम्मादओ य साव-प्पबोह-संकोयणाइओऽभिमया ।
बउलादओ य सद्दाइविसयकालोवलंभाओ ॥ १७५५ ॥
मंसंकुरो व्व सामाणजाइरूवंकुरोवलंभाओ ।
तरुगण-विद्दुम-लवणो-वलादओ सासयावत्था ॥ १७५६ ॥

વૃક્ષો સચેતન છે, કારણ કે સ્રીની પેઠે તેઓને જન્મ-જરા-જીવન-મરણ-ક્ષતસંરોહણ-આહાર-દોહદ-રોગ અને તેની ચિકિત્સા વિગેરે થાય છે. વળી વ્યક્ત ! સ્પૃષ્ટપ્રરોહિકા ( રીસામણી ) વિગેરે વનસ્પતિ સ્પર્શમાત્રથીજ કીડાની પેઠે સંકોચ પામે છે, લતા વિગેરે પોતાના આશ્રય માટે સંચાર કરે છે, શમી વિગેરે નિદ્રા-પ્રબોધ અને સંકોચાદિ ધર્મવાળા છે, તથા બકુલાદિ વૃક્ષો સ્પર્શાદિ પાંચે વિષયના ઉપલંભવાલા છે તેથી સચેતન માનેલા છે. વળી વનસ્પતિનો સમૂહ-પરવાળાં-લવણ-પત્થર વિગેરે પદાર્થો સ્વજન્મ સ્થાનમાં સચેતન છે, કેમકે માંસના અંકુરની પેઠે તેમને સમાન જાતિરૂપ અંકુર પ્રાપ્ત થાય છે. ૧૭૫૩ ૧૭૫૪-૧૭૫૫-૧૭૫૬.

જન્મ-જરા-જીવન-મરણ ક્ષતસંરોહણ-આહાર-દોહદ-રોગ-અને રોગની ચિકિત્સા જેમ સ્રીને થાય છે, તેમ વનસ્પતિને પણ થાય છે. તેથી વનસ્પતિ સચેતન છે. અહીં કદિ કોઈ એમ કહે કે "તે દહીં ઉત્પન્ન થયું, વિષ જીવ્યું, કસુંબો નાશ પામ્યો" એ પ્રમાણે એ અચેતન પદાર્થમાં પણ જીવન-મરણાદિનો વ્યવહાર કરાય છે, તો પછી ઉપરોક્ત હેતુથી વનસ્પતિ સચેતન છે, એમ કેમ કહેવાય? એના ઉત્તરમાં કહેવાનું કે વનસ્પતિમાં ઉપર કહેલા, જન્મ જરા વિગેરે સર્વ ચૈતન્યનાં લિંગ-ચિન્હ જણાય છે, તેથી મનુષ્યની પેઠે તેમાં ઉપચાર સિવાય તેવો વ્યવહાર થાય છે, અને દહીં વિગેરે પદાર્થમાં તો પ્રતિનિયત કોઇકજ ઉત્પત્તિ આદિ વ્યવહાર કરાય છે, અને તે પણ ઉપચારથી, નહીં કે વસ્તુત: એવો વ્યવહાર થાય છે.

વળી સ્પૃષ્ટપ્રરોહિકા વિગેરે વનસ્પતિ કીડા વિગેરેની પેઠે સ્પર્શમાત્રથીજ સંકોચ પામે છે. લતા-વેલા વિગેરે સ્વરક્ષણ માટે વાડ-વૃક્ષ-વંડી વિગેરે ઉપર આશ્રય માટે ચડે છે. શમી વિગેરે મનુષ્યની પેઠે, નિદ્રા-પ્રબોધ-સંકોચાદિ પામે છે, બકુલ, અશોક, કુરૂબક, વિરહક, ચંપક, તિલક, વિગેરે વૃક્ષો યોગ્યકાળે શબ્દ-રૂપ-ગન્ધ-રસ-સ્પર્શરૂપ વિષયોનો અનુક્રમે ઉપભોગ કરે છે, કુષ્માંડી બીજોરૂં વિગેરે વનસ્પતિને દોહદ થાય છે, તે તેમને પૂરવાથી શીઘ્ર ફળે છે. ઇત્યાદિ લક્ષણોથી વનસ્પતિ સજીવ છે એમ માનવું.

વળી વૃક્ષનો સમૂહ-પરવાળાં-સિંધવ-પત્થર વિગેરે પોતાની ઉત્પત્તિના સ્થળમાં સચેતન છે, જેમ હરસ અથવા મસાના માંસના અંકુર પુન: ઉત્પન્ન થાય છે, તેમ તે પરવાળાં આદિ પદાર્થો પણ છેદી નાંખ્યા હોય છે છતાં પુન: તે સ્થળે તેના પણ અંકુર ઉત્પન્ન થાય છે.

અહીં એવી શંકા થાય કે પૃથ્વાઆદિ ભૂતોમાં સચેતનપણું સિદ્ધ કરવાનું છે, તે મૂકીને વનસ્પતિમાં તે પ્રથમ સિદ્ધ કરીને પછી પૃથ્વીમાં તે સિદ્ધ કરવાનું શું પ્રયોજન છે? તેના ઉત્તરમાં કહેવાનું કે વનસ્પતિ એ પૃથ્વીના વિકારભૂત છે, તેથી તેનો પાંચ ભૂતોમાં પૃથ્વીભૂતમાંજ અન્તર્ભાવ થાય છે, વળી વનસ્પતિમાં ચૈતન્ય લક્ષણ જેવું સ્પષ્ટ

જણાય છે, તેવું પત્થરાદિમાં નથી જણાતું. આ કારણથી પ્રથમ વનસ્પતિમાં ચેતન્ય સિદ્ધ કર્યું ને પછી પૃથ્વીમાં ચૈતન્ય સિદ્ધ કર્યુ છે. ૧૭૫૩-૧૭૫૪-૧૭૫૫-૧૭૫૬.

હવે પાણી-અગ્નિ અને વાયુમાં ચેતન્ય સિદ્ધ કરે છે.

भूमिक्खयसाभावियसंभवओ दद्दुरो व्व जलमुत्तं ।
अहवा मच्छो व्व सभाववोमसंभूयपायाओ ।। १७५७ ॥
अपरप्पेरियतिरियानियमियदिग्गमगओऽणिलो गो व्व ।
अनलो आहाराओ विद्धि-विगारोवलम्भाओ ॥ १७५८ ॥
तणवोऽणब्भाइविगारमुत्तजाइत्तओऽणिलंताइं ।
सत्थासत्थहयाओ निज्जोव-सजीवरूवाओ ॥ १७५९ ॥

ભૂમિ ખોદવાથી સ્વાભાવિકપણે નીકળેલું પાણી દેડકાની પેઠે સચેતન છે, અથવા સ્વાભાવિક આકાશમાંથી પડતું પાણી મત્સ્યની પેઠે સચેતન છે. તેમજ બીજાએ પ્રેર્યા સિવાય આજુબાજુ અનિયમિતપણે ગમન કરતો હોવાથી વાયુ પણ ગાયની પેઠે સચેતન છે. તથા ( કાષ્ટરૂપ ) આહારથી વૃદ્ધિ અને વિકાર જણાતા હોવાથી મનુષ્યની પેઠે અગ્નિ સચેતન છે. અભ્રઆદિના વિકારથી ભિન્ન છતે મૂર્ત જાતમાન્ હોવાથી પૃથ્વીઆદિ ચારે ભૂતોનાં શરીર અશસ્ત્રોપહત હોય તો સજીવરૂપ છે, અને શસ્ત્રોપહત હોય તો નિ-ર્જીવ છે. ૧૭૫૭-૧૭૫૮-૧૭૫૯.

પ્રકારાન્તરે પૃથ્વીઆદિ એકેંદ્રિયમાં જીવત્વ સિદ્ધ કરે છે.

सिज्झंति सोम्म ! बहुसो जीवा नवसत्तसंभवो नवि य ।
परिमियदेसो लोगो न संति चेगिंदिया जेसिं ॥ १७६० ॥
तेसिं भवविच्छित्ती पावइ नेट्ठा य सा जओ तेण ।
सिद्धमणंता जीवा भूयाहारा य तेऽवस्सं ॥ १७६१ ॥
एव न हिंसाभावो जीवघणंति य तं जओऽभिहिअं
सत्थोवहयमजीवं न य जीवघणंति तो हिंसा ॥ १७६२ ॥
न य घायउत्ति हिंसो नाघाएंतोत्ति निच्छयमहिंसो ।
न विरलजीवमहिंसो न य जीवघणंति तो हिंसो ॥ १७६३ ॥
अहणंतोवि हु हिंसो दुट्ठत्तणओ मओ अहिमरो व्व ।
बाहिंतो नवि हिंसो सुद्धत्तणओ जहा वेज्जो ॥ १७६४ ॥
पंचसमिओ तिगुत्तो नाण अविहिंसओ न विवरीओ ।
होउ व संपत्ती से मा वा जीवोवरोहेणं ॥ १७६५ ॥

વળી હે સૌમ્ય ! ઘણા જીવ મોક્ષ પામે છે, અને નવા જીવોની ઉત્પત્તિ નથી થતી, તેમજ આ લોક પરિમિત છે. એટલે જો વનસ્પતિ આદિ જીવો છે, એમ જેઓ ન માને તેમના મતે સંસારનો નાશ પ્રાપ્ત થાય, અને એ પ્રમાણે સંસારનો નાશ કોઇના પણ મતે ઇષ્ટ નથી. તે કારણ માટે પૃથ્વીઆદિ ભૂતોના આધારવાળા તે વનસ્પતિ વિગેરે અવશ્ય અનન્તા જીવો છે, એમ માનવું સિદ્ધ થાય છે. ૧૭૬૧.

જો આ પ્રમાણે પૃથ્વી આદિ ( અનન્તા ) જીવોથી લોક વ્યાપ્ત હોય, તો સંયમીઓને ખોરાક આદિ લેવા પડે તેથી અહિંસાવ્રત પાળી શકાય નહીં. ( એમ શંકા થાય, તો તેના ઉત્તરમાં કહેવાનું કે ) હમણાંજ તે માટે કહેલું છે, કે શસ્ત્રોપહત પૃથ્વી આદિ અજીવ છે, ( એટલે અકૃત-અકારિતાદિ આહારાદિનો પરિભોગ થાય છે તેથી યતિઓના વ્રતનો નિર્વાહ થવામાં હરકત નથી) "લોક જીવોથી વ્યાપ્ત છે." એટલાજ માત્રથી હિંસા સંભવતી નથી. વળી "ઘાતક છે" એટલાજ ઉપરથી હિંસક ન કહેવાય, તેમજ અઘાતક છતાં પણ નિશ્ચયનયના મતે અહિંસક નથી. "અલ્પ જીવ છે" એટલા ઉપરથી પણ અહિંસક નથી, તેમજ "જીવોથી વ્યાપ્ત છે" એટલા ઉપરથી હિંસક છે, એમ પણ ન કહેવાય. પરન્તુ રાજાઆદિના ઘાતની ચેષ્ટા કરનારની પેઠે દુષ્ટ અધ્યવસાયથી કોઇને માર્યા વિના પણ હિંસક છે, અને શુદ્ધ અધ્યવસાયથી વૈદ્યની પેઠે બીજાને પીડા કર્યા છતાં પણ અહિંસક છે. એટલે એમ સમજવાનું કે હિંસા કરતો છતો પણ અહિંસક અને નહિં હિંસા કરતો છતો હિંસક છે. કારણ કે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાળા જ્ઞાની પુરૂષથી, ( સ્વરૂપ અને તેની રક્ષાનો જાણ ) જીવરક્ષાના પરિણામવાળો અને તેમાં જયણા કરનાર હોવાથી કદાચ હિંસા થઈ જાય, તોપણ તે અહિંસક છે, અને જે તેવા અધ્યયવસાયથી વિપરીત પરિણામવાળો હોય, તો તે હિંસકજ છે. સાધુ વિગેરેને જીવઘાતથી હિંસા થાય, અથવા ન પણ થાય. ૧૭૬૫.

કારણ કે—

असुभो जो परिणामो सा हिंसा सो उ बाहिरनिमित्तं
कोइ अवेक्खेज्ज नवा जम्हाऽणेगंतियं बज्झं ॥ १७६६ ॥
असुभपरिणामहेऊ जीवाबाहोत्ति तो मयं हिंसा ।
जस्स उ न सो निमित्तं संतोवि न तस्स सा हिंसा ॥ १७६७ ॥
सद्दादओ रइफला न वीयमोहस्स भावसुद्धीओ ।
जह तह जीवाबाहो न सुद्धमणसोवि हिंसाए ॥ १७६८ ॥

નિશ્ચયનયની અપેક્ષાએ જે અશુભ પરિણામ, તેજ હિંસા કહેવાય છે, તે અશુભ પરિણામરૂપ હિંસા બાહ્ય જીવહિંસારૂપ નિમિત્તથી થાય છે, અને કોઈ વખત તન્દુલ મત્સ્યાદિની પેઠે તેવા નિમિત્તની અપેક્ષા વિના પણ થાય છે, માટે બાહ્ય નિમિત્ત અનેકાન્તિક છે. જીવઘાત કરવાના હેતુરૂપ અશુભ પરિણામ તે હિંસા કહેવાય છે. અને જેને તેવા પરિણામરૂપ હેતુ ન હોય, તેને જીવઘાત થયા છતાં પણ હિંસા નથી કહી. જેમ વીતરાગને ભાવશુદ્ધિથી શબ્દાદિ વિષયો પ્રીતિજનક નથી થતા, તેમ શુદ્ધ પરિણામવાળાને જીવઘાત થયા છતાં પણ તે હિંસાનું નિમિત્ત નથી થતા. ૧૭૬૬-૧૭૬૭-૧૭૬૮.

રાગદ્વેષ રહિત ભગવન્ત વીતરાગદેવને જેમ શબ્દ-રૂપ વિગેરે ઇષ્ટ વિષયો પ્રીતિજનક નથી થતા અથવા જેમ શુદ્ધાત્માને માતા સ્વરૂપવતી છતાં તેના પર વિષયાભિલાષ નથી થતો; તેમ શુદ્ધપરિણામવાળા યતનાવન્ત મુનિને જીવઘાત થયા છતાં પણ તે હિંસાનું કારણ નથી થતું. માટે બાહ્ય નિમિત્ત એ અશુભપરિણામ ઉત્પન્ન કરવામાં અનેકાન્તિક છે.

આથી કરીને હે ભદ્ર ! આસન્ન કલ્યાણી વ્યક્ત ! પૃથ્વી આદિ પાંચે ભૂતો છે, એમ

અંગીકાર કર, અને તેમાંના પ્રથમના ચાર સચેતન છે, એમ પણ કબુલ કર. વળી "स्वप्नोपमं वै सकलम्" આ સર્વ સ્વપ્ન જેવું છે, ઇત્યાદિ વેદપદોથી જે કહ્યું છે, તે ભવભયથી ઉદ્વેગ પામેલા ભવ્યજીવોને સ્ત્રી-પુત્ર-ધન વિગેરેની અસારતા જણાવીને તેવા ભવ્યાત્માઓ ધનાદિ વસ્તુ ઉપરની આસક્તિ તજી દઇને મુક્તિ માટે યત્ન કરે, એટલા માટે કહ્યું છે; પણ તેથી સર્વ ભૂતોનો અભાવ નથી કહ્યો; માટે હે સૌમ્ય ! તું તારા મનનો સંશય મૂકી દે, અને ભૂતોનું અસ્તિત્વ અંગીકાર કર. ૧૭૬૮.

એ પ્રમાણે—

**छिन्नम्मि संसयम्मी जिणेण जरा-मरणविप्पमुक्केणं ।**

**सो समणो पव्वइओ पंचहिं सह खंडियसएहिं ॥१७६९। ६१३॥१५१॥**

જન્મ-જરા-અને મરણથી મૂકાએલા જિનેશ્વરે તેના સંશયનો છેદ કર્યો, એટલે તે વ્યક્ત સ્વામિએ પોતાના પાંચસો શિષ્યો સહિત દીક્ષા અંગીકાર કરી. ૧૭૬૯.

॥ અહીં ચોથા ગણધરનો વાદ સંપૂર્ણ થયો. ॥



હવે પાંચમા ગણધર સંબંધી વક્તવ્યતા કહે છે.

**ते पव्वइए सोउं सुहम्म आगच्छइ जिणसगासं ।**

**वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १७७० । ६१४ ॥१५२॥**

**आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।**

**नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ १७७१ । ६१५ ॥१५३॥**

**किं मन्ने जारिसो इहभवम्मि सो तारिसो परभवेऽवि ।**

**वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १७७२ । ६१६॥१५४॥**

તેઓએ ( ચાર દ્વિજોપાધ્યાયોએ ) દીક્ષા લીધી એમ સાંભળીને સુધર્મ નામે દ્વિજોપાધ્યાય પણ ભગવન્ત પાસે આવે છે, તે વિચારે છે, કે હું તેમની પાસે જઇશ, વાંદીશ અને વંદના કરીને સંશય દૂર કરીને તેમની સેવા કરીશ. એમ વિચારીને તે ભગવન્ત પાસે આવ્યો, એટલે જન્મ-જરા-અને મરણથી મુક્ત થએલા સર્વજ્ઞ-સર્વદર્શી જિનેશ્વર ભગવન્તે, તેને નામ અને ગોત્રથી બોલાવ્યો; અને કહ્યું કે ( પરસ્પર વિરૂદ્ધાર્થ વાળાં વેદપદો સાંભળીને ) તું એમ માને છે કે આ ભવમાં જેવો મનુષ્યાદિ જન્મ છે, તેવો જ પરભવમાં પણ મનુષ્યાદિ થશે, કે કેમ ? ( એવો તને સંશય છે. ) પણ તું તે વેદ-પદોનો અર્થ જાણતો નથી. તેથી એવો સંશય કરે છે, તેનો સત્ય અર્થ હું કહું તે પ્રમાણે છે. ૧૭૭૦-૧૭૭૧-૧૭૭૨.

પૂર્વોક્ત રીતે ઇન્દ્રભૂતિ વિગેરે ચાર પંડિતોએ ભગવન્ત પાસે દીક્ષા લીધી એમ જાણીને સુધર્મનામા પાંચમા દ્વિજોપાધ્યાય ભગવન્ત પાસે આવ્યા, તેમને આવેલા જાણીને કરૂણાસિન્ધુ ભગવન્તે તેમને નામ અને ગોત્ર પૂર્વક બોલાવીને કહ્યું કે હે સુધર્મ ! તને એવો સંશય છે કે "આ ભવમાં જેવો મનુષ્યાદિ જન્મ છે, તેવોજ જન્મ પરભવમાં

થતો હશે કે કેમ ?” તને આવો સંશય થવામાં પરસ્પર વિરૂદ્ધ અર્થ પ્રતિપાદન કરનારાં વેદનાં પદો કારણભૂત છે. તે પદો આ પ્રમાણે છે. पुरुषो वै पुरुषत्वमश्नुते, पशव: पशुत्वं, એટલે પુરૂષ મરણ પામીને પુરૂષ થાય છે અને પશુઓ મરીને પશુ થાય છે. તથા “शृगालो वै एष जायते यः सपुरीषो दह्यते” જેને વિષ્ઠા સહિત બાળવામાં આવે છે, તે શિયાળ થાય છે. આમાંનું પહેલું વાક્ય ભાવાન્તરમાં જનારો જીવ પુન: તેવોજ ભવ પામે છે, એમ પ્રતિપાદન કરે છે, અને બીજું વાક્ય પ્હેલા ભવના જન્મથી વિલક્ષણ જન્મ પામવાનું કહે છે. આ રીતે પરસ્પર વિરૂદ્ધ અર્થ પ્રતિપાદન કરનારાં વેદ વાક્યો સાંભળીને તને એવો સંશય થયો છે; પરન્તુ તારો એ સંશય અયોગ્ય છે, કારણ કે તે પદોનો અર્થ તું સમજે છે, તેવો નથી, પણ હું કહું છું તે પ્રમાણે છે, તે તું લક્ષપૂર્વક શ્રવણ કર ૧૭૭૨

ઉપરોક્ત સંશયમાં જે યુક્તિઓ છે, તે ભાષ્યકાર કરે છે.

कारणसरिसं कज्जं बीयस्सेवऽङ्कुरोत्ति मण्णंतो ।
इहभवसरिसं सव्वं जमवेसि परेऽवि तमजुत्तं ॥ १७७३ ॥
जाइ सरो सिंगाओ भूतणओ सासवाणुलित्ताओ
संजायइ गोलोमा-ऽविलोमसंजोगओ दुव्वा ॥ १७७४ ॥
इति रुक्खायुव्वेदे जोणिविहाणे य विसरिसेहिंतो ।
दीसइ जम्हा जम्मं सुहम्म ! तं नायमेगंतो ॥ १७७५ ॥

તું એમ માને છે કે જેવું કારણ હોય તેવું કાર્ય હોય છે, કેમકે જેવું બીજ તેવો અંકુર થાય છે. તેવીજ રીતે પૂર્વ જન્મ, આગલના ભવનું કારણ છે, અને તેથી કરીને જેવો આ જન્મ છે, તેવોજ સર્વ પુરૂષાદિ જન્મ પરભવમાં પણ હોવો જોઇએ. તારૂં એ માનવું અયોગ્ય છે. કારણ કે શૃંગથી પણ શર ( શરગટ ) નામની વનસ્પતિ થાય છે, અને સરસવના અનુલેપથી ભૂતૃણ નામનો ઘાસનો સમૂહ થાય છે, વળી ગોલોમ અને અવિલોમથી પણ દુર્વા થાય છે. વળી એજ પ્રમાણે વૃક્ષાયુર્વેદમાં, યોનિવિધાન એટલે યોનિપ્રાભૃતમાં અનેક વિસદૃશદ્રવ્યના સંયોગથી સર્પ-સિંહ વિગેરે પ્રાણિયો, અને મણિ-સુવર્ણ વિગેરે વિવિધ પદાર્થોનો જન્મ બતાવ્યો છે. માટે હે સુધર્મ ! “કારણાનુરૂપ કાર્ય હોય” એવો કંઈ એકાન્ત નિયમ નથી. ૧૭૭૩-૧૭૭૫.

અથવા જેવું કારણ તેવું કાર્ય થાય છે, એથી જ ભવાન્તરમાં જીવોની વિચિત્રતા થાય છે, એમ જણાવતા શ્રી ભાષ્યકાર કહે છે કે—

अहव जओ च्चिय बीयाणुरूवजम्मं मयं तओ चेव ।
जीवं गेण्ह भवाओ भवंतरे चित्तपरिणामं ॥ १७७६ ॥
जेण भवंकुरबीयं कम्मं चित्तं च तं जओऽभिहियं ।
हेउविचित्तत्तणओ भवंकुरविचित्तया तेणं ॥ १७७७ ॥
जइ पडिवन्नं कम्मं हेउविचित्तत्तओ विचित्तं च ।
तो तप्फलंपि चित्तं पवज्ज संसारिणो सोम्म ! ॥ १७७८ ॥

અથવા જેમ બીજને અનુરૂપ એવા કાર્યની ઉત્પત્તિ તું માને છે, તેમ ભવથી ભવાન્તરમાં પણ જાતિ-કુળાદિ વિચિત્ર પરિણામરૂપે જીવને માન; કારણ કે સંસારાંકુરના બીજ ભૂત

જે કર્મ છે તે હેતુની વિચિત્રતાથી વિચિત્ર છે, ને તેથી સંસારરૂપ અંકુરની પણ વિચિત્રતા છે. હેતુની વિચિત્રતાથી કર્મનું વિચિત્રપણું પણ જો તું માનતો હોય, તો હે સૌમ્ય! સંસારી જીવને નર-નરકાદિરૂપ તેનું ફળ પણ વિચિત્ર થાય છે, એમ અંગીકાર કર. ૧૭૭૬-૧૭૭૭-૧૭૭૮.

चित्तं संसारित्तं विचित्तकम्मफलभावओ हेऊ ।
इह चित्तं चित्ताणं कम्माण फलं व लोगम्मि ॥ १७७९ ॥
चित्ता कम्मपरिणाई पोग्गलपरिणामओ ज्हा बज्झा ।
कम्माण चित्तया पुण तद्धेउविचित्तभावाओ ॥ १७८० ॥
अहवा इहभवसरिसो परलोगोऽवि जइ सम्मओ तेणं ।
कम्मफलंपि इहभवसरिसं पडिवज्ज परलोए ॥ १७८१ ॥
किं भणियमिहं मणुया नाणागइकम्मकारिणो संति ।
जइ ते तप्फलभाजो परेवि तो सरिसया जुत्ता ॥ १७८२ ॥

લોકમાં જેમ કૃષિ-વાણિજ્યાદિ વિચિત્ર કર્મોનું ફળ વિચિત્ર જણાય છે, તેમ જ વિચિત્ર કર્મના ફળરૂપ સંસારી જીવોનું નરકાદિરૂપ સંસારીપણું વિચિત્ર છે. જેમ અભ્ર-પૃથ્વી આદિ બાહ્યપુદ્ગળોનો પરિણામ વિચિત્ર છે, તેમ કર્મ પરિણતિ પણ પુદ્ગલ પરિણામાત્મક હોવાથી વિચિત્ર છે. (જે વિચિત્ર પરિણતિરૂપ નથી હોતું, તે આકાશની પેઠે પુદ્ગળપરિણામાત્મક પણ નથી હોતું.) કર્મની જે વિચિત્રતા છે તે તેના મિથ્યાત્વાદિ હેતુની વિચિત્રતાથી છે. અથવા જો આ ભવના જેવો જ પરભવ તું માને છે; તો કર્મનું ફળ પણ આ ભવની ક્રિયાના જેવું જ પરલોકમાં અંગીકાર કર. આ સઘળું કહેવાથી એ સિદ્ધ થયું કે-આ ભવમાં વિવિધ ગતિના હેતુભૂત વિચિત્રક્રિયા કરનારા મનુષ્યો જણાય છે, તો પરલોકમાં પણ તેઓ તે ક્રિયાને અનુરૂપ ફળ ભોગવનાર થશેજ. ૧૭૭૯-થી-૧૭૮૨.

પુનઃ સુધર્મની શંકાનો ઉત્તર કહે છે.

अह इह सफलं कम्मं न परे तो मन्नहा न सरिसत्तं ।
अकयागम कयनासा कम्माभावोऽहवा पत्तो ॥ १७८३ ॥
कम्माभावे य कओ भवंतरं ? सरिसया व तदभावे ।
निक्कारणओ य भवो जइ नो नासोऽवि तह चेव ॥ १७८४ ॥
कम्माभावेऽवि मई को दोसो होज्ज जइ सभावोऽयं ।
जह कारणाणुरूवं घडाइ कज्जं सहावेणं ॥ १७८५ ॥

આ લોક સંબંધી કર્મ સફળ છે, પણ પરલોક સંબંધી કર્મ સફળ નથી; (એમ કહેતો હોય) તો સદૃશપણું સર્વથા નહી ઘટે. અને તેથી અકૃતઆગમ-કૃતનાશ તથા કર્મનો અભાવ પ્રાપ્ત થશે. વળી કર્મના અભાવે ભવાન્તર નહી થાય, ભવાન્તરના અભાવે સદૃશતા પણ નહીં થાય; અને જો નિષ્કારણ ઉત્પત્તિ માનવામાં આવે, તો નાશ પણ તેમજ થશે. (કદી તું એમ કહેશે કે-) કર્મના અભાવે પણ ઉત્પત્તિ થશે, એમાં શું

દોષ છે? કેમકે એવો જ સ્વભાવ છે, જેમ કારણાનુરૂપ ઘટાદિ કાર્ય સ્વભાવથી થાય છે, તેમ તે પણ સમજવું (આ સ્વભાવવાદનુ ખંડન આગલની ગાથામાં સમજાવાશે) ૧૭૮૩-થી-૧૭૮૫.

સુધર્મ:-આ ભવમાં થતુ ખેતી આદિ ક્રિયારૂપ કર્મ જ ફળવાળુંછે, પરભવસંબંધી જે દાનાદિ ક્રિયારૂપ કર્મ તે ફળવાળું નથી, અને એ કર્મ ફળવાળું નથી, એટલે પરલોકમાં જીવનું વિસદૃશપણું પણ નથી.

ભગવન્ત:-જો એમ હોય, તો જીવોનું સદૃશપણું સર્વથા નહિ ઘટે, કારણ કે તે સદૃશપણું પણ કર્મથીજ થાય છે, અને પરભવ સંબંધી ક્રિયારૂપ કર્મ તો તું નિષ્ફળ માને છે. એટલે તેની નિષ્ફળતામાં સદૃશપણાનોજ અભાવ થાય છે.

સુધર્મ:—કર્મના અભાવે પણ જીવનું સદૃશપણું થાય, જેમકે મૃત્તિકાથી માર્તિક ઘડો થાય.

ભગવન્ત:—જો એમ હોય, તો તે સાદૃશ્યપણું અકૃત-નિર્હેતુક થાય, અને દાનહિંસાદિ ક્રિયાના ફળરૂપ કર્મનો નાશ થાય અથવા દાનહિંસાદિક ક્રિયા નિષ્ફળ માનવાથી મૂળથી કર્મબન્ધ પણ ન થાય. એ પ્રમાણે કર્મના અભાવે કારણનો અભાવ થવાથી ભવાન્તરજ ક્યાંથી થાય? અને ભવાન્તર ન થાય, તો પછી સાદૃશ્યપણું તો ક્યાંથીજ થાય ?

સુધર્મ:-જેમ જડ પદાર્થોનાં કાર્યો ને કારણો સરખાંજ થાય છે તેમ કર્મના અભાવે પણ ભવાન્તરનું સાદૃશ્યપણું થાય છે,

ભગવન્ત:-જો એમ હોય, તો કારણ સિવાય ભવાન્તર થાય છે, એમ થયું, અને એમ માનવાથી ભવનો નાશ પણ કારણ સિવાયજ માનવો જોઇએ. અને એમ થાય તો પછી તપ-નિયમાદિ અનુષ્ઠાનનો પ્રયાસ નિરર્થક થાય. વળી જેમ તું નિષ્કારણ ભવાન્તર માને છે, તેમ જીવોનું વિસદૃશપણું પણ નિષ્કારણ કેમ નથી માનતો? કેમકે કારણનો અભાવ ઉભયત્ર સમાન છે.

સુધર્મ:-કર્મ વિના પણ સ્વભાવથીજ ભવાન્તર થાય છે, જેમ મૃત્પિંડાદિ કારણાનુરૂપ ઘટાદિ કાર્ય, કર્મ વિના પણ પોતાના સ્વભાવથીજ ઉત્પન્ન થાય છે, તેવી રીતે સદૃશપ્રાણિઓના જન્મની પરંપરારૂપ ભવ પણ સ્વભાવથીજ થાય છે.

ભગવન્ત:-એમ નથી, ઘટરૂપ કાર્ય પણ કંઇ સ્વભાવથીજ નથી થતું, તેને પણ કર્તા-કરણ આદિની અપેક્ષા છે, તેવી રીતે અહીં પણ શરીરરૂપ કાર્યનાં કર્તા અને કરણ હોય છે. અર્થાત્ જેમ કુંભાર અને ઘટથી ચક્રાદિકરણ ભિન્ન જણાય છે, તેમ શરીરાદિરૂપ કાર્યથી તે કાર્યનો કરનાર જે આત્મા તે કર્ત્તા છે ને તેમાં કરણ તરીકે કર્મ છે.

સુધર્મ:—ઘટાદિ કાર્ય પ્રત્યક્ષ સિદ્ધ હોવાથી કુંભાર વિગેરે તેના કર્તા-કરણ આદિ હોઇ શકે; પરન્તુ પરભવનાં શરીરાદિ કાર્ય તો અભ્રાદિના વિકારની પેઠે સ્વભાવથીજ થાય છે, એટલે એમાં કર્માદિરૂપ કરણ હોય એવું કંઇ જણાતું નથી.

ભગવન્ત:-તારૂં એ કથન અયોગ્ય છે, કારણ કે ઘટની પેઠે શરીરાદિ જે કાર્ય છે તે આદિમાન અને પ્રતિનિયત આકારવાળું હોવાથી સ્વાભાવિક નથી. વળી "કારણના જેવુંજ કાર્ય થાય" એમ માનીને પરભવમાં તું સાદૃશ્યપણું માને છે, તે સાદૃશ્યપણું

પણ અભ્રાદિ વિકારના દૃષ્ટાન્તમાં ઘટતું નથી. કેમકે એ અભ્રાદિવિકાર સ્વકારણભૂત પુદ્-ગળ દ્રવ્યના આકારાદિથી અતિ વિલક્ષણ થાય છે. ૧૭૮૩-૧૭૮૪-૧૭૮૫.

સ્વભાવનું સ્વરૂપ વિચારીને તેનાથી ભવાન્તરની સદૃશતાનો નિષેધ કરે છે.

होज्ज सहावो वत्थुं निक्कारणया व वत्थुधम्मो वा ? ।
जइ वत्थुं णत्थि तओऽणुवलद्धीओ खपुप्फं व ॥ १७८६ ॥
अच्चंतमणुवलद्धोऽवि अह तओ अत्थि नत्थि किं कम्मं ? ।
हेऊ व तदत्थित्ते जो नणु कम्मस्सवि स एव ॥ १७८७ ॥
कम्मस्स वाभिहाणं होज्ज सहावोत्ति होउ को दोसो ।
निच्चं व सो सभावो सरिसो एत्थं च को हेऊ ? ॥ १७८८ ॥
सो मुत्तोऽमुत्तो वा जइ मुत्तो तो न सव्वहा सरिसो ।
परिणामओ पयंपिव न देहहेऊ जइ अमुत्तो ॥ १७८९ ॥
उवगरणाभावाओ न य हवइ सुहम्म ! सो अमुत्तोऽवि ।
कज्जस्स मुत्तिमत्ता सुहसंवित्तादिओ चेव ॥ १७९० ॥

વળી સ્વભાવ એ વસ્તુ છે? નિષ્કારણતા છે? કે વસ્તુધર્મ છે? જો વસ્તુ છે એમ કહેતો હોય, તો તે જણાતો ન હોવાથી આકાશપુષ્પની પેઠે વસ્તુજ નથી; અને અત્યંત નહિ જણાવા છતાં પણ જો તે છે એમ કહે છે તો વળી કર્મ નથી, એમ કેમ કહે છે? અથવા તેની અસ્તિતામાં જે હેતુ માને છે, તેજ હેતુ કર્મની અસ્તિતામાં પણ છે. અને એથી સ્વભાવને કર્મનું બીજું નામ કહેવામાં આવે તો શું દોષ છે? અથવા એ સ્વભાવ નિત્ય સદૃશ છે, એમાં કયો હેતુ છે? વળી એ સ્વભાવ મૂર્ત છે, કે અમૂર્ત છે? જો તે મૂર્ત હોય, તો તે મૂર્ત વસ્તુ દૂધની પેઠે અથવા મૂર્તપણાથી અભ્રાદિના વિકારની પેઠે પરિણામિ હોવાથી તેનું સદૃશપણું સર્વથા ન ઘટી શકે. અને જો એ અમૂર્ત હોય, તો તે આકાશની પેઠે અનુપકરણરૂપ હોવાથી શરીરનો હેતુ ન થાય; તેમજ હે સુધર્મ ! શરીર-સુખસંવિત્તિ વિગેરે કાર્યો મૂર્તિમાન હોવાથી સ્વભાવ અમૂર્ત ન હોઇ શકે. ( આ સંબંધી વિશેષ વિવેચન પૂર્વે ૧૬૨૫-૧૬૨૬ મી ગાથામાં આવી ગએલ છે, તેથી અહીં પુન: તે નથી કહેતા. ) ૧૭૮૬ થી ૧૭૯૦.

વળી સ્વભાવ એ નિષ્કારણતા નથી. તેમજ વસ્તુનો ધર્મ હોય તો પણ સદૃશ ન હોય એમ બતાવે છે.

अहवाऽकारणउ च्चिय सभावओ तोवि सरिसया कत्तो ? ।
किमकारणओ न भवे विसरिसया ? किं व विच्छित्ती ? ॥ १७९१ ॥
अहव सहावो धम्मो वत्थुस्स, न सोऽवि सरिसओ निच्चं ।
उप्पाय-ट्ठिइ-भंगा चित्ता जं वत्थुपज्जाया ॥ १७९२ ॥

અથવા સ્વભાવથી એટલે કારણ વિનાજ ભવોત્પત્તિ થાય છે, ( એમ કહીશ ) તો પણ સદૃશતા ક્યાંથી થશે? કારણ વિના વિસદૃશતા પણ કેમ ન થાય? અથવા ભવ-વિચ્છેદ પણ કેમ ન થાય? અને સ્વભાવ એ વસ્તુ ધર્મ હોય, તો તે વસ્તુધર્મ પણ

હંમેશાં સદૃશ નહી ઘટે, કેમકે ઉત્પાદ-સ્થિતિ-અને નાશ વિગેરે વસ્તુના વિચિત્ર પર્યાયો જુદા જુદારૂપે જણાય છે. ૧૭૯૧-૧૭૯૨.

સ્વભાવથીજ એટલે અન્ય કોઈ પણ કારણ સિવાય ભવોત્પત્તિ થાય છે, તારી એ માન્યતાથી પણ પરભવમાં સદૃશતા કેવી રીતે ઘટી શકે ? કારણ કે કારણ સિવાય જેમ સદૃશતા થાય છે, તેમ વિસદૃશતા પણ કેમ ન થાય ? અથવા અકસ્માત્ ભવનો વિચ્છેદ પણ કેમ ન થાય ? વળી કારણ સિવાય અકસ્માત્ એ પ્રમાણે જો થતું હોય, તો કારણ સિવાય ગધેડાનાં શીંગડાં પણ થવાં જોઇએ. અને શરીર વિગેરેના પ્રતિનિયત ને આદિવાળો આકાર પણ અભ્રવિકારાદિની પેઠે ન થવા જોઇએ. માટે સ્વભાવ એ અકારણતા નથી.

હવે સ્વભાવ એ વસ્તુનો ધર્મ છે, એવી માન્યતાથી પણ સ્વભાવ હમ્મેશાં સદૃશરૂપે નહી ઘટે, એટલે શરીરાદિની સદૃશતા પણ તેથી હમ્મેશાં કેવી રીતે ઘટી શકે ? કારણ કે ઉત્પાદ-સ્થિતિ અને નાશરૂપ વિચિત્ર પ્રકારના વસ્તુ પર્યાયો હોય છે; તે હમ્મેશાં અવસ્થિત-સદૃશરૂપે નથી હોતા; કેમકે નીલાદિ વસ્તુના ધર્મોની અન્ય અન્યરૂપે પરિણતિ પ્રત્યક્ષ જણાય છે.

વળી આ સ્વભાવ જે વસ્તુધર્મ છે, તે આત્માનો ધર્મ છે, કે પુદ્ગળનો ધર્મ છે ? જો તે આત્માનો ધર્મ હોય, તો તે આકાશાદિની પેઠે અમૂર્ત હોવાથી શરીરવિગેરેનું કારણ ન બને. અને જો તે પુદ્ગળનો ધર્મ હોય, તો તે કર્મજ છે, કેમકે કર્મ એ પુદ્ગલાસ્તિકાયનોજ ધર્મ છે. ૧૭૯૧-૧૭૯૨.

कम्मस्सवि परिणामो सुहम्म ! धम्मो स पोग्गलमयस्स ।
हेऊ चित्तो जगओ होइ सहावोत्ति को दोसो ? ॥ १७९३ ॥
अहवा सव्वं वत्थुं पइक्खणं चिय सुहम्म ! धम्मेहिं ।
संभवइऽवेइ केहिंवि केहिइ तदवत्थमच्चंतं ॥ १७९४ ॥
तं अप्पणोवि सरिसं न पुव्वधम्मेहिं पच्छिमिल्लाणं ।
सयलस्स तिहुअणस्स व सरिसं सामण्णधम्मेहिं ॥ १७९५ ॥

એ વસ્તુધર્મરૂપ સ્વભાવ પુદ્ગળમય એવા કર્મનો પરિણામરૂપ ધર્મ છે, અને એ ધર્મ મિથ્યાત્વાદિ હેતુની વિચિત્રતાથી થવાવાળા જગતની વિચિત્રતામાં કારણપણે છે ને વિચિત્ર સ્વભાવવાળો છે. એટલે તેનાથી પરભવમાં માત્ર સાદૃશ્યપણુંજ થાય છે, એમ નહિ, પરન્તુ વિચિત્રપણું પણ થાય છે. અથવા હે સુધર્મ ! એક પરભવ તો શું ? પણ ત્રિભુવનાન્તર્ગત સર્વ ઘટ-પટાદિ વસ્તુ કેટલાએક સમાન અસમાન પર્યાયોવડે પ્રતિસમયે ઉત્પન્ન થાય છે, કેટલાક સમાન અસમાન પર્યાયોવડે નાશ પામે છે, અને કેટલાક તેવા પર્યાયોવડે અવસ્થિત રહે છે. આથી એકજ ભવવસ્તુનું પોતાના પૂર્વ પૂર્વ ધર્મોવડે ઉત્તરોત્તર ધર્મોની સાથે પણ સમાનપણું નથી. સામાન્ય ધર્મોવડે તો ત્રિભુવનાન્તર્ગત સર્વ વસ્તુનું સમાનપણું છે. ૧૭૯૩-૧૭૯૪-૧૭૯૫.

સર્વથા સરખાપણું નથી એમ જણાવવા કહે છે કે—

को सव्वहेव सरिसो [illegible] वा इहभवे परभवे वा ? ।
सरिसासरिसं सव्वं निच्चानिच्चाइरूवं च ॥ १७९६ ॥

जह निगएहिंपि सरिसो न जुवा भुवि बाल-वुड्ढधम्मेहिं।
जगओऽवि समो सत्ताइएहिं तह परभवे जीवो ॥ १७९७ ॥

કોઇક પદાર્થ અન્યપદાર્થ સાથે અથવા પોતાની સાથે આ ભવમાં પણ સમાન અસમાન હોય છે, તો પછી તે પરભવમાં તેમ હોય, એમાં શું નવાઇ? વળી સર્વ વસ્તુ સર્વ પદાર્થની સાથે આ ભવમાં પણ સમાન અસમાનરૂપે હોય છે, એટલે પરભવમાં સમાનપણુંજ હોય છે, એમ કેમ કહેવાય? વળી સર્વ વસ્તુ નિત્ય-અનિત્ય આદિ અનન્તધર્માત્મક છે. જેમ કોઇ યુવાન પુરૂષ આ ભવમાં પોતાના અતીત-અનાગત બાળ-વૃદ્ધાદિ પર્યાયોવડે સર્વથા પોતાની સમાન નથી, ને સત્તા વિગેરે સામાન્ય પર્યાય વડે સર્વ વસ્તુની સાથે સમાન છે, તેવી રીતે આ જીવ પણ પરલોકમાં સર્વની સાથે સમાન અસમાનરૂપે છે. માત્ર સમાનરૂપેજ છે, એમ નહીં. ૧૭૯૬-૧૭૯૭.

ઉપરોક્ત હકીકત દૃષ્ટાન્તથી સિદ્ધ કરે છે.

मणुओ देवीभूओ सरिसो सत्ताइएहिं जगओऽवि।
देवाईहिं विसरिसो निच्चानिच्चोवि एमेव ॥ १७९८ ॥
उक्करिसा-ऽवकरिसा य न समाणाएवि जेण जाईए।
सरिसग्गाहे जम्हा दाणाइफलं विहा तम्हा ॥ १७९९ ॥

દેવપણે થએલ મનુષ્ય અને સર્વ જગત્ સત્તાદિ પર્યાયવડે સમાન છે, પણ દેવત્વાદિ પર્યાયવડે સમાન નથી; વળી એજ પ્રમાણે સર્વ નિત્યાનિત્ય પણ છે. એકાંત સદૃશપણું માનવાથી સમાન જાતિમાં ઉત્કર્ષ-અપકર્ષ નહી ઘટે, અને તેથી દાનાદિ ક્રિયાનું ફળ વૃથા થશે. ૧૭૯૮-૧૭૯૯.

મરણ પામીને દેવપણું પામેલ મનુષ્ય અને સઘળું જગત્ તે સત્તા વિગેરે પર્યાયોથી સદૃશ-સમાન છે, પણ દેવત્વ-મનુષ્યત્વ આદિ પર્યાયોવડે સદૃશ નથી; એ પ્રમાણે કોઈ પણ રીતે એકાન્તથી સદૃશપણું ઘટતું નથી. વળી પદાર્થમાત્ર દ્રવ્યપણે નિત્ય અને પર્યાયપણે અનિત્ય છે.

સુધર્મ:--હું એકાન્તથી પરભવમાં સદૃશપણું નથી કહેતો, પરન્તુ સમાન જાતિના અન્વય માત્રથીજ તેમ કહું છું, એટલે કે પુરૂષાદિ મરીને પુરૂષાદિજ થાય, પશુઆદિ મરીને પશુઆદિજ થાય.

ભગવન્ત:--તારૂં એ કથન પણ અયોગ્ય છે, કેમકે પુનર્જન્મ અથવા પરભવ એ કરેલા કર્મોને અનુસારેજ થાય છે, અને એ કર્મ મિથ્યાત્વાદિ વિચિત્ર હેતુથી થાય છે, તેથી કર્મવડે થએલ પરભવ પણ વિચિત્રજ થવો સંભવે છે, પણ સમાન જાતિનો અન્વય ત્યાં ઘટતો નથી.

વળી સદૃશપણું ગ્રહણ કરવાથી સમાન જાતિમાં ઉત્કર્ષાપકર્ષ ઘટશે નહિ. એટલે કે જે આ ભવમાં ધનવાન હોય, તે પરભવમાં પણ ધનવાન થાય, અને જે દરિદ્રી હોય તે પરભવમાં પણ દરિદ્રી થાય; એ પ્રમાણે જો હોય તો આ ભવથી પરભવમાં કોઇ પણ રીતે ઉત્કર્ષ અપકર્ષ નહિ થાય, પરન્તુ એકાન્તે સદૃશતા-સમાનતાજ થશે. ભલે ઉત્કર્ષાપકર્ષ ન થાય, એમાં શું હાનિ છે? એમ જો તું કહેતો હોય, તો એ પ્રકારના ઉત્કર્ષ-અપ-કર્ષના અભાવે દાનાદિ ક્રિયાઓ નિરર્થક થશે. એટલે કે લોકો પોતાના ઉત્કર્ષ માટે-

પરભવમાં દેવત્વાદિની સમૃદ્ધિ મેળવવાને માટે દાનાદિ ક્રિયા કરે છે, હવે જો ઉપર કહ્યા મુજબ ઉત્કર્ષાપકર્ષ ન હોય, તો કોઈ દરિદ્ર મનુષ્ય આ ભવમાં દાન-તપ-તીર્થસ્નાન વિગેરે કરીને મરણ પામી પરભવમાં પણ દરિદ્રજ થાય, અને જો એમ થાય, તો પછી કરેલ દાનાદિ ક્રિયાનું ફળ કયાં રહ્યું? માટે સદૃશતા માનવી એ અયોગ્ય છે. ૧૭૯૮-૧૭૯૯

વળી સદૃશપણું માનવાથી વેદનાં પદો પણ અપ્રમાણ થશે એમ જણાવતા કહે છે કે--

जं च सिगालो त्ति एस जायए वेयविहियमिच्चाई ।
सग्गीयं जं च फलं तदसंबद्धं सरिसयाए ॥ १८०० ॥

छिन्नम्मि संसयम्मि जिणेण जरमरणविप्पमुक्केणं ॥ १६० ॥
सो समणो पव्वइओ पंचहिं सह खंडियसएहिं ॥ १८०१ । ६१७ ॥

" વિષ્ટાસહિત જેને બળાય છે તે મરીને શિયાળ થાય છે " તથા " સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્ર કરવો (મૈત્ર્યુપનિષદ્ ૬-૩૬") ઈત્યાદિ સ્વર્ગીય ફળ જે વેદમાં કહ્યું છે તે બધું સર્વથા સદૃશપણું માનવાથી અસંબદ્ધ થશે. એ પ્રમાણે જરા અને મરણથી મુકાએલા જિનેશ્વર ભગવન્તે તેના સંશયનો છેદ કર્યો એટલે તેણે પોતાના પાંચશો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી. ૧૮૦૦-૧૮૦૧.

વળી હે ભદ્ર સુધર્મ ! જો પરભવમાં પણ સદૃશતાજ માનવામાં આવે, તો "शृगालो वै एष जायते यः सपुरीषो दह्यते " એટલે જે પુરૂષને વિષ્ઠા સહિત બળાય છે, તે પરભવમાં શિયાળ થાય છે, ઈત્યાદિ જે વેદમાં કહ્યું છે, તે અસંબદ્ધ થશે, કેમકે તારી માન્યતા મુજબ તો પુરૂષ મરીને પુરૂષજ થાય. અન્ય કોઈ ન થાય, એટલે પુરૂષ હોય તે મરણ પામીને પરભવમાં શિયાળ કેવી રીતે થાય ? તથા " अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः " સ્વર્ગની ઈચ્છાવાળાએ અગ્નિહોત્ર કરવો. " अग्निष्टोमेन यमराज्यमभिजयति " (મૈત્ર્યુપનિષદ્ ૬-૩૬) અગ્નિષ્ટોમ યજ્ઞવડે તે યમના રાજ્યને જીતે છે-મેળવે છે. ઇત્યાદિ સ્વર્ગીય ફળ સૂચવનાર વેદપદો પણ અસંબદ્ધ થશે, કેમકે તારા અભિપ્રાયે મનુષ્ય મરીને દેવ થાયજ નહિ.

" पुरुषो वै पुरुषत्वमश्नुते, पशवः पशुत्वं " પુરૂષ મરીને પુરૂષપણુંજ પામે છે, અને પશુઓ મરીને પશુપણુંજ પામે છે. એ વેદ-પદોનો અર્થ આ પ્રમાણે છે, કે જે કોઈ પુરૂષ આ જન્મમાં સ્વભાવથીજ ભદ્ર વિનીત-મત્સર રહિત હોય, તે મનુષ્યનામ અને મનુષ્યગોત્રનું કર્મ બાંધીને મરણ પામ્યા પછી મનુષ્યત્વ-પુરૂષત્વ પામે છે, પરન્તુ સર્વ મનુષ્યો નિયમા એમજ થાય છે એમ નહિ. અન્યકર્મવશાત્ અન્યગતિમાં કોઇ જુદાજરૂપે પણ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે કોઈક પશુઓ પણ માયા વિગેરે દોષને લીધે પશુનામ અને પશુગોત્ર કર્મ બાંધીને પરભવમાં પશુ થાય છે, પણ સર્વ પશુઓ એ પ્રમાણે પશુજ થાય છે, એમ નહિ, કેમકે જીવની ગતિ કર્મને આધીન છે. આ પ્રમાણે પરમકૃપાળુ જગદીશ્વર મહાવીર દેવે સુધર્મસ્વામીના સંશયનો નાશ કર્યો, એટલે સુધર્મસ્વામિએ પોતાના પાંચસો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી. ૧૮૦૦-૧૮૦૧.

॥ ઇતિ પંચમગણધરવાદઃ સમાપ્તઃ ॥

હવે છઠ્ઠા ગણધરનું આવવું ને સંશયનો પ્રાદુર્ભાવ.

ते पव्वइए सोउं मंडिअ आगच्छई जिणसगासं ।
वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १८०२। ६१८ ॥ १६१ ॥

आभट्टो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।
नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ १८०३ । ६१९ ॥१६२॥

किं मन्ने बंध-मोक्खा संति न संतित्ति संसओ तुज्झं ।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १८०४। ६२० ॥१६३॥

તેણે દીક્ષા લીધી, એમ સાંભળીને મંડિકનામા દ્વિજોપાધ્યાય, ભગવન્ત પાસે આવે છે, તે વિચારે છે કે હું ત્યાં જાઉં, તેમને વાંદુ, વંદન કરી સંશય નિવારીને તેમની પર્યુપાસના કરૂં. તેઓ ત્યાં ગયા એટલે જન્મ-જરા-અને મરણથી મૂકાયલા સર્વજ્ઞ-સર્વદર્શી જિનેશ્વરે તેમને નામ અને ગોત્રથી બોલાવ્યા. બોલાવીને કહ્યું કે હે મંડીક ! તું એમ માને છે કે ‘ બન્ધ અને મોક્ષ છે કે નહિ ? ’ આવો સંશય તને વેદપદોના અર્થથી થયો છે, પણ તું તે પદોનો અર્થ બરોબર નથી જાણતો. ૧૮૦૨ થી ૧૮૦૪.

પોતાના સંશયનો છેદ થવાથી સુધર્મસ્વામીએ ભગવન્ત પાસે દીક્ષા લીધી. એમ જાણીને મંડિક નામા દ્વિજોપાધ્યાય પોતાના શિષ્યો સહિત જિનેશ્વર પાસે આવ્યા એટલે કરૂણાળુ ભગવન્તે તેમને નામ અને ગોત્ર પૂર્વક બોલાવીને કહ્યું કે—‘ હે મંડિક ! તને એવો સંશય છે કે “ બંધ અને મોક્ષ છે કે નહિ ? ” વિરૂદ્ધ અર્થવાળી વેદના પદોની શ્રુતિઓ સાંભળવાથી તને એ અયોગ્ય સંશય થયો છે, તે શ્રુતિઓ આ પ્રમાણે છે. “स एष विगुणो विभुर्न बध्यते संसरति वा, न मुच्यते मोचयति वा, न वा एष बाह्यमभ्यन्तरं वा वेद” આ શ્રુતિનો અર્થ તું એવો સમજે છે કે સત્ત્વ-રજસ-તમોગુણ રહિત, વિભુ-સર્વગત એવો આ આત્મા પુન્ય-પાપવડે બંધાતો નથી, વળી તદનુસારે જુદી જુદી ગતિમાં જતો પણ નથી, તેમજ કર્મથી મૂકાતો નથી, તેમ બીજાને મૂકાવતો નથી, કેમકે બન્ધનોજ અભાવ છે. મહદ્-અહંકાર વિગેરે બાહ્ય વસ્તુ અને આભ્યન્તર જે સ્વસ્વરૂપ તે પણ એ જાણતો નથી. કારણકે જ્ઞાન એ પ્રકૃતિનો ધર્મ છે અને પ્રકૃતિ તે અચેતન છે. આ પ્રમાણે આ પદો જીવને કર્મના બંધ, મોક્ષનો અભાવ પ્રતિપાદન કરે છે. તથા “ न ह वै सशरीरस्य प्रियाऽप्रिययोरपहतिरस्ति, अशरीरं वाव सन्तं प्रिया-ऽप्रिये न स्पृशतः (छान्दोग्योपनिषद् ८-१२-१”) એટલે શરીરવાલા કોઇને પણ પ્રિયાપ્રિયનો અભાવ નથી અને અશરીરીને પ્રિયાપ્રિય કદિ પણ સ્પર્શતા નથી. અર્થાત્ બાહ્ય-અભ્યન્તર અનાદિ શરીર સંતાન યુક્ત હોવાથી સંસારી જીવને સુખ—દુઃખનો અભાવ નથી અને અશરીરી એટલે અમૂર્ત આત્માને સુખ દુઃખ સ્પર્શતા નથી, કેમકે તેના કારણભૂત કર્મનોજ તેનો અભાવ છે. આ વેદ પદો બન્ધમોક્ષનું પ્રતિપાદન કરનારા છે. આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ અર્થ પ્રતિપાદન કરનારાં વેદપદો સાંભળીને તને સંશય થયો છે, પણ તે અયોગ્ય છે. કેમકે એ પદોનો અર્થ જેમ તું જાણે છે, તેમ નથી, પણ હું કહું છું તે પ્રમાણે છે, તે તું લક્ષપૂર્વક સાંભળ. ૧૮૦૨-૧૮૦૩-૧૮૦૪.

જે યુક્તયોવડે મંડિક બન્ધ –મોક્ષનો અભાવ માને છે. તેનો ભગવન્ત ખુલાસો કરે છે.

तं मन्नसि जइ बंधो जोगो जीवस्स कम्मुणा समयं ।
पुवं पच्छा जीवो कम्मं व समं व ते होज्जा ? ॥ १८०५ ॥
न हि पुव्वमहेऊओ खरसिंगं वाऽऽयसंभवो जुत्तो ।
निक्कारणजायस्स य निक्कारणउ च्चिय विणासो ॥ १८०६ ॥
अहवाऽणाइ च्चिय सो निक्कारणओ न कम्मजोगो से ।
अह निक्कारणओ सो, मुक्कस्सवि होहिइ स भुज्जो ॥ १८०७ ॥
होज्ज व स निच्चमुक्को बंधाभावम्मि को व से मोक्खो ? ।
न हि मुक्कव्ववएसो बंधाभावे मओ नभसो ॥ १८०८ ॥

( પૂર્વોક્ત વેદ પદો સાંભળીને ) હે આયુષ્યમાન્ મંડિક! તું એમ માને છે કે જો જીવનો કર્મની સાથે સંબંધ હોય તો તે સંબંધ આદિમાન્ છે કે અનાદિ છે ? જો સંબંધ આદિમાન્ હોય, તો પહેલાં જીવ અને પછી કર્મ ઉત્પન્ન થાય ? અથવા પહેલાં કર્મ અને પછી જીવ ઉત્પન્ન થાય ? કે બન્ને સાથેજ ઉત્પન્ન થાય ? જો પહેલાં જીવ અને પછી કર્મ થાય ( એમ કહેવામાં આવે ) તો તે અયોગ્ય છે, કારણ કે કર્મની સત્તાજ પહેલાં ન હોવાથી ગધેડાના શીંગડાની પેઠે હેતુ સિવાય આ સંસારીપણે આત્માની ઉત્પત્તિ જ સંભવે નહિ, ( જે નિર્હેતુક હોય છે, તે ગધેડાના શીંગડાની પેઠે ઉત્પન્ન થતું નથી. અને જે ઉત્પન્ન થાય છે, તે ઘટની પેઠે નિર્હેતુક નથી હોતું. ) જે કારણ સિવાય ઉત્પન્ન થાય છે, તેનો નાશ પણ કારણ સિવાય થાય છે. કર્મની પહેલાં આત્મા અનાદિકાળ સિદ્ધ છે, તેથી તેમાં સહેતુક-નિર્હેતુકની ચિન્તા શામાટે કરવી ? એમ કહેવામાં આવે, તો તેને કારણ સિવાય આકાશની પેઠે કર્મનો બંધ નહિ ઘટે; કારણ સિવાય પણ કર્મ બંધ થાય, એમ કહેવામાં આવે, તો મુક્ત જીવને પણ પુન: બંધ પ્રાપ્ત થશે, અને વગર કારણે કર્મ થવાથી મોક્ષનો જ અભાવ થશે. અથવા કર્મબંધના અભાવે આત્મા નિત્ય મુક્ત કહેવાશે, અથવા બંધના અભાવે જીવને મોક્ષનો વ્યવહાર કેવી રીતે કરાશે ? કારણ કે જેમ અબદ્ધ આકાશને મોક્ષનો વ્યવહાર નથી કરાતો, તેમ અબદ્ધ આત્માને પણ મોક્ષનો વ્યવહાર નહિ કરાય. ( જે બદ્ધ હોય તેનોજ મોક્ષ થાય. ) ૧૮૦૫-૧૮૦૬-૧૮૦૭-૧૮૦૮.

न य कम्मस्सवि पुवं कत्तुरभावे समुब्भवो जुत्तो ।
निक्कारणओ सोवि य तह जुगवुप्पत्तिभावे य ॥ १८०९ ॥
न हि कत्ता कज्जंति य जुगवुप्पत्तीएँ जीव-कम्माणं ।
जुत्तो ववएसोऽयं जह लोए गोविसाणाणं ॥ १८१० ॥
होज्जाणाईओ वा संबंधो तहवि न घडए मोक्खो ।
जोऽणाई सोऽणंतो जीव-नहाणं व संबंधो ॥ १८११ ॥
इय जुत्तीए न घडइ सुवइ य सुईएँ बंध-मोक्खोत्ति ।
तेण तुह संसओऽयं न य कज्जोऽयं जहा सुणसु ॥ १८१२ ॥

જીવની પહેલાં પણ કર્મની ઉત્પત્તિ નહિ ઘટે, કારણકે કર્મ બન્યું ત્યારે તેનો કર્તા

જે જીવ તેનો અભાવ હોય છે, અને કર્તા સિવાય કર્મ હોઇ શકે નહિ, જો કારણ સિવાય પણ કર્મની ઉત્પત્તિ હોય, તો તેનો નાશ પણ કારણ સિવાયજ થાય. વળી જો જીવ અને કર્મ બન્ને સાથે ઉત્પન્ન થાય, એમ કહેવામાં આવે ( તો તે પણ નહિ બને, કેમકે નિર્હેતુક હોવાથી પ્રત્યેક પક્ષમાં કહેલા દોષો એ બન્નેને નિર્હેતુક માનવામાં પણ આવશે.) વળી એકીસાથે ઉત્પન્ન થતા ગાયના શીંગડાની પેઠે જીવ અને કર્મની યુગપત્ ઉત્પત્તિમાં કર્તા અને કાર્યનો વ્યવહાર પણ નહિ ઘટે. અને જો જીવ તથા કર્મનો અનાદિ સંયોગ માનવામાં આવે, તો પણ મોક્ષ નહી ઘટે; કેમકે જીવ અને આકાશના સંબંધની પેઠે જે વસ્તુ અનાદિ હોય છે, તેનો અન્ત નથી થતો. એટલે કે જેમ આકાશની સાથે જીવનો સંબંધ કદિપણ દૂર નથી થતો; તેમ કર્મની સાથેનો સંબંધ પણ જીવથી કદી દૂર નહિ થાય, અને એથી મોક્ષનો અભાવ થશે. આ રીતે યુક્તિ પૂર્વક બંધ મોક્ષ છે એમ ઘટતું નથી, અને વેદની શ્રુતિઓમાં તે છે એમ પણ સંભળાય છે. આથી તને સંશય થયો છે. પણ તારે તેવો સંશય ન કરવો જોઇએ. ૧૮૦૯-૧૮૧૨.

હવે ઉપરની યુક્તિયોનું ખંડન કરીને જે સત્ય છે, તે કહે છે.

संताणोऽणाईओ परोप्परं हेउ-हेउभावाओ ।
देहस्स य कम्मस्स य मंडिय ! बीयं-कुराणं व ॥ १८१३ ॥
अत्थि स देहो जो कम्मकारणं जो य कज्जमण्णस्स ।
कम्मं च देहकारणमत्थि य जं कज्जमण्णस्स ॥ १८१४ ॥

कत्ता जीवो कम्मस्स करणओ जह घडस्स घडकारो ।
एवं चिय देहस्सवि कम्मकरणसंभवाउत्ति ॥ १८१५ ॥
कम्मं करणमसिद्धं च ते मई कज्जओ तयं सिद्धं ।
किरियाफलओ य पुणो पडिवज्ज तमग्गिभूइ व ॥ १८१६ ॥

હે મંડક ! બીજ અને અંકુરની પેઠે શરીર અને કર્મનો પરસ્પર હેતુ-હેતુમદ્ભાવ હોવાથી તેઓનો અનાદિ સંતાન છે. જેમકે શરીર એવું છે, કે જે આગળ થવા વાળા ભવના કર્મનું કારણ છે અને અન્ય અતીત ભવના કર્મનું કાર્ય છે, તેવી રીતે અનાદિ સંસારમાં જે જે આગળના શરીરનું કારણ અને અતીત શરીરનું કાર્ય છે, તે તે શરીર અને કર્મનો અનાદિ સંતાન છે. જેમ દંડાદિ કરણયુક્ત કુંભાર ઘટનો કર્તા છે, તેમ કર્મરૂપ કરણયુક્તજ જીવ કર્મનો કર્તા છે; ને એ પ્રમાણેજ કર્મરૂપ કરણથી શરીરનો કર્તા પણ આત્મા છે. કર્મ અતીન્દ્રિય હોવાથી તેને કરણ ન કહી શકાય, એમ તું માનતો હોય, તો તે અયોગ્ય છે; કારણ કે (ઘટાદિની પેઠે) શરીરાદિ કૃતક હોવાથી તેનું કોઇક કરણ છે, ને એમાં જે કરણ છે તે કર્મજ છે. અથવા કુંભાર અને ઘટની પેઠે કર્તા અને કાર્યરૂપપણાથકી આત્માનું અને શરીરનું કોઈ કરણ છે, એમાં જે શરીરાદિ કરનાર આત્માનું કરણ છે તે કર્મજ છે. આ પ્રમાણે શરીરાદિરૂપ કાર્યથી તે કર્મની સિદ્ધિ છે. વળી ( દાનાદિ ક્રિયાઓ કૃષિ આદિ ક્રિયાની પેઠે ચેતને આરંભેલી હોવાથી ફળવાળી છે ને તેનું જે ફળ તે કર્મ છે. ( આવી રીતે ક્રિયાના ફળથી પણ તેની સિદ્ધિ છે. માટે અગ્નિભૂતિની પેઠે તું કર્મ ( બંધ ) છે, એમ અંગીકાર કર. ૧૮૧૩ થી ૧૮૧૬.

જે સંયોગ અનાદિ છે, તે અનન્ત છે, એ એકાન્ત સત્ય નથી. એ જણાવે છે કે—

जं संताणोऽणाई तेणाणंतो य णायमेगंतो ।
दीसइ संतोऽवि जओ कत्थइ बीयं-कुराईणं ॥ १८१७ ॥
अण्णयरमणिव्वत्तियकज्जं बोयं कुराण जं विहयं ।
तत्थ हओ संताणो कुक्कुडि-अंडाइयाणं व ॥ १८१८ ॥
जह चेह कंचणो-वलसंजोगोऽणाइसंतइगओऽवि ।
वोच्छिज्जइ सोवायं तह जोगो जीव-कम्माणं ॥ १८१९ ॥

જે અનાદિ સંતાન હોય, તે અનન્તજ હોય, એમ એકાન્તે ન કહી શકાય, કારણકે બીજ અને અંકુરનો અનાદિ સંતાન છતાં પણ તેનો અન્ત જણાય છે. વળી જેમ બીજ અને અંકુરમાંથી કોઇ પણ એક વસ્તુ કાર્યને ઉત્પન્ન કર્યા સિવાય નાશ પામે, તો તેમાં તેનો સંતાન-પરંપરા પણ નાશ પામે છે. એજ પ્રમાણે કુકડી અને ઇંડામાં તથા પિતા અને પુત્રમાં પણ સમજવું. અથવા જેમ સુવર્ણ અને ઉપલ ( પત્થર )નો અનાદિ કાળથી ચાલ્યો આવેલો સંયોગ અગ્નિ આદિના [1]તાપથી દૂર કરાય છે, તેમ જીવ અને કર્મનો સંયોગ દૂર કરાય છે, તેથી મોક્ષ થાય છે. ૧૮૧૭-૧૮૧૮-૧૮૧૯

સુવર્ણ અને માટીના જીવો નવા નવા થાય છે છતાં તે પુદ્ગલો તો અનાદિના પ્રવાહવાળા છે. અથવા મેરૂ સરખા સ્થાનની અપેક્ષાએ આ અનાદિ સંયોગ લેવામાં હરકત નહિ. તેના કોઈક ભાગમાંથી તેવા કોઈ સંયોગે સોનું કહડાવવામાં આવે ત્યારે અનાદિ સંયોગનો પણ વિભાગ થાય. જગત ઈશ્વરે કરેલું છે એમ નહીં માનનારાઓ માટેજ આ દૃષ્ટાન્ત છે. જેઓ ઇશ્વરે કરેલું જગત છે એમ માને છે તેઓને માટે પ્રાગભાવ લેવો કે અતીત સમયોની પરંપરા દૃષ્ટાન્ત તરીકે લેવી. કેમકે તેની આદિ નથી અને અંત છે, કારણકે અતીતકાલ અને પ્રાગભાવ પણ અનાદિ સાંતછે. ૧૮૧૭-૧૮૧૯

જીવ-કર્મનો સંબંધ અનાદિ અનન્ત અને અનાદિ સાન્ત છે. એમ જણાવતા કહેછે કે.

तो किं जीव-नहाण व अह जोगो कंचणो-वलाणं व ? ।
जीवस्स य कम्मस्स य भण्णइ दुविहोऽवि न विरुद्धो ॥ १८२० ॥
पढमोऽत्थाऽभव्वाणं भव्वाणं कंचणो-वलाणं व ।
जीवत्ते सामण्णे भव्वोऽभव्वोत्ति को भेओ ? ॥ १८२१ ॥
होउ व जइ कम्मकओ न विरोहो नारगाइभेउ व्व ।
भणइ य भव्वा-ऽभव्वा सभावओ तेण संदेहो ॥ १८२२ ॥

જીવ અને કર્મનો માંહોમાંહે સંબંધ, જીવ અને આકાશની પેઠે અનાદિ અનન્ત છે ? કે સુવર્ણ અને પત્થરની પેઠે અનાદિ સાન્ત છે ? ( એના ઉત્તરમાં ) કહીએ છીએ કે બન્ને પ્રકારનો સંબંધ અવિરૂદ્ધ છે. પહેલો જીવ ને આકાશના જેવો અનાદિ અનન્ત સંબંધ અભવ્યોને છે તથા બીજો સુવર્ણ અને પત્થરની પેઠે અનાદિ સાન્ત સંબંધ ભવ્ય જીવોને છે. જીવત્વ સર્વમાં સમાન છતાં ભવ્ય અને અભવ્યમાં શાથી તફાવત છે ?

( જીવત્વ સમાન છતાં પણ નારક (નારકો) તિર્યંચાદિરૂપ તફાવત જેવી રીતે છે, તેવી-રીતે ભવ્ય-અને અભવ્યપણારૂપ તફાવત પણ છે, આ પ્રમાણે પણ નહી કહી શકાય, કારણકે નારકાદિપણાનો તફાવત કર્મજનિત છે, સ્વાભાવિક નથી; ને તેવી રીતે ) ભવ્યાભવ્યત્વનો તફાવત પણ નારકાદિની પેઠે કર્મ જન્ય હોય, તો કંઈ વિરોધ નથી, પણ એ ભવ્યાભવ્યત્વનો તફાવત તમે તો સ્વાભાવિક કહો છો, તેથી સંદેહ થાય છે.

ભવ્યાભવ્યત્વના તફાવતનું કારણ કહેછે.

दव्वाइत्ते तुल्ले जीव-नहाणं सभावओ भेओ ।
जीवा-ऽजीवाइगओ जह तह भव्वे-यरविसेसो ॥ १८२३ ॥
एवंपि भव्वभावो जीवत्तंपिव सभावजाईओ ।
पावइ निच्चो तम्मि य तदवत्थे नत्थि निव्वाणं ॥ १८२४ ॥
जह घडपुव्वाभावोऽणाइसहावोऽवि सनिहणो एवं ।
जइ भव्वताभावो भवेज्ज किरियाए को दोसो ? ॥ १८२५ ॥

જેમ જીવ અને આકાશમાં દ્રવ્યત્વ-સત્ત્વ-પ્રમેયત્વ-જ્ઞેયત્વ વિગેરે ધર્મો સમાન છતાં પણ, તેમાં જીવત્વ અને અજીવત્વ આદિ ભેદ સ્વાભાવિક છે; તેમ જીવોમાં પણ જીવપણું સમાન છતાં એ ભવ્ય-અભવ્યપણાનો ભેદ છે. એ પ્રમાણે ભવ્યભાવ જીવત્વની પેઠે જો સ્વાભાવિક હોય, તો તે ભવ્યભાવ નિત્ય-અવિનાશી થશે. અને તે અવિનાશી એવા ભવ્યભાવમાં મોક્ષ નહી થાય. ( કેમકે "સિદ્ધના જીવો ભવ્ય નથી, તેમ અભવ્ય પણ નથી." એમ કહેવામાં આવે છે માટે તે અવિનાશી ભવ્યો મોક્ષને અયોગ્ય છે, ) એમ ન કહેવું, કારણકે જેમ ઘટનો પૂર્વઅભાવ અનાદિ સ્વભાવવાળો છે, છતાં પણ તેનો ઘટની ઉત્પત્તિ સમયે નાશ જણાય છે, તેવી રીતે જ્ઞાન-ક્રિયાવડે જો અનાદિ સ્વભાવવાળા ભવ્યભાવનો નાશ થાય, તો શો દોષ છે ? કંઇજ નહી. ૧૮૨૩-૧૮૨૪-૧૮૨૫.

अणुदाहरणमभावो खरसंगंपिव मई न तं जम्हा ।
भावो च्चिय स विसिट्ठो कुंभाणुप्पत्तिमेत्तेणं ॥ १८२६ ॥
एवं भव्वुच्छेओ कोट्ठागारस्स वा अवचयंति ।
तं नाणंनत्तणओऽणागयकालं-वराणं व ॥ १८२७ ॥
जं चातीना-ऽणागयकाला तुल्ला जओ य संसिद्धो ।
एको अणंतभागो भव्वाणमईयकालेणं ॥ १८२८ ।
एस्सेण तत्तिउ च्चिय जुत्तो जंतोऽवि सव्वभव्वाणं ।
जुत्तो न समुच्छेओ होज्ज मई कहमिणं सिद्धं ? ॥ १८२९ ॥
भव्वाणमणंतत्तणमणंतभागो व किह व मुक्को किं ? ।
कालादओ व मंडिय ! मह वयणाओ व पडिवज्ज ॥ १८३० ॥

ઘટનો જે પૂર્વ અભાવ તે ઉદાહરણ ન થાય, કેમકે તે અભાવસ્વરૂપ હોવાથી ગધેડાના શીંગડાની પેઠે અવસ્તુરૂપ છે, એમ તું કહેતો હોય તો તે અયોગ્ય છે, કારણકે એ

ઘટનો પૂર્વ અભાવ, ભાવરૂપજ છે, માત્ર તેના કારણભૂત-અનાદિકાળથી પ્રવર્તેલ જે માટીના પુદ્‌ગળનો સમૂહ તેથી ઘટની ઉત્પત્તિજ નથી થઇ, એટલોજ કેવળ તેમાં તફાવત છે. વળી થોડે થોડે ધાન્યથી હીન થતો કોઠાર, કાળાન્તરે જેમ સર્વથા ખાલી થઈ જાય છે, તેમ કાળ અનન્તાનન્તો હોવાથી છ માસના અન્તે પણ એક ભવ્ય જીવ અવશ્ય મોક્ષે જાય તો તેથી અનુક્રમે હીન થવાથી સવ ભવ્યજીવોથી સંસાર કાળાન્તરે શૂન્ય થઈ જાય, એમ કહેવામાં આવે તો તે પણ અયુક્ત છે, કેમકે ભવ્ય જીવોનો સમૂહ, અનાગત એટલે ભવિષ્યકાળ અને આકાશની પેઠે અનન્ત છે, એટલે તેનો વિચ્છેદ કદી પણ થાય નહિ, કેમકે અતીત-અનાગત કાળ સમાન છે, અને અતીતકાળે એક નિગોદના અનન્તમા ભાગે ભવ્ય જીવો મોક્ષે ગયા છે, ભવિષ્યકાળમાં પણ તેટલાજ મોક્ષે જશે, માટે સર્વ ભવ્ય જીવોનો ઉચ્છેદ માનવો યોગ્ય નથી. ભવ્યજીવો અનન્તા છે, અને તેનો અનન્તમો ભાગ મોક્ષે જશે, એમ શાથી માની શકાય? એમ તું પૃછતો હો, તો હે મંડિક! કાળ અને આકાશ આદિની પેઠે ભવ્યો અનન્તા છે, તેથી તેમનો કાળ-અને આકાશની પેઠે સર્વથા વિચ્છેદ નથી થતો, આ પ્રમાણે તું મારા વચનથી અંગીકાર કર. ૧૮૨૬ થી ૧૮૩૦

તમે કહો છો, તે સત્ય છે, એમ શાથી મનાય? એમ શંકા થતી હોય તો—

सब्भूयमिणं गिण्हसु मह वयणाओऽवसेसवयणं व ।
सव्वण्णुत्ताइओ वा जाणयमज्झत्थवयणं व ॥ १८३१ ॥
मण्णसि किह सव्वण्णू सव्वेसिं सव्वसंसयच्छेया ।
दिट्ठंताभावम्मिवि पुच्छउ जो संसओ जस्स ॥ १८३२ ॥

મેં જે કહ્યું તે સર્વ સત્ય છે, એમ ગ્રહણ કર. કારણકે હું સર્વજ્ઞ વીતરાગ છું, તેથી જ્ઞાયક મધ્યસ્થ પુરૂષની પેઠે મારૂં વચન તારા સંશયાદિ સર્વ વચનની પેઠે સત્ય છે. તમે સર્વજ્ઞ છો કે નહિં, તેની શી ખાતરી? એવો તને સંશય થતો હોય, તો તેના ઉત્તરમાં કહેવાનું કે હું સર્વના સંશયનો છેદ કરૂં છું. આમાં બીજા કોઇ ઉદાહરણની જરૂર નથી, છતાં તને જે કંઇ પણ સંશય હોય તે પૂછ, હું તેનો છેદ કરૂં. જેથી તને પોતાને પ્રતીતિ થાય. ૧૮૩૨-૧૮૩૨.

જે ભવ્યો હોય અને મોક્ષે ન જાય, તેને અભવ્ય કેમ ન કહેવાય?

भव्वावि न सिज्झिस्संति केइ कालेण जइवि सव्वेण ।
नणु तेवि अभव्वच्चिय किं वा भव्वत्तणं तेसिं ? ॥ १८३३ ॥
भण्णइ भव्वो जोग्गो न य जोगत्तेण सिज्झई सव्वो ।
जह जोग्गम्मिवि दलिए सव्वत्थ न कीरए पडिमा ॥ १८३४ ॥
जह वा स एव पासाण-कणगजोगोऽवि जइवि जोग्गेऽवि ।
न विजुज्जइ सव्वो च्चिय स विउज्जइ जस्स संपत्ती ॥ १८३५ ॥
किं पुण जा संपत्ती सा जोग्गस्सेव न उ अजोग्गस्स ।
तह जो मोक्खो नियमा सो भव्वाणं न इयरेसिं ॥ १८३६ ॥

ભવ્ય છતાં પણ જેઓ કોઈ કાળે પણ મોક્ષે ન જાય, તો પછી જેઓનો મોક્ષ ન થાય તેઓને અભવ્ય કેમ ન કહેવા? તેઓને ભવ્ય કહેવામાં શું વિશેષતા છે? ( એ

પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે ભવ્ય એટલે સિદ્ધિગમન યોગ્ય, ( પણ સિદ્ધગતિમાં જાયજ એવો અર્થ ન સમજવો.) યોગ્યતામાત્રથીજ સર્વે સિદ્ધ થશે એમ ન સમજવું. ( પણ સિદ્ધ ગતિમાં જવાની સામગ્રી મળે તોજ તે સિદ્ધિ પામે. ) જેમ સુવર્ણ-પાષાણ-કાષ્ટ વિગેરેના દળીઆમાં પ્રતિમા થવાની યોગ્યતા હોય છે, પણ તે સર્વ દળીઆમાંથી પ્રતિમા નથી કરાતી. પણ જેને યોગ્ય સામગ્રી મળે છે, તેનીજ પ્રતિમા કરાય છે. અથવા જેમ સુવર્ણ અને પાષાણનો યોગ જુદો પાડી શકાય એમ છે, છતાં કંઇ સર્વનો વિયોગ નથી થતો, પણ જેને વિયોગની સામગ્રી મળે છે તેનોજ વિયોગ થાય છે. મતલબ કે-યોગ્ય-સામગ્રી યોગ્યતાવાળાને મળે તોજ કાર્ય થાય, ન મલે તો નહીં થાય, પણ અયોગ્યતા-વાળાને સામગ્રી મળે તો પણ કાર્યની સિદ્ધિ નથી થતી, તેવીજ રીતે જે મોક્ષ થાય છે, તે અવશ્ય ભવ્યનેજ થાય છે, પણ અભવ્યને નથી થતો. ૧૮૩૩-૧૮૩૪-૧૮૩૫-૧૮૩૬.

મોક્ષ નિત્ય નથી, એમ કહેવામાં આવે તો, તે માટે કહે છે કે—

कयगाइमत्तणाओ मोक्खो निच्चो न होइ कुंभो व ।
नो पद्धंसाभावो भुवि तद्धम्मावि जं निच्चो ॥ १८३७ ॥
अणुदाहरणमभावो एसोऽवि मई न तं जओ नियओ ।
कुंभविणासविसिट्ठो भावो च्चिय पोग्गलमयोऽयं ॥ १८३८ ॥
किं वेगंतेण कयं पोग्गलमेत्तविलयम्मि जीवस्स ।
किं निव्वत्तियमहियं नभसो घडमेत्तविलयम्मि ? ॥ १८३९ ॥

કૃતકાદિ ( ધર્મવાળો ) હોવાથી ઘટની પેઠે મોક્ષ નિત્ય નથી. ( એમ કહેવામાં આવે તો ) તે અયોગ્ય છે, કારણકે પ્રધ્વંસાભાવ કૃતક છતાં પણ નિત્ય છે. અભાવ એ અવસ્તુ-રૂપ હોવાથી તેનું ઉદાહરણ નહીં ઘટે. એમ કહેવામાં આવે, તો તે પણ ઉચિત નથી; કેમકે નિશ્ચિત કુંભ વિનાશરૂપ વિશેષણે વિશિષ્ટ એવો પુદ્ગલાત્મકભાવ એજ પ્રધ્વંસા-ભાવ છે. ( તેથી એ ઉદાહરણ યોગ્ય છે. ) અથવા જેમ ઘટમાત્રનોજ વિનાશ થવાથી આકાશમાં શું વિશિષ્ટ કરાય છે ? કંઇજ નહીં, તેવીજ રીતે કર્મ પુદ્ગળ માત્રનોજ વિનાશ થએથી જીવમાં શું વિશેષ કરાય છે ? કે જેથી મોક્ષને એકાન્તે કૃતક કહેવાય ? ૧૮૩૭-૧૮૩૮-૧૮૩૯.

મંડિક:—મોક્ષ નિત્ય-અવિનાશી નથી, પણ ઘટની પેઠે કૃતક હોવાથી-પ્રયત્ન પછી થતો હોવાથી અને આદિમાન્ હોવાથી અનિત્ય-વિનાશી છે.

ભગવન્ત:—તારૂં કહેવું અયોગ્ય છે, કેમકે તેં કહેલો હેતુ વિપક્ષમાં રહે છે, તેથી તે અનેકાન્તિક છે. જેમકે ઘટ વિગેરેનો પ્રધ્વંસાભાવ કૃતકાદિ સ્વભાવવાળો છે, તોપણ તે નિત્ય છે; અને જો તેને અનિત્ય કહેવામાં આવે, તો ઘટાદિ પુન: તદ્રૂપે થવા જોઇએ.

મંડિક:—પ્રધ્વંસાભાવ, અભાવરૂપ હોવાથી વસ્તુરૂપ નથી, એટલે તેનું ઉદાહરણ આપ નહિ કહી શકો.

ભગવન્ત:—એ પ્રધ્વંસાભાવ અવસ્તુરૂપ નથી, પણ વસ્તુરૂપ છે; કારણ કે નિશ્ચિત કુંભવિનાશરૂપ જે વિશિષ્ટ પુદ્ગલાત્મકભાવ (કપાલ-ઠીંકરા થવાદિ રૂપ) એ પ્રધ્વંસાભાવ છે. એટલે અમે કહેલ ઉદાહરણ યોગ્ય છે. તેથી મોક્ષને કૃતકાદિ સ્વભાવવાળો માનવામાં આવે

તોપણ તે અનિત્ય નહિ કહી શકાય. આ મોક્ષ કૃતક છેજ નહિ, કેમકે આત્મા અને કર્મ પુદ્‌ગલનો વિયોગ એજ મોક્ષ કહેવાય છે. જ્યારે તપ-સંયમ આદિના પ્રભાવે આત્માથી કર્મો જુદાં પડે છે, ત્યારે આત્માનું એમાં શું કરાય છે? કે જેથી મોક્ષને કૃતકાદિ સ્વભાવવાળો માનીને તેમાં અનિત્યતા કહે છે? તે વખતે આત્મા સ્વસ્વરૂપમાંજ સ્થિત થાય છે, એટલે એમાં કંઇ વિશેષતા નથી કરાતી, કે જેથી તે કૃતક કહેવાય.

મંડિક:—આત્મા અને કર્મનો વિયોગ કરાય છે, તેથી તે કૃતક છે, અને કૃતક હોવાથી મોક્ષ અનિત્ય છે.

ભગવન્ત:—મુદ્‌ગરાદિ વડે ઘટ માત્રનોજ વિનાશ થતાં આકાશમાં શું વિશેષતા થાય છે? કંઇજ નહીં. તેવી રીતે અહીં પણ કર્મ માત્રનો વિનાશ થવાથી આત્મામાં શું વિશેષતા છે? કે જેથી મોક્ષને કૃતક માનીને અનિત્ય કહે છે.

મંડિક:—જેમ ઘટનો વિનાશ કરાય છે, તેમ કર્મનો પણ વિનાશ કરાય છે. તેથી તે કૃતક છે, એ પ્રમાણે કૃતક હોવાથી સર્વ કર્મના ક્ષય રૂપ મોક્ષ અનિત્ય છે.

ભગવન્ત:—ત્હારૂં એ કથન ઠીક નથી, કેમકે જેમ ઘટનો વિનાશ થતાં પણ આકાશનો સદ્‌ભાવ હોય છે, ને તેથી તે આકાશથી ઘટવિનાશ કંઈ ભિન્ન નથી. અને એથી આકાશની કંઈ વિશેષતા નથી કરાતી, કારણ કે તે હમ્મેશાં અવસ્થિત હોવાથી નિત્ય છે. એવી રીતે અહીં કર્મનો વિનાશ થતાં જે કેવળ આત્માનો સદ્‌ભાવ છે, તે આત્મ સદ્‌ભાવથી કર્મ વિનાશ કંઈ જુદો નથી, અને એથી આત્મામાં કંઇ વિશેષ નથી કરાતું, કેમકે તે પણ આકાશની પેઠે નિત્ય હોય છે. માટે મોક્ષ કૃતક નથી, અને કૃતક ન હોવાથી અનિત્ય પણ નથી. જો કે કથંચિત્ તો તે અનિત્ય છેજ, કેમકે દ્રવ્ય અને પર્યાયરૂપે સર્વ વસ્તુ નિત્યાનિત્ય છે. ૧૮૩૭-૧૮૩૮-૧૮૩૯.

મંડિક:—જીવે જે કર્મ પુદ્‌ગળો નિર્જરીને તજી દીધેલાં હોય છે, તે કર્મ પુદ્‌ગળો લોકમાંજ રહે છે. આથી કરીને જેમ ઘટ રૂપથી વિયુક્ત થએલ આકાશ, ઘટના વિનાશથી તેના કપાલાદિ પુદ્‌ગળોના સંયોગવાળું થાય છે; તેમ કર્મથી વિયુક્ત આત્મા પણ નિર્જરિત સંયોગવાળો થવો જોઇએ, અને એથી તો પુન: તેને બંધ થશે.

ભગવન્ત:—ના પુન: તેને બંધ નથી થતો, ને વળી તે મોક્ષ નિત્ય છે, કારણ કે—

> सोऽणवराहो व्व पुणो न बज्झए बंधकारणाभावा ।
> जोगा य बंधहेऊ न य ते तस्सासरीरोत्ति ॥ १८४० ॥
> न पुणो तस्स पसूई बीयाभावादिहंकुरस्सेव ।
> बीयं च तस्स कम्मं न य तस्स तयं तओ निच्चो ॥ १८४१ ॥
> दव्वामुत्तत्तणओ नहं व निच्चो मओ स दव्वतया ।
> सव्वगयत्तावत्तो मइत्ति तं नाणुमाणाओ ॥ १८४२ ॥

નિરપરાધી પુરૂષની પેઠે મુક્ત આત્મા બંધકારણના અભાવે પુન: કર્મથી બંધાતો નથી. કેમકે મન-વચન-કાયરૂપ યોગ વગેરે બંધના હેતુઓ, શરીરના અભાવે મુક્તાત્માને નથી હોતા. (તેથી કર્મવર્ગણાનો સંયોગ ન થવાથી બંધ નથી થતો.) વળી જેમ બીજના અભાવે અંકુર નથી થતો, તેમ મુક્તાત્માને પુન: જન્મ નથી થતો. અહીંઆં બીજ તે કર્મ

જાણવું, ને તે કર્મરૂપ બીજ મુક્તાત્માને ન હોવાથી ભવોત્પત્તિરૂપ અંકુર થતો નથી, માટે તે મુક્ત નિત્ય છે, તે મુક્તાત્મા દ્રવ્ય સ્વરૂપ અને અમૂર્ત હોવાથી આકાશની પેઠે દ્રવ્યપણે નિત્ય છે. આથી આત્મા સર્વગત છે એમ ન કહેવું, કેમકે એ પક્ષ અનુમાને કરીને બાધિત થાય છે. ( જેમ દ્રવ્ય સ્વરૂપ અમૂર્ત આકાશ દ્રવ્યપણે નિત્ય છે, તેમ સર્વગત પણ છે, એવીજ રીતે આત્મા પણ સર્વગત સિદ્ધ થશે. એમ કહેવામાં આવે, તો તે અયુક્ત છે, કારણકે તે હેતુ વિપરીતધર્મની સિદ્ધિ કરે છે, તેથી તે વિરૂદ્ધ છે, જેમકે કુંભાર કર્તા હોવાથી અસર્વગત છે, તેમ આત્મા પણ કર્તા હોવાથી અસર્વગત છે. અહીં આત્માનું કર્તાપણું અયુક્ત નથી, કેમકે જો એમ ન હોય, તો તે આત્મા ભોક્તા-અદૃષ્ટ વગેરે ધર્મવાળો ન હોઈ શકે. ) ૧૮૪૦-૧૮૪૧-૧૮૪૨.

વસ્તુતઃ સર્વ કાંઇ વસ્તુ ઉત્પાદ-વ્યય ને ધ્રૌવ્યસ્વરૂપ છે.

को वा निच्चग्गाहो सव्वं चिय विभव भंग ठिइमइयं ।
पज्जायंतरमेत्तप्पणादनिच्चाइववएसो ॥ १८४३ ॥
मुक्कस्स कोऽवकासो सोम ! तिलोगसिहरं, गई किह से ? ।
कम्मलहुयातहागइपरिणामाईहिं भणियमिदं ॥ १८४४ ॥

અથવા તે એકાન્ત નિત્ય છે, એવો આગ્રહ શામાટે હોવો જોઇએ ? વસ્તુતઃ સર્વ પદાર્થ ઉત્પાદ-વ્યય અને ધ્રૌવ્યમય છે; પર્યાયાન્તર માત્રની મુખ્યતાએજ અનિત્યદિનો વ્યવહાર થાય છે. મુક્ત આત્માઓ ક્યાં રહે છે ? હે સૌમ્ય ! તેઓ લોકાન્તે રહે છે. તેમની ગતિ કેવા પ્રકારે થાય છે ? કર્મ રહિત થએ લઘુતા થવાથી અને તથા પ્રકારના ગતિપરિણામાદિથી એક સમયમાં તે મોક્ષમાં જાય છે. એમ શાસ્ત્રમાં કહ્યું છે. ૧૮૪૩-૪૪

મુક્ત આત્મા એકાન્ત નિત્ય છે, એવો આગ્રહ શામાટે રાખવો ?, એકાન્ત અનિત્ય વાદીને બોલતા બંધ કરવાનેજ અમે નિત્ય કહ્યો છે; વસ્તુતઃ જૈનદર્શનના અભિપ્રાયે સર્વ પદાર્થ ઉત્પત્તિ સ્થિતિ ને લય સ્વરૂપ છે. કેવળ પર્યાયાન્તરમાત્રની મુખ્યતાએજ અનિત્યાદિનો વ્યવહાર થાય છે, જેમકે ઘટરૂપ પદાર્થ પૂર્વે મૃત્પિંડ પર્યાયરૂપે નાશ પામે છે, ઘટરૂપ પર્યાયપણે ઉત્પન્ન થાય છે અને માટીરૂપ દ્રવ્યપણે અવસ્થિત રહે છે. એજ પ્રમાણે મુક્તાત્મા પણ સંસારીરૂપે નાશ પામે છે, સિદ્ધપણે ઉત્પન્ન થાય છે, અને ઉપયોગાદિરૂપ જીવપણે અવસ્થિત રહે છે. વળી પ્રથમસમયસિદ્ધરૂપે વિનાશ પામે છે, દ્વિતીયસમયસિદ્ધપણે ઉત્પન્ન થાય છે અને જીવત્વાદિ વડે દ્રવ્યપણે અવસ્થિત રહે છે. એમ ફક્ત પર્યાયાન્તરની મુખ્યતાએજ અનિત્યાદિનો વ્યવહાર કરાય છે.

હે સૌમ્ય મંડિક ! તું કદાચ એમ પૂછતો હોય, કે એ મુક્તાત્માઓ ક્યાં રહે છે ? તેના ઉત્તરમાં કહેવાનું કે, તેઓ લોકના અન્તે સિદ્ધશિલાપર રહે છે.

મંડિકઃ—કર્મ રહિત જીવની આટલે બધે દૂર આ ક્ષેત્રથી ત્યાંસુધી ગતિ કેવી રીતે થાય ? કેમકે જીવની સર્વ ચેષ્ટાઓ કર્માધીન હોય છે, કર્મ રહિત જીવને વિહાયોગતિ વિગેરે કર્મના અભાવે એવી ગતિચેષ્ટા કેવી રીતે થઈ શકે ?

ભગવન્તઃ—ભદ્ર મંડિક ! કર્મનો ક્ષય થવાથી જેમ આત્મા અપૂર્વ સિદ્ધ પરિણામ પામે છે, તેમ કર્મના અભાવે લઘુતા પ્રાપ્ત થવાથી આત્મા એકજ સમયમાં એવી ગતિ

કરે છે. વળી જેમ તુંબડુ-એરંડફળ-અગ્નિ-ધૂમ અને ધનુષ્યમાંથી મૂકેલું તીર, પૂર્વ પ્રયોગ આદિથી ગતિ કરે છે, તેમ મુક્ત આત્મા પણ પૂર્વપ્રયોગઆદિથી ગતિ કરે છે. ૧૮૪૩ ૧૮૪૪.

આત્મા અક્રિય નથી, તે વાત કહે છે.

किं सक्किरियमरूवं मंडिय ! भुवि चेयणं च किमरूवं ? ।
जह से विसेसधम्मो चेयन्नं तह मया किरिया ॥ १८४५ ॥
कत्ताइत्तणओ वा सक्किरिओऽयं मओ कुलालो व्व ।
देहप्फंदणओ वा पच्चक्खं जंतपुरिसो व्व ॥ १८४६ ॥

અરૂપી છતાં સક્રિય હોય એવો કયો પદાર્થ છે ? એમ તું પૂછતો હોય, તો હે મંડિક! અરૂપી છતાં સચેતન હોય એવો કયો પદાર્થ છે? જેમ ચૈતન્ય એ આત્માનો વિશેષ ધર્મ છે, તેમ ક્રિયા પણ તેનો વિશેષધર્મજ માનેલ છે. અથવા જેમ કુંભાર કર્તા ભોક્તાદિ ક્રિયા સ્વરૂપ છે, તેમ આત્મા પણ તેવો હોવાથી સક્રિય છે, અથવા યંત્રપુરૂષની પેઠે પ્રત્યક્ષથી દેહપરિસ્પન્દ જણાય છે, તેથી તે સક્રિય છે. ૧૮૪૫-૧૮૪૬.

મંડિકઃ—ભગવન્! આકાશ-કાળ વિગેરે અમૂર્ત પદાર્થો નિષ્ક્રિય છે, એમ પ્રસિદ્ધ છે, તે છતાં તમે એવો કયો પદાર્થ અરૂપી છતાં સક્રિય જોયો છે, કે જેથી અરૂપી એવા મુક્ત આત્માને તમે સક્રિય કહો છો? મતલબ કે જેમ આકાશાદિ અમૂર્ત હોવાથી અક્રિય છે, તેમ મુક્તાત્મા પણ અક્રિયજ હોવો જોઇએ.

ભગવન્તઃ—મંડિક ! તારી એ માન્યતા યોગ્ય નથી, એ બાબત વધારે સારી રીતે સમજવાને હુંજ તને પૂછું છું કે જગતમાં એવી બીજી કઇ અમૂર્ત વસ્તુ તેં સચેતન જોઇ છે? કે જેથી મુક્તાત્માને સચેતન માને છે. જેમ આકાશ અમૂર્ત હોવાથી અચેતન છે, તેમ મુક્તાત્મા પણ અમૂર્ત હોવાથી અચેતન હોવો જોઇએ. પણ આમ મનાતું નથી, કારણકે આકાશ આદિની સાથે અમૂર્તપણાવડે આત્મા સમાન છે, તોપણ તેને ચૈતન્યરૂપ વિશેષ ધર્મ છે, તો તેવીજ રીતે ક્રિયા પણ તેનો વિશેષ ધર્મ હોય, તો શું વિરોધ છે? કંઈજ નહી. અથવા જેમ કુંભકાર કર્તા ભોક્તાદિ સ્વરૂપ હોવાથી સક્રિય છે, તેમ આત્મા પણ કર્તા ભોક્તાદિ સ્વરૂપ હોવાથી સક્રિય છે, અથવા યંત્રના પુરૂષની પેઠે દેહમાં પરિસ્પંદ (હલન-ચલન) પ્રત્યક્ષથી જણાઉં હોવાથી આત્મા સક્રિય છે. ૧૮૪૫-૧૮૪૬.

देहप्फंदणहेऊ होज्ज पयत्तोत्ति सोऽवि नाकिरिए ।
होज्जाऽदिट्ठो व्व मई तदरूवत्ते नणु समाणं ॥ १८४७ ॥
रूवित्तम्मि स देहो वच्चो तप्फंदणे पुणो हेऊ ।
पइनिययपरिप्फंदणमचेयणाणं नवि य जुत्तं ॥ १८४८ ॥
होउ किरिया भवत्थस्स कम्मरहियस्स किंनिमित्ता सा ? ।
नणु तग्गइपरिणामा जह सिद्धत्तं तहा साऽवि ॥ १८४९ ॥

દેહપરિસ્પન્દમાં આત્માનો પ્રયત્ન હેતુભૂત છે, એમ કહેવામાં આવે, તો તે પ્રયત્ન પણ અક્રિય આત્મામાં ઘટે નહી. કોઇ અમૂર્ત અદૃષ્ટ એમાં હેતુ છે, એમ કહેવામાં આવે, તો આત્મા પણ અમૂર્ત હોવાથી તેમાં હેતુ કેમ ન થાય? મૂર્ત અદૃષ્ટ દેહપરિસ્પન્દમાં હેતુ

છે, એમ કહેવામાં આવે, તો તે હેતુ કાર્મણશરીરજ છે એમ કહેવું જોઇએ, પણ અચેતન પદાર્થોમાં એવો પ્રતિનિયત પરિસ્પંદ થવો યોગ્ય નથી. ભવસ્થ જીવને સક્રિયપણું ભલે હોય, પણ કર્મ રહિત મુક્તાત્માને તે કયા નિમિત્તથી થાય છે? એમ કહેતા હો તો ઉત્તરમાં જણાવવાનું કે જેમ સિદ્ધગતિના પરિણામથી સિદ્ધપણું પ્રાપ્ત થાય છે, તેમ તે ક્રિયા પણ થાય છે. ૧૮૪૭-૧૮૪૮-૧૮૪૯.

મંડિક:—દેહપરિસ્પન્દમાં આત્માનો પ્રયત્ન હેતુ છે, પણ કોઈ ક્રિયા હેતુ નથી, આથી કરીને આત્માને સક્રિય ન કહી શકાય.

ભગવન્ત:—જો આત્મા અક્રિય હોય, તો આકાશની પેઠે અક્રિય એવા આત્મામાં પણ તે પ્રયત્ન હોઇ શકે નહિ, માટે આત્મા સક્રિયજ છે. વળી અમૂર્ત પ્રયત્ન દેહ પરિસ્પન્દમાં હેતુ છે, એમ માનવામાં અન્ય-બીજો કયો હેતુ છે? અન્ય હેતુની અપેક્ષા સિવાય સ્વત: આ પ્રયત્નજ દેહ પરિસ્પંદમાં હેતુ છે, એમ જો કહેવામાં આવે, તો એ પ્રમાણે આત્મા પણ દેહ પરિસ્પન્દમાં હેતુ થઈ શકશે, વચ્ચે નિરર્થક પ્રયત્ન માનવાથી શો લાભ છે?
મંડિક:—દેહપરિસ્પન્દમાં કોઈ અદૃષ્ટ હેતુ છે, પણ આત્મા નિષ્ક્રિય હોવાથી તે તે પરિસ્પંદમાં હેતુભૂત નથી.

ભગવન્ત:—હું તને એ સંબંધમાં પૂછું છું કે એ અદૃષ્ટ મૂર્ત છે, કે અમૂર્ત છે? જો અમૂર્ત હોય તો, આત્મા પણ અમૂર્ત હોવાથી તેને દેહપરિસ્પન્દમાં શા માટે હેતુભૂત નથી માનતો? અને જો એ અદૃષ્ટ મૂર્ત હોય તો તે કાર્મણશરીર સિવાય અન્ય કંઈ સંભવતું નથી, જો એ પ્રમાણે એ કાર્મણ શરીર, બાહ્યદૃશ્યશરીરના હેતુપણે વપરાતું હોય તો તેના પરિસ્પન્દનો પણ કોઇ અન્ય હેતુ હોવો જોઇએ. તેનો પણ પુન: બીજો હેતુ હોવો જોઇએ પુન: તેનો પણ અન્ય હેતુ કહેવો પડશે, એમ છેવટે અનવસ્થાજ પ્રાપ્ત થશે. અદૃષ્ટ કાર્મણ શરીરનો પરિસ્પન્દ અન્ય હેતુ સિવાય સ્વભાવથીજ પ્રવર્તે છે, તેથી અનવસ્થા દોષ નહિ પ્રાપ્ત થાય; એમ કહેવામાં આવે તો એ પ્રમાણે બાહ્ય દૃશ્ય શરીરનો પરિસ્પન્દ પણ સ્વભાવથીજ પ્રવર્તશે, અદૃષ્ટ કાર્મણ શરીરની કલ્પના કરવાથી શું લાભ છે?

મંડિક:—એને પણ એ પ્રમાણે સ્વભાવથી પરિસ્પન્દ માનીએ તો કંઈ હરકત નથી, મને તો એ પણ માન્ય છે.

ભગવન્ત:—એમ માનવું અયુક્ત છે, કારણકે અચેતન પદાર્થને એ પ્રમાણે પ્રતિનિયત વિશિષ્ટ પ્રકારનો પરિસ્પન્દ સ્વાભાવિક ન થઈ શકે, કેમકે 'જે અન્ય હેતુની અપેક્ષા સિવાયનો હોય, તે નિત્ય વિદ્યમાન હોય, અથવા નિત્ય અવિદ્યમાન હોય છે." માટે કર્મ વિશિષ્ટ આત્માજ પ્રતિનિયત દેહપરિસ્પન્દમાં હેતુ છે, તેથી તે સક્રિય છે. એમ માનવું એજ યોગ્ય છે.

મંડિક:—અસ્તુ, તમારા કહેવા પ્રમાણે ભવસ્થ-સંસારી જીવને તેવી ક્રિયા હોવાથી સક્રિય હો, પરંતુ કર્મ રહિત મુક્તાત્માને તે ક્રિયા કેવીરીતે હોઇ શકે?

ભગવન્ત:— જેમ મુક્તાત્માને સિદ્ધગતિના પરિણામથી સિદ્ધપણું પ્રાપ્ત થાય છે તેમ મુક્તાત્મા સક્રિય પણ છે. ૧૮૪૭-૧૮૪૮-૧૮૪૯.

મુક્તાત્માઓ ગતિવાળા હોવાથી સિદ્ધક્ષેત્રની આગળ પણ કેમ નથી જતા ? એ શંકાનું સમાધાન અને તેને અંગે ધર્માસ્તિકાય ને લોકની સિદ્ધિ કરે છે—

किं सिद्धालयपरओ न गई ? धम्मत्थिकायविरहाओ ।
सो गइउवग्गहकरो लोगम्मि जमत्थि नालोए ॥ १८५० ॥
लोगस्सऽत्थि विवक्खो सुद्धत्तणओ घडस्स अघडो व्व ।
स घडाइ च्चिय मई न निसेहाओ तयणुरूवो ॥ १८५१ ॥
तम्हा धम्मा-ऽधम्मा लोयपरिच्छेयकारिणो जुत्ता ।
इहराऽऽगासे तुल्ले लोगोऽलोगोत्ति को भेओ ? ॥ १८५२ ॥
लोगविभागाभावे पडिघायाभावओऽणवत्थाओ ।
संववहाराभावो संबंधाभावओ होज्जा ॥ १८५३ ॥
निरणुग्गहत्तणाओ न गई परओ जलादिव झसस्स ।
जो गमणाणुग्गहिया सो धम्मो लोगपरिमाणो ॥ १८५४ ॥
अत्थि परिमाणकारी लोगस्स पमेयभावओऽवस्सं ।
नाणं पिव नेयस्सालोगत्थित्ते य सोऽवस्सं ॥ १८५५ ॥

પ્રશ્ન:—સિદ્ધ ક્ષેત્રની આગળ પણ મુક્તાત્માની ગતિ ક્રિયા કેમ નથી થતી ?

ઉત્તર—આગળ ધર્માસ્તિકાયનો અભાવ છે માટે, તે ધર્માસ્તિકાય જીવો અને પુદ્ગલોને ગતિક્રિયામાં ઉપકાર કરનાર છે, તેથી તે લોકમાં જ છે, અલોકમાં નથી. વળી જેમ ઘટનો પ્રતિપક્ષી અઘટ છે, તેમ શુદ્ધપદપણાથી લોકનો પ્રતિપક્ષી અલોક છે, તે અલોક ઘટ પદાર્થ હશે, એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કારણ કે નિષેધથી તેના અનુરૂપ પદાર્થનીજ કલ્પના થાય છે. ધર્માસ્તિકાય, અને અધર્માસ્તિકાય એ બે દ્રવ્યો લોકના નિયામક છે, અન્યથા સર્વત્ર આકાશદ્રવ્યની હયાતી તુલ્ય હોવાથી "આ લોક છે અને આ અલોક છે" એવો ભેદ ક્યાંથી થાય? લોકવિભાગના અભાવે પ્રતિઘાતના અભાવથી ગતિ અને અવસ્થાન ન થાય અને એથી સંબંધનો જ અભાવ થવાથી બન્ધ-મોક્ષાદિ વ્યવહારનો સર્વથા અભાવ થાય. તેથી કરીને જેમ જળ સિવાય મત્સ્યની ગતિ નથી થતી, તેમ જીવ પુદ્ગળોને ઉપગ્રહ કરનાર ધર્માસ્તિકાયાદિના અભાવે લોક બહાર ગતિ નથી થતી. તેમને ગતિમાં જે અનુગ્રહ કરનાર છે તે ધર્માસ્તિકાય છે, અને તે લોકપ્રમાણજ છે. જેમ જ્ઞેયનું પરિમાણ કરનાર જ્ઞાન છે, તેમ લોક પ્રમેય હોવાથી તેનું પરિમાણ કરનાર અવશ્ય કોઈ છે. અહીં પરિમાણ કરનાર ધર્માસ્તિકાય છે, અને એ ધર્માસ્તિકાય, અલોક હોય તોજ હોઈ શકે છે, ૧૮૫૦ થી ૧૮૫૫.

મોક્ષસ્થાનમાંથી સિદ્ધનું પુનઃ પતન નથી થતું, તે માટે કહે છે.

पयणं पसत्तमेवं थाणाओ तं च नो जओ छट्ठी ।
इह कत्तिलक्खणेयं कत्तुरणत्थतरं थाणं ॥ १८५६ ॥
महनिच्चणत्तओ वा थाणविणासपयणं न जुत्तं से ।
तह कम्माभावाओ पुणकियाभावओ वावि ॥ १८५७ ॥

निच्चत्थाणाओ वा वोमाईणं पडणं पसज्जेज्जा ।
अह न मयमणेगंता थाणाओऽवस्स पडण त्ति ॥ १८५८ ॥

એ માનવાથી તો સિદ્ધને તે સ્થાનથી પુનઃ પતન પ્રાપ્ત થશે. ના તેમ નહિ, કારણકે અહીં કર્તારૂપ છઠ્ઠી ભિક્તિ છે, તેથી તે સ્થાન કર્તાથી અનર્થાન્તર છે, વળી તે સ્થાન તેનાથી અર્થાન્તર માનીએ, તો પણ આકાશની પેઠે નિત્ય હોવાથી તે સ્થાનનો વિનાશ કે પતન યોગ્ય નથી; કારણકે તેમ થવાના કારણ ભૂત કર્મના અભાવે પુનઃ ક્રિયા ન હોવાથી તેમ નથી થતું. તથા " નિત્ય સ્થાનથી પતન " માનવામાં આવે, તો આકાશાદિનું પણ પતન થાય, અને જો તે માન્ય ન હોય તો, " સ્થાનથી અવશ્ય પતન " એ કથન અનેકાન્તિક છે. ૧૮૫૬-૧૮૫૭-૧૮૫૮.

જેમાં રહેવાય તે સ્થાન, એ વ્યુત્પત્તિથી સ્થાન શબ્દ અધિકરણ વાચી છે, અને તેથી કરીને સિદ્ધનું સ્થાન તે સિદ્ધસ્થાન, આ પ્રમાણે અર્થ માનીએ તો, પર્વત અથવા વૃક્ષના અગ્રભાગ પરથી જેમ દેવદત્તનું અથવા ફળનું પતન થાય છે, તેમ સિદ્ધનું પણ સિદ્ધસ્થાનથી પતન થવું જોઇએ, કારણકે જેમ હર કોઇનું જેવું કોઇ પણ સ્થાન હોય તેનું પોતાના સ્થાનથી પતન જણાય છે, તેમ સિદ્ધનું પણ પતન થવું જોઇએ.

ભગવન્તઃ—એમ માનવું અયોગ્ય છે, કારણકે અહીં સિદ્ધનું સ્થાન એ વાકયમાં કર્તાના અર્થમાં છઠ્ઠી વિભક્તિ છે, તેથી કરીને સિદ્ધ જ્યાં અવસ્થિત રહે છે તે સ્થાન, પરન્તુ તે સિદ્ધથી અર્થાન્તર-જુદું એવું સ્થાન ન સમજવું.

અથવા તે સ્થાન સિદ્ધથી અર્થાન્તર માનીએ, તો પણ ત્યાંથી સિદ્ધનું પતન થવું યુક્ત નથી, કારણકે એ સ્થાન આકાશની પેઠે નિત્ય હોવાથી તેનો વિનાશ ન થાય અને વિનાશ ન થવાથી મુક્તનું પતન પણ ન થાય, કેમકે આત્માને પતનાદિ ક્રિયામાં કર્મજ મુખ્ય કારણ છે, અને તે કર્મ તો મુક્તાત્માને નથી. એટલે પતન કયાંથી થાય? ન જ થાય. વળી નિજ પ્રયત્ન ની પ્રેરણા-આકર્ષણ-વિકર્ષણ ગુરૂત્વ વિગેરે પતન થવાનાં કારણ છે તે પણ મુકત આત્માને નથી હોતાં, એટલે તેમનું પતન કયાંથી થાય ?

વળી " સ્થાનથી પતન " એમ જે કહ્યું છે, તે સ્વવચનવિરૂદ્ધ છે, કારણકે અસ્થાનથી પતન થાય, પણ સ્થાનથી પતન ન થાય, જો સ્થાનથી પણ પતન માનીએ, તો આકાશ વિગેરેને પણ પોતાના નિત્ય સ્થાનથી પતન પ્રાપ્ત થાય, અને જો એ પ્રમાણે માન્ય ન હોય, તો સ્થાનથી અવશ્ય પતન થાય છે, એ કથન અનેકાન્તિક છે. ૧૮૫૬-૧૮૫૭-૧૮૫૮.

સિદ્ધાત્માઓની આદિ નથી અને અમૂર્ત હોવાથી પરિમિત ક્ષેત્રમાં સર્વ સમાય છે એ વાત જણાવે છે.

भवओ सिद्धोत्ति मई तेणाइमसिद्धसंभवो जुत्तो ।
कालाणाइत्तणओ पढमसरीरं व तदजुत्तं ॥ १८५९ ॥
परिमियदेसेऽणंता किह माया ? मुत्तिविरहियत्ताओ ।
णेयम्मि व नाणाई दिट्ठीओ वेगरूवम्मि ॥ १८६० ॥

સંસારમાંથી સર્વ મુકતાત્માઓની સિદ્ધિ થાય છે, તેથી સિધ્ધોની આદિ હોવી જોઈએ. એ કથન અયોગ્ય છે, કારણકે કાળ અનાદિ હોવાથી જેમ કોઈ આદ્ય શરીર નથી તેમ સિધ્ધોની પણ આદિ નથી. પરિમિત સિદ્ધ ક્ષેત્રમાં અનન્તા સિધ્ધો કેવી રીતે

સમાય છે ? અમૂર્ત છે માટે, અથવા જેમ તેમના જ્ઞાનાદિમાં અનન્તાં દ્રવ્યો સમાય છે તેમ. અથવા એક નર્તકીની ઉપર જેમ હજારો દૃષ્ટિઓ પડે છે, તેમ તે સિધ્ધોનો સમાવેશ પણ સમજવો. ૧૮૫૯-૧૮૬૦.

સંસારમાંથીજ સર્વ જીવો મુક્ત થએલા છે, તોપછી સર્વ સિદ્ધાત્માઓમાંથી અવશ્ય કોઇપણ એક સિદ્ધ સર્વથી પ્રથમ સિદ્ધ થએલ હોવો જોઇએ, આવી શંકા કરવામાં આવે તો તે અયોગ્ય છે, કારણકે જેમ સર્વ શરીરો અને સર્વ રાત્રિ દિવસો આદિમાન્ છે, પરંતુ કાળ અનાદિ હોવાથી અમુક આદ્ય શરીર છે અને અમુક આદ્ય અહો રાત્રિ છે, એમ જાણી શકાતું નથી, તેમ કાળ અનાદિ હોવાથી આદ્ય સિદ્ધ કોણ એ પણ જાણી શકાતું નથી.

સિદ્ધ ક્ષેત્ર પરિમિત પ્રમાણવાળું છે, તેની અંદર અનન્તા સિધ્ધોનો સમાવેશ કેવીરીતે થઇ શકે ? એમ જો તારો પ્રશ્ન થતો હોય, તો તેના ઉત્તરમાં હું કહું છું કે સિધ્ધો અમૂર્ત હોવાથી અનન્તા છતાં પણ તેમાં સમાય છે. જેમ દરેક દ્રવ્ય ઉપર સિધ્ધોના અનન્તાં જ્ઞાન-દર્શન પડે છે, અથવા એકજ નર્તકી ઉપર જેમ હજારો દૃષ્ટિઓનો સંપાત થાય છે, તેમજ પરિમિત એક ઓરડામાં જેમ ઘણા દીવાઓની પ્રભા સમાઇ જાય છે, તેવીરીતે અમૂર્ત સિધ્ધો પણ અમૂર્ત ક્ષેત્રમાં સમાઈ જાય છે, જો દીપકની ઘણી મૂર્ત પ્રભાઓનો પરિમિત ક્ષેત્રમાં સમાવેશ થઈ જાય છે, તો પછી અમૂર્ત મુક્તાત્માઓનો પરિમિત ક્ષેત્રમાં સમાવેશ થઇ જાય એમાં શું આશ્ચર્ય જેવું છે ? ૧૮૫૯-૧૮૬૦.

વેદવાક્યાનુસારે બંધ મોક્ષની સિદ્ધિ કરે છે.

न ह वइ ससरीरस्स प्पिय-ऽप्पियावहतिरेवमाईणं ।
वेयपयाणं च तुमं न पयत्थं मुणसि तो संका ॥ १८६१ ॥
तुह बंधे मोक्खम्मि य, सा य न कज्जा जओ फुडो चेव ।
ससरीरे-यरभावो नणु जो सो बंधमोक्खोत्ति ॥ १८६२ ॥

**छिन्नम्मि संसयम्मि जिणेण जर-मरणविप्पमुक्केणं । १६४**
**सो समणो पव्वइओ अद्धुट्ठहिं खंडियसएहिं ॥ १८६३ । ६२१ ॥**

**न हि वै सशरीरस्य प्रियाप्रिययोः** ઇત્યાદિ વેદનાં પદોનો સત્ય અર્થ તું નથી જાણતો તેથી તને બંધ અને મોક્ષમાં શંકા થાય છે, પણ તેવી શંકા ન કરવી, કારણકે જે સશરીરીભાવ અને અશરીરીભાવ, એ પ્રગટ બંધ અને મોક્ષ છે, એ પ્રમાણે જરા અને મરણથી મુક્ત થએલા જિનેશ્વરે તેના સંશયનો છેદ કર્યો, એટલે તેણે પોતાના સાડાત્રણસો શિષ્યો સહિત દીક્ષા લીધી. ૧૮૬૧-૧૮૬૨-૧૮૬૩.

**न ह वै सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति अशरीरं वाव सतं प्रियाप्रिये न स्पृशतः** એટલે સશરીરને સુખ-દુઃખનો અભાવ નથી, અને અશરીરને સુખ-દુઃખ સ્પર્શતા નથી " ઇત્યાદિ વેદનાં પદોનો ખરો અર્થ તું નથી જાણતો તેથીજ તને હે સૌમ્ય ! બન્ધ અને મોક્ષમાં શંકા થાય છે, પણ એવી શંકા ન કરવી, કારણકે સશરીરીભાવ, અને અશરીરી ભાવ, તેજ પ્રગટ રીતે બન્ધ મોક્ષ છે. **सशरीरस्य** ઇત્યાદિ પદવડે બાહ્ય અને અભ્યન્તર અનાદિશરીર સંતાન સ્વરૂપ બંધ કહ્યો છે, અને **अशरीरं वा** ઇત્યાદિ પદવડે સવ-

થી શરીરનો અભાવ થએથી મોક્ષનું પ્રતિપાદન કર્યું છે વળી " स एष विगुणो विभुर्न बध्यते " ઈત્યાદિ પદોને તું સંસારી જીવને બન્ધ-મોક્ષના અભાવને પ્રતિપાદન કરનારાં માને છે, પણ તેમ નથી, એ પદો તો મુક્તાત્મા સંબંધી છે, મુક્તાત્મા કદિપણ બંધાતો નથી વગેરે બધું મુક્તાત્માને ઉદ્દેશીને કહેલ છે. આ પ્રમાણે જરા અને મરણથી મુક્ત થએલા જિનેશ્વર ભગવન્તે તેમના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના સાડાચારસો શિષ્યો સહિત દીક્ષા લીધી. ૧૮૬૧-૧૮૬૨-૧૮૬૩.

" ઈતિ ષષ્ઠો ગણધરવાદ: સમાપ્ત: "

હવે સાતમા ગણધર સંબંધી વાદ કહે છે.

ते पव्वइए सोउं मोरिओ आगच्छई जिणसगासं ।
वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १८६४ । ६२२ ॥
आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।
नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ १८६५ । ६२३ ॥
किं मण्णे अत्थि देवा उयाहु नत्थित्ति संसओ तुज्झ ।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १८६६ । ६२४ ॥

તેણે દીક્ષા લીધી, એમ સાંભળીને મૌર્યનામા દ્વિજોપાધ્યાય જિનેશ્વર પાસે આવે છે, ( અને વિચારે છે કે ) હું જિનેશ્વર પાસે જઇને વંદન કરીશ, વંદન કરીને તેમની સેવા કરીશ. તે ત્યાં આવ્યો, એટલે જન્મ-જરા અને મરણથી મુકાએલા, સર્વજ્ઞ સર્વદર્શી ભગવન્તે તેને નામ અને ગોત્રપૂર્વક બોલાવ્યા, અને કહ્યું કે-હે મૌર્ય ! તને એવો સંશય છે, કે દેવો છે યા નથી ? તને આ સંશય વિરૂદ્ધ એવાં વેદનાં પદો સાંભળવાથી થયો છે, પણ તું તે પદોનો સાચો અર્થ નથી જાણતો.

પોતાના શિષ્યો સહિત મંડિકે દીક્ષા લીધી, એમ મૌર્યપુત્ર નામના પંડિતે જાણ્યું, એટલે તે પણ ભગવન્ત પાસે આવ્યા, તેને આવેલા જાણીને પરમકૃપાળુ જિનેશ્વરે તેને નામ અને ગોત્રપૂર્વક બોલાવીને કહ્યું, આયુષ્મન્ મૌય ! પરસ્પર વિરૂદ્ધ અર્થ પ્રતિપાદન કરનારાં વેદપદો સાંભળવાથી તને દેવો છે કે નથી એવો સંશય થયો છે. તે પદો આ પ્રમાણે છે, " स एष यज्ञायुधी यजमानोऽञ्जसा स्वर्गलोकं गच्छति " એટલે યજ્ઞરૂપ શસ્ત્ર ધારણ કરનાર આ યજમાન એકદમ સ્વર્ગ લોકમાં જાય છે. આથી દેવોની વિદ્યમાનતા પ્રતિપાદન થાય છે. તથા "अपाम सोमं अमृता अभूम अगमन् ज्योतिरविदाम देवान्, किं नूनमस्मान् तृणवदरातिः किमु मूर्तिममृत मर्त्यस्य " એટલે સોમ રસ પીને તેઓ દેવ થયા, સ્વર્ગલોકમાં ગયા અને દેવપણું પામ્યા. તે દેવો અમર્ત્યપણું પામેલ દેવો પુરૂષના વ્યાધિ અને વૃદ્ધાવસ્થાને તૃણવત્ કરશે. આ પદો પણ દેવસત્તાને પ્રતિપાદન કરનારાં છે. અને " को जानाति मायोपमान् गीर्वाणानिन्द्र-यम-वरुण-कुबेरादीन् " એટલે ઈન્દ્રજાળ જેવા જણાતા ઈન્દ્ર-યમ-વરૂણ-કુબેર વિગેરે દેવો છે કે નહિ, તે કોણ જાણે ? આ પદો દેવોનો અભાવ પ્રતિપાદન કરે છે. આ સર્વ પદોનો અર્થ તું આ પ્રમાણે માને છે, તેથી તને એવો સંશય થયો છે. પણ તારો એ સંશય અયોગ્ય છે, કારણકે તે

પદોનો અર્થ તે પ્રમાણે નથી, પણ હું કહું છું તે પ્રમાણે છે, જે પ્રમાણે છે તે હું કહું છું તે લક્ષપૂર્વક સાંભળ. ૧૮૬૪-૧૮૬૫-૧૮૬૬.

એ પદોનો અર્થ હવે ભાષ્યકાર વિસ્તારથી કહે છે.

तं मन्नसि नेरइया परतंता दुक्खसंपतत्ता य।
न तरंति इहागंतुं सद्धेया सुव्वमाणावि ॥ १८६७ ॥
सच्छंदचारिणो पुण देवा दिव्वप्पभावजुत्ता य।
जं न कयाइवि दरिसणमुवेंति तो संसओ तेसुं ॥ १८६८ ॥
मा कुरु संसयमेए सुदूरमणुयाइभिन्नजाईए।
पेच्छसु पच्चक्खं चिय चउव्विहे देवसंघाए ॥ १८६९ ॥

હે આર્ય ! તું એમ માને છે કે નારકીઓ અત્યન્ત દુ:ખી અને પરાધીન હોવાથી અહીં આવી શકતા નથી, એટલા માટે પ્રત્યક્ષપ્રમાણના ઉપાયનો અભાવ હોવાથી સાંભળેલા છતાજ શ્રદ્ધા કરવા લાયક છે. આ કારણથી તેઓ "શાસ્ત્રાનુસારે છે" એમ માનવું જોઇએ; પરંતુ દેવો તો સ્વચ્છંદચારી અને દિવ્યપ્રભાવયુક્ત હોવા છતાં પણ કદાપી પ્રત્યક્ષ જણાતા નથી, અને શ્રુતિ સ્મૃતિ આદિમાં " તેઓ છે " એમ સંભળાય છે, આથી તને તેઓમાં સંશય છે. પણ આર્ય ! એવો સંશય ન કર, જો અહિં ( સમવસરણમાંજ ) મનુષ્યાદિથી ભિન્ન જાતિવાળા દિવ્યઆભરણાદિયુક્ત ચારે નિકાયના દેવો મને અહીં વંદન કરવાને આવેલા છે, તેઓને પ્રત્યક્ષ જો. ૧૮૬૭-૧૮૬૮-૧૮૬૯.

અહીં સમવસરણમાં દેવોને જોયા પહેલાં પણ તે સંશય યોગ્ય નથી.

पुव्वंपि न संदेहो जुत्तो जं जोइसा सपच्चक्खं।
दीसंति तक्कयावि य उवघाया ऽणुग्गहा जगओ ॥ १८७० ॥
आलयमेत्तं च मई पुरं व तव्वासिणो तहवि सिद्धा।
जे ते देवत्ति मया न य निलयं निच्चपरिसुण्णा ॥ १८७१ ॥

દેવોને અહીં જોયા પહેલાં પણ તે દેવો સંબંધી સંશય યોગ્ય નથી, કેમકે ચન્દ્રાદિ જયોતિષિક દેવો તો સર્વને પ્રત્યક્ષ છે, વળી જગતને તેઓનો કરેલો અનુગ્રહ ને ઉપઘાત પણ જણાય છે, ચંદ્રાદિ જે જણાય છે તે વસંત વિનાના આલયમાત્ર (વિમાનો) છે, એમ કહેવામાં આવે તો તે આલયમાત્ર (નિવાસસ્થાન માત્ર) નથી, પણ નગરમાં વસનારા જનોની જેમ તેમાં કોઇ વસનારા છે, એમ સિદ્ધ થાય છે, ને તેમાં જે વસનારા છે તે દેવો છે, કેમકે નિવાસસ્થાન હમેશાં શૂન્ય નથી હોતાં. ૧૮૭૦-૧૮૭૧.

દેવોને અહીં સમવસરણમાં જોયા પહેલાં પણ તેઓ સંબંધીની વિદ્યમાનતામાં સંશય કરવો યોગ્ય નથી, કેમકે ચંદ્ર-સૂર્ય વિગેરે આ જ્યોતિષિક દેવો તો તને અને સર્વલોકને પણ પ્રત્યક્ષ જણાયજ છે, એટલે સર્વ દેવો સંબંધી વિદ્યમાનતામાં સંશય કરવો અયોગ્ય છે, વળી લોકને દેવકૃત અનુગ્રહ ને ઉપઘાત પણ પ્રત્યક્ષ જણાય છે, કેટલાક દેવો કોઇને કંઇક વૈભવાદિ આપીને અનુગ્રહ કરે છે, અને કેટલાક દેવો રાજા વિગેરેની જેમ શસ્ત્રાદિ વડે ઉપઘાત કરે છે, આથી દેવો છે, એમ નિશ્ચય થાય છે.

જે ચન્દ્ર-સૂર્યાદિ તમે કહો છો, તે તો આલયમાત્ર-વિમાનો છે. કંઇ દેવો નથી, એટલે

જ્યોતિષિક દેવો પ્રત્યક્ષ જણાય છે, એમ કેમ કહેવાય ? ઉદાહરણ તરીકે જેમ શૂન્ય નગરમાંના ઘરો કેવળ સ્થાનમાત્ર છે, પણ તેમાં લોકો નથી હોતા, તેવી રીતે ચંદ્રાદિ વિમાનો પણ માત્ર નિવાસસ્થાન છે એમ મનાય, પરન્તુ તેમાં કોઇ દેવો છે એમ કેમ કહી શકાય? એમ જો કહેવામાં આવે, તો તે વિમાનરૂપ નિવાસથીજ તેમાં નિવાસ કરનારા દેવો છે, એમ સામર્થ્યથીજ સિદ્ધ થાય છે. કારણકે જે નિવાસસ્થાન હોય છે, તે નિવાસ કરનારવડે અધિષ્ઠિત હોય છે, જેમ દેવદત્તાદિ વ્યક્તિયોવડે અધિષ્ઠિત નગરનાં નિવાસસ્થાનો છે, તેમ તે વિમાનો પણ નિવાસ સ્થાન હોવાથી તેમાં નિવાસ કરનાર દેવોવડે અધિષ્ઠિત છે, એટલે તે વિમાનોમાં દેવો છે એમ સિદ્ધ થાય છે.

જેમ નગરમાંના નિવાસસ્થાનમાં રહેનાર દેવદત્ત વિગેરે પ્રત્યક્ષ જણાય છે. તેમ તે વિમાનમાં રહેનારા દેવો પણ પ્રત્યક્ષ જણાવા જોઇએ. આવી શંકા કરવામાં આવે, તો તે અયુક્ત છે. કારણકે નગરમાંના નિવાસસ્થાન કરતાં તે વિમાનરૂપ નિવાસસ્થાનો વિશિષ્ટ પ્રકારનાં છે, આથી કરીને તેમાં નિવાસ કરનારા દેવો પણ દેવદત્તાદિ કરતાં વિલક્ષણ પ્રકારના હોવાથી પ્રત્યક્ષ નથી જણાતા, છતાં તેઓ છે એમ સિદ્ધ થાય છે.

જે નિવાસસ્થાન હોય, તે નિવાસવડે કરનાર યુક્તજ હોય, એમ એકાન્તે કહેવું અયોગ્ય છે, કારણકે શૂન્ય નિવાસસ્થાનમાં કોઈ નિવાસ કરનાર હોતું નથી. એટલે નિવાસસ્થાન ઉપરથી નિવાસ કરનાર પણ છે, એમ કહી શકાય નહીં. આમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે જે નિવાસસ્થાન હોય છે, તે હમ્મેશાં શૂન્ય નથી હોતું, કોઇ વખત પણ ભૂત-ભવિષ્ય કે વર્તમાનકાળમાં પણ તે નિવાસ કરનાર વડે અવશ્ય અધિષ્ઠિત હોય છે, એટલે ગમે ત્યારે પણ તે વિમાનરૂપ નિવાસસ્થાનમાં તે ચંદ્રાદિ દેવો નિવાસ કરનારા હોય છેજ. ૧૮૭૦-૭૧.

ચંદ્રાદિ વિમાનો સંબંધી કેટલીક શંકાઓનું સમાધાન કરે છે.

को जाणइ व किमेयंति होज्ज निस्संसयं विमाणाइं ।
रयणमयनभोगमणादिह जह विज्जाहराईणं ॥ १८७२ ॥
होज्ज मई मा एयं तहावि तक्कारिणो सुरा जे ते ।
न य मायाइविगारा पुरं व निच्चोवलम्भाओ ॥ १८७३ ॥
जइ नारगा पवन्ना पगिट्ठपावफलभोइणो तेणं ।
सुबहुगपुण्णफलभुजो पवज्जियव्वो सुरगणोवि ॥ १८७४ ॥
संकंतदिव्वपेम्मा विसयपसत्ताऽसमत्तकत्तव्वा ।
अणहीणमणुयकज्जा नरभवमसुभं न एंति सुरा ॥ १८७५ ॥

કોણ જાણે એ ચન્દ્રાદિ શું એ હશે ? એવી શંકા થતી હોય તો તે વિદ્યાધરોનાં વિમાનોની પેઠે નિઃસંશય વિમાનોજ છે, કેમકે રત્નમય હોવા સાથે આકાશગામી છે, એ વિમાનો માયિક હશે, એમ કહેવામાં આવે તો તમારા કહેવા મુજબ તેવા વિમાનો કરનારા જે છે, તે દેવો છે, એમ સિદ્ધ થાય છે, જો કે તે માયિક વિકાર નથી, કેમકે નગરની પેઠે તેઓ નિત્ય ઉપલબ્ધ થાય છે. વળી જો ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનારા નારકીઓ છે, એમ તું અંગીકાર કરતો હો, તો તદનુસારે ઉત્કૃષ્ટ પુન્યનું ફળ ભોગવનારા દેવો પણ છે, એમ અંગીકાર કર, તેઓ દિવ્યપ્રેમમાં મગ્ન, વિષયમાં આસક્ત, અસમાપ્ત બહુ

કાર્યવાળા અને મનુષ્યોના આધીન નહિં એવા કાર્યવાળા હોવાથી અશુભ એવા મનુષ્ય-લોકમાં નથી આવતા. ૧૮૭૨ થી ૧૮૭૫.

જેને તમે સૂર્ય ચંદ્રના વિમાનો કહો છો, તે કોણ જાણે શું એ હશે, જે સૂર્ય જણાય છે તે કોઇ અગ્નિમય ગોળો હશે, અને જે ચંદ્ર જણાય છે તે સ્વભાવથીજ સ્વચ્છ એવો કોઇ જળમય ગોળો હશે; અથવા એવાજ પ્રકારનાં કોઈ પ્રકાશમાન રત્નમય ગોળાસ્વરૂપ એ જ્યોતિષિક વિમાનો હશે, એટલે એ વિમાનો તે જ્યોતિષિક દેવોનાં નિવાસસ્થાનોજ છે, એમ કેમ માની શકાય ? આવી તને શંકા થતી હોય, તો તે અયોગ્ય છે, કેમકે વિદ્યાધરોને તપથી સિદ્ધ થએલ વિમાનોની પેઠે તે આકાશમાં ગતિ કરે છે, તેથી નિ:સંશય એ રત્નમય એવાં વિમાનોજ છે, અને તેજ જ્યોતિષિક દેવોનાં નિવાસસ્થાન છે.

એ વિમાનો તે જ્યોતિષિઓનાં નિવાસસ્થાન નથી, પણ કોઇ માયાવીએ એ પ્રમાણે બનાવ્યાં હશે એમ કહેવામાં આવે, તો તે પણ અયુક્ત છે, કારણકે વચનમાત્રથીજ તે માયિક છે, એમ સિદ્ધ કરી શકાય નહિ, તે છતાં વિવાદની ખાતર તે માયિક છે, એમ માનિ લઇએ તો પણ તથાવિધ માયાને કરનાર કોઇ મનુષ્યાદિ નહિ પણ દેવોજ છે, એમ સિદ્ધ થાય છે, જો કે તે વિમાનો માયિક વિકાર નથી, કેમકે પ્રસિદ્ધ નગરાદિની પેઠે હંમેશાં ઉપલબ્ધ થાય છે, અને જે માયિક વિકાર હોય છે, તે હમ્મેશાં ઉપલબ્ધ નથી થતા, માટે તે દેવોના નિવાસસ્થાન વિમાન છે એમ અંગીકાર કર.

વળી જેમ સ્વકૃત અતિશય પાપનું ફળ ભોગવનાર નારકીઓ છે. એમ તું અંગીકાર કરે છે, તેમ સ્વકૃત અતિશય પુન્યનું ફળ ભોગવનાર દેવો પણ છે, એમ શા માટે નથી માનતો ? અતિશય દુ:ખી મનુષ્ય તિર્યંચો તે ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનારા છે, અને અતિશય સુખી મનુષ્યો તે ઉત્કૃષ્ટ પુન્યનું ફળ ભોગવનારા છે, આમ હોવાથી ઉત્કૃષ્ટ પુન્ય-પાપનું ફળ ભોગવનાર દેવ નારકીની કલ્પના શા માટે કરવી ? એમ કહીને દેવ નારકીનો અભાવ નહી કહી શકાય. કારણકે ઉત્કૃષ્ટ પુન્ય-પાપનું ફળ ભોગવનાર અત્યન્ત સુખી-દુ:ખી હોય છે, ને તે પ્રમાણે અતિશય સુખીયા તથા દુ:ખીયા મનુષ્ય-તિર્યંચ નથી હોતા, કેમકે જે અતિશય સુખી મનુષ્યો હોય છે, તેમને પણ પણ રોગ જરા વિગેરે દુ:ખો પ્રાપ્ત થાય છે. અને જે અતિશય દુ:ખી હોય છે, તેમને સુખદ વાયુ-પ્રકાશ વિગેરે પ્રાપ્ત થાય છે, આમ હોવાથી મનુષ્ય તિર્યંચનેજ અતિશય સુખી કે દુ:ખી ન કહી શકાય, પણ ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનાર નારકીઓજ અત્યન્ત દુ:ખી કહેવાય, અને ઉત્કૃષ્ટ પુન્યનું ફળ ભોગવનાર દેવોનેજ અત્યન્ત સુખી કહેવાય. તે દેવો ઉત્કૃષ્ટ રૂપાદિ ગુણ યુક્ત સુંદરીમાં આસકત થએલા પુરૂષની પેઠે વિષયમાં આસકત છે. અને દિવ્ય પ્રેમવાળા છે, તેમજ પોતાનું કાર્ય પૂર્ણ કરેલ ન હોવાથી તથા મનુષ્યોને આધીન કાર્યવાળા ન હોવાથી જેમ નિ:સંગયતિ અનભિમત ગૃહાદિમાં નથી આવતા, તેમ તેઓ પણ અશુભ નરલોકમાં નથી આવતા, કેમકે તેઓ નરલોકનો દુર્ગન્ધ સહી શકતા નથી.૧૮૭૨-૧૮૭૩-૧૮૭૪-૧૮૭૫.

તે છતાં જિનકલ્યાણકાદિ જે જે કારણે દેવો અહીં આવે છે તે કારણો જણાવતાં ને બીજા કારણોથી દેવોની સિદ્ધિ જણાવતાં કહે છે કે—

नवरि जिणजम्म-दिक्खा-केवल-निव्वाणमहनिओगेणं ।
भत्तीए सोम्म ! संसयविच्छेयत्थं व एज्जण्हु ॥ १८७६ ॥

पुव्वाणुरागओ वा समयनिबंधा तवोगुणाओ वा ।
नरगणपीडा ऽणुग्गह-कंदप्पाईहिं वा केई ॥ १८७७ ॥
जाइस्सरकहणाओ कासइ पच्चक्खदरिसणाओ य ।
विज्जा-मंतो-वायणसिद्धीओ गहविगाराओ ॥ १८७८ ॥
उक्किट्ठपुण्णसंचयफलभावाओऽभिहाणसिद्धीओ ।
सव्वागमसिद्धीओ य संति देवत्ति सद्धेयं १८७९ ॥
देवत्ति सत्थयमिदं सुद्धत्तणओ घडाभिहाणं व ।
अहव मई मणुओ च्चिय देवो गुण-रिद्धिसंपण्णो ॥ १८८० ॥
तं न जओ तच्चत्थे सिद्धे उवयारओ मया सिद्धी ।
तच्चत्थसीह सिद्धे माणवसीहोवयारो व ॥ १८८१ ॥

જિનેશ્વરનાં જન્મ-દીક્ષા-કેવળજ્ઞાન અને નિર્વાણ વખતે સ્વકર્તવ્યતાથી કેટલાક દેવો અહીં આવે છે, વળી હે સૌમ્ય ! કેટલાક દેવો ભક્તિથી અને કેટલાક પોતાના સંશયનો છેદ કરવાને એકદમ અહીં આવે છે, તેમજ કેટલાક પૂર્વના અનુરાગથી, પૂર્વકૃત સંકેતથી, તપોગુણથી, કેટલાક પૂર્વના વૈરથી મનુષ્યોને પીડા કરવા અથવા સંબંધથી અનુગ્રહ કરવાને, તેમજ કેટલાક કામાનુરાગથી અહીં આવે છે. જાતિસ્મરણ થએલ પુરૂષના કથનથી અને કેટલાકને પ્રત્યક્ષ જણાયાથી, વિદ્યા મંત્રની ઉપયાચના વડે કાર્યની સિદ્ધિ થવાથી અને ગ્રહના વિકારથી તેમજ ઉત્કૃષ્ટ પુન્ય સંચયના ફળના સદ્ભાવથી અને "દેવ" એવા (સાર્થક) નામથી, તેમજ સર્વ આગમથી દેવો છે, એમ સિદ્ધ થાય છે, તેથી તેમ માનવું જોઇએ. "દેવ" એ નામ "ઘટ"ના નામની પેઠે શુદ્ધપદ હોવાથી સાર્થક છે, (માટે દેવો છે.) મનુષ્યજ દેવના ગુણ અને રૂદ્ધિએ સંપન્ન હોવાથી દેવ હશે. એમ કહેવામાં આવે તો અયોગ્ય છે. કેમકે મુખ્ય અર્થની સિદ્ધિ થાય, તોજ અન્યત્ર ઉપચારથી સિદ્ધ થાય, જેમ યથાર્થ સિંહની સિદ્ધિ હોય, તોજ માણવકમાં ઉપચારથી સિંહની સિદ્ધ થાય. તેમ અહીં પણ સમજવું. ૧૮૭૬-થી-૧૮૮૧.

દેવોના અભાવે અગ્નિહોત્રાદિ ક્રિયા નિષ્ફળ થાય. એમ જણાવતા વેદથી દેવોની સિદ્ધિ બતાવે છે.

देवाभावे विफलं जमग्गिहोत्ताइयाण किरियाणं ।
सग्गीयं जन्नाण य दाणाइफलं च तदजुत्तं ॥ १८८२ ॥
जम-सोम-सूर-सुरगुरु-साराज्जाईणि जयइ जण्णेहिं ।
मंतावाहणमेव य इंदाईणं विहा सव्वं ॥ १८८३ ॥

**छिन्नम्मि संसयम्मि जिणेण जर-मरणविप्पमुक्केणं ।**
**सो समणो पव्वइओ अद्धुट्ठिहि सह खंडियसएहिं ॥ १८८४ । ६२५ ॥ १६३ ॥**

જો દેવો ન હોય, તો જે અગ્નિહોત્ર આદિની ક્રિયાઓ યજ્ઞો અને દાન વિગેરેનું સ્વર્ગીય ફળ કહ્યું છે, તે સર્વ નિષ્ફળ અને અયોગ્ય થાય. વળી યજ્ઞોવડે યમ-ચંદ્ર-સૂર્ય-બૃહ-

સ્પતિ-ને સ્વર્ગનું રાજ્ય વિગેરે મેળવે છે, તેમજ ઇન્દ્ર વગેરેને મંત્રથી આહ્વાન કરવું. વગેરે વેદમાં કહેલ સર્વ (દેવોના અભાવે) વૃથા થાય. એ પ્રમાણે જરા અને મરણથી મુકાએલા શ્રી જિનેશ્વરે તેના સંશયનો છેદ કર્યો, એટલે તેણે પોતાના સાડાત્રણસો શિષ્યો સહિત દિક્ષા લીધી. ૧૮૮૨-૧૮૮૩-૧૮૮૪.

હે સૌમ્ય! જો દેવોનો અભાવ હોય, તો "अग्निहोत्र जुहुयात् स्वर्गकामः" (મૈત્ર્યુ નિષદ્ ૬-૬.) ઇત્યાદિ વેદપદો સ્વર્ગીય ફળ પ્રાપ્ત કરવાને જે કહ્યાં છે તે તથા યજ્ઞોનું અને દાન વિગેરેનું જે સ્વર્ગીય ફળ કહ્યું છે, તે સર્વ અયોગ્ય ઠરે. કારણ કે સ્વર્ગ-વાસી દેવોજ ન હોય, તો પછી તે સ્વર્ગ મેળવવાનું ક્યાંથી હોય? "स एष यज्ञायुधी" (શતપથ બ્રાહ્મણ. ૧૨, ૫, ૨, ૮.) ઇત્યાદિ વેદવાક્યો પણ દેવોની વિદ્યમાનતાને પ્રતિપાદન કરનારાં છે. તો દેવો છે એમ શા માટે નથી અંગીકાર કરતો? વળી "को जानाति मायोपमान् गीर्वाणानिन्द्र-यम-वरुण कुबेरादीन्" ઇત્યાદિ જે વેદ વાક્ય છે, તે દેવોના અભાવને પ્રતિપાદન કરનાર નથી, પણ એ પ્રમાણે ઇન્દ્રજાળ કહીને દેવઋદ્ધિ ને તે સિવાયની શેષઋદ્ધિના સમુદાયની પણ અનિત્યતા પ્રતિપાદન કરે છે, જો એમ ન હોય, તો દેવોનું અસ્તિત્વ પ્રતિપાદન કરનારાં વેદવાક્યો, તેમજ શ્રુતિના મંત્રોવડે ઇન્દ્રાદિ દેવોને બોલાવવાનું જે કહ્યું છે તે સઘળું નિરર્થક થાય.

વળી શ્રુતિમાં કહ્યું છે કે "उक्थषोडशिप्रभृतिक्रतुभिर्यम-सोम-सूर्य-सुरगुरु-स्वाराज्यानि जयति" એટલે ઉકથષોડશિ વિગેરે યજ્ઞો વડે યમ-ચંદ્ર-સૂર્ય-બૃહસ્પતિ-ને સ્વર્ગના રાજ્યને પ્રાપ્ત કરે છે. આ વેદવાક્યો દેવોનું અસ્તિત્વ સૂચન કરનારાંજ છે, તે વાક્યો જો દેવોનો અભાવ હોય, તો નિષ્ફળ થાય. (અહીં યજ્ઞ અને ક્રતુમાં એટલો તફાવત સમજવો, કે જે યજ્ઞ યૂપ સહિત કરવામાં આવે તે યજ્ઞ કહેવાય છે ને તે શિવાયનો ક્રતુ કહેવાય છે.) તથા "इन्द्र आगच्छ मेधातिथे मेषवृषण" ઇત્યાદિ (તૈત્તિરીય આરણ્યક. ૧, ૧૨, ૩.) મંત્રપદો વડે ઇન્દ્રાદિ દેવોનું જે આહ્વાન કર્યું છે, તે પણ દેવોનું અસ્તિત્વ પ્રતિપાદન કરે છે, અન્યથા એ પણ નિષ્ફળ થાય. માટે પૂર્વે કહેલ યુક્તિઓથી અને ઉપરોક્ત વેદવાક્યોથી "દેવો"છે, એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે જગદ્ગુરૂ પરમકૃપાળુ શ્રીમાન્ દેવાધિદેવ મહાવીર ભગવન્તે મૌર્ય પુત્રના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના સાડાત્રણસો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી. ૧૮૮૨-૧૮૮૩-૧૮૮૪.

ઇતિ સપ્તમ: ગણધરવાદ: સમાપ્ત:

---

હવે આઠમા ગણધર સંબંધી વક્તવ્યતા કહે છે.

ते पव्वइए सोउं अकंपिउ आगच्छई जिणसगासं।
वच्चामि ण वंदामी वंदित्ता पज्जुवासामि ॥ १८८५ । ६२६ । १६४ ॥
आभट्टो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं।
नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ १८८६ । ६२७ । १६५॥
किं मण्णे नेरइया अत्थि नत्थित्ति संसओ तुज्झं।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥१८८७ । ६२८ । १६६॥

તેણે દીક્ષા લીધી, એમ સાંભળીને અકંપિત નામનો આઠમો પંડિત ભગવંત પાસે આવે છે, (અને વિચારે છે કે) હું તેમની પાસે જઇને વંદન કરીશ, વંદન કરીને (તેમની) સેવા કરીશ; (એમ વિચારીને તે ત્યાં આવ્યા, એટલે) જન્મ-જરા અને મરણથી મુકાએલા સર્વજ્ઞ-સર્વદર્શી ભગવન્તે તેમને નામ અને ગોત્રથી બોલાવીને કહ્યું, હે અકંપિત ! તું એમ માને છે કે નારકી હશે, કે નહિ હોય ? આવો તને જે સંશય છે, તે વિરૂદ્ધાર્થવાળા વેદપદો સાંભળવાથી થયો છે, પણ તું તેનો ખરો અર્થ નથી જાણતો. ૧૮૮૫-૧૮૮૬-૧૮૮૭.

મૌર્યપુત્રે ભગવન્ત પાસે દીક્ષા લીધી એમ જ્યારે અકંપિતનામના આઠમા પંડિતે જાણ્યું, ત્યારે તેઓ પણ અભિમાન રહિત થઇ ભગવન્ત પાસે પોતાના સંશયનો છેદ કરવાને આવ્યા, એટલે પરમકૃપાળુ પ્રભુએ તેને નામ અને ગોત્રથી બોલાવીને તેમના અંતઃકરણનો સંશય કહ્યો.

આયુષ્મન્ અકંપિત ! તારા હૃદયમાં એવો સંશય છે કે-" નારકીઓ હશે, યા નહિ હોય ?" नारको वै एष जायते यः शूद्रान्नमश्नाति એટલે જે (બ્રાહ્મણ) શુદ્રનું અન્ન ખાય છે, તે નારકી થાય છે. આ પદો નારકીની વિદ્યમાનતા પ્રતિપાદન કરે છે તથા नह वै प्रेत्य नारकाः सन्ति એટલે પરભવમાં નારકીઓ નથી. આ પદો નારકીનો અભાવ પ્રતિપાદન કરે છે. આવા પરસ્પર વિરૂદ્ધ અર્થ પ્રતિપાદન કરનારાં વેદપદો સાંભળવાથી તને ઉપરોક્તસંશય થયો છે, પરન્તુ તે વેદપદોનો ખરો અર્થ અને યુક્તિનું રહસ્ય તું નથી જાણતો, તેથીજ એવો સંશય થયો છે. તેનો સત્ય અર્થ અને યુકિતનું રહસ્ય હું કહુ છું તે તું લક્ષપૂર્વક શ્રવણ કર, ને સંશયથી મુકત થા. ૧૮૮૫-૧૮૮૬-૧૮૮૭.

એજ અર્થ વિસ્તારથી કહેવાને હવે ભાષ્યકાર મહારાજ કહે છે.

तं मन्नसि पच्चक्खा देवा चंदादओ तहन्नेवि ।
विज्जा-मंतोवायणफलाइसिद्धीय गम्मंति ॥ १८८८ ॥
जे पुण सुइमेत्तफला नेरइयत्ति किह ते गहेयव्वा ? ।
सक्खमणुमाणओ वाऽणुवलंभा भिन्नजाईया ? ॥ १८८९ ॥
मह पच्चक्खत्तणओ जीवाईए व नारए गेण्ह ।
किं जं सपच्चक्खं तं पच्चक्खं नवरि इक्कं ? ॥ १८९० ॥
जं कासइ पच्चक्खं तं पच्चक्खंपि घेप्पतो लोए ।
जह सीहाइदरिसणं सिद्धं न य सव्वपच्चक्खं ॥ १८९१ ॥

(આસન્નકલ્યાણિન્ અકંપિત !) તું એમ માને છે કે-ચંદ્રાદિ દેવો પ્રત્યક્ષ છે, તથા વિદ્યા-મંત્રને ઉપયાચિત ફળની સિદ્ધિ દેખાય છે તેથી તે સિવાયના બીજા દેવો પણ છે, એમ અનુમાનથી જણાય છે, પણ જે માત્ર સાંભળવામાંજ આવે છે અને પ્રત્યક્ષ કે અનુમાનથી જણાતા નથી એવા દેવ-મનુષ્ય ને તિર્યંચથી ભિન્નજાતિવાળા નારકીઓ છે, એમ કેવી રીતે માની શકાય ? અકંપિત ! જીવાદિ પદાર્થોની પેઠે તે નારકીઓ મને પ્રત્યક્ષ છે, તેથી તે છે એમ તું અંગીકાર કર, કારણ કે જે સ્વપ્રત્યક્ષ હોય તેજ એક પ્રત્યક્ષ કહેવાય એમ નથી, પણ જે કોઇ આપ્તપુરૂષને પ્રત્યક્ષ હોય, તેને પણ લોકમાં પ્રત્યક્ષસિદ્ધ કહેવાય છે. જેમ સિંહ-સરભ આદિનું દર્શન સર્વને પ્રત્યક્ષ નથી, પણ કોઇકનેજ પ્રત્યક્ષ હોય છે, વલી દેશ-કાલ-ગ્રામ-નગર સમુદ્રાદિક તારે પ્રત્યક્ષ નથી. પણ બીજાઓને પ્રત્યક્ષ

છે તે તું અંગીકાર કરે છે તો જે મારે નારકીઓ પ્રત્યક્ષ છે તે તું કેમ અંગીકાર નથી કરતો? તેમ અહીં પણ સમજવું. ૧૮૮૮-૧૮૯૧.

ઇન્દ્રિય પ્રત્યક્ષ તે ખરૂં પ્રત્યક્ષ નથી. માત્ર તે ઉપચારથીજ પ્રત્યક્ષ છે; વસ્તુત: તે પરોક્ષજ છે. તે બતાવે છે.

अहवा जमिंदियाणं पच्चक्खं किं तदेव पच्चक्खं ? ।
उवयारमेत्तओ तं पच्चक्खमणिंदियं तच्चं ॥ १८९२ ॥

मुत्ताइभावओ नोवलद्धिमंतिंदियाइ कुंभो व्व ।
उवलंभद्दाराणि उ ताई जीवो तदुवलद्धा ॥ १८९३ ॥

तदुवरमेऽवि सरणओ तव्वावारेऽवि नोवलंभाओ ।
इंदियभिन्नो आया पंचगवक्खोवलद्धा वा ॥ १८९४ ॥

जो पुण अणिंदिओ च्चिय जीवो सव्वापिहाणगमणाओ ।
सो सुबहुयं वियाणइ अवणीयघरो जहा दट्ठा ॥ १८९५ ॥

અથવા જે ઇન્દ્રિયથી પ્રત્યક્ષ છે, તેનેજ શું તમે પ્રત્યક્ષ કહો છો? એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે તે તો ઉપચારમાત્રથીજ પ્રત્યક્ષ છે, સત્યપ્રત્યક્ષ તો અતીન્દ્રિય પદાર્થને જણાવનાર અવધિ આદિ જ્ઞાનો છે તે છે ને તેજ તત્ત્વ છે. કુંભની પેઠે ઇન્દ્રિયો મૂર્તિમાન હોવાથી પોતે વસ્તુને જાણી શકતી નથી, પણ તે ઉપલબ્ધિનાં દ્વારો છે, વસ્તુને ઉપલબ્ધ કરનાર-જાણનાર તો જીવ છે. કારણકે ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ તે દ્વારાએ જાણેલ વસ્તુનું સ્મરણ થાય છે, અને ઇન્દ્રિયોનો વ્યાપાર છતાં પણ કોઇ વખત ( અનુપયોગમાં ) વસ્તુનો બોધ નથી થતો. એથી કરીને પાંચ બારીએથી જાણનાર તેથી ભિન્ન વ્યક્તિની પેઠે ઇન્દ્રિયથી ભિન્ન કોઇ જ્ઞાતા છે. ખુલ્લા આકાશમાં જોનારની પેઠે સર્વ આવરણ રહિત જે જીવ છે, તે અનિંદ્રિય હોવાથી સેન્દ્રિય જીવ કરતાં વધારે જાણે છે. ૧૮૯૨-૧૮૯૩-૧૮૯૪-૧૮૯૫.

અકંપિત! મારૂં પ્રત્યક્ષ અતીન્દ્રિય હોવાથી, તું ન માનતો હો તો શું જે ઇન્દ્રિય પ્રત્યક્ષ છે, તેનેજ તું પ્રત્યક્ષ માને છે? જો એમ માનતો હોય, તો તે અયોગ્ય છે, કારણકે ઇન્દ્રિયપ્રત્યક્ષને તો ઉપચારમાત્રથીજ પ્રત્યક્ષ કહેવાય છે; જેમ અનુમાનની અંદર બાહ્ય ધૂમાદિ લિંગદ્વારાએ બાહ્ય અગ્નિ વિગેરે વસ્તુ જણાય છે, તેવું આમાં નથી, તેથી કરીને ઉપચારથી પ્રત્યક્ષ જેવું જણાતું હોવાથી તે પ્રત્યક્ષ કહેવાય છે, પણ વસ્તુત: તે પરોક્ષજ છે; કારણકે અક્ષ એટલે જીવ, તે જીવ અનુમાનની પેઠે અહીં પણ વસ્તુને સાક્ષાત્ નથી જોતો, પરન્તુ ઇન્દ્રિય દ્વારાએ જુએ છે એટલે અતીન્દ્રિય પ્રત્યક્ષ તેજ ખરૂં પ્રત્યક્ષ છે, અને તેમાંજ જીવ વસ્તુને સાક્ષાત્ જુએ છે.

અકંપિત:—જોકે ઇન્દ્રિય પ્રત્યક્ષમાં જીવ સાક્ષાત્પણે વસ્તુને નથી જાણતો, પણ ઇન્દ્રિયો તો સાક્ષાત્ જાણે છે, માટે ઇન્દ્રિયોનું પ્રત્યક્ષ તે પ્રત્યક્ષ છે એમ કહેવામાં આવે, તો શું હરકત છે?

ભગવન્ત:—ઘટની પેઠે ઇન્દ્રિયો પુદ્ગળ સમૂહરૂપે મૂર્તિમાન્ તેમજ અચેતન હોવાથી વસ્તુને જાણી શકતી નથી, પણ તે બારીની પેઠે શ્રોત્રાદિ જ્ઞાનનાં દ્વારો છે, વસ્તુનો જાણનાર

તો આત્માજ છે. ને તે ઇન્દ્રિયોથી ભિન્ન છે, કારણકે ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ ઇન્દ્રિય દ્વારાએ જાણેલ વસ્તુનું સ્મરણ થાય છે, અને કોઇક વખત જીવ અન્યમનસ્ક હોય, તો ઇન્દ્રિયોનો વ્યાપાર હોય, તે છતાં પણ વસ્તુનો બોધ નથી થતો, માટે પાંચ બારીઓથી વસ્તુ જોનાર જેમ બારીઓથી ભિન્ન છે, તેમ ઇન્દ્રિયદ્વારાએ વસ્તુને જાણનાર જીવ પણ ઇન્દ્રિયોથી ભિન્ન છે.

ઇન્દ્રિયપ્રત્યક્ષ જ્ઞાન અતીન્દ્રિયપ્રત્યક્ષ કરતાં વધારે જુવે છે, એમ તું કહેતો હો, તો તે પણ અયુક્ત છે, કારણકે પાંચ બારીઓવાળા ગૃહમાં રહીને વસ્તુ જોનાર વ્યક્તિ કરતાં, ખુલ્લા મેદાનમાં રહીને વસ્તુ જોનાર વ્યક્તિ, જેમ તે ગૃહવાળા કરતાં વધારે સારી રીતે વસ્તુ જોઇ શકે છે, તેમ ઇન્દ્રિયજન્ય જ્ઞાનવાળા જીવ કરતાં, અતિન્દ્રિય-કેવળજ્ઞાન યુક્ત-શુદ્ધ સ્વરૂપવાળો જીવજ અતિશય વધારે સારૂં જુએ છે. ૧૮૯૨-૧૮૯૩-૧૮૯૪-૧૯૫.

ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રત્યક્ષજ ન કહેવાય તે જણાવી નારકોની સિદ્ધિ કરે છે.

न हि पच्चक्खं धम्मंतरेण तद्धम्ममेत्तगहणाओ ।
कयगत्तओ व्व सिद्धी कुंभाणिच्चत्तमेत्तस्स ॥ १८९६ ॥
पुव्वोवलद्धसंबंधसरणओ वानलो व्व धूमाओ ।
अहव निमित्तंतरओ निमित्तमक्खस्स करणाइं ॥ १८९७ ॥
केवल-मणो-हिरहियस्स सव्वमणुमाणमेत्तयं जम्हा ।
नारगसब्भावम्मि य तदत्थि जं तेण ते संति ॥ १८९८ ॥
पाव फलस्स पगिट्ठस्स भोइणो कम्मओऽवसेस व्व ।
सन्ति धुवं तेऽभिमया नेरइया, अह मई होज्जा ॥ १८९९ ॥
अच्चत्थदुक्खिया जे तिरिय-नरा नारगत्ति तेऽभिमया ।
तं न जओ सुरसोक्खप्पगरिससरिसं न तं दुक्खं ॥ १९०० ॥

ઘટની અનિત્યતાને સિદ્ધ કરનાર કૃતકપણા રૂપહેતુની પેઠે ધર્માન્તર વડે તેના કેટલાક ધર્મ માત્રનુંજ ગ્રહણ થવાથી ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રત્યક્ષ નથી. અથવા પૂર્વોપલબ્ધ સંબંધના સ્મરણથી ધૂમવડે અગ્નિના જ્ઞાનની પેઠે, નિમિત્તાંતરથી ઇન્દ્રિયો જીવને (જ્ઞાનમાં) નિમિત્તરૂપ છે. કારણકે કેવળજ્ઞાન--મન:પર્યવજ્ઞાન-અને અવધિજ્ઞાન સિવાયનું સર્વ જ્ઞાન અનુમાન માત્ર છે, નારકીનો સદ્દભાવ સિદ્ધ કરવારૂપ ચાલુ પ્રકરણમાં તો તે અતીન્દ્રિય પ્રત્યક્ષથી નારકો જણાય છે, માટે નારકી છે, એમ અંગીકાર કર. અવશેષ કર્મફળ ભોગવનારની પેઠે ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનાર કોઇક છે, ને તેવા જે કોઇ છે, તે નારકીઓ છે. અત્યન્ત દુ:ખી તિર્યંચ અને મનુષ્યો તેજ નારકી છે. એમ તને માન્ય હોય, તો તે અયોગ્ય છે, કેમકે દેવતાના ઉત્કૃષ્ટ સુખની માફક ઉત્કૃષ્ટ એવું દુ:ખ તેમને દુ:ખ નથી. ૧૮૯૬ થી ૧૯૦૦.

અન્યલિંગથી સાધ્યની સિદ્ધિ કરવામાં સમર્થ એવું જે અનુમાન તે જેમ પ્રત્યક્ષજ્ઞાન નથી; તેમ ઇન્દ્રિય જન્યજ્ઞાન પણ પ્રત્યક્ષ નથી, ઉદાહરણ તરીકે, કૃતકપણાથી ઘટની અનિત્યતા માત્ર સિદ્ધિ કરનાર અનુમાન, જેમ પ્રત્યક્ષ નથી, તેમ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પણ ચક્ષુ આદિ ઇન્દ્રિયના રૂપાદિનેજ જાણવાની શક્તિરૂપ ધર્માન્તર વડે અનન્ત ધર્માત્મક વસ્તુના એકલા રૂપાદિ ધર્મનુંજ જ્ઞાન થાય છે, તેથી તે પ્રત્યક્ષ નથી.

અથવા ધૂમથી જેમ અગ્નિનું જ્ઞાન થાય છે; તેમ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પણ પૂર્વોપલબ્ધ એવા સંબંધના સ્મરણથી થાય છે; માટે તે પ્રત્યક્ષ નથી, જેમકે-આ ઘટ છે. પૂર્વ સંકેત કાળે આવા પદાર્થમાં તેને જાણનાર પુરૂષે ઘટ શબ્દનો સંકેત કર્યો હતો, ને મેં પણ તેની પાસેથી " આ ઘટ કહેવાય " એમ જાણ્યું હતું, આ પ્રમાણે પૂર્વોપલબ્ધ સંબંધના સ્મરણથી સર્વને પણ ઘટાદિ પદાર્થનું તે ઘટાદિપણે ઇન્દ્રિયજન્ય જ્ઞાન થાય છે; એમ ન હોય, તો નાલિકેર આદિ દ્વીપમાંથી આવેલ મનુષ્ય, કે જેણે કદીપણ ઘટાદિનો શબ્દ સાંભળ્યો નથી તેમ તે ઘટાદિ પદાર્થ જોયો પણ નથી, તેને પણ " આ ઘટ છે " એવું જોવા માત્રથીજ જ્ઞાન થઇ જાય, પરન્તુ એમ થતું નથી. અભ્યાસની પટુતાદિના કારણે શીઘ્રતાથી ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રવર્તે છે, એટલે સર્વત્ર એ પ્રમાણે સ્મરણાદિ થતું હશે, એમ છદ્મસ્થને નથી જણાતું. વળી જેમ કોઇ વ્યક્તિને સ્વવ્યતિરિક્ત ધૂમથી અગ્નિનું જ્ઞાન થાય છે, તે તેને પ્રત્યક્ષ નથી; તેમ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પણ આત્માને સ્વવ્યતિરિક્ત ઇન્દ્રિયોથી થતું હોવાથી પ્રત્યક્ષ નથી. જીવને જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, તે અન્ય નિમિત્તથી નથી થતું, પણ અવધિ- મનઃપર્યાય- અને કેવળજ્ઞાનની પેઠે સાક્ષાત્ થાય છે, આ ત્રણ જ્ઞાન રહિત પ્રમાતાનું સર્વ જ્ઞાન પરોક્ષ અર્થનો વિષય કરનાર હોવાથી અનુમાન માત્ર છે, અને અવધિ આદિ ત્રણ જ્ઞાન પદાર્થને સાક્ષાત્ ગ્રહણ કરનાર હોવાથી પ્રત્યક્ષ છે.

આ પ્રમાણે નારકીનો સદ્‌ભાવ સિદ્ધ કરતાં પ્રત્યક્ષ અને પરોક્ષની સિદ્ધિ કરી, તેમાં કેવળજ્ઞાન રૂપ મારા પ્રત્યક્ષ જ્ઞાનથી નારકીઓ જણાય છે માટે તે છે, એમ કબુલ કર. અનુમાનથી પણ તે છે, એમ સિદ્ધ થાય છે. જેમ જઘન્ય-મધ્યમ પાપનું ફળ ભોગવનાર તિર્યંચ-મનુષ્યો છે; તેમ ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનાર પણ કોઇક છે, ને તેવા પાપનું ફળ ભોગવનાર જે કોઇ છે, તે નારકીઓ છે, એમ અંગીકાર કર. અહીં કદાચ તું એમ કહેવાને તૈયાર થાય, કે જે અત્યન્ત દુઃખી તિર્યંચ-મનુષ્યો છે, તેજ ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનાર હોવાથી, તેમનેજ નારકી કહેવાય તો શું હરકત છે ? તારી આ માન્યતા સર્વથા અયોગ્ય છે. કારણકે જે એવા ઉત્કૃષ્ટ પાપનું ફળ ભોગવનારા હોય, તે સર્વથા પ્રકારે દુઃખીજ હોવા જોઇએ, ને એવું સર્વથા પ્રકારનું દુઃખ તે તિર્યંચ વિગેરેને નથી હોતું; કારણકે પ્રકાશ-વૃક્ષની છાયા શીતળ પવન-નદી-દ્રહ વિગેરે સુખના સાધનો તેઓને હોય છે, પણ ભેદાવું-રંધાવું-બળવું-કંટકમાં ચાલવું-શીલાઓપર પછડાવું વિગેરે નરક પ્રસિદ્ધ ભયાનક દુઃખો તેઓને નથી હોતાં તેવા દુઃખો તો નારકીઓનેજ હોય છે. આગમમાં અન્ય કહ્યું છે કે નારકોને હમ્મેશાં તીવ્ર પરિણામવાળું દુઃખજ હોય છે, તિર્યંચોમાં ગરમી-ભય-ક્ષુધા-તૃષા વિગેરે બહુ દુઃખ અને અલ્પ સુખ છે, મનુષ્યોને શરીર અને મન સંબંધી અનેક પ્રકારનાં સુખ દુઃખ હોય છે, દેવોને તો કેવળ સુખજ હોય છે, અને દુઃખ તો બહુ અલ્પ હોય છે, આ પ્રમાણે હોવાથી હે ભદ્ર ! નારકીઓ છે, એમ માન્ય કર. ૧૮૯૬-૧૮૯૭-૧૮૯૮-૧૮૯૯-૧૯૦૦.

પુનઃ અનુમાનથી નારકીની સિદ્ધિ કરે છે.

सच्चं चेदमकंपिय ! मह वयणाओऽवसेसवयणं व ।
सव्वण्णुत्तणओ वा अणुमयसव्वण्णुवयणं व ॥ १९०१ ॥
भय-राग-दोस-मोहाभावाओ सच्चमण्वाइं च ।
सच्चंचिय मे वयणं जाणयमज्झत्थवयणं व ॥ १९०२ ॥

किह सवण्णु त्ति मई पच्चक्खं लवसंसयच्छेया ।
भय-राग-दोसरहिओ तल्लिंगाभावओ सोम्म ! ॥ १९०३ ॥

**छिन्नम्मि संसयंमिं जिणेण जर-मरणविप्पमुक्केण ।**
**सो समणो पव्वइओ तीहिं सह खंडियसएहिं ॥ १९०४ । ६२९ । १६७ ॥**

હે અકંપિત! તારા સંશયાદિ સંબંધી મારૂં કથન જેમ સત્ય છે તેની પેઠે "નારકીઓ છે" એ કથનપણ મારૂં વચન હોવાથી સત્ય છે, વળી તને ઇષ્ટ એવા જૈમિનીય આદિ સર્વજ્ઞના વચનની પેઠે હું પણ સર્વજ્ઞ હોવાથી મારૂં વચન સત્ય છે. તેમજ ભય-રાગ દ્વેષ અને મોહના અભાવે જ્ઞાયક મધ્યસ્થ પુરૂષના વચનની પેઠે મારૂં વચન સર્વ દોષરહિત્ હોવાથી સત્ય છે. તમે સર્વજ્ઞ છો એની શી પ્રતીતિ? એમ તું કહેતો હો, તો પ્રત્યક્ષપણે તારા સર્વ સંશયનો હું છેદ કરૂં છું. બીજો પણ જે કંઇ સંશય હોય તે પૂછ. વળી હે સૌમ્ય! ભય-રાગ-અને દ્વેષરહિત હોવાથી અને સર્વજ્ઞના લક્ષણથી હું સર્વજ્ઞ છું, એમ જાણ. પૂર્વે "नह वै प्रेत्य नारकाः सन्ति" ઇત્યાદિ પદોથી નારકીના અભાવની તને જે શંકા થઇ છે, તે પણ અયોગ્ય છે, કેમકે એ પદોનો અર્થ જે પ્રમાણે તું માને છે, તેમ નથી, પરંતુ તેનો અર્થ એવો છે કે-પરલોકમાં કોઇ પણ નારકીઓ મેરૂ આદિની પેઠે શાશ્વતા નથી, પણ જે આ લોકમાં ઉત્કૃષ્ટ પાપ કરે છે, તે અહીંથી મરીને પરલોકમાં નારકી થાય છે, (માટે કોઇએ પણ એવું પાપ ન કરવું, કે જેથી પરભવમાં નારકી થવું પડે) એ પ્રમાણે જરા અને મરણથી મુકાએલા જિનેશ્વર ભગવન્તે તેના સંશયનો છેદ કર્યો, એટલે તેણે પોતાના ત્રણસો શિષ્યો સાથે ભગવન્ત પાસે દીક્ષા લીધી. ૧૯૦૧-૧૯૦૨-૧૯૦૩-૧૯૦૪.

॥ इति अष्टमो गणधरवादः समाप्तः ॥

---

હવે નવમા ગણધર સંબંધી વક્તવ્યતા કહે છે.

**ते पव्वइए सोउंऽयलभाया आगच्छइ जिणसगासं ।**
**वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १९०५ ॥ ६३० ॥ १६८ ॥**
**आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।**
**नामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ १९०६ । ६३१ ॥ १६९ ॥**
**किं मण्णे पुण्ण-पावं अत्थि नत्थि त्ति संसओ तुज्झं ।**
**वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १९०७ । ६३२ ॥ १७० ॥**

તેણે દીક્ષા લીધી એમ સાંભળીને અચલભ્રાતા નામે નવમો પંડિત ભગવંત પાસે આવે છે, ( અને વિચારે છે કે ) હું ભગવન્ત પાસે જઇને વંદન કરીશ. વંદન કરીને તેમની સેવા કરીશ. ( એ પ્રમાણે વિચારીને તે ત્યાં આવ્યા એટલે ) જન્મ-જરા-અને મરણથી મૂકાએલા સર્વજ્ઞ સર્વદર્શી ભગવન્તે તેમને નામ અને ગોત્રથી બોલાવ્યા. પછી કહ્યું કે હે સૌમ્ય! તું એમ માને છે કે પુન્ય-પાપ છે, કે નથી? તને આ સંશય વિરૂદ્ધાર્થવાળાં વેદનાં પદો સાંભળવાથી થયો છે, ( તે પદો पुरुष एवेदंग्नि सर्वम् ઇત્યાદિ

જે બીજા ગણધરના વાદમાં આવ્યા છે, તે અહીં સમજવાં, ) તું તે પદોનો અર્થ બરાબર નથી જાણતો, તેથી એવો સંશય થયો છે, તેનો સત્ય અર્થ તો હું કહું છું તે પ્રમાણે છે, તે તું લક્ષપૂર્વક શ્રવણ કર. ૧૯૦૫-૧૯૦૬-૧૯૦૭

ઉપરોક્ત સંશય સ્પષ્ટ કરવાને હવે ભાષ્યકાર કહે છે.

मण्णसि पुण्णं पावं साहारणमहव दोऽवि भिन्नाइं ।
होज्ज न वा कम्मं चिय सभावओ भवपवंचोऽयं ॥ १९०८ ॥

તું એમ માને છે કે પુન્ય હશે ? કે પાપ હશે ? અથવા ઉભય મિશ્ર હશે ? બન્ને ભિન્ન ભિન્ન હશે ? કે કર્મજ નહિ હોય ? અને આ ભવનો પ્રપંચ સ્વભાવથીજ હશે ? ૧૯૦૮

કેટલાક મતવાળાઓ એવું માને છે કે એકલું પુન્યજ છે, પાપ તો છેજ નહિ. બીજાઓ વળી એથી વિપરીત કેવળ પાપજ છે અને પુન્ય નથી એવું માને છે, ત્રીજાઓ કહે છે કે મેચકમણિની પેઠે બન્ને મિશ્ર છે, એટલે સુખ દુઃખના હેતુભૂત પુન્ય-પાપ એકજ ઉભયરૂપવાળી વસ્તુ છે, ચોથા પક્ષવાળાઓ ઉભયને સ્વતંત્ર માને છે, અને પાંચમા પક્ષવાળાઓ મૂળથી કર્મનોજ અભાવ માનીને આ જગતનો સર્વ પ્રપંચ સ્વાભાવિક માને છે, આવી પરસ્પર વિરૂદ્ધ પાંચ પ્રકારની માન્યતાઓથી તું સંશયગ્રસ્ત થયો છે, પણ તે યોગ્ય નથી. ૧૯૦૮.

એકલું પુન્ય, અથવા એકલું પાપ, અથવા ઉભયમિશ્ર એકજ વસ્તુ માનવાવાળાના મતમાં જે રીતે સુખ-દુઃખની પ્રાપ્તિ થાય છે, તે કહે છે.

पुण्णुक्करिसे सुभया तरतमजोगावगरिसओ हाणी ।
तस्सेव खए मोक्खो पत्थाहारोवमाणाओ ॥ १९०९ ॥
पावुक्करिसोऽहमया तरतमजोगावगरिसओ सुभया ।
तस्सेव खए मोक्खो अपत्थभत्तोवमाणाओ ॥ १९१० ॥
साहारणवण्णादि व अह साहारणमहेगमत्ताए ।
उक्करिसा-वगरिसओ तस्सेव य पुण्णपावक्खा ॥ १९११ ॥

પુન્યના ઉત્કર્ષમાં ઉચ્ચતા પ્રાપ્ત થાય છે, અને તેનો તરતમયોગે અપકર્ષ થવાથી હાની થાય છે, તથા તેનો ક્ષય થવાથી પથ્ય આહારના ઉત્કર્ષ અને અપકર્ષ ન હોય પણ સર્વથા પથ્યાહારને ન લે તો મરણ પામે, એ દૃષ્ટાન્તે જીવનો મોક્ષ થાય છે. એજ પ્રમાણે પાપના ઉત્કર્ષમાં અધમતા થાય છે. તરતમયોગે પાપનો અપકર્ષ થવાથી ઉચ્ચતા થાય છે, અને સર્વથા પાપનો ક્ષય થવાથી અપથ્ય આહારના દૃષ્ટાન્તે જીવનો મોક્ષ થાય છે, સંમીલિત વર્ણાદિની પેઠે પુન્ય-પાપ સંમીલિત એકજ વસ્તુ છે, તેના લઘુપણુ એક અંશના ઉત્કર્ષાપકર્ષથી તેનુંજ પુન્ય અને પાપ એવું નામ કહેવાય છે. ૧૯૦૯-૧૯૧૦-૧૯૧૧

પુન્યજ છે, પાપ નથી, એ પ્રમાણે એકાન્ત માનનારાઓ એવું પ્રતિપાદન કરે છે કે પુન્યનો ક્રમશઃ ઉત્કર્ષ થવાથી ઉચ્ચતા પ્રાપ્ત થાય છે, અને તેથી અનુક્રમે સુખની પણ વૃદ્ધિ થાય છે, એટલે છેવટે સ્વર્ગ સુખ પ્રાપ્ત થાય છે. તથા એજ પુન્યની અનુક્રમે હાનિ થતાં, સુખની પણ હાનિ થાય છે, અને છેવટે નરકનું દુઃખ પ્રાપ્ત થાય છે. મતલબ કે જેમ જેમ પુન્યની હાનિ થાય છે, તેમ તેમ અનુક્રમે જીવોને દુઃખ થાય છે,

અને છેવટે વધારેમાં વધારે નરકનું દુઃખ પ્રાપ્ત થાય છે, સર્વથા તે પુન્યનો નાશ થવાથી જીવને મોક્ષ મળે છે. આ બાબત સ્પષ્ટ સમજવાને એક ઉદાહરણ લઈએ. જેમ પથ્ય આહારની વૃદ્ધિથી આરોગ્યની વૃદ્ધિ થાય છે, તેમ પુન્યની વૃદ્ધિ થતાં સુખની પણ વૃદ્ધિ થાય છે. વળી જેમ પથ્ય આહારનો અનુક્રમે ત્યાગ કરવાથી પુનઃ રોગ પ્રાપ્ત થાય છે, તેમ પુન્યનો અપચય થવાથી દુઃખ પ્રાપ્ત થાય છે, અને સર્વથા પથ્ય આહારનો ત્યાગ કરવાથી જેમ મરણ પ્રાપ્ત થાય છે, તેમ સર્વથા પુન્યનો ક્ષય થવાથી મોક્ષ મળે છે.

પુન્યનો અભાવ માનીને એકાન્ત પાપનેજ માનનારાઓ પણ એજ પ્રમાણે કહે છે, પરન્તુ તેથી વિપરીત ભાવના કહે છે. જેમ અપથ્ય આહારની વૃદ્ધિથી રોગની વૃદ્ધિ થાય છે, તેમ પાપની વૃદ્ધિથી દુઃખવૃદ્ધિરૂપ અધમતા પ્રાપ્ત થાય છે, એટલે અનુક્રમે છેવટ નરકનું દુઃખ પ્રાપ્ત થાય છે, તથા અપથ્ય આહારનો ત્યાગ કરવાથી જેમ અનુક્રમે આરોગ્યવૃદ્ધિ થાય છે, તેમ પાપનો અપકર્ષ થવાથી અનુક્રમે સુખની વૃદ્ધિ થાય છે, અને છેવટે સ્વર્ગ સુખ પ્રાપ્ત થાય છે. વળી અપથ્ય આહારનો સર્વથા ત્યાગ કરવાથી જેમ પરમ આરોગ્ય મળે છે, તેમ પાપનો સર્વથા ક્ષય થવાથી મોક્ષ મળે છે.

પુન્ય-પાપ ઉભય સંકીર્ણ એકજ વસ્તુ છે, પણ જુદી જુદી નથી. આમ માનનારાઓ પોતાનો પક્ષ પ્રતિપાદન કરવાને એવું કહે છે કે-જેમ હરતાલ અથવા ગળી વિગેરે વર્ણોમાંથી કોઇપણ બે વર્ણથી મિશ્ર જેમ એકજ વસ્તુ છે, અથવા મેચકમણિમાં અનેક વર્ણ છતાં જેમ એકજ વસ્તુ છે, અથવા "નરસિંહ"માં જુદી જુદી આકૃતિ છતાં તે એકજ વ્યક્તિ છે, તેવીજ રીતે આ પુન્ય-પાપ પણ ઉભય મિશ્ર એકજ વસ્તુ છે, અહીં કોઈ એમ પૂછે કે જો એ એકજ વસ્તુ હોય, તો તેના પરસ્પર વિરોધી પુન્ય અને પાપ એવાં બે નામ કેવી રીતે કહી શકાય ? આ પ્રશ્નના ઉત્તરમાં તેઓ એમ કહે છે કે એ પુન્ય-પાપથી મિશ્ર એક વસ્તુમાંના પુન્યાંશ વડે તેની વૃદ્ધિ થવાથી તેનું નામ પુણ્ય કહેવાય છે. વળી પુન્યાંશની હાનિ થવાથી પાપ કહેવાય છે, તેમજ પાપાંશની વૃદ્ધિ થવાથી પાપ કહેવાય છે ને તેની હાનિ થવાથી પુન્ય કહેવાય છે, આ પ્રમાણે હોવાથી પુન્ય-પાપ કંઇ જુદી જુદી વસ્તુ નથી પણ ઉભયમિશ્ર એકજ વસ્તુ છે. ૧૯૦૯-૧૯૧૦-૧૯૧૧.

પુન્ય-પાપની સ્વતંત્રતા છે અને જગતની વિચિત્રતા સ્વાભાવિક છે, એ ચોથા અને પાંચમા વિકલ્પનું સ્વરૂપ કહે છે.

एवं चिय दो भिन्नाइं होज्ज [दारं], होज्ज व सभावओ चेव ।
भवसंभूई, भण्णइ न सभावाओ जओऽभिमओ ॥ १९१२ ॥

होज्ज सभावो वत्थुं निक्कारणया य वत्थुधम्मो वा ।
जइ वत्थुं णत्थि तओऽणुवलद्धीओ खपुप्फं व ॥ १९१३ ॥

अच्चंतमणुवलद्धोऽवि अह तओ अत्थि नत्थि किं कम्मं ? ।
हेऊ व तदत्थित्ते जो नणु कम्मस्सवि स एव ॥ १९१४ ॥

कम्मस्स वाभिहाणं होज्ज सभावोत्ति होउ को दोसो ? ।
पइनिययागाराओ न य सो कत्ता घडस्सेव ॥ १९१५ ॥

मुत्तोऽमुत्तो व तओ जइ मुत्तो तोऽभिहाणओ भिन्नो ।

कम्मत्ति सहावोत्ति य जइ वाऽमुत्तो न कत्ता तो ॥ १९१६ ॥
देहाणं वोमं पिव, जुत्तो कज्जाइओ य मुत्तिमया ।
अह सो निक्कारणया तो खरसिंगादओ होंतु ॥ १९१७ ॥
अह वत्थुणो स धम्मो परिणामो तो स कम्म-जीवाणं ।
पुन्ने-यराभिहाणो कारण-कज्जाणुमेओ सो ॥ १९१८ ॥
किरियाणं कारणओ देहाईणं च कज्जभावाओ ।
कम्मं मदभिहियंति य पडिवज्ज तमग्गिभूइ व ॥ १९१९ ॥
तं चिय देहाईणं किरियाणंपि य सुभा-ऽसुभत्ताओ ।
पडिवज्ज पुण्णपावं सहावओ भिन्नजाईयं ॥ १९२० ॥

એજ પ્રમાણે પુન્ય-પાપ બન્ને ભિન્ન છે તથા આ સંસારની ઉત્પત્તિ સ્વભાવથીજ છે ( એમ કહેવામાં આવે ) તો તેનો ઉત્તર અમે કહીએ છીએ કે સંસારની ઉત્પત્તિ સ્વભાવથીજ માનવાયોગ્ય નથી; કારણકે સ્વભાવ એ કોઈ વસ્તુ છે ? નિષ્કારણતા છે? કે વસ્તુનો ધર્મ છે? જો તે વસ્તુ હોય તો આકાશપુષ્પની પેઠે તે અનુપલબ્ધ હોવાથી તેનો અભાવજ છે. સ્વભાવથીજ વિચિત્રતા માનવામાં આગલ જણાવીયે છીયે એ દોષો આવશે, અત્યન્ત અનુપલબ્ધ છતાં પણ તે સ્વભાવ છે, અને કર્મ નથી, એમ શા માટે? જે હેતુ સ્વભાવની અસ્તિતામાં છે, તેજ હેતુ કર્મની અસ્તિતામાં પણ છે. સ્વભાવ એ કર્મનું નામ કહીએ તો શું દોષ છે? તે સ્વભાવ ઘટની પેઠે પ્રતિનિયત આકારવાન્ હોવાથી કર્તા ન થઇ શકે. વળી તે મૂર્ત છે ? કે અમૂર્ત છે ? જો મૂર્ત હોય, તો તે કર્મ અને સ્વભાવ એ નામથીજ માત્ર ભિન્ન છે, અને જો અમૂર્ત હોય. તો કર્તા નહી થઇ શકે. જેમ શરીરને કરનાર આકાશ નથી,અમૂર્ત્ત છે માટે. તેમજ સ્વભાવ પણ અમૂર્ત્ત છે માટે કર્ત્તા ન થઇ શકે,કાર્યાદિપણા થકી તેની મૂર્તિમત્તા વળી યોગ્ય છે. હવે સ્વભાવ તે નિષ્કારણતા છે, એમ કહેવામાં આવે, તો ગધેડાનાં શીંગડાં નિષ્કારણજ છે, માટે તે પણ હોવાં જોઇએ. સ્વભાવ એ વસ્તુનો ધર્મ છે, એમ કહેવામાં આવે, તો તે યોગ્ય છે, કેમકે તે જીવ અને કર્મનો પરિણામ થાય છે. અને તે પુન્ય-પાપના નામે કારણ તથા કાર્યથી અનુમેય છે. ક્રિયાઓ-રૂપ કારણથી અને દેહાદિ રૂપ કાર્યથી કર્મ છે, એવું મારૂં કથન અગ્નિભૂતિની પેઠે તું પણ અંગીકાર કર. વળી એજ કર્મ શરીરાદિ અને ક્રિયાઓનાં શુભાશુભ રૂપે હેતુ છે. માટે સ્વભાવથીજ ભિન્ન જાતિવાળા તે પુન્ય-પાપ છે એમ અંગીકાર કર. ૧૯૧૨-થી-૧૯૨૦

કેટલાકના મતે પુન્ય-પાપ બન્ને જુદા જુદા સ્વતંત્ર છે. કારણ કે તેના કાર્યભૂત સુખ-દુઃખ એકી સાથે અનુભવાતા નથી, એ પ્રમાણે બન્નેનાં કાર્યો જુદાં જુદાં જણાય છે માટે તેના કારણભૂત પુન્ય-પાપ પણ જુદાં જુદાં છે, એમ અનુમાનથી સિદ્ધ થાય છે.

કેટલાક :લોકો પુન્ય-પાપવિના સ્વભાવથીજ આ સંસારની વિચિત્રતા માને છે. આ પ્રમાણે પુન્ય-પાપ સંબંધી પાંચ પ્રકારના જુદા જુદા અભિપ્રાયોથી તને સંશય થયો છે, પણ તે યોગ્ય નથી. કારણકે એ પાંચ અભિપ્રાયમાંનો ચોથો અભિપ્રાયજ ગ્રહણકરવા યોગ્ય છે, તે સિવાયના ચાર અભિપ્રાયો અયોગ્ય હોવાથી ત્યાજય છે. પ્રત્યાસત્તિ(નિકટતા)ન્યા-યને અંગીકાર કરીને કહીએ છીએ કે તેમાં જો સ્વભાવથીજ આ સંસારની વિચિત્રતા થતી હોય,

તો એ સ્વભાવ તે શું કોઈ વસ્તુ છે? નિષ્કારણતા છે? કે વસ્તુનો ધર્મ છે? આ ત્રણ વિકલ્પોમાંથી પહેલો વિકલ્પ અંગીકાર કરીને સ્વભાવ એ કોઈ વસ્તુ છે, એમ કહેવામાં આવે, તો તે આકાશપુષ્પની પેઠે કોઇ સ્થળે ઉપલબ્ધ નથી; માટે તેને। અભાવ છે.

આ પછીની ૧૯૧૭ થી ૨૦ ગાથાઓનું વિવેચન પૂર્વે અગ્નિભૂતિ ગણધરના વાદમાં થઈ ગયું છે, એટલે પુન: અહીં લખવાની જરૂર નથી. જે કંઈ તેથી વિશેષ છે, તે એટલું જ કે આ પુન્ય તથા પાપ નામને જીવ અને કર્મને જે પરિણામ છે, તે કારણથી અને કાર્યથી જાણી શકાય છે. જેમ ખેતી વિગેરે ક્રિયાઓનું ફળ ડાંગર-યવ-ઘઉં વિગેરે છે, તેમ દાનાદિ ક્રિયાઓ અને હિંસાદિ ક્રિયાઓ પણ કારણરૂપ હોવાથી તેનાં જે ફળ કાર્યભૂત પુન્ય-પાપાત્મક તે જીવ તથા કર્મના પરિણામ છે. આ કારણાનુમાનથી ગમ્ય થયું. અને કાર્યાનુમાનથી ગમ્ય આ પ્રમાણે છે-જેમ માટી-દંડ-ચક્ર-ચીવરાદિ સામગ્રીયુક્ત કુંભાર ઘટનું કારણ છે, તેમ આ શરીરાદિ પણ કાર્ય હોવાથી તેનું પણ કોઈક કારણ છે. ને એમાં જે કારણ છે, તે શુભાશુભ કર્માત્મક પુન્ય-પાપ છે. શરીરની ઉત્પત્તિમાં માતા-પિતાદિ દૃષ્ટ હેતુ છે, પણ ઉપરોક્ત કર્મરૂપ અદૃષ્ટ હેતુ નથી, એમ કહેવામાં આવે તો તે અનુચિત છે. કારણકે દૃષ્ટ હેતુ સમાન છતાં પણ સુરૂપ કુરૂપાદિ ભાવે શરીરની જે વિચિત્રતા જણાય છે, તે અદૃષ્ટ હેતુ કર્મ સિવાય નજ બની શકે. માટે પુન્ય અને પાપ એવા બે ભેદ કર્મના છે, તેમાં શુભ શરીર વિગેરે પુન્યનું કાર્ય છે. અને જે અશુભ શરીરાદિ તે પાપનું કાર્ય છે. ૧૯૧૪-થી-૧૯૨૦

પ્રકારાન્તરે પુન્યપાપની સિદ્ધિ કરે છે.

सुह-दुक्खाणं कारणमणुरूवं कज्जभावओऽवस्सं ।
परमाणवो घडस्स व कारणमिह पुण्ण-पावाइं ॥ १९२१ ॥

सुह-दुक्खकारणं जइ कम्मं कज्जस्स तयणुरूवं च ।
पत्तमरूवं तंपि हु अह रूविं नाणुरूवं तो ॥ १९२२ ॥

नहि सव्वहाणुरूवं भिन्नं वा कारणं, अह मयं ते ।
किं कज्ज-कारणत्तणमहवा वत्थुत्तणं तस्स ? ॥ १९२३ ॥

सव्वं तुल्लातुल्लं जइ तो कज्जाणुरूवया कयं ? ।
जं सोम्म ! सपज्जाओ कज्जं परपज्जओ सेसो ॥ १९२४ ॥

જેમ ઘટ કાર્ય હોવાથી તદનુરૂપ પરમાણુઓ તેનું કારણ છે, તેમ સુખ-દુ:ખ કાર્યરૂપ હોવાથી તેનું કારણ પણ અવશ્ય તદનુરૂપ હોવું જોઇએ. એમાં જે કારણ છે, તે પુન્ય-પાપ છે. જો સુખ-દુ:ખરૂપ કાર્યનું કારણ કર્મ કહેતા હો, તો તે કર્મ સુખાદિરૂપ જે અરૂપી કાર્ય છે તેને અનુરૂપ અરૂપી હોવું જોઇએ, અને જો એ કારણભૂત કર્મ રૂપી કહેશો, તો સુખાદિ અરૂપિ હોવાથી તે કર્મ કાર્યાનુરૂપ કારણ નહિ કહેવાય. ઉત્તર-અમે સર્વથા અનુરૂપ કે અનનુરૂપ કારણ નથી કહેતા. આથી તું એમ કહીશ કે જો એમ હોય, તો તેને કાર્યકારણભાવ તથા વસ્તુપણું કેમ કહી શકાય? પણ એમ નહિ કહેવું, કારણકે વિશ્વની સર્વ વસ્તુઓ તુલ્યાતુલ્ય રૂપજ છે. જો એમ હોય તો કાર્યાનુરૂપ કારણ કેમ કહો છો? હે સૌમ્ય! કારણના સ્વપર્યાય તે કાર્ય, અને તે સિવાયનું અકાર્ય તે પરપર્યાય છે. (આથીજ કાર્યાનુરૂપ કારણ કહેવાય છે.) ૧૯૨૧-૧૯૨૨-૧૯૨૩-૧૯૨૪.

ભગવન્ત:-જેમ ઘટરૂપ કાર્યના અનુરૂપ પરમાણુઓ તેનું કારણ છે, તેમ સુખદુ:ખ કાર્ય હોવાથી અવશ્ય તેને અનુરૂપ કારણ હોવું જોઇએ; તેમાં જે કારણ છે, તે પુન્ય-પાપ છે.

અચલભ્રાતા:-જો એ પ્રમાણે સુખ-દુ:ખનું કારણ કર્મ હોય, અને તદનુરૂપ કાર્ય થતું હોય, તો સુખ-દુ:ખ આત્મપરિણામ હોવાથી અમૂર્ત છે. પુન્ય-પાપાત્મક કર્મ રૂપી હોય છે, તો તે સુખ દુ:ખાત્મક કાર્ય, કારણાનુરૂપ નહિ ગણાય.

ભગવન્ત:-અમે સર્વ પ્રકારે કારણ કાર્યાનુરૂપજ હોવું જોઇએ એમ નથી કહેતા, કે જેથી સુખ-દુ:ખની પેઠે કર્મ પણ અરૂપી ગણાય. વળી એકાન્તે સર્વધર્મો વડે કારણને કાર્યથી અત્યન્ત ભિન્ન પણ નથી માનતા. તું એકાન્તે સર્વધર્મો વડે કારણને કાર્યના અનુરૂપ અથવા અનનુરૂપ માને છે, તેથીજ ઉપરોક્ત શંકા કરે છે. પણ એમ માનવું અયોગ્ય છે, કારણકે સર્વથા પ્રકારે એકલું અનુરૂપ કારણ માનવામાં, તો તે બીજાનું પણ કારણજ થાય, તથા એકનું અનુરૂપ કાર્ય માનવામાં તો તે બીજાનું પણ કાર્યજ થાય,એટલે એ ઉભયમાં જે જે કાર્ય-કારણપણું તે શું રહ્યું? નજ રહ્યું. કેમકે બન્ને કારણ થાય, અથવા બન્ને કાર્ય થાય. વળી કાર્ય-કારણનો એકાન્ત ભેદ માનવામાં કાર્યના વસ્તુપણામાં અને કારણના વસ્તુપણામાં શો તફાવત છે? કંઇજ નહિ. જો ઉભયના વસ્તુપણામાં કંઈ ભેદ નથી, તો પછી એનો એકાન્ત ભેદ શી રીતે કહેવાય? નજ કહેવાય. માટે સર્વથા એકાન્તે કાર્ય કારણની અનુરૂપતા અથવા અનનુરૂપતા ન કહી શકાય. પણ કથંચિત્ તુલ્યાતુલ્યરૂપતા કહી શકાય.

માત્ર કાર્ય-કારણમાંજ તુલ્યાતુલ્ય રૂપતા છે, એમ નહિ, પરન્તુ ત્રિભુવનાન્તર્ગત સર્વ વસ્તુ પરસ્પર તુલ્યાતુલ્યરૂપજ છે, કોઇપણ એકાન્તે અનુરૂપ કે એકાન્તે અનનુરૂપ નથી.

અચલભ્રાતા:-જો એ પ્રમાણે હોય, તો પછી કાર્યના અનુરૂપ કારણ હોય, એમ શાથી કહો છો? જો કદાચ કોઈ પણ વસ્તુ એકાન્તે અનુરૂપ હોય, તો એ પ્રમાણે કહી શકાય; પરન્તુ કોઈ પણ વસ્તુ એકાન્તે અનુરૂપ નથી, તેમ અનનુરૂપ પણ નથી, કેવળ સર્વ વસ્તુ તુલ્યાતુલ્યરૂપજ છે, તો પછી તેને કાર્યાનુરૂપ કારણ હોય એમ કેમ કહી શકાય?

ભગવન્ત:-સર્વ વસ્તુમાં તુલ્યાતુલ્યત્વ સમાન છતાં પણ, કાર્ય એ કારણનો સ્વપર્યાય હોવાથી, કાર્યના અનુરૂપ કારણ કહેવાય છે. અને શેષ અકાર્યરૂપ સર્વ પદાર્થ કારણના પરપર્યાય હોવાથી તે કારણને અનનુરૂપ કહેવાય છે. અહીં સુખ-દુ:ખ એ કર્મરૂપ કારણનાં સ્વપર્યાય છે. જેમકે જીવ અને પુન્યનો સંયોગ તે સુખનું કારણ છે, તથા જીવ અને પાપનો સંયોગ તે દુ:ખનું કારણ છે. વળી જેમ સુખને શિવ-કલ્યાણ-શુભ ઈત્યાદિ નામે કહેવાય છે, તેમ તેનાં કારણભૂત પુન્ય કર્મને પણ તે સારા નામોથી કહેવાય છે. વળી જેમ દુ:ખને અશુભ-અકલ્યાણ-અશિવ ઈત્યાદિ નામે કહેવાય છે, તેમ તેનાં કારણભૂત પાપકર્મને પણ અશુભ નામે કહેવાય છે. આજ કારણથી પુન્ય-પાપને સુખ-દુ:ખના અનુરૂપ કારણ તરીકે કહેવાય છે. ૧૯૨૧-૧૯૨૨-૧૯૨૩-૧૯૨૪.

હવે અમૂર્ત સુખ-દુ:ખના હેતુ, મૂર્ત એવું પુન્ય-પાપકર્મ છે, તે વાત ઉદાહરણથી સિદ્ધ કરે છે.

किं जह मुत्तममुत्तस्स कारणं तह सुहाइणं कम्मं ।
दिट्ठं सुहाइकारणमन्नाइ जहेह तह कम्मं ? ॥ १९२५ ॥
होउ तयं चिय किं कम्मणा, न जं तुल्लसाहणाणंपि ।
फलभेदो सोऽवस्सं सकारणो कारणं कम्मं ॥ १९२६ ॥
एत्तो च्चिय तं मुत्तं मुत्तबलाहाणओ जहा कुंभो ।
देहाइकज्जमुत्ताइओ व भणिए पुणो भणइ ॥ १९२७ ॥

જેમ મૂર્ત એવો ઘટાદિ પદાર્થ, અમૂર્ત એવા જ્ઞાનનું કારણ છે, તેમ અમૂર્ત સુખાદિનું કારણ કર્મ પણ મૂર્ત છે. અથવા જેમ મૂર્ત અન્નાદિ સુખાદિનું કારણ છે, તેમ કર્મ પણ છે. તે અન્નાદિકજ સુખાદિનું કારણ હો, કર્મની કલ્પના વડે શું ! ( એમ શંકા કરવામાં આવે તો તે અયોગ્ય છે ) કેમકે તેવું અન્નાદિ સાધન સમાન છતાં પણ ફળનો જે ભેદ જણાય છે, તે ભેદ અવશ્ય સકારણ છે, અને તેનું કારણ તે કર્મ છે. એજ કારણથી ઘટની પેઠે કર્મ, મૂર્ત શરીરને બળ ધારણ કરાવતું હોવાથી મૂર્ત છે, અથવા શરીરાદિ કાર્ય મૂર્ત હોવાથી, તેનું કારણ કર્મ પણ મૂર્ત છે. આ પ્રમાણે ( ભગવન્તે ) કહ્યું, એટલે પુનઃ તે કર્મનો નિર્ણય જાણવા બોલ્યા. ૧૯૨૫-૧૯૨૬-૧૯૨૭.

જેમ અન્ન-પુષ્પમાળા-ચંદન-સ્ત્રી-સર્પ વિષ-કંટક વિગેરે મૂર્ત છતાં, અમૂર્ત સુખ-દુઃખનાં કારણ છે, અથવા નીલાદિ મૂર્ત પદાર્થ સ્વપ્રતિભાસી જ્ઞાનનું કારણ છે, તેમ પુન્ય-પાપાત્મક કર્મ મૂર્ત છતાં પણ અમૂર્ત એવા સુખ-દુઃખનું કારણ છે.

પ્રત્યક્ષ જણાતા અન્ન-પુષ્પમાળા વિગેરેજ સુખાદિના કારણ ભલે હો, પણ ત્યાં અદૃષ્ટ એવા કર્મની કલ્પનાથી શો લાભ છે ? એ પ્રમાણે જો તું કહેતો હો, તો તે અયોગ્ય છે, કારણ કે કેટલેક સ્થળે અન્નાદિ સાધનો સમાન હોય છે છતાં પણ ત્યાં સુખાદિ કાર્યમાં મહાન્ ફળનો ભેદ જણાય છે જેમકે કેટલીક વ્યક્તિયોએ અન્નાદિ વસ્તુઓનો સમાન ઉપભોગ કર્યો હોય, તેમાં કેટલાકને આનંદ થાય છે, અને કેટલાકને રોગાદિ ઉત્પન્ન થાય છે, આ પ્રમાણે અન્નાદિ સાધનો સર્વને સમાન છતાં પણ ફળનો ભેદ જણાય છે, તે ભેદ અવશ્ય સકારણ હોવો જોઇએ અને જો એ ભેદ નિષ્કારણ હોય, તો હમ્મેશાં સત્ત્વાસત્ત્વનો પ્રસંગ પ્રાપ્ત થાય; અને તે ફળભેદમાં જે કારણ છે, તે અદૃષ્ટ એવું કર્મ છે, તેથી તે કર્મની કલ્પના નિરર્થક નથી.

એ પ્રમાણે અન્નાદિ તુલ્ય સાધનો છતાં પણ જે ફળનો ભેદ જણાય છે, તેમાં કર્મજ મુખ્ય કારણ છે, અને એજ કારણથી કર્મ મૂર્તિમાન્ છે, કેમકે કુંભની પેઠે મૂર્તિમાન્ શરીર વિગેરે તેથી મજબુત થાય છે. અથવા જેમ મૂર્ત એવા તેલ આદિ વડે ઘડો મજબુત થાય છે, તેથી તે તેલાદિ મૂર્ત છે. તેમ પુષ્પમાળા-ચંદનાદિ વડે વૃદ્ધિ પામતું કર્મ પણ મૂર્તિમાન્ છે અથવા જેમ ઘટાદિ કાર્ય મૂર્ત હોવાથી તેના કારણભૂત પરમાણુઓ પણ મૂર્ત છે. તેમ શરીરાદિ કાર્ય પણ મૂર્ત હોવાથી તેનાં કારણભૂત કર્મ પણ મૂર્ત છે. ૧૯૨૭

પુનઃ મૂર્તામૂર્ત કર્મ સંબંધી પ્રશ્નનું સમાધાન અને પ્રથમ વિકલ્પની અયોગ્યતા જણાવે છે.

तो किं देहाईणं मुत्तत्तणओ तयं हवउ मुत्तं ।
अह सुह-दुक्खाईणं कारणभावादरूवंति ॥ १९२८ ॥
न सुहाईणं हेऊ कम्मं चिय किन्तु ताण जीवोवि ।
होइ समवाइकारणमियरं कम्मंति को दोसो ? ॥ १९२९ ॥
इय रूवित्ते सुह-दुक्खकारणत्ते य कम्मणो सिद्धे ।
[illegible]ण्णावगारसमेत्तेण दुकूलबहुलत्तणमजुत्तं ॥ १९३० ॥
कम्मप्पगरिसजणियं तदवस्सं पगरिसाणुभूईओ ।
सोक्खप्पगरिसभूई जह पुण्णप्पगरिसप्पभवा ॥ १९३१ ॥

तह बज्झसाहणप्पगरिसंगभावादिहऽण्णहा न तयं ।
विवरीयबज्झसाहणबलप्पगरिसं अवेक्खेज्जा ॥ १९३२ ॥
देहो नावचयकओ पुण्णुक्करिसे व मुत्तिमत्ताओ ।
होज्ज व स हीणतरओ कहमसुभयरो महल्लो य ? ॥ १९३३ ॥

( જો એમ હોય ) તો કર્મનાં કાર્ય જે શરીર વિગેરે તે મૂર્ત હોવાથી કર્મ શું મૂર્ત છે ? અથવા સુખ-દુ:ખાદિ જીવના પરિણામભૂત કર્મના કાર્યો અમૂર્ત જણાતાં હોવાથી તેના કારણરૂપ કર્મ અમૂર્ત છે? ( આ પ્રમાણે મૂર્ત અને અમૂર્ત ઉભય પ્રકારે કાર્ય જણાતાં હોવાથી કર્મ રૂપી છે કે અરૂપી છે ? ઉત્તર-) સુખ વિગેરેનું કારણ એકલું કર્મજ નથી. પરન્તુ તે સાથે જીવ પણ તેમાં સમવાયિ કારણ છે, અને કર્મ તો અસમવાયિ કારણ છે. (મતલબ કે સુખાદિ અમૂર્ત હોવાથી તેનું સમવાયિ કારણ જીવ અમૂર્ત છે; અને કર્મ અસમવાયિ કારણ હોવાથી અમૂર્ત નથી. ) એ પ્રમાણે સુખ-દુ:ખના કારણભૂત કર્મરૂપી છે, એમ સિદ્ધ થવાથી પુન્યના અપકર્ષમાત્રથીજ દુ:ખની બહુલતા (પ્રથમ વિકલ્પમાં પૂર્વે) કહી છે, તે અયુક્ત છે. કારણકે જેમ સુખના પ્રકર્ષનો અનુભવ પુન્યના પ્રકર્ષથી થાય છે, તેમ તે (દુ:ખનો અનુભવ) પણ સ્વાનુરૂપ (પાપ) કર્મના પ્રકર્ષથીજ થાય છે. તથા કેવળ પુન્યના અપકર્ષમાત્રથીજ જીવોને દુ:ખની બહુલતા નથી થતી, કેમકે ત્યાં બાહ્ય અનિષ્ટ સાધનના પ્રકર્ષનો સદ્ભાવ છે. જો એમ ન હોય, તો તેમાં વિપરીત એવા બાહ્ય સાધનના બળની અપેક્ષા ન રહે. વળી જેમ પુન્યોત્કર્ષમાં શ્રેષ્ઠ શરીર થાય છે. તેમ આ અશુભ મ્હોટું શરીર મૂર્તિમાન્ હોવાથી કેવળ પુન્યના અપચય માત્રથીજ નથી થતું, જો એમ હોય, તો તે અત્યન્ત હીન થવું જોઇએ, અશુભ અને ઘણું મોટું કેવી રીતે થાય ? ૧૯૨૮-૧૯૨૯-૧૯૩૦-૧૯૩૧-૧૯૩૨-૧૯૩૩

કેવળ પુન્યના અપચય માત્રથીજ જીવોને દુ:ખની બહુલતા નથી થતી, પરન્તુ તે સાથે અનિષ્ટ આહારાદિ બાહ્ય સાધનોના પ્રકર્ષનો પણ સદ્ભાવ છે, જો એ પ્રમાણે બાહ્ય સાધનોનો સદ્ભાવ ન હોય, અને એકલા પુન્યના અપચયમાત્રથીજ દુ:ખ થતું હોય, તો પુન્યથી પ્રાપ્ત થતા ઇષ્ટ આહારના અપચય માત્રથીજ તે થવું જોઇએ. પણ પાપોપચયથી પ્રાપ્ત થતા અનિષ્ટ આહારાદિરૂપ વિપરીત બાહ્યસાધનોના સામર્થ્યના પ્રકર્ષની અપેક્ષા રહેવી ન જોઇએ. મતલબ કે જો પુન્યના અપકર્ષમાત્રથીજ દુ:ખ થતું હોય, તો પુન્યોદયથી પ્રાપ્ત થતા ઇષ્ટ આહારાદિ સાધનના અપકર્ષમાત્રથીજ તે થવું જોઇએ, પણ તેમ થતું નથી, ત્યાં તો ઇષ્ટથી વિપરીત એવા પ્રાપ્ત થયેલ અનિષ્ટ આહારાદિ સાધનના સામર્થ્યથીજ દુ:ખ થાય છે.

વળી જેમ પુન્યોત્કર્ષમાં તજ્જન્ય અનુત્તરવાસી દેવ અને ચક્રવર્તિનું શરીર મૂર્તિમાન હોવાથી પુન્યના અપચય માત્રથીજ નથી કરાયું; તેમ કોઇ દુ:ખી હસ્તી વિગેરેનું શરીર પણ મૂર્તિમાન્ હોવાથી કેવળ પુન્યના અપચયમાત્રથીજ નથી કરાયું. કેમકે જો કેવળ પુન્યના અપચય માત્રથી કરાએલું હોય, તે મૂર્તિમાન્ નથી હોતું. અને કેવળ પુન્યના અપચય માત્રથીજ જો શરીર થતું હોય, તો તે અતિહીન અને શુભજ થવું જોઇએ, ઘણું મોટું અને અતિ અશુભ કેવી રીતે થાય ? કારણકે મોટું શુભ શરીર તો પુન્યના ઉપચયથી થાય, અને અશુભ પાપોપચયથી થાય, વળી થોડા પુન્યવડે પણ શરીર શુભજ એટલે સુખવાળુંજ થવું જોઇએ, પણ દુ:ખી ન થવું જોઇએ. કારણકે જેમ થોડા સુવર્ણથી પણ નાનો સુવર્ણનોજ ઘડો થાય છે પણ માટીનો કે ત્રાંબાનો ઘડો નથી થતો; તેમ થોડા પુન્યથી પણ શરીર નાનું હો પણ તે શુભજ થવું જોઇએ. ૧૯૨૮-૧૯૩૩

હવે ત્રીજા અને ચોથા પક્ષમાં દૂષણ બતાવે છે.

एवं चिय विवरीयं जोएज्जा सव्वपावपक्खेऽवि ।
न य साहारणरूवं कम्मं तक्कारणाभावा ॥ १९३४ ॥
कम्मं जोगनिमित्तं सुभोऽसुभो वा स एगसमयम्मि ।
होज्ज न उभयरूवो कम्मंपि तओ तयणुरूवं ॥ १९३५ ॥

કેવળ પાપપક્ષમાં પણ એજ પ્રમાણે વિપરીતપણે યોજના કરવી, અને પુન્ય-પાપાત્મક સાધારણ એવું કર્મ તો છેજ નહીં, કેમકે તેવા કર્મનો કોઈ હેતુ નથી. યોગવડે કર્મ થાય છે, ને તે યોગ એક સમયે શુભ અથવા અશુભજ હોય છે. પણ શુભા-શુભ એટલે ઉભયરૂપ નથી હોતો, તેથી કર્મ પણ તદનુરૂપ શુભ અથવા અશુભ જ બંધાય છે. પણ શુભઅશુભ ઉભયરૂપ બંધાય નહિં. ૧૯૩૪-૧૯૩૫.

પાપના અપચયમાત્રથીજ સુખ થાય છે, માટે કેવળ પાપજ છે, પુન્ય નથી; આવા ત્રીજા પક્ષમાં પણ એકાન્ત પુન્યના અસ્તિત્વવાળા પક્ષમાં કહેલા દૂષણો વિપરીતપણે યોજવાં, જેમકે-પાપના અપચય માત્રથીજ સુખ નથી થતું, કેમકે થોડું પણ પાપ દુ:ખ ઉત્પન્ન કરે છે. જેમ થોડું પણ વિષ સ્વાસ્થ્યનો હેતુ નથી થતું. તેમ પાપાપચયથી થોડું પણ પાપ સુખનો હેતુ નથી થતું, પરન્તુ જે થોડું પણ સુખ થાય છે, તે પુન્યથીજ થાય છે. આ પ્રમાણે સુખ-દુ:ખના કારણભૂત પુન્ય-પાપ જુદા જુદા સ્વતંત્ર છે, અને આજ કારણથી એ સંમિલિત-સાધારણ એટલે એક પુન્યપાપાત્મક કર્મ પણ નથી. કેમકે વંધ્યાપુત્રની પેઠે એવા કર્મના બન્ધનું કોઇ કારણજ નથી. મિથ્યાત્વ અવિરતિ-કષાય-પ્રમાદ-ને યોગ, એ બંધના હેતુઓ છે. એમાં યોગ સિવાય તો કદિપણ કર્મનો બંધ થતો નથી, એટલે મુખ્યત્વે કરીને યોગજ કર્મ બંધનો મુખ્ય હેતુ છે, તે યોગ મન-વચન-અને કાયા રૂપ ત્રણ પ્રકારે છે, એ યોગ એક સમયે શુભ અથવા અશુભ હોય, પણ શુભાશુભ-ઉભય સ્વરૂપ ન હોય ને તેથી પુન્ય-પાપાત્મક એટલે ઉભયસ્વભાવવાળું સંકીર્ણ એવું કર્મ પણ ન હોય, કેમકે કારણના અનુરૂપ કાર્ય હોય છે, તેથી જ્યારે શુભયોગ વર્તતો હોય ત્યારે તદનુરૂપ પુન્યાત્મક શુભ કર્મ બંધાય, અને જ્યારે અશુભ યોગ વર્તતો હોય, ત્યારે તદનુરુપ પાપાત્મક અશુભ કર્મ બંધાય, પણ મિશ્રરૂપે યોગ ન હોવાથી કર્મબન્ધ મિશ્રરૂપે થાયજ નહિં ૧૯૩૪-૧૯૩૫.

એક સમયે શુભાશુભ રૂપ મિશ્રયોગ ન હોય, તે વાત ઉદાહરણથી સમજાવે છે.

नणु मण-वइ काओगा सुभासुभावि समयम्मि दीसंति ।
दव्वम्मि मीसभावो भवेज्ज न उ भावकरणम्मि ॥ १९३६ ॥
झाणं सुभमसुभं वा न उ मीसं जं च झाणविरमेऽवि ।
लेसा सुभाऽसुभा वा सुभमसुभं वा तओ कम्मं ॥ १९३७ ॥
पुव्वगहियं च कम्मं परिणामवसेण मीसयं नेज्जा ।
इयरेयरभावं वा सम्मा-मिच्छाइ न उ गहणे ॥ १९३८ ॥
मोत्तूण आउयं खलु दंसणमोहं चरित्तमोहं च ।
सेसाणं पयडीणं उत्तरविहिसंकमो भज्जो ॥ १९३९ ॥

મન-વચન-કાયાનો શુભાશુભરૂપ મિશ્રયોગ એક સમયમાં જણાય છે. (એમ કહેવામાં

આવે, તો તે ) મિશ્રભાવ દ્રવ્યયોગમાં છે, પણ ભાવયોગમાં નથી, વળી ધ્યાન પણ એક વખતમાં શુભ અથવા અશુભ હોય છે, પરન્તુ મિશ્ર નથી હોતું; તથા ધ્યાન વિરમ્યા પછી લેશ્યા પણ શુભ અથવા અશુભ હોય છે, માટે કર્મ પણ શુભ અથવા અશુભજ હોય છે, જો કે પૂર્વગૃહીત કર્મને પરિણામવશાત્ મિશ્રભાવે કરે, અથવા ઇતિરેતરભાવે સમ્યક્-મિથ્યાત્વરૂપે કરે, પરન્તુ ગ્રહણકાળે તેમ ન કરે. આયુષ્ય, દર્શન-મોહનીય અને ચારિત્રમોહનીય કર્મ મૂકીને શેષ કર્મની ઉત્તર પ્રકૃતિના સંક્રમની ભજના જાણવી. ૧૯૩૬-૧૯૩૭ ૧૯૩૮-૧૯૩૯.

અચલભ્રાતા:—કંઇક અવિધિએ દાનાદિ આપવાનો વિચાર કરતાં શુભાશુભ મનો-યોગ થાય છે, કંઇક અવિધિએ દાનાદિ ધર્મનો ઉપદેશ આપતાં શુભાશુભ વચનયોગ થાય છે, અને કંઇ અવિધિએ જિનપૂજનવંદનાદિ કાયચેષ્ટા કરતાં શુભાશુભ કાય યોગ થાય છે, આ પ્રમાણે એકસમયમાં મન-વચન-કાયના યોગ શુભાશુભરૂપે મિશ્ર જણાય છે, અને તમે તો એક સમયમાં શુભ અથવા અશુભ યોગજ હોય, પણ મિશ્ર-યોગ ન હોય એમ કહો છો તેનું શું કારણ ?

ભગવન્ત:—ત્હારી એવી માન્યતામાં ભૂલ છે, કારણકે દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે યોગ છે; તેમાં મન-વચન-કાયાના યોગરૂપે પ્રવર્તનારાં દ્રવ્ય અને મન-વચન-કાયાનો પરિસ્પંદાત્મક વ્યાપાર તે દ્રવ્યયોગ છે; અને એ ઉભયરૂપ એવો યોગહેતુક જે અધ્યવસાય તે ભાવયોગ છે, ઉપરોક્ત શુભાશુભરૂપ ચિન્તવન- ઉપદેશ અને કાયચેષ્ટાના પ્રવર્તન રૂપ યોગમાં વ્યવહારનયની અપેક્ષાએ શુભાશુભ-મિશ્રભાવ હોઇ શકે, પણ યોગહેતુક અધ્યવસાયરૂપ ભાવયોગમાં તો તે મિશ્રભાવ હોઈ શકેજ નહિ. તાત્પર્ય એ છે કે વ્યવહારનયની અપેક્ષાએ દ્રવ્યયોગને શુભાશુભરૂપે માની શકાય છે, પણ નિશ્ચયનયની અપેક્ષાએ તો તે કેવળ શુભ અથવા અશુભજ છે, કેમકે તેના મતે તો યથોક્ત દ્રવ્યયોગના પણ શુભાશુભ રૂપ મિશ્રભાવનો અભાવ છે, ભાવયોગમાં તો એ મિશ્રભાવ વ્યવહાર કે નિશ્ચય એકૂકેના મતે માન્ય નથી. વળી આગમમાં શુભ અને અશુભ અધ્યવસાય સ્થાનો સિવાય શુભાશુભઅધ્યવસાય રૂપ ત્રીજો ભેદ કયાંઇ પણ કહ્યો નથી, કે જેથી ભાવયોગમાં શુભાશુભપણું હોઈ શકે, માટે એક સમયે શુભ અથવા અશુભ એવા ભાવયોગ હોઇ શકે, પણ મિશ્રયોગ ન હોઇ શકે, અને એજ કારણથી કર્મ પણ શુભ કે અશુભ એટલે પુન્ય કે પાપ રૂપ જુદું જુદું બંધાય, પરન્તુ મિશ્રરૂપ ન બંધાય.

વળી સિદ્ધાન્તમાં ધર્મ-શુકલ ધ્યાનાત્મક એક શુભ ધ્યાન, અથવા આર્ત-રૌદ્રધ્યા-નાત્મક એક અશુભ ધ્યાન એક વખતે હોય છે, એમ કહ્યું છે, પણ શુભાશુભ રૂપ ધ્યાન નથી કહ્યું. ધ્યાનનો ઉપરમ થયા પછી પણ કાંતો તેજસાદિ શુભ લેશ્યા, અથવા કાપોત વિગેરે અશુભલેશ્યાજ એક વખતે હોય છે, એમ કહ્યું છે, પણ શુભાશુભ મિશ્રપણે તો તે લેશ્યા હોય એમ નથી કહ્યું. ભાવયોગ એ ધ્યાન અને લેશ્યાત્મક છે, તેથી તે ભાવ-યોગ એક સમયે શુભ અથવા અશુભજ હોય, પરન્તુ મિશ્ર ન હોય, આજ કારણથી ભાવ-યોગનિમિત્તક કર્મ પણ જ્યારે શુભ યોગ હોય, ત્યારે પુન્યાત્મક શુભ બંધાય, અને અશુભ યોગ હોય,ત્યારે પાપાત્મક અશુભ બંધાય. પરન્તુ પુન્ય-પાપાત્મક મિશ્ર કર્મ ન બંધાય.

અથવા આ પ્રમાણે સંભાવના કરી શકાય, કે પૂર્વબદ્ધ કર્મને પરિણામવશાત્ શુભ અશુભ કે મિશ્ર ભાવ પમાડે, એટલે જેમકે પૂર્વે બાંધેલા મિથ્યાત્વના કર્મ પુદ્ગળોને

વિશુદ્ધપરિણામે શુદ્ધ કરીને સમ્યક્ત્વરૂપે કરે, અર્ધશુદ્ધપરિણામવશાત્ સમ્યક્-મિથ્યાત્વ રૂપ કરે, અને અશુદ્ધપરિણામથી રસનો ઉત્કર્ષ કરીને સમ્યક્ત્વના પુદ્ગળો મિથ્યાત્વમાં સંક્રમાવીને મિથ્યાત્વ રૂપે કરે, આ પ્રમાણે પૂર્વબદ્ધ સત્તામાં રહેલા કર્મના ત્રણ પુંજ કરીને શુભ અશુભ ને મિશ્રભાવ કરે, પણ નવાં કર્મ ગ્રહણ કરતી વખતે એ પ્રમાણે પુન્ય-પાપરૂપે મિશ્ર-સંકીર્ણ સ્વભાવવાળું કર્મ ન બાંધે.

ઉપર જે સંક્રમ કરવાનું કહ્યું છે, તે સંક્રમ વિધિ આ પ્રમાણે છે. એમાં પ્રથમ એટલું સમજવાનું છે કે જ્ઞાનાવરણાદિ મૂળ આઠ પ્રકૃતિનો તો અન્યોઅન્યમાં કદી પણ સંક્રમ ન થાય, જ્ઞાનાવરણીયાદિ મૂળપ્રકૃતિથી અભિન્ન એવી ઉત્તર જે મતિજ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિઓ છે તેનો પરસ્પર સંક્રમ થાય, એ સજાતિય ઉત્તરપ્રકૃતિઓમાં પણ ચાર આયુષ્યની પ્રકૃતિઓ પોતાની આયુષ્યનામની મૂળ પ્રકૃતિથી અભિન્ન છે, છતાં એનો પરસ્પર સંક્રમ ન થાય, તથા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય પોતાની મૂળપ્રકૃતિ જે મોહ તેથી અભિન્ન છતાં પણ તેમનો પરસ્પર સંક્રમ ન થાય. એ સિવાયની શેષ જે ઉત્તર પ્રકૃતિઓ છે તેના સંક્રમની ભજના છે. એટલે જ્ઞાનાવરણ પાંચ-દર્શનાવરણ નવ-કષાય સોળ-મિથ્યાત્વ-ભય-જુગુપ્સા-તૈજસ-કાર્મણ-વર્ણચતુષ્ક-ગુરૂ લઘુ-નિર્માણ અને પાંચ અન્તરાય એ ધ્રુવબંધાની સુડતાલીસ ઉત્તરપ્રકૃતિઓનો પોત પોતાની મૂળપ્રકૃતિમાં અન્યો અન્ય સંક્રમ સદૈવ થાય છે. જેમકે મુળ જ્ઞાનાવરણપ્રકૃતિમાંના મતિજ્ઞાનાવરણમાં શ્રુતજ્ઞાનાવરણાદિનો સંક્રમ થાય અને શ્રુતજ્ઞાનાવરણાદિમાં મતિજ્ઞાનાવરણનો સંક્રમ થાય. એ પ્રમાણે સજાતીય પ્રકૃતિનો પરસ્પર સંક્રમ થાય, એમ સર્વત્ર સમજવું, તથા શેષ રહી જે અધ્રુવબંધી પ્રકૃતિઓ તેનો પોતાની મૂળ પ્રકૃતિથી અભિન્ન એવી સજાતીયપ્રકૃતિમાં અબધ્યમાન પ્રકૃતિનો સંક્રમ થાય, પરન્તુ અબધ્યમાનપ્રકૃતિમાં બંધાતી પ્રકૃતિનો સંક્રમ ન થાય, જેમકે સાતાવેદની બંધાતી હોય ત્યારે તેમાં નહિ બંધાતી અશાતાવેદનીનો સંક્રમ થાય, પણ એથી વિપરીત નહિ બંધાતી પ્રકૃતિમાં બંધાતી પ્રકૃતિનો સંક્રમ ન થાય, આ પ્રમાણે પ્રકૃતિસંક્રમનો વિધિ છે, શેષ પ્રદેશાદિ સંક્રમનો વિધિ અન્ય ગ્રંથો ( કર્મપ્રકૃતિ વિગેરેથી ) જાણી લેવો. ૧૯૩૬-૧૯૩૭-૧૯૩૮-૧૯૩૯

પુન્ય-પાપનું લક્ષણ અને તે ગ્રહણ કરવાની રીતી કહે છે—

सोहणवण्णाइगुणं सुभाणुभावं च जं तयं पुण्णं ।
विवरीयमओ पावं न बायरं नाइसुहुमं च ॥ १९४० ॥
गेण्हइ तज्जोगं चिय रेणुं पुरिसो जहा कयब्भंगो ।
एगक्खेत्तोगाढं जीवो सव्वप्पएसेहिं ॥ १९४१ ॥

શુભવર્ણાદિગુણવાળું અને શુભવિપાકવાળું જે કર્મ હોય, તે પુન્ય કહેવાય છે, તથા એથી વિપરીત હોય તે પાપ કહેવાય છે; આ બન્ને પ્રકારનું કર્મ અતિસ્થૂલ તેમજ અતિ સૂક્ષ્મ પણ ન હોય. જેમ તેલ આદિથી અભ્યંગન કરાએલો પુરૂષ રજ ગ્રહણ કરે છે, તેમ રાગાદિ યુક્ત જીવ એક પ્રદેશમાં એટલે પોતાના આત્માની અવગાહના વાળા પ્રદેશમાં રહેલું કર્મયોગ્ય જે પુદ્ગળદ્રવ્ય તેને પોતાના સર્વ આત્મ પ્રદેશોવડે ગ્રહણ કરે છે. ૧૯૪૦-૧૯૪૧.

વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ લક્ષણોવાલા ગુણો જેના શુભ હોય, તથા વિપાક પણ જેનો શુભ હોય, તે પુન્ય કહેવાય છે; અને એથી વિપરીત એટલે જેના વર્ણાદિ ગુણો તથા વિપાક અશુભ હોય તે પાપ કહેવાય છે. આ ઉભય પ્રકારનું કર્મ મેરૂઆદિની પેઠે

સ્થૂલ નથી હોતું, તેમજ સૂક્ષ્મ કર્મ વર્ગણા દ્રવ્યે કરીને નિષ્પન્નપણાથી પરમાણુ આદિની પેઠે અતિસૂક્ષ્મ પણ નથી હોતું. આવા પ્રકારનુ પુન્ય-પાપાત્મક જે દ્રવ્ય તે કર્મ યોગ્ય એવી જે કાર્મણ વર્ગણા તદંર્ગત છે, ને તેને જીવ ગ્રહણ કરે છે, પણ પરમાણુ આદિ અથવા ઔદારિક વર્ગણાદિગત, જે કર્મને અયોગ્ય દ્રવ્યો તેને નથી ગ્રહણ કરતો; તે કર્મ દ્રવ્યોમાંથી પણ એક ક્ષેત્રાવગાઢનેજ ગ્રહણ કરે છે, પોતાના અવગાઢ પ્રદેશથી ભિન્ન પ્રદેશાવગાઢ ( ભિન્ન પ્રદેશમાં રહેલા ) ને નથી ગ્રહણ કરતો. આ સાથે એ પણ સમજવું કે જે દ્રવ્યને જીવ ગ્રહણ કરે છે, તે દ્રવ્યને રાગ-દ્વેષાદિયુક્ત જીવ પોતાના સર્વ પ્રદેશો વડે ગ્રહણ કરે છે, પણ હેતુ સિવાય અથવા કેટલાક પ્રદેશોથીજ ગ્રહણ કરતો નથી. આમાં જે જીવ ઉપશમ શ્રેણિથી પડેલો હોય, તેને મોહનીયાદિ કર્મના બંધની આદિ હોય છે, અને જેણે શ્રેણિ પ્રાપ્ત ન કરી હોય તેવા જીવને તો તે મોહાદિનો અનાદિ બંધ હોય છે. ૧૯૪૦-૧૯૪૧

વર્ણાદિ શુભાશુભ ગુણવાળાં કર્મ કેમ હોઇ શકે ? તેનો ઉત્તર.

अवि सिट्ठपोग्गलघणे लोए थूलतणुकम्मयविभागो ।
जुज्जेज्ज, गहणकाले सुभा-सुभविवेयणं कत्तो ? ॥ १९४२ ॥
अविसिट्ठं चिय तं सो परिणामा-ऽऽसयसभावओ खिप्पं ।
कुरुए सुभमसुभं वा गहणे जीवो जहाहारं ॥ १९४३ ॥

અવિશિષ્ટ પુદ્ગળોથી વ્યાપ્ત એવા આ લોકમાં સ્થૂલ અને સૂક્ષ્મ કર્મનો વિભાગ ઘટી શકે; પરન્તુ ગ્રહણકાલે તેનાં શુભાશુભનું વિવેચન કેવી રીતે ઘટે ? (ઉત્તર-) અવિશિષ્ટ. છતાં પણ જીવ તે કર્મને ગ્રહણ કરતી વખતે આહારના પરિણામની પેઠે આશ્રયના સ્વભાવથી એકદમ શુભ અથવા અશુભ કરી નાંખે છે. ૧૯૪૨-૧૯૪૩.

અચલભ્રાતા:-દરેક આકાશપ્રદેશમાં શુભાશુભ આદિ ભેદરહિત અનન્તાનન્ત પુદ્ગળો છે ને તે વડે નિરન્તર વ્યાપ્ત એવો આ લોક છે, તેમાંથી કર્મ પુદ્ગળો ગ્રહણ કરતી વખતે જીવને સ્થૂલ અને સૂક્ષ્મ કર્મનો વિભાગ ઘટી શકે, અને તેથી અતિ બાદર નહિ અને અતિ સૂક્ષ્મ પણ નહિ એવાં પુદ્ગળો ગ્રહણ કરે છે, એમ કહી શકાય. કારણ કે એવા પુદ્ગળો સિવાય અન્ય સ્વભાવવાળા પુદ્ગળો જીવ ગ્રહણ કરતો નથી, પરન્તુ જે શુભાશુભનું વિવેચન તમે કરો છો, તે શુભ કે અશુભપણું એક સમય માત્ર ગ્રહણ કાળમાં કર્મ પુદ્ગલોને ગ્રહણ કરતા જીવને લીધે કેવી રીતે ઘટી શકે ?

ભગવન્ત:-એ કર્મ વર્ગણાઓ શુભાશુભાદિ વિશેષણ રહિત છે, તોપણ તેને ગ્રહણ કરતી વખતે જીવપરિણામ અને આશ્રયના સ્વભાવથી શુભાશુભ રૂપે કરી નાંખે છે. મતલબ એ છે કે જીવનો શુભ અથવા અશુભ જે પરિણામ છે, તે પરિણામજ ગ્રહણ સમયે કર્મને શુભ અથવા અશુભ રૂપે કરે છે, વળી કર્માશ્રયભૂત જીવનો પણ કોઇ એવો સ્વભાવ છે, કે જેથી શુભાશુભપણે પરિણામ પામતા એવા કર્મને ગ્રહણ કરે છે, તેમજ શુભશુભભાવાદિ આશ્રિત કર્મનો પણ એવો સ્વભાવ-યોગ્યતા વિશેષ છે, કે જેથી શુભ અથવા અશુભ પરિણામ યુક્ત જીવવડે ગ્રહણ કરાતાં એ કર્મજ એ પ્રમાણે શુભાશુભરૂપે પરિણામ પામે છે. તથા કર્મની પ્રકૃતિ-સ્થિતિ-અને અનુભાગની વિચિત્રતા તેમજ પ્રદેશોના અલ્પબહુત્વ ભાગની વિચિત્રતા, એ સઘળું આહારની પેઠે ગ્રહણ કરતી વખતેજ કર્મપુદ્ગલોમાં કરે છે. આ સંબંધમાં અન્યત્ર કહ્યું છે કે-" સર્વ કર્મ પ્રદેશોમાં સર્વ જીવથી અનંતગુણા રસવિભાગને જીવ કર્મને ગ્રહણ કરતી વખતેજ ઉત્પન્ન

કરે છે. તથા તેજ વખતે જો આયુ બંધાતું હોય તો સર્વથી થોડા પ્રદેશો આયુકર્મને ભાગે આવે છે, તેથી નામ ગોત્રને અધિક મળે છે, પણ એ બેને પરસ્પર તુલ્ય મળે છે, તેથી જ્ઞાનાવરણ-દર્શનાવરણ-ને અન્તરાયના ભાગે અધિક પ્રદેશો આવે છે, પણ એ ત્રણેને પરસ્પર તુલ્ય મળે છે, તેથી મોહનીયને અધિક ભાગ મળે છે, અને સર્વથી વેદનીય કર્મને પ્રદેશનો ભાગ અધિક મળે છે, કેમકે તે સુખ-દુઃખનું કારણ છે ને ઘણા પ્રદેશો શિવાય સુખદુઃખની વ્યક્તા ન થાય. એના પેટાભેદો જે મતિજ્ઞાનાવરણીયાદિ છે તેને તો સ્થિતિની વિશેષતાએ કર્મ દળની વિશેષતા પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે કર્મ ગ્રહણ કરતી વખતેજ સર્વ વિભાગની વ્યવસ્થા થઇ જાય છે. ૧૯૪૧-૧૯૪૩.

ઉપરોક્ત વિભાગ આહારના દૃષ્ટાન્તે સમજાવે છે.

परिणामा-ऽऽसयवसओ घेणूए जहा पओ विसमहिस्स ।
तुल्लोऽवि तदाहारो तह पुण्णा-ऽपुण्णपरिणामो ॥ १९४४ ॥
जह वेगसरीरम्मिवि सारा-ऽसारपरिणामयामेइ ।
अविसिट्ठो वाऽऽहारो तह कम्मसुभा-ऽसुभविवागो ॥ १९४५ ॥

તુલ્ય આહાર છતાં પણ જેમ પરિણામ અને આશ્રયના વશથી તે આહાર ગાયમાં દૂધરૂપે થાય છે, અને સર્પમાં વિષ રૂપે થાય છે; તેવી રીતે શુભાશુભ પરિણામ વશાત્ પુન્ય-પાપનો પણ પરિણામ થાય છે. અથવા એકજ પ્રકારનો આહાર એકજ શરીરમાં રસ-રૂધિર-અને માંસાદિ સારરૂપે પરિણમે છે, અને લઘુનીતિ-વડીનીતિ આદિ અસારરૂપે પણ પરિણમે છે, તેવી રીતે અવિશિષ્ટપણે ગ્રહણ કરેલ કર્મ પણ પરિણામ અને આશ્રયના વશથી શુભાશુભ રૂપે પરિણમે છે. ૧૯૪૪-૧૯૪૫.

હવે પુન્ય-પાપનો સ્વભાવથી ભેદ બતાવી, વેદમાં કહેલ નીતિથી પુન્ય-પાપની સિદ્ધિ કરીને ઉપસંહાર કરે છે.

सायं सम्मं हासं पुरिस-रइ-सुभाउ-नाम-गोत्ताइं ।
पुण्णं, सेसं पावं नेयं सविवागमविवागं ॥ १९४६ ॥
असइ वहि पुण्णपावे जमग्गिहोत्ताइ सग्गकामस्स ।
तदसंबद्धं सव्वं दाणादफलं च लोअम्मि ॥ १९४७ ॥

**छिन्नम्मि संसयंमि जिणेण जर-मरणविप्पमुक्केणं ।**
**सो समणो पव्वइओ तिहीं उ सह खंडियसएहिं ॥ १९४८ । ६३३ ॥**

શાતાવેદની, સમ્યક્ત્વમોહનીય, હાસ્ય, પુરૂષવેદ, રતિ, શુભ આયુ, શુભ નામ, અને શુભ ગોત્ર એ સર્વ પુન્ય છે, તથા એ સિવાયનું સર્વ-પાપ છે. એ બન્ને પ્રકારનાં કર્મો વિપાકવાળાં અને વિપાક વિનાનાં પણ જાણવાં. વળી, પુન્ય-પાપ ન હોય, તો સ્વર્ગની ઇચ્છાવાળાને જે અગ્નિહોત્રાદિ કરવાનું કહ્યું છે તે, અને લોકમાં દાનાદિકનું ફળ કહ્યું છે તે, એ સઘળું કથન અસંબદ્ધ થાય. આ પ્રમાણે જરા અને મરણથી વિમુક્ત એવા જિનેશ્વરે તેમના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના ત્રણસો શિષ્ય સહિત (ભગવન્ત પાસે) દીક્ષા લીધી. ૧૯૪૬-થી-૧૯૪૮

શાતા વેદનીય, સમ્યક્ત્વ મોહનીય (શોધેલ મિથ્યાત્વ પુદ્ગળ) હાસ્ય, પુરૂષવેદ, રતિ, નરકાયુ વિના ત્રણ આયુ, ઊંચ ગોત્ર, દેવદ્વિક, મનુષ્યદ્વિક, પંચેન્દ્રિયજાતિ, પાંચ શરીર, ત્રણ અંગોપાંગ, પહેલું સંઘયણ, પહેલું સંસ્થાન, શુભ વર્ણ ચતુષ્ક, અગુરૂલઘુનામ, પરાઘાત નામ, ઉશ્વાસ નામ. આતપનામ, શુભવિહાયોગતિ, ત્રસ,-બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સૌભાગ્ય, સુસ્વર, આદેય, યશ, નિર્માણ અને તીર્થંકર. આ સર્વ મળીને છેતાલીસ પ્રકૃતિઓ શુભ હોવાથી પુન્ય કહેવાય છે, બીજા આચાર્યો આ છેંતાલીસમાંથી સમ્યક્ત્વ મોહનીય, પુરૂષવેદ, હાસ્ય, અને રતિ એ ચાર પ્રકૃતિઓ સિવાય જે બેંતાલીસ પ્રકૃતિયોને પુન્ય પ્રકૃતિ કહે છે. કેમકે એ ચાર પ્રકૃતિઓ મોહનીય કર્મની છે, અને મોહનીય-કર્મની સર્વપ્રકૃતિઓ જીવને વિપર્યાસ કરનાર છે, તેથી તેને અને એ ૪૨ સિવાયની જે શેષ બ્યાસી પ્રકૃતિઓ તે બધીને અશુભ હોવાથી પાપપ્રકૃતિ કહે છે.

અહીં કોઇને એવી શંકા થાય, કે સમ્યક્ત્વને પાપપ્રકૃતિ કેમ કહી શકાય? તેના ઉત્તરમાં કહેવાનું કે તત્ત્વરૂચિરૂપ સમ્યક્ત્વ તો શુભજ છે, પણ તેનો અહીં વિચાર નથી. પરન્તુ શોધિત એવા મિથ્યાત્વનાં જે દળીયાંરૂપ સમ્યક્ત્વ મોહનીય છે તેનો અત્રે વિચાર છે, ને તે તો શંકા આદિ અનર્થના હેતુભૂત હોવાથી અશુભ છે, અને તેથીજ તેને પાપ પ્રકૃતિ કહી છે,સમ્યક્ત્વરૂચિને એ શુદ્ધ પુદ્ગળો,અત્યન્ત આવરણ કરતા નથી, તેથી ઉપચારમાત્રથીજ એ શોધિત પુદ્ગળોને સમ્યક્ત્વ કહેવાય છે,પરમાર્થથી તો તે મિથ્યાત્વના પુદ્ગલોજ છે.

ઉપરોક્ત પુન્ય-પાપાત્મક બન્ને પ્રકારનું કર્મ વિપાક દેવાવાળું અને વિપાક નહિં દેનારૂં હોય છે, એટલે કોઇક કર્મ જેવું બાંધ્યું હોય તેવુંજ વિપાકથી વેદાય, અને કેટલુંક મન્દરસવાળું હોય છે, તેથી પારણામવિશેષથી રસવાળાને પણ રસવિનાનું કરીને પ્રદેશથી વેદાય છે. આ પ્રમાણે પુન્ય પાપ જુદા જુદા સ્વભાવવાળું છે. ને તેથી પુન્ય-પાપાત્મક એક સંકીર્ણ સ્વભાવવાળું કર્મ છે, એ કથન અયોગ્ય કરે છે. વળી સુખ-દુ:ખના હેતુભૂત કર્મને પુન્ય-પાપાત્મક મિશ્રસ્વભાવવાળું એકજ માનવામાં આવે, તો સર્વ જીવોને સુખ-દુ:ખરૂપ કાર્યનો પ્રસંગ પ્રાપ્ત થાય, પરન્તુ એમ થતું નથી, દેવોને કેવળ સુખનીજ અધિકતા જણાય છે, અને નારકી વિગેરેને કેવળ દુ:ખનીજ પ્રચુરતા જણાય છે. માટે સુખાતિશયનો હેતુ અન્ય છે, અને દુ:ખાતિશયનો હેતુ અન્ય છે. વળી સર્વથા એકરૂપ પુન્યપાપાત્મક સંકીર્ણપણું છે તેથી પુન્યાંશની જે વૃદ્ધિ તે સુખાતિશયનું કારણ છે, અથવા દુ:ખાતિશયના કારણભૂત પાપાંશની હાની વડે પણ સુખાતિશયની ઉત્પત્તિ છે. આમ માનવું એ પણ તારા મનને યોગ્ય નથી, કેમકે એથીતો પુન્ય-પાપાંશનો ભેદ પ્રાપ્ત થશેજ; કારણકે જેની વૃદ્ધિ થએ, જેની વૃદ્ધિ ન થાય, તે તેનાથી ભિન્ન છે. જેમકે દેવદત્તની વૃદ્ધિ થયે, વૃદ્ધિ નહિ પામતો એવો યજ્ઞદત્ત દેવદત્તથી ભિન્ન છે, તેમ પુન્યાંશની વૃદ્ધિ થએ પાપાંશની વૃદ્ધિ નથી થતી, માટે તે તેનાથી ભિન્ન છે, અને તેથી કરીને પુન્ય-પાપાંશની સર્વથા એકરૂપતા નથી ઘટતી. પણ જો કર્મસામાન્યરૂપે એ ઉભયની એકતા માનવામાં આવે, તો કંઇ દોષ નથી. વ્યક્તિની અપેક્ષાએ તો ઉપર કહ્યા મુજબ સુખ-દુ:ખની જુદી જુદી વિચિત્રતાના કારણભૂત પુન્ય-પાપ જુદાં જુદાં છે, તેથી તે સંબંધી હે ભદ્ર! તારે સંશય કરવો યોગ્ય નથી. વળી જો પુન્ય-પાપનો અભાવ હોય, તો શ્રુતિમાં સ્વર્ગની ઇચ્છાવાળાને જે અગ્નિહોત્રાદિ કરવાનું કહ્યું છે તે, તથા દાન અને હિંસા વિગેરેનું પુન્ય-પાપાત્મક ફળ જે લોકમાં પ્રસિદ્ધ છે, તે સર્વ કથન સંબંધ વિનાનું

થાય, માટે વેદોક્ત કથનથી પણ પુન્ય-પાપ છે, એમ અંગીકાર કરીને સંશયને તજી દે. આ પ્રમાણે જરા અને મરણથી મુક્ત થએલા પરમકૃપાળુ જિનેશ્વરે તેના સંશયનો છેદ કર્યો, એટલે તેણે પોતાના ત્રણસો શિષ્યો સહિત ભગવન્ત સમીપે ચારિત્ર અંગીકાર કર્યું. ૧૯૪૬-૧૯૪૭-૧૯૪૮.

ઇતિ નવમો ગણધરવાદઃ સમાપ્તઃ

હવે દસમા ગણધર સંબંધી વક્તવ્યતા કહે છે.

ते पव्वइए सोउं मेअज्जो आगच्छई जिणसगासे ।
वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १९४९ । ६३४ ॥
आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।
नामेण य गोत्तेण य सव्वण्णू सव्वदरिसीणं ॥ १९५० । ६३५ ॥
किं मन्ने परलोओ अत्थि नत्थित्ति संसओ तुज्झ ।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १९५१ । ६३६ ॥

मन्नसि जइ चेयण्णं मज्जंगमउ व्व भूयधम्मोत्ति ।
तो नत्थी परलोगो तन्नासे जेण तन्नामो ॥ १९५२ ॥
अहवि तदत्थंतरया न य निच्चत्तणमओवि तदवत्थं ।
अनलस्स वाऽरणीओ भिन्नस्स विणासधम्मस्स ॥ १९५३ ॥
अह एगो सव्वगओ निक्किरिओ तहवि नत्थि परलोओ ।
संसरणाभावाओ वोमस्स व सव्वपिंडेसु ॥ १९५४ ॥
इहलोगाओ व परो सुराइलोगो न सोवि पच्चक्खो ।
एवंपि न परलोगो सुव्वइ य सुईसु तो संका ॥ १९५५ ॥

તેણે દીક્ષા લીધી એમ સાંભળીને મેતાર્યનામા પંડિત ભગવન્ત પાસે આવે છે, અને વિચારે છે કે ( હું ભગવન્ત પાસે જઇને ) વંદન કરીશ, વંદન કરીને ( તેમની ) સેવા કરીશ. (આમ વિચારીને તે ત્યાં આવ્યા, એટલે) જન્મ-જરા-અને મરણથી મુક્ત થએલા સર્વજ્ઞ; સર્વદર્શી જિનેશ્વરે તેમને નામ અને ગોત્રથી બોલાવ્યા, પછી કહ્યું કે-હે આયુષ્યમાન્! તું એમ માને છે કે પરલોક છે, કે નથી? તને આવો સંશય (વિજ્ઞાનઘન એવૈતેભ્યો૦ ઇત્યાદિ) વેદપદો સાંભળવાથી થયો છે, પરંતુ તું તે પદોનો અર્થ બરાબર નથી જાણતો. (પરલોકના અભાવમાં આવી યુક્તિઓ તું માને છે, કે જો ચૈતન્ય એ મદ્યાંગની પેઠે પૃથ્વીઆદિ ભૂતોનો ધર્મ હોય, તો તે ભૂતોનો નાશ થએ ચૈતન્યનો પણ નાશ થાય, અને તેથી ભવાન્તર ગમનરૂપ પરલોકનો પણ અભાવ થાય. વળી જો એ ચૈતન્ય ભૂતોથી ભિન્ન હોય, તોપણ અરણીથી ભિન્ન એવા વિનાશ ધર્મવાળા અગ્નિની પેઠે, ઉત્પન્ન થવાથી વિનાશ ધર્મવાળા ચૈતન્યનું નિત્યપણું સિદ્ધ નહિ થાય, અને તેથી

પણ ભવાન્તરનો અભાવ થશે. ( જુદે જુદે સ્થાને દરેક ભૂતમાં એકજ આત્મા વિદ્યમાન છે, તે એક છતાં પણ જળચંદ્રવત્ અનેક જણાય છે. આ પ્રમાણે ) સર્વગત-નિષ્ક્રિય એવો એકજ આત્મા માનવામાં આવે, તો પણ પરલોકની સિદ્ધિ નથી, કેમકે આકાશની પેઠે તે આત્મા સર્વ પિંડોમાં વ્યાપેલ હોવાથી તેની અન્યત્ર ગતિ થવાનો અસંભવ છે. અથવા આ લોકની અપેક્ષાએ દેવ-નારકાદિ ભવ તે પરલોક કહેવાય છે, અને તે પ્રત્યક્ષ જણાતો નથી, એટલે એથી પણ પરલોકની સિદ્ધિ નથી થતી; પરન્તુ શ્રુતિઓમાં પરલોક છે, એમ સંભળાય છે, તેથી તને તે સંબંધી શંકા થઈ છે. (પણ તે અયોગ્ય છે.) ૧૯૪૯-થી-૧૯૫૫

ચૈતન્ય એ ભૂતનો ધર્મ નથી તેમ આત્મા સર્વગત અને નિષ્ક્રિય નથી, તેમજ પરલોક પ્રમાણથી સિદ્ધ છે. તે બતાવે છે—

भूइंदियाइरित्तस्स चेयणा सो य दव्वओ निच्चो ।
जाईसरणाईहिं पडिवज्जसु वाउभूइ व ॥ १९५६ ॥

न य एगो सव्वगओ निक्किरिओ लक्खणाइभेआओ ।
कुंभादउ व बहवो पडिवज्ज तमिंदभूइ व ॥ १९५७ ॥

इहलोगाओ य परो सोम्म ! सुरा नारगा य परलोओ ।
पडिवज्ज मोरिआऽकंपिउ व विहियप्पमाणाओ ॥ १९५८ ॥

( ભગવન્તઃ-) ચેતના ભૂત અને ઇન્દ્રિયથી અતિરિક્ત એવા આત્માનો ધર્મ છે, તે આત્મા જાતિસ્મરણાદિના હેતુભૂત છે અને તેવો આત્મા દ્રવ્યથી નિત્ય છે, એમ વાયુભૂતિની પેઠે અંગીકાર કર. વળી આત્મા એક નથી, (પણ અનન્તા છે.) સર્વગત નથી, (પણ શરીર માત્ર વ્યાપી છે.) અને નિષ્ક્રિય પણ નથી. ( પરન્તુ ભોક્તા છે. ) ઘટ-પટાદિની પેઠે ( રાગ-દ્વેષ-કષાયાદિ અધ્યવસાયો વડે ઉપાધિભેદે ) લક્ષણાદિના ભેદથી ભેદ છે, માટે ઇન્દ્રભૂતિની પેઠે અનન્ત જીવો છે, એમ અંગીકાર કર. તથા હે સૌમ્ય ! આ લોકથી અન્ય એવો પરલોક તે દેવ-નારકીનો ભવ છે, તેને મૌર્ય અને અકંપિતની પેઠે પ્રમાણથી કબુલ કર. ૧૯૫૬-થી-૧૯૫૮

મેતાર્યની પુનઃ શંકા અને તેનું સમાધાન.

जीवो विण्णाणमओ तं चाणिच्चंति तो न परलोगो ।
अह विण्णाणादण्णो तो अणभिण्णो जहागासं ॥ १९५९ ॥

इत्तो च्चिय न स कत्ता भोत्ता य अओवि नत्थि परलोगो ।
जं च न संसारी सो अण्णाणाऽमुत्तिओ खं व ॥ १९६० ॥

मन्नसि विणासि चेया उप्पत्तिमयाइओ जहा कुंभो ।
नणु एयं चिय साहणमविणासित्तेवि से सोम्म ! ॥ १९६१ ॥

જીવ વિજ્ઞાનમય હોય, તો તે વિજ્ઞાન અનિત્ય હોવાથી પરલોકની સિદ્ધિ નહિ થાય, અને જો વિજ્ઞાનથી આત્મા ભિન્ન હોય, તો તે આત્મા આકાશની પેઠે અનભિજ્ઞ માનવો પડશે, અને તેથી તે કર્તા કે ભોક્તા નહિ થાય, ને એમ થવાથી પરલોકનો અભાવ થશે; કેમકે એવો આત્મા આકાશની પેઠે અજ્ઞાની અને અમૂર્ત હોવાથી સંસારી નહિ કહેવાય.

( ભગવન્ત:- ) તું કુંભની પેઠે ચેતનાને ઉત્પત્તિમાન આદિ સ્વભાવવાળી માનીને એમ કહે છે, પરન્તુ હે સૌમ્ય ! તેના અવિનાશીપણામાં પણ એજ ( ઉત્પત્તિમત્ત્વાદિ ) સાધન છે. ૧૯૫૯ થી ૧૯૬૧.

મેતાર્ય:- તમે આત્માને વિજ્ઞાનમય કહો છો, પણ વિજ્ઞાન અનિત્ય હોવાથી, વિજ્ઞાનથી અભિન્ન એવો આત્મા પણ અનિત્ય થયો, અને એથી ભવાન્તરમાં જવારૂપ જે પરલોક તેનો અભાવ સિદ્ધ થયો. અને જો વિજ્ઞાનથી આત્મા ભિન્ન છે, એમ માનીને વિજ્ઞાન અનિત્ય છતાં પણ આત્મા નિત્ય છે, એમ કહેવામાં આવે, તોપણ પરલોકની સિદ્ધિ નહિ થાય; કારણ કે એથી આકાશની પેઠે આત્મા વિજ્ઞાનથી ભિન્ન હોવાને લીધે તેને અનભિજ્ઞતા પ્રાપ્ત થશે, અને એથી કરીને અનભિજ્ઞ એવા નિત્ય આત્માને કર્તા નહિ કહેવાય, તેમ ભોક્તા પણ નહિ કહેવાય. નિત્ય આત્માને પણ કર્તાદિ સ્વભાવવાળો માનવામાં આવે, તો તે પણ એક સ્વરૂપ હોવાથી હમ્મેશાં કર્તાદિ સ્વભાવવાળોજ રહેશે, અને જો તેને કર્તાદિ જુદાજુદા સ્વભાવવાળો નહિ માનવામાં આવે, તો પરલોકનો અભાવ સિદ્ધ થશે. કર્તાદિ સ્વભાવવાળો ન હોવા છતાં પણ પરલોક માનવામાં આવે, તો સિદ્ધાત્માઓને પણ પરલોકની પ્રાપ્તિ થશે. આજ પ્રમાણે નિત્ય અને અભોક્તા એવા આત્માને પરલોકના હેતુભૂત જે કર્મ ભોગ છે તેના અભાવે પરલોકની સિદ્ધિ નથી થતી, નિત્ય અમૂર્ત અને અજ્ઞાની એવા આત્માને આકાશની પેઠે ભવાન્તર ગતિ રૂપ સંસરણના અભાવે પરલોકનો અભાવ સિદ્ધ થાય છે.

ભગવન્ત:-ઘટની પેઠે ચૈતન્યને ઉત્પત્તિમાન અને પર્યાય સ્વરૂપ માનીને તું તેને અનિત્ય કહે છે; કેમકે " જે પર્યાય છે, તે સર્વ સ્તંભાદિમાં નવા-પુરાણાદિ પર્યાયની પેઠે અનિત્ય છે. " આ પ્રમાણે અનિત્ય ચૈતન્યથી અભિન્ન એવો આત્મા પણ અનિત્ય હોવાથી તે આત્માને પરલોકનો અભાવ છે, એમ તું માને છે; પરન્તુ તે અયોગ્ય છે, કેમકે ચૈતન્ય-વિજ્ઞાન એકાન્તે અનિત્ય નથી, પણ કથંચિત્ નિત્ય છે, કારણ કે ઉત્પાદ-વ્યય-ને ધ્રૌવ્ય-સ્વરૂપ વસ્તુ છે, તેથી કરીને ઉત્પત્તિમાન્‌પણાથી જેમ વસ્તુનું વિનાશીપણું સિદ્ધ થાય છે, તેમ ધ્રૌવ્યાત્મકપણાથી વસ્તુનું કથંચિત્ નિત્યપણું સિદ્ધ થાય છે, આથી કરીને કથંચિત્ નિત્ય વિજ્ઞાનથી અભિન્ન એવો આત્મા પણ કથંચિત્ નિત્ય હોવાથી તેને પરલોકનો અભાવ નથી. ૧૯૫૯-થી-૧૯૬૧.

ઉત્પત્તિમાન્ હેતુથી ઘટાદિ વસ્તુ નિત્ય કેવી રીતે કહેવાય ? તેનો યુક્તિપૂર્વક ખુલાસો કરે છે.

अहवा वत्थुत्तणओ विणासि चेओ न होइ कुंभो व ।
उप्पत्तिमयाइत्ते कहमविणासी घडो बुद्धी ? ॥ १९६२ ॥

रूव-रस-गंध-फासा संखा-संठाण दव्व-सत्तीउ ।
कुंभोत्ति जओ ताओ पसूइ-विच्छित्ति-धुवधम्मा ॥ १९६३ ॥
इह पिण्डो पिण्डागार-सत्तिपज्जायविलयसमकालं ।
उप्पज्जइ कुंभागार-सत्तिपज्जायरूवेणं ॥ १९६४ ॥
रूवाई दव्वयाए न जाइ न य वेइ तेण सो निच्चो ।
एवं उप्पाय-व्वय-धुवस्सहावं मयं सव्वं ॥ १९६५ ॥

ચેતના એ ઘટની પેઠે વસ્તુ હોવાથી વિનાશી નથી, ( પણ અવિનાશી છે. ) ઉત્પત્તિમાનાદિ હેતુવડે ઘટ અવિનાશી છે, એમ કેમ કહેવાય? આવી બુદ્ધિ થાય, ( તો તેના ઉત્તરમાં જાણવું કે-) રૂપ-રસ ગંધ-સ્પર્શ-સંખ્યા-સંસ્થાન-દ્રવ્ય-અને શક્તિ, એ સર્વનો સમુદાય તે ઘટ. અને એ રૂપાદિ સમુદાય, ઉત્પાદ-વ્યય ને ધ્રૌવ્ય સ્વરૂપી છે. જેમકે-માટીનો જે પિંડ હતો તેજ પિંડાકાર અને સ્વશક્તિ વિશેષરૂપ પર્યાયરૂપે નાશ થવાના વખતેજ ઘટાકાર અને જલાધાર શક્તિ વિશેષરૂપ પર્યાયરૂપે ઉત્પન્ન થયો. રૂપાદિ તથા દ્રવ્યપણે તે ઉત્પન્ન થતો નથી તેમ નાશ પણ પામતો નથી, તેથી તે નિત્ય છે; એ પ્રમાણે સર્વ વસ્તુ ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વભાવવાળી માનેલ છે. ૧૯૬૨-થી-૧૯૬૫.

ભગવન્ત:-આસન્નકલ્યાણ મેતાર્ય ! ચેતના એ ઘટની પેઠે વસ્તુ હોવાથી વિનાશ પામનારી નથી. અહીં તને એવી શંકા થતી હોય, કે ઉત્પત્તિમાન્ આદિ હેતુથી દૃષ્ટાન્તમાં કહેલો ઘટ અવિનાશી કેમ કહી શકાય ? એ તો વિનાશી છે, એમ સર્વ કોઇને પ્રતીત છે, આથી દૃષ્ટાન્તમાં ઘટનું અવિનાશીપણું સિદ્ધ નહિ થવાથી દાર્ષ્ટાન્તિક જે વિજ્ઞાન તેમાં પણ અવિનાશીપણું સિદ્ધ નહિ થાય. તારી આ શંકા સમજ વિનાની છે. કારણ કે ઘટ એટલે શું ? રસ-રૂપ-ગંધ-સ્પર્શ લક્ષણ ગુણનો સમુદાય. એક રૂપ સંખ્યા, પહોળા પેટારાદિ રૂપ સંસ્થાન, માટી રૂપ દ્રવ્ય, અને પાણી ધારણ કરવા રૂપ શક્તિ; આ સર્વનો સમુદાય તે ઘટ કહેવાય છે. અને એ રૂપ-રસ-ગંધ-સ્પર્શ-સંખ્યા-સંસ્થાન-દ્રવ્ય અને શક્તિ તે સર્વ ઉત્પાદ-વ્યય-ને ધ્રૌવ્ય સ્વરૂપી છે, તેથી ઘટ ઉત્પત્તિમાન્ ધર્મવાળો હોવાથી અવિનાશી પણ છે, એમ સિદ્ધ થાય છે.

આ બાબત વધારે સ્પષ્ટ કરવાને કંઇક વિસ્તારથી ઉદાહરણ પૂર્વક તને કહું છું, તે તું સાંભળ. માટીના પિંડનો પોતાનો ગોળાકાર રૂપ જે પિંડઆકાર, અને પોતાની કોઇ શક્તિ-વિશેષ એ ઉભય જે પર્યાયો હતા તે પર્યાયપણે નાશ પામ્યા, અને તેજ વખતે તે મૃત્પિંડ ઘટાકાર અને તેની જળ ધારણ રૂપ શક્તિ એવા ઉભયપર્યાયપણે ઉત્પન્ન થયા છે. રૂપ રસ-ગંધ-અને સ્પર્શ રૂપે તથા મૃદ્દ્રવ્યપણે તો એ માટીનો પિંડ ઉત્પન્ન પણ નથી થતો, અને નાશ પણ નથી પામતો, તેવા રૂપે તો તે હમ્મેશાં નિત્ય-અવસ્થિત છે, આ પ્રમાણે એક મૃત્પિંડજ મૃત્પિંડના આકાર અને શક્તિ રૂપે નાશ પામે છે, ઘટાકાર અને ઘટશક્તિ રૂપે ઉત્પન્ન થાય છે, અને રૂપાદિ ભાવે તથા મૃદ્દ્રવ્યપણે અવસ્થિત રહે છે. આજ પ્રમાણે ઘટ પણ પૂર્વપર્યાય રૂપે નાશ પામે છે. ઘટાકારના નવાપર્યાયોપણે ઉત્પન્ન થાય છે, અને રૂપાદિ તથા મૃદ્દ્રવ્યપણે અવસ્થિત રહે છે, આથી એ પણ ઉત્પાદ વ્યય-અને-ધ્રુવ સ્વભાવવાળો છે. માત્ર ઘટજ આવા સ્વભાવવાળો છે એમ નહિ, પરન્તુ ત્રિભુવનાન્તર્ગત સર્વ વસ્તુ આવા ત્રણ સ્વભાવવાળી છે, અને તેથી કરીને જેમ ઉત્પત્તિમાન આદિ હેતુથી ઘટમાં વિનાશીપણું સિદ્ધ થાય છે, તેવીજ રીતે અવિનાશીપણું પણ સિદ્ધ થાય છે; તેવીજ રીતે ચૈતન્યમાં અને ચેતન્યથી કથંચિત્ અભિન્ન એવા જીવમાં પણ કથંચિત્ નિત્યપણું સમજવું. ૧૯૬૨-૧૯૬૩-૧૯૬૪-૧૯૬૫.

ઉત્પાદાદિ ધર્મથી અને વેદવાકયથી પરલોકની સિદ્ધિ કરીને ઉપસંહાર કરે છે.

घडचेयणयानासो पडचेयणयासमुब्भवो समयं ।
संताणेणावत्था तहेह-परलोग-जीवाणं ॥ १९६६ ॥

मणुएहलोगनासो सुराइपरलोगसंभवो समयं ।
जीवतयाऽवत्थाणं नेहभवो नेव परलोओ ॥ १९६७ ॥

असओ नत्थि पसूई, होज्ज व जइ होउ खरविसाणस्स ।
न य सव्वहा विणासो सव्वुच्छेयप्पसंगाओ ॥ १९६८ ॥

तोऽवत्थियस्स केणइ विलओ धम्मेण भवणमन्नेणं ।
वत्थुच्छेओ न मओ संववहारावरोहाओ ॥ १९६९ ॥

असइ व परम्मि लोए जमग्गिहोत्ताइं सग्गकामस्स ।
तदसंबद्धं सव्वं दाणाइफलं च परलोए ॥ १९७० ॥

छिन्नम्मि संसयंमिं जिणेण जर-मरणविप्पमुक्केणं ।
सो समणो पव्वइओ तिहि ओ सह खण्डियसएहिं ॥ १९७१ । ६३७ ॥

ઘટરૂપ ચેતનાનો નાશ, પટરૂપ ચેતનાનો ઉદ્ભવ અને ચેતનાસંતાન વડે અવસ્થાન પણ સાથેજ હોય છે; એજ પ્રમાણે પરલોકમાં ગએલા જીવોને મનુષ્યરૂપ આ લોકનો નાશ, દેવાદિ પરલોકનો ઉત્પાદ અને જીવપણે અવસ્થાન એ સર્વ એકી સાથે જ-ણાય છે. એ જીવત્વ અવસ્થામાં આ ભવ ન કહેવાય અને પરભવ પણ ન કહેવાય. જે વસ્તુ સર્વથા અવિદ્યમાન હોય, તેની ઉત્પત્તિ નથી થતી, અને જો તેની ઉત્પત્તિ માનીએ તો ગધેડાના શીંગડાની પણ ઉત્પત્તિ માનવી જોઇએ, વળી વિદ્યમાન વસ્તુનો સર્વથા વિનાશ પણ નથી થતો, કેમકે એથી સર્વનાશનો પ્રસંગ પ્રાપ્ત થાય. માટે અવસ્થિત વસ્તુનોજ કોઇ ધર્મવડે ઉત્પાદ થાય છે, પણ પદાર્થનો સર્વથા ઉચ્છેદ તો માનવો યોગ્ય નથી, કેમકે એથી વ્યવહારનો પણ નાશ થાય. વળી જો પરલોક ન હોય, તો સ્વર્ગની ઇચ્છાવાળાને અગ્નિહોત્રાદિ અનુષ્ઠાન કરવાનું જે કહ્યું છે તે, અને લોકમાં દાનાદિનું ફળ કહ્યું છે તે સર્વ અસંબદ્ધ કથન થાય. એ પ્રમાણે જરા અને મરણથી મુક્ત થએલા જિનેશ્વરે તેના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના ત્રણસો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી. ૧૯૬૬ થી ૧૯૭૧.

ભદ્ર ! ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વભાવવાળો આત્મા હોવાથીજ તેને પરલોક સંભવે છે; જેમકે-ઘટ સંબંધી વિજ્ઞાન તે ઘટચેતના અને પટ સંબંધી વિજ્ઞાન તે પટચેતના કહેવાય છે. જ્યારે જીવને ઘટનું જ્ઞાન થયા પછી અનન્તર પટનું જ્ઞાન થાય છે, તે વખતે તેનો ઘટચેતનારૂપે વિનાશ, પટચેતનારૂપે ઉત્પાદ, અને અનાદિ કાળથી પ્રવૃત્ત ચેતના-રૂપ સંતાનપણે અવસ્થાન હોય છે, આજ પ્રમાણે આ ભવમાં રહેલા જીવના પણ ઉત્પાદ વ્યય-અને ધ્રુવ એવા ત્રણ સ્વભાવ સમજવા, તથા પરલોકમાં ગએલા જીવોના પણ એજ ત્રણ સ્વભાવ હોય છે; જેમકે-જ્યારે મનુષ્ય મરણ પામીને દેવલોકાદિમાં ઉત્પન્ન થાય છે, તે વખતે તેના મનુષ્યરૂપ આ લોકનો વિનાશ, દેવાદિ પરલોકનો ઉત્પાદ અને જીવ-પણે અવસ્થાન હોય છે, કેવળ જીવત્વ અવસ્થામાં આ લોક ન કહેવાય, તેમ દેવાદિ પરલોક પણ ન કહેવાય, પરન્તુ પર્યાયની વિવક્ષા રહિત કેવળ જીવ દ્રવ્યજ કહેવાય. આ પ્રમાણે જીવનો ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વરૂપ સ્વભાવ હોવાથી, તેને પરલોકનો અભાવ નથી.

વળી જે વસ્તુ એકાન્તે અવિદ્યમાન હોય, તેની ઉત્પત્તિજ ન થાય, અને જો અવિદ્યમાન વસ્તુની પણ ઉત્પત્તિ માનવમાં આવે, તો ગધેડાના શીંગડાની પણ ઉત્પત્તિ થવી જોઇએ, પરન્તુ એમ કંઇ થતું નથી; માટે કોઇ પણ રૂપે વિદ્યમાન વસ્તુ હોય, તેનીજ ઉત્પત્તિ થાય છે. તથા વિદ્યમાન વસ્તુનો સર્વથા વિનાશ પણ નથી થતો, કેમકે જો સર્વથા વિનાશ થતો હોય તો નારકી તિર્યંચ વિગેરે સર્વનો સર્વથા નાશ થઇ જાય. માટે અવસ્થિત એવા જીવાદિનો મનુષ્યાદિ કોઇ કોઇ ધર્મ વડે વિનાશ, અને દેવાદિ અન્ય ધર્મ વડે ઉત્પાદ થાય છે, પરન્તુ સર્વથા વિનાશ નથી થતો, કેમકે એમ થવાથી સર્વ વ્યવહારનો ઉચ્છેદ થાય, જેમકે એક રાજકુમારીને રમવાના સુવર્ણ કળશને ભાંગીને, તેનો રાજકુમારને રમવા દડો બનાવ્યો; આથી રાજકન્યાને શોક થયો, રાજકુમારને હર્ષ થયો, અને સુવર્ણના માલીક રાજાને કલશ ને દડાની ઉભય અવસ્થામાં સુવર્ણ કાયમ હોવાથી હર્ષ કે શોક કંઇજ ન થયું. ઇત્યાદિ પ્રકારનો જે લોક વ્યવહાર તેનો વસ્તુને ઉત્પાદ-વ્યય અને ધ્રુવ સ્વરૂપ માનવામાં ન આવે, તો સર્વથા વિચ્છેદ થાય; માટે આત્માનું કથંચિત્ અવસ્થિતપણું હોવાથી આત્માને પરલોકનો અભાવ નથી.

વળી જો પરલોક સર્વથા ન હોય, તો સ્વર્ગની ઇચ્છાવાળાને અગ્નિહોત્રાદિ અનુષ્ઠાન કરવાનું જે કહ્યું છે તે, અને લોકમાં દાનાદિકનું ફળ સ્વર્ગાદિ કહ્યું છે તે સર્વ સંબંધ વિનાનું કેવલ પ્રલાપમાત્ર ગણાય, આ પ્રમાણે જરા અને મરણથી મુકાએલા શ્રીજિનેશ્વરે તેમના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના ત્રણસો શિષ્યો સહિત્ જગત્બંધુ મહાવીર દેવ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. १९६६ થી १९७१.

" ઇતિ દશમો ગણધરવાદઃ સમાપ્તઃ ॥ "

———:*:———

હવે અગીયારમા ગણધર સંબંધી વકવ્યતા કહે છે.

ते पव्वइए सोउं पहासो आगच्छई जिणसयासं ।
वच्चामि ण वंदामिं वंदित्ता पज्जुवासामि ॥ १९७२ । ६३८ ॥ १७६

आभट्ठो य जिणेणं जाइ-जरा-मरणविप्पमुक्केणं ।
नामेण य गोत्तेण य सव्वण्णू सव्वदरिसीणं ॥ १९७३ । ६३९ ॥ १७७

किं मन्ने निव्वाणं अत्थि नत्थित्ति संसओ तुज्झ ।
वेयपयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ १९७४ । ६४० ॥ १७८

मन्नसि किं दीवस्स व नासो'निव्वाणमस्स जीवस्स ।
दुक्खक्खयाइरूवा किं होज्ज व से सओऽवत्था ? ॥ १९७५ ॥

अहवाऽणाइत्तणओ खस्स व कि कम्म-जीवजोगस्स ।
अविओगाओ न भवे संसाराभाव एवत्ति ? ॥ १९७६ ॥

તેણે દીક્ષા લીધી, એ સાંભળીને પ્રભાસ નામે દ્વિજોપાધ્યાય જિનેશ્વર પાસે આવે છે અને વિચારે છે કે હું ભગવન્ત પાસે જઇને વંદન કરીશ, વંદન કરીને તેમની સેવા કરીશ, એમ વિચારીને તે ત્યાં આવ્યા એટલે જન્મ-જરા અને મરણથી મુક્ત, સર્વજ્ઞ-સર્વદર્શી જિનેશ્વરે તેમને નામ અને ગોત્રથી બોલાવ્યા, બોલાવીને કહ્યું કે પ્રભાસ! તું એમ માને છે કે " મોક્ષ છે યા નથી ? " તને આવો સંશય વિરૂદ્ધ અર્થ-વાળાં વેદનાં પદો સાંભળવાથી થયો છે, પણ તું તેનો ખરો અર્થ નથી જાણતો, તેથી એવો સંશય કરે છે, ( એ સંશયમાં ) તુ એમ માને છે કે દીપકના નિર્વાણની પેઠે આ જીવનો નિર્વાણ-અભાવ તે મોક્ષ કે દુઃખ ક્ષયાદિથી માત્ર શુદ્ધ જીવની વિદ્યમાન અવસ્થા તે મોક્ષ ? આ બેનો નિશ્ચય નહિ થાય અથવા આકાશ અને જીવની પેઠે કર્મ અને જીવનો અનાદિ સંયોગ હોવાથી તેનો વિયોગ ન થાય, તેથી સંસારનો અભાવ થઇ ન શકે. ( માટે મોક્ષનો અભાવ છે. ) ૧૯૭૨ થી ૧૯૭૬.

મેતાર્ય પંડિતે પોતાના શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી, એમ પ્રભાસ-પંડિતે જાણ્યું એટલે તે પણ ગર્વ રહિત થઇને વિચારવા લાગ્યા કે હું ભગવન્ત પાસે જઇને મારા સંશયનો છેદ કરૂં. એમ વિચારીને તે ભગવન્ત પાસે આવ્યા, એટલે પરમ-કૃપાળુ સર્વજ્ઞ-સર્વદર્શી જિનેશ્વર મહાવીરદેવે તેમને નામ અને ગોત્રથી બોલાવ્યા, અને તેના મનનો સંશય વ્યક્ત કરીને બોલ્યા કે 'હે આયુષ્મન્ પ્રભાસ ! તને મોક્ષની વિદ્યમાનતામાં સંશય છે. પણ એ સંશય પરસ્પર વિરૂદ્ધઅર્થ વાળા વેદપદો સાંભળવાથી થયો છે, એ પદો આ છે, " जरामर्यं वैतत् सर्वं यदग्निहोत्रम् " તથા " सैषा गुहा दुरव-गाहा " અને " द्वे ब्रह्मणी परमपरं च, तत्र परं सत्यं ज्ञानमनन्तरं ब्रह्म " આ પદોનો ભાવાર્થ અનુક્રમે તું આ પ્રમાણે ધારે છે, કે અગ્નિહોત્ર યાવત્ જીવન પર્યન્ત કરવો, અગ્નિ-હોત્રની ક્રિયા તો પ્રાણિવધના હેતુભૂત હોવાથી શુભાશુભ પ્રકારની છે, અને તે સ્વર્ગનું ફળજ આપનાર છે, મોક્ષ ફળ આપનાર નથી. તો પછી યાવત્ જીવન પર્યન્ત એ ક્રિયા કરવી એમ કહેવાથી મોક્ષના હેતુભૂત બીજી કોઇ ક્રિયા કરવાનો કાળજ બતાવ્યો નહિ, ને એમ મોક્ષ સાધવાના કાલનો અભાવ હોવાથી મોક્ષના સાધનના અભાવે મોક્ષ રૂપ સાધ્યનો પણ અભાવ છે. આ પ્રથમ પદથી મોક્ષનો અભાવ સિદ્ધ થાય છે, અને પછી બે પદોથી મોક્ષની વિદ્યમાનતા સિદ્ધ થાય છે, તેનો અર્થ આ પ્રમાણે છે, " મુક્તિરૂપ ગુહા સંસાર અભિનન્દિ જીવોને દુઃખે પ્રવેશવા યોગ્ય છે, " તથા બે બ્રહ્મ છે, એક પરબ્રહ્મ, અને બીજું અપર બ્રહ્મ; તેમાં પરબ્રહ્મ તે મોક્ષ, અને અપરબ્રહ્મ તે જ્ઞાન. આ પ્રમાણે આ પદો પરસ્પર વિરૂદ્ધ હોઇને મોક્ષની આસ્તતા અને નાસ્તિતા સિદ્ધ કરે છે, એમ જાણીને તને તે સંબંધી સંશય થયો છે, પરન્તુ એ પદોનો સત્ય અર્થ તું જાણતો નથી. તેનો ખરો અર્થ હું કહું છું તે પ્રમાણે છે, તે અર્થને તું લક્ષ પૂર્વક સાંભળ.

વળી મોક્ષના સંબંધમાં તું એમ માને છે કે જેમ ઓલવાઇ ગએલો દીપક કોઈ પૃથ્વીપર જતો નથી, આકાશમાં જતો નથી, દિશાઓમાં જતો નથી, કોઈ વિદિશાઓમાં જતો નથી, પણ તેલનો ક્ષય થવાથી કેવળ શાન્તિ પામે છે, તેમ નિર્વૃત્તિ મોક્ષ પામેલો જીવ પણ કોઈ અન્ય પૃથ્વી પર જતો નથી, આકાશમાં જતો નથી, દિશાઓમાં જતો નથી, કે કોઇ વિદિશાઓમાં જતો નથી, પરન્તુ કલેશનો ક્ષય થવાથી કેવળ શાન્તિ પામે છે. આ પ્રમાણે દીપકના નાશની પેઠે જીવનો નાશ બૌદ્ધો માને છે, તેવા સ્વરૂપનું મોક્ષ હશે ? કે રાગ-દ્વેષ-મદ-મોહ-જન્મ-જરા--રોગાદિ સર્વ દુઃખોનો ક્ષય થવાથી કેવળજ્ઞાન કેવળદર્શન રૂપ પરમાનંદમય જીવની વિશિષ્ટ વિદ્યમાન અવસ્થા તે મોક્ષ હશે ?

એ સિવાય તારા સંશયનું આ બીજું કારણ પણ છે. તું એમ માને છે, કે જેનો અનાદિ સંયોગ હોય, તેનો વિયોગ કદી પણ ન થાય જેમ આકાશ અને જીવનો અનાદિ સંયોગ હોવાથી તેમનો વિયોગ કદી નથી થતો, તેમ જીવ અને કર્મનો પણ અનાદિ સંયોગ માનેલ હોવાથી તેનો પણ વિયોગ કદીએ નહિ થાય. કર્મનો વિયોગ ન થવાથી સંસારનો વિયોગ ન થાય, અને એ પ્રમાણે સંસાર વિયોગના અભાવે મોક્ષનો પણ અભાવ સિદ્ધ થાય છે. ૧૯૭૨-થી-૧૯૭૬.

જીવ કર્મનો અનાદિ સંયોગ છતાં તેનો વિયોગ થાય, પણ જીવનો નાશ ન થાય, તે બતાવે છે.

पडिवज्ज मण्डिओ इव वियोगमिह कम्म-जीवजोगस्स ।
तमणाइणोऽवि कंचण-धाऊण व णाण-किरियाहिं ॥ १९७७ ॥

जं नारगाइभावो संसारो नारगाइभिण्णो य ।
को जीवो तं मन्नसि तन्नासे जीवनासोत्ति ॥ १९७८ ॥

न हि नारगाइपज्जायमेत्तनासम्मि सव्वहा नासो ।
जीवद्दव्वस्स मओ मुद्दानासे व हेमस्स ॥ १९७९ ॥

कम्मकओ संसारो तन्नासे तस्स जुज्जई नासो ।
जीवत्तमकम्मकयं तन्नासे तस्स को नासो ? ॥ १९८० ॥

સુવર્ણ અને માટીની પેઠે જીવ-કર્મનો અનાદિ સંયોગ છતાં પણ જ્ઞાન-ક્રિયાવડે વિયોગ થાય છે. એમ તું મંડિકની પેઠે અંગીકાર કર. વળી તું એમ માને છે કે નારકાદિ પર્યાય, તેજ સંસાર છે, અને એ નારકાદિ પર્યાયથી ભિન્ન બીજો કોઈ જીવ નથી, એટલે તે પર્યાયનો નાશ થવાથી જીવનો પણ નાશ થાય છે. (તારી આ માન્યતા અયોગ્ય છે. કેમકે ) મુદ્રાનો નાશ થએ જેમ સુવર્ણનો નાશ નથી થતો, તેમ નારકાદિ પર્યાય માત્રનોજ નાશ થવાથી જીવદ્રવ્યનો સર્વથા નાશ નથી થતો. સંસાર કર્મકૃત છે, તેથી કર્મનો નાશ થએ સંસારનો નાશ ઘટે છે, પણ જીવત્વ કર્મકૃત નથી એટલે કર્મનો નાશ થએ જીવનો નાશ કેવી રીતે થાય ? નજ થાય. ૧૯૭૭-૧૯૭૮-૧૯૭૯-૧૯૮૦

ભગવન્ત:—જેમ સુવર્ણ અને માટીનો અનાદિ સંયોગ છતાં પણ ધમનાદિ વડે તે બેનો વિયોગ થાય છે; તેમ જીવ અને કર્મનો અનાદિ સંયોગ છતાં પણ જ્ઞાન તથા ક્રિયા-વડે ઉભયનો વિયોગ થાય છે. તેથી અનાદિ સંયોગનો વિયોગજ ન થાય, એમ એકાન્તે ન કહી શકાય; માટે મંડિકની પેઠે તું પણ અંગીકાર કર કે જીવ અને કર્મનો વિયોગ થાય છે.

પ્રભાસ:—એ ગમે તેમ હો, આ સંબંધમાં હું બીજું કહું છું કે જે આ નારક-તિર્યંચાદિ પર્યાય તેજ સંસાર છે, અને એ પર્યાયથી ભિન્ન એવો બીજો કોઈ જીવ જણાતો નથી, એટલે નારકાદિ પર્યાય રૂપ સંસારનો નાશ થવાથી જીવનો પણ નાશ થાય છે, કેમકે તે તેનાથી જુદો નથી. આ પ્રમાણે જીવનો નાશ થવાથી મોક્ષ કોનો થાય ?

ભગવન્ત:—તારી એ માન્યતા અયોગ્ય છે. કારણકે નારકાદિપણારૂપ જે જીવનો પર્યાય છે, તે પર્યાય માત્રનોજ નાશ થવાથી પર્યાયવાન્ જીવદ્રવ્યનો સર્વથા નાશ નથી થતો, પણ કથંચિત્ થાય છે. જેમ મુદ્રાદિ પર્યાયમાત્રનો નાશ થવાથી સુવર્ણનો સર્વથા

નાશ નથી થતો, પણ કથંચિતજ નાશ થાય છે; તેમ નારકાદિરૂપ સંસારના પર્યાયો નાશ પામ્યાથી જીવનો સંસારિપણારૂપે નાશ થાય છે, પણ તે સંસારિપણાનો પર્યાય નાશ પામતાં બીજા મુક્તિરૂપ પર્યાયનો ઉત્પાદ થાય છે. ઉદાહરણ તરીકે જેમ સુવર્ણમાં મુદ્રારૂપ પર્યાયનો નાશ થએથી કુંડળ રૂપ અન્ય પર્યાય ઉત્પન્ન થાય છે, પણ સુવર્ણનો સર્વથા નાશ નથી થતો, તેમ અહિં જીવમાં પણ સમજવું.

પ્રભાસઃ—પરન્તુ જેમ કર્મનો નાશ થવાથી સંસારનો નાશ થાય છે, તેમ જીવનો પણ કર્મનો નાશ થએ નાશ થાય, અને એથી મોક્ષનો પણ અભાવ થાય.

ભગવન્તઃ—ના, એમ નહિ, સંસાર કર્મજન્ય છે, એટલે કર્મનો નાશ થવાથી સંસારનો તો નાશ થઇ શકે, કેમકે કારણના અભાવે કાર્યનો અભાવ હોય, પરંતુ જીવત્વ તો અનાદિ કાળથી પ્રવૃત્ત છે, કર્મજન્ય નથી, તેથી કર્મનો નાશ થએ જીવનો નાશ ન થાય, કેમકે કર્મ કંઈ જીવપણાનું કારણ નથી, તેમ તે કર્મ જીવપણા સાથે વ્યાપક પણ નથી. ૧૯૭૭ થી ૧૯૮૦

જીવ અને મોક્ષ વિનાશી નથી, પણ અવિનાશી છે, એ વાત કહે છે.

न विगाराणुवलंभादागासं पि व विणासधम्मो सो ।
इह नासिणो विगारो दी सइ कुंभस्स वाऽवयवो ॥ १९८१ ॥
कालंतरनासी वा घडो व कयगाइओ मई होज्जा ।
नो पद्धंसाभावो भुवि तद्धम्मावि जं निच्चो ॥ १९८२ ॥
अणुदाहरणमभावो खरसिंगंपिव मई न तं जम्हा ।
कुंभविणासविसिट्ठो भावो च्चिय पोग्गलमओ सो ॥ १९८३ ॥
किंवेगंतेण कयं पोग्गलमेत्तविलयम्मि जीवस्स ।
किं निव्वत्तियमहियं नभसो घडमेत्तविलयम्मि ? ॥ १९८४ ॥

વિકાર નહિ જણાતો હોવાથી, આત્મા આકાશની પેઠે અવિનાશી ધર્મવાળો છે, જે વિનાશ ધર્મવાળા છે, તે ઘટના અવયવની પેઠે વિકારવાળા જણાય છે, ( માટે મુક્તાત્મા અવિકારી હોવાથી નિત્ય છે, ને તે આત્મા નિત્ય હોવાથી મોક્ષ પણ નિત્ય છે.) ઘટની પેઠે મોક્ષ કૃતક હોવાથી તે કાળાન્તરે વિનાશી છે, એમ કહેવામાં આવે, તો તે અયુક્ત છે, કેમકે પ્રધ્વંસાભાવ જગતમાં કૃતક છતાં પણ નિત્ય છે, એટલે તારો હેતુ અનૈકાન્તિક છે.) કૃતક હોય અને નિત્ય હોય એ કથનમાં કોઇ ઉદાહરણ નથી; ને અભાવ તો ગધેડાના શીંગડાની પેઠે અવસ્તુ છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કારણકે કુંભવિનાશ વિશિષ્ટ પુદ્ગળમય ભાવ, તેજ પ્રધ્વંસાભાવ છે. અથવા ઘટમાત્રનો વિનાશ થવાથી જેમ આકાશમાં કંઈ વિશેષતા નથી થતી, તેમ પુદ્ગળરૂપે થતા નારકાદિ પર્યાયોનો વિનાશ થવાથી જીવને શું વિશેષતા થઈ કે જેથી મોક્ષને એકાન્તે કૃતક કહી શકાય ? ( સર્વથા કર્મ પુદ્ગળનું આત્મ પ્રદેશથી ખરી જવું તે રૂપ વિનાશ એજ જીવનો મોક્ષ છે. ) ૧૯૮૧-૧૯૮૨-૧૯૮૩-૧૯૮૪.

પ્રકારાન્તરે મુક્તાત્માનું નિત્યપણું તેમજ નિત્યાનિત્યપણું કહે છે.

दव्वामुत्तत्तणओ मुत्तो निच्चो नभं व दव्वतया ।
नणु विभुयाइपसंगो एवं सइ, नाणुमाणाओ ॥ १९८५ ॥

को वा निच्चग्गाहो सव्वं चिय विभव-भङ्ग ठिइमइयं ।
पज्जायंतरमेत्तपणा हि निच्चाइववएसो ॥ १९८६ ॥

જેમ આકાશદ્રવ્ય અમૂર્ત હોવાથી દ્રવ્યપણે નિત્ય છે, તેમ મુક્ત જીવદ્રવ્ય પણ અમૂર્ત હોવાથી નિત્ય છે. ( આ આકાશના ઉદાહરણથી ) જીવને વિભુતા વિગેરેનો પ્રસંગ પ્રાપ્ત થશે, ( એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે ) તેના બાધક અનુમાન વિદ્યમાન છે. અથવા એ નિત્ય છે એવો આગ્રહ શા માટે હોવો જોઇએ? કેમકે પર્યાયાન્તરની મુખ્યતાએ અનિત્યાદિનો વ્યવહાર થાય છે, વસ્તુત: સર્વપદાર્થ ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વરૂપ છે. ૧૯૮૫-૧૯૮૬.

જેમ આકાશદ્રવ્ય અમૂર્ત હોવાથી દ્રવ્યપણે નિત્ય છે, તેમ મુક્ત જીવદ્રવ્ય પણ અમૂર્ત હોવાથી નિત્ય છે. અહીં કોઈ એમ કહેવા માગે કે તમે આ આકાશના દૃષ્ટાન્તે જેમ જીવની નિત્યતા સિદ્ધ કરો છો, તેમ તેનું વ્યાપકપણું આદિ પણ એજ દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે. જેમકે-આકાશ દ્રવ્ય અમૂર્ત હોવાથી જેમ સર્વવ્યાપક છે, તેમ જીવદ્રવ્ય પણ અમૂર્ત હોવાથી સર્વવ્યાપક-વિભુ છે. તથા આકાશ દ્રવ્ય અમૂર્ત હોવાથી જેમ બંધાતું કે મૂકાતું નથી, તેમ જીવદ્રવ્ય પણ અમૂર્ત હોવાથી બંધાતું કે મૂકાતું નથી. આ પ્રમાણે આકાશના દૃષ્ટાન્તથી જીવનું વિભુપણું આદિ સિદ્ધ કરવામાં આવે તો તે અયોગ્ય છે. કેમકે એ સાધ્યમાં બાધા કરનાર બીજાં વિરૂદ્ધ અનુમાનો વિદ્યમાન છે, જેમકે- જીવના ગુણો શરીરમાંજ જણાતા હોવાથી સ્પર્શની પેઠે ત્વચા પર્યન્ત શરીર વ્યાપીજ આત્મા છે. આ અનુમાનથી જીવનું વિભુપણું-સર્વવ્યાપકપણું બાધા પામે છે. તથા દાન-હિંસા વિગેરે ક્રિયાઓ કૃષિ-ખેતી આદિ ક્રિયાની પેઠે સફળ હોવાથી જીવ-પુન્ય-પાપ કર્મ વડે બંધાય છે, તથા સુવર્ણ અને માટીના સંયોગની પેઠે જીવ અને કર્મનો સંબંધ-સંયોગ હોવાથી સમ્યક્ ઉપાય વડે વિનાશ પામે છે. આ અનુમાનથી જીવનો સદા અબંધક અને અમુક્ત ભાવ બાધા પામે છે.

અરે ! મુક્તાત્મા કે મોક્ષ નિત્ય છે, એવો એકાન્ત આગ્રહ શા માટે રાખવો જોઇએ? જુદા જુદા પર્યાયની મુખ્યતાએજ નિત્ય કે અનિત્યપણાનો વ્યવહાર કરાય છે, વસ્તુત: સર્વ પદાર્થ ઉત્પાદ-વ્યય-અને ધ્રૌવ્ય સ્વરૂપ છે. ૧૯૮૫-૧૯૮૬.

હવે "કિં દીવસ્સ વ નાસો નિવ્વાણું" એવો જે પહેલાં પૂર્વપક્ષ કર્યો હતો તેનો ઉત્તર આપે છે

न य सव्वहा विणासोऽणलस्स परिणामओ पयस्सेव ।
कुंभस्स कवालाणं व तहाविगारोवलंभाओ ॥ १९८७ ॥
जइ सव्वहा न नासोऽनलस्स किं दीसए न सो सक्खं ? ।
परिणामसुहुमयाओ जलयविगारंजणरउ व्व १९८८ ॥
होऊणमिदियंतरगेज्झा पुणरिंदियंतरग्गहणं ।
खंधा एंति न एंति य पोग्गलपरिणामया चित्ता ॥ १९८९ ॥
एगेगेंदियगेज्झा जह वायव्वादओ तहग्गेया ।
होउं चक्खुग्गेज्झा घाणादिग्गज्झयामेंति ॥ १९९० ॥
जह दीवो निव्वाणो परिणामन्तरमिओ तहा जीवो ।
भण्णइ परिनिव्वाणो पत्तोऽणाबाहपरिणामं ॥ १९९१ ॥

દીપકનો સર્વથા વિનાશ નથી થતો, કેમકે તે દુધની પેઠે પરિણામી હોવાથી અથવા ઘટના ટુકડાનીપેઠે તેનો તથા પ્રકારનો વિકાર જણાય છે તેથી. જો દીપકનો સર્વથા વિનાશ ન થતો હોય, તો તે પ્રત્યક્ષ કેમ નથી જણાતો? (એમ પૂછવામાં આવે તો) તેના ઉત્તરમાં અભ્રવિકાર અથવા અંજન રજની પેઠે દીપકનો સૂક્ષ્મ પરિણામ થતો હોવાથી તે નથી જણાતો. પુદ્ગળ સ્કંધો ઇન્દ્રિયાન્તર ગ્રાહ્ય થઇને પુન: ઇન્દ્રિયાન્તરની ગ્રહ્યતાને પામે છે, અને કેટલાક પુદ્ગળો પરિણામની વિચિત્રતાથી પ્હેલાં ઇન્દ્રિય ગ્રાહ્ય થઇ પછી કોઇ ઇન્દ્રિયથી ગ્રાહ્ય નથી પણ થતા, તથા જેમ વાયુ વિગેરે એકેક પ્રાતનિયત ઇન્દ્રિયથી ગ્રાહ્ય થઇને પરિણામાન્તર પામીને પુન: ઇન્દ્રિયાન્તરથી ગ્રાહ્ય થાય છે, તેમ અગ્નિના પુદ્ગળો પણ પ્રથમ ચક્ષુગ્રાહ્ય થઇને પછી પરિણામાન્તર પામ્યાથી ઘ્રાણેન્દ્રિયથી ગ્રાહ્ય થાય છે. આ પ્રમાણે પરિણામાન્તર પામેલો દીવો જેમ “ નિર્વાણ પામ્યો” કહેવાય છે, તેમ કર્મ રહિત થઇને અવ્યાબાધ પરિણામ પામવાથી આ જીવ “ નિર્વાણ-નિર્વૃત્તિ અથવા મોક્ષ પામ્યો ” કહેવાય છે. ૧૯૮૭ થી ૧૯૯૧.

ભગવન્ત:—પ્રભાસ! દીપકના નાશની પેઠે જીવનો નાશ માનીને તું જે મોક્ષ કહે છે, તે અયોગ્ય છે, કેમકે દીપકનો અગ્નિ પણ સર્વથા પ્રકારે નાશ નથી પામતો, માત્ર તેનું પરિણામાન્તર થાય છે. જેમ દુધ પરિણામાન્તર પામીને દહીં થાય છે, અથવા મુદ્ગરાદિ વડે પરિણામાન્તર પામેલો ઘડો ઠીકરા આદી રૂપે થાય છે. આ પ્રમાણે તે તે વસ્તુઓના જુદા જુદા વિકાર જણાય છે, તેવીજ રીતે પ્રદીપના અગ્નિનો પણ પરિણામાન્તર થવાથી અન્ધકાર રૂપ વિકાર થાય છે, પણ સર્વથા તેનો વિનાશ નથી થતો.

પ્રભાસ:—જો તેનો સર્વથા વિનાશ ન થતો હોય, તો તે ઓલવાઈ ગયા પછી સાક્ષાત્ કેમ નથી જણાતો?

ભગવન્ત:—જેમ આકાશમાં એકઠા થએલા મેઘના શ્યામ વાદળાંઓનો પુદ્ગળ વિકાર જણાય છે, પરન્તુ તે વીખરાઈ જાય ત્યારે તે કે તેના કોઇ ભાગો નથી જણાતા, કેમકે તેનો તેવો સૂક્ષ્મ પરિણામ થઈ જાય છે, અથવા અંજનરાશિ એકઠો હોય તો જણાય છે, પણ પવનથી વીખરાઇ જાય તો નથી જણાતો, કેમકે તેનો પણ સૂક્ષ્મ પરિણામ થઇ જાય છે, તેથી નથી જણાતો, પણ તે અવિદ્યમાન છે માટે નથી જણાતો એમ નહિ, એજ પ્રમાણે દીવો ઓલવાઇ ગયા પછી નથી જણાતો, પણ તેનો અંધકારરૂપ પુદ્ગળ વિકાર જણાય છે, દીપકના અગ્નિરૂપ પુદ્ગળોનો અતિસૂક્ષ્મતર પરિણામ થવાથી અંધકાર રૂપ પરિણામ થાય છે, પણ સર્વથા તેનો અભાવ નથી થતો. કેમકે પુદ્ગળનો પરિણામ વિચિત્ર પ્રકારનો છે.

આ વિષય વધારે સ્પષ્ટ રીતે સમજાય માટે તને ઉદાહરણ કહું છું તે લક્ષ પૂર્વક શ્રવણ કર. જેમ સુવર્ણપત્ર-લવણ-સુંઠ-હરિતકી-ચિત્રક અને ગોળ વિગેરેના પુદ્ગળ સ્કંધો પ્રથમ ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી ગ્રાહ્ય થઇને પછી ક્ષેત્ર કાળાદિ ભિન્ન સામગ્રી પામીને પુદ્ગળ પરિણામની વિચિત્રતાથી સ્પર્શન-રસન આદિ ઇંદ્રિયોથી ગ્રાહ્ય થાય છે; જેમકે સુવર્ણનું પતરૂં પ્રથમ ચક્ષુ ગ્રાહ્ય હોય છે, પછી તેને શુદ્ધ કરવાને અગ્નિમાં નાખ્યું હોય અને ભસ્મ સાથે મળી ગયું હોય, તો તે સ્પર્શનેન્દ્રિય ગ્રાહ્ય થાય છે, પુન: પ્રયોગ વડે ભસ્મથી જુદું કર્યું હોય તો પાછું ચક્ષુગ્રાહ્ય થાય છે. એજ પ્રમાણે લવણ-સુંઠ-હરિતકી -ચિત્રક-ગોળ વિગેરેનાં પુદ્ગળો પ્રથમ ચક્ષુગ્રાહ્ય હોઇને પછી રાખોડીમાં અથવા ઘણાં ઔષધના સમુદાયમાં, ઉકાળા રૂપે, ચર્ણ રૂપે કે લેપરૂપે પરિણામ પામવાથી રસનેન્દ્રિયથી

ગ્રાહ્ય થાય છે. કપૂર કસ્તુરી આદિનાં પદ્દગળો ચક્ષુગ્રાહ્ય છતાં પણ વાયુવડે દૂર લઈ જવાયાથી ધ્રાણેન્દ્રિય ગ્રાહ્ય થાય છે. નવ યોજન ઉપરાંત ગએલા કેટલાક પુદ્દગળો તથાવિધ કંઈક વધારે સૂક્ષ્મ પરિણામ પામવાથી કોઈ પણ ઇન્દ્રિયથી ગ્રાહ્ય નથી થતા, એ સઘળું થવામાં કેવળ પુદ્દગળ પરિણામની વિચિત્રતાજ મુખ્ય કારણ છે.

તથા વાયુ સ્પર્શનેન્દ્રિયનેજ ગ્રાહ્ય છે, રસ જીવ્હા ઇન્દ્રિયનેજ ગ્રાહ્ય છે, ગંધ ધ્રાણેન્દ્રિયનેજ ગ્રાહ્ય છે, રૂપ ચક્ષુ ઇન્દ્રિયનેજ ગ્રાહ્ય છે, અને શબ્દ શ્રોત્રેન્દ્રિયનેજ ગ્રાહ્ય છે, આ પ્રમાણે વાયુ વિગેરેનાં પુદ્દગળો પ્રતિનિયત એક ઇન્દ્રિયનેજ ગ્રાહ્ય છે, તે છતાં તેઓ પરિણામાન્તર પામીને પછીથી ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોથી પણ ગ્રાહ્ય થાય છે. એજ પ્રમાણે આ પ્રદીપગત અગ્નિના પુદ્દગળો ચક્ષુ ગ્રાહ્ય છે, તે છતાં દીપક ઓલવાઈ જવાથી તેજ પુદ્દગળો અંધકારરૂપે પરિણામ પામે છે, અને ધ્રાણેન્દ્રિયથી ગ્રાહ્ય થાય છે. એટલે દીપક સર્વથા વિનાશ નથી પામતો, પણ તેનો પરિણામાન્તર થવાથી અંધકારરૂપે વિકાર પ્રત્યક્ષ જણાય છે. આ રીતે જેમ પરિણામાન્તર પામેલો દીપક "નિર્વાણ" પામ્યો કહેવાય છે, તેમ જીવ પણ કર્મરહિત અમૂર્ત સ્વભાવરૂપ અવ્યાબાધ પરિણામાન્તર પામ્યો હોય, ત્યારે તેને "નિર્વાણ-નિર્વૃત્તિ-કે મોક્ષ પામ્યો" કહેવાય છે. આથી એ સિદ્ધ થયું કે દુઃખાદિનો ક્ષય થવાથી જીવની શુદ્ધ-શાશ્વત વિદ્યમાન અવસ્થા તેજ મોક્ષ કહેવાય છે. ૧૯૮૭-થી-૧૯૯૧.

શબ્દાદિ વિષયનો ઉપભોગ નહીં છતાં પણ મુક્તાત્મા સુખરહિત નથી, તેમ અજ્ઞાની પણ નથી, તે બતાવે છે—

मुत्तस्स परं सोक्खं णाणाणाबाहओ जहा मुणिणो ।
तद्धम्मा पुण विरहादावरणा-ऽऽबाहहेऊणं ॥ १९९२ ॥
मुत्तो करणाभावादण्णाणी खं व, नणु विरुद्धोऽयं ।
जमजीवया वि पावइ एत्तो च्चिय भवउ तन्नाम ॥ १९९३ ॥
दव्वा-ऽमुत्तत्त सहावजाइओ तस्स दूरविवरीयं ॥
न हि जच्चंतरगमणं जुत्तं नभसो व्व जीवत्तं ॥ १९९४ ॥
मुत्ताइभावओ नोवलद्धिमंतिंदियाइं कुंभो व्व ।
उवलंभद्दाराणि उ ताइं जीवो तदुवलद्धा ॥ १९९५ ॥
तदुवरमेवि सरणओ तव्वावारे वि नोवलंभाओ ।
इंदियभिन्नो णाया पंचगवक्खोवलद्धा वा ॥ १९९६ ॥

ઉત્કૃષ્ટ મુનિની પેઠે, પ્રકૃષ્ટજ્ઞાનવાન્ અને બાધારહિત હોવાથી મુક્તાત્મા પરમસુખી છે. કેમકે આવરણ અને બાધાના હેતુનો અભાવ હોવાથી મુક્તાત્માનો તેવોજ-જ્ઞાનાદિમયતા ધર્મ છે. મુક્તાત્મા કરણના અભાવે આકાશની પેઠે અજ્ઞાની છે. (એમ કહેવામાં આવે તો) તે કથન વિરૂદ્ધ છે; કેમકે એથી તો જીવતું અજીવપણું સિદ્ધ થઈ જાય. અસ્તુ ભલે તેમ થાય, (એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે-) જેમ આકાશને જીવત્વ પ્રાપ્ત થવું અતિ વિપરીત છે, તેમ દ્રવ્યપણું અને અમૂર્તપણું એ જીવની સ્વભાવનીતિ છે, તેની જાત્યન્તરપણાની પ્રાપ્તિ પણ અતિ વિરૂદ્ધ છે. વળી ઇન્દ્રિયો કુંભની પેઠે મૂર્ત સ્વભાવવાળી હોવાથી તે જાણનાર નથી, પણ જાણવાના દ્વારો છે, જાણનાર તો જીવજ છે.

કારણ કે ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ સ્મરણ થાય છે, અને ઇન્દ્રિયોનો વ્યાપાર છતાં પણ કેઇવખત જ્ઞાન નથી થતું, માટે પાંચ બારીએથી જોનાર વ્યક્તિની પેઠે આત્મા ઇન્દ્રિયોથી ભિન્ન છે. ૧૯૯૦-થી-૧૯૯૬.

પ્રભાસ:-દુ:ખાદિનો ક્ષય થઈ પોતાના સ્વરૂપે જીવની વિદ્યમાન અવસ્થા તે મોક્ષ, એમ જો આપ કહેતા હો, તો તે અવસ્થામાં શબ્દાદિ વિષયના ઉપભોગના અભાવે, મુક્તાત્માને સુખનો અભાવ હોવો જોઇએ.

ભગવન્ત:—તારી એ માન્યતા અયોગ્ય છે, કેમકે મુક્તાત્માને સર્વ આવરણનો ક્ષય થયેલ છે તેથી તે ઉત્કૃષ્ટ જ્ઞાનવાન્ છે, અને દુ:ખના હેતુભૂત વેદનીયાદિ કર્મનો સર્વથા અભાવ હોવાથી કોઈપણ પ્રકારની બાધાથી રહિત છે, એટલે કે-ઉત્કૃષ્ટ જ્ઞાનાનંદમાં મગ્ન થએલા મુનિ જેમ સુખી હોય છે, તેમ મુક્તાત્મા પણ ઉત્કૃષ્ટ જ્ઞાની, અને જન્મ-જરા-વ્યાધિ-મરણ-ઈષ્ટ વિયોગ-અરતિ-શોક-ક્ષુધા-તૃષા-ઠંડી-ગરમી-કામ-ક્રોધ-મદ-શઠતા રાગ દ્વેષ-ચિન્તા-ઉત્સુકતા-વિગેરે નિ:શેષ દુ:ખના અભાવે અત્યન્ત સુખી છે.

પ્રભાસ:—પરન્તુ મુક્તાત્માને ઇન્દ્રિયો નહિ હોવાથી, તે આકાશની પેઠે અજ્ઞાની છે.

ભગવન્ત:—તારું એ કથન અયોગ્ય છે, કેમકે તેં કહેલો હેતુ ધર્મિના સ્વરૂપને વિપરીતપણે સિદ્ધ કરે છે, તેથી વિરૂદ્ધ છે. વળી એ હેતુથી "મુક્તાત્મા ઇન્દ્રિયોના અભાવે આકાશની પેઠે અજીવ છે." એમ પણ સિદ્ધ થશે.

પ્રભાસ:—અસ્તુ, મુક્તાત્માને અજીવપણું સિદ્ધ થાય, તો શી હરકત છે ?

ભગવન્ત:-જેમ દ્રવ્યપણું અને અમૂર્તપણું એ જીવની સ્વભાવભૂત જાતિ છે, તે જાતિ અન્યજાતિપણે એટલે અદ્રવ્ય અને અમૂર્તપણે કોઇપણ અવસ્થામાં નથી થતી; તેમ જીવપણું પણ જીવની સ્વભાવભૂત જાતિ છે, તેથી તે જાતિ અન્યજાતિપણે એટલે અજીવપણે કોઇપણ અવસ્થામાં નથી થતી. તેથી મુક્તાવસ્થામાં પણ જીવનું અજીવપણું નથી થતું. આ પ્રમાણે જેમ મુક્તજીવ અદ્રવ્ય અને મૂર્ત નથી થતો, તેમ તે પોતાના જીવસ્વભાવથી પલટી અજીવપણે પણ નથી થતો, અન્યથા જો તે સ્વભાવનો ત્યાગ કરે તો આકાશ અને પરમાણુ આદિ પણ પોતાના સ્વભાવનો ત્યાગ કરીને વિપરીત બની જાય.

પ્રભાસ:-અસ્તુ, ભલે એ એમ થાય, પણ "મુક્તાત્મા ઇન્દ્રિયોના અભાવે આકાશની પેઠે અજ્ઞાની છે" મારા એ પક્ષમાંનો ઇન્દ્રિયોના અભાવરૂપ હેતુ, ધર્મના સ્વરૂપને વિપરીત સિદ્ધ કરે છે, તેથી વિરૂદ્ધ છે, એમ આપ કહોછો, તે કેવી રીતે ?

ભગવન્ત:-ઈન્દ્રિયો ઘટની જેમ મૂર્તાદિ સ્વભાવવાળી હોવાથી તે જાણી શકતી નથી, તે તો જાણવાનાં દ્વારો છે, ત્યાં જાણનાર તો આત્મા છે; કેમકે (ઇન્દ્રિયવડે જાણેલ અર્થનું) ઇન્દ્રિયોનો ઉપરમ થયા છતાં પણ આત્માને સ્મરણ થાય છે, અને કોઈ વખત ઇન્દ્રિયોનો વ્યાપાર છતાં પણ આત્માને પદાર્થનું જ્ઞાન નથી થતું, માટે પાંચ બારીઓથી જોનાર વ્યક્તિની પેઠે આત્મા ઇન્દ્રિયોથી ભિન્ન છે. આ પ્રમાણે ઇન્દ્રિયોના અભાવરૂપ જે તારો હેતુ છે તે ધર્મીના સ્વરૂપને-વિપરીત સિદ્ધ કરે છે અર્થાત્ તેથી વિરૂદ્ધ છે. ૧૯૯૨ થી ૧૯૯૬

જ્ઞાન એ જીવનો સ્વભાવ છે, તેથી ઇન્દ્રિયોના અભાવે મુક્તને જ્ઞાનનો અભાવ ન થાય તે બતાવે છે—

नाणरहिओ न जीवो सरूवओऽणु व्व मुत्तिभावेणं ।
जं तेण विरुद्धमिदं अत्थि य सो नाणरहिओ य ॥ १९९७ ॥

किह सो नाणसरूवो नणु पच्चक्खाणुभूइओ नियए ।
परदेहम्मि वि गज्झो स पवित्त-निवित्तिलिंगाओ ॥ १९९८ ॥

सव्वावरणावगमे सो सुद्धयरो हवेज्ज सुरो व्व ।
तम्मयभावाभावादण्णाणित्तं न जुत्तं से ॥ १९९९ ॥

एवं पगासमइओ जीवो छिद्दावभासयत्ताओ ।
किंचिम्मेत्तं भासइ छिद्दावरणपईवो व्व ॥ २००० ॥

सुबहुतरं वियाणइ मुत्तो सव्वावरणविगमाओ ।
अवणीयघरो व्व नरो विगयावरणो पईवो व्व ॥ २००१ ॥

જેમ પરમાણુ મૂર્તભાવરહિત નથી, તેમ જીવ પણ સ્વરૂપથી જ્ઞાનરહિત નથી, માટે "મુક્તાત્મા જ્ઞાનરહિત છે." એ કથન વિરૂદ્ધ છે. જીવ જ્ઞાનસ્વરૂપ છે; એની શી ખાત્રી? (એમ પૂછવામાં આવે તો) તે પ્રત્યક્ષ અનુભવથી પોતાના અને પરના શરીરમાં પ્રવૃત્તિ-નિવૃત્તિના લિંગથી જણાય છે. વળી એ મુક્તાત્મા સર્વ આવરણના અભાવે સૂર્યની પેઠે વધારે શુદ્ધ હોય છે, માટે ઇન્દ્રિયના અભાવે મુક્તજીવને અજ્ઞાન-પણું કહેવું યોગ્ય નથી. એ પ્રમાણે જીવ પ્રકાશમય-જ્ઞાનમય છે, પણ (સંસારી અવસ્થામાં) છિદ્રાવભાસકપણાથી, છિદ્રવાળા આવરણમાં (કટાદીકમાં) પ્રકાશતા પ્રદીપની પેઠે કિંચિત્માત્ર પ્રકાશે છે; પરંતુ સર્વ આવરણનો નાશ થવાથી, ઘરરહિત પુરૂષ, અથવા નિરાવરણ પ્રદીપની પેઠે મુક્તાત્મા અતિશય (સર્વ) જાણે છે. १९९७-થી-२००१.

ભગવન્ત:—પરમાણુ જેમ મૂર્તભાવ વિના નથી હોતો, તેમ જીવ પણ જ્ઞાન વિના નથી હોતો, કેમકે જ્ઞાન એ જીવનો સ્વભાવ છે, તેથી "મુક્ત જીવ જ્ઞાનરહિત છે." એ કથન સર્વથા વિરૂદ્ધ છે. કારણ કે [illegible] સિવાય સ્વરૂપવાન કદીપણ હોઈ શકે નહિ.

પ્રભાસ:-જીવ જ્ઞાન સ્વરૂપ છે, એમાં પ્રમાણ શું?

ભગવન્ત—સ્વશરીરમાં જીવ જ્ઞાનસ્વરૂપ છે, એતો પ્રત્યક્ષ અનુભવથી જણાય છે, કેમકે ઇન્દ્રિયનો વ્યાપાર બંધ પડયા પછી પણ, ઇન્દ્રિય વ્યાપારથી જાણેલ અર્થનું સ્મરણ થાય છે. તથા કોઇ વખત અન્યમનસ્ક અવસ્થામાં (મનના બીજા ચિંતનમાં) ઇન્દ્રિયનો વ્યાપાર હોય, તોપણ અર્થનું જ્ઞાન નથી થતું, તેમજ કોઈ વખત વ્યાખ્યાન અવસ્થામાં, નહી જોએલ કે નહિ સાંભળેલ અર્થનું, સારા ક્ષયોપશમથી સ્મરણ થાય છે, આ સઘળું સર્વકોઇ વ્યક્તિને અનુભવસિદ્ધ હોય છે, વળી તથાવિધ પ્રવૃત્તિ-નિવૃત્તિ આદિ લક્ષણોથી પરશરીરમાં પણ જીવજ્ઞાન સ્વરૂપ છે, એમ જણાય છે.

એજ પ્રમાણે મુક્તાત્મા પણ સંપૂર્ણ જ્ઞાનવાન છે. ઇન્દ્રિયવાળા જીવને થોડા આવરણનો ક્ષય થવાથી તે તરતમતાએ જ્ઞાનવાન છે, અને જેને ઇન્દ્રિયો નથી, એવા મુક્તાત્માને સર્વ આવરણનો ક્ષય થવાથી સંપૂર્ણ જ્ઞાન છે. જેમ સમસ્ત મેઘાદિ આવરણનો અપગમ થવાથી સૂર્ય સંપૂર્ણ પ્રકાશમય થાય છે, તેવીજ રીતે જ્ઞાનસ્વરૂપ મુક્તાત્મા,

ઇન્દ્રિયોના અભાવે સર્વ આવરણ દૂર થવાથી સંપૂર્ણ જ્ઞાનરૂપ સંપૂર્ણ પ્રકાશવાન થાય છે. એવા સ્વરૂપવાલો આત્મા ફક્ત સંસારી અવસ્થામાં છદ્મસ્થ હોય ત્યારે, કંઈક આવરણ ક્ષય થયા હોય, અને કંઇક ક્ષીણ ન થયા હોય ત્યારે, ઇન્દ્રિયરૂપ છિદ્રોવડે, છિદ્રવાળી ભીંત આદિના આવરણથી આવૃત દીપકની પેઠે કિંચિત્માત્ર વસ્તુ પ્રકાશે છે—જાણે છે. પણ મોક્ષઅવસ્થામાં મુક્તાત્મા સર્વ આવરણના અભાવે, દીપક જેમ વધારે સારો પ્રકાશ આપે છે, અથવા ગૃહ વિનાનો ( ચોતરફથી છુટો થયેલો ) પુરૂષ જેમ બહારની વસ્તુ વધારે સારી રીતે જોઈ શકે છે, તેમ સર્વ વસ્તુને સર્વથા પ્રકારે જાણે છે. માટે મુક્તાત્મા બાધારહિત અને પરમજ્ઞાનવાન હોવાથી અત્યન્ત સુખી છે. ૧૯૯૭-૧૯૯૮-૧૯૯૯-૨૦૦૦-૨૦૦૧.

પુન્ય-પાપના અભાવે મુક્તાત્માને સુખનો અભાવ હોય એમ પ્રભાસ કહે છે.

पुण्णा-पुण्णकयाइं जं सुह-दुक्खाइं तेण तन्नासे ।
तन्नासो तो मुत्तो निस्सुह-दुक्खो जहागासं ॥ २००२ ॥
अहवा निस्सुह-दुक्खो नभं व देहें-दियादभावाओ ।
आहारो देहो चिय जं सुह-दुक्खोवलद्धीणं ॥ २००३ ॥
पुण्णफलं दुक्खं चिय कम्मोदयओ फलं व पावस्स ।
नणु पावफले वि समं पच्चक्खविरोहिआ चेवं ॥ २००४ ॥

જે સુખ-દુઃખ છે, તે પુન્ય-પાપકૃત છે. અને એ કારણભૂત પુન્ય-પાપનો નાશ થવાથી તેના કાર્યભૂત સુખ-દુઃખનો પણ નાશ થાય છે; માટે મુક્તાત્મા આકાશની પેઠે સુખ-દુઃખ રહિત છે. અથવા શરીર અને ઇન્દ્રિયાદિના અભાવે મુક્તાત્મા આકાશની પેઠે સુખ-દુઃખ રહિત છે. કેમકે શરીરજ સુખ-દુઃખની ઉપલબ્ધિનો આધાર છે. ( ચક્રવર્તિ આદિ પદપ્રાપ્તિરૂપ ) પુન્યનું ફળ કર્મોદયજન્ય હોવાથી દુઃખરૂપજ છે. ( એમ કહેવામાં આવે તો નરકાદિરૂપ ) પાપના ફળમાં પણ એજ પ્રમાણે કહી શકાય. ( જેમકે દુઃખરૂપે માનેલું પાપનું ફળ, કર્મોદય જન્ય હોવાથી પરમાર્થથી સુખરૂપજ છે. ) અને એમ કહેવું એ પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. ૨૦૦૨-૨૦૦૩-૨૦૦૦૪

એના ઉત્તરમાં સાંસારિક સુખ તે દુઃખજ છે, વાસ્તવિક સુખ તો મોક્ષમાંજ છે. એમ જણાવતા ભગવંત ફરમાવે છે કે—

जत्तो च्चिय पच्चक्खं सोम्म ! सुहं नत्थि दुक्खमेवेदं ।
तप्पडियारविभत्तं तो पुण्णफलं पि दुक्खं ति ॥ २००५ ॥
विसयसुहं दुक्खं चिय दुक्खपडियारओ तिगिच्छ व ।
तं सुहमुवयाराओ न योवयारो विणा तच्चं ॥ २००६ ॥
तम्हा जं मुत्तसुहं तं तच्चं दुक्खसंखयऽवस्सं ।
मुणिणोऽणाबाहस्स व णिप्पडियारप्पसूइओ ॥ २००७ ॥

હે સૌમ્ય ! જે પ્રત્યક્ષ સુખ જણાય છે, તે સુખ નથી, પણ દુઃખજ છે, માત્ર દુઃખના પ્રતિકારરૂપે તેની વ્યવસ્થા કરી છે, એટલે પુન્યનું ફળ પણ દુઃખરૂપજ છે. જેમ રોગોપશાન્તિ માટે કરેલું ઔષધપાન દુઃખરૂપ છતાં સુખરૂપ મનાય છે, તેમ વિષયસુખ પણ

દુઃખના પ્રતિકારરૂપ હોવાથી દુઃખરૂપ છતાં સુખ કહેવાય છે, તેને જે સુખ કહેવાય છે તે ઉપચારથી કહેવાય છે, અને એ ઉપચાર સત્ય સુખ વિના થઈ શકે નહી. માટે જે મુક્તાત્માનું સુખછે, તેજ અવશ્ય સર્વ દુઃખનો ક્ષય થવાથી, તેમજ નિરાબાધ મુનિની પેઠે નિષ્પ્રતિકાર હોવાથી સત્યસુખરૂપ છે. ૨૦૦૫-૨૦૦૬-૨૦૦૭.

ભગવન્તઃ—સૌમ્ય ! પ્રભાસ ! આ સંસાર ચક્રમાં પુષ્પમાળા-ચન્દન—અંગનાદિના ભોગજન્ય જે સુખ છે, તે સર્વ દુઃખજ છે. કેમકે સ્ત્રીસંભોગાદિ સંબંધી ઉત્સુકતાથી થએલ અરતિરૂપ દુઃખનો, સ્ત્રીસંભોગાદિ પ્રતિકાર છે, તે પ્રતિકારરૂપ હોવાથી દુઃખરૂપ છતાં પણ તેને સુખરૂપે મૂઢ લોકોએ ભેદ પાડયો છે. એટલેકે સ્ત્રીસંભોગાદિકને ખસને ખજવાળવાના સુખની પેઠે સુખ માન્યું છે, અને શૂલીપર ચડાવવું, શૂળ આવવું, મસ્તકમાં પીડા થવી, બન્ધન વિગેરેને દુઃખ માન્યુ છે.

પ્રભાસઃ-સ્ત્રીસંભોગ-ચક્રવર્તિઆદિ પદની પ્રાપ્તિ વિગેરે સ્વસંવેદ્ય સુખને દુઃખ કહેવું, એતો પ્રત્યક્ષ વિરૂદ્ધ જણાય છે.

ભગવન્તઃ-એ મોહમૂઢને પ્રત્યક્ષ હોવાથી સત્ય નથી. મોહથી મૂઢ થએલા પ્રાણિઓ, તે તે વસ્તુની પ્રાપ્તિ માટેની ઉત્સુકતાથી થએલ અરતિરૂપ દુઃખના પ્રતિકારને મિથ્યાપણે સુખ માને છે, દુઃખમાં પણ તેને સુખની કલ્પના થાય છે. ખસને ખજવાળવામાં અને અપથ્ય આહારને ખાવામાં સુખ માને છે, તેમ વિષયસુખરૂપ પુન્યનું ફળ પણ વસ્તુતઃ દુઃખજ છે. કારણકે જેમ કોઢ-ગંડ-હરસ આદિ રોગોપશાન્તિ માટે ઉકાળાનું પાન, છેદન-ડંભન ( ડામ દેવો ) વિગેરે ઉપાયો દુઃખકારી છતાં પણ સુખરૂપ મનાય છે, તેમ તે વિષયસુખ પણ ઉત્સુકતા જન્ય અરતિરૂપ દુઃખના પ્રતિકારરૂપ હોવાથી ખરીરીતે દુઃખજ છે. લોકમાં તેને સુખ કહેવાય છે, પણ તે સુખ ઉપચારથી કહેવાય છે, એ ઉપચાર સત્ય નથી. પણ સત્ય વસ્તુ જો ન હોય તો અન્યત્ર ઉપચાર કરી શકાતો નથી, એટલે કે જેમ સત્ય સિંહ હોવાથીજ અન્યત્ર કોઇ વ્યક્તિમાં સિંહપણાનો ઉપચાર કરાય છે, તેમ અહીં પણ સંસારના વિષયસુખમાં સુખનો ઉપચાર છે, ને ઉપચાર વિનાનું સત્ય સુખ તો મોક્ષમાંજ છે; અને એવું સુખ, પુન્ય-પાપજન્ય સર્વ દુઃખનો ક્ષય થવાથી, વિશિષ્ટજ્ઞાનવાન નિરાબાધમુનિની પેઠે નિરૂપમ અને સ્વાભાવિકપણે સિદ્ધાત્માનેજ ઉત્પન્ન થાય છે. ૨૦૦૫ થી ૨૦૦૭

વળી કહેલું છે કે જેઓએ અહંકાર તથા કામને જીતી લીધા છે. અને જેઓ મન વચન અને કાયાનો વિકાર કરીને રહીત છે અને જેઓને પરની આશાઓ શાંતિ પામી છે તેવા ભાવિતઆત્માને અહીંઆંજ મોક્ષ છે.

जह वा नाणमयोऽयं जीवो नाणोवघाइ चावरणं ।
करणमणुग्गहकारी सव्वावरणक्खए सुद्धी ॥ २००८ ॥

तह सोक्खमओ जीवो पावं तस्सोवघाययं नेयं ।
पुण्णमणुग्गहकारिं सोक्खं सव्वक्खए सयलं ॥ २००९ ॥

जह वा कम्मक्खयओ सो सिद्धत्ताइपरिणइं लभइ ।
तह संसाराईयं पावइ तत्तो च्चिय सुहं ति ॥ २०१० ॥

જેમ અનન્ત જ્ઞાનમય આત્મા છે, મતિજ્ઞાનાવરણાદિ તે જ્ઞાનના ઉપઘાતક છે, અને

ઇન્દ્રિયો સૂર્યના પ્રકાશને ઢાંકનાર મેઘના સમૂહમાં પડેલાં છિદ્રની પેઠે જ્ઞાનમાં ઉપકારી છે, ને સર્વ આવરણનો ક્ષય થવાથી આત્માની અત્યન્ત જ્ઞાનશુદ્ધિ થાય છે. તેવીજ રીતે અનન્ત સુખમય આત્મા છે, પાપ તેનું ઉપઘાતક છે અને પુન્ય અનુત્તર વિમાનપર્યંત સુખનું ફળ અનુગ્રહકારિ છે, તે સર્વ પુન્ય-પાપનો ક્ષય થવાથી આત્માને સંપૂર્ણ નિરૂપમ સત્ય સુખ પ્રાપ્ત થાય છે. અથવા કર્મનો ક્ષય થવાથી આત્મા જેમ સિદ્ધત્વાદિ પરિણતિ પામે છે, તેમ કર્મનો ક્ષય થવાથી સંસારાતીત નિરૂપમ સત્યસુખ પણ પામે છે. ૨૦૦૮-૨૦૦૯-૨૦૧૦.

સંસારિક સુખ-દુઃખનો આધાર શરીર છે, પણ મોક્ષસુખનો આધાર શરીર નથી. એ વાત બતાવે છે.

साया-ऽसायं दुक्खं तव्विरहम्मि य जओ सुहं तेणं ।
देहिं-दिएसु दुक्खं सोक्खं देहिं-दियाभावे ॥ २०११ ॥
जो वा देहिं-दियजं सुहमिच्छइ तं पडुच्च दोसोऽयं ।
संसाराईयमिदं धम्मंतरमेव सिद्धिसुहं ॥ २०१२ ॥

શાતા અને અશાતા બન્ને દુઃખજ છે, તેનો અભાવ થાય ત્યારે સુખ થાય, તેથી દેહ અને ઇન્દ્રિયો છે ત્યાંસુધી દુઃખજ છે, અને ખરૂં સુખ તો દેહ તથા ઇન્દ્રિયના અભાવે થાય છે. અથવા જે દેહ અને ઇન્દ્રિયજન્ય સુખને સુખ કહે છે, તેની અપેક્ષાએ એ (મોક્ષમાં સુખનો અભાવ હોવારૂપ) દોષ આવે, પણ આ મોક્ષસુખ તો સંસારાતીત છે અને ધર્માન્તર ભૂત છે. (તેમાં એ દોષ ન આવે.) ૨૦૧૧-૨૦૧૨

શાતાવેદનીયરૂપ જે પુન્યનું ફળ લોકમાં સુખ કહેવાય છે, તે દુઃખરૂપજ છે, તે હમણાંજ ઉપર કહ્યું છે; અને અશાતાવેદનીયરૂપ પાપનું ફળ તેતો નિર્વિવાદ દુઃખજ છે, એટલે કે પુન્ય અને પાપ ઉભયનું ફળ સંસારમાં દુઃખજ છે, પણ સુખ નથી, એવું દુઃખ સિદ્ધાત્માઓને સર્વથા નાશ પામ્યું છે, તેથી તેમને સ્વાભાવિક નિરૂપમ અનંત સુખ છે, અને સંસારી જીવોને આધારભૂત શરીર અને ઇંદ્રિયો છે તે ઉપર કહ્યા મુજબ દુઃખજ છે. વાસ્તવિક સુખ તો શરીર અને ઇન્દ્રિયોનો અભાવ થાય ત્યારેજ પ્રાપ્ત થાય છે.

અથવા જે સંસારનેજ ઇચ્છનાર, પરમાર્થને નહિ જોનાર, વિષયાભિલાષિ, મોહમૂઢાત્મા પ્રાણી હોય છે તે શરીર અને ઇન્દ્રિયજન્ય સુખને સુખ માને છે, પણ મોક્ષસુખને સુખ નથી માનતા, કેમકે તેવા સુખની તેને સ્વપ્નમાં પણ કલ્પના નથી હોતી, તેવા જીવોને પ્રમાણથી મોક્ષની પ્રતીતિ કરાવ્યાં છતાં "મુક્તાત્મા શરીર અને ઇન્દ્રિયરહિત હોવાથી સુખ રહિત છે" એમ તેવાઓના પક્ષમાં દોષ આવે, પણ જે સંસારાતીત, સર્વથા વિલક્ષણ, ધર્માન્તરભૂત, અનુપમ, અક્ષય, નિરૂપચરિત મોક્ષ સુખનેજ સુખ કહેતા હોય, એવા અમારા જેવાઓના કથનમાં એ દોષ નથી આવતો. ૨૦૧૧-૨૦૧૨.

મુક્તાત્માનું જ્ઞાન અને સુખ અનિત્ય નથી, પણ નિત્ય છે.

कहमणुमेयंति मई नाणा-ऽणाबाहउत्ति नणु भणियं ।
तदणिच्चं णाणंपि य चेयणधम्मोत्ति रागो व ॥ २०१३ ॥
कयगाइभावओ वा नाव णा-ऽऽबाहकारणाभावा ।
उप्पाय-ट्ठिइ-भङ्गस्सहावओ वा न दोसोऽयं ॥ २०१४ ॥

(" મુક્તાત્મા સુખી છે " એમ ) કયા અનુમાનથી માનવું? એમ પૂછવામાં આવે, તો " જ્ઞાન સતે નિરાબાધ હોવાથી (તે સુખી છે.") એમ પૂર્વે કહેલુંજ છે. જો એમ હોય, તો જ્ઞાન અને સુખ ચેતનાનો ધર્મ હોવાથી રાગની પેઠે અનિત્ય છે, અથવા તે કૃતક હોવાથી અનિત્ય છે. ( એમ કહેવામાં આવે તો ) આવરણ અને દુ:ખના કારણના હેતુનો અભાવ હોવાથી, મુક્તાત્માને જ્ઞાન અને સુખ અનિત્ય નથી, અથવા સર્વ પદાર્થ ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વરૂપ હોવાથી તે દોષ અહીં નથી લાગતો. ૨૦૧૩-૨૦૧૪

પ્રભાસ:—સિદ્ધના જીવો સુખી છે, એમ આપ કહો છો, તે કયા પ્રમાણથી આપ કહો છે? જો અનુમાનથી કહેતા હો, તો તે અનુમાન કયું છે?

ભગવન્ત:--પ્રભાસ! કેમ ભૂલી જાય છે? હમણાંજ પૂર્વે કહ્યું છે, કે " સિદ્ધના જીવો જ્ઞાન સતે નિરાબાધ હોવાથી મુનિની પેઠે અત્યન્ત સુખી છે."

પ્રભાસ:--જો આપ એમ કહેતા હો, તો તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે-મુક્તાત્માનાં સુખ અને જ્ઞાન ચેતનનો ધર્મ હોવાથી, રાગની પેઠે અનિત્ય છે, અથવા એ સુખ અને જ્ઞાન તપ વિગેરે કષ્ટકારિ અનુષ્ટાનથી ઉત્પન્ન થતા હોવાથી, તેમજ તે ઘટની પેઠે ઉત્પન્ન કરાતા હોવાથી અનિત્ય છે.

ભગવન્ત:—ભદ્ર! તારી એ માન્યતા અનુચિત છે. મુક્તાત્માનાં જ્ઞાન અને સુખ જો નાશ પામે, તો તે અનિત્ય કહેવાય, પણ તે નાશ પામતાં નથી; કેમકે જ્ઞાનાવરણના ઉદયથી જ્ઞાનનો નાશ થાય, અને અશાતાવેદનીયના ઉદયથી સુખનો નાશ થાય, આ બન્ને જ્ઞાનાવરણ અને વેદનીયકર્મ મિથ્યાત્વાદિ બંધ હેતુવડે બંધાય છે, તે હેતુ મુક્તાત્માને નથી, તેથી એ ઉભયના અભાવે, મુક્તાત્માના જ્ઞાન અને સુખનો નાશ નથી થતો, પણ સદા અવસ્થિત રહે છે, એટલે તે અનિત્ય કેવી રીતે કહેવાય? નજ કહેવાય.

વળી ચેતનના બધાએ ધર્મો અનિત્ય નથી, કેમકે ચેતનગત દ્રવ્યત્વ અમૂર્તત્વ વિગેરે ધર્મો નિત્ય છે, આથી કરીને " જ્ઞાન અને સુખ ચેતનધર્મ હોવાથી રાગની પેઠે અનિત્ય છે." એ કથનમાં હેતુ અનેકાન્તિક સિદ્ધ થાય છે. તેમજ કૃતકાદિ હેતુ પણ અનેકાન્તિક છે, કેમકે ઘટનો પ્રધ્વંસાભાવ કૃતક ( કરાએલ ) છે, છતાં નિત્ય છે. તથા કૃતકાદિ હેતુ અસિદ્ધ પણ છે, કેમકે સિદ્ધનાં જ્ઞાન અને સુખ સ્વાભાવિક છે. આવરણ અને બાધાના કારણનો અભાવ, થવાથી જે તિરોભાવરૂપે હતા તેજ આવિર્ભાવ પામ્યા છે, પણ ઘટાદિની પેઠે કરાએલા નથી, તેમજ વિજળી-આદિની પેઠે ઉત્પન્ન પણ થયા નથી. કેમકે મેઘના પડલથી તિરોભૂત થએલ ચન્દ્રજયોત્સ્ના અથવા સૂર્યપ્રભા, એ પડળ દૂર થવાથી આવિર્ભાવ પામે, તેથી તે કંઇ કરાએલ ન કહેવાય. પરન્તુ વિશિષ્ટરૂપે આવિર્ભૂત થએલ કહેવાય. તેમજ કૃતકપણાથી મુક્તાત્માનાં જ્ઞાન અને સુખ અનિત્યજ છે, એમ કહી શકાય, કેમકે દરેક સમયે પર્યાયપણે જ્ઞેયનો વિનાશ થતાં જ્ઞાનનો પણ વિનાશ થાય છે અને સુખ પણ દરેક સમયે જુદા જુદા રૂપે પરિણામ પામે છે એથી ઉભયને કથંચિત્ અનિત્ય કહેવામાં કંઇ દોષ નથી, કારણ કે આત્મા-આકાશ-ઘટ-પટ વિગેરે સર્વ વસ્તુનો સમુદાય ઉત્પાદ-વ્યય ને ધ્રુવ સ્વભાવવાળો છે. ૨૦૧૩-૨૦૧૪

હવે વેદોક્ત કથનથી, મોક્ષની અને નિરૂપમ સુખની સિદ્ધિ કરે છે.

नह वइ ससरीरस्स प्पियऽप्पियावहतिरेवमादि व यं ।
तदमोक्खे नासम्मि व सोक्खाभावम्मि व न जुत्तं ॥ २०१५ ॥

नट्ठो असरीरि च्चिय सुह-दुक्खाइं पिय-ऽप्पियाइं च ।
ताइं न संति नट्ठं फुडमसरीरं ति को दोसो ? ॥ २०१६ ॥
वेयपयाण य अत्थं न सुट्ठु जाणासि ताण तं सुणसु ।
असरीरव्ववएसो अधणो व्व सओ निसेहाओ ॥ २०१७ ॥
ननिसेहओ य अन्नम्मि तव्विहे चेव पच्चओ जेणं ।
तेणासरीरगहणे जुत्तो जीवो न खरसिंगं ॥ २०१८ ॥

"સશરીરીને સુખ-દુઃખનો અભાવ નથી." ઇત્યાદિ જે કહ્યું છે, તે મોક્ષનો અભાવ, જીવનો નાશ અને ( સિદ્ધ જીવને ) સુખનો અભાવ માનવાથી અયોગ્ય ઠરે છે. અશરીરી એટલે નાશ પામેલ ( જે નાશ પામેલ હોય તે અશરીરી કહેવાય ) ને એવાને પ્રિયા-પ્રિય એટલે સુખ-દુઃખ તે સ્પર્શતા નથી, એમ આ પદોનો અર્થ માનવામાં શું દોષ છે? હે પ્રભાસ! તું એ વેદપદોનો અર્થ સારીરીતે નથી જાણતો, તે તું સાંભળ. વિદ્યમાનના નિષેધથી અધનની પેઠે અશરીરનો વ્યપદેશ છે. એટલે કે નશબ્દના નિષેધથી તેવાજ પ્રકારના અન્યપદાર્થમાં તેનો પ્રત્યય થાય છે. તેથી અશરીર કહેવાથી મુક્તજીવ માનવો યોગ્ય છે, પણ ગધેડાના શીંગડાની પેઠે અભાવ માનવો યોગ્ય નથી. ૨૦૧૫-૨૦૧૬-૨૦૧૭-૨૦૧૮

ભગવન્તઃ—" न ह वै सशरीरस्य प्रिया-ऽप्रिययोरपहतिरस्ति " " अशरीरं वा-वसंतं प्रिया-ऽप्रिये न स्पृशतः " ઇત્યાદિ જે વેદોક્ત શ્રુતિ છે, તે મોક્ષનો અભાવ, મોક્ષ અવસ્થામાં જીવનો સર્વથા નાશ, અને મુક્તાત્માને સુખનો અભાવ, એમ માનવાથી અ-યોગ્ય ઠરે છે; કેમકે એજ શ્રુતિથી જીવ-કર્મના વિયોગરૂપ મોક્ષ, મોક્ષમાં શુદ્ધ જીવની વિદ્યમાનતા અને મુક્તાત્માને નિરૂપમ અનંત સુખ એ ત્રણે બાબતો સિદ્ધ થાય છે.

પ્રભાસઃ—અશરીરનો સર્વથા નાશ થવાથી નાશ પામેલ જીવ ખરશૃંગની પેઠે અ-ભાવરૂપ થાય છે, એવાને સુખ-દુઃખનો સ્પર્શ ન થાય, એ સ્પષ્ટ જાણી શકાય એવું છે. તેથી ઓલવાઇ ગએલા પ્રદીપની પેઠે, મોક્ષ પામેલ જીવનો સર્વથા નાશ માનવામાં શો દોષ છે?

ભગવન્તઃ—હે આયુષ્મન્ પ્રભાસ! તું એ વેદપદોનો અર્થ બરાબર નથી જાણતો તેથી એવો અયોગ્ય અર્થ કરે છે, સાંભળ, તેનો અર્થ આ પ્રમાણે છે. એ પદમાં न અ-વ્યય છે. તે નિષેધાર્થે છે. ह અને वै અવ્યય પંચમી અર્થે છે, અને सशरीरस्य પદનો અર્થ શરીરવાળા જીવને, प्रियाऽप्रिययोरपहतिरस्ति એનો અર્થ સુખ-દુઃખનો નાશ. આ સર્વનો સમુદિત અર્થ આ પ્રમાણે થાય. જીવ શરીરવાળો હોવાથી તેને સુખ-દુઃખનો નાશ નથી તથા अशरीरस्य આદિનો અર્થ આ પ્રમાણે છે, શરીરરહિત એવા મોક્ષ અવસ્થામાં વસતા જીવને સુખ-દુઃખ સ્પર્શતા નથી. અર્થાત્ જ્યાંસુધી જીવ શરીરયુક્ત છે ત્યાં સુધી તે સુખ અથવા દુઃખથી કદીપણ મૂકાતો નથી, અને શરીરરહિત મુક્તાત્માને વેદનીય કર્માદિનો ક્ષય થવાથી સુખ-દુઃખ કદીપણ સ્પર્શતા નથી. આ પ્રમાણે એ પદોનો અર્થ થતો હોવાથી અશરીર શબ્દથી મુક્તઅવસ્થામાં રહેલા વિદ્યમાન જીવનુંજ કથન કર્યું છે, પણ સર્વથા અભાવરૂપ નષ્ટજીવનું કથન નથી કર્યું; જેમ "ધનરહિત દેવદત્ત" આમાં વિદ્યમાન દેવદત્તને ધનનો નિષેધ કર્યો, પણ અવિદ્યમાન એવા ખરશૃંગને ધનનો નિષેધ નથી કર્યો, આથી કરીને કંઇ દેવદત્તનો અભાવ નથી સિદ્ધ થતો, તેમ અશરીરશબ્દથી જીવનો નાશ ન સમજવો,

પણ શરીરરહિતપણે મુક્તઅવસ્થામાં લોકાન્તે તેની વિદ્યમાનતા સમજવી. કારણ કે જેનો જ્યાં નિષેધ કરાય છે, તે નિષેધ તેની અમુકસ્થાને વિદ્યમાનતા હોય એનોજ કરાય છે, પણ ખરશૃંગની પેઠે સર્વથા અવિદ્યમાનતાવાલાનો નિષેધ નથી કરાતો.

જેનો નિષેધ કરાય, તેની વિદ્યમાનતા અન્ય સ્થાનમાં હોય, એમ કેમ માની શકાય ? એવી તને શંકા થતી હોય, તો જેમ "નબ્રાહ્મણ" એટલે જે બ્રાહ્મણ નહિ તે અબ્રાહ્મણ, આમ કહેવાથી બ્રાહ્મણ સમાન અન્ય ક્ષત્રિયાદિ સમજાય છે, પણ સર્વથા તુચ્છરૂપ અભાવ નથી સમજાતો, તેવી રીતે અહીં પણ "જેને શરીર નહી, તે અશરીર" એમ કહેવાથી શરીરી જેવો અન્ય અશરીરી મુક્તજીવજ સમજાય છે, પણ તેનો સર્વથા અભાવ નથી સમજાતો. કારણ કે બન્નેમાં ઉપયોગધર્મ સમાન છે. તેથી તે અપેક્ષાએ ઉભયમાં સદૃશતા છે. ઉભયની સદૃશતામાં શરીર બાધક છે, એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે; કેમકે શરીર તો જીવ સાથે ક્ષીર-નીરની પેઠે એકરૂપ થઇ ગએલ હોવાથી એકજ છે. આ પ્રમાણે "न" શબ્દના નિષેધથી તેની જેવાજ પદાર્થનો પ્રત્યય અન્ય પદાર્થમાં થાય છે, પણ સર્વથા અભાવમાં નથી થતો, માટે અશરીર શબ્દથી જીવજ સમજવો, પણ ખરવિષાણુની પેઠે અભાવ ન સમજવો. ૨૦૧૫થી૨૦૧૮.

હવે "वावसन्तं" પદનો અર્થ કહે છે.

जं व वसंतं संतं तमाह वासद्दओ सदेहंपि ।
न फुसेज्ज वीयरायं जोगिणमिट्ठे-यरविसेसा ॥ २०१९ ॥

वाव त्ति वा निवाओ वासद्दत्थो भवंतमिह संतं ।
बुज्झाऽवत्ति व संतं नाणाइविसिट्ठमहवाह ॥ २०२० ॥

न वसंतं अवसंतंति वा मई नासरीरगहणाओ ।
फुसणाविसेसणंपि य जओ मयं संतविसयंति ॥ २०२१ ॥

જે મુક્તાવસ્થામાં વિદ્યમાન હોય તેને, તથા વાશબ્દથી સદેહી વીતરાગ યોગીને પણ ઇષ્ટા-નિષ્ટ વિશેષો એટલે-સુખ દુઃખ સ્પર્શતા નથી. અથવા "વાવ" શબ્દ અવ્યય છે, અને "સંત" એટલે (મુક્તાવસ્થામાં) વિદ્યમાન એવા જીવને તથા વાશબ્દથી સશરીરી વીતરાગને, અથવા જ્ઞાનાદિગુણ વિશિષ્ટ વિદ્યમાન જીવ, તેને સુખ-દુઃખ સ્પર્શતા નથી, એમ જાણજો. નહિ વસતો તે અવસતો અર્થાત્ "કોઇપણ સ્થળે ન હોય." એવો અર્થ કરવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે અશરીર શબ્દથી (પૂર્વે કહ્યા મુજબ) જીવ સમજાય છે, અને સ્પર્શના પણ વિદ્યમાન વિષયી જ માનેલ છે. ૨૦૧૯-૨૦૨૦-૨૦૨૧.

"वा वसन्तं" એટલે લોકાગ્રે રહેલ. આ વિશેષણથી અશરીર શબ્દવડે વાચ્ય એવા વિદ્યમાન જીવનું જ કથન કર્યું છે, પણ અવિદ્યમાન અર્થનું પ્રતિપાદન નથી કર્યું. કેમકે વસવાનો-રહેવાનો ધર્મ એ વિદ્યમાન પદાર્થનો છે. માટે જીવના નાશરૂપ મોક્ષ નહી, પણ જીવની શુદ્ધ મુક્તઅવસ્થા તે મોક્ષ જાણવો. તથા वा શબ્દથી માત્ર અશરીરી જીવજ તે વેદનાથી મુક્ત છે, એમ નહી, પરન્તુ સદેહી વીતરાગ-જેનો મોહ ઉપશાન્ત થયો હોય, અથવા ક્ષય થયો હોય, એવા પરમ સમાધીવાળા યોગી, તે પણ મુક્ત તેથી કહેવાય, તેવાને પણ સુખ-દુઃખ સ્પર્શતા નથી.

અથવા "वा वसन्तं" શબ્દનો "वाव सन्तं" એવો છેદ કરીને वाव એ

અવ્યયનો અર્થ અથવા, અને सन्तं શબ્દનો અર્થ વિદ્યમાન કરીએ, ત્યારે મોક્ષમાં વિદ્યમાન એવા અશરીરી જીવને સુખ-દુઃખ સ્પર્શતા નથી, અને वा શબ્દથી પૂર્વોક્ત વીતરાગ યોગીને પણ તે સ્પર્શતા નથી.

અથવા वा-अव-संतं એવો શ્લેષ કરીએ. તેમાં અવધાતુના રક્ષણ-ગતિ-પ્રીતિ વિગેરે ઓગણીસ અર્થ થાય છે, અને જે ધાતુ ગતિવાચક હોય છે, તે ધાતુ જ્ઞાનવાચક પણ હોય છે, તેથી અશરીરી સતે મુક્તાવસ્થામાં વિદ્યમાન એવો જીવ, અથવા જ્ઞાનાદિગુણ વિશિષ્ટ એવો વિદ્યમાન અશરીરી જીવ, તેને સુખ-દુઃખ સ્પર્શતા નથી. અને वा શબ્દથી પૂર્વે કહેલ વીતરાગને પણ તે સુખ-દુઃખ સ્પર્શતા નથી.

પ્રભાસ:—એ પ્રમાણે શબ્દમાંના અક્ષરોનો વિશ્લેષ કરીને સ્વાભિપ્રેત અર્થની સિદ્ધિ માટે જુદા જુદા વ્યાખ્યાન હું પણ કરી શકું છું. એથી કરીને આપ કહો છો, તેવા પ્રકારના મોક્ષની સિદ્ધિ નથી થતી, કેમકે "अशरीरं वा वसन्तं" એ પદમાંના वा वसन्तं શબ્દનો वा अवसन्तं એવો વિશ્લેષ કરીને જે કોઈ પણ સ્થળે ન હોય તે, એવો અર્થ કરીએ, તો અશરીરી એવા જીવનો મુક્તાવસ્થામાં અભાવ હોવાથી તેને સુખ-દુઃખ સ્પર્શતા નથી. આવા અર્થથી મોક્ષનો અને જીવનો અભાવ પણ સિદ્ધ થાય.

ભગવન્ત:—તારો એ અર્થ અયોગ્ય છે, કેમકે "જેને શરીર ન હોય, તે અશરીરી" એ પ્રમાણે અશરીરનો અર્થ કરતાં મુક્તાવસ્થામાં જીવની વિદ્યમાનતા સમજાય છે, તેથી અહીં અકારનો પ્રશ્લેષ કરીને વ્યાખ્યા કરવી યોગ્ય નથી. વળી "સુખ-દુઃખ સ્પર્શતા નથી." એ વાકયમાં સ્પર્શનારૂપ વિશેષણ છે, તે અશરીરીનું છે, જો અશરીરી શબ્દનો અર્થ જીવનો અભાવ, એવો કરવામાં આવે, તો એ વિશેષણ નિરર્થક ગણાય, કેમકે "વંધ્યાના પુત્રને સુખ-દુઃખ સ્પર્શતા નથી." આમાં અભાવરૂપ વંધ્યાપુત્રને સ્પર્શનારૂપ વિશેષણ નકામું છે. તેમ અહીં પણ નકામું જ થાય, તેથી અશરીર એટલે જે મુક્તજીવ, તેનેજ એ વિશેષણ યુક્ત છે. માટે "वा-अवसन्तं" એવો પ્રશ્લેષ કરીને વ્યાખ્યા કરવી અયોગ્ય છે. પણ જે પ્રમાણે અમે વ્યાખ્યા કરી તેજ યોગ્ય છે. આથી કરીને જીવ તથા કાર્મણ શરીરના વિયોગરૂપ મોક્ષની અને મુક્તજીવની વિદ્યમાનતા સિદ્ધ થાય છે. પણ જીવનો નિષેધ કરવાથી તો પૂર્વોક્ત શ્રુતિજ નિરર્થક થાય છે. ૨૦૧૯-૨૦૨૦-૨૦૨૧.

મુક્તાવસ્થામાં સુખના સદ્ભાવની સિદ્ધિ અને ઉપસંહાર.

एवं पि होज्ज मुत्तो निस्सुह-दुक्खत्तणं तु तव्वत्थं ।
तं नो पिय-ऽप्पियाइं जम्हा पुण्णेयरकयाइं ॥ २०२२ ॥
नाणाऽवाहत्तणओ न फुसंति नवीयरागदोसस्स ।
तस्स पियमप्पियं वा मुत्तसुहं को पसंगोऽत्थ ? ॥ २०२३ ॥

**छिन्नामे संसयम्मि जिणेण जर-मरणविप्पमुक्केणं ।**
**सो समणो पव्वइओ तिहिं सह खंडियसएहिं ॥ २०२४ ॥ ६४१-१७२**

અસ્તુ, એ પ્રમાણે મુક્તાત્મા ભલે હોય, પરન્તુ તે સુખ-દુઃખ રહિતહોવાથી તેને પ્રિયા-પ્રિય સ્પર્શતા નથી એટલે સુખદુઃખ તો નથી એ વાત તો નક્કી છે. એમ કહેવામાં આવે, તો તે અયુક્ત છે, કેમકે પ્રિયા-પ્રિય એ પુન્ય-પાપકૃત છે, તથા જ્ઞાની અને નિરાબાધ

હોવાથી રાગ-દ્વેષરહિત તે મુક્તાત્માને પ્રિયા-પ્રિય સ્પર્શતા નથી, પણ તેમને સ્વાભાવિક મુક્તસુખ હોય છે, એટલે તેમને સુખનો અભાવ કહેવાનું શું પ્રયોજન છે? કંઈજ નહિ. એ પ્રમાણે જરા અને મરણથી મુકાએલા જિનેશ્વરે તેમના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના ત્રણસો શિષ્યો સહિત ભગવન્ત પાસે દીક્ષા લીધી. ૨૦૨૨-૨૦૨૩-૨૦૨૪.

પ્રભાસઃ-અસ્તુ. આપ કહો છો તેવો મુક્તાત્મા હોય, અને એથી કરીને જીવ-કર્મના વિયોગરૂપ મોક્ષ, તથા તેમાં આત્માની વિદ્યમાનતા હોય એ પણ હું માનું છું, પરન્તુ "સિદ્ધના જીવો સુખ-દુઃખ રહિત છે" એમ જે મેં પૂર્વે શ્રુતિથી કહ્યું છે, તે મુજબ "અશરીરીને પ્રિયા-પ્રિય સ્પર્શતા નથી" એવા વચનથી મુક્તાત્માને સુખનો તો અભાવ જ સિદ્ધ થાય છે.

ભગવન્તઃ-જીવોને પ્રિય-અપ્રિય, એટલે સાંસારિક સુખ-દુઃખ છે, તે તે પુન્ય-પાપ કર્મથી જન્ય છે, અને એ પુન્ય-પાપ મુક્તાત્માને સર્વથા ક્ષય પામેલા છે, તેથી તેમને સાંસારિક પ્રિયાપ્રિય ન સ્પર્શે, એ યોગ્યજ છે, પરન્તુ એથી કરીને કંઇ મુક્તાત્માને સુખનો અભાવ ન માની લેવો, કારણ કે રાગ-દ્વેષરહિત મુક્તાત્મા ઉત્કૃષ્ટજ્ઞાની અને નિ-રાબાધ હોવાથી, તેમને સ્વાભાવિક અને નિરૂપમ મોક્ષસુખ હોય છે, વળી તે પ્રાપ્ત થએલું સુખ પુનઃ નાશ પણ નથી પામતું.

અથવા "અશરીરીને પ્રિયા-પ્રિય સ્પર્શતા નથી" એ કથનથી મુક્તાત્માને સુખનો અભાવ સિદ્ધ કરવા માટે વિવાદ કરવોજ નકામો છે, કેમકે પુન્ય-પાપ જનિત પ્રિયા-પ્રિયનો અભાવ થવાથી મુક્તાત્માને તે સાંસારિક સુખ દુઃખનો સ્પર્શ ન થાય, એ સ્પ-ષ્ટજ છે, માટે આસન્ન કલ્યાણ! ભદ્ર! પ્રભાસ! "न ह वै शरीरस्य" ઇત્યાદિ વેદના પદોથી જીવ અને કાર્મણ શરીરના વિયોગરૂપ મોક્ષ, મોક્ષમાં જીવની વિદ્યમાનતા, અને પુન્ય-પાપનો ક્ષય થવાથી ઉત્પન્ન થએલાં મુક્તાત્માને સ્વાભાવિક અપ્રતિપાતિ સુખ આ ત્રણે બાબતો સિદ્ધ થાય છે.

વળી "जरामर्यं वैतत् सर्वं यदग्निहोत्रम" એટલે મરણકાળ પર્યન્ત અગ્નિહોત્ર કરવો. આ વેદવાકયમાં મોક્ષહેતુભૂત ક્રિયાના આરંભનો કાળ બતાવ્યો નથી, તેથી જે તું મોક્ષના સંબંધે શંકા કરે છે, તારી તે શંકા પણ અયોગ્ય છે, કેમકે તેમાં વા શબ્દનો અવિ અર્થ હોવાથી તે પદનો અર્થ એવો છે, કે જીવનપર્યન્ત-સર્વ કાળ સુધી પણ અગ્નિ હોત્ર કરવો, અને વા શબ્દથી મોક્ષની ઇચ્છાવાળાએ મોક્ષહેતુ અનુષ્ઠાન પણ કરવું. આ પ્રમાણે વિશ્વબંધુ જગતજિનેશ્વર દેવે વેદોકત શ્રુતિથી અને યુકિતઓ વડે મોક્ષની સિદ્ધિ કરીને પ્રભાસના સંશયનો છેદ કર્યો, એટલે તેમણે પોતાના ત્રણસો શિષ્યો સહિત ભગ-વન્ત પાસે દીક્ષા લીધી. ૨૦૨૨-૨૦૨૩-૨૦૨૪.

અહીં અગીઆરમા ગણધરનો વાદ સમાપ્ત થયો અને એ સમાપ્ત થવાથી બધાએ ગણધરોના વાદની સમાપ્તિ થઇ.

---

હવે ઉપરોક્ત ગણધરોની ઉત્પત્તિના કારણભૂત ક્ષેત્ર-કાળાદિ અગીઆર દ્વારો જણાવવાને દ્વારગાથા કહે છે.

**खेत्ते काले जम्मे गोत्तमगार–छउमत्थपरियाए ॥**
**केवलिय आऊ आगम परिनिव्वाणे तवे चेव ॥ २०२५ ॥ ६४२·१८०**

( ગણધરોની ઉત્પત્તિ આદિના કારણભૂત ) ક્ષેત્ર કાળ-જન્મ-ગોત્ર-ગૃહસ્થાવાસ પર્યાય-છદ્મસ્થપર્યાય-કેવળી પર્યાય-સકલઆયુષ્ય-આગમ-નિર્વાણ સમય-અને નિર્વાણ સમયનો તપ ( આ અગીઆર બાબતો હવે કહેવાશે. )

ક્ષેત્રદ્વારનો અવયવાર્થ.

मगहा गोब्बरगामे जाया तिण्णेव गोयमसगोत्ता।
कोल्लाग सन्निवेसे जाओ विअत्तो सुइम्मो अ ॥ ६४३ ॥
मोरीयसन्निवेसे दो भायरो मंडमोरिया जाया।
अयलो य कोसलाए महिलाए अकंपिओ जाओ ॥ ६४४ ॥
तुंगीय सन्निवेसे मेयज्जो वच्छभूमिए जाओ।
भगवंपिय प्पभासो रायगिहे गणहरो जाओ ॥ ६४५ ॥ दारं ॥

અર્થ:—પહેલા ત્રણ ઇન્દ્રભૂતિઆદિ ગૌતમગોત્રીય ગણધરો મગધદેશમાં ગોબર ગામની અંદર જન્મ્યા. અને કોલ્લાગસન્નિવેશમાં વ્યક્ત તથા સુધર્મ ગણધર જન્મ્યા. મંડિક ને મૌર્ય એ બે ભાઇ મૌર્યસન્નિવેશમાં જન્મ્યા. અચલગણધર કોશલામાં અને અંકપિત ગણધર મિથિલામાં જન્મ્યા. વત્સભૂમિ ( ઉદયનના કોશાંબી દેશમાં ) તુંગિક સન્નિવેશની અંદર મેતાર્ય ગણધર જન્મ પામ્યા, અને ભગવાન પ્રભાસગણધર રાજગૃહ નગરમાં થયા. ૬૪૩ થી ૬૪૫.

કાળદ્વારનો અવયવાર્થ.

जेट्ठा कित्तिय साई सवणो हत्थुत्तरा महाओ य।
रोहिणि उत्तरसाढा मिगसिर तह अस्सिणी पूसो ॥ ६४६ ॥ दारं ॥

અર્થ:—જયેષ્ઠા-કૃત્તિકા-સ્વાતિ-શ્રવણ-હસ્તોત્તરા અથવા ઉત્તરાફાલ્ગુની-મઘા-રોહિણિ-ઉત્તરાષાઢા-મૃગશિર-અશ્વીની તથા પુષ્ય એ નક્ષત્રોમાં અનુક્રમે ઇન્દ્રભૂતિ આદિ ગણધરોનો જન્મ થયો હતો. ૬૪૬.

ગણધરોના માતા-પિતાના નામ.

वसुभूई धणमित्ते धम्मिल धणदेव मोरिए चेव।
देवे वसू य दत्ते बले य पियरो गणहराणं ॥ ६४७ ॥
पुहवी य वारुणी भद्दिला य विजयदेवा तहा जयंती य।
णंदा य वरुणदेवा अइभद्दा य मायरो ॥ ६४८ ॥ दारं ॥

અર્થ:—વસુભૂતિ, ધનમિત્ર, ધર્મિલ, ધનદેવ, મૌર્ય, દેવ, વસુ, દત્ત અને બલ

એ ગણધરોના પિતા જાણવા. તેમાં ઇન્દ્રભૂતિ આદિ ત્રણેના પિતા વસુભૂતિ છે, અને બાકીના ગણધરોનાં પિતા અનુક્રમે ધનમિત્રાદિ જાણવા. પૃથિવી, વારૂણી, ભદ્રિલા, વિજયદેવા, જયન્તી, નંદા, વરૂણદેવા, અને અતિભદ્રા. એ ગણધરોની માતાઓ જાણવી. પહેલા ત્રણની માતા પૃથિવી છે, ને બાકીનાઓની અનુક્રમે બીજી વારૂણી આદિ છે. તેમાં વિજયદેવા મંડિક ને મૌર્ય બન્નેની પિતાભિન્ન હોવા છતાં એકજ માતા છે. વિજયદેવાનો પહેલો પતિ ધનદેવ મરણ પામવાથી તે મૌર્યના ઘરમાં રહી. આથી ભિન્ન પિતા છતાં બન્નેની માતા એક હતી. તે વખતે તે દેશમાં તેમ અન્ય ગૃહમાં સ્થાન કરવામાં કંઇ વિરોધ નહિ હોય. ૬૪૭-૬૪૮.

ગોત્રદ્વાર.

तिण्णि य गोयमगोत्ता भारद्दा अग्गिवेस वासिट्ठा ।
कासव गोयम हारिय कोडिण्णदुगं च गोत्ताइं ॥ ६४९ ॥

અર્થ:—ઇન્દ્રભૂતિ આદિ પહેલા ત્રણ ગણધરો ગૌતમગોત્રીય છે. વ્યક્ત-સુધર્મ-ને મંડિક અનુક્રમે ભારદ્વાજ-અગ્નિવૈશ્યાયન-ને વાશિષ્ઠ ગોત્રીય છે, મૌર્ય-અકંપિત-ને અચલભ્રાતા એ ત્રણ અનુક્રમે કાશ્યપ-ગૌતમ ને હારીત ગોત્રીય છે, અને મેતાર્ય તથા પ્રભાસ એ બે કૌડીન્યગોત્રીય છે. ૬૪૯.

અગાર પર્યાયદ્વાર.

पण्णा छायालीसा बायला होइ पण्ण पण्णा य ।
तेवण्ण पंचसट्ठी अडयालीसा य छायाला ॥ ६५० ॥
छत्तीसा सोलसगं अगारवासो भवे गणहराणं ।
छउमत्थयपरियागं अहक्कमं कित्तइस्सामि ॥ ६५१ ॥

અર્થ:—પચાસ વર્ષ, છેંતાલીસ વર્ષ, બેંતાલીસ વર્ષ, પચાસ વર્ષ, પચાસ વર્ષ, તેપન વર્ષ, પાંસઠ વર્ષ, અડતાલીસ વર્ષ, છેંતાલીસ વર્ષ, છત્રીસ વર્ષ અને સોલ વર્ષ પર્યન્ત, અનુક્રમે ઇન્દ્રભૂતિ આદિ ગણધરોનો ગૃહવાસ જાણવો. હવે પછી અનુક્રમે છદ્મસ્થપર્યાય કહેવાશે. ૬૫૦-૬૫૧.

છદ્મસ્થ પર્યાયદ્વાર.

तीसा बारस दसगं बारस बायाल चोद्दस दुगं च ।
णवगं बारस दस अट्ठगं च छउमत्थपरियाओ ॥ ६५२ ॥
छउमत्थपरीयागं अगारवासं च वोगसित्ताणं ।
सव्वाउगस्स सेसं जिणापरियागं वियाणाहि ॥ ६५३ ॥

जिण—गणहरनिग्गमणं भणियमओ खित्तनिग्गमावसरो।
कालंतरंगदरिसणहेउ तु विवज्जओ तह वि ॥ २०२६ ॥

જિનેશ્વર અને ગણધરનું નિર્ગમન કહેવાથી, દ્રવ્યનિર્ગમ દ્વાર કહ્યું; હવે ક્ષેત્રનિર્ગમ દ્વાર કહેવું જોઇએ; પરન્તુ કાળ એ દ્રવ્યની અન્તરંગપણે જણાતો હોવાથી, પ્રથમ કાળદ્વાર કહીને પછી ક્ષેત્રનિર્ગમ દ્વાર કહીશું ૨૦૨૫-૨૦૨૬.

---

बारस सोलस अट्ठारसेव अट्ठारसेव अट्ठेव।
सोलस सोल तहेकवीस चोद्द सोले य सोले य ॥ ६५४ ॥
बाणउई चउहत्तरी सत्तरि तत्तो भवे असीई य।
एगं च सयं तत्तो तेसीई पंचण उई य ॥ ६५५ ॥
अट्ठत्तरिं च वासा तत्तो बावत्तरिं च वासाइं।
बावट्ठी चत्ता खलु सव्वगणहराउयं एयं ॥ ६५६ ॥
सव्वेए माहणा जच्चा सव्वे अज्झावया विऊ।
सव्वे दुवालसंगी य सव्वे चोद्दसपुव्विणो ॥ ६५७ ॥
परिणिव्वुया गणहरा जीवंते णायए णवजगणाउ।
इंदभूई सुहम्मो य रायगिहे निव्वुए वीरे ॥ ६५८ ॥
मासं पाओवगया सव्वेऽविय सव्व लद्धिसंपन्ना।
वज्जरिसहसंघयणा समचउरंसा य संठाणे ॥ ६५९ ॥

**અર્થ:**—ત્રીસ, બાર, દસ, બાર, બેંતાલીસ, ચૌદ, બે, નવ, બાર, દસ, અને આઠ વર્ષ પર્યન્તનો ઇન્દ્રભૂતિ આદિનો છદ્મસ્થપર્યાય જાણવો. સર્વ આયુષ્યમાંથી છદ્મસ્થપર્યાય અને ગૃહવાસપર્યાય બાદ કરતાં શેષ જે રહે, તે કેવળીપર્યાય જાણવો. બાર, સોળ, અઢાર, અઢાર, આઠ, સોળ, સોળ, એકવીસ, ચૌદ, સોળ અને સોળવર્ષનો અનુક્રમે ઇન્દ્રભૂતિ આદિનો કેવળીપર્યાય છે. બાણુ વર્ષ, ચુમોતેર, સીત્તેર, એંશી, એકસો, ત્યાશી, પંચાણુ, અઠયોતેર, બહોંતેર, બાસઠ, અને ચાળીસ વર્ષનું અનુક્રમે બધા ગણધરોનું સર્વાયુ જાણવું. બધા ગણધરો જાતિવંત બ્રાહ્મણો હતા, વળી તેઓ વિદ્વાન અધ્યાપકો તેમજ દ્વાદશાંગી અને ચૌદપૂર્વને ધારણ કરનારા હતા. નવગણધરો વીર ભગવન્તની હયાતીમાં મોક્ષ પામ્યા, અને ઇન્દ્રભૂતિ તથા સુધર્મસ્વામી, મહાવીરપ્રભુ નિર્વાણ પામ્યા પછી રાજગૃહમાં મોક્ષે ગયા. બધાએ ગણધરો એક માસનું પાદપોપગમન પામેલા, સર્વલબ્ધિયુક્ત, વજ્રઋષભનારાચ સંઘયણવાલા અને સમચતુરસ્રસંસ્થાનવાળા હતા. ૬૫૨-૬૫૯.

હવે કાળનું દ્રવ્યાન્તરંગપણું તથા કાળશબ્દની વ્યુત્પત્તિ કહે છે.

जं वत्तणाइरूवो वत्तुरणत्थंतरं मओ कालो।
आहारमित्तमेव उ खेत्तं तेणंतरंगो सो ॥ २०२७ ॥
कलणं पज्जायाणं कलिज्जए तेण वा जओ वत्थुं।
कलयंति तयं तम्मि व समयाइकलासमूहो वा ॥ २०२८ ॥
सो वत्तणाइरूवो कालो दव्वस्स चेव पज्जाओ।
किंचिम्मेत्तविसेसेण दव्वकालाइववएसो ॥ २०२९ ॥

જે વર્તનાદિરૂપ કાળ છે, તે દ્રવ્યથી અનર્થાન્તરભૂત માનેલ હોવાથી દ્રવ્યની અભ્યન્તર છે, અને ક્ષેત્ર તો માત્ર તેનો આધાર છે. નવા પુરાણાદિ પર્યાયોનું જેથી કથન થાય તે, જેથી અથવા જે છતે વાર્ષિકાદિરૂપે વસ્તુ જણાય તે, અથવા સમયાદિ કળાઓનો સમૂહ તે કાળ, એ વર્તનાદિરૂપ કાળ, દ્રવ્યનો પર્યાયજ છે, પણ કિંચિત્માત્ર વિશેષની અપેક્ષાએ દ્રવ્યકાળ-અદ્ધાકાળ આદિ વ્યપદેશ કરાય છે. ૨૦૨૮.

વર્તના-પરિણામ-ક્રિયા-પરત્વ-અપરત્વ આ સર્વ કાળકૃત છે, તેથી તે કાળના લિંગ તરીકે છે. તેમાં નવા-પુરાણાદિરૂપે તે તે ભાવે નિરન્તર વર્તવું તે વર્તના કહેવાય અને નવા પર્યાયની જે પ્રાપ્તિ થાય તે પરિણામ કહેવાય. આવો પરિણામ વાદળાં વિગેરેમાં આદિમાન્ છે, અને ચન્દ્રવિમાન વિગેરેમાં અનાદિ છે. એક સ્થળથી બીજા સ્થળે જવારૂપ દેશાન્તર પ્રાપ્તિ તે ક્રિયા, દેવદત્તથી યજ્ઞદત્ત પહેલા જન્મ્યો હોવાથી પર કહેવાય, અને યજ્ઞદત્તથી દેવદત્ત પાછળ ઉત્પન્ન થયેલ હોવાથી અપર કહેવાય. આ ચારે લક્ષણવાળો વર્તનાદિરૂપ કાળ દ્રવ્યથી અભિન્ન છે. અને ક્ષેત્ર તો દ્રવ્યનો આધારમાત્ર છે, તેથી કાળપદાર્થ દરેક દ્રવ્યની અપેક્ષાએ અન્તરંગ છે, અને ક્ષેત્ર દ્રવ્યની બહાર છે. આ કારણથી દ્રવ્ય નિર્ગમ કહ્યા પછી નિર્દેશાનુસારે ક્ષેત્ર નિર્ગમ કહેવો જોઇએ, તે છતાં તેને ઉલ્લંઘીને કાળનિર્ગમ કહીએ છીએ.

નવા-પુરાણાદિ અથવા સમયાદિ પર્યાયોનું કથન કરવું તે કાળ, આ માસિક છે, આ વાર્ષિક છે, આ શરદઋતુ સંબંધી છે, ઇત્યાદિરૂપે વસ્તુ જેનાથી જણાય તે કાળ. અથવા તે કાળ છતેજ આ માસિક છે, આ સાંવત્સરીક છે, ઇત્યાદિરૂપે વસ્તુ જણાય છે માટે તે કાળ કહેવાય. અથવા સમયાદિ કળાઓનો સમૂહ તે કાળ, તે વર્તનાદિરૂપ કાળ દ્રવ્યનો પર્યાયજ છે, પરન્તુ કિંચિત્માત્ર વિશેષ વિવક્ષાથી દ્રવ્યકાળ-અદ્ધાકાળ-યથાયુષ્કકાળ આદિ વ્યપદેશ કરાય છે. ૨૦૨૭--૨૦૨૮-૨૦૨૯.

હવે દ્રવ્યકાળાદિના ભેદો કહી ભાવકાળ જણાવી આ અધિકારમાં કયો કાળ લેવો છે તે કહે છે.

दव्वे अद्ध अहाउय उवक्कमे देस–कालकाले य।
तह य पमाणे वन्ने भावे, पगयं तु भावेणं ॥ २०३० ॥ ६६०-१८१
चेयणमचेयणस्स व दव्वस्स ठिई उ जा चउवियप्पा।
सा होइ दव्वकालो अहवा दवियं तु तं चेवं ॥ २०३१ ॥ ६६१-१८२

દ્રવ્યકાળ-અદ્ધાકાળ-યથાયુષ્કકાળ-ઉપક્રમકાળ-દેશકાળ-મરણકાળ-પ્રમાણકાળ-વર્ણ-કાળ અને ભાવકાળ, એવી રીતે નવ પ્રકારે કાળ જાણવો. તેમાં અહીંઆં ભાવકાળ અધિકૃત છે. ચેતન અથવા અચેતન દ્રવ્યની જે ચાર પ્રકારની સ્થિતિ, તે દ્રવ્યકાળ છે; અથવા એ દ્રવ્યોજ દ્રવ્યકાળ છે. ૨૦૩૦-૨૦૩૧

નામ અને સ્થાપનાકાળ સુખે સમજાય એવા છે, તેથી તેની વ્યાખ્યા મૂકીને શેષ દ્રવ્યાદિ નવ ભેદો કાળના છે, તે કહે છે. તેમાં પ્રથમ વર્તનારૂપકાળ તે દ્રવ્યકાળ કહેવાય. સૂર્ય-ચન્દ્રની ગાતથી પ્રગટ થતો અઢીદ્વીપાન્તર વર્તી જે કાળ તે અદ્ધાકાળ. દેવાદિના જીવનરૂપ કાળ તે યથાયુષ્કકાળ. ઇચ્છિત અર્થને દૂરથી નજીક લાવવારૂપ કાળ તે ઉપક્રમ-કાળ. ઇષ્ટવસ્તુની પ્રાપ્તિ થવારૂપ અવસરકાળ તે દેશકાળ. મરણ પામવારૂપ કાળ તે મૃત્યુકાળ, દિવસ-રાત્રિરૂપકાળ તે પ્રમાણકાળ. શ્યામવર્ણ તે વર્ણકાળ. અને ઔદયિકાદિ ભાવના સાદિ-સપર્યવસાનાદિ ભેદ તે ભાવકાળ. અહીં પ્રસ્તુતમાં ભાવકાળનો અધિકાર છે; અને બાકીના દ્રવ્યકાળાદિ તો કાળના ભેદ હોવાથીજ અહીં પ્રરૂપ્યા છે.

દેવ-નારકાદિ સચેતન અને પુદ્ગળ સ્કંધાદિ અચેતન દ્રવ્યની અવસ્થાનરૂપ સ્થિતિ, સાદિ-સપર્યવસાનાદિ ભેદે ચાર પ્રકારે છે, તે સ્થિતિ દ્રવ્યનો પર્યાય હોવાથી દ્રવ્યકાળ કહેવાય. અથવા સચેતન અચેતનરૂપ એ દ્રવ્યજ દ્રવ્યકાળ કહેવાય, કેમકે પર્યાય અને પર્યાયવાન્ બન્ને અભિન્ન હોય છે. ૨૦૩૦-૨૦૩૧*

દ્રવ્યકાળ અને તેની ચાર પ્રકારનો સ્થિતિ ભાષ્યકાર કહે છે.

दव्वस्स वत्तणा जा स दव्वकालो तदेव वा दव्वं ।
न हि वत्तणाविभिण्णं दव्वं जम्हा जओऽभिहिअं ॥ २०३२ ॥

सुत्ते जीवा ऽजीवा समया-ऽऽवलियादओ पवुच्चंत्ति ।
दव्वं पुण सामन्नं भण्णइ दव्वट्ठयामेत्तं ॥ २०३३ ॥

सुर-सिद्ध-भव्व-ऽभव्वा साइ-सपज्जवसियादओ जीवा ।
खंधाणागयतीया नभादओ चेयणारहिया ॥ २०३४ ॥

દ્રવ્યની જે વર્તના તે દ્રવ્યકાળ. અથવા એ દ્રવ્યોજ દ્રવ્યકાળ છે; કેમકે દ્રવ્ય વર્તનાથી ભિન્ન નથી. એ માટે સૂત્રમાં કહ્યું છે કે જીવા-જીવ દ્રવ્યોજ સમયાવલિકાદિ ભેદે કહેવાય છે. જીવાજીવને સામાન્યથી દ્રવ્ય કહેવાય છે, તે તો દ્રવ્યાર્થ માત્રથીજ કહેવાય

---

* જોકે આ ભાવાર્થ ભાષ્ય ગાથા ૨૦૩૪ માં લીધો છે.

૨૦૩૧ મી ગાથા પછી નીચેની એક ગાથાની ભાષ્યકારે વ્યાખ્યા નથી કરી.

गइ सिद्धा भवियाया अभविय पुग्गल अणागयद्धा य ।
तीयद्ध तिन्नि काया जीवाजीवाट्ठिई चउहा ॥ ६६२ ॥

અર્થ:—ગતિ, સિદ્ધ, ભવ્ય, અને અભવ્યની અપેક્ષાએ સાદિસપર્યવસિતાદિ ચાર પ્રકારે જીવની સ્થિતિ છે; અને પુદ્ગળ, અનાગતકાળ, અતીતકાળ, તથા ધર્માદિ ત્રણ અસ્તિકાયની અપેક્ષાએ સાદિ સપર્યવસિતાદિ ચાર પ્રકારે અજીવની સ્થિતિ છે. ૬૬૨

છે. દેવ-સિદ્ધ-ભવ્ય અને અભવ્યની અપેક્ષાએ સચેતન-જીવ દ્રવ્યની સાદિ-સપર્યવસિતાદિ ચાર પ્રકારની સ્થિતિ છે. તથા સ્કંધ-અતીતકાળ-અનાગતકાળ-અને આકાશાદિની અપેક્ષાએ અચેતન-અજીવ દ્રવ્યની પણ ચાર પ્રકારની સ્થિતિ છે. ૨૦૩૨-૨૦૩૩-૨૦૩૪

સાદિ-સાન્તાદિરૂપ દ્રવ્યની વર્તના તે દ્રવ્યકાળ કહેવાય છે, અથવા એ સચેતન-અચેતનરૂપ દ્રવ્યજ દ્રવ્યકાળ કહેવાય છે, કેમકે વર્તના-પરિણામાદિથકી દ્રવ્ય જુદું નથી. તે માટે આગમમાં કહ્યું છે કે—" किमयं भंते! कालेत्ति पवुच्चइ?, गोयमा! जीवा चेव अजीवा चेव." । હે ભગવન્ત કાળ કોને કહેવાય? ગૌતમ! જીવો અને અજીવોજ કાળ છે. આ પ્રમાણે આગમમાં જીવાજીવ દ્રવ્યોનેજ સમયઆવળિકાદિરૂપે કાળ કહેલ છે. પણ દ્રવ્યરૂપે તો દ્રવ્યાર્થપણાથીજ માત્ર તેઓને સામાન્યપણે દ્રવ્ય કહેવાય છે. માટે એ દ્રવ્યજ દ્રવ્યકાળ કહેવાય છે.

એ સચેતન અચેતનરૂપ દ્રવ્યની સ્થિતિ ચાર પ્રકારે છે. તેમાં દેવ-નારકી-તિર્યંચ અને મનુષ્યરૂપ પર્યાયની અપેક્ષા એ જીવની સાદિ-સાન્ત સ્થિતિ છે, અમુક એક સિદ્ધની અપેક્ષા એ સાદિ-અનન્ત સ્થિતિ. ભવ્યજીવોની અપેક્ષાએ અનાદિ-સાન્તસ્થતિ, કેમકે તેઓ સિદ્ધ થાય, ત્યારે તે ભવ્ય પણ ન કહેવાય અને અભવ્ય પણ ન કહેવાય, તેથી સિદ્ધત્વ પ્રાપ્ત થતાં તેઓનું ભવ્યપણું સમાપ્ત થાય છે. અને અભવ્યજીવોની અપેક્ષાએ અનાદિ-અનન્ત સ્થિતિ છે. આ પ્રમાણે સચેતન દ્રવ્યની સાદિ-સાન્ત વિગેરે ચાર પ્રકારની સ્થિતિ છે. એજ પ્રમાણે ચાર પ્રકારની સ્થિતિ અચેતન દ્રવ્યની પણ છે. જેમકે દ્વિઅણુકાદિ સ્કંધની સાદિ-સાન્ત સ્થિતિ, કેમકે એવા દ્વિઅણુકાદિ પુદ્ગળ દ્રવ્યની વધારેમાં વધારે અસંખ્યાતા કાળપર્યન્તની સ્થિતિ કહી છે. તથા ભવિષ્યકાળની અપેક્ષાએ સાદિઅનન્ત સ્થિતિ. ભૂતકાળની અપેક્ષાએ અનાદિ-સાન્ત સ્થિતિ. આકાશ-ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય વિગેરેની અપેક્ષાએ અનાદિ-અનન્ત સ્થિતિ. એ પ્રમાણે ચેતનારહિત અજીવદ્રવ્યની પણ ચાર પ્રકારની સ્થિતિ છે. આ બન્ને પ્રકારના દ્રવ્યની સ્થિતિ તે દ્રવ્યકાળ કહેવાયછે. ૨૦૩૨-૨૦૩૩-૨૦૩૪.

હવે અદ્ધાકાળનું સ્વરૂપ અને તેના ભેદ કહે છે.

सूरकिरियाविसिट्ठो गोदोहाइकिरियासु निरवेक्खो ।
अद्धाकालो भण्णइ समयक्खेत्तम्मि समयाई ॥ २०३५ ॥

समया-ऽऽवलिय मुहुत्ता दिवसमहोरत्त-पक्ख-मासा य ।
संवच्छर-जुग-पलिया सागर-ओसप्पि-पलियट्टा ॥ २०३६ ॥ ६६३-१८३

સૂર્યક્રિયાવિશિષ્ટ અને ગોદોહાદ્યાત્મક ક્રિયામાં નિરપેક્ષ, જે સમયક્ષેત્રમાં સમયાદિરૂપે કાલ પ્રવર્તે છે, તે અદ્ધાકાળ કહેવાય છે. ( તેના આ ભેદો છે.) સમય-આવલિકા-મુહૂર્ત-દિવસ-અહોરાત્ર-પક્ષ-માસ-વર્ષ-યુગ-પલ્યોપમ-ઉત્સર્પિણી-અવસર્પિણી-અને પુદ્ગળપરાવર્ત. ૨૦૩૫-૨૦૩૬.

મેરૂની ચારે દિશાએ સૂર્ય-ચન્દ્ર વિગેરેના ભ્રમણરૂપ ગતિક્રિયાવડે પ્રગટ કરાતો, અઢીદ્વીપ ને બે સમુદ્રમાં જે સમયાદિરૂપ કાલ પ્રવર્તે છે, તે અદ્ધાકાળ કહેવાય છે. આ અઢીદ્વીપ ને બે સમુદ્રરૂપ સમયક્ષેત્ર સિવાય અન્યત્ર સૂર્ય વિગેરેની ગતિક્રિયાનો અભાવ હોવાથી ત્યાં અદ્ધાકાળ કહેવાતો નથી; કેમકે ત્યાંતો ક્રિયાજ પરિણામવતી હોવાથી કાળ કહેવાય છે. ઉપરોક્ત જે અદ્ધાકાળ તે ગોદોહાદ્યાત્મક ક્રિયાની અપેક્ષા રાખતો નથી, પરન્તુ

સૂર્ય વિગેરેની ગતિક્રિયાની અપેક્ષા રાખે છે. એટલે કે ગતિમાન્ સૂર્ય પોતાના કિરણોવડે જેટલા ક્ષેત્રને પ્રકાશમાન કરે, તેટલા ક્ષેત્રને દિવસ અને તે સિવાયના ક્ષેત્રને રાત્રિ કહેવાય છે. આ રાત્રિ અથવા દિવસનો અતિસૂક્ષ્મ અંશ તે સમય, તેવા અસંખ્યાતા સમયની આવલિ ઇત્યાદિરૂપે પ્રવર્તેલો કાળ સૂર્યાદિની ગતિ સિવાય અન્ય ક્રિયાની અપેક્ષા નથી રાખતો.

નિર્વિભાગ પરમસૂક્ષ્મ કાળનો અંશ તે સમય કહેવાય છે. તે સિદ્ધાંતમાં કહેલા કમળના શો પાંદડાના ને જીર્ણ-શાડીના ફાડવાના દૃષ્ટાંતથી જાણવો. એવા અસંખ્યાતાસમયે એક આવળી થાય. બે ઘડીરૂપ કાળ તે મુહૂર્ત કહેવાય. સૂર્ય કિરણોથી પ્રકાશિત આકાશ ખંડરૂપ, અથવા ચાર પ્રહરાત્મક જે હોય, તે દિવસ, અને સૂર્ય કિરણોથી અસ્પૃષ્ટ આકાશ ખંડ, અથવા બીજા ચાર પ્રહરાત્મક જે હોય તે રાત્રિ એ ઉભય મળીને અહોરાત્ર કહેવાય. પંદર અહોરાત્ર મળીને એક પક્ષ. બે પક્ષનો એક માસ. બાર માસનું એક વર્ષ. પાંચવર્ષે એક યુગ, અસંખ્યાત યુગે એક પલ્યોપમ. દશ કોડાકોડીપલ્યોપમે એક સાગરોપમ. દસ કોડાકોડી સાગરોપમે એક ઉત્સર્પિણી. તેટલાજ સાગરોપમે એક અવસર્પિણી, અને અનન્તી ઉત્સર્પિણી તથા અવસર્પિણી મળીને એક પુદ્ગળ પરાવર્ત થાય. આ પુદ્ગળપરાવર્તના દ્રવ્યાદિભેદ છે, તે અન્ય ગ્રન્થોથી જાણી લેવા. ૨૦૩૫-૨૦૩૬.

હવે યથાયુષ્કકાળનું સ્વરૂપ તથા તેના ભેદ કહે છે.

आउयमेत्तविसिट्ठो स एव जीवाण वत्तणाइमओ ।
भण्णइ अहाउकालो वत्तइ जो जच्चिरं जेण ॥ २०३७ ॥

नेरइय-तिरिय-मणुआ-देवाग अहाउयं तु जं जेगं ।
निव्वत्तियमन्नभवे पालेंति अहाउकालो उ दारं ॥२०३८॥६६४-१८४

તેજ પૂર્વોક્ત વર્તનાદિમય અદ્ધાકાળ આયુષમાત્રથી વિશિષ્ટ હોય, અને જેટલા કાળપર્યન્ત જે જીવ જે આયુષયુક્ત વર્તે, તે તે જીવોનો યથાયુષ્કકાળ કહેવાય છે. નારકી-તિર્યંચ-મનુષ્ય-અને દેવ આયુમાંથી કોઈ પણ આયુ જે જીવે જે પ્રકારે પૂર્વભવમાં બાંધ્યું હોય, તેને તેવા વિપાકથી અનુભવવું. એ યથાયુષ્કકાળ કહેવાય છે. ૨૦૩૭-૨૦૩૮.

પૂર્વોક્ત વર્તનાદિમય અદ્ધાકાળ નારકાદિ આયુથી વિશિષ્ટ હોય ત્યારે તેજ યથાયુષ્કકાળ કહેવાય છે. એટલે કે જે જીવે આર્ત-રૌદ્રધ્યાનાદિ પ્રકારે જેટલા કાળપર્યન્તનું આયુષ બાંધ્યું હોય, તેટલા કાળપર્યન્ત તે જીવને તે આયુષ્યને વિપાકથી અનુભવવાનો કાળ તે યથાયુષ્કકાળ કહેવાય છે. અર્થાત્ પૂર્વભવમાં બાંધેલું નરકાયુ નારકીપણે વિપાકથી અનુભવાય તે નરકાયુકાળ. તિર્યંચનું આયુ તિર્યંચપણે વિપાકથી અનુભવાય તે તિર્યંચઆયુકાળ. મનુષ્યાયુ બાંધેલું હોય, તે મનુષ્યાયુપણે વિપાકથી અનુભવાય તે મનુષ્યાયુકાળ. અને દેવાયુ બાંધેલું હોય, તે દેવાયુપણે વિપાકથી અનુભવાય તે દેવાયુકાળ કહેવાય. એમ યથાયુષ્કકાળ ચાર પ્રકારે છે. ૨૦૩૭-૨૦૩૮.

હવે ઉપક્રમકાળનું સ્વરૂપ અને તેના ભેદ કહે છે.

जेणोवक्कामिज्जइ समीवमाणिज्जए जओ जं तु ।
स किलो कमकाला किरियापरिणाममुइट्ठो ॥ २०३९ ॥

दुविहोवक्कमकालो सामायारी अहाउयं चेव ।
सामायारी तिविहा ओहे दसहा पयविभागे ॥ २०४०[1]॥ ६६५-१८५

૧ ૨૦૪૦ મી ગાથા પછી નીચેની ૬૬૬ થી ૭૨૩. ગાથાઓની ભાષ્યકારે વ્યાખ્યા નથી કરી.

જે વડે ઉપક્રમ કરાય એટલે દૂર રહેલી વસ્તુ નજીક લવાય તે ( ઉપચારથી ) ઉપક્રમ કાળ કહેવાય. અને એ ઘણી ઘણી ક્રિયાના પરિણામથી ઘણો થાય છે. એ ઉપક્રમકાળ બે પ્રકારે છે. સામાચારી ઉપક્રમ કાળ અને યથાયુષ્ક ઉપક્રમકાળ. ( તેમાં ) ઓઘસમાચારી-દશવિધસમાચારી-અને પદવિભાગ સામાચારી. એમ સમાચારી ઉપક્રમકાળ ત્રણ પ્રકારે છે. ૨૦૪૦.

દૂર રહેલી વસ્તુને તે તે ઉપાયભૂત એવા ક્રિયાવિશેષવડે નજીક લાવવી તે ઉપક્રમ કહેવાય. અથવા જે સામાચારી વિગેરે વસ્તુને નજીક લાવવી તે સામાચારી વગેરેનો ઉપક્રમ કહેવાય, તે ઉપક્રમનો જે કાળ, તેને ઉપચારથી ઉપક્રમકાળ કહેવાય. તે ઉપક્રમકાળ ઘણી ક્રિયાઓના પરિણામથી ઘણા ભેદે થાય છે.

એ ઉપરોક્ત ઉપક્રમકાળ બે પ્રકારે છે. એક સામાચારી ઉપક્રમકાળ અને બીજો યથાયુષ્ક ઉપક્રમ કાળ. તેમાં શિષ્ટ પુરૂષોએ આચરેલ ક્રિયાઓનો સમૂહ તે સામાચારી કહેવાય. તેવી સામાચારી પૂર્વો જેવા ઉપરના શ્રુતમાંથી અહીં ઉત્તરાધ્યયનાદિમાં કે આવશ્યકાદિમાં લાવવી તે સામાચારીઉપક્રમ કહેવાય. અને તેનો જે કાળ, તે ઉપચારથી સામાચારીઉપક્રમકાળ કહેવાય. તથા દીર્ઘકાળે ભોગવવા યોગ્ય આયુષ્યને થોડાજ કાળમાં ભોગવીને ખપાવવું તે યથાયુષ્ક ઉપક્રમ કહેવાય, અને તેનો જે કાળ તે ઉપચારથી યથાયુષ્ક ઉપક્રમકાળ કહેવાય. મતલબ કે સામાચારી દ્વારાએ જે કાળનો ઉપક્રમ થાય તે સામાચારીઉપક્રમકાળ. અને આયુષ્યના ઉપક્રમવડે જે કાળનો ઉપક્રમ થાય તે યથાયુષ્કઉપક્રમકાળ કહેવાય.

અહીં સામાચારી ત્રણ પ્રકારે છે. પહેલી ઓઘ સામાચારી, તે સામાન્યથી પડિલેહણ આદિ સાધુ સામાચારી કહેવારૂપ ઓઘનિર્યુક્તિથી જાણવી. બીજી દશવિધસામાચારી, તે ઇચ્છાકાર-મિથ્યાદુષ્કૃતાદિ દસ પ્રકારની સાધુસમાચારી મૂળ આવશ્યકનિર્યુક્તિથી જાણવી. અને ત્રીજી પદવિભાગ સામાચારી, તે છેદ સૂત્રો જાણવાં. આ ત્રિવિધ સામાચારીમાંની પ્રથમ ઓઘ સામાચારી, નવમા પૂર્વગત આચાર નામની ત્રીજી વસ્તુના વીસમા પ્રાભૃતાન્તર્ગત ઓઘપ્રાભૃતપ્રાભૃતમાંથી ઉદ્ધરીને પરમોપકારી કરુણાળુ પૂર્વાચાર્યોએ, વર્તમાન સમયના અલ્પબુદ્ધિ તથા અલ્પઆયુવાળા સાધુઓના ઉપકાર માટે ઓઘનિર્યુક્તિ નામનો સંક્ષિપ્ત ગ્રન્થ રચ્યો તે છે. કેમકે ઉપર કહેલા શ્રુતનું અધ્યયન આ કાળના જીવો કરી શકે નહિ, અને આગળ ઉપર તે શ્રુત વિચ્છેદ થશે. એમ જાણીને કૃપાળુ આચાર્યોએ અનુગ્રહ કરવા માટે ઉપરના શ્રુતથી ઉદ્ધરીને ઓઘનિર્યુક્તિરૂપે કરીને આપી. દશવિધ સામાચારી, ઉત્તરાધ્યયન સૂત્રના છવીસમા અધ્યયનમાંથી ઉદ્ધરીને, થોડા વખતનાજ ચારિત્ર ગ્રહણ કરેલા અને તે શ્રુતનું અધ્યયન ન કરી શકે એવા સાધુઓપર ઉપકાર કરવાને માટે " ઇચ્છા-મિચ્છાદિ " સંક્ષિપ્તપણે રચીને આપી, અને છેદગ્રંથ સંબંધી પદવિભાગ સમાચારી, નવમા પૂર્વમાંથી ઉદ્ધરીને આપી છે. ૨૦૩૯-૨૦૪૦.

इच्छा मिच्छा तहाकारो आवासिया य निसीहिया ।
आपुच्छणा य पडिपुच्छा छंदणा य निमंतणा ॥ ६६६ ॥
उवसंपया य काले सामायारी भवे दसहा ।
एएसिं तु पयाणं पत्तेय परूवणं वोच्छं ॥ ६६७ ॥
जइ अब्भत्थेज्ज परं कारणजाए करेज्ज से कोई ।
तत्थवि इच्छाकारो न कप्पइ बलाभिओगो उ ॥ ६६८ ॥
अब्भुवगमंमि नज्जइ अब्भत्थेऊण वट्टइ परो उ ।
अणिगूहियबलविरिएण साहुणा ताव होयव्वं ॥ ६६९ ॥
जइ हुज्ज तस्स अणलो कज्जस्स वियाणती ण वा वा णं ।
गिलाणाईहिं वा हुज्ज वियावडो कारणेहिं सो ॥ ६७० ॥
राइणियं वज्जेत्ता इच्छाकारं करेइ सेसाणं ।
एयं मज्झं कज्जं तुब्भे उ करेह इच्छाए ॥ ६७१ ॥
अहवाऽवि विणासेंतं अब्भत्थेंतं च अण्ण दट्ठूणं ।
अण्णो कोइ भणेज्जा तं साहुं णिज्जरट्ठीओ ॥ ६७२ ॥
अहयं तुब्भं एयं करेमि कज्जं तु इच्छकारेणं ।
तत्थवि सो इच्छं से करेइ मज्जायमूलियं ॥ ६७३ ॥
अहवा सयं करेंतं किंचि अण्णस्स वावि दट्ठूणं ।
तस्सवि करेज्ज इच्छं मज्झंपि इमं करेहित्ति ॥ ६७४ ॥
तत्थवि सो इच्छं से करेइ दीवेइ कारणं वावि ।
इहरा अणुग्गहत्थं कायव्वं साहुणो किच्चं ॥ ६७५ ॥
अहवा णाणाईणं अट्ठाए जइ करेज्ज किच्चाणं ।
वेयावच्चं किंची तत्थवि तेसिं भवे इच्छा ॥ ६७६ ॥
आणाबलाभिओगो णिग्गंथाणं ण कप्पई काउं ।
इच्छा पउंजियव्वा सेहे राईणिए (य) तहा ॥ ६७७ ॥

અર્થ:—ઇચ્છાકાર, મિથ્યાકાર, તથાકાર, આવશ્યિકી, નૈષેધિકી, આપૃચ્છા, પ્રતિપૃચ્છા, છંદના, નિમંત્રણા, અને ઉપસંપદા, એ દસ પ્રકારે ઉપક્રમકાળ સંબંધી સામાચારી છે. તે પ્રત્યેક પદોની હવે પ્રરૂપણા કરીશું. જો કોઈ સાધુ કારણ પડયે છતે અન્યસાધુને કંઇ કરવા માટે અભ્યર્થના કરે, તો ત્યાં પણ ઇચ્છાકાર સંભવે છે, પણ બલાભિયોગ કલ્પે નાહ. એ પ્રમાણે કાર્ય અંગીકાર કર્યે છતે જણાય છે કે બીજાને પ્રાર્થના કરવી ન જોઇએ, કેમકે સાધુએ નહિંગોપવેલા બલ-વીર્યવાળા થવું જોઇએ. જો રોગીઆદિ કારણોથી તે વ્યાપૃત હોય, અને એ કાર્ય કરવાને અસમર્થ જણાય, અથવા આવડતું નહોય તો રત્નાધિક સિવાયના બીજાઓને " આ મારૂં કાર્ય તમે તમારી ઇચ્છાએ કરો. " એમ ઇચ્છાકાર કરે. અથવા બીજા અભ્યર્થના કરનાર છતાં તે કાર્ય વિનાશ પામતું દેખીને પણ તે કાર્ય કરવાને સમર્થ બીજો કોઇ નિર્જરાર્થી સાધુ તે સાધુને કહે કે-હું તમારૂં આ કાર્ય મારી ઇચ્છાથી કરૂં છું. આમાં પણ તે કાર્ય કરાવનાર તેનો ઇચ્છાકાર કરે છે, કેમકે સાધુની એજ મર્યાદા છે. ઇચ્છાકાર સિવાય કોઇની પાસે કંઇ કરાવવું નહિ. અથવા કોઇક સાધુને તે કંઇક બીજાનું કાર્ય કરતા જોઇને તેને પણ " આ મારૂં કાર્ય તમે પણ તમારી ઇચ્છાથી કરો. " એમ ઇચ્છાકાર કરે. તેમાં તે પણ તેનો ઇચ્છાકાર કરે, અથવા તે કારણને જણાવે, અન્યથા અનુગ્રહને માટે સાધુએ સાધુનું કાર્ય કરવું જોઇએ. અથવા જો જ્ઞાનાદિના અર્થે આચાર્યાદિકનું કોઇ વૈયાવૃત્યાદિ કાર્ય કરે, તો તેમાં પણ તેમને ઇચ્છાકાર થાય છે. આજ્ઞા અને બળાત્કાર કરવાનું સાધુને કલ્પે નહિ, પ્રયોજન પડ્યે છતે ઇચ્છાકારનીજ યોજના શિક્ષક (લઘુ સાધુ) અથવા રત્નાધિકમાં કરવી. ૬૬૬-થી-૬૭૭.

जह जच्चबाहलाणं आसाणं जणवएसु जायाणं ।
सयमेव खलिणगहणं अहवावि बलाभिओगेणं ॥ ६७८ ॥
पुरिसज्जाएवि तहा विणीयविणयंमि नत्थि अभिओगो ।
सेसंमि उ अभिओगो जणवयजाए जहा आसे ॥ ६७९ ॥
अब्भत्थणाएँ मरुओ वानरओ चेव होइ दिट्ठंतो ।
गुरुकरणे सयमेव उ वाणियगा दुण्णि दिट्ठंता ॥ ६८० ॥
संजमजोए अब्भुट्ठियस्स सद्धाए काउकामस्स ।
लाभो चेव तवस्सिस्स होइ अद्दीणमणसस्स ॥ ६८१ ॥

જેમ જાતિવંત બાલ્હીકઅશ્વ સ્વયમેવ લગામ ગ્રહણ કરે છે, અને મગધાદિ દેશમાં થએલ અશ્વ બળાત્કારે ગ્રહણ કરે છે, તેવીજ રીતે જાતિવંત વિનીત પુરૂષના વિનયમાં બળાત્કાર નથી હોતો, બાકીના અવિનીત માટે મગધાદિમાં થયેલા અશ્વની પેઠે બળાત્કાર ઘટે છે. અભ્યર્થનામાં મરૂક અને વાનરનું દૃષ્ટાન્ત જાણવું, તથા ગુરૂએ પોતે કાર્ય કરવામાં બે વણિકના દૃષ્ટાન્ત જાણવાં. સંયમયોગમાં અભ્યુત્થિત અને કાર્ય કરવાની શ્રદ્ધાવાળા ને અદીનમનવાળા તપસ્વીને નિર્જરાનો લાભ થાય છેજ. ૬૭૮-થી-૬૮૧.

संजमजोए अब्भुट्ठियस्स जंकिंचि वितहमायरियं ।
मिच्छा एतंति वियाणिऊण मिच्छत्ति कायव्वं ॥ ६८२ ॥

जइ य पडिक्कमियव्वं अवस्स काऊण पावयं कम्मं ।
तं चेव न कायव्वं तो होइ पए पडिक्कंतो ॥ ६८३ ॥

जं दुक्कडंति मिच्छा तं भुज्जो कारणं अपूरेंतो ।
तिविहेण पडिक्कंतो तस्स खलु दुक्कडं मिच्छा ॥ ६८४ ॥

जं दुक्कडंतिमिच्छा तं चेव निसेवए पुणो पावं ।
पच्चक्खमुसावाई मायानियडीपसंगो य ॥ ६८५ ॥

मित्ति मिउमद्दवत्ते छत्तिय दोसाण छायणे होइ ।
मित्ति य मेराएँ ठिओ दुत्ति दुगुंछामि अप्पाणं ॥ ६८६ ॥

कत्ति कडं मे पावं डत्तिय डेवेमि तं उवसमेणं ।
एसो मिच्छाउक्कडपयक्खरत्थो समासेणं ॥ ६८७ ॥

સંયમયોગમાં પ્રવર્તતાએ જે કંઈ વિપરીત આચર્યું હોય, તેને "આ વિપરીત છે" એમ જાણીને મિથ્યાદુષ્કૃત આપવું, તે મિથ્યાકાર છે. પાપકર્મ કરીને અવશ્ય મિથ્યાદુષ્કૃત આપવું જોઇએ એટલે તો તે પાપકર્મ ન કરવું જોઇએ. આવું ઉત્સર્ગ પદમાં પ્રતિક્રમણ થાય છે. જે કારણથી દુષ્કૃત થાય છે, એમ જાણીને તે કારણને પુન: ન આચરવાથી ત્રિવિધે પ્રતિક્રમતાં અવશ્ય તેનું દુષ્કૃત મિથ્યા થાય છે. જે દુષ્કૃત છે, એમ જાણીને મિથ્યાદુષ્કૃત આપ્યું હોય, અને પુન: તેજ પાપને સેવે, તો તે પ્રત્યક્ષ મૃષાવાદી અને માયાનિકૃતિના પ્રસંગવાળો જાણવો. અહીં मि વર્ણ માર્દવપણાના અર્થમાં છે, च्छा વર્ણ અસંયમયોગને અટકાવવાના અર્થમાં છે, मि વર્ણ હું ચારિત્રમર્યાદામાં છું એમ જણાવવાના અર્થમાં છે. दु વર્ણ પાપકર્મ કરનારના આત્માને નિન્દવાના અર્થમાં છે, क्क વર્ણ કરેલા પાપને અંગીકાર કરવાના અર્થમાં છે, डं વર્ણ ઉપશમભાવથી તે પાપ કર્મને ઉલ્લંઘવાના અર્થમાં છે. એ પ્રમાણે સંક્ષેપથી मिच्छामिदुक्कडं પદના અક્ષરોનો અર્થ છે. ૬૮૨-થી-૬૮૭.

कप्पाकप्पे परिणिट्ठियस्स ठाणेसु पंचसु ठियस्स ।
संजमतवड्ढगस्स उ अविकप्पेणं तहाकारो ॥ ६८८ ॥

वायण पडिसुणणाए उवएसे सुत्तअत्थकहणाए ।
अवितहमेयंति तहा पडिसुणणाए तहक्कारो ॥ ६८९ ॥

जस्स य इच्छाकारो मिच्छाकारो य परिचिया दोऽवि ।
तइओ य तहक्कारो न दुल्लभा सोग्गई तस्स ॥ ६९० ॥

કલ્પાકલ્પમાં નિપુણ, પાંચ મહાવ્રતોમાં સ્થિર અને સંયમ તથા તપથી યુક્ત જે હોય તેને નિશ્ચયથી "તથાકાર" હોય છે. સૂત્રપ્રદાનરૂપ વાચના, પ્રતિશ્રવણા, ઉપદેશ, સૂત્રાર્થકથનમાં, અને પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં "આપ જે આ કહો છો તે સત્ય છે." એમ જે કહેવું તે તથાકાર કહેવાય છે. જેને ઇચ્છાકાર-મિચ્છાકાર એ બે, અને ત્રીજો તથાકાર પરિચિત છે, તેને સદ્ગતિ દુર્લભ નથી. ૬૮૮-થી-૬૯૦.

હવે આવશ્યકી તથા નૈષેધિકી એ બે દ્વાર કહે છે.

आवस्सियं च णिंतो जं च अइंतो निसीहियं कुणइ ।
एयं इच्छं नाउं गणिवर ! तुब्भंतिए णिउणं ॥ ६९१ ॥
आवस्सियं च णिंतो जं च अइंतो णिसीहियं कुणइ ।
वंजणमेयं तु दुहा अत्थो पुण होइ सो चेव ॥ ६९२ ॥
एगग्गस्स पसंतस्स न होंति इरियाइया गुणा होंति ।
गंतव्वमव्वस्सं कारणंमि आवस्सिया होइ ॥ ६९३ ॥
आवस्सिया उ आवस्सएहिं सव्वेहिं जुत्तजोगिस्स ।
मणवयणकायगुत्तिंदियस्स आवस्सिया होइ ॥ ६९४ ॥
सेज्जं ठाणं च जहिं चेएइ तहिं निसीहिया होइ ।
जम्हा तत्थ निसिद्धो तेणं तु निसीहिया होइ ॥ ६९५ ॥
सेज्जं ठाणं च जदा चेतेति तया निसीहिया होइ ।
जम्हा तदा निसेहो निसेहमइया च सा जेणं ॥ ६९६ ॥
आवस्सियं च णिंतो जं च अइंतो निसीहियं कुणइ ।
सेज्जाणिसीहियाए णिसीहिया अभिमुहो होइ ॥ १२० ॥ भा० ॥
जो होइ निसिद्धप्पा निसीहिया तस्स भावओ होइ ॥
अणिसिद्धस्स निसीहिय केवलमेत्तं हवइ सद्दो ॥ १२१ ॥ भा०॥
आवस्सयंमि जुत्तो नियमणिसिद्धोत्ति होइ नायव्वो ।
अहवाऽविणिसिद्धप्पा णियमा आवस्सए जुत्तो ॥ १२२ ॥ भा०॥

નીકળતાં આવશ્યકી અને પેસતાં નૈષેધિકી કરે છે, એ બન્નેનો તફાવત સૂક્ષ્મરીતે હે ગણિવર ! તમારી પાસેથી જાણવાને ઇચ્છું છું. નીકળતાં આવશ્યકી અને પેસતાં નૈષેધિકી કરે છે, એ શબ્દરૂપે બે પ્રકારે છે, અને અર્થથી તો તે એકજ છે. એકાગ્ર અને પ્રશાન્તચિત્તવાળાને ઇર્યા-ગમનાદિ નથી થતા ને સ્વાધ્યાયાદિ ગુણો થાય છે, પણ કારણ સતે અવશ્ય જવું જોઇએ, તેને લીધે આવશ્યકી થાય છે. સર્વ આવશ્યકોવડે યુક્ત યોગવાળા તથા મન-વચન-કાયા અને ઇન્દ્રિયથી ગુપ્ત એવા મુનિને આવશ્યકી થાય છે. જ્યાં શય્યા ને સ્થાન, કરે ત્યાં નૈષેધિકી થાય છે, કેમકે ત્યાં તે પ્રમાણે નિષિદ્ધ છે. ને તેથી નૈષિધિકી થાય છે. શય્યાસ્થાન જ્યારે જ્યારે કરે ત્યારે ત્યારે નૈષેધિકી થાય છે, કેમકે ત્યારે તે નિષિદ્ધ છે અને તે નષેધિકીની ક્રિયા નિષેધમયજ છે. નીકળતાં આવશ્યકી અને પેસતાં નૈષેધિકી કરે છે, તેમાં શય્યાનૈષેધકીમાં નૈષેધિકાભિમુખ થાય છે. જે નિષેધાત્મા છે, તેને ભાવથી નૈષેધકી થાય છે, અનિષિદ્ધાત્માને તો નૈષેધિકી કેવળ શબ્દરૂપજ થાય છે. આવશ્યકમાં યુક્ત મુનિ નિયમથી નિષિદ્ધાત્મા છે એમ જાણવું, અથવા નિષિદ્ધાત્મા પણ નિયમા આવશ્યકમાં યુક્ત છે એમ જાણવું. ૬૯૧-થી-૬૯૬. નિ. ૧૨૦-થી-૧૨૨. ભા.

હવે આપૃચ્છાદિ દ્વારો કહે છે.

आपुच्छणा उ कज्जे पुव्वनिसिद्धेण होइ पडिपुच्छा ।
पुव्वगहिएण छन्दण णिमंतणा होअगहिएणं ॥ ६९७ ॥
उवसंपया य तिविहा णाणे तह दंसणे चरित्ते य ।
दंसणणाणे तिविहा दुविहा य चरित्तअट्ठाए ॥ ६९८ ॥
वत्तणा संधणा चेव, गहणं सुत्तत्थ तदुभए ।
वेयावच्चे खवणे काले आवकहाइय ॥ ६९९ ॥
संदिट्टो संदिट्ठस्स चेव संपज्जइ उ एमाई ।
चउभंगो एत्थं पुण पढमो भंगो हवइ सुद्धो ॥ ७०० ॥
अथिरस्स पुव्वगहियस्स वत्तणा जं इहं थिरीकरणं ।
तस्सेव पएसंतरणट्ठस्सऽणुसंधणा घडणा ॥ ७०१ ॥
गहणं तप्पढमतया सुत्ते अत्थे य तदुभए चेव ।
अत्थग्गहणंमि पायं एस विही होइ णायव्वो ॥ ७०२ ॥
मज्जण णिसेज्ज अक्खा कितिकंमुस्सग्ग वंदणं जेट्ठे ।
भासंतो होइ जेट्ठो नो परियाएण तो वन्दे ॥ ७०३ ॥

ठाणं पमज्जिऊणं दोण्णि निसिज्जाउ होन्ति कायव्वा ।
एगा गुरुणो भणिया बितिया पुण होंति अक्खाणं ॥ ७०४ ॥
दो चेव मत्तगाइं खेले तह काइयाए बीयं तु ।
जावइया य सुणेंती सव्वेऽवि य ते तु वंदंति ॥ ७०५॥
सव्वे काउस्सग्गं करेंति सव्वे पुणोऽवि वंदंति ।
णासण्णे णाइदूरे गुरुवयणपडिच्छगा होंति ॥ ७०६ ॥

કોઈ ઈષ્ટકાર્યમાં પ્રવર્તતાં આપૃચ્છા થાય. પૂર્વે નિષિદ્ધકાર્યે પુનઃ કરતાં પ્રતિપૃચ્છા થાય, પૂર્વગૃહીત આહારાદિવડે બીજા સાધુઓને નિમંત્રણ તે છંદના, અને આહારાદિ નહી લાવેલા હોય ને વિજ્ઞપ્તિ તે નિમંત્રણા, ઉપસંપદા જ્ઞાન-દર્શન-અને ચારિત્રની એમ ત્રણ પ્રકારની છે તેમાં દર્શન અને જ્ઞાનની ઉપસંપદા ત્રણ ત્રણ પ્રકારે અને ચારિત્રને માટે બે પ્રકારે છે. સૂત્ર-અર્થ-અને એ ઉભય સંબંધી વર્તના-સંધના-અને ગ્રહણ એ ત્રણ ત્રણ પ્રકાર જ્ઞાન ને દર્શનની ઉપસંપદા છે. તથા વૈયાવૃત્ય સંબંધી અને ક્ષપણા સંબંધી એમ બે પ્રકારે ચારિત્ર માટે ઉપસંપદા છે, તે કાળથી યાવત્કથિક અને ઈત્વરકાલક પણ છે. ગુરૂએ કહેલ મુનીને ગુરૂએ કહેલા સાધુ ઉપસંપદા ને ઇત્યાદિ ચાર ભાંગા છે, એમાં પહેલો ભાંગો શુદ્ધ છે. સૂત્ર-અર્થ-અને તદુભય પૂર્વે ગ્રહણ કરેલ છતાં અસ્થિરને જે સ્થિર કરવાને માટે હોય તે વર્તના, પ્રદેશાન્તરમાં નષ્ટ થએલ એવા સૂત્રાર્થનુંજ અનુસંધાન તે ઘટના, અને પ્રથમ ગ્રહણ કરવું તે ગ્રહણ. પણ અર્થગ્રહણને વિષે આ વિધિ પ્રાયઃ એમ જાણવો. માર્જન, નિષદ્યા, અક્ષ, કૃતિકર્મ, અને જ્યેષ્ટને વંદન, અહિં ભાષક હોય તે જ્યેષ્ઠ છે, પર્યાયથી જ્યેષ્ઠ નથી, તેથી તેમને વંદન કરવું. સ્થાન પ્રમાર્જીને બે નિષદ્યા કરવાની હોય છે, એક ગુરૂને માટે કહેલી છે, અને બીજી સમવસરણ ( સ્થાપના ) ને માટે. બે માત્રકો, ખેલ, ને કાયિકીમાટે. જેટલાઓ સાંભળે તેટલા બધાએ વંદન કરે છે. બધાએ કાયોત્સર્ગ કરે છે, બધાએ વાંદે છે, અતિનજીક નહિ અને અતિદૂર નહિ એમ રહીને ગુરૂનાં વચન સાંભળે છે. ૬૯૭-થી-૭૦૬.

णिद्दाविगहापरिवज्जिएहिं गुत्तेहिं पंजलिउडेहिं ।
भत्तिबहुमाणपुव्वं उवउत्तेहिं सुणेअव्वं ॥ ७०७ ॥
अभिकंखंतेहिं सुहासियाइं वयणाइँ अत्थसाराइं ।
विम्हियमुहेहिं हरिसागएहिं हरिसं जणंतेहिं ॥ ७०८ ॥
गुरुपरिओसगएणं गुरुभत्तीए तहेव विणएणं ।
इच्छियसुत्तत्थाणं खिप्पं पारं समुवयंति ॥ ७०९ ॥
वक्खाणसमत्तीए जोगं काऊण काइयाईणं ।
वंदंति तओ जेट्ठं अण्णे पुव्वं चिय भणंति ॥ ७१० ॥

चोएति जइ हु जिट्ठो कहिंचि सुत्तत्थधारणाविगलो ।
वक्खाणलद्धिहीणो निरत्थयं वंदणं तंमि ॥ ७११ ॥
अह वयपरियाएहिं लहुगोऽविहु भासओ इहं जिट्ठो ।
रायणिए वंदणे पुण तस्सवि आसायणा भंते ! ॥ ७१२ ॥
जइवि वयमाइएहिं लहुओ सुत्तत्थधारणापडुओ ।
वक्खाणलद्धिमंतो सो चिय इह घेप्पई जेट्ठो ॥ ७१३ ॥
आसायणावि णेवं पडुच्च जिणवयणभासयं जम्हा ।
वंदणयं राइणिए तेण गुणेणंपि सो चेव ॥ ७१४ ॥
न वओ एत्थ पमाणं न य परियाओऽवि णिच्छयमएणं ।
ववहारओ उ जुज्जई उभयनयमयं पुण पमाणं ॥ ७१५ ॥
निच्छयओ दुन्नेयं को भावे कम्मि वट्टई समणो? ।
ववहारओ उ कीरइ जो पुव्वठिओ चारित्तंमि ॥ ७१६ ॥
ववहारोऽविहु बलवं जं छउमत्थंपि वंदई अरहा ।
जा होइ अणाभिण्णो जाणंतो धंमयं एयं ॥ १२३ ॥ भा० ॥
एत्थ उ जिणवयणाओ सुत्तासायणबहुत्तदोसाओ ।
भासंतगजेट्ठगस्स उ कायव्वं होइ किइकम्मं ॥ ७१७ ॥

નિદ્રા-વિકથાથી રહિત, ગુપ્તમાન, અંજલિ જોડીને વિસ્મિતમુખે હર્ષવન્ત થઇને બીજાને હર્ષ થાય તેમ વર્ત્તતાં સારા અર્થવાળા સુભાષિત સાંભળવા ઇચ્છનારાએ ભક્તિ અને બહુમાનપૂર્વક ઉપયોગવન્ત થઇને સાંભળવું. ગુરૂની ભક્તિથી ગુરૂના સંતોષથી તેમજ વિનયથી ઇચ્છિત સૂત્રાર્થનો પાર શીઘ્રતાથી પામે છે. વ્યાખ્યા ન સમાપ્ત થયે કાયિકાઆદિનો યોગ કરીને તે પછી વડીલને વંદન કરે છે બીજાઓ કહે છે કે પ્રથમજ વડીલને વંદન કરે. શંકા કરે છે કે કોઇ વખત સૂત્રાર્થ ધારણામાં વિકલ અને વ્યાખ્યાનલબ્ધિ વિનાનો જ્યેષ્ઠ (વડીલ) હોય છે, તેથી તેમને વિષે વંદન કરવું નિરર્થક છે. આના ઉત્તરમાં કહેવાનું કે—વય અને પર્યાયથી લઘુ છતાં પણ ભાષક-ચિન્તતા કરાવનાર જ અહીં જ્યેષ્ઠ-વડીલ છે, હે ભગવન્ત! રત્નાધિકને વંદન કરાવવામાં તે સાધુને પણ આશાતના થાય છે. સૂત્રાર્થ ધારણ કરવામાં પટુ અને વ્યાખ્યાન લબ્ધિવન્ત વય આદિવડે લઘુ છતાં તેને જ અહીં જ્યેષ્ટ ગણવામાં આવે છે ને એ પ્રમાણે તે જિનવચન ભાષકને આશાતના ન થાય, પરન્તુ ઉલટું જિનવચનભાષક હોવાથી તેને વંદન કરવું જ યોગ્ય છે રત્નાધિકમાં પણ તે ભાષકજ્ઞાન

ગુણવડે વડીલજ છે. અહીં વંદનાધિકારમાં નિશ્ચયનયના મતે વય કે પર્યાય પ્રમાણ નથી, વ્યવહારથી તો તે ઘટે છે, પરન્તુ પ્રમાણ તો ઉભયનયનો મતજ છે. કયો સાધુ કયા ભાવમાં વર્તે છે, એ નિશ્ચયથી જાણવું દુર્લભ છે, તેથી વ્યવહારનયના અભિપ્રાયે જે ચારિત્રમાં પૂર્વ સ્થિત હોય તેને વંદન કરાય છે. વ્યવહાર પણ બળવાન્ છે, કેમકે જ્યાંસુધી આ કેવળી છે. એમ ન જણાય ત્યાંસુધી કેવળી પણ છદ્મસ્થગુરૂને વંદન કરેછે, અહીં વંદનાધિકારમાં જિનવચનથી અને સૂત્રની આશાતનાદિ બહુ દોષથી ભાષક એવા વડીલનેજ વંદન કરવાનું છે. ૭૦૭-થી-૭૧૭

दुविहा य चरित्तंमी वेयावच्चे तहेव खमणे अ।
णियगच्छा अण्णंमि य सीयणदोसाइणा होंति ॥ ७१८ ॥

इत्तरियाइविभासा वेयावच्चंमि तहय खमणे य।
अविगिट्ठ-विगिट्ठंमि य गणिणो गच्छस्स पुच्छाए ॥ ७१९ ॥

उवसंपन्नो जं कारणं तु तं कारणं अपूरेंतो।
अहवा समाणियंमी सारणया वा विसग्गो वा ॥ ७२० ॥

इत्तरियंपि न कप्पइ आविदिन्नं खलु परोग्गहाईसुं।
चिट्ठित्तु निसिइत्तु व तइयव्वयरक्खणट्ठाए ॥ ७२१ ॥

एवं सामायारी कहिया दसहा समासओ एसा।
संजमतवड्ढयाणं निग्गंथाणं महरिसीणं ॥ ७२२ ॥

एयं सामायारिं जुंजंता चरणकरणमाउत्ता।
साहू खवंति कम्मं अणेगभवसंचियमणंतं ॥ ७२३ ॥

ચારિત્રોપસંપદા બે પ્રકારની છે, વૈયાવૃત્ય સંબંધી અને ક્ષપણા સંબંધી. સ્વગચ્છથી અન્યગચ્છમાં સીદનાદિ દોષોવડે જવાનું થાય છે. વૈયાવૃત્યોપસંપદામાં ઇત્વરકાલિક-યાવત્કથિક વિભાષા જાણવી; તથા ક્ષપણોપસંપદામાં ગચ્છને પુછીને આચાર્ય અવિકૃષ્ટ-વિકૃષ્ટ ક્ષપકને ઉપસંપદ આપે, જે કારણ માટે ઉપસંપદા ગ્રહણ કરી હોય, તે કારણ પૂર્ણ કર્યા વિના વર્તે, અથવા સમાપ્ત કરે, ત્યારે તેને સ્મારણા કરે અથવા ત્યાગ કરે. ( હવે ગૃહસ્થોપસંપદા કહે છે.) ત્રીજા વ્રતનું રક્ષણ કરવા માટે પરઅવગ્રહાદિમાં આજ્ઞા લીધાવિના થોડો કાળ પણ ઉભા રહેવાને કે બેસવાને કલ્પે નહી. એ પ્રમાણે સંયમી અને તપસ્વી નિર્ગ્રન્થમહર્ષિઓની આ દસ પ્રકારની સામાચારી સંક્ષેપથી કહી. ચરણસિત્તરી અને કરણસિત્તરીયુક્ત સાધુઓ એ સામાચારીમાં જોડાતા અનેક ભવના સંચિત અનન્ત કર્મને ખપાવે છે. ૭૧૮-થી-૭૨૩

યથાયુષ્ક ઉપક્રમ કાળ અને તે ઉપક્રમના નિમિત્ત કહે છે.

अज्झवसाण निमित्ते आहारे वेयणा पराघाए ।
फासे आणापाणू सत्तविहं झिज्जए आउं ॥ २०४१ ॥ ७२४-१८६
दंड-कस-सत्थ-रज्जू अग्गी उदग-पडणं विसं वाला ।
सीउण्हं अरइ भयं खुहा पिवासा य वाही य ॥ २०४२ ॥ ७२५-१८७
मुत्त-पुरीसनिरोहे जिन्नाजिन्ने य भोयणं बहुसो ।
घंसण-घोलण-पीलण आउस्स उवक्कमा एए ॥ २०४३ ॥ ७२६-१८८

અધ્યવસાન-નિમિત્ત-આહાર-વેદના-પરાઘાત-સ્પર્શ-અને શ્વાસોશ્વાસ એ સાત પ્રકારે આયુષ ભેદાય છે-ક્ષય થાય છે. દંડ-કશા (ચાબક) શસ્ત્ર-દોરડું-અગ્નિ-પાણીમાં પતન-વિષ-સર્પ-શીત-ઉષ્ણ-અરતિ-ભય-ક્ષુધા-તૃષા-વ્યાધિ-ઝાડા તથા પિશાબની અટકાયત-ઘણીવાર કાચું પાકું ભોજન કરવું-ઘસાવું-મસળાવું-અને પીલાવું. આ આયુષ્યોપક્રમો છે. ૨૦૪૧-૨૦૪૨-૨૦૪૩.

અતિહર્ષ અને અતિવિષાદને લીધે હૃદય બંધ પડી જવાથી આયુષ ભેદાય છે, અથવા રાગ સ્નેહ અને ભય એમ ત્રણ પ્રકારે અધ્યવસાન છે. તે ત્રણેથી પણ આયુનો ઉપક્રમ થાય છે. આ સંબંધમાં ત્રણ ઉદાહરણ કહે છે. કોઇ યુવતિ ગ્રીષ્મઋતુમાં વટેમાર્ગુઓને પાણી પાતી હતી, તેવામાં એક સ્વરૂપવાન યુવાન પાણી પીવા આવ્યો, તે પાણી પીને ગયો, તોપણ તેના રૂપમાં મુગ્ધ થએલી તે સ્ત્રી જળધારા ચાલુ રાખીને જનાર યુવાન તરફ અતિરાગદૃષ્ટિથી જોઇજ રહી, જ્યારે તે યુવાન દૃષ્ટિપથની બહાર થયો, ત્યારે તે યુવતિ અતિરાગના અધ્યવસાયથી મૃત્યુ પામી. આ ઉદાહરણ રાગનું છે, એવુંજ બીજું ઉદાહરણ સ્નેહનું પણ છે, કોઇ અતિસ્નેહાળ સ્ત્રીએ, પોતાના ભર્તારના મરણની અસત્ય વાર્તા સાંભળી, તેથી તે મૃત્યુ પામી, અને તેનું મરણ જાણીને તેનો પ્રેમાળ પતિ પણ મૃત્યુ પામ્યો. રાગ અને સ્નેહમાં એટલોજ માત્ર તફાવત છે, કે રૂપાદિ ગુણથી ચિત્તનું આકર્ષણ થાય તે રાગ; અને સામાન્યે સ્વાભાવિક રીતે ચિત્તપ્રતિબંધ થાય તે સ્નેહ. ગજસુકુમાલનો વધ કરનાર સોમિલ બ્રાહ્મણની પેઠે અતિભયના અધ્યવસાયથી પણ આયુનો ઉપક્રમ થાય છે, તથા નિમિત્તથી એટલે દંડ, ચાબુક વિગેરેના તીવ્ર પ્રહારથી પણ આયુનો ઉપક્રમ થાય છે. તેમજ અતિ આહાર કરવાથી. મસ્તકાદિમાં અતિવેદના થવાથી, પરાઘાતથી, સર્પઆદિના સ્પર્શથી ( ડંકથી ) અને શ્વાસોશ્વાસનો નિરોધ થવાથી, એમ સાત પ્રકારે આયુ ભેદાય છે.

એ ઉપર જણાવેલ સિવાય બીજાં નિમિત્તોથી પણ આયુનો ઉપક્રમ થાય છે. તે અનેક પ્રકારના નિમિત્તો કે જેથી આયુષ્યનો ઉપક્રમ થાય છે તે બતાવે છે લાકડી વિગેરેના પ્રહારથી, તીક્ષ્ણ અણીવાળા પરોણાથી, શસ્ત્રના ઘાથી, દોરડાદિના ફાંસાથી, અગ્નિથી, જળમાં ડુબી જવાથી, પડવાથી, વિષભક્ષણથી, સર્પ અથવા દુષ્ટ હસ્તીથી, અતિગરમી અથવા આતંકડીથી, અરતિથી, ભયથી, ક્ષુધાથી, તૃષાથી, વ્યાધિથી, ઝાડા-પિશાબની

અટકાયત થવાથી, વારંવાર પ્રથમ ખાધેલું પચી ગયા અગાઉ ભોજન કરવાથી, ચન્દનની પેઠે શરીરને ઘસાવાથી, મસળવાથી, શેરડી અથવા તલની પેઠે પીલાવાથી ઇત્યાદિ નિમિત્તોથી આયુષ ભેદાય છે. ૨૦૪૩

હવે સામાચારી ઉપક્રમકાળ અને યથાયુષ્ક ઉપક્રમકાળનું સ્વરૂપ ભાષ્યકાર મહારાજ કહે છે.

जेणोवरिमसुयाओ सामायारिसुयमाणियं हेट्ठा ।
ओहाइतिविह एसो उवक्कमो समयचज्जाए ॥ २०४४ ॥
जं जीवियसंवट्टणमज्झवसाणाइहेउसंजणियं ।
सोवक्कमाउयाणं स जीविओवक्कमणकालो ॥ २०४५ ॥

જે માટે ઉપરના શ્રુતથી સામાચારીશ્રુત નીચે લાવ્યા, તે સામાચારી ઉપક્રમ કહેવાય છે, ને તે સિદ્ધાન્તપરિભાષાએ ઓઘાદિ ત્રણ પ્રકારે છે. તથા સોપક્રમ આયુવાળાને અધ્યવસાનાદિ હેતુજન્ય જે આયુનું સંવર્તન થાય, તે જીવિત ઉપક્રમકાળ કહેવાય. ૨૦૪૫.

પૂર્વે કહ્યા મુજબ ઉપરના નવમા પૂર્વથી ઉદ્ધરીને જે પૂર્વાચાર્યોએ ઓઘનિર્યુક્તિ-ઇચ્છા-મિચ્છાદિ દશવિધ સમાચારી અને છેદસૂત્રો. એ ત્રિવિધ સામાચારીને પ્રતિપાદન કરનારૂં શ્રુત વર્તમાન સમયના જીવોને યોગ્ય કર્યું. તેને સિદ્ધાન્તપરિભાષાથી સામાચારી ઉપક્રમકાળ કહેવાય. લોકમાં સામાચારી ઉપક્રમકાળપણે એવો કોઇ કાળ પ્રસિદ્ધ નથી; પરન્તુ જે સામાચારીરૂપ શ્રુત શિષ્ય ઘણા કાળે ભણાય એવા પૂર્વોમાં ભણી શકતો હતો, તે શ્રુતને સ્થવિરોએ ઉપક્રમીને અલ્પકાળમાં મેળવી શકાય એવા આવશ્યકાદિમાં થાપ્યું. એથી કરીને ઉપચારથી તે કાળને સામાચારી ઉપક્રમકાળ કહેવાય છે.

તથા સોપક્રમાયુવાળા જીવોનું જે દીર્ઘકાળે વેદવાયોગ્ય બાંધેલું આયુ હોય, તેને અલ્પસ્થિતિવાળું કરવું, તે યથાયુઉપક્રમકાળ કહેવાય છે. નિરૂપક્રમાયુવાળા જીવોને નિકાચિતપણે આયુ બંધ થતો હોવાથી, તેમને અપવર્તનાદિનો સંબંધ નથી થતો, એટલે તેવા આયુનો ઉપક્રમ પણ નથી થતો, સોપક્રમાયુવાળાને જે આયુનો ઉપક્રમ થાય છે, તે નિર્હેતુક નથી થતો, પણ અધ્યવસાનાદિ નિમિત્તોથી થાય છે. એટલે કે એથી કરીને જે મરણ લાંબા કાળે થવાનું હતું, તેને આયુના અપવર્તન દ્વારાએ વહેલું પ્રાપ્ત કરવું, તે યથાયુઉપક્રમકાળ કહેવાય છે. ૨૦૪૪-૨૦૪૫.

બીજા કર્મોનો પણ ઉપક્રમ થાય છે.

सव्वपगईणमेवं परिणामवसा उवक्कमो होज्जा ।
पायमनिकाइयाणं तवसा उ निकाइयाणंपि ॥ २०४६ ॥
कम्मोवक्कामिज्जइ अपत्तकालंपि जइ तओ पत्ता ।
अकयागम-कयनासा मोक्खाणासासया दोसा ॥ २०४७ ॥

न हि दीहकालियस्सवि नासो तस्साणुभूइओ खिप्पं ।
बहुकालाहारस्स व दुयमग्गियरोगिणो भोगो ॥ २०४८ ॥
सव्वं च पएसतया भुज्जइ कम्ममणुभावओ भइयं ।
तेणावस्साणुभवे के कयनासादओ तस्स? ॥ २०४९ ॥

એ પ્રમાણે પરિણામવશાત્ અનિકાચિત સર્વ કર્મપ્રકૃતિનો ઉપક્રમ થાય છે, અને નિકાચિત કર્મનો પણ પ્રાય: તપવડે ઉપક્રમ થાય છે. આ સ્થળે જો એ પ્રમાણે અપ્રાપ્ત-કાલીન કર્મનો પણ ઉપક્રમ કરશો તો અકૃતાગમ-કૃતનાશ અને મોક્ષમાં અનાશ્વાસ આદિ દોષો પ્રાપ્ત થશે. ( એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે. ) કારણ કે જેમ બહુ-કાળે ભોગવવા યોગ્ય આહારનો ભસ્મક રોગવાળો શીઘ્રપણે ભોગ કરી નાંખે છે, તેમ દીર્ઘકાળ પર્યન્ત ભોગવવા યોગ્ય કર્મ છતાં પણ તેનો શીઘ્રપણે અનુભવ કરીને નાશ કરે છે. ( તેથી તે દોષ ન આવે. ) સર્વ કર્મ પ્રદેશાનુભવે ભોગવાય છેજ, માત્ર અનુભાગથી ભજના છે, તેથી અવશ્ય અનુભવવા યોગ્ય એવો પ્રદેશોદય થતો હોવાથી કૃતનાશાદિ દોષ ક્યાંથી આવે? ૨૦૪૯

માત્ર આયુષ્યનોજ ઉપક્રમ થાય છે, એમ નહિ, પરન્તુ જ્ઞાનાવરણીયાદિ સર્વ પ્રકૃતિનો શુભાશુભ પરિણામથી અપવર્તનાકરણવડે સ્થિત્યાદિ ખંડનદ્વારાએ ઉપક્રમ થાય છે. અને તે પ્રાય: ઘણુંકરીને જે કર્મનું નિકાચના કરણવડે નિકાચિતપણું ન થયું હોય તેવા સ્પૃષ્ટ બદ્ધ અને નિધત્ત અવસ્થાવાળા કર્મનોજ થાય છે, અને પ્રાય: ગ્રહણ કરવાથી કોઇક વખત તીવ્ર તપસ્યાવડે નિકાચિત કર્મનો પણ ઉપક્રમ થાય છે, જો સર્વ કર્મ ઉપક્રમ વિના જેવું બાંધ્યું હોય, તેવુંજ અનુભવાય, તો કદિપણ કોઇનો પણ મોક્ષ ન થાય, કેમકે જે જીવો તદ્ભવ મોક્ષગામી હોય છે, તેઓને પણ ચતુર્થાદિ ગુણઠાણે પણ અન્ત: કોટા-કોટી સાગરોપમ પ્રમાણવાળા કર્મોની સ્થિતિ અવશ્ય સત્તા ને બંધમાં હોય છે.

શિષ્ય:- ત્યારે માત્ર આયુષ્યનોજ ઉપક્રમ કાળ કહ્યો, અને શેષકર્મનો કેમ ન કહ્યો?

ગુરૂ:—લોકમાં આયુષ્યનો ઉપક્રમકાળ પ્રસિદ્ધ છે, તેથી તે કહ્યો છે, (અથવા આયુનો ઉપક્રમ બાહ્યનિમિત્તોથી થાય છે, બાકીના કર્મોનો તો અધ્યવસાયની મુખ્યતાથી ઉપક્રમ થાય છે અથવા આયુની નિયત ઉદીરણા કરતાં આ જુદી ઉદીરણા છે ) અને તદનુસાર ઉપલક્ષણથી શેષકર્મનો પણ ઉપક્રમકાળ સમજી લેવો.

શિષ્ય:—પ્રભો! આપે કહ્યું તદનુસાર ઘણા કાળે વેદવાયોગ્ય કર્મ એ પ્રમાણે ઉપક્રમ કરીને શીઘ્રપણે વેદાય, તો અકૃત અભ્યાગમ, કૃતનાશ અને મોક્ષમાં અવિશ્વાસતા, એ દોષો પ્રાપ્ત થશે. જેમકે-બહુ સ્થિત્યાદિરૂપે કરેલું કર્મ ઉપક્રમથી હમણાંજ વેદાતું હોવાથી આ કાળે વેદાય તેવું કર્મ પૂર્વે કરાયું નહતું અને ઉદયમાં આવ્યું, તેથી અકૃત અભ્યાગમ દોષ થયો. તથા જે કર્મ પૂર્વે દીર્ઘ સ્થિત્યાદિરૂપે કરેલું હતું, તેનો ઉપક્રમવડે નાશ થવાથી જે કાલે ઉદય આવવાનું હતું તે કાલની અપેક્ષાએ કૃતનાશ દોષ પ્રાપ્ત થયો, આ બે દોષને લઇને મોક્ષમાં પણ અનાશ્વાસતા થશે, કેમકે ઉપર કહ્યા મુજબ નહિ કરેલા કર્મના આગમનથી સિદ્ધોને પણ કર્મ પ્રાપ્ત થવાથી પુન: સંસારાવતરણ થશે.

ગુરૂ:—ભાઇ! તું કહે છે તે દોષો પ્રાપ્ત નથી થતા, કેમકે-આયુષ્યાદિકર્મ દીર્ઘ સ્થિત્યાદિરૂપે બાંધ્યા છતાં પણ ઉપક્રમવડે અધ્યવસાયવશાત્ શીઘ્રપણે તેનો અનુભવ

થઈ જાય છે; પરન્તુ જો કદિ ઘણાકાળ પર્યન્ત વેદવાયોગ્ય કર્મ પુદ્ગલો અનુભવ્યા સિવાય જ નાશ પામે, અથવા કર્મ ન બાંધ્યાં હોય ને વેદાય, તો તું કહે છે તેમ કૃતનાશ અને અકૃતઅભ્યાગમ દોષ લાગે, પરન્તુ જે દીર્ઘકાળે વેદવાયોગ્ય કર્મ હોય તે અધ્યવસાય વિશેષથી ઉપક્રમાવીને અલ્પકાળે અનુભવાય, ત્યાં તે દોષો ક્યાંથી લાગે? નજ લાગે. જેમ ઘણાકાળ સુધી ભોગવવાયોગ્ય આહાર ભસ્મક નામના વાત વ્યાધિવાળો માણસ સ્વલ્પકાળમાંજ ભોગવી નાંખે છે-ખાઈ જાય છે, તેમાં કૃતનાશ કે અકૃતઅભ્યાગમ નથી, તેમ અહીં કર્મ સંબંધમાં પણ સમજવું.

શિષ્ય:- જે બાંધેલું કર્મ હોય, તે સર્વ જો સ્વલ્પકાળે વેદાતું હોય, તો પ્રસન્નચન્દ્રરાજર્ષિએ સાતમી નરક યોગ્ય અશાતાવેદનીયાદિ કર્મ બાંધ્યું હતું એમ સંભળાય છે, તે સર્વ કર્મ જો તેમણે સ્વલ્પકાળમાં વેદ્યું હોય, તો તેમને સાતમી નરકમાં થતા દુ:ખનો ઉદય થવો જોઇએ, અને જો તે સર્વ કર્મને ન વેદ્યું હોય, તો કૃતનાશાદિ દોષ પ્રાપ્ત થવા જોઇએ.

ગુરૂ:--તારૂં કહેવું સત્ય છે, પરન્તુ તેમણે તે સર્વ કર્મનો પ્રદેશોદયથી શીઘ્રપણે અનુભવ કર્યો હતો, રસોદયથી નહોતો કર્યો. કેમકે સર્વ કર્મ પ્રદેશાનુભવદ્વારાએ તો ભોગવાય છેજ એવો નિયમ છે, પણ અનુભાગના ઉદય સંબંધી તો ભજના છે, એટલે કે કોઇક કર્મનો અનુભાગ-રસ વેદાય છે, અને કોઇક કર્મનો રસ અધ્યવસાય વિશેષથી હણાઇ જતો હોવાથી નથી પણ વેદાતો. એ માટે આગમમાં પણ કહ્યું છે, કે "तत्थ णं जं तं अणुभागकम्मं तं अत्थेगइयं वेएइ, अत्थेगइयं नो वेएइ; तत्थ णं जं तं पएसकम्मं तं नियमा वेएइ" इति । એટલે તેમાં જે અનુભાગકર્મ છે, તે કેટલાક વેદે છે, અને કેટલાક નથી વેદતા; પરન્તુ જે પ્રદેશકર્મ છે, તે તો અવશ્ય સર્વ વેદે છે. આજ કારણથી પ્રસન્નચંદ્ર રાજર્ષિએ શુભ અધ્યવસાયથી નરકયોગ્ય કર્મનો રસ નાશ કરીને માત્ર નીરસ એવા તે કર્મના પ્રદેશો ભોગવ્યા, અને તેથી કરીને તેમને નરકમાં થતા દુ:ખોનો ઉદય ન થયો. સુખ-દુ:ખનો અનુભવ થવો, એ કર્મના વિપાકોદયથીજ થાય છે, જે માટે બાંધેલા કર્મના સર્વ પ્રદેશો અવશ્ય વેદાય છે, તેથી કર્મનો ઉપક્રમ કરનારને કૃતનાશાદિ દોષો કદી પણ લાગે નહિં.

શિષ્ય:--આપ કહો છો તે પ્રમાણે પ્રસન્નચંદ્રરાજર્ષિએ અનુભાગનો અનુભવ ન કર્યો તેથી તેમને નરકજન્ય દુ:ખોદય ન થયો, જો એમ હોય, તોપણ તેમણે જેવો અનુભાગ-રસ બાંધ્યો, તેવો અનુભવ્યો નહિ, તેથી તેમને કૃતનાશદોષ પ્રાપ્ત થયોજ ગણાય.

ગુરૂ:- એ પ્રમાણે કૃતનાશ તો ઇષ્ટ છે, કેમકે શુભ અધ્યવસાયથી રસનો નાશ થાય, એમાં શું અનિષ્ટ છે? સર્વ કર્મનો સર્વથા મૂળથી નાશ કરવાને સર્વ સાધુપુરૂષો યત્ન કરે છેજ, તેથી તેવો કૃતનાશ તો સર્વથા સર્વને ઇષ્ટ છે.

શિષ્ય:--પણ જ્યારે બહુરસ અને બહુ સ્થિતિવાળું કર્મ છતાં, તેને અલ્પરસ અને અલ્પસ્થિતિવાળું કરીને વેદે છે, ત્યારે તે અલ્પરસ અને અલ્પસ્થિતિવાળું કર્મ પૂર્વે કર્યું ન હતું છતાં પ્રાપ્ત થયું, એટલે અકૃત અભ્યાગમ પણ દોષ થયોજ, અને તેથી કરીને મોક્ષમાં પણ અનાશ્વાસતા થશે, અને વગર કરેલ કર્મોના આવવાથી સિદ્ધાત્માઓને પુનઃ સંસારમાં અવતરણ થવાનુંજ.

ગુરૂ:--તારી તે સમજ અયોગ્ય છે, કેમકે જો કર્મનો અલ્પરસ અને અલ્પસ્થિતિ નિર્હેતુક થતા હોય, તો તું કહે છે તે પ્રમાણે દોષ પ્રાપ્ત થાય; પરન્તુ એમ થતું નથી,

કર્મનો અલ્પરસ થાય છે, તે અધ્યવસાયવિશેષથી થાય છે, એટલે અકૃત અભ્યાગમ દોષ નથી લાગતો. તેમજ આયુ વિગેરેની અલ્પસ્થિતિ થાય છે, તેપણ હેતુ સિવાય નથી થતી, કિંતુ અધ્યવસાન વિગેરે પૂર્વોક્ત હેતુઓથી થાય છે, એટલે તેમાં પણ અકૃત-અભ્યાગમ દોષ નથી લાગતો. અને તેથી કરીને સિદ્ધાત્માઓને પણ કર્મસંબંધ નથી થતો, કેમકે તેઓને કર્મ આગમનના હેતુનો અભાવ છે. ૨૦૪૬-થી-૨૦૪૯.

કર્મનો ઉપક્રમ સહેતુક થાય છે એમ બતાવવા કહે છે કે.

उदय क्खय-क्खओवसमो-वसमा जं च कम्मुणो भणिया ।
दव्वाइपंचयं पइ जुत्तमुवक्कामणमओऽवि ॥ २०५० ॥
पुण्णा-ऽपुण्णकयंपि हु सायामायं जहोदयाईए ।
बज्झबलाहाणाओ देइ तहा पुण्ण-पावंपि ॥ २०५१ ॥

ઉદય-ક્ષય-ક્ષયોપશમ-અને ઉપશમ જે કર્મના કહેલા છે, તે દ્રવ્યાદિ પાંચની અપેક્ષાએ છે, માટે તેનો ઉપક્રમ યોગ્ય છે. જેમ સુખ-દુઃખ એ પુન્ય-પાપ જનિત છતાં પણ તે બાહ્યબળના આધાનથી ઉદયાદિ આપે છે, તેવી રીતે પુન્ય-પાપાત્મક કર્મ પણ ( દ્રવ્યાદિની અપેક્ષાએ ઉદય થાય છે, અને ક્ષય પામે છે. ) ૨૦૫૦-૨૦૫૧.

દ્રવ્ય ક્ષેત્ર-કાળ-ભવ-અને ભાવ એ પાંચની અપેક્ષાએ, કર્મનો ઉદય-ક્ષય-ક્ષયોપશમ-અને ઉપશમ થાય છે, આ કારણથી પણ શસ્ત્રાદિ દ્રવ્યો પામીને આયુષ્યાદિ કર્મના ક્ષયને વિષે ઉપક્રમ યુક્ત છે, જેમ કે સર્પવિષાદિ દ્રવ્ય-નરકાવાસાદિ ક્ષેત્ર-ગ્રીષ્માદિ કાળ-નારકાદિ ભવ અને વૃદ્ધત્વાદિ ભાવ પામીને જીવને અશાતાવેદનીયનો ઉદય થાય છે. તથા સદ્‌ગુરૂનાં ચરણ કમલરૂપ દ્રવ્ય-પૂજ્ય ( પવિત્ર ) તીર્થાદિ ક્ષેત્ર-સુષમ દુઃષમાદિકાળ-ઉત્તમ માનવકુળમાં જન્મ થવારૂપ ભવ-અને સમ્યગ્જ્ઞાન-ચારિત્રરૂપ ભાવ પામીને અશાતાવેદનીનો ક્ષય થાય છે. ( વેદનીકર્મનો ક્ષયોપશમ અને ઉપશમ નથી થતો ) એ જ પ્રમાણે મોહનીયકર્મમાંના મિથ્યાત્વ મોહનીયનો ઉદય કુતીર્થ્યાદિદ્રવ્ય-કુરૂક્ષેત્ર અથવા સાધુ આદિરહિત દેશ-દુઃષમાદિકાળ-તેઉ-વાઉ આદિ એકેંદ્રિય અથવા અનાર્ય માનવકુળમાં જન્મ થવારૂપ ભવ અને કુસિદ્ધાન્તની દેશનારૂપ ભાવ પામીને થાય છે. અને તીર્થંકરાદિ દ્રવ્ય-મહાવિદેહાદિ ક્ષેત્ર-સુષમદુઃષમાદિકાળ-ઉત્તમ માનવકુળમાં જન્મ અને સમ્યગ્જ્ઞાન-ચારિત્રરૂપ ભાવ પામીને મિથ્યાત્વમોહનીય કર્મનો ક્ષય-ક્ષયોપશમ અને ઉપશમ થાય છે. એજ પ્રમાણે જ્ઞાનાવરણ-દર્શનાવરણકર્મના ઉદય-ક્ષય ને ક્ષયોપશમ પણ થાય છે. ભેંશનું દહીં તથા વંતાકનું શાક વિગેરે દ્રવ્ય, સજલઆદિક ક્ષેત્ર-ગ્રીષ્માદિકાળ-એકેંદ્રિયાદિ ભવ-અને વૃદ્ધાવસ્થાદિરૂપ ભાવ પામીને નિદ્રારૂપ દર્શનાવરણીય કર્મનો ઉદય થાય છે, અને પૂર્વે કહ્યા મુજબના દ્રવ્યાદિ પાંચ પામીને ક્ષય ક્ષયોપશમ થાય છે. અને ઉપશમ બે નિદ્રાકર્મના નથી થતા. એજ પ્રમાણે બીજા કર્મોના પણ ઉદયાદિ યથાયોગ્ય દ્રવ્યાદિ પામીને થાય છે, તે સ્વબુદ્ધિથી વિચારી લેવા.

વળી સુખ-દુઃખ એ પુન્ય-પાપ જનિત છે, તોપણ તે સુખ-દુઃખ પુષ્પમાળા-અંગના-વિષ-કંટકાદિ બાહ્ય સહકારી દ્રવ્યાદિના સામર્થ્યથી થાય છે, પણ એમને એમ પુન્ય-પાપના ઉદયમાત્રથી નથી થતા. આ પ્રમાણે જેમ સુખ-દુઃખરૂપ કાર્ય જે સર્વ લોકને અનુભવસિદ્ધ છે, તે પણ બાહ્ય-દ્રવ્ય ક્ષેત્ર આદિની અપેક્ષાએજ ઉદય પામે છે

અથવા ક્ષય થાય છે, પણ એમને એમ નથી થતું, તેવી રીતે એ સુખ-દુ:ખના કારણભૂત પુન્ય-પાપાત્મક કર્મ પણ દ્રવ્ય-ક્ષેત્રાદિની અપેક્ષાએજ ઉદય અથવા ક્ષય પામે છે. કારણ કે કાર્ય દ્રવ્યાદિની અપેક્ષા રાખે છે અને કારણ અપેક્ષા નથી રાખતું, એમ કહી શકાય નહિ. જેમ કાર્યભૂત ઘટ, ચક્ર-ચીવરાદિની અપેક્ષાવડે ઉત્પન્ન થાય છે, અને એ ઘટના કારણભૂત કુંભાર-ચક્ર વિગેરે અપેક્ષા સિવાય જ ઘટ ઉત્પન્ન કરે છે, એમ કહેવું એ અયોગ્ય છે, તેવી રીતે સુખ-દુ:ખરૂપ કાર્ય અને તેના કારણમાં પણ સમજવું માટે ઉદયાદિ પ્રત્યે દ્રવ્યાદિની અપેક્ષાવાળાં જે કર્મ છે તેમનો દ્રવ્યાદિના સન્નિધાનમાં ઉપક્રમ પણ થવો યોગ્ય છે. २०५०-२०५१.

ઉપક્રમ વિના, કર્મ જેવું બાંધ્યું હોય તેવુંજ વેદાય તો મોક્ષનો અભાવ થાય.

जइ ताणुभूइउ च्चिय खविज्जए कम्ममन्नहा न मयं ।
तेणासंखभववज्जियनाणागइकारणत्तणओ ॥ २०५२ ॥

नाणाभवाणुभवणाभावादेकम्मि पज्जएणं वा ।
अणुभवओ बंधाओ मोक्खाभावो स चाणिट्ठो ॥ २०५३ ॥

જો બાંધેલું સર્વ કર્મ અનુભવીનેજ ખપાવાય છે, અન્યથા નહિ, એમ તારૂં માનવું હોય, તો તે અયોગ્યજ છે, કેમકે અસંખ્યાત ભવમાં વિવિધ પ્રકારની ગતિના કારણભૂત કર્મ બાંધેલું હોય છે, તે કર્મ એક ભવમાં અનુભવાતું નથી, અને અનુક્રમે તેનો અનુભવ થાય, તો પુન: પુન: બંધ તો થયા કરે તેથી મોક્ષનો અભાવ થાય, ને એ અભાવ ઇષ્ટ નથી. २०५२-२०५३.

જો જેવું બાંધ્યું હોય, તેવુંજ કર્મ પ્રતિસમય વિપાકાનુભવથીજ ભોગવ્યાથી ક્ષય થાય, ઉપક્રમદ્વારાએ શીઘ્રપણે વેદાઇને ક્ષય ન થાય, એમ માનવામાં આવે, તો કોઇપણ જીવનો કદાપિ મોક્ષ ન થાય, કેમકે તદ્‌ભવ મોક્ષગામી જીવને પણ અસંખ્યાત ભવોપાર્જિત કર્મ સત્તામાં હોય છે, અને તે કર્મ વિવિધ અધ્યવસાયથી બાંધેલાં હોવાથી નરકાદિ વિવિધ ગતિના કારણભૂત હોય છે. તે સર્વનો અનુભવ એક છેલ્લા ભવમાં કદીપણ થઇ શકે નહીં, કેમકે નારક-તિર્યંચાદિ વિવિધ ભવોના હેતુભૂત પરસ્પર વિરૂદ્ધ કર્મો એક ચરમભવમાં અનુભવી શકાય નહિ. તથા વિવિધગતિના કારણભૂત એ કર્મો અનુક્રમે જુદા જુદા ભવમાં અનુભવીને જીવ મોક્ષ પામે, એમ કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કેમકે એ કર્મ જુદા જુદા ભવોમાં અનુક્રમે વિપાકથી અનુભવતાં પુન: વિવિધ ગતિના કારણભૂત કર્મનો બંધ થાય, અને પુન: પાછું જુદા જુદા ભવમાં ભમવાનું થાય. એ પ્રમાણે વારંવાર બંધ અને તેનો અનુભવ થવાથી કદીપણ કોઇપણ જીવનો મોક્ષ ન થાય, એટલે મોક્ષનો અભાવજ થાય. એવો અભાવ માનવો ઇષ્ટ નથી, માટે કર્મનો ઉપક્રમ માનવો એજ લાભદાયી છે. ( અને સત્ય છે. ) २०५२-२०५३

સાધ્યાસાધ્ય રોગની જેમ કર્મ પણ સોપક્રમી અને નિરૂપક્રમી છે.

णणु तन्न जहोवचियं तहाणुभवओ कयागमाईया ।
तप्पाओगं तं चिय तेण चियं सज्झरोगो व्व ॥ २०५४ ॥

अणुवक्कमओ नासइ कालेणोवक्कमेण खिप्पंपि ।
कालेणेवाऽसज्झो सज्झासज्झं तहा कम्मं ॥ २०५५ ॥

કર્મ જેવું બાંધ્યું હતું તેવું, ઉપક્રમ્યા પછી અનુભવાતું નથી, તેથી અકૃતાગમાદિ દોષો થાય છે, એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે. કેમકે જીવે સાધ્યરોગની પેઠે પૂર્વે ઉપક્રમયોગ્યજ કર્મ બાંધ્યું હોય છે. જેમ સાધ્યરોગ ઉપક્રમ સિવાય, લાંબે કાળે નાશ પામે છે, અને ઉપક્રમથી શીઘ્ર નાશ પામે છે; પણ અસાધ્ય રોગતો મરણ થએજ નાશ પામે છે. તેવી રીતે કર્મ પણ સાધ્ય અથવા અસાધ્ય એમ બંને પ્રકારનાં હોય છે. ૨૦૫૪–૨૦૫૫.

શિષ્યઃ—પૂર્વ જન્મમાં જીવે જેવું કર્મ બાંધ્યું હોય છે, તેવું કર્મ ઉપક્રમ પછી નથી હોતું, એટલે જેમકે સો વર્ષ પર્યન્ત ભોગવવાયોગ્ય આયુકર્મ જીવે બાંધ્યું હોય છે, અને ઉપક્રમ પછી અન્તર્મુહૂર્તાદિ અલ્પ સ્થિતિવાળું અનુભવે છે, આ પ્રમાણે અન્યથા પ્રકારે અનુભવ થતો હોવાથી જીવને પૂર્વે કહેલા અકૃતાગમ વિગેરે દોષો પ્રાપ્ત થાય છે.

ગુરુઃ—સાધ્યરોગની પેઠે જીવે પૂર્વ જન્મમાં કર્મ એવુંજ બાંધ્યું હોય છે, કે જેથી તેનો ઉપક્રમ થઇ શકે. જેમ કોઇને કોઇ પ્રકારનો વ્યાધિ થયો હોય, તે વ્યાધિ ઔષધાદિ ઉપક્રમ વિના લાંબા કાળે નાશ પામે છે, અને ઔષધાદિ ઉપક્રમથી શીઘ્રપણે–અલ્પકાળમાંજ નાશ પામે છે; પરન્તુ જે અસાધ્ય વ્યાધિ હોય છે, તે તો સેંકડો ઔષધાદિ ઉપક્રમોવડે પણ નાશ પામતો નથી. તેવી રીતે અમુક કર્મ પણ બાંધતી વખતે ઉપક્રમયોગ્ય બાંધ્યું હોય છે, તે ઉપક્રમની સામગ્રી પ્રાપ્ત ન થાય, તો જેટલી સ્થિતિનું બાંધ્યું હોય, તેટલી સ્થિતિપર્યન્ત ભોગવ્યા સિવાય ક્ષય પામતું નથી, અને ઉપક્રમની સામગ્રી પ્રાપ્ત થાય તો શીઘ્રપણે અન્તર્મુહૂર્તાદિ અલ્પકાળમાંજ પ્રદેશોદયવડે ભોગવાઇને નાશ પામે છે. પરન્તુ જે કર્મ નિકાચિતપણે બાંધ્યું હોય છે, તે કર્મ બાંધતી વખતેજ એવું અસાધ્ય બાંધ્યું હોય છે કે તેને સેંકડો ઉપક્રમ લાગે, તોપણ તે જેટલા કાળપર્યન્ત ભોગવવાનું હોય, તેટલા કાળપર્યન્ત ભોગવ્યાવિના નાશ પામતું નથી. ૨૦૫૫

પ્રમાણથી કર્મનું સોપક્રમપણું સિદ્ધ કરે છે.

सज्झासज्झं कम्मं किरियाए दोसओ जहा रोगो ।
सज्झमुवक्कामिज्जइ एत्तो च्चिय सज्झरोगो व्व ॥ २०५६ ॥
सज्झामयहेऊओ सज्झनियाणासओऽहवा सज्झं ।
सोवक्कमणमयंपिव देहे देहाइभावाओ ॥ २०५७ ॥

રોગની પેઠે કર્મ પણ દોષરૂપ હોવાથી ક્રિયાવડે સાધ્ય અથવા અસાધ્ય હોય છે, જે કર્મ સાધ્ય હોય છે, તેનો સાધ્યરોગની પેઠે ઉપક્રમ થાય છે. સાધ્યરોગના હેતુભૂત હોવાથી, અથવા સાધ્ય એવા નિદાનના ( કારણના ) આશ્રયભૂત હોવાથી કર્મ સોપક્રમ છે. તેમજ દેહાદિપણે દેહમાં વર્તતું હોવાથી સાધ્ય છે. ૨૦૫૬–૨૦૫૭.

કર્મ દોષરૂપ હોવાથી ઉપક્રમરૂપ ક્રિયાવડે સાધ્ય અથવા અસાધ્ય હોય છે, કેમકે જે જે દોષરૂપ છે, તે તે જ્વરાદિ રોગની પેઠે ઉપક્રમક્રિયાથી સાધ્ય અથવા અસાધ્ય હોય છે. માટે જે કર્મ સાધ્ય હોય છે, તેનોજ સાધ્ય રોગની પેઠે ઉપક્રમ થાય છે.

અથવા ઉપક્રમવાળું કર્મ, સાધ્યરોગના હેતુભૂત હોવાથી સાધ્ય છે, જેમ ગંડ-ચ્છેદાદિ દ્વારાએ, ઉપક્રમક્રિયાના વિષયભૂત થએલું વિકૃત શરીર સાધ્ય છે, તેમ કર્મ પણ સાધ્ય છે. અથવા ઉપક્રમવાળું કર્મ, સાધ્યકારણ જન્ય હોવાને લીધે સાધ્ય છે, ( તે કર્મની ઉત્પત્તિનાં કારણ પણ એવા સોપક્રમી હોય છે. ) કારણ કે જો તે સાધ્ય ન હોય તો તેને ઉપક્રમ લાગતોજ નથી.

શિષ્ય:—અહીં ઉપક્રમજ સાધ્ય છે, તેથી ઉપક્રમનું સાધ્યપણું સિદ્ધ થયાવિના કર્મનું સાધ્યપણું સિદ્ધ નથી થતું, અને તેનું સાધ્યપણું સિદ્ધ ન થવાથી કર્મજનક નિ-દાન-કારણનું પણ સાધ્યપણું સિદ્ધ નથી થતું, તેથી કરીને "સાધ્યનિદાન જન્ય હોવાથી" એ હેતુનું "સાધ્ય" વિશેષણ અસિદ્ધ થવાથી હેતુ પણ અસિદ્ધ ઠરે છે.

ગુરૂ:—પૂર્વે 'जइ ताणुमूहउ' ઇત્યાદિ ૨૦૫૨ મી ગાથામાં કહેલી યુક્તિઓથી કર્મનું સોપક્રમપણું સિદ્ધ છે, તેથી કરીને કર્મનું સાધ્યપણું સિદ્ધ થાય છે, અને તેને લઇને સા-ધ્યકર્મનું જનક-તેનું નિદાન પણ સાધ્ય છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્ય:—પૂર્વે કર્મનું સોપક્રમપણું સિદ્ધ કર્યું છે, તો પછી પુન: અહીં તે કહેવાનું શું કારણ છે?

ગુરૂ:—વિસ્તૃત કથનની અપેક્ષાવાળા શિષ્યજનોના ઉપકાર માટે ફરીથી અહીં તે કહ્યું છે, અથવા કર્મનું નિદાન ( કારણ ) અધ્યવસાયસ્થાનો છે, તે અધ્યવસાયસ્થાનો વિચિત્ર પ્રકારનાં હોઇને અસંખ્યેય લોકાકાશ પ્રદેશ રાશિપ્રમાણ છે. તેમાંનાં કેટલાક અધ્યવસાયસ્થાનો, નિરૂપક્રમ કર્મને ઉત્પન્ન કરે છે અને કેટલાંક સોપક્રમ કર્મને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે સાધ્યકર્મને ઉત્પન્ન કરનાર નિદાનનું સાધ્યપણું સિદ્ધ કરવું, તેની સિદ્ધિ થવાથી તેનાં કાર્યભૂત કર્મનું સાધ્યપણું અને સોપક્રમપણું સિદ્ધ થાય છે.

અથવા શરીર અને જીવમાં કર્મ વર્તતું હોવાથી ઉપક્રમક્રિયાના વિષયભૂત એવું એ કર્મ સોપક્રમ અને સાધ્ય છે. જીવની અંદર કર્મ અગ્નિ અને લોહના ન્યાયે રહેલ છે, અને શરીરમાં જીવ આધાર-આધેયભાવે છે, તેથી કરીને કર્મ પણ તેમાં તે પ્રમાણે રહેલ છે.

શિષ્ય:—આધાર-આધેયભાવે શરીરવૃત્તિ જીવ છે, એ કથન તો યોગ્ય છે, પણ શરીરની વૃત્તિ શરીરમાં છે, એ કેમ માની શકાય?

ગુરૂ:—સર્વે પદાર્થો સ્વભાવે તો પોતામાંજ રહેલા છે, અને બીજી વસ્તુમાં તો આધારે રહેલ હોય છે. એ ન્યાયથી શરીરની વૃત્તિ શરીરમાં છે, એ કથન અયોગ્ય નથી; અથવા કાર્મણ શરીરમાં જેમ જીવની વૃત્તિ છે, તેમ આ ઔદારિકશરીરની વૃત્તિ પણ તેમાં છે, એ તો સર્વને પ્રતીત છે. માટે આ હેતુમાં આપેલું દૃષ્ટાન્ત સાધનધર્મરહિત નથી. ૨૦૫૬-૨૦૫૭.

કર્મનું સોપક્રમપણું સિદ્ધ કરવામાં બીજી યુક્તિઓ બતાવે છે.

किंचिदकालेऽवि फलं पाइज्जइ पच्चए व कालेणं ।
तह कम्मं पाइज्जइ कालेण विपच्चए वऽण्णं ॥ २०५८ ॥

भिण्णो जईह कालो तुल्लेऽवि पहम्मि गइविसेसाओ ।
सत्थे व गहणकालो मइ-मेहाभेयओ भिन्नो ॥ २०५९ ॥

तह तुल्लम्मिवि कम्मे परिणामाइकिरियाविसेसाओ ।
भिण्णोऽणुभवणकालो जेट्ठो मज्झो जहन्नो य ॥ २०६० ॥

जह वा दीहा रज्जू डज्झइ कालेण पुंजिआ खिप्पं ॥
वियओ पडो व सुस्सइ पिंडीभूओ य कालेणं ॥ २०६१ ॥

भागो व निरोवट्टो हीरइ कमसो जहऽण्णहा खिप्पं ।
किरियाविसेसओ वा समेऽवि रोगे चिगिच्छाए ॥ २०६२ ॥

જેમ કોઇ આમ્રાદિકનું ફળ વૃક્ષપર હોય તો ક્રમસર યોગ્યકાળે પાકે છે, અને કે વખત ઘાસાદિવડે ઢાંકવાથી અકાળે પણ પાકે છે; તેવીરીતે કર્મ પણ બંધકાળે બાંધે સ્થિતિને અનુસારે ક્રમશ: અનુભવતાં સંપૂર્ણકાળે ભોગવાય છે, અને કોઈ વખ ત અપવર્તનાદિવડે તે કર્મ અન્તર્મુહૂર્તમાં શીઘ્રપણે પણ ભોગવાય છે. અથવા જેમ ત્ર મુસાફરોનો માર્ગ સરખો છતાં પણ ગતિના વિશેષતાથી માર્ગમાં જુદો જુદો-વધારે ઓછ કાળ લાગે છે. અથવા શાસ્ત્ર ગ્રહણ કરવામાં મતિ ( ગ્રહણ કરવાની શક્તિ ) અને મે ( અવધારણ શક્તિ ) ના ભેદથી ગ્રહણકાળમાં ભેદ થાય છે; તેમ સમાનસ્થિતિવાળ કર્મ છતાં પણ તેના અધ્યવસાનાદિ પરિણામ અને ચારિત્રાદિ ક્રિયાના ભેદથી ઉત્કૃષ્ટ-મધ્યમ અને જઘન્યરૂપ અનુભવકાળ ભિન્ન ભિન્ન થાય છે. અથવા જેમ લાંબું દોરડું એક છેડાથ ક્રમશ: સળગાવતાં લાંબાકાળે સળગી રહે છે, અને એકઠું કરીને સળગાવતાં શીઘ્રપ સળગી જાય છે, તેમજ પ્હોળું કરેલું ભીનું વસ્ત્ર જલ્દી સૂકાઈ જાય છે. અને એક કરેલું લાંબાકાળે સૂકાય છે, અથવા અપવર્તના સિવાય જેમ કોઈ મોટી સંખ્યાનો ભા કરતાં લાંબો કાળ લાગે છે, અને અપવર્તના કરવાથી શીઘ્રપણે ભાગ કરાય છે. તથા જે કેટલાક માણસોને કોઢ આદિ રોગ થયો હોય, તે રોગ ઓષધાદિ ક્રિયાના વિશેષપણાથ દૂર થવામાં કાળભેદ થાય છે--ઓછે વત્તે કાળે વ્યાધિ દૂર થાય છે ( તેમ કર્મમાં પણ અ પવર્તનાદિ કરણવડે અનુભવના કાળનો ભેદ થાય છે. ) ૨૦૫૮--થી-૨૦૬૨.

હવે પ્રશસ્ત અને અપ્રશસ્ત દેશકાળનું સ્વરૂપ કહે છે.

जो जस्स जयाऽवसरो कज्जस्स सुभासुभस्स सोवायं ।
भण्णइ स देसकालो देसोऽवसरोत्ति पत्थोत्ति ॥ २०६३ ॥

निद्धमगं च गामं महिला थूभं च सुण्णयं दट्ठुं ।
नीयं च कागा वोलेंति जाया भिक्खस्स हरहरा ॥२०६४॥ ७२७-१

निम्मच्छियं महुं पायडो निही खज्जगावणो सुन्नो ।
जायंगणे पसुत्ता पउत्थवइया य मत्ता य ॥ २०६५ ॥ ७२८-१९०

શુભાશુભ કાર્યનો જે વખત તેનો ( હવે કહેવાશે તે ) ઉપાયથી નિશ્ચય થા

તે દેશકાળ કહેવાય છે. દેશ-અવસર-અને થક્ક એ તેના પર્યાયો છે. ધૂમ્રરહિત ગામ અને પનીયારીઓના સમૂહવિનાના કુવા વિગેરેના તટને જોઇને તથા કાગડાઓ નીચા સ્થાન તરફ આવે છે, ઈત્યાદિ ચિન્હ જોઇને હવે "બરાબર ભિક્ષા સમય થયો." એમ જાણે તે ( પ્રશસ્ત કાર્યકાળ જાણવો. ) તથા મક્ષિકારહિત મધપુડો છે, અને ઉઘાડો પડેલો નિધિ પ્રગટ જણાય છે. ( એમ જાણીને તે મધ અને નિધિ ગ્રહણ કરવાનો અવસર જણાય છે) તથા ખાદ્યવસ્તુ વેચનારની દુકાનમાં કોઇ મનુષ્ય ન દેખાવાથી તેમની વસ્તુ લેવાનો અવસર જણાય તે, તેમજ જેનો પતિ પરદેશ ગએલ છે એવી સ્ત્રી મદિરાથી મત્ત થઇને આંગણામાં સૂતી છે, તે અત્યારે બહુ કામાતુર છે, એમ જાણીને તેને ભોગવવાનો આ અવસર છે. ( ઇત્યાદિ અશુભ-અપ્રશસ્ત કાર્યનો કાળ જાણવો. ) ૨૦૬૩-૨૦૬૪-૨૦૬૫.

હવે કાળકાળનું સ્વરૂપ કહે છે.

कालोत्ति मयं मरणं जहेह मरणं गउत्ति कालगओ ।
तम्हा स कालकालो जो जस्स मओ मरणकालो ॥ २०६६ ॥

**कालेण कओ कालो अम्हं सज्झायदेसकालम्मि ।**
**तो तेण हओ कालो अकाल कालं करंतेण ॥ २०६७ ॥ ७२९-१९१**

કાળ એટલે સમય અને બીજો કાળ એટલે લોકરૂઢિથી મરણ માનેલ છે. જેમકે મરણ પામ્યો અથવા કાળ પામ્યો ( કર્યો ) માટે જે પ્રાણિનો જે મરણકાળ તેને તીર્થંકરો-એ કાળકાળ માનેલ છે. શ્યામ કુતરાએ ( ઉપાશ્રયની નજીક ) સ્વાધ્યાય કરવાના વખતે કાળ કર્યો, તેથી તેણે અકાળે કાળ કરવાથી મરણ પામવાથી અમારા સ્વાધ્યાય-ના કાળનો ભંગ કર્યો. (આ વાકયમાં લોકોક્તદ્વારાએ કાળકાળ કહેવાય છે.) ૨૦૬૬-૨૦૬૭.

હવે પ્રમાણકાળનું સ્વરૂપ કહે છે.

अद्धाकालविसेसो पत्थयमाणं व माणुसे खित्ते ।
सो संववहारत्थं पमाणकालो अहोरत्तं ॥ २०६८ ॥

**दुविहो पमाणकालो दिवसपमाणं च होइ राई य ।**
**चउपोरिसिओ दिवसो रत्ती चउपोरिसी चेव ॥ २०६९ ॥ ७३०-१९२**

( ધાન્યને માપવાને ) પ્રસ્થકના માનની પેઠે આ પ્રમાણકાળ છે ને તે પ્રમાણકાલ અદ્ધાકાળનો વિશેષ ભેદ છે. અને તે પ્રમાણકાળ મનુષ્યક્ષેત્રમાં જીવ-અજીવાદિની સ્થિતિના વ્યવહાર માટે અહોરાત્રરૂપ કહેલ છે. તથા એ પ્રમાણકાળ બે પ્રકારે કહેલ છે. દિવસ પ્રમાણકાળ અને રાત્રિ પ્રમાણકાળ. તેમાં ચાર પોરિષીવડે દિવસ થાય છે અને ચાર પોરિ-ષીવડે એક રાત્રિ થાય છે. ૨૦૬૮-૨૦૬૯.

હવે પોરિષીકાળનું સ્વરૂપ કહે છે.

पोरिसिमाणमनिययं दिवस-निसावुड्ढि-हाणिभावाओ ।
हीणं तिन्नि मुहुत्तद्धपंचमा माणमुक्कोसं ॥ २०७० ॥

वुड्ढी बात्रीसुत्तरसयभागो पइदिणं मुहुत्तस्स ।
एवं हाणीवि मया अयणदिणभागओ नेया ॥ २०७१ ॥
उक्कोस-जहण्णाणं जदंतरालमिह पोरिसोणं तं ।
तेसोयसयविभत्तं वुड्ढिं हाणिं च जाणाहि ॥ २०७२ ॥

દિવસ અને રાત્રિની વૃદ્ધિ હાનિના ભાવથી પોરિષીનું પ્રમાણ નિયત નથી. પોરિષીનું જઘન્ય પ્રમાણ ત્રણ મુહૂર્તનું અને ઉત્કૃષ્ટથી સાડાચાર મુહૂર્તનું છે. દરરોજ મુહૂર્તના એકસો બાવીસમા ભાગની વૃદ્ધિ થાય છે, અને હાનિ પણ એટલી જ થાય છે. આ હાનિ-વૃદ્ધિ ઉત્તરાયણ-દક્ષિણાયનના દિવસના ભાગે જાણવી. અથવા ઉત્કૃષ્ટ અને જઘન્ય પોરિષીના પ્રમાણની વચ્ચે જે ત્રણ ઘટીકા પ્રમાણકાળ છે, તેમાં એકસોત્યાસીમા ભાગની વૃદ્ધિ અને હાનિ દરરોજ જાણવી. ૨૦૭૦-૨૦૭૨.

દિવસ અથવા રાત્રિનો ચોથો ભાગ તે પોરિષી કહેવાય છે. એ પોરિષીનું પ્રમાણ હમ્મેશાં નિયત હોતું નથી, દિવસ અથવા રાત્રિની વૃદ્ધિ-હાનિ થતાં તેની પણ વૃદ્ધિ-હાનિ થાય છે. શીયાલામાં મકરસંક્રાન્તિના દિવસે પોરિસીનું પ્રમાણ સર્વથી ઓછું હોય છે. એટલે તે ત્રણ મુહૂર્ત અથવા છ ઘટિકાનું હોય છે પણ તેજ દિવસે રાત્રિ સંબંધી પોરિષીનું પ્રમાણ વધારેમાં વધારે હોય છે, અને તે સાડાચાર મુહૂર્ત અથવા નવ ઘટિકાનું હોય છે. કર્ક સંક્રાન્તિના દિવસે દિવસ સંબંધી પોરિષીનું પ્રમાણ વધારેમાં વધારે હોય છે, અને તે સાડાચાર મુહૂર્ત અથવા નવ ઘટિકાનું હોય છે, તથા તેજ દિવસે રાત્રિ સંબંધી પોરિષીનું પ્રમાણ ઓછામાં ઓછું હોય છે, અને તે ઉપર કહ્યા મુજબ ત્રણ મુહૂર્ત અથવા છ ઘટિકાનું હોય છે

ઉપર જે હાનિ-વૃદ્ધિ કહી છે, તેમાં જઘન્ય પોરિષીના દિવસથી આરંભીને ઉત્કૃષ્ટ પોરિષીના દિવસપર્યન્ત દરરોજ એક મુહૂર્તના એકસોબાવીસમા ભાગની વૃદ્ધિ થાય છે, અને ઉત્કૃષ્ટ પોરિષીના દિવસથી આરંભીને પુનઃ જઘન્ય પોરિષીના દિવસસુધી દરરોજ એટલીજ હાનિ થાય છે. આ વૃદ્ધિ હાનિ ઉત્તરાયણ અને દક્ષિણાયનના દિવસથી જાણવી. મતલબ કે છ મહીને ઉત્તરાયણ થાય છે અને બીજા છ મહીને દક્ષિણાયન થાય છે. તેમાં ઉત્તરાયણમાં દરરોજ ચાર ચાર પળની દિવસમાં વૃદ્ધિ થાય છે, એ પ્રમાણે વધતાં ઉત્કૃષ્ટ દિવસે છ મુહૂર્ત વધે છે, અને એજ પ્રમાણે રાત્રિમાં દરરોજ હાનિ થતા સર્વથી જઘન્ય રાત્રિએ છ મુહૂર્ત ઘટે છે દક્ષિણાયનમાં એથી વિપરીત થાય છે, એટલે કે રાત્રિમાં છ મુહૂર્ત વધે છે, અને દિવસમાં છ મુહૂર્ત ઘટે છે. આ પ્રમાણે થવાથી છ છ મહીને દિવસ અને રાત્રિના યથાયોગ્ય છ છ મુહૂર્ત વધે છે અને ઘટે છે, તે વૃદ્ધિહાનિનું કારણ એમ છે કે એક મહીને એક મુહૂર્તની વૃદ્ધિ અને હાનિ થાય છે. પરન્તુ સૂર્ય સંવત્સરમાં ત્રણસોને છાસઠ દિવસે એક વર્ષ થાય છે, અને તેથી કરીને એકસો ત્યાસી દિવસે એક અયન થાય છે. તથા સાડાત્રીસ દિવસે એક માસ થાય છે. હવે દર મહીને જે એક મુહૂર્ત વધે છે, તેને સાડાત્રીસ દિવસોએ વહેંચીએ એક મુહૂર્તની બે ઘટિકા થાય, તે એક ઘટિકાના એકસઠ ભાગ કલ્પએ. એ પ્રમાણે ભાગ કલ્પતાં બે ઘટિકાના એકસોબાવીસ ભાગ થાય અને સાડી ત્રીસ

[1] આ પ્રમાણેનું પ્રમાણ હાલમાં આ ક્ષેત્રમાં જણાતું નથી, તેથી આ નિયમ ક્ષેત્રવિશેષે જણાય છે.

દિવસના મહીનામાં રાત્રિ-દિવસ સંબંધી દરેક પોરિષીના પણ એકસોબાવીસ ભાગ થાય. એ એકસોબાવીસ ભાગે મુહૂર્તગત બે ઘટિકાના એકસોબાવીસ ભાગને વહેંચતાં મુહૂર્તનો એકસોબાવીસમો એક ભાગ આવે. એવો એક ભાગ દરરોજ દિવસ અને રાત્રિ સંબંધી પોરિષીમાં યથાયોગ્ય વધે છે અને ઘટે છે અથવા આ વૃદ્ધિ-હાનિ સમજવાની બીજી રીત પણ છે. જેમકે-ઉત્કૃષ્ટ પોરિષી નવ ઘટિકા પ્રમાણ છે, અને જઘન્ય પોરિષી છ ઘટિકા પ્રમાણ છે. આ બેની વચ્ચે ત્રણ ઘટિકાનું અન્તર છે, તે ત્રણ ઘટિકાને એક અયનના એકસોત્યાસી દિવસની સાથે ભાગ કરતાં જે આવે, તેટલી દરરોજ વૃદ્ધિ-હાનિ જાણવી. મતલબ કે એકસોત્યાસી દિવસે પોરિષીની ત્રણ ઘટિકા વધે છે, અથવા ઘટે છે. તદનુસાર ત્રણ ઘટિકાનાં એકસોત્યાસી ભાગ કરીએ, એટલે એક ઘટિકાના એકસઠ ભાગ કરતાં ત્રણ ઘટિકાનાં એકસોત્યાસી ભાગ થાય, એવો એક ઘટિકાનો એકસઠમો ભાગ દરરોજ પોરિષીમાં વધે છે અથવા ઘટે છે. આ ભાગ પણ એક મુહૂર્તના એકસોબાવીસમા ભાગ જેટલોજ છે. માત્ર રીતીમાં ફેર છે. ૨૦૭૦-૨૦૭૧-૨૦૭૨.

હવે વર્ણકાળનું સ્વરૂપ કહે છે.

पंचण्हं वण्णाणं जो खलु वन्नेण कालओ वण्णो।
सो होइ वण्णकालो वण्णिज्जइ जो व जं कालं ॥२०७३॥ ७३१-१९३

पज्जायकालभेओ वण्णो कालो त्ति वण्णकालोऽयं।
नणु एस नामउ च्चिय कालो नानियमतो तस्स ॥ २०७४ ॥

પાંચ વર્ણોમાંથી જે વર્ણે ( રંગે ) શ્યામ હોય, તે વર્ણકાળ કહેવાય. અથવા જેનું જે વખતે વર્ણન કરાય તે પણ વર્ણકાળ કહેવાય. જે પર્યાયકાળના ભેદથી શ્યામવર્ણ હોય, તે વર્ણકાળ કહેવાય છે. આને નામથી કાળવર્ણ કહેવાય છે, તો તેને નામકાળ કેમ ન કહેવાય? ઉત્તર-તે નામનો કોઇ નિયમ નથી માટે. ૨૦૭૩-૨૦૭૪.

શ્વેતાદિ પાંચ વર્ણોમાંથી જે વર્ણે ( રંગે-કાંતિએ ) કાળો હોય, તે વર્ણકાળ કહેવાય. અથવા જે કોઈ જીવાદિ પદાર્થનું જે કાળે વર્ણન કરાય, તે વર્ણકાળ કહેવાય. અથવા જે કાળે શ્વેતાદિ વર્ણની પ્રરૂપણા-વર્ણન કરાય, તે પણ વર્ણકાળ કહેવાય.

આજ વિષયનું વધારે સ્પષ્ટીકરણ કરવાને ભાષ્યકાર મહારાજ કહે છે કે પર્યાયકાળના ભેદથી શ્યામવર્ણ તે વર્ણકાળ કહેવાય છે. જેમકે જે કાલમાં દ્રવ્યને જાણે તે દ્રવ્યકાળ, અને પર્યાયને જાણે તે પર્યાયકાળ, કૃષ્ણવર્ણ દ્રવ્યનો પર્યાય હોવાથી વર્ણકાળ છે, અને તે પર્યાયકાળનો ભેદ છે.

શિષ્ય:--જો એ પ્રમાણે પર્યાયકાળ પણ છે, તો પછી પૂર્વે ૨૦૩૦ મી ગાથામાં તેનો ઉપન્યાસ કેમ ન કર્યો?

આચાર્ય:--દ્રવ્યથી પર્યાય કથંચિત્ અભિન્ન છે, તેથી કરીને દ્રવ્યકાળ કહેવાથી પર્યાયકાળ પણ સાથે આવીજ ગયો, તેથી તે ભિન્ન નથી કહ્યો. અથવા પર્યાયના ભેદરૂપ આ શ્યામવર્ણનું કથન કર્યું, તેથી તે પણ ત્યાં કહેલોજ છે.

શિષ્ય:--શ્યામવર્ણને નામથી જ કાળો કહેવાય છે, તો તેને નામકાળ કેમ નથી કહેતા?

ગુરૂ: -કાળનામનો એવો કોઇ નિયમ નથી, કારણ કે ગૌરવર્ણમાં પણ કોઈ વખત કાળનામ હોય છે, આ કારણથી એનો બીજાથી ભેદ જણાવવાને માટે જે વર્ણેજ કાળો હોય, તે વર્ણકાળ કહેવાય છે. અન્ય નહી. એટલો નામકાળથી વર્ણકાળમાં તફાવત છે. ૨૦૭૩-૨૦૭૪.

ભાવકાળનું સ્વરૂપ કહે છે.

साई सपज्जवसिओ चउभंगाविभागभावणा एत्थं।
ओदइयाईयाणं तं जाणसु भावकालं तु ॥ २०७५ ॥ ७३२-१९४

साई संतोऽणंतो एवमणाईवि एस चउभंगो ।
ओदइयाईयाणं होइ जहाजोगमायोज्जा ॥ २०७६ ॥

અહીં ઔદયિક વિગેરે ( ઔપશમિક-ક્ષાયિક-ક્ષાયોપશમિક ને પારિણામિક.) ભાવોની સ્થિતિની સાદિ-સાન્તાદિ ચાર ભાંગામાં ભાવના થાય તે ભાવકાળ જાણવો. સાદિ-સાન્ત, સાદિઅનન્ત, અનાદિસાન્ત, અને અનાદિઅનન્ત. આ ચાર ભાંગા ઔદયિક આદિ ભાવોના છે, તે યથાયોગ્ય જ્યાં ઘટે ત્યાં યોજવા. ૨૦૭૫-૨૦૭૬.

હવે સાદિસાન્તાદિ ભાંગાના ભેદ જ્યાં ઘટે ત્યાં યોજે છે.

जो नारगाइभावो तह मिच्छत्ताइओ व भव्वाणं ।
ते चेवाभव्वाणं ओदइओ बितियवज्जोऽयं ॥ २०७७ ॥

सम्मत्त चरित्ताइं साई संतो य ओवसमिओऽयं । दारं ।
दाणाइलद्धिपणगं चरणंपि य खाइओ होइ ॥ २०७८ ॥

सम्मत्त नाण-दंसण-सिद्धत्ताइं तु साइओऽणंतो ।
नाणं केवलवज्जं साई संतो खओवसमो ॥ २०७९ ॥

मइअन्नाणाईया भव्वा-ऽभव्वाण तइयचरिमोऽयं ।
सव्वो पोग्गलधम्मो पढमो परिणामिओ होइ ॥ २०८० ॥

भवत्तं पुण तइओ जीवा ऽभव्वाइ चरिमभंगो उ ।
भावाणमयं कालो भावावत्थाणओऽणण्णो ॥ २०८१ ॥

નારકાદિ ઔદયિકભાવ સાદિસાન્ત છે, મિથ્યાત્વાદિ ભવ્યોની અપેક્ષાએ અનાદિસાન્ત, અને અભવ્યોની અપેક્ષાએ અનાદિઅનન્ત છે. આ પ્રમાણે બીજા સાદિ અનન્ત ભાંગા સિવાય બાકીના ત્રણ ભાંગે ઔદયિક ભાવ છે. સમ્યક્ત્વ-ચારિત્રરૂપ જે ઔપશમિક ભાવ, તે સાદિસાન્ત ભાંગે છે, દાનાદિ પાંચ લબ્ધિ અને ચારિત્રરૂપ ક્ષાયિકભાવ પણ સાદિસાન્ત ભાંગે છે, તથા સમ્યક્ત્વ-જ્ઞાન-દર્શન અને સિદ્ધપણું એ સાદિઅનન્ત ભાંગે છે. કેવળજ્ઞાન સિવાય ચાર જ્ઞાનને આશ્રીને ક્ષાયોપશમિકભાવ સાદિસાન્ત ભાંગે છે, મતિઅજ્ઞાન વિગેરે ભવ્ય તથા અભવ્યની અપેક્ષાએ ત્રીજા અને ચોથા ભાંગે છે, સર્વ પુદ્ગળધર્મરૂપ પારિણામિકભાવ પ્રથમ ભાંગે છે, ભવ્યપણું ત્રીજા ભાંગે છે, જીવ અને અભ-

વ્યપણું ચોથા ભાંગે છે. આ પ્રમાણે આ ભાવોનો કાળ છે, કેમકે તે ભાવોના અવસ્થાનથી અભિન્ન છે. ૨૦૭૭-થી-૨૦૮૧.

નારક-તિર્યંચ-મનુષ્ય ને દેવરૂપ ઔદયિકભાવ સાદિસાન્ત છે, કેમકે તે દરેકનો આદિ અને અન્ત છે. [1]મિથ્યાત્વ, [4]કષાય, [3]વેદ, [1]અજ્ઞાન-[1]અસંયતપણું-[1]અસિદ્ધપણું અને [6]લેશ્યા. આ સત્તર પ્રકારનો જે ઔદયિકભાવ તે ભવ્યોની અપેક્ષાએ અનાદિસાન્ત અને અભવ્યોની અપેક્ષાએ અનાદિ અનન્ત છે. આ પ્રમાણે બીજા સાદિઅનન્ત ભાંગા સિવાય ત્રણ ભાંગે ઔદયિકભાવ છે.

ઔપશમિકભાવ પહેલા સાદિસાન્ત ભાંગેજ છે, તે સિવાયના ત્રણ ભાંગા આ ભાવ માટે શૂન્ય છે, કેમકે આખા સંસારમાં પહેલવહેલું ઉપશમ સમ્યક્ત્વ થાય, અથવા ઉપશમશ્રેણિમાં ઉપશમસમ્યક્ત્વની અને ઉપશમચારિત્રની પ્રાપ્તિ થાય છે, તે બન્નેના અવશ્ય આદિ અને અન્ત હોય છે. માટે ઔપશમિકભાવ પહેલા સિવાય ત્રણ ભાંગે નથી.

દાન-લાભ-ભોગ-ઉપભોગ-અને (સકરણ) વીર્ય, એ પાંચ લબ્ધિ, તથા ચારિત્ર આદિ ભેદની અપેક્ષાએ ક્ષાયિક ભાવ સાદિસાન્ત છે.

શિષ્ય:- સિદ્ધાત્માઓને ચારિત્ર હોય છે, તો તે અપેક્ષાએ ચારિત્રમાં સાદિઅનન્તનો ભાંગો કેમ ન કહેવાય ?

ગુરૂ:--" सिद्धे नोचरित्ती, नोअचरित्ती " એ વચનથી સિદ્ધના જીવો ચારિત્રી નથી, તેમ અચારિત્રી પણ નથી. માટે ચારિત્રમાં એ બીજો ભાંગો ન ઘટે. ક્ષાયિક સમ્યક્ત્વ, કેવળજ્ઞાન, કેવળદર્શન, અને સિદ્ધપણું, સિદ્ધઅવસ્થામાં હોય છે, તેથી તે અપેક્ષાએ સાદિઅનન્ત નામના બીજા ભાંગે પણ ક્ષાયિકભાવ હોય છે, આ સિવાયના ત્રીજો અને ચોથો એ બે ભાંગા આ ભાવમાં નથી ઘટતા. આ સંબંધમાં બીજા આચાર્યનો મત એવો છે કે સિદ્ધના જીવોને દાનાદિ પાંચ લબ્ધિ અને ચારિત્ર હોય છે, કેમકે તેમને તેના આવરણનો અભાવ છતાં પણ જો તે દાનાદિ લબ્ધિઓ અને ચારિત્રનો અભાવ માનવામાં આવે, તો ક્ષીણમોહાદિમાં પણ તેનો અભાવ માનવો જોઇએ. આથી તેઓનાં મતે ચારિત્ર વિગેરે પણ સિદ્ધાવસ્થામાં છે, એ માન્યતાની અપેક્ષાએ ક્ષાયિક ભાવ સાદિ અનન્ત નામના એક બીજાજ ભાંગામાં છે, શેષ ત્રણ ભાંગે નથી.

કેવળજ્ઞાન સિવાયના શેષ ચાર જ્ઞાનોની અપેક્ષાએ ક્ષાયોપશમિક ભાવ સાદિસાન્ત ભાંગે છે સાદિ અનન્ત નામનો બીજો ભાંગો અહીં ન હોય, મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનની અપેક્ષાએ ભવ્યોને ક્ષાયોપશમિકભાવ અનાદિ સાન્ત છે, અને અભવ્યોને અનાદિ અનન્ત છે

સર્વ પુદ્‌ગળ ધર્મ-દ્વ્યણુકાદિ પરિણામ રૂપ પારિણામિકભાવ સાદિસાન્તનામના પ્રથમ ભાંગે છે, સાદિ અનન્ત એવો જે બીજો ભાંગો તે આ ભાવમાં નથી હોતો, ભવ્યપણાની અપેક્ષાએ પારિણામિક ભાવ અનાદિ સાન્ત છે. " सिध्धे नोभव्वे, नोअभव्वे, " એ વચનથી સિદ્ધના જીવો ભવ્ય નથી તેમ અભવ્ય પણ નથી. જીવપણું અને અભવ્યપણું એ

બેની અપેક્ષાએ પારિણામિક ભાવ અનાદિ અનન્ત છે. આ પ્રમાણે ઔદયિકાદિ ભાવોનો કાળ કહ્યો, કેમકે જીવાજીવાદિ ભાવોનું અવસ્થાન તેજ કાળ છે, એટલે ભાવોનું અવસ્થાન કહેવાથી ભાવકાળ પણ કહ્યો. ૨૦૭૭-થી ૨૦૮૧.

અહીં પ્રસ્તુત અધિકારમાં કયા કાળનું પ્રયોજન છે? તે કહે છે.

एत्थं पुण अहिगारो पमाणकालेण होइ नायव्वो ।
खेत्तम्मि कम्मि कालम्मि भासियं जिणवरिंदेण?॥२०८२॥७३३-१९५
वइसाहसुद्धइक्कारसीय पुव्वण्हदेसकालम्मि ।
महसेणवणुज्जाणे अणंतर परंपरं सेसं ॥ २०८३ ॥ ७३४-१९६

આ અધિકારમાં પ્રમાણુકાળનું પ્રયોજન છે. ( કેમકે ) કયા ક્ષેત્રમાં, કઈ વખતે જિનેશ્વરે ( સામાયિક અધ્યયન , કહ્યું ? ( એ પ્રશ્નના ઉત્તરમાં ) વૈશાખ શુદી અગીઆરશે મહાસેન વન નામના ઉદ્યાનમાં અનન્તર નિર્ગમ થયો, અને તે સિવાયના ક્ષેત્રમાં પરંપરાએ નિર્ગમ થયો ૨૦૮૨-૨૦૮૩.

અહીં અનેક પ્રકારના કાળની પ્રરૂપણા કરી, તેમાં આ સ્થળે પ્રમાણુકાળનું મુખ્ય પ્રયોજન છે

શિષ્ય:—પૂર્વે ૨૦૩૦ મી દ્વારગાથામાં ભાવકાળનું અહીં પ્રયોજન છે, એમ કહ્યું છે, અને હમણાં પ્રમાણુકાળનું પ્રયોજન કહો છો. આમ પૂર્વાપર વિરોધવાળું કેમ કહો છો!

ગુરૂ:—ક્ષાયિકભાવ કાળમાં વર્તતા ભગવન્તે સામાયિક અધ્યયન કહ્યું છે, માટે એ અભિપ્રાયથી પૂર્વે ભાવકાળનું પ્રયોજન છે એમ કહ્યું છે, અને દિવસના પૂર્વાર્ધમાં-પ્રથમ પોરિષીરૂપ કાળમાં ભગવન્તે સામાયિક અધ્યયન કહ્યું છે, એ અભિપ્રાયથી હમણાં અહીં પ્રમાણકાળથી પ્રયોજન કહ્યું છે એટલે ઉભયકાળનું પ્રયોજન વિરૂદ્ધ નથી, અથવા પ્રમાણકાળ તે અદ્ધાકાળનો પર્યાય હોવાથી ભાવકાળજ છે. તેથી પણ એ પ્રમાણે કહેવામાં કંઇ વિરોધ નથી

શિષ્ય: -શ્રીમાન્ મહાવીર જિનવરે કયા ક્ષેત્રમાં કઇ વખતે પ્રથમ સામાયક અધ્યયનનો ઉપદેશ કર્યો ?

ગુરૂ:—વૈશાખ શુદી એકાદશીના દિવસે પ્રથમ પોરિષીમાં, મહાસેનવન નામના ઉદ્યાનમાં ભગવન્તે પહેલ વહેલું સામાયિક અધ્યયન ઉપદેશ્યું, અને એ સિવાયના ગુણશીલાદિ ઉદ્યાન-ક્ષેત્રમાં પરંપરાએ ઉપદેશ્યું, કેમકે સૌ પહેલાં મહાસેન વનમાં ઉપદેશ્યું અને તે પછી બીજા ક્ષેત્રે માં ઉપદેશ્યું છે ૨૦૮૨-૨૦૮૩.

હવે ભાવ નિર્ગમ કહે છે.

खइयम्मि वट्टमाणस्स भगवओ निग्गयं जिणवरस्स ।
भावे खओवसमियम्मि वट्टमाणेहि तं गहियं ॥२०८४॥ ७३५-१९७
किह पगयं भावेणं कहमहिगारो पमाणकालेणं ? ।
खाइयभावेऽरुहया पमाणकाले य जं भणियं ॥ २०८५ ॥

अहवा पमाणकालोऽवि भावकालोत्ति जं च सेसावि ।
किंचिम्मेत्तविसिट्ठा सव्वे च्चिय भावकालत्ति ॥ २०८६ ॥
अहिकेणं कज्जं पमाणकालेण जमहिगारोत्ति ।
सेसावि जहासंभवमाउज्जा निग्गमे काला ॥ २०८७ ॥
खेत्तं मयमागासं सव्वदव्वावगाहणालिंगं ।
तं दव्वं चेव निवासमेत्तपज्जायओ खेत्तं ॥ २०८८ ॥
तं च महासेणवणोवलक्खियं जत्थ निग्गयं पुव्वं ।
सामाइयमन्नेसु तु परंपरविणिग्गमो तस्स ॥ २०८९

ક્ષાયિક ભાવમાં વર્તતા એવા ભગવન્ત જિનેશ્વરથી આ સામાયિક અધ્યયન નીકળ્યું, અને ક્ષાયોપશમિક ભાવમાં વર્તતા ગણધરોએ તે ગ્રહણ કર્યું. શા માટે ભાવકાળનું પ્રયોજન છે, અને શા માટે પ્રમાણકાળનો અધિકાર છે? ક્ષાયિક ભાવમાં વર્તતા અરિહંતે પ્રમાણકાળે કહ્યું છે માટે, અથવા પ્રમાણકાળ પણ ભાવકાળજ છે. અને જે બીજા કાળો છે, તે પણ કિંચિત્માત્ર વિશિષ્ટ ભાવકાલજ છે, એટલે તે સર્વ ભાવકાળજ છે. (અહીં) મુખ્યતાએ પ્રમાણકાળવડે કાર્ય છે, તેથી તેનો અધિકાર છે. શેષ બીજા કાળો પણ સામાયિક નિર્ગમમાં યથાસંભવ યોજવા, સર્વ દ્રવ્યના નિવાસરૂપ ચિન્હવાળું આકાશ તે ક્ષેત્ર માનેલ છે, જો કે તે દ્રવ્યજ છે, (તોપણ) નિવાસમાત્રરૂપ પર્યાયની અપેક્ષાએ તેને ક્ષેત્ર કહેવાય છે તે ક્ષેત્ર અહીં મહાસેન વન કહ્યું છે, કે જ્યાંથી સામાયિક નિકળ્યું છે. તથા બીજા ક્ષેત્રોમાં પણ પરંપરાએ તેનો નિર્ગમ થયો છે ૨૮૦૫-૨૦૮૯.

ક્ષાયિકભાવમાં વર્તતા ભગવન્ત મહાવીરદેવથી સામાયિક અધ્યયન નીકળ્યું, અને ક્ષાયોપશમિકભાવમાં વર્તતા ગણધરોએ તે સામાયિક અને બીજું શ્રુત ગ્રહણ કર્યું. ભગવન્તને જ્ઞાનાવરણ-દર્શનાવરણ-ચારિત્રમોહનીય અને અંતરાય સર્વથા ક્ષીણ થએલ હોવાથી ક્ષાયિકભાવ હોય છે, અને ગણધરોને તે વખતે તે તે આવરણોનો ક્ષયોપશમ હોવાથી ક્ષયોપશમ ભાવ હોય છે. તીર્થસ્થાપના વખતે આદ્યગણધર જે ઇન્દ્રભૂતિ તે ભગવન્તને પ્રદક્ષિણા દઇ નમસ્કાર કરીને પૂછે છે કે 'હે ભગવન્ત તત્ત્વ શું છે તે કહો.' આથી ભગવન્ત કહે છે કે "उपन्नेइ वा" (ઉત્પન્ન થાય છે.) પુનઃ તેવીજ રીતે પૂછતાં "विगमेइवा" (નાશ પામે છે) તેમજ ત્રીજી વાર પૂછતાં "धुवेइवा" (સ્થિર રહે છે.) એમ ત્રિપદી કહે છે, આ પ્રમાણે પ્રણામ કરીને પૂછવું તે નિષદ્યા કહેવાય છે. આ ત્રણ નિષદ્યાથી ગણધરમહારાજાઓને એવો નિશ્ચય થાય છે કે "यत् सत् तदुत्पाद-व्यय-ध्रौव्ययुक्तं, अन्यथा वस्तुनः सत्ताऽयोगात" એટલે જે છે, તે ઉત્પત્તિ-વિનાશ અને સ્થિરતા યુક્ત છે, એ સિવાય વસ્તુની વિદ્યમાનતાજ હોતી નથી આ પછી પૂર્વભવમાં ભાવિતમતિવાળા ગણધરો બીજબુદ્ધિવાળા હોવાથી સંપૂર્ણ શ્રુતજ્ઞાન પામે છે, તેથી ભગવન્ત તેમને દ્વાદશાંગ રચવાને આજ્ઞા આપે છે, ને તે તેઓ રચે છે. તે પછી ઇન્દ્રમહારાજ વજ્રમય દિવ્યથાળ ચૂર્ણથી ભરેલો લઇને ભગવન્ત પાસે ઊભા રહે છે, ભગવાન સિંહાસનપરથી ઊઠીને તેમાંથી સંપૂર્ણ ચૂર્ણની મુઠી ગ્રહણ કરે છે તે પછી ઇન્દ્રભૂતિ વિગેરે અગીઆરે ગણધરો કંઇક અવનતગાત્રવાળા થઇને અનુક્રમે પ્રભુ આગળ ઊભા રહે છે. તે પછી વાજિંત્રના ધ્વની-ગીતશબ્દ વિગેરે બંધ કરીને સર્વ દેવો

શાન્ત થઇને ભગવન્ત શું કહે છે, તે સાભળવાને એકચિત્ત થાય છે. પછી "ઇન્દ્રભૂતિ ગૌતમને દ્રવ્ય-ગુણ અને પર્યાયથી તીર્થની હું આજ્ઞા આપું છું એમ અનુજ્ઞા કરે છે અને તેવી આજ્ઞા સાથે સર્વ સાધુગણની પણ સુધર્મસ્વામિને અનુજ્ઞા આપું છું." આ પ્રમાણે અનુજ્ઞા કરીને ભગવન્તે તેમના મસ્તકપર મુષ્ટિ ભરીને તે ચૂર્ણ નાંખ્યું, તે વખતે દેવોએ પણ ચૂર્ણ પુષ્પ વિગેરે સુવાસિત વસ્તુની ગણધરો ઉપર વૃષ્ટિ કરી. આ પ્રમાણે સામાયિક અધ્યયનનો અર્થ ભગવન્ત પાસેથી નીકળ્યો, અને સૂત્ર ગણધર મહારાજ પાસેથી નીકળ્યું.

શિષ્ય:-અહીં પ્રકૃતમાં ભાવકાળનો પ્રસ્તાવ છે, તે છતાં પ્રમાણકાળનો અધિકાર અહીં શા માટે કહેવો જોઇએ.

ગુરૂ:—ક્ષાયિક ભાવમાં વર્તતા ભગવાન્ અરિહંત દેવે, પ્રમાણકાળમાં સામાયિક અધ્યયન કહ્યું છે માટે, અથવા પ્રમાણકાળ પણ ભાવકાળજ છે, અને એ સિવાયના બીજા દ્રવ્યકાળ-અદ્ધાકાળ વિગેરે પણ કિંચિત્ ઉપાધિમાત્રથી વિશિષ્ટ છતાં પણ સઘળા ભાવકાળજ છે. કારણ કે દ્રવ્યની જે ચાર પ્રકારની સ્થિતિ તે દ્રવ્યકાળ કહેવાય છે, સમય-આવલિકા વિગેરે અદ્ધાકાળ છે, પ્રાણિઓનું જીવન-આયુ તે આયુષ્યકાળ છે, આ સર્વ સ્થિતિ વિગેરે જીવ-અજીવના પર્યાય હોવાથી ભાવરૂપજ છે, એટલે ખરી રીતે ભાવકાળથી તે જુદા નથી પરન્તુ "પ્રમાણકાળનો અહીં અધિકાર છે." એમ જે કહ્યું છે, તે મુખ્યતાએ અહીં પ્રમાણકાળનું કાર્ય છે, માટે કહ્યું છે. અન્યથા બીજા પણ દ્રવ્યકાળ-અદ્ધાકાળ વિગેરે પરંપરાએ તો સામાયિક નિર્ગમમાં ઘટે છે. જેમકે ક્ષાયિકભાવમાં વર્તતા ભગવન્તે રત્નમયસિંહાસનરૂપ દ્રવ્ય ઉપર બેસીને સામાયિક ઉપદેશ્યું, જ્યાં દ્રવ્ય હોય, ત્યાં તેની સ્થિતિરૂપ કાળ પણ હોય છેજ, તેથી પરંપરાએ દ્રવ્ય અને અદ્ધારૂપ કાળ સામાયિક નિર્ગમમાં હોય છે, તથા આયુષ્યકાળનો અનુભવ કરતા ભગવન્તે સામાયિક ઉપદેશ્યું, કર્મનો ઉપક્રમ કરતાં ઉપદેશ્યું, પ્રસ્તાવ જાણતાં ઉપદેશ્યું, આવીચિમરણરૂપ મરણકાળ અનુભવતા તથા જીવાજીવાદિ પદાર્થનું વર્ણન કરતી વખતે ભગવન્તે સામાયિક ઉપદેશ્યું છે. આ પ્રમાણે પરંપરાએ સામાયિક નિર્ગમમાં બધાએ કાળ ઘટે છે, પરન્તુ મુખ્યતાએ પ્રમાણકાળ અને ભાવકાળ ઘટે છે, તેથી તે બેનોજ અહીં અધિકાર પ્રસ્તુતમા કહ્યો છે.

શિષ્ય:—કાળનિર્ગમ કહેતાં, તેના ભેદ પૂર્વક કાળનું સ્વરૂપ નિર્યુક્તિકાર અને ભાષ્યકારે વિસ્તારથી કહ્યું, પણ ક્ષેત્રનિર્ગમનું સ્વરૂપ ન કહ્યું, તેનું શું કારણ?

ગુરૂ:—ક્ષેત્રનિર્ગમનું સ્વરૂપ સુગમ હોવાથી નિર્યુક્તિકારે નથી કહ્યું, પણ ભાષ્યકાર મહારાજે કિંચિત્ માત્ર કહ્યું છે. તે આ પ્રમાણે છે. જેમાં જીવાદિ પદાર્થો રહે તે ક્ષેત્ર કહેવાય છે. તેવું ક્ષેત્ર આકાશ છે, તેમ સર્વજ્ઞો કહે છે. કેમકે આકાશમાંજ સર્વ જીવાદિદ્રવ્યોનું અવસ્થાન છે. વસ્તુત: આકાશ જુદા જુદા પર્યાય પામતું હોવાથી દ્રવ્યજ છે, કેવળ નિવાસરૂપ પર્યાયની અપેક્ષાએજ તેને ક્ષેત્ર કહેવાય છે. એવું ક્ષેત્ર જુદી જુદી ઉપાધિના ભેદથી અનેક પ્રકાર છે, તેથી મહાસેનવનરૂપક્ષેત્રનુંજ ગ્રહણ કર્યું છે, કેમકે ત્યાંજ પ્રથમ સામાયિક ઉપદેશાયું છે, અને તે પછી ગુણશીલાદિ બીજા ઉદ્યાનોમાં તે પરંપરાએ ઉપદેશાયું છે. ૨૦૮૪-૨૦૮૯.

અહીં સુધી છએ પ્રકારનો નિર્ગમ કહ્યો એ કહેવાથી " उद्देसे निद्देसे " ઇત્યાદિ ઉપોદ્ઘાત નિર્યુક્તિની ૯૭૩ મી ગાથામાં કહેલું ત્રીજું નિર્ગમદ્વાર પૂર્ણ થયું, ચોથું ક્ષેત્ર દ્વાર અને પાંચમું કાળદ્વાર તે બે સામાયિક નિર્ગમના અંગરૂપજ છે, તેથી નિર્ગમાન્તર્ગત ક્ષેત્ર અને કાળનું સ્વરૂપ કહેવાથી તે બન્ને દ્વાર પણ કહેવાઇ ગયાં.

હવે ઉપોદ્ઘાતનું છઠું પુરૂષલક્ષણ દ્વાર કહે છે.

दव्वाऽभिलाव-चिंधे वेए धम्म-त्थ-भोग-भावे य ।
भावपुरिसो उ जीवो भावे पगयं तु भावेणं ॥ २०९० ॥ ७३६-१९८

દ્રવ્યપુરૂષ, અભિલાપપુરૂષ, ચિન્હપુરૂષ, વેદપુરૂષ, ધર્મપુરૂષ, અર્થપુરૂષ, ભોગપુરૂષ, અને ભાવપુરૂષ, એ પુરૂષના ભેદો જાણવા, તેમાં ભાવપુરૂષ તે શુદ્ધ જીવ જાણવો, કેમકે ભાવદ્વાર વિચારતાં અહીં ભાવપુરૂષવડેજ અધિકાર છે. ૨૦૯૦.

હવે દ્રવ્ય-અભિલાપ-ચિન્હ-વેદ-ધર્મ-અર્થ-ભોગ અને ભાવપુરૂષનું સ્વરૂપ કહે છે.

णागमओऽणुवउत्तो इयरो दव्वपुरिसो तिहा तइओ ।
एगभवियाइतिविहा मूलुत्तरनिम्मिओ वात्ति ॥ २०९१ ॥
अभिलावो पुंलिंगाभिहाणमेत्तं घडो व्व चिंधे उ ।
पुरिसाकिती नपुंसो वेआ वा पुरिसवेसो वा ॥ २०९२ ॥
वेयपुरिसो तिलिंगोवि पुरिसवेयाणुभूइकालम्मि । दारं ।
धम्मपुरिसो तयज्जणवावारपरो जहा साहू ॥ २०९३ ॥
अत्थपुरिसो तयज्जणपरायणो मम्मणो व्व निहिपालो ।
भोगपुरिसो समज्जियविसयसुहो चक्कवट्टि व्व ॥ २०९४ ॥

( નામ અને સ્થાપના પુરૂષનો વિચાર સુગમ હોવાથી તેનો વિચાર અહીં કર્યો નથી. ) દ્રવ્યપુરૂષ બે પ્રકારે છે, આગમથી અને નોઆગમથી. તેમાં પુરૂષ પદાર્થને જાણનાર અનુપયોગી જે જીવ તે આગમથી દ્રવ્યપુરૂષ; અને જ્ઞશરીર-ભવ્યશરીર-તથા તદ્વ્યતિરિક્ત, એમ ત્રણ પ્રકારે નોઆગમથી દ્રવ્યપુરૂષ છે. આમાંનો ત્રીજો વ્યતિરિક્ત નામનો ભેદ, એકભવિક-બદ્ધાયુષ્ક અને અભિમુખનામગોત્ર, એમ ત્રણ ભેદે છે. અથવા મૂળગુણ નિર્મિત ( પુરૂષ પ્રાયોગ્ય દ્રવ્યો. ) અને ઉત્તરગુણનિર્મિત ( તદાકારવાળાં તેજ દ્રવ્યો. ) એમ બે ભેદ છે. ૧ ઘટ—પટ ઇત્યાદિની પેઠે પુલ્લિંગશબ્દરૂપ જે અભિલાપ તે અભિલાપ પુરૂપ. ૨ અને નપુંસક છતાં મુંછ આદિ પુરૂષાકૃતિવાળો, પુરૂષવેદના ઉદયવાળો તથા વેદથી સ્ત્રી છતાં પુરૂષવેષે હોય, તો તે ચિન્હ માત્રથી પુરૂષ છે માટે ચિન્હ-પુરૂષ છે. ૩ ત્રિલિંગ વૃત્તિવાળો જીવ છતાં પણ તૃણાગ્નિ સમાન પુરૂષવેદના વિપાકનો અનુભવ કરે, ત્યારે તે વેદપુરૂષ કહેવાય છે. ૪ અને જે મનુષ્ય સાધુની પેઠે ધર્મ પ્રાપ્ત કરવામાંજ તત્પર હોય, તે ધર્મપુરૂષ કહેવાય છે. ૫ દ્રવ્યનુ રક્ષણ કરનાર તથા મમ્મણ શેઠની પેઠે દ્રવ્ય મળવવામાંજ તત્પર હોય, તે અર્થપુરૂષ, ૬ અને ચક્રવર્તિની પેઠે વિષય-સુખનો ઉપભોગ કરનાર હોય, તે ભોગપુરૂષ કહેવાય છે. ૨૦૯૧–૨૦૯૪

હવે ભાવપુરૂષનું સ્વરૂપ કહે છે.

भावपुरिसो उ जीवो सरीरपुरि सयणओ निरुत्तिवसा ।
अहवा पूरण-पालणभावाओ सव्वभावाणं ॥ २०९५ ॥
दव्वपुरिसाइभेयावि जं च तस्सेव होंति पज्जाया ।
तेणेह भावपुरिसो सुद्धो जीवो जिणिंदो व्व ॥ २०९६ ॥
पगयं विसेसओ तेण वेयपुरिसेहिं गणहरेहिं च ।
सेसावि जहासंभवमायोज्जा उभयवग्गेवि ॥ २०९७ ॥

પુર એટલે શરીર, તેમાં વસવાથી પુરૂષ, અથવા સર્વ ભાવોના પૂરણ અને પાલન-ભાવથી પુરૂષ, એ વ્યુત્પત્તિથી ભાવપુરૂષ તે શુદ્ધજીવ જાણવો. કેમકે દ્રવ્યપુરૂષાદિ પણ તે શુદ્ધ જીવનાજ પર્યાયો છે, તેથી અહીં ભાવપુરૂષ તે જિનેન્દ્રની પેઠે શુદ્ધ જીવ જાણવો. અહીં પ્રસ્તુતમાં તેવા ભાવપુરૂષ શ્રીમાન્ મહાવીરદેવવડે અને વેદપુરૂષ એવા ગણધરોવડે અધિકાર છે. ( કેમકે તેમણેજ અનુક્રમે અર્થથી અને સૂત્રથી સામાયિક પ્રરૂપ્યું છે. ) એ સિવાય શેષ ધર્મપુરૂષ અને ચિન્હપુરૂષાદિની પણ યથાસંભવ ઉભય વર્ગમાં (તીર્થંકર-ગણધરમાં ) યોજના કરવી. ૨૦૯૫-૨૦૯૬-૨૦૯૭.

હવે કારણદ્વાર કહે છે.

निक्खेवो कारणम्मिं चउव्विहो दुविह होइ दव्वम्मि ।
तद्दव्वमण्णदव्वे अहवावि निमित्त-नेमित्तो ॥ २०९८ ॥७३७-१९९॥
समवाइ असमवाई छव्विह कत्ता य करण कम्मं च ।
तत्तो य संपयाणापताण तह संनिहाणे य ॥ २०९९ ॥७३८-२००॥

કારણમાં ચાર પ્રકારનો નિક્ષેપ છે. તેમાં તદ્દ્રવ્યકારણ અને અન્યદ્રવ્યકારણ એ બે ભેદ દ્રવ્યકારણના છે. અથવા નિમિત્તકારણ અને નૈમિત્તિકકારણ તેમજ સમવાયી કારણ અને અસમવાયી કારણ એવા પણ બે બે ભેદ છે. તથા કર્તા-કરણ-કર્મ-સંપ્રદાન-અપાદાન-અને સંનિધાન ( આધાર ) એ છ પ્રકારે પણ દ્રવ્યકારણ છે. ૨૦૯૯

જે કાર્ય કરે તે કારણ. ( પણ જેથી કાર્ય થાય તેજ કારણ છે એમ અહીં ન સમજવું. ) તે કારણમાં નામ-સ્થાપના-દ્રવ્ય-અને ભાવ એમ ચાર પ્રકારે નિક્ષેપ થાય છે. એમાંના નામ અને સ્થાપના એ બે કારણ સુખે સમજી શકાય એમ છે, તેથી તેનો વિસ્તાર કરવાનું કંઈ પ્રયોજન નથી; પરન્તુ દ્રવ્યકારણનો જ્ઞશરીર ભવ્યશરીર અને વ્યતિરિક્ત એવા ભેદો છે; તેમાં વ્યતિરિક્તદ્રવ્ય કારણના બે ભેદ છે. એક તદ્દ્રવ્યકારણ-અને બીજું અન્યદ્રવ્યકારણ. જે જન્ય એવા પટાદિ કાર્યના સજાતીયપણાવડે સંબંધવાળું તન્તુ-આદિ દ્રવ્ય, તે પટાદિ કાર્યનું તદ્દ્રવ્યકારણ કહેવાય. અને એથી વિપરીત એટલે એ જન્ય કાર્યથી વિજાતીય દ્રવ્ય વેમ ( પટ બતાવવાનું સાધન ) વિગેરે છે તે તે કાર્યનું અન્ય-દ્રવ્યકારણ કહેવાય.

અથવા બીજી રીતે પણ વ્યતિરિક્ત કારણના બે ભેદ છે. એક નિમિત્ત કારણ. ને બીજું નૈમિત્તિકકારણ તેમાં જે સામીપ્ય-ભાવે કાર્ય સ્વરૂપને ઉત્પન્ન કરનાર તે નિમિત્ત

કારણ, જેમ તંતુઓ સામીપ્યભાવે પટરૂપ કાર્યને ઉત્પન્ન કરે છે, તેથી તે નિમિત્ત કારણ કહેવાય; કેમકે તેના સિવાય પટની ઉત્પત્તિ ન થાય. વળી જેમ તન્તુ સિવાય પટ નથી થતો, તેમ પટગત આતાન-વિતાનાદિ ચેષ્ટાવિના પણ પટ નથી થતો, તેથી એ ચેષ્ટાનું કારણ જે વેમાદિ, તે નિમિત્તકારણનું પણ કારણ હોવાથી તેને નૈમિત્તિક કારણ કહેવાય.

અથવા સમવાયિ કારણ અને અસમવાયિ કારણ એવા પણ બે ભેદ વ્યતિરિકત કારણના છે. સમવાય એટલે સંશ્લેષ—એકીભાવ જેનો હોય તે સમવાયિ, જેમકે પટ કાર્યમાં તન્તુઓ, કારણકે એની અંદર પટ સંશ્લેષપણે-એકીભાવે રહેલ છે, આથી કરીને એ તન્તુઓ સમવાયિ કારણ કહેવાય. તથા તન્તુનો સંયોગ, તે કારણરૂપ દ્રવ્યનો બીજો ધર્મ છે અને પટકાર્યરૂપ દ્રવ્યાન્તરથી દૂરવર્તિ છે, તેથી તે અસમવાયિ કારણ કહેવાય. અહીં વ્યતિરિક્ત કારણના નિમિત નૈમિત્તિક આદિ ત્રિવિધ વિકલ્પોમાં જે પ્રકાર જણાવ્યા છે, તેઓના અર્થમાં કંઇ તફાવત નથી, છતાં તે દરેકના જુદા જુદા પ્રકાર બતાવ્યા છે, તે માત્ર તંત્રાંતરવાળાએ માનેલ જુદી જુદી સંજ્ઞાઓ-નામો જણાવવા માટેજ છે.

અથવા વ્યતિરિકત કારણના બીજા છ ભેદ છે. ૧ ઘટરૂપ કાર્યનો કર્તા કુંભાર-કેમકે તે કર્તાનો તે કાર્યમાં સ્વતંત્ર વ્યાપાર છે. ૨ માટીનો પિંડ-દંડ-સૂત્ર વિગેરે કરણ પણ ઘટનું કારણ છે, કેમકે તે સર્વ સાધકતમ છે. ૩ જે કરાય તે ઘટાદિરૂપ કર્મ, એ પણ ઘટરૂપ-કાર્યનું કારણ છે; અહીં કોઈ શંકા કરે કે ઘટાદિ કાર્ય તેજ પોતાનું કારણ કેમ થાય? તેને ઉત્તર આપે છે કે તે કુંભકારાદિ કારણથી કરાએલી ક્રિયાનો વિષય હોવાથી ઉપચારથી તેને કારણ કહેવાય છે, મુખ્ય વૃત્તિએ તો તે કાર્ય ગુણરૂપ હોવાથી કર્મનું કારણ છે. ૪ સંપ્રદાનકારણ. સં-પ્ર-દાન એટલે સારી રીતે સમારીને જેને અપાય તે. અર્થાત્ ઘટ ગ્રાહક દેવદત્તાદિ વ્યક્તિ તે સંપ્રદાન કારણ કહેવાય, કેમકે ગ્રાહકને ઉદ્દેશીનેજ ઘટની ઉત્પત્તિ થાય છે, ગ્રાહક સિવાય ઘટોત્પત્તિ ન થાય. ૫ અપાદાન કારણ, એટલે જેનાથી મર્યાદાએ મૃત્પિંડાદિનું નિયોજન થાય તે ભૂમિરૂપ અપાદાન કારણ છે; કેમકે તેના વિના પણ ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ ન થાય. ૬ સંનિધાન-આધાર કારણ. એટલે જ્યાં કાર્ય સ્થપાય તે સંનિધાન કારણ અથવા આધારકારણ. એ આધાર પણ કાર્યમાં ઉપયોગી છે, કેમકે ઘટનો આધાર ચક્ર, ચક્રનો આધાર ભૂમિ, અને ભૂમિનો આધાર આકાશ, એ પ્રમાણે આધાર-સંનિધાન પણ કાર્યનું કારણ છે, તેથી તેને સંનિધાનકારણ કહેવાય છે. ૨૦૯૮-૨૦૯૯.

હવે ભાષ્યકાર મહારાજ કારણદ્વારાન્તર્ગત તદ્દ્રવ્યકારણ અને અન્યદ્રવ્યકારણનું સ્વરૂપ કહે છે.

तद्दव्वकारणं तंतवो पडस्सेह जेण तम्मयया ।
विवरीयमन्नकारणमिट्ठं वेमादओ तस्स ॥ २१०० ॥
जइ तं तस्सेव मयं हेऊ नणु कज्जकारणेगत्तं ।
न य तं जुत्तं ताइं जओऽभिहाणाइ भिन्नाइं ॥ २१०१ ॥
तुल्लोऽयमुवालंभो मेएवि न तंतवो घडस्सेव ।
कारणमेगंतेवि य जओऽभिहाणादओ भिन्ना ॥ २१०२ ॥
जं कज्ज-कारणाइं पज्जाया वत्थुणो जओ ते य ।
अन्नेऽणन्ने य मया तो कारण-कज्जभयणेयं ॥ २१०३ ॥

नत्थि पुढवीविसिट्ठो घडोत्ति जं तेण जुज्जइ अणन्नो ।
जं पुण घडोत्ति पुव्वं नासी पुढवी तओ अन्नो ॥ २१०४ ॥

અહીં તન્તુઓ તે પટનું તદ્દ્રવ્યકારણ છે, કેમકે તે તન્મય છે. અને એથી વિપરીત વેમાદિક તે તેનું (પટનું) અન્યદ્રવ્યકારણ છે. જો તે તન્તુને પટનું કારણ માનેલું છે, તો કાર્ય-કારણની એકતા થશે. અને એ એકતા ( માનવી ) યોગ્ય નથી, કેમકે નામાદિવડે તે (કાર્ય-કારણ) ભિન્ન છે. ઉત્તર-(કાર્ય-કારણના) ભેદમાં પણ એ ઉપાલંભ સમાન છે. જેમકે તન્તુઓ ઘટની જેમ ભિન્ન હોવાથી પટનું કારણ નથી. વળી એકતામાં પણ એજ દોષ છે, કેમકે નામ આદિવડે ભિન્ન ભિન્ન છે. માટે કાર્ય અને કારણ એ બન્ને વસ્તુના પર્યાય છે, તેથી અન્ય અનન્યરૂપ કારણ-કાર્યની ભજના જાણવી. જેમકે પૃથ્વીથી વ્યતિરિક્ત ઘટ નથી, તેથી ઘટ પૃથ્વીથી અનન્ય છે, અને ઘટોત્પત્તિ પૂર્વે વ્યક્ત રૂપ ઘટ નહતો. પણ માત્ર પૃથ્વીજ હતી, તેથી ઘટ પૃથ્વીથી અન્ય છે. ૨૧૦૦-થી-૨૧૦૪

યદાત્મક કાર્ય જણાય તે તદ્દ્રવ્યકારણ કહેવાય એટલે કે કાર્યદ્રવ્યના સજાતીયપણાથી સંબંધવાળું જે કારણ તે તદ્દ્રવ્યકારણ કહેવાય. જેમ તન્તુરૂપ કારણનું જે પટરૂપ કાર્ય છે, તે તદાત્મક છે, તેથી તન્તુઓ પટનું તદ્દ્રવ્યકારણ કહેવાય. અને એથી વિપરીત એટલે જેનાથી તદાત્મક કાર્ય ન થાય તે અન્યદ્રવ્યકારણ જાણવું. જેમ વેમાદિકથી જોકે પટરૂપ કાર્ય થાય છે, પણ તે પટરૂપ કાર્ય વેમાદ્યાત્મક નથી થતું, તેથી વેમાદિક પટનું અન્યદ્રવ્ય કારણ છે.

શિષ્ય:-ભગવન્! એ પ્રમાણે જો પટ સંબંધી તદ્દ્રવ્યજ પટનું કારણ થતું હોય, તો કાર્ય-કારણની એકતા થશે, અને એથી પટ અને પટસ્વરૂપની પેઠે તન્તુ અને પટનો કાર્ય-કારણભાવ નહિ થાય. વળી એ કાર્ય-કારણનું એકત્વ માનવું એ યોગ્ય પણ નથી. કેમકે નામ-સંખ્યા-લક્ષણ-અને કાર્યાદિવડે એ બન્ને ભિન્ન ભિન્ન છે; જેમકે-'પટ'-અને "તન્તુઓ" આ નામથી ભેદ છે. પટ એક છે અને તન્તુઓ ઘણા છે. આ સંખ્યાથી ભેદ છે. જેવડે જણાય તે લક્ષણ. એવું લક્ષણ, પટનું જુદું છે, અને તન્તુનું જુદું છે. આવી રીતે લક્ષણથી ભેદ છે. શીતાદિથી રક્ષણ કરવાદિરૂપ કાર્ય પટનું છે, અને બંધનાદિરૂપ કાર્ય તન્તુઓનું છે. આ કાર્યથી ભેદ છે. આ પ્રમાણે નામાદિવડે ભેદ હોવાથી ઘટ અને પટની પેઠે, પટ અને તન્તુરૂપ કાર્ય-કારણનું ભિન્નપણુ જણાય છે, પણ આપ કહોછો તેમ બન્નેનું એકત્વ નથી જણાતું.

આચાર્ય:-તન્તુ અને પટની એકતામાં કાર્ય-કારણના અભાવપણાનો જે દોષ તારા મનમાં ઉદ્‌ભવ્યો છે, તે દોષ, તન્તુ અને પટનો ભેદ માનવામાં પણ સરખોજ છે. જેમકે-તન્તુઓ ઘટની પેઠે પટથી ભિન્ન હોવાથી પટનું કારણ નથી. વળી તન્તુ અને પટની એકતા માનવામાં આવે તેમાં પણ વસ્તુઓનાં નામ વિગેરે જુદાં જુદાં જણાય તે વિરૂદ્ધ નથી, જેમકે ઘટ અને રૂપ વિગેરેની એકતા તો લોકમાં પ્રસિદ્ધ છે, પણ નામ વિગેરે તો તેઓનાં ભિન્નજ છે. જેમકે-"ઘટ" અને "રૂપ વિગેરે" એ નામથી ભેદ, ઘટ એક છે અને રૂપ વિગેરે ઘણાં છે, એ સંખ્યાથી ભેદ, પહોળા પેટારાદિ આકારવાળો ઘટ છે, અને રક્ત-પીતાદિ લક્ષણવાળાંરૂપ વિગેરે છે. એ લક્ષણથી ભેદ. પાણી લાવવાદિરૂપ ક્રિયા કરનાર ઘટ છે, અને વર્ણ ધારણ કરવાદિના કારણભૂત રૂપ વિગેરે છે. એ કાર્યથી ભેદ. આ પ્રમાણે નામાદિના ભેદથી ભેદ છે, એ કથન અનેકાન્તિક છે, કેમકે એની વિરૂદ્ધમાં એમ પણ કહી શકાય છે કે-નામાદિના

ભેદથી ઘટ અને ઘટના રૂપાદિકની જેમ, પટ અને તન્તુ આદિરૂપ જે કાર્ય-કારણ તે અભિન્ન છે.

શિષ્ય:-પ્રભો! જો એ પ્રમાણે કાર્ય-કારણના ભેદ અને અભેદ પક્ષમાં સરખોજ દોષ આવતો હોય, તો પછી જગતમાં તન્તુ અને પટનો જે કારણ-કાર્ય ભાવ પ્રસિદ્ધ છે, તે કેવી રીતે યોગ્ય માની શકાય?

આચાર્ય:-પ્રાજ્ઞ! સાંભળ. જેમ માટીથી વ્યતિરિક્ત-ભિન્ન ઘટ જણાતો નથી, તેથી માટીથી ઘટ અનન્ય-અભિન્ન છે એમ કહી શકાય. અને સ્વસ્વરૂપે ઉત્પન્ન થયા પહેલાં ઘટ હતો નહિ, પણ કેવળ માટીજ હતી, તેથી ભિન્ન છે એમ કહેવાય, જો એમ ન માનતાં સર્વથા એકપણું માનવામાં આવે તો જે કાલે એકલી પૃથ્વી હતી તે કાળે પણ ઘટ જણાવો જોઇએ, પરન્તુ તે કાળે તે જણાતો નથી, માટે પૃથ્વીથી-માટીથી ઘટ ભિન્ન છે. આ પ્રમાણે જેમ કારણ અને કાર્યરૂપ માટી અને ઘટનું ભિન્નાભિન્નત્વ છે, તેજ પ્રમાણે સર્વત્ર કારણ કાર્યમાં ભિન્નાભિન્નપણું સમજી લેવું. ૨૧૦૦-થી-૨૧૦૪

હવે નિમિત્તકારણ, નૈમિત્તિકકારણ, સમવાયિકારણ અને અસમવાયિકારણનું સ્વરૂપ કહે છે.

जह तंतवो निमित्तं पडस्स वेमादओ तहा तेसिं ।
जं चेट्ठाइनिमित्तं तो ते पडयस्स नेमित्तं ॥ २१०५ ॥

समवाइकारणं तंतवो पडे जेण ते समवयंति ।
न समेइ जओ कज्जे वेमाइ तओ असमवायि ॥ २१०६

वेमादओ निमित्तं संजोगा असमवायि केसिंचि ।
ते जेण तन्तुधम्मा पडो य दव्वंतरं जेण ॥ २१०७ ॥

दव्वंतरधम्मस्स य न जओ दव्वंतरम्मि समवाओ ।
समवायम्मि य पावइ कारण-कज्जेगया जम्हा ॥ २१०८ ॥

જેમ તંતુઓ પટનું નિમિત્ત કારણ છે, તેમ વેમાદિક સાધનો તંતુઓની-આતાન-વિતાનાદિ ચેષ્ટાનું નિમિત્ત કારણ છે, તેથી તે વેમાદિક પટનું નૈમિત્તિક કારણ છે. (પટના કારણનું એ કારણ છે.) તથા તન્તુઓ પટનું સમવાયિકારણ છે, કેમકે તે પટમાં સંશ્લિષ્ટ છે. (એથી અહીં તન્તુઓમાં પટ છે, એમ વૈશેષિકો માને છે.) અને વેમાદિક જે છે તે પટરૂપ કાર્યમાં સંશ્લિષ્ટ નથી, તેથી તે પટનું અસમવાયિ કારણ છે. કેટલાક વૈશેષિકો વેમાદિકને નિમિત્ત કારણ કહે છે, અને સંયોગોને અસમવાયિ કારણ કહે છે; કેમકે તે સંયોગો તન્તુના ધર્મ છે, અને પટ જુદું દ્રવ્ય છે, તેથી અન્યદ્રવ્યના ધર્મનો અન્યદ્રવ્યમાં સમવાય ન હોય, અને જો હોય, તો કારણ-કાર્યની એકતા થાય. ૨૧૦૫-થી-૨૧૦૮.

નિમિત્તકારણ અને નૈમિત્તિકકારણ, તથા વૈશેષિકોએ માનેલ સમવાયિ અને અસમવાયિ કારણમાં કંઇ વિશેષ કહેવાનું નથી, પરન્તુ કેટલાક વૈશેષિકોમાં મતભેદ છે, તેઓમાંના કેટલાકનું એમ માનવું છે, કે સજાતીય-વિજાતીય તુરી-દિશા-કાળ-વેમાદિક સર્વ પટનાં નિમિત્ત કારણ છે, પણ અસમવાયિ કારણ નથી, કેમકે તે સર્વ તન્તુઓનો સંયોગ માત્ર કરવામાં નિમિત્ત ભૂત હોવાથી તન્તુરૂપ કારણદ્રવ્યને આશ્રિને રહેલા છે, પરન્તુ સંયોગો એટલે તન્તુના ગુણ અથવા ધર્મ, તે તન્તુરૂપ કારણને આશ્રિને રહેલા હોવાથી અસમવાયિ

કારણ છે. પણ નિમિત્તકારણ નથી, કેમકે એ તન્તુસંયોગ, તન્તુનો ધર્મ હોવાથી નિમિત્ત-કારણથી વિલક્ષણ છે.

અહીં કોઇ એમ કહેવા માગે કે તન્તુસંયોગો પણ તન્તુઓની પેઠે પટમાં સંશ્લિષ્ટ છે, તેથી તેમને સમવાયિકારણ કહેવામાં આવે, તો શું દોષ છે? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે તન્તુદ્રવ્યથી પટદ્રવ્ય જુદું છે, અને પટદ્રવ્યથી તન્તુદ્રવ્ય જુદું છે. આથી કહેવાનું તાત્પર્ય એ છે કે-દ્રવ્યો અન્ય દ્રવ્યને આરંભે છે, અને ગુણો અન્ય ગુણોને આરંભે છે, એવો સિદ્ધાન્ત છે. એટલે જેમ શીતનો ધર્મ અગ્નિમાં ન હોય, તેમ અન્યદ્રવ્યના ધર્મનો સમવાય અન્યદ્રવ્યમાં ન હોય, કારણ કે તન્તુધર્મ જે તન્તુસંયોગ, તેનો પટરૂપ અન્યદ્રવ્યમાં સમવાય માનવામાં આવે, તો એક બીજાના ગુણના સંશ્લેષથી પટ અને તન્તુરૂપ કાર્ય-કારણની એકતા થાય. અને એથી જેમ શ્વેતતાદિ પટના ધર્મ પટમાં સમવેત (સંશ્લિષ્ટ) છે, અને તેથી અવ્યતિરિક્ત છે, તે છતાં પણ તે પટનું કારણ નથી થતા, તેમ તન્તુસંયોગો પણ તેનું કારણ ન થાય, કારણ કે એકતામાં કાર્ય-કારણભાવ ઘટે નહિ. આ પ્રમાણે વૈશેષિકો કોઇપણ રીતે કાર્ય-કારણોની એકતા નથી માનતા. ૨૧૦૫ થી ૨૧૦૮.

સ્યાદ્વાદમતાનુસાર કારણથી કાર્ય ભિન્નાભિન્ન છે. તે જણાવે છે.

> जइ तंतूणं धम्मा संजोगा तह पडोवि सगुण व्व ।
> समवायाइत्तणओ दव्वस्स गुणादओ चेवं ॥ २१०९ ॥
> अभिहाण-बुद्धि-लक्खणभिन्ना वि जहा सदत्थओऽणन्ने ।
> दिक्-कालाइविसेसा तह दव्वाओ गुणाईआ ॥ २११० ॥
> उवयारमेत्तभिन्ना ते चेव जहा तहा गुणाईआ ।
> तह कज्जं कारणओ भिन्नमभिन्नं च को दोसो ? ॥ २१११ ॥

જેમ તન્તુસંયોગો, તન્તુના ધર્મ છે, તેમ પટ પણ, સમવાયાદિપણાથી, તન્તુઓના ગુણની પેઠે તન્તુઓનો ધર્મ છે, એજ પ્રમાણે ગુણ વિગેરે પણ દ્રવ્યના ધર્મ છે. જેમ દિશા કાળ વિગેરે વિશેષો નામ-બુદ્ધિ અને લક્ષણથી ભિન્ન છતાં પણ સદર્થથી અભિન્ન છે, તેવી રીતે ગુણાદિક પણ દ્રવ્યથી અભિન્ન છે. જેમ દિશા વિગેરે (સત્તા સામાન્યથી) ઉપચાર માત્રથી ભિન્ન છે, તેમ ગુણ વિગેરે પણ (દ્રવ્યથી) ઉપચારથી ભિન્ન છે. એજ પ્રમાણે કારણ પણ કાર્યથી ભિન્નાભિન્ન માનવામાં શો દોષ છે? ૨૧૦૯-૨૧૧૦-૨૧૧૧.

જેમ તન્તુસંયોગો તન્તુના ધર્મ છે, તેમ પટ પણ સમવાયાદિપણાથી તન્તુઓના શ્વેતતાદિ ગુણની પેઠે તન્તુઓનો ધર્મ છે, કારણ કે જે જેમાં સમવેત (સંશ્લિષ્ટ) હોય, તે તેનો ધર્મ કહેવાય છે. તદનુસાર તન્તુના શ્વેતતાદિ ગુણોની પેઠે પટ પણ તન્તુઓમાં સમવેત (સંશ્લિષ્ટ) છે, તેથી તે તેનો ધર્મ છે. એજ પ્રમાણે જેમ પટ તન્તુઓનો ધર્મ છે, તેમ ગુણ-કર્મ-સામાન્ય-વિશેષ અને સમવાય પણ દ્રવ્યના ધર્મ છે.

શિષ્ય:—પ્રભો! પટ તન્તુઓનો ધર્મ છે, અથવા ગુણ વિગેરે દ્રવ્યના ધર્મ છે, એ કથનનું અહીં કારણ-કાર્યના ભેદાભેદવિચારમાં શું પ્રયોજન છે?

આચાર્ય:—ભાઈ! અહીં પ્રસ્તુત કારણ-કાર્યના ભેદાભેદ વિચારમાં તેનું પ્રયોજન છે, તેથીજ ઉપર મુજબ કહ્યું છે. જેમ દિશા-કાળ-આત્મા વિગેરે વિશેષો, નામ-બુદ્ધિ

અને લક્ષણાદિ વડે ભિન્ન છે, તોપણ સત્ત્વ-જ્ઞેયત્વ-પ્રમેયત્વાદિ સત્તા સામાન્યવડે અભિન્ન છે. એજ પ્રમાણે ગુણ-કર્મ-સામાન્ય અને સમવાય વિગેરે પણ દ્રવ્યથી અનન્ય છે. આ વિષય વધારે સ્પષ્ટ સમજાવવાને જરા કંઇક વિસ્તારથી કહીએ. જેમ દિશા-કાળ વિગેરેનું નામ જુદું છે, અને સામાન્યનું નામ પણ તેથી જુદું છે. દિશા વિગેરેમાં જુદી બુદ્ધિ થાય છે, અને સત્તા સામાન્યમાં પણ એથી જુદીજ બુદ્ધિ થાય છે. દિશા વિગેરેનું લક્ષણ-સ્વરૂપ જુદું છે. અને સત્તા સામાન્યનું જુદું છે. આ પ્રમાણે નામાદિવડે દિશા વિગેરે દરેક વિલક્ષણ હોવાથી ભિન્ન છે, પણ સત્ત્વ-જ્ઞેયત્વાદિ સત્તા સામાન્ય વડે અભિન્ન છે. એજ પ્રમાણે તન્તુઆદિના શ્વેતતાદિ ગુણો નામાદિ વડે ભિન્ન છે, તે છતાં જ્ઞેયત્વાદિ વડે અભિન્ન છે. જેમ સત્તા સામાન્યથી અભિન્ન એવા દિશા વિગેરેમાં નામાદિકના ભેદવડે ભેદનો ઉપચાર કરાય છે, તેવી રીતે દ્રવ્યથી અભિન્ન એવા ગુણ વિગેરેમાં પણ ભેદનો ઉપચાર કરાય છે. જેમકે:—પ્રાતઃકાળે મંદ મંદ પ્રકાશ હોય ત્યારે, પુષ્કળ પત્રવાળી તરૂશાખાવડે આચ્છાદિત વાદળીનું કોઇને દર્શન થાય, તે વખતે "કંઇક શ્વેત જણાય છે" એ પ્રમાણે શ્વેતપણાનો નિશ્ચય થાય છે, પણ "વાદળી છે" એવું ભાન નથી થતું. આ પ્રમાણે ભાન થવામાં ગુણ-ગુણીનો ક્વચિત્ ભેદ હોય છે. એકાન્તે અભેદ માનવામાં ગુણનું ગ્રહણ થતાં ગુણીનું પણ અવશ્ય ગ્રહણ થાય, માટે દ્રવ્યથી ગુણ વિગેરેનો કથંચિત્ ભેદ છે, અને કથંચિત્ અભેદ છે, એજ પ્રમાણે કાર્યપણ નામાદિના ભેદવડે કારણથી ભિન્ન છે, અને સત્ત્વ-જ્ઞેયત્વાદિવડે અભિન્ન છે. પણ વૈશેષિક વિગેરે એકાન્ત ભેદેજ કાર્ય-કારણ ભાવ માને છે, તે અયોગ્ય છે. ૨૧૧૧.

છ પ્રકારે વ્યતિરિક્ત કારણ કહે છે.

कारणमहवा छद्धा तत्थ सतंतोत्ति कारणं कत्ता ।
कज्जस्स साहगतमं करणम्मि उ पिंड-दंडाई ॥ २११२ ॥
कम्मं किरिया कारणमिह निच्चिट्ठो जओ न साहेइ ।
अहवा कम्मं कुंभो स कारणं बुद्धिहेउत्ति ॥ २११३ ॥
भव्वोत्ति व जोग्गोत्ति व सक्कोत्ति व सो सरूवलाभस्स ।
कारणसंनेऽज्झम्मिवि जं नागासत्थमारंभो ॥ २११४ ॥
बज्झनिमित्तावेक्खं कज्जंचिय कज्जमाणकालम्मि ।
होइ सकारणमिहरा विवज्जया-ऽभावया होज्जा ॥ २११५ ॥
देओ स जस्स तं संपयाणमिह तंपि कारणं तस्स ।
होइ तदत्थित्ताओ न कीरए तं विणा जं सो ॥ २११६ ॥
भूपिंडावायाओ पिंडो वा सक्करादवायाओ ।
चक्कमहावागो वाऽवायाणं कारणं तंपि ॥ २११७ ॥
वसुहाऽऽगासं चक्कं सरूवमिच्चाइ संनिहाणं जं ।
कुंभस्स तंपि कारणमभावओ तस्स जदसिद्धी ॥ २११८ ॥

અથવા (વ્યતિરિક્ત) કારણ છ પ્રકારે છે. તેમાં (કુંભકારાદિ) સ્વતંત્ર કર્તા. (એ ૧ લું) કારણ. ૨ કરણમાં દંડ-પિંડ વિગેરે કાર્યનાં પ્રસાધકતમના કર્મરૂપ ક્રિયા, તે બીજું

કારણ. ૩ ચેષ્ટારહિત (કાર્ય) સધાતું નથી. તેથી કુંભ (ઘટ) રૂપ કર્મ એ ત્રીજું કારણ. કેમકે ઘટકાર્યરૂપ બુદ્ધિમાં તે હેતુ અથવા તે સ્વરૂપ પ્રાપ્તિને યોગ્ય છે, સ્વરૂપ પ્રાપ્તિનું કારણ સમીપ છતાં પણ તે કાર્યનો આકાશ માટે આરંભ નથી થતો, તેથી કાર્ય કરાતી વખતે બાહ્ય નિમિત્તની અપેક્ષાએ કાર્ય પણ પોતાનું કારણ છે; અન્યથા વિપર્યય કે અભાવ પ્રાપ્ત થાય. ૪ જેને એ કાર્ય આપવા યોગ્ય હોય, તે ગ્રાહક પણ તેનું સંપ્રદાન કારણ છે, કેમકે તેને માટે કરાય છે, તેના વિના તે ન કરાય. ૫ પિંડનો અપાય થવાથી પૃથ્વી, કાંકરાનો અપાય થવાથી પિંડ, અને ઘટના અપાયે ચક્ર-આપાક તે પણ અપાદાન કારણ છે. ૬ પૃથ્વી, આકાશ, ચક્ર, સ્વરૂપ વિગેરે સંનિધાન કારણ છે, કેમકે તેમના વિના તેની (કાર્યની) સિદ્ધિ નથી થતી ૬. ૨૧૧૨ થી ૨૧૧૮.

"જે કર્તાવડે કરાય તે કર્મ" જેમકે ઘટ કરવા માટે કુંભકારના વ્યાપારરૂપ ઘટ પ્રત્યેની ક્રિયા, તે કર્મ. એ કર્મ અથવા ક્રિયા ઘટરૂપ કાર્યનું બીજું કારણ છે.

શિષ્ય:—ભગવન્! કુંભારજ ઘટ કરતો જણાય છે, પણ આપ કહોછો તે ક્રિયા ઘટ કરવામાં કંઇ જણાતી નથી. એટલે તે કેવી રીતે ઘટનું કારણ માની શકાય?

ગુરૂ:—હા, કુંભારજ ઘટ કરે છે, પણ તે ચેષ્ટારહિત ઘટ કરી શકતો નથી, તેથી ઘટ કરવામાં કુંભારની જે ચેષ્ટા થાય છે, તે ચેષ્ટાજ ક્રિયા છે, અને તે ક્રિયા ઘટ પ્રત્યે કારણ છે. અથવા કરાતો ઘટ તેજ કર્તાને ઇષ્ટ હોવાથી કર્મ છે, અને તે કર્મ કારણ છે.

શિષ્ય:—પ્રભો! આપ બીજું કારણ ઘટ કહો છો તો ઘટ તો કાર્ય છે, એટલે એ ઘટ એ ઘટનુંજ કારણ છે એમ કેવી રીતે હોઇ શકે? કારણ કે જેમ અતિતીક્ષ્ણ એવી સોય, પણ પોતાને વીંધી શકતી નથી. તેમ તે પણ પોતાનું કારણ થઇ શકે નહિ.

ગુરૂ:—વિચક્ષણ! વિચાર કર્યા વિના સહસા આ આમ છે" એ કહેવું, એ બુદ્ધિનો દુરૂપયોગ કરવા જેવું છે. તેથી હું કહું છું તે બરાબર લક્ષપૂર્વક સાંભળ, વિચાર કર, અને પછી જો તારી બુદ્ધિમાં તે ન ઉતરે તો શંકા કર. ઘટ એ ઘટરૂપ બુદ્ધિનો હેતુ હોવાથી ઘટનું કારણ છે, કેમકે સર્વ કોઇ પ્રથમ બુદ્ધિમાં નિશ્ચય કરીને પછીજ કાર્ય કરે છે, તેથી બુદ્ધિવડે નિશ્ચિત કરેલો ઘટ, કરવા ઇચ્છેલા માટીમય ઘટનું ઘટબુદ્ધિના આલંબન વડે કારણ છે. અનુત્પન્ન ઘટ અવિદ્યમાન હોવાથી ઘટબુદ્ધિનું આલંબન કેવી રીતે થાય? એવી શંકા પણ તારે ન કરવી, કેમકે દ્રવ્યરૂપે તો તે ઘટ સર્વકાળે વિદ્યમાન હોય છે.

શિષ્ય:—આપ કહો છો, તે સત્ય છે, પરન્તુ અહીં માટીમય કાર્ય સ્વરૂપ ઘટના કારણનો વિચાર કરવાનો છે, કેમકે તેજ અહીં પ્રસ્તુત છે. અને આપે કહેલ બુદ્ધિમાં અધ્યવસિત ઘટ, તે તો આનાથી અન્ય છે, એટલે તેને તેનું કારણ કહેવું, એ પ્રસ્તુત નથી.

ગુરૂ:—ભવિષ્યમાં થવાના કાર્યમાં, થએલા કાર્યની પેઠે ઉપચાર કરવાના ન્યાયે એ બન્નેનો એકજ અધ્યવસાય હોવાથી, તેનું કારણપણું કહેવામાં કંઇ દોષ નથી. કારણકે જેમ સ્થાસ-કોસ કરતી વખતે કુંભારને પૂછવામાં આવે કે તું "શું કરે છે?" આના ઉત્તરમાં એ કહેશે કે "હું ઘટ કરૂં છું" આ પ્રમાણે બુદ્ધિમાં નિશ્ચિત કરેલ ઘટની સાથે ઉત્પન્ન થતા ઘટની એકતા છે, તેથી બુદ્ધિમાં નિશ્ચિત ઘટને ઘટનું કારણ કહેવામાં કાંઇ દોષ નથી.

અથવા સ્વરૂપ પ્રાપ્ત કરાવવાને યોગ્ય એવી જે ક્રિયા તે ક્રિયા સ્વરૂપને પ્રાપ્ત કરાવતી હોવાથી તે પણ પોતાનું કારણ છે, આથી કરીને અવશ્ય કર્મનું કારણપણું માનવું

જોઇએ. કેમકે સર્વ કારણ સામગ્રી સમીપ છતાં પણ, ગમે તેમ નિરર્થક આકાશને માટે કાંઇ પ્રારંભ થતો નથી; પરન્તુ અમુક કાર્યને માટેજ આરંભ થાય છે. એ સિવાય આરંભ થતો નથી માટે એ આરંભ અથવા ક્રિયા કાર્ય પણ પોતાનું કારણ છે. જેમકે કુંભાર-ચક્ર-ચીવર વિગેરે જે બાહ્ય નિમિત્ત છે તેને અપેક્ષીને, કાર્ય કરતી વખતે અન્તરંગ બુદ્ધિએ વિચારેલું જે કાર્ય તે પોતાનું કારણ થાય છે; અન્યથા જો પ્રથમ બુદ્ધિવડે વિચાર્યા સિવાય કાર્ય કરાય, તો વિચાર વિના શૂન્ય મનથી કરેલા આરંભમાં તો કાર્યનો વિપર્યય થાય, એટલે કે ઘટરૂપ કાર્યનાં કારણો સમીપમાં છતાં, ઘટ ન બનતાં, એ સિવાય બીજું કંઇ શરાવળું વિગેરે થાય, અથવા કંઇપણ કાર્ય ન થાય. માટે બુદ્ધિમાં નિશ્ચિત કરેલું કાર્ય પોતાનું કારણ થાય છે. આ પ્રમાણે જે જે યુક્તિથી ઘટે, તે તે યુક્તિથી બુદ્ધિમાને કર્મનું કારણપણું કહેવું

પૃથ્વી, મૃત્પિંડ, ચક્ર, આપાક વિગેરે અપાદાન કારણ છે, અને પૃથ્વી, આકાશ-ચક્ર સ્વરૂપ વિગેરે ઘટના સંનિધાન (આધાર) કારણો છે, કેમકે ઘટનો આધાર ચક્ર, ચક્રનો આધાર પૃથ્વી, પૃથ્વીનો આધાર આકાશ છે, અને આકાશનો આધાર સ્વરૂપ છે, કેમકે તે પોતાના સ્વરૂપમાં પ્રતિષ્ઠિત છે. આ પ્રમાણે પૃથ્વી વિગેરે ઘટના સંનિધાન કારણ છે, તેઓના અભાવે ઘટની સિદ્ધિ ન થાય. ૨૧૧૨ થી ૨૧૧૮.

હવે ભાવકારણ ને તેના પ્રશસ્ત અને અપ્રશસ્ત એવા બે ભેદ કહે છે.

भावम्मि होइ दुविहं अपसत्थ पसत्थयं च अपसत्थं ।
संसारस्सेगविहं दुविहं तितिहं च नायव्वं ॥ २११९ ॥ ७३९-२०१ ॥
असंजमो य एक्को अन्नाणं अविरई य दुविहं तु ।
मिच्छत्तं अन्नाणं च अविरई चेव तिविहं तु ॥ २१२० ॥७४०-२०२॥
होइ पसत्थं मोक्खस्स कारणं एगविह दुविह तिविहं वा ।
तं चेव य विवरीयं अहिगार पसत्थएणेत्थं ॥ २१२१ ॥७४१-२०३॥

ભાવકારણ બે પ્રકારે છે. એક અપ્રશસ્ત અને બીજું પ્રશસ્ત; તેમાં સંસારનું જે કારણ તે અપ્રશસ્ત ભાવકારણ છે, તે એક પ્રકારે, બે પ્રકારે અને ત્રણ પ્રકારે છે. તેમાં અવિરતિ એ એક પ્રકારે, અવિરતિ અને અજ્ઞાન એમ બે પ્રકારે, મિથ્યાત્વ અવિરતિ-ને અજ્ઞાન એમ ત્રણ પ્રકારે છે. પ્રશસ્ત ભાવકારણ મોક્ષનો હેતુ છે, તે પણ એક પ્રકારે, બે પ્રકારે અને ત્રણ પ્રકારે છે, તે તેનાથી વિપરીત સ્વરૂપે જાણવા, અહીં પ્રસ્તુતમાં પ્રશસ્ત ભાવકારણનો અધિકાર છે. ૨૧૧૯-થી-૨૧૨૧.

ઔદયિકાદિ ભાવરૂપ કારણ તે ભાવકારણ છે. તે-ભાવકારણ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે. એમાંનું અપ્રશસ્ત ભાવકારણ સંસારનો હેતુ છે, તે એક પ્રકારે, બે પ્રકારે, અને ત્રણ પ્રકારે છે. અવિરતિ એ એકવિધ કારણ, અજ્ઞાન અને અવિરતિ એ દ્વિવિધ કારણ, મિથ્યાત્વ-અજ્ઞાન ને અવિરતિ એ ત્રિવિધ કારણ, તથા આદિશબ્દથી કષાય આદિયે યુક્ત-ચતુર્વિધાદિ કારણ પણ સમજવું.

પ્રશસ્ત ભાવકારણ મોક્ષનો હેતુ છે, તેના પ્રકાર પણ કહ્યા મુજબ એકવિધાદિ છે,

માત્ર સ્વરૂપ એથી વિપરીત છે, એટલે અવિર્રતિથી વિપરીત સંયમ-વિરતી એ એકવિધ કારણ; અજ્ઞાન અને અવિરતિથી વિપરીત જ્ઞાન અને વિરતી એ દ્વિવિધ કારણ; અજ્ઞાન-મિથ્યાત્વ-ને અવિરતિથી વિપરીત સમ્યગ્ જ્ઞાન-દર્શન-ને ચારિત્ર એ પ્રશસ્ત ભાવકારણ ત્રણ પ્રકારે છે. એજ પ્રમાણે નામાદિ ભેદે ચાર પ્રકારે પણ ભાવકારણ છે. અહીં પ્રસ્તુતમાં સામાયિકનો વિચાર કરવાનો છે, તેથી પ્રશસ્ત ભાવકારણનો અહીં આધકાર છે, કેમકે સામાયિક અધ્યયન ક્ષાયોપશમિક ભાવરૂપ છે અને તે પ્રશસ્ત હોવાથી મોક્ષનું કારણ છે. ૨૧૧૯-થી-૨૧૨૧.

હવે શામાટે તીર્થંકરો સામાયિક કહે છે.? એવો પ્રશ્ન ને તેનો ઉત્તર કહે છે.

**तित्थयरो किं कारण भासइ सामाइयं तु अज्झयणं ? ।**
**तित्थयरनामकम्मं बद्धमिमं वेइअव्वं तु ॥ २१२२ ॥ ७४२-२०४ ॥**
**तं च कहं वेइज्जइ? अगिलाए धम्मदेसणाईहिं ।**
**बज्झइ तं तु भगवओ तइयभवोसक्कइत्ता णं ॥ २१२३ ॥७४३-२०५॥**
**नियमा मणुयगईए इत्थी पुरिसेयरो व सुहलेस्सो ।**
**आसेवियबहुलेहिं वीसाए अन्नयरएहिं ॥ २१२४ ॥७४४-२०६॥**

તીર્થંકર શામાટે સામાયિક અધ્યયન કહે છે? એના ઉત્તરમાં મેં પૂર્વે તીર્થંકર નામ કર્મ બાંધ્યું છે, તે મારે આ પ્રકારે વેદવું જોઇએ. (એમ માનીને તે કહે છે.) તીર્થંકર નામકર્મ કેવી રીતે વેદાય? ઉત્તર-ગ્લાની રહિતપણે ધર્મદેશનાદિવડે (વેદાય છે.) આ તીર્થંકર નામકર્મ ભગવાનને તે ભવથી પૂર્વના ત્રીજા ભવમાં બંધાય (નિકાચિત કરાય) છે.

તીર્થંકર કેવળજ્ઞાન ઉત્પન્ન થયાં પછી કૃતકૃત્ય થયા હોય છે, છતાં તે શામાટે સામાયિકાદિ અધ્યયનો કહે છે? આવી કોઇને શંકા થાય, તો તેના ઉત્તરમાં કહેવાનું કે-મેં તીર્થંકર નામકર્મ બાંધેલું છે, તે મારે આ પ્રમાણે ગ્લાનીરહિતપણે ધર્મદેશનાદિ આપીને વેદવું (ભોગવવું) જોઇએ, એમ માનીને તીર્થંકર ભગવન્ત સામાયિકાદિ અધ્યયનો કહે છે. તીર્થંકર નામકર્મનો બંધ થયા પછી ત્રણ ભવ સુધી સંસારમાં રહીને જીવ સિદ્ધિ પામે છે, એટલેકે જે ભવમાં તીર્થંકર નામકર્મ બાંધ્યું હોય, તે એક મનુષ્યભવ, બીજો દેવ અથવા નારકીનો ભવ અને ત્રીજા ભવે તીર્થંકર થઇને મોક્ષ પામે.

આરંભમાં તીર્થંકર નામકર્મનો બંધ અવશ્ય મનુષ્ય ગતિમાંજ થાય, અન્ય ગતિમાં નહિ. તીર્થંકર નામકર્મ બાંધનાર સમ્યગ્દૃષ્ટિ-શુભલેશ્યાવાળો જીવ સ્ત્રી-પુરૂષ-અથવા મંત્રાદિકારણથી કૃત્રિમનપુંસક હોય છે, પણ કુદરતી નપુંસક ન હોય. અને તેપણ આરહંત સિદ્ધ-પ્રવચન આદિ વીસ સ્થાનોમાંથી એક-બે-ત્રણ અથવા સર્વ સ્થાનકો આરાધી તીર્થંકર નામકર્મનો બંધ નિકાચિત કરે છે. ૨૧૨૨-૨૧૨૩-૨૧૨૪.

ગણધરાદિ સામાયિક અધ્યયન વિગેરે શામાટે શ્રવણ કરે છે? તે શંકા અને તેનો ઉત્તર કહે છે—

**गोयममाई सामाइयं तु किं कारणं निसामेंति ।**
**नाणस्स तं तु सुन्दरमङ्गुलभावाण उवलद्धी ॥२१२५॥७४५-२०७॥**

होइ पवित्ति-निवित्ती संजमतव पावकम्मअग्गहणं ।
कम्मविवेगो य तहा कारणमसरीरया चेव ॥ २१२६ ॥७४६-२०८॥
कम्मविवेगो असरीरया य असरीरया अणाबाहं ।
होअणबाहनिमित्तं अवेयणोऽणाउलो निरुओ ॥२१२७ ॥७४७-२०९॥
निरुयत्ताए अयलो अयलत्ताए य सासओ होइ ।
सासयभावमुवगओ अव्वाबाहं सुहं लहइ ॥ २१२८ ॥७४८-२१०॥

ગૌતમાદિ ગણધરો શામાટે સામાયિકાદિ અધ્યયનનું શ્રવણ કરે છે?

ઉત્તર-સામાયિકાધ્યયન શ્રવણ કરવાથી તેમને તેના અર્થ સંબંધી જ્ઞાન થાય છે, એ જ્ઞાન શુભાશુભ પદાર્થની ઉપલબ્ધિનું કારણ થાય છે, ને એ ઉપલબ્ધિથી શુભમાં પ્રવૃત્તિ અને અશુભથી નિવૃત્તિ થાય છે. એ પ્રવૃત્તિ-નિવૃત્તિ, સંયમ અને તપનું કારણ થાય છે, સંયમ અને તપથી પાપકર્મનું અગ્રહણ તથા કર્મની નિર્જરા થાય છે, કર્મ-નિર્જરા અશરીરતાનું કારણ થાય છે, સર્વથા અશરીરતાથી નિરાબાધપણું થાય છે, નિરાબાધપણાથી વેદના રહિત થવાય છે, વેદના રહિત થવાથી અનાકુલ થવાય છે, અનાકુલપણાથી સર્વ ભાવરોગ રહિત થવાય છે, ભાવરોગ રહિત થવાથી અચલતા પ્રાપ્ત થાય છે, અચલતાથી મુક્તિક્ષેત્રમાં શાશ્વતપણું થાય છે અને શાશ્વતભાવ પામીને જીવ અવ્યાબાધ સુખ ભોગવે છે. આ પ્રમાણે પરંપરાએ સામાયિક અધ્યયન મોક્ષ સુખનું કારણ હોવાથી ગણધરો તે શ્રવણ કરે છે. ૨૧૨૫-થી-૨૧૨૬.

એજ હકીકત ભાષ્યકાર સંક્ષેપથી કહે છે.

तित्थयरनामकम्मक्खयस्स कारणमिदं जिणिंदस्स ।
सामाइयाभिहाणं नाणस्स उ गोयमाईणं ॥ २१२९ ॥
तंपि सुभेयरभावोवलद्धिए सा पवित्ति-नियमाणं ।
एवं नेयं कमसो पुव्वं पुव्वं परनिमित्तं ॥ दारं ॥ २१३० ॥

સામાયિક અધ્યયનનો ઉપદેશ, જિનેશ્વરને તીર્થંકર નામકર્મના ક્ષયનું કારણ છે, અને એને શ્રવણ કરવું એ ગૌતમાદિકને જ્ઞાનનું કારણ છે, તે જ્ઞાન શુભાશુભ ભાવોની ઉપલબ્ધિનું કારણ છે, તે ઉપલબ્ધિ પ્રવૃત્તિ-નિવૃત્તિનું કારણ છે, ઇત્યાદિ પૂર્વે કહ્યા મુજબ પૂર્વ પૂર્વ વસ્તુ તે ઉત્તર-ઉત્તરનું કારણ છે. ૨૧૨૯-૨૧૩૦

હવે પ્રત્યયદ્વાર કહે છે.

पच्चयनिक्खेवो खलु दव्वम्मी तत्तमासगाईओ ।
भावम्मि ओहिमाई तिविहो पगयं तु भावेणं ॥ २१३१ ॥७४९-२११॥
केवलनाणित्ति अहं अरहा सामाइयं परिकहेइ ।
तेसिंपि पच्चओ खलु सव्वण्णुत्ती निसामेंति ॥ २१३२ ॥७५०-२१२॥

પ્રત્યય નિક્ષેપ પણ નામાદિચાર પ્રકારે છે. તેમાં તપ્તમાષક વિગેરે દ્રવ્ય પ્રત્યયમાં ગણાય છે. અહીં ભાવપ્રત્યયનો અધિકાર છે. કેમકે "હું કેવળજ્ઞાની છું" એવા પ્રત્યયથી અરિહંતો સામાયિક કહે છે, તથા ગૌતમાદિ ગણધરો "આ સર્વજ્ઞ છે" એવો પ્રત્યય થવાથી સાંભળે છે. ૨૧૩૧-૨૧૩૨

જેથી પ્રતીતિ થાય તે, અથવા પ્રતીતિ તેજ પ્રત્યય કહેવાય છે. એ પ્રત્યયનો નિક્ષેપ પણ કારણના નિક્ષેપ મુજબ નામાદિ ચાર પ્રકારે છે; નામપ્રત્યય, સ્થાપનાપ્રત્યય, દ્રવ્યપ્રત્યય, અને ભાવપ્રત્યય. નામ અને સ્થાપના પ્રત્યય સુગમ છે, અને દ્રવ્ય પ્રત્યયના ત્રણ ભેદમાંના જ્ઞશરીર તથા ભવ્યશરીરપ્રત્યય પણ સુગમ હોવાથી એ સંબંધમાં કંઇ વિશેષ કહેવાનું નથી, ત્રીજો ભેદ જે તદ્દવ્યતિરિક્ત પ્રત્યય છે તે ૧ તપાવેલા લોઢાના ચણા હાથ વડે ઉપાડવા, ૨ સર્પવાળા ઘડામાં હાથ નાખવો, ૩ મંત્રિત ચોખા ચાવવા, એમ કરવાથી જો કાંઇ પણ હાનિ ન થાય તો તેને જે દોષથી આરોપિત કરવામાં આવ્યો હોય તે તે દોષ વિનાનો સિદ્ધ થયેલ ગણવામાં આવે છે. કેમકે એ દ્રવ્યો નીતિના હેતુભૂત હોવાથી તે દ્રવ્યપ્રત્યય કહેવાય.

ભાવપ્રત્યયમાં અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન એ ત્રણનો સમાવેશ થાય છે. કેમકે એ ત્રણથી બાહ્યલિંગની અપેક્ષા વિના આત્માને પ્રતીતિ થાય છે, આ કારણથી એ ત્રણે તાત્ત્વિકપ્રત્યયરૂપ હોવાથી ભાવપ્રત્યય ત્રણ પ્રકારે છે. મતિ અને શ્રુત બાહ્યલિંગની અપેક્ષાએ આત્માને પ્રત્યય ઉપજાવે છે, તેથી તેની વિવક્ષા અહીં કરી નથી. અહીં પ્રસ્તુતમાં ઉપયોગી તો ભાવપ્રત્યય છે, કેમકે "હું કેવળજ્ઞાની છું" એ પ્રમાણેના પોતાના ભાવપ્રત્યયથી અરિહંતો સામાયિકનો અર્થ જાણીને તેનો ઉપદેશ કરે છે, તથા ગણધરો પોતાના હૃદયના સંશયનો છેદ થવાથી-"આ સર્વજ્ઞ છે" એવા પ્રત્યયથી તેઓ આ તીર્થંકર પાસેથી તે સામાયિક સાંભળે છે. ૨૧૩૧-૨૧૩૨.

હવે ઉપરોક્ત વિષય વધારે સ્ફુટ કરવાને ભાષ્યકાર મહારાજ દ્રવ્ય અને ભાવપ્રત્યયનું સ્વરૂપ કહે છે.

दव्वस्स दव्वओ वा दव्वेण व दव्वपच्चओ नेओ ।
तव्विवरीओ भावे सोऽवहिनाणाइओ तिविहो ॥ २१३३ ॥

केवलनाणित्तणओ अप्पच्चिय पच्चओ जिणिंदस्स ।
तप्पच्चक्खत्तणओ तत्तो च्चिय गोयमाईणं ॥ २१३४ ॥

जेणाइंदियमिट्ठं सामइयं तोऽवहाइविसयं तं ।
न उ मइ-सुयपच्चक्खं जं ताई परोक्खविसयाई ॥ २१३५ ॥

દ્રવ્યનો, દ્રવ્યથી અથવા દ્રવ્યવડે જે પ્રત્યય તે દ્રવ્યપ્રત્યય જાણવો. તેથી વિપરીત પ્રત્યય તે ભાવપ્રત્યય, એ પણ અવધિજ્ઞાનાદિ ત્રણ પ્રકારે છે. કેવળજ્ઞાનીપણાથી જિનેશ્વરને આત્મિક પ્રત્યય છે, ( તેથી તે સામાયિક પ્રરૂપે છે. ) અને આ કેવળી છે, એવા પ્રત્યક્ષપણાના પ્રત્યયથી ગૌતમાદિ તે સામાયિકને સાંભળે છે. તથા સામાયિકને અતીંદ્રિય વિષયવાળું માનેલ હોવાથી તેને અવધિ આદિ જ્ઞાનોના વિષયવાળું કહ્યું છે; કેમકે મતિ શ્રુત પ્રત્યક્ષ વિષયવાળાં નથી, પણ તે પરોક્ષાર્થ વિષયવાળાં છે. ૨૧૩૩-૨૧૩૪-૨૧૩૫.

પ્રત્યયવાન્ પુરૂષરૂપ દ્રવ્યની જે પ્રતીતિ તે તથા તસમાષકાદિ દ્રવ્યથી થએલ પ્રતીતિ અથવા ઘટાદિ દ્રવ્યવડે થએલ પ્રતીતિ તે દ્રવ્યપ્રત્યય કહેવાય છે; અને જે પ્રતીતિ બાહ્ય દ્રવ્યથી ન થાય, પરન્તુ એથી વિપરીત બાહ્યદ્રવ્યની અપેક્ષા વિના સાક્ષાત્ ઉપલંભથી થાય, તે ભાવપ્રત્યય કહેવાય છે. એ ભાવપ્રત્યય, અવધિ-મન:પર્યવ, અને કેવળજ્ઞાન એમ ત્રણ પ્રકારે છે. આ ભાવપ્રત્યયનો અહીં અધિકાર છે.

તીર્થંકર ભગવાન કેવળજ્ઞાની હોવાથી સામાયિકનો અર્થ સાક્ષાત્પણે જાણીને "હું કેવળી છું" એવા કેવળજ્ઞાનાત્મક ભાવપ્રત્યયથી સામાયિક પ્રરૂપે છે. અને ગૌતમાદિ ગણધરો, જગદ્બંધુ ભગવાન્ સર્વ સંશયનો છેદ કરે છે, તેથી તે 'કેવલ જ્ઞાની છે." એમ પ્રત્યક્ષ અનુભવદ્વારાએ જાણીને ભાવપ્રત્યયથી ભગવદુક્ત સામાયિકનું શ્રવણ કરેછે.

અહીં કોઇને એવી શંકા થાય, કે મતિ-શ્રુત જ્ઞાન પણ પ્રતીતિ કરાવનાર છે, તો પછી તેને ભાવપ્રત્યય શા માટે ન કહેવાય? અને અવધિઆદિ ત્રણ જ્ઞાનોજ ભાવપ્રત્યય કેમ કહેવાય? આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે-સામાયિક એ જીવનો પર્યાય છે, અને જીવ અમૂર્ત છે. તેથી સામાયિક ઇન્દ્રિયનો વિષય નથી એમ તત્ત્વજ્ઞ પુરૂષોએ માનેલ છે, આ કારણથી અવધિઆદિ જ્ઞાનોનોજ તે વિષય છે, મતિ-શ્રુતજ્ઞાનનો વિષય નથી, કેમકે તે બે જ્ઞાન બાહ્ય-પરોક્ષાર્થ વિષયવાળાં હોવાથી ઇન્દ્રિયદ્વારાએ બાહ્ય પદાર્થોનું જ્ઞાન કરાવનાર થાય છે. ૨૧૩૩ થી ૨૧૩૫.

સામાયિક એ જીવનો પર્યાય હોવાથી માત્ર કેવળજ્ઞાનનોજ વિષય થઈ શકે, અવધિ અને મન:પર્યવ જ્ઞાન પુદ્ગળ વિષયી હોવાથી તેનો વિષય સામાયિક કેવી રીતે થાય? તેનો ઉત્તર કહે છે.

जुत्तमिह केवलं चेव पच्चओ नोहि-माणसं नाणं ।
पोग्गलमेत्तविसयओ सामइयारूवया जं च ॥ २१३६ ॥
जं लेसापरिणामो पायं सामाइयं भवत्थस्स ।
तप्पच्चक्खत्तणओ तेसिं तो तंपि पच्चक्खं ॥ २१३७ ॥
ओहाइपच्चयंचिय जइ तं न सुयंमि पच्चओ पत्तो ।
पच्चक्खनाणिवज्जस्स तेण वयणं न सद्धेयं ॥ २१३८ ॥
सुयमिह सामइयं चिय पच्चइयं तं जओ य तव्वयणं ।
पच्चक्खनाणिणो च्चिय पच्चायणमेत्तवावारं ॥ २१३९ ॥
ओहाइपच्चओत्ति य भणिए तो तंपि पच्चओऽभिहियं ।
ओहाइतिगं च कहं तदभावे पच्चओ होज्जा ? ॥ २१४० ॥

સામાયિક જીવનો પર્યાય હોવાને લીધે અરૂપી છે ને તેથી તે અરૂપીને જણાવનાર કેવળજ્ઞાનનેજ ભાવપ્રત્યય તરીકે કહેવું યોગ્ય છે, પણ અવધિ-મન:પર્યવજ્ઞાનને ભાવપ્રત્યય તરીકે કહેવા યોગ્ય નથી, કેમકે તે પુદ્ગળમાત્રનેજ વિષય કરનાર છે. ઉત્તરમાં જે લેશ્યાજનિત પરિણામ તેજ ઘણું કરીને ભવસ્થજીવનું સામાયિક કહેવાય છે, ને તે પરિણામ અવધિ તથા મન:પર્યવ જ્ઞાનીને પ્રત્યક્ષ થતા હોવાથી તે સામાયિક પણ તેમને પ્રત્યક્ષ થાય છે. શંકા-જો અવધિઆદિ ત્રણ જ્ઞાનોજ પ્રત્યય કહેવાય, તો પછી શ્રુતજ્ઞાનને પ્રત્યય નહીં

કહેવાય, અને તેથી પ્રત્યક્ષ જ્ઞાન વિનાનું વચન માનવું નહિ. (એમ એ ઉપરથી સિદ્ધ થયું) ઉત્તર-એમ નહીં. ગણધરાદિ રચિત શ્રુત અહીં (સામાયિકનો હેતુ હોવાથી) સામાયિક છે. અને તે પ્રત્યય કરાવનાર છે. માત્ર વચનરૂપ દ્રવ્યશ્રુતને પ્રત્યય કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે પ્રત્યક્ષ જ્ઞાનવાળાનું વચન પણ પ્રત્યય કરવાના વ્યાપારરૂપ છે. અવધિ આદિ ત્રણ જ્ઞાન પ્રત્યય છે. એમ કહેવાથી શ્રુત પણ અર્થાપત્તિથી પ્રત્યય છે, એમ કહ્યું, કેમકે શ્રુતના અભાવે અવધિ આદિ ત્રણ જ્ઞાનો પણ કેવી રીતે પ્રત્યય થઈ શકે? ૨૧૩૬ થી ૨૧૪૦

શિષ્ય:—જો સામાયિક જીવનો પર્યાય હોવાથી અરૂપી હોય, તો તે માત્ર કેવળ-જ્ઞાનનોજ વિષય થઇ શકે, અને એથી કરીને એક કેવળજ્ઞાનજ પ્રત્યય કહેવાય, પણ અવધિ-મન:પર્યવજ્ઞાન પ્રત્યય ન કહેવાય, કેમકે તે બન્ને રૂપી દ્રવ્યનોજ વિષય કરનારા છે. જો કદી સામાયિક પૌદ્દગલિક હોય, તો તે બન્ને જ્ઞાન તેનો વિષય કરે, અને પ્રત્યય કહેવાય, પરન્તુ એવું નથી, સામાયિક તો જીવનો પર્યાય હોવાથી અરૂપી છે, એટલે તે સામાયિક તેનો વિષય કેવી રીતે કરી શકે? એથી એ બન્નેને પણ ભાવપ્રત્યય ન કહેવાય.

આચાય:-સિદ્ધાત્માને સમ્યક્ત્વ સામાયિક હોય છે, તે લેશ્યાના પરિણામ રૂપ નથી, તથા અયોગી કેવળીને સમ્યક્ત્વ સામાયિક અને ચારિત્ર-સામાયિક હોય છે, તે પણ લેશ્યાના પરિણામ રૂપ નથી, આ બે સિવાયના ભવસ્થ જીવોને જે સામાયિક હોય છે, તે પ્રાય: દ્રવ્યલેશ્યાજનિત પરિણામરૂપ હોય છે. એવું સામાયિક અવધિ-મન:પર્યવ જ્ઞાનવા-ળાને પણ પ્રત્યક્ષ થાય છે, કેમકે સામાયિકના પરિણામ ઉત્પન્ન કરનાર લેશ્યાદ્રવ્યને તે જ્ઞાનવાળાઓ સાક્ષાત્ જુએ છે, તેથી તે દ્વારાએ થએલું સામાયિક પણ તેમને પ્રત્યક્ષ છે, અને મતિ-શ્રુત જ્ઞાનવાળાઓ એ પ્રમાણે કંઇપણ સાક્ષાત્ નથી જોતા, એથી કરીને તે બન્નેને ભાવપ્રત્યય પણે કહેલ નથી.

શિષ્ય:—જો આપ કહો છો એ પ્રમાણે અવધિ-મન:પર્યવ ને-કેવળજ્ઞાન, એ ત્રણ જ્ઞાનના પ્રત્યય રૂપજ સામાયિક હોય, તો શ્રુતજ્ઞાનને પ્રત્યય રૂપપણુંજ નહી કહેવાય. કેમકે ઉપરોક્ત ન્યાયે અવાધ આદિ પ્રત્યક્ષજ્ઞાન રહિત જે મનુષ્ય હોય, તેનું વચન માનવા યોગ્ય નથી, એમ થયું. પરન્તુ સિદ્ધાન્ત એ ન્યાયની વિરૂદ્ધ છે, કેમકે ચૌદ પૂર્વધર આદિનું વચન પ્રમાણરૂપે માનેલ છે. તેથી શ્રુત પણ પ્રત્યયરૂપ માનવું જોઇએ.

આચાર્ય:—ગણધરાદિકે રચેલા શ્રુતને તું પ્રત્યય રૂપે કહે છે, પણ તે સામાયિકનો હેતુ હોવાથી શ્રુત સામાયિક છે, અને તે સર્વ અભિલાપ્ય અર્થગોચર એટલે સર્વ દ્રવ્ય અને તેના કેટલાક પર્યાયને ગ્રહણ કરનાર શ્રુતજ્ઞાન છે, ઇત્યાદિ રૂપે કેવળાદિ જ્ઞાનત્રયની પ્રતીતિ કરાવનાર પ્રત્યયિક છે, પણ કેવળાદિ જ્ઞાનત્રયની પેઠે સ્વયં પ્રત્યયરૂપ નથી. તેથી તેને ભાવપ્રત્યયપણે નથી કહ્યું. વચનરૂપ દ્રવ્યશ્રુતને પ્રત્યયરૂપ કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કેમકે પ્રત્યક્ષ જ્ઞાનવાળાનું વચન પણ બીજાને બોધ કરવાના હેતુરૂપ છે પણ બોધરૂપ નથી, તેથી કેવળ પ્રતીતિ કરાવવાના વ્યાપાર રૂપજ છે. એટલે આ ઉપરથી એ સિદ્ધ થયું કે કેવળીએ કહેલું વચન માનવા યોગ્ય છે, તેથી તે વચન પણ ઉપચારથી પ્રત્યય કહેવાય, પરન્તુ કેવળજ્ઞાનાદિની પેઠે સ્વયં પ્રત્યયરૂપ કહેવાય નહિ.

એ પ્રમાણે અવાધ આદિ જ્ઞાનત્રયને પ્રત્યય કહેવાથી તેને જણાવનાર શ્રુતજ્ઞાન પણ પ્રત્યય છે, એમ સામર્થ્યથી સમજાય છે. કેમકે શ્રુતજ્ઞાનના અભાવે અવધિ આદિ જ્ઞાનત્રય પણ કેવી રીતે પ્રત્યય કહેવાય? નજ કહેવાય. "અવધિ આદિજ્ઞાનત્રય પ્રત્યય

છે" એ પ્રમાણે વચનરૂપ દ્રવ્યશ્રુતવડે બીજાને પ્રતીતિ કરાવી શકાય છે. તેના અભાવે અવધિ-આદિ જ્ઞાનો પોતાનું પ્રત્યયપણું બીજાને જણાવી શકતા નથી, અને બીજાને જણાવ્યા સિવાય પ્રત્યયપણું સિદ્ધ ન થાય, માટે દ્રવ્યશ્રુત શ્રુતજ્ઞાન અને તેનાં કારણ પણ પ્રત્યયપણાને પામે છે, તે શ્રુત પણ અવધિ આદિ જ્ઞાનોનું પ્રત્યય પણું સાધે છે, તેથી તેનું એટલે શ્રુત-જ્ઞાનનું પ્રત્યયપણું અહીં ઉપચારથી સમજવું. ૨૧૩૬-થી-૨૧૪૦

હવે પ્રકારાન્તરે આત્મા-ગુરૂ અને શાસ્ત્ર એ ત્રણ પ્રત્યય કહે છે.

आया गुरवो सत्थंति पच्चया वाऽऽदिमो च्चिय जिणस्स ।
सप्पच्चक्खत्तणओ सीसाण उ तिप्पयारोवि ॥ २१४१ ॥
एस गुरू सव्वण्णू पच्चक्खं सव्वसंसयच्छेया ।
भय-राग-दोसरहिओ तल्लिंगाभावओ जं च ॥ २१४२ ॥
अणुवकयपराणुग्गहपरो पमाणं च जं तिहुयणस्स ।
सामाइयउवएसे तम्हा सद्धेयवयणोत्ति ॥ २१४३ ॥
सत्थं च सव्वसत्तोवगारि पुव्वावराविरोहीदं ।
सव्वगुणादाणफलं सव्वं सामाइयज्झयणं ॥ २१४४ ॥
बुज्झामो णं निजमिव विण्णाणं संसयादभावाओ ।
कम्मक्खओवसमओ य होइ सप्पच्चओ रेसिं ॥ २१४५ ॥

અથવા આત્મપ્રત્યય ગુરૂપ્રત્યય અને શાસ્ત્રપ્રત્યય, એમ ત્રણ પ્રકારે પ્રત્યય છે. તેમાં પહેલો આત્મપ્રત્યય જિનેશ્વરને સ્વ પ્રત્યક્ષપણાથી હોય છે, અને ગણધરાદિ શિષ્યોને એ ત્રણે પ્રકારના પ્રત્યયો હોય છે. આ અમારા ગુરૂ સર્વ સંશયનો છેદ કરનારા હોવાથી સર્વજ્ઞ છે, એ અનુભવ સિદ્ધ છે. વળી ભય-રાગ-અને દ્વેષ રહિત છે, કેમકે તેનાં કાંઇપણ ચિન્હ તેમનામાં નથી. કોઇએ ઉપકાર કર્યા વિના પણ બીજા પર ઉપકાર કરવાને તત્પર અને ત્રિભુવનના જનને પ્રમાણભૂત હોવાથી સામાયિકના ઉપદેશનાં તેમનાં વચનો શ્રદ્ધાયોગ્ય છે. ( આ પ્રમાણે ગુરૂપ્રત્યય હોય છે. ) સર્વ જીવોને ઉપકારી, પૂર્વાપરવિરોધ રહિત, સર્વ ગુણોને ગ્રહણ કરવાના ફળ રૂપ આ શાસ્ત્ર છે. એ શાસ્ત્ર પ્રત્યય કહેવાય, અને એવાજ સર્વ સ્વરૂપવાળું આ સામાયિક અધ્યયન છે. ( આ પ્રમાણે શાસ્ત્રપ્રત્યય હોય છે. ) સંશયાદિના અભાવે અથવા કર્મના ક્ષયોપશમથી સ્વ વિજ્ઞાનની પેઠે (સામાયિક અધ્યયન) અમે જાણીએ છીએ. આ પ્રમાણે શિષ્યોને પણ સ્વપ્રત્યય-આત્મપ્રત્યય થાય છે. ૨૧૪૧-થી-૨૧૪૫

પ્રકારાન્તરે આત્મપ્રત્યય-ગુરૂપ્રત્યય-અને શાસ્ત્રપ્રત્યય એમ ત્રિવિધ પ્રત્યય છે. તેમાં પહેલો આત્મપ્રત્યય જિનેશ્વરને હોય છે. કેમકે તેઓ કેવળી હોવાથી તેમને સર્વ વસ્તુ આત્મ પ્રત્યક્ષ છે, અને તેથી તેઓ આત્માધારેજ સામાયિક ઉપદિશે છે. તથા ગણધરોને અને તેમના શિષ્ય-પ્રશિષ્યોને ત્રણે પ્રકારના પ્રત્યયો હોય છે. તેમાં શિષ્યોના આત્મપ્રત્યય સંબંધી પછી કહીશું, પહેલાં ગુરૂપ્રત્યય અને શાસ્ત્રપ્રત્યય તેમને છે તેનું સ્વરૂપ કહીએ છીએ.

ગણધરોના ગુરૂ તીર્થંકર હોય છે, તેથી ગણધર મહારાજા એમ વિચારે છે કે આ અમારા જગત્બંધુ ગુરૂ સર્વ સંશયનો છેદ કરનારા હોવાથી સર્વજ્ઞ છે, એમ પ્રત્યક્ષ અનુભવાય છે, વળી તેઓ ભય-રાગ-દ્વેષરહિત છે, કેમકે તેઓમાં ભયાદિના ચિન્હરૂપ શસ્ત્ર-

ગ્રહણ—સ્ત્રી સંનિધિ–મુખમલિનતા વિગેરે જણાતા નથી. તેમજ બીજાએ પોતાપર ઉપકાર ન કર્યો હોય, તે છતાં કરૂણાસિન્ધુ ભગવાન્ પરોપકારમાં તત્પર છે, અને તેથી ત્રણે ભુવનમાં તે પ્રમાણભૂત છે. આ પ્રમાણે તીર્થંકર મહારાજ સર્વજ્ઞ અને ભયાદિ રહિત હોવાથી તેઓ કદીપણ અસત્ય બોલે નહિ, માટે સામાયિકોપદેશમાં તેમનું વચન અમારે શ્રદ્ધા કરવા યોગ્ય છે. આજ પ્રમાણે જંબૂ–પ્રભવાદિને તેમના શિષ્ય–પ્રશિષ્યોને પણ પોતપોતાના ગુરૂને વિષે ગુણોદ્ભાવન પૂર્વક સામાયિક શ્રવણ કરવાનો પ્રત્યય થાય છે. તેથી તેઓને ગુરૂપ્રત્યય કહેવાય છે.

હવે શાસ્ત્રપ્રત્યયનું સ્વરૂપ કહીએ છીએ—આ શાસ્ત્ર સર્વ જીવોને ઉપકારી છે, પૂર્વાપર વિરોધ રહિત છે અને સર્વ ગુણગ્રહણ કરવાના ફળરૂપ છે. આથી આ શાસ્ત્ર અમારે પ્રમાણભૂત છે. આ સામાયિક અધ્યયન પણ એવાજ સ્વરૂપવાળું છે. માટે તે અમારે શ્રવણ કરવું જોઇએ. આ પ્રમાણે શાસ્ત્ર ઉપરના પ્રત્યયથી શિષ્યો તે શ્રવણ કરવાને પ્રવર્તે છે, તેથી તેઓને તે શાસ્ત્રપ્રત્યય કહેવાય છે.

શિષ્ય:-શાસ્ત્રને બરાબર જાણ્યા સિવાય, તે સર્વસત્ત્વોપકારકાદિ ગુણવાળું છે છે, એમ પ્રથમજ શિષ્યો કેવી રીતે જાણી શકે? અને સર્વ શાસ્ત્ર જાણીને તેના ગુણો શિષ્ય જાણે છે, એમ આપ કહેતા હો, તો તે અયુક્ત છે, કેમકે એથી શાસ્ત્રની પ્રવૃત્તિમાં તે શાસ્ત્રના પ્રત્યયનો અધ્યવસાય નિષ્ફળ ગણાશે, કારણકે પ્રથમ પ્રત્યય વિના પણ શાસ્ત્રમાં શિષ્યની પ્રવૃત્તિ થઇ, એમ સ્વીકારવું પડશે.

ગુરૂ:—તારૂં કથન યોગ્ય નથી, કેમકે સર્વ શાસ્ત્ર સાંભળ્યા વિના માત્ર અલ્પાંશે શાસ્ત્ર શ્રવણ કરીને પણ શિષ્યો તેના તે ગુણો જાણે છે, અને તેથી શેષ સર્વ શાસ્ત્ર સાંભળે છે. અથવા ગુરૂ પાસેથી શાસ્ત્રનો સમુદાયાર્થ સામાન્યપણે જાણીને પછી વિશેષ જાણવાની ઇચ્છાએ ઉપરોક્ત ગુણો જાણીને સમગ્રશાસ્ત્ર શ્રવણ કરવાને પ્રવર્તે છે. એથી તેઓને શાસ્ત્રપ્રત્યય કહેવામાં કાંઇ દોષ નથી.

વળી શિષ્યોને આત્મપ્રત્યય પણ હોય છે, જેમકે–ઘટ પટાદિકના વિજ્ઞાનની પેઠે અમે સામાયિક અધ્યયન વિજ્ઞાનરૂપે જાણીએ છીએ. જેમ અમારા ઘટ–પટાદિના જ્ઞાનમાં અમને સંશયાદિ નથી, તેમ સામાયિક અધ્યયનના વિજ્ઞાનમાં પણ અમને સંશય-વિપર્યય કે અનધ્યવસાય નથી. આ પ્રમાણે તેઓને આત્મપ્રત્યય થાય છે, અથવા કર્મના ક્ષયોપશમથી તેઓને એવો આત્મપ્રત્યય થાય છે. ૨૧૪૧ થી ૨૧૪૫

હવે લક્ષણદ્વાર કહે છે.

**नामं ठवणा दविए सरिसय सामन्नलक्खणा-ऽऽगारे ।**
**गइरागइ-नाणत्ती निमित्त उप्पाय-विगमे य ॥ २१४६ ॥७५१-२१३ ॥**
**वीरियभावे य तहा लक्खणमेयं समासओ भणियं ।**
**अहवावि भावलक्खण चउविहं सद्दहणमाई ॥२१४७॥७५२-२१४॥**
**सद्द ण जाणण खलु विरई मीसं च लक्खणं कहए ।**
**तेवि निसामिंति तहा चउलक्खणसं अं चेव ॥२१४८॥७५३-२१५॥**

નામ-સ્થાપના-દ્રવ્ય-સાદૃશ્ય-સામાન્યલક્ષણ-આકાર-ગત્યાગતિ-નાનાત્વ-નિમિત્ત-ઉત્પાદવિગમ-વીર્ય અને ભાવ. એમ સંક્ષેપથી બાર પ્રકારે લક્ષણ કહ્યું છે. અથવા ભાવ લક્ષણ પણ શ્રદ્ધાનાદિ ચાર પ્રકારે છે. શ્રદ્ધાન જાણવું વિરતિ અને મિશ્ર. એમ ચાર પ્રકારે લક્ષણ કહે છે, તેથી તે પણ ચાર લક્ષણયુક્ત સમ્યક્ત્વ શ્રુત સર્વ ને દેશવિરતિ. ચાર પદાર્થો સાંભલે છે. ૨૧૪૬ થી ૨૧૪૮

હવે નામ-સ્થાપના-દ્રવ્ય ને સાદૃશ્ય સામાન્યાદિ લક્ષણનું સ્વરૂપ કહે છે.

लक्खणमिह जं नामं जस्स व लक्खिज्जए व जो जेणं । दारं ।
ठवणाऽऽगारविसेसो विण्णासो लक्खणाणं वा ॥ २१४९ ॥
लक्खिज्जइ जं जेणं दव्वं तं तस्स लक्खणं तं च ।
गइचुवगाराईयं बहुहा धम्मत्थियाईणं ॥ २१५० ॥
किंचिम्मित्तविसिट्ठं एयं चिय सेसलक्खणविसेसा ।
जं दव्वलक्खणं चिय भावोवि स दव्वधम्मोत्ति ॥ २१५१ ॥

જે "લક્ષણ" એવું લકારાદિ ત્રણ અક્ષરનું નામ, તે નામલક્ષણ. અથવા જીવાદિ કોઇ વસ્તુનું "લક્ષણ" એવું નામ કરાય તે નામલક્ષણ. અથવા નામ અને નામવાનના અભેદપણાથી નામ અને તેનું લક્ષણ તે નામલક્ષણ. અથવા સ્તંભ-કુંભાદિ પદાર્થ જે પોતાના સ્તંભ-કુંભાદિ નામથી વિવક્ષિત કરાય તે નામલક્ષણ. ૧ તથા "લક્ષણ" રૂપ ત્રણ અક્ષરનો આકાર વિશેષ, અથવા સ્વસ્તિક શંખ-ચક્ર-ધ્વજી વિગેરે લક્ષણોની મંગળપટ્ટ આદિમાં અક્ષતાદિવડે રચના કરાય, તે સ્થાપનાલક્ષણ. ૨ જે વડે ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય જણાય, તે દ્રવ્યલક્ષણ જાણવું. તે ધર્માસ્તિકાયાદિકનું ગતિઉપકારાદિ લક્ષણ અનેક પ્રકારે જાણવું. આ ત્રણ સિવાય શેષ નવ લક્ષણો, કિંચિત્માત્ર વિશિષ્ટ દ્રવ્યલક્ષણ રૂપજ છે, કેમકે જે ભાવ છે, તે પણ દ્રવ્યનો ધર્મ હોવાથી દ્રવ્યલક્ષણજ છે. ( તો પછી સાદૃશ્ય-સામાન્યાદિ તો તે રૂપ હોય એમાં શું આશ્ચર્ય ? ) ૨૧૪૯ થી ૨૧૫૧.

એજ પ્રમાણે સામાન્યથી સાદૃશ્યલક્ષણ સામાન્યલક્ષણ-આકારલક્ષણ અને ગતિઆગતિલક્ષણ કહે છે.

तुल्लागारदरिसणं सरिसं दव्वस्स लक्खणं तंपि ।
जह घडतुल्लागारो घडोत्ति तह सव्वमुत्तीसु ॥ २१५२ ॥
सामण्णमप्पियमणप्पियं च तत्थंतिमं जहा सिद्धो ।
सिद्धस्स होइ तुल्लो सव्वो सामण्णधम्मेहिं ॥ २१५३ ॥
एगसमयाइसिद्धत्तणेण पुणरप्पिओ स तस्सेव ।
तुल्लो सेसाऽतुल्लो सामण्ण-विसेसधम्मोत्ति ॥ २१५४ ॥
बाहिरचिट्ठागारो लक्खिज्जइ जेण माणसं गूढं ।
आहारादिच्छा हत्थ-वयण-नेत्ताइसण्णाहिं ॥ २१५५ ॥
अवरोप्परं पयाणं विसेसविसेसणिज्जया जत्थ ।
गच्चागई य दोण्हं गच्चागइलक्खणं तं तु ॥ २१५६ ॥

તુલ્ય આકારનું દર્શન તે "સાદૃશ્ય" કહેવાય. આ પણ દ્રવ્યનુંજ લક્ષણ છે. જેમ એક ઘટના જેવો બીજા ઘટનો પણ તુલ્ય આકાર છે, તેમ સર્વ મૂર્તિમાન્ પદાર્થોમાં "સાદૃશ્ય" જાણવું. અર્પિત અને અનર્પિત એમ સામાન્ય બે પ્રકારે છે. તેમાં અનર્પિત (અવિશેષિત) સામાન્ય તે સામાન્યધર્મોવડે એક સિદ્ધ સર્વસિદ્ધ સમાન છે. અને એક-સમયાદિસિદ્ધ એક સમયાદિ સિદ્ધપણાની સાથે સમાન છે, તથા શેષ–અસમાન સમયાદિ સિદ્ધપણાની સાથે અસમાન છે, કેમકે તે સામાન્ય-વિશેષ ધર્મવાળા છે. હસ્ત-વચન અને નેત્રાદિની સંજ્ઞાવડે જેમ આહારાદિકની ઇચ્છા જણાય છે, તેમ જે વડે મનમાં ચિંતવેલું જણાય, તે બાહ્ય-ચેષ્ટારૂપ "આકાર" લક્ષણ જાણવું. જ્યાં બે પદની પરસ્પર વિશેષણ-વિશેષ્યરૂપે, અનુકૂળ-પ્રતિકૂળપણે પ્રાપ્તિ-અપ્રાપ્તિ થાય, તે "ગતિ–આગતિ" લક્ષણ છે. ૨૧૫૨ થી ૨૧૫૬.

બે વિગેરે વસ્તુઓના સમાન આકારનું દર્શન તે "સાદૃશ્ય" કહેવાય છે. આવું સાદૃશ્ય પણ દ્રવ્યનું લક્ષણ છે; કેમકે એવું સાદૃશ્ય હોવાથી "આ વસ્તુ આના જેવી છે" એવો વ્યવહાર તો થાય છે ને તેથી દ્રવ્ય જણાય છે, માટે સામાન્યથી એ પણ દ્રવ્યનુંજ લક્ષણ છે, અને વિશેષથી તેને સાદૃશ્યલક્ષણ કહેવાય છે. એજ પ્રમાણે આગળ પણ સર્વ-લક્ષણોમાં સામાન્યથી દ્રવ્યલક્ષણતા અને વિશેષથી તે તે વિશેષલક્ષણતા જાણવી; જે-મકે:-એક જણાતો ઘટ જેવા આકારવાળો છે બીજા ઘટ પણ તેવાજ આકારવાળા છે. આ પ્રમાણે સર્વ મૂર્તિમાન પદાર્થોમાં જેનું જ્યાં "સાદૃશ્ય" ઘટે, ત્યાં તે સર્વ સાદૃશ્યલક્ષણ છે.

સામાન્ય બે પ્રકારનું છે, એક અર્પિત સામાન્ય અને બીજું અનર્પિત સામાન્ય, અર્પિત એટલે વિશિષ્ટ અને અનર્પિત અવિશિષ્ટ. તેમાં અવિશિષ્ટ સામાન્યલક્ષણ આ પ્રમાણે છે. એક સિદ્ધાત્મા, બીજા સર્વ સિદ્ધાત્માઓના સત્ત્વ-જ્ઞેયત્વ-દ્રવ્યત્વ-પ્રમેયત્વ-અમૂર્તત્વ-ક્ષીણકર્મત્વ-અનાબાધત્વ વિગેરે સામાન્ય ધર્મોની સમાન છે. આ અવિશિષ્ટ સામાન્ય લક્ષણનું ઉદાહરણ છે. તથા એક-બે-ત્રણ આદિ સમયસિદ્ધ સમાન સમયે સિદ્ધ થયેલા સિદ્ધોની તુલ્ય છે, અને એથી વિપરીત અસમાન સમયે સિદ્ધ થએલ બીજા સિદ્ધો તેમનાથી અસમાન છે. અહીં એકજ સિદ્ધાત્માની બીજા સિદ્ધાત્માઓ સાથે સમાનતા અને અસમાનતા કહી છે, તે તેઓના સામાન્ય-વિશેષ ધર્મની અપેક્ષાએ કહી છે, પણ એજ પ્રકારના ધર્મથી સમાનતા અસમાનતા નથી કહી કે જેથી વિરોધ આવે. અહીં એક સિદ્ધની બીજા સિદ્ધની સાથે જે સમાનતા તે સામાન્યલક્ષણ જાણવું.

હવે આકારલક્ષણ કહે છે-જેથી મનોવિકલ્પિત વસ્તુ જાણી શકાય, તે બાહ્યચેષ્ટા-આકારલક્ષણ કહેવાય છે, જેમ હાથ-મુખ અને નેત્ર વિગેરેની સંજ્ઞાવડે રાજાદિકની આહારાદિ ઇચ્છા જણાય છે, તે સર્વ આકારલક્ષણ કહેવાય છે. અથવા ગતિ-ચેષ્ટા-ભાષણ-નેત્ર-મુખવિકાર અને ઇંગિતાકારવડે મનોભિપ્રેત વસ્તુ જણાય છે, તેથી તે આકાર-લક્ષણ કહેવાય.

પરસ્પર બે પદનો જ્યાં વિશેષણ-વિશેષ્યરૂપે સંબંધ થાય, તે ગત્યાગતિ કહેવાય છે. જેમકે "હે ભગવન્ જીવ દેવ છે?" આ પ્રશ્નમાં જીવનું ઉદાહરણ આપીને દેવપણું પૂછાય છે, અને જીવપદથી દેવપદમાં અનુકૂળપણે ગતિ થાય છે, તેથી તે ગતિ કહેવાય છે; તથા "હે ભગવન્ દેવ જીવ છે?" આ પ્રશ્નમાં દેવનું ઉદાહરણ આપીને જીવપણું પૂછાય છે, અને દેવપદથી જીવપદમાં પ્રતિકૂળપણે આગતિ થાય છે તેથી આગતિ કહેવાય છે; આ ગતિ અને આગતિવડે જે લક્ષણ થાય તે ગત્યાગતિ લક્ષણ છે. ૨૧૫૨ થી ૨૧૫૬.

ઉપરોક્ત જે ગત્યાગતી લક્ષણ તે ચાર પ્રકારે છે, તે ઉદાહરણપૂર્વક કહે છે.

पुव्वा-वरो-हएसुं वाहयमव्वाहयं च तं तत्थ ।
जीवो देवो देवो जीवोत्ति विगप्पनियमोऽयं ॥ २१५७ ॥
जीवइ जीवो जीवो जीवइ नियमो मओ विगप्पोऽयं ।
देवो भव्वो भव्वो देवोत्ति विगप्पसो दोवि ॥ २१५८ ॥
जीवो जीवो जीवो जीवोत्ति दुगे विगप्पणे नियमो ।
जीवो जहोवओगो तहोवओगो य जीवोत्ति ॥ २१५९ ॥
रूवी घडोत्ति चूओ दुमोत्ति नीलुप्पलं च लोयम्मि ।
जीवो सचेयणोत्ति य विगप्पनियमादओ सिद्धा ॥ २१६० ॥

પૂર્વપદ વ્યાહત, ઉત્તરવ્યાહતપદ વ્યાહત, અને ઉભયપદ વ્યાહત. અને ઉભયપદ અ-વ્યાહત (એમ ચાર પ્રકારે ગત્યાગતિ લક્ષણ છે) તેમાં "જીવ દેવ છે, અને દેવ જીવ છે" આ વિકલ્પ નિયમ નામે પહેલો ભેદ. "જીવે છે તે જીવ, અને જીવ જીવે છે" આ નિયમ નામે બીજો ભેદ છે. "દેવ ભવ્ય, અને ભવ્ય દેવ" આ બન્ને વિકલ્પ નામે ત્રીજો ભેદ છે. "જીવ જીવે છે અને જીવે છે જીવ" આ બન્ને નિયમ નામે ચોથો ભેદ છે. કેમકે જેમ જીવ ઉપયોગવાળો છે, તેમ ઉપયોગવાળો જીવ છે. અથવા રૂપી ઘટ છે, આમ્ર વૃક્ષ છે, નીલકમળ છે, અને જીવ સચેતન છે. આ પ્રમાણે લોકમાં પણ વિકલ્પ નિયમ આદિ ચાર પ્રકારે ગત્યાગતિલક્ષણથી વ્યવહારવૃત્તિ સિદ્ધ છે. ૨૧૫૭ થી ૨૧૬૦

પૂર્વપદ વ્યાહત ( પ્રથમપદ વ્યભિચારી હોય ), ઉત્તરપદ વ્યાહત ( બીજું પદ વ્યભિચારી હોય ), ઉભયપદ વ્યાહત (બન્ને પદ વ્યભિચારી હોય), અને ઉભયપદ અ-વ્યાહત ( બન્ને પદ અવ્યભિચારી હોય ). એમ ચાર પ્રકારે ગત્યાગતિ લક્ષણ છે. તેમાં પ્રથમ ભેદનું ઉદાહરણ આ પ્રમાણે છે. "હે ભગવન્! જીવ દેવ છે કે દેવ 'જીવ છે?" આ પ્રશ્નનો ઉત્તર આપતાં જગદ્‌ગુરૂ કહે છે કે જીવ દેવ હોય છે અને નથી પણ હોતો; પરન્તુ દેવ અવશ્ય જીવ હોય છે. આ પ્રમાણે ભગવન્તના ઉત્તરમાં "જીવ દેવ છે." એ વિશેષણ-વિશેષ્યભૂત બે પદમાં પહેલું પદ જીવ, ઉત્તર પદ દેવત્વની સાથે વ્યભિચારી છે, કેમકે દેવ અને અદેવ જે નારકાદિ તેમાં પણ જીવ હોય છે. અને "દેવ જીવ છે?" આ બે પદમાંનું પહેલું પદ દેવ, ઉત્તર પદ જીવની સાથે વ્યભિચારી નથી; કેમકે દેવ અવશ્ય જીવ હોય છે. આ પૂર્વપદ વ્યાહત વિકલ્પ નિયમ નામે પહેલો ભેદ સમજવો. વિકલ્પ એટલે વ્યાહત-ભજના અથવા વ્યભિચાર. અને નિયમ એટલે નિશ્ચય અથવા અવ્યભિ-ચાર. આ ઉપરથી પ્રથમ ભાંગાનો અર્થ એવો થયો કે, જ્યાં ભજનાવાળા પૂર્વપદયુક્ત ઉત્તર પદમાં નિશ્ચિતપણું હોય તે વિકલ્પ નિયમ નામે પહેલો પ્રકાર છે.

"जीवइ भंते! जीवे, जीवे जीवइ?, गोयमा! जीवइ ताव नियमा जीवे, जीवे पुण सिय जीवइ, सिय नो जीवइ" इति ॥ બીજો ભાંગો પ્રતિપાદન કરનાર ભગવતી સૂત્રમાંનું આ વાકય છે, તેનો અર્થ એ છે કે હે ભગવન્ત! જીવે છે તે જીવ, ( કે ) જીવ જીવે છે? આના ઉત્તરમાં, હે ગૌતમ! જીવે છે તે અવશ્ય જીવ છે, પણ જીવ છે તે જીવે છે, અને નથી પણ જીવતો. આ વાકયમાં "જીવે છે" એ શબ્દથી દશ પ્રકારના પ્રાણરૂપ જીવન સમજવું, આ પ્રાણરૂપ જીવન અવશ્ય જીવમાં હોય છે, અજીવમાં તે સર્વથા નથી હોતું;

પરન્તુ જીવ એ જીવનરૂપ વાલો હોય છે, અને નથી પણ હોતો, કેમકે સિદ્ધ જીવોમાં એ દસવિધ પ્રાણરૂપ જીવન નથી, સંસારી જીવોમાં હોય છે. આ વાકયમાં ઉત્તરપદ વ્યભિચારી છે, અને પૂર્વપદ વ્યભિચારી નથી, કેમકે જીવ સિવાય જીવન નથી હોતું, પણ પણ દશપ્રકારના પ્રાણરૂપ જીવન સિવાય જીવ હોય છે. આથી પૂર્વપદમાં વ્યભિચાર ન હોવાથી તે નિશ્ચિત કહેવાય, અને ઉત્તરપદમાં વ્યભિચાર હોવાથી વિકલ્પ કહેવાય, તેથી કરીને નિશ્ચયયુક્ત વિકલ્પવાલો જે વાકયમાં વિશેષણ-વિશેષ્યનો સંબંધ હોય તે ઉત્તરપદવ્યાહત નિયમ વિકલ્પ નામો બીજો ભાંગો જાણવો.

देवे णं भंते! भवसिद्धिए, भवसिद्धिए देवे ?, गोयमा! देवे सिय भवसिद्धिए, सियं अभवसिद्धिए, भवसिद्धिएवि सिय देवे सिय नो देवेत्ति " આવી રીતે પ્રજ્ઞપ્તિસૂત્રમાં કહેલા આ વાકયથી ગત્યાગતિલક્ષણનો ત્રીજો ભાંગો સમજાવ્યો છે. તેનો અર્થ આ પ્રમાણે છે- હે ભગવન્ત! દેવ ભવસિદ્ધિક છે? અને ભવસિદ્ધિક દેવ છે? ગૌતમ! દેવ ભવસિદ્ધિક છે, અને અભવસિદ્ધિક પણ છે; તેમજ ભવસિદ્ધિક પણ દેવપણે પણ છે, અને અદેવ એટલે નારકાદિપણે પણ હોય છે. આ ઉપરના વાકયમાં પૂર્વપદવર્તી દેવ શબ્દ, ભવ્યત્વની સાથે વ્યભિચારી છે, કેમકે અભવ્ય પણ દેવ હોય છે, ઉત્તરપદવર્તી ભવ્ય શબ્દ પણ દેવત્વની સાથે વ્યભિચારી છે, કેમકે ભવ્યત્વ, દેવ સિવાય નારકાદિમાં પણ હોય છે. આથી આ વાકય ઉભયપદવ્યભિચારી કહેવાય, અને તેથી કરીને વિકલ્પયુક્ત વિકલ્પ છે, જે વાકયમાં બન્ને પદના વ્યભિચારવાળો વિશેષણ-વિશેષ્યનો સંબંધ હોય, તે વિકલ્પ વિકલ્પ નામે ઉભયપદ વ્યભિચારી એવો ત્રીજો ભાંગો જાણવો.

" जीवे भंते! जीवे, जीवे जीवे ?, गोयमा! जीवे ताव नियमा जीवे, जीवेवि नियमा जीवेत्ति " ॥ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિસૂત્રમાં કહેલા આ વાકયથી ચોથો ભાંગો સમજાવ્યો છે. એ પદમાં એક "જીવ" શબ્દનો અર્થ ઉપયોગ સમજવો એટલે આખા વાકયનો અર્થ આ પ્રમાણે થાય-હે ભગવન્ત! જીવ ઉપયોગ છે, કે ઉપયોગ જીવ છે? ગૌતમ! જીવ અવશ્ય ઉપયોગમય છે, અને ઉપયોગ પણ અવશ્ય જીવસ્વરૂપ છે. કેમકે જીવ અને ઉપયોગ બન્ને પરસ્પર ગુણ-ગુણીભાવે અભિન્ન છે આથી કરીને એ વાકય ઉભયપદ અવ્યાહત છે, કારણ કે બન્ને પ્રશ્નમાં નિશ્ચય છે, તેથી કરીને નિયમયુક્ત નિયમવાળો જે વાકયમાં વિશેષણ-વિશેષ્યનો સંબંધ હોય, તે નિયમનિયમ નામે ઉભયપદ અવ્યભિચારી ચોથો ભાંગો જાણવો.

લોકવ્યવહારમાં પણ આ ગત્યાગતી લક્ષણ ચાર પ્રકારે પ્રસિદ્ધજ છે. જેમકે "રૂપી ઘટ" આ વાકયમાંનું પ્રથમપદ "રૂપ" ઘટમાં અને તેથી અધિક પટાદિકમાં પણ છે. તેથી પૂર્વપદ વ્યભિચારી છે. પણ ઉત્તરપદ વ્યભિચારી નથી-કેમકે ઘટ તો રૂપીજ હોય છે. તેથી વિકલ્પ નિયમ નામે આ પહેલો ભાંગો જાણવો. "આમ્ર વૃક્ષ છે" આ વાકયમાં પૂર્વપદવર્તી વૃક્ષ તો આમ્રપણ છે અને એ સિવાય બીજા પણ છે. તેથી ઉત્તરપદ વ્યભિચારી નિયમવિકલ્પ નામે આ બીજો ભાંગો જાણવો. "નીલકમળ" આ વાકયમાંનું પ્રથમપદ "નીલ" તે કમળમાં હોય છે, અને તે સિવાય મરકતાદિમાં પણ હોય છે. વળી ઉત્તરપદવર્તી "કમળ" તે પણ નીલું હોય છે, અને શ્વેત પણ હોય છે, તેથી ઉભયપદ વ્યભિચારી વિકલ્પ નામે ત્રીજો ભાંગો જાણવો. "જીવ સચેતન છે" આ વાકયમાનું પહેલું પદ જીવ તે સચેતનજ હોય છે, અને ચેતના પણ જીવનેજ હોય છે, તેથી ઉભયપદ અવ્યભિચારી નિયમનિયમ નામે આ ચોથો ભાંગો જાણવો. ૨૧૯૦

હવે નાનાત્વ, નિમિત્ત, અને ઉત્પાદ-વ્યય લક્ષણનું સ્વરૂપ કહે છે.

णाणत्ति विसेसो सो दव-क्खेत्त-काल-भावेहिं ।
असमाणाणं णेओ समाणसंखाणमविसेसो ॥ २१६१ ॥

परमाणु-दुयणुयाणं जह नाणत्तं त विससाणं ।
असमाणाणं तह खेत्त-काल-भावप्पभेयाणं ॥ २१६२ ॥

लक्खिज्जई सुभासुभमणेण तो लक्खणं निमित्तंति ।
भोमाइ तदट्ठविहं तिकालविसयं जिणाभिहियं ॥ २१६३ ॥

नाणुप्पन्नं लक्खिज्जए जओ वत्थु लक्खणं तेणं ।
उप्पाओ संभवओ तह चेव विगच्छओ विगमो ॥ २१६४ ॥

નાનાત્વ એટલે વિશેષ (તફાવત), તે વિશેષ, દ્રવ્ય-ક્ષેત્ર કાળ-અને ભાવવડે અસમાન સંખ્યાવાળાનો જાણવો, પણ સમાનસંખ્યાવાળાનો નહિ; જેમ દ્રવ્યમાં પરમાણુ અને વ્દ્યણુકનો વિશેષ છે, તેમ અવશેષ અસમાન-સંખ્યાવાળાનો પણ ક્ષેત્ર-કાળ-અને ભાવના ભેદે તફાવત જાણવો. જે વડે શુભાશુભ જણાય, તે નિમિત્ત લક્ષણ ને તે નિમિત્ત શ્રી જિનેશ્વર મહારાજે ભૌમાદિ આઠપ્રકારનું ત્રિકાળ વિષયી કહ્યું છે. અનુત્પન્ન વસ્તુ જણાતી નથી, તેથી ઉત્પન્ન થતી વસ્તુનું લક્ષણ ઉત્પાદ છે, અને તેજ પ્રમાણે નાશ પામતી વસ્તુનું લક્ષણ વિગમ-(નાશ) છે. ૨૧૬૧-થી-૨૧૬૪.

નાનાત્વ એટલે પદાર્થોનો પરસ્પર તફાવત, એ તફાવત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ વડે અસમાન સંખ્યાવાળા પદાર્થોનો જાણવો, પણ દ્રવ્યાદિવડે સમાન-સંખ્યાવાળા પદાર્થોમાં એ તફાવત નથી હોતો. જેમકે-દ્રવ્યમાં સંખ્યાવડે પરમાણુનો અને વ્દ્યણુકાદિકનો, વ્દ્યણુકનો અને ત્ર્યણુકાદિકનો ત્ર્યણુકનો અને ચતુરણુકનો, ચતુરણુકનો ને પંચાણુકનો ઇત્યાદિ દ્રવ્ય સંખ્યાવડે અસમાન સંખ્યાવાળાનો પરસ્પર તફાવત જાણવો. એજ પ્રકારે ક્ષેત્ર-કાળ અને ભાવના ભેદોનો પણ તફાવત જાણવો. જેમકે-એકપ્રદેશાવગાહી પદાર્થનો અને બેઆદિપ્રદેશાવગાહી પદાર્થનો તફાવત બેપ્રદેશાવગાહીનો અને ત્રણપ્રદેશાવગાહી પદાર્થનો તફાવત. તથા એકસમયસ્થિતિવાળા પદાર્થનો અને બેઆદિસમયસ્થિતિવાળા પદાર્થનો તફાવત. તેમજ કૃષ્ણાદિ એક ગુણવાળાનો અને કૃષ્ણાદિ બે વિગેરે ગુણવાળા પદાર્થનો તફાવત. વળી ઉપલક્ષણથી આ પણ વિશેષ જાણવું કે દ્રવ્યથી સમાનસંખ્યાવાળા પરમાણુ આદિકનો પણ ક્ષેત્ર-કાળ અને ભાવની સાથે તફાવત છે, એજ પ્રમાણે સમાન સંખ્યાવાળા એકાદિપ્રદેશાવગાહીનો અન્યક્ષેત્રાવગાહી પ્રદેશોની સાથે દ્રવ્ય-કાળ અને ભાવવડે તફાવત છે, સમાનસંખ્યાવાળા છતાં એક સમયાદિ સ્થિતિવાળાનો અન્યસમયસ્થિતિવાળાની સાથે દ્રવ્ય-ક્ષેત્ર અને ભાવવડે તફાવત છે, સમાન સ્થિતિવાળા કૃષ્ણાદિ એક ગુણવાળાનો વર્ણ-ગન્ધાદિ ગુણોની સાથે દ્રવ્ય-ક્ષેત્ર અને કાળવડે તફાવત છે.

જે વડે શુભાશુભ જણાય, તે નિમિત્તલક્ષણ કહેવાય. એ નિમિત્તલક્ષણ ભૂમિજન્મ આદિ આઠ પ્રકારનું છે, એમ જગદ્બંધુ જિનેશ્વરોએ કહ્યું છે. એ આઠ પ્રકાર આ પ્રમાણે છે, ભૂમિ સંબંધી, સ્વપ્ન સંબંધી, અંતરિક્ષ સંબંધી, દેવ સંબંધી, અંગ સંબંધી, સ્વર સંબંધી, લક્ષણ સંબંધી અને વ્યંજન સંબંધી. આ આઠે પ્રકારનું નિમિત્ત અતીત

-અનાગત અને વર્તમાન એમ ત્રણે કાળ સંબંધી છે, તેનું વિશેષ સ્વરૂપ અન્ય ગ્રન્થોથી જાણી લેવું.

અનુત્પન્ન વસ્તુ જણાતી નથી, તેથી ઉત્પન્ન થતી વસ્તુઓનો ઉત્પાદ એ તે પદાર્થનું લક્ષણ છે; તેવીજ રીતે વિગમ એટલે નાશ તે પણ નાશ પામતી વસ્તુઓનું લક્ષણ છે.

હવે વિનાશ વસ્તુનું લક્ષણ કેવી રીતે હોઇ શકે? તેનો તથા જેઓ વિનાશને સર્વથા વસ્તુજ નથી માનતા, તેનો ખુલાસો કરે છે.

लक्खिज्जइ जं विगयं विगमेण विणा व जं न सभूई ।
विगमोवि लक्खणमओ विगच्छओ वत्थुणोऽणण्णो ॥ २१६५ ॥

अङ्गुलिरिज्जुता नियमप्पसूइ-वक्कत्तणासओ समयं ।
लक्खिज्जइ नेयरहा तह सव्वे दव्वपज्जाया ॥ २१६६ ॥

उप्पायस्स हि जुत्ता लक्खणया नासओ विणासस्स ।
नासोवलक्खियं वा वत्थुमभावो खपुप्फं व ॥ २१६७ ॥

नासो भावो संभूइहेउओ वत्थुणो धुवत्तं व ।
अहव समुप्पाओ इव वत्थुप्पभवाइभावाओ ॥ २१६८ ॥

જે નાશ પામેલું જણાય છે, તે વિનાશવડે જણાય છે. વળી વિનાશ વિના વસ્તુની ઉત્પત્તિ નથી; તેથી વિનાશ પણ નાશ પામતી વસ્તુનું લક્ષણ માનેલ છે, કેમકે તે નાશ તે વસ્તુથી અનન્ય છે. જેમ રૂજુતાની ઉત્પત્તિ અને વક્રતાનો નાશ થવાની સાથેજ અંગુલીની સરળતા જણાય છે, તેમ સર્વ દ્રવ્યપર્યાયો પોતાનો ઉત્પાદ થતાં સ્વવિપક્ષભૂત-પર્યાયનો નાશ થતાંજ જણાય છે, ( અહીં શંકા થાય કે ) ઉત્પાદને વસ્તુનું લક્ષણ કહેવું યોગ્ય છે, પણ અવિદ્યમાન એવા વિનાશને વસ્તુનું લક્ષણ કહેવું યોગ્ય નથી. અથવા નાશ-યુક્ત પદાર્થ અવિદ્યમાન હોવાથી આકાશપુષ્પની પેઠે અભાવરૂપ હોવો જોઇએ. (ના એમ નહિ.) વિનાશ એ વસ્તુની ઉત્પત્તિનો હેતુ હોવાથી ધ્રુવપણાની પેઠે ભાવરૂપ છે, અથવા વસ્તુની પ્રકૃષ્ટતા થવામાં હેતુભૂત હોવાથી ઉત્પાદની પેઠે ભાવરૂપ છે. ૨૧૬૫-૨૧૬૮.

જેમ ઉત્પાદવડે ઉત્પન્ન થએલ વસ્તુ જણાય છે, તેમ નાશ પામેલ વસ્તુ વિનાશ વડે જણાય છે. વળી જેમ ઉત્પાદ સિવાય વસ્તુની ઉત્પત્તિ નથી, તેમ વિનાશ વિનાપણ વસ્તુની ઉત્પત્તિ નથી; કારણકે માટીનું પૂર્વ સ્વરૂપ નાશ પામ્યા વિના ઘટની ઉત્પત્તિ નથી થતી, તેવીજ રીતે સર્વ વસ્તુમાં સમજવું, માટે વિનાશ પણ ઉત્પાદની પેઠે ઉત્પત્તિનો હેતુ હોવાથી વસ્તુનું લક્ષણ છે; વળી જેમ ઉત્પાદ, ઉત્પન્ન થતી વસ્તુથી અભિન્ન છે, તેમ વિનાશ પણ નાશ પામતી વસ્તુથી અભિન્ન છે, માટે વિનાશ વસ્તુનું લક્ષણ છે.

આજ વાત વધારે સ્પષ્ટપણે સમજવાને એક ઉદાહરણ લઇએ. જેમ અંગુલીરૂપ દ્રવ્યનો સરળતારૂપ પર્યાય, પોતાના ઉત્પાદવડે અને વક્રતાના નાશવડે જણાય છે, અન્યથા નથી જણાતો, કેમકે ગધેડાના શીંગડાની પેઠે અનુત્પન્નપદાર્થને લક્ષણ ન હોય, વળી સ્વપ્રતિપક્ષભૂત પર્યાયનો વિનાશ થયા વિના ઉત્પાદ પણ ન થાય; માટે જેમ અંગુલીનો સરળતારૂપ પર્યાય પોતાના ઉત્પાદ અને વક્રતાના વિનાશવડે જણાય છે, તેમ બીજાપણ સર્વ દ્રવ્યના પર્યાયો પોતાનો ઉત્પાદ તથા સ્વવિપક્ષભૂત પર્યાયનો નાશ થવાથીજ જણાય

છે, અન્યથા નથી જણાતા, તેથી જેમ ઉત્પાદ વસ્તુનું લક્ષણ છે, તેમ વિનાશપણ વસ્તુનું લક્ષણજ છે, કેમકે પૂર્વ પર્યાય વિશિષ્ટપણા શિવાય વસ્તુનું લક્ષણ ઘટે નહિ.

અહીં જેઓ વિનાશને સર્વથા વસ્તુરૂપ નથી માનતા, તેઓ કદાચ એમ કહેવા માગે કે-ઉત્પાદને વસ્તુનું લક્ષણ કહેવું યોગ્ય છે, કેમકે ઉત્પન્ન થએલ વસ્તુથી તે અનન્ય હોવાથી વિદ્યમાન છે; પરન્તુ વિનાશ તો અવિદ્યમાનરૂપ હોવાથી તેને વસ્તુનું લક્ષણ કહેવું એ યોગ્ય નથી. કેમકે અવિદ્યમાન્ ખરશૃંગ, જેમ કોઇનું લક્ષણ થવાને યોગ્ય નથી, તેમ વિનાશ પણ લક્ષણ થવાને યોગ્ય નથી. અને જો વિનાશને પણ વસ્તુનું લક્ષણ માનવામાં આવે, તો તે વિનાશ અભાવરૂપ હોવાથી વિનાશ યુક્ત વસ્તુ પણ આકાશપુષ્પની જેમ અભાવરૂપજ થશે. આ કથનના ઉત્તરમાં કહેવાનું કે ઉપરોક્ત માન્યતા અયોગ્ય છે, કારણ કે વિનાશ પણ ધ્રુવત્વની પેઠે, વસ્તુની ઉત્પત્તિનો હેતુ હોવાથી, ભાવરૂપ છે, અથવા વસ્તુના પ્રકૃષ્ટપણામાં એટલે કે વસ્તુના પ્રૌઢતારૂપ પર્યાયની આદિમાં પ્રથમ વિનાશ વિદ્યમાન હોય છે, તેથી ઉત્પાદની પેઠે તેપણ ઉત્પત્તિમાં હેતુ હોવાથી ભાવરૂપ છે. "જે જે વસ્તુની પ્રકૃષ્ટતા થવાની આદિમાં હોય છે, તે તે ઉત્પાદની પેઠે ભાવરૂપ છે." તેવીજ રીતે વિનાશ પણ વસ્તુની ઉત્પત્તિની આદિમાં હોય છે, માટે ભાવરૂપ છે.

नासोवलक्खियं पिय तदभावो च्चिय तहन्नहा भावो ।
आह नणु पत्तमेवं भावाभावोभयसभावं ॥ २१६९ ॥

एवं चिय तं वत्थुं सवअभावे य तं खपुप्फं व ।
भावे व सवहा सवसंकरे-गत्त-णिच्चाई ॥ २१७० ॥

उप्पन्नं विगयं वाणप्पियमविसेसियं सधम्मेहिं ।
तं चिय पज्जायंतरविसेसियमिहप्पियं नाम ॥ २१७१ ॥

નાશ યુક્ત જણાતી હોવાથી તેટલા અંશે તે અભાવરૂપ છે, અને અન્યથારૂપે તેજ વસ્તુ ભાવરૂપ છે. જો એમ હોય, તો વસ્તુને ભાવ અને અભાવ ઉભય સ્વભાવની પ્રાપ્તિ થાય. વસ્તુ સ્વરૂપ એજ પ્રમાણે છે.-એકાન્તે સર્વથા અભાવ માનવામાં વસ્તુ આકાશપુષ્પ જેવી ગણાય; અને સર્વથા એકાન્તે ભાવ માનવામાં, સર્વ સાંકર્ય-એકત્વ-અને નિત્યત્વાદિ દોષ પ્રાપ્ત થાય. વસ્તુ ઉત્પન્ન થઈ અથવા નાશ પામી, એમ જે કહેવાય છે, તે સર્વ અર્પિત અને અનર્પિત એમ બેપ્રકારે છે. તેમાં સ્વધર્મવડે અવિશેષિત તે અનર્પિત કહેવાય, અને તેજ વસ્તુ અન્ય પર્યાયવડે વિશેષિત હોય તો અર્પિત કહેવાય છે. ૨૧૬૯-થી-૨૧૭૧

પૂર્વોક્ત યુક્તિથી નાશવડે વસ્તુ જણાય છે, તેથી તે નાશ યુક્ત કહેવાય છે, એ કારણથી વસ્તુ એટલા અંશે અભાવરૂપ કહેવાય, તેમાં કંઇ વિવાદ લેવા જેવું નથી, કેમકે કથંચિત્ વસ્તુને અભાવરૂપે જૈનો માને છે, પરન્તુ ઉપર કહ્યું તેથી અન્યથા પ્રકારે એટલે ઉત્પાદ-ધ્રૌવ્યરૂપે તો વસ્તુ ભાવરૂપજ છે.

શિષ્ય:—જો એ પ્રમાણે હોય તો વસ્તુને ભાવાભાવરૂપ-ઉભય સ્વભાવની પ્રાપ્તિ થઈ, અને એમ માનવું એ અયોગ્ય છે, કેમકે ભાવ અને અભાવ, તે છાયા આતપની પેઠે એકત્ર હોઇ શકે નહિ.

ગુરૂ:—વસ્તુ માત્ર ભાવાભાવરૂપ-ઉભયસ્વરૂપવાળી છે, એકાન્તે ભાવરૂપ નથી તેમ એકાન્તે અભાવરૂપ નથી. કારણ કે વસ્તુને સર્વથા અભાવરૂપ માનવામાં તે આકાશ-પુષ્પ જેવી થાય, અને એકાન્તે સર્વથા ભાવરૂપ માનવામાં સર્વ સાંકર્ય-એકત્વ-નિત્યત્વ વિગેરે દોષો પ્રાપ્ત થાય છે. જેમકે-"સર્વ પ્રકારોવડે ઘટનો સર્વથા ભાવ છે." આમ કહેવાથી જેમ ઘટરૂપે ઘટનો સદ્‌ભાવ છે, તેમ પટ-સ્તંભ-પૃથ્વી-પર્વતાદિરૂપે પણ ઘટનો સદ્‌ભાવ થાય, કેમકે વસ્તુને કથંચિત્ અભાવરૂપે ઉપરોક્ત વાકયમાં નથી માનેલ. એજ પ્રમાણે બીજી વસ્તુઓ-પૃથ્વી-પર્વતાદિનો પણ સર્વાત્મપણે સદ્‌ભાવ થવાથી પરસ્પરાનુ-પ્રવેશરૂપ સર્વ સાંકર્ય દોષ પ્રાપ્ત થશે. અથવા કોઇએક ઘટાદિ વસ્તુમાં ત્રિભુવનગત સર્વ-વસ્તુનો પ્રવેશ થવાથી સર્વની એકતા થઈ જાય; અને તેથી કરીને એક આકાશાદિ વસ્તુમાં રહેલી સર્વ વસ્તુઓની એકતાવડે સર્વદા અવસ્થાન થવાથી સર્વ નિત્યતા પ્રાપ્ત થાય. વળી આદિશબ્દથી ઘટાદિ એક વસ્તુનો નાશ થતાં ત્રિભુવનાન્તર્ગત સર્વ વસ્તુનો નાશ થવાથી સર્વશૂન્યતાનો પ્રસંગ આવે, અથવા સર્વ વસ્તુ સર્વત્ર વિદ્યમાન હોવાથી સર્વ પદાર્થોમાં સમગ્રવિશ્વ આકાંક્ષા વિનાનુંજ થઇ જાય આ પ્રમાણે એકાન્ત ભાવરૂપ અથવા અભાવરૂપ વસ્તુ માનવાથી ઉપરોક્ત દોષો પ્રાપ્ત થાય છે, તેથી ભાવાભાવ-ઉભય સ્વરૂપ વસ્તુ માનવીજ યોગ્ય છે, એરીતે માનવાથી કોઈ પ્રકારનો વિરોધ નથી આવતો. કેમકે ભાવ અને અભાવ બન્ને ભિન્ન ભિન્ન નિમિત્તવાળા છે. જો કદી જે નિમિત્તવડે ભાવ હોય, તેજ નિમિત્તે અભાવ હોય તો વિરોધ આવે, પરન્તુ એમ નથી, કારણ કે દરેક વસ્તુ સ્વરૂપે ભાવરૂપ છે, અને પરરૂપે અભાવરૂપ છે.

શિષ્ય:—જો વસ્તુ સ્વરૂપ એમ હોય, તો ઉત્પન્ન વસ્તુ પણ અભાવરૂપે હોવાથી અનુત્પન્ન કહેવાશે, અને અભાવભૂત અનુત્પન્ન વસ્તુ અભાવરૂપે વિદ્યમાન હોવાથી છે એમ કહેવાશે, અને એમ થવાથી "આ વસ્તુ ઉત્પન્ન થઇ, અથવા નાશ પામી" ઇત્યાદિ લોકવ્યવહાર કેવી રીતે પ્રવર્તશે?

ગુરૂ:—વસ્તુ ઉત્પન્ન થઈ અથવા નાશ પામી, એમ જે લોકમાં કહેવાય છે, તે સર્વ બે પ્રકારે છે; એક અર્પિત અને બીજું અનર્પિત. તેમાં સ્વધર્મ વડે અવિશેષિત-સામાન્યરૂપ જે વસ્તુ, તે અનર્પિત કહેવાય છે, અને તેજ વસ્તુ અન્યપર્યાયોવડે વિશેષિત્ હોય, તો અર્પિત કહેવાય છે. આ પ્રમાણે હોવાથી જ્યારે સામાન્યરૂપની અપેક્ષા વિના ઉત્પાદ-વ્યય આદિ કોઈપણ પર્યાયવડે વિશેષિત વસ્તુને કહેવા ઇચ્છીએ, ત્યારે વસ્તુ ઉત્પન્ન થઇ અથવા નાશ પામી, ઇત્યાદિ વ્યપદેશથી સર્વ લોકવ્યવહાર પ્રવર્તે છે. આ પ્રમાણે ઉત્પાદ-વ્યય લક્ષણ કહ્યું, ધ્રુવલક્ષણનું સ્વરૂપ પણ દ્રવ્ય લક્ષણના જેવું છે, તેથી જે દ્રવ્ય લક્ષણ, તેજ ધ્રુવલક્ષણ સમજવું. કેમકે ધ્રુવત્વ અને દ્રવ્યત્વ બન્ને એકાર્થ વાચી છે. ૨૧૬૯ થી ૨૧૭૧.

હવે વીર્યલક્ષણ અને ભાવલક્ષણનું સ્વરૂપ કહે છે.

विरियंति बलं जीवस्स लक्खणं जं व जस्स सामत्थं ।
दव्वस्स चित्तरूवं जह विरियमहोसहाईणं ॥ २१७२ ॥

जमिहोदइयाईणं भावाणं लक्खणं त एवहवा ।
तं भावलक्खणं खलु तत्थुदओ पोग्गलविवागो ॥ २१७३ ॥

उदए सइ जो तेण व निवत्तो उदय एव वोदइओ ।
उदयविघाय उवसमो उवसम एवोवसमिउत्ति ॥ २१७४ ॥

खय इह कम्मअभावो तब्भावे खाइओ स एवहवा ।
उभयसहावो मीसो खओवसमिओ तहेवायं ॥ २१७५ ॥

सवत्तो किर नामो परिणामोऽभिमुहया स एवेह ।
परिणामिउत्ति सुद्धो जो जीवा-जीवपरिणामो ॥ २१७६ ॥

વીર્ય એટલે બળ, એ બળ જીવનું લક્ષણ છે. અથવા જે મણિ-મંત્ર-ઔષધી વિગેરેનું અચિન્ત્ય સામર્થ્ય છે, તેમ જે સચેતન અથવા અચેતન દ્રવ્યનું વિચિત્ર પ્રકારનું સામર્થ્ય તે પણ વીર્ય કહેવાય છે, (વીર્યથી આ બળવાન અથવા સામર્થ્યવાન્ છે, એમ જણાય છે, માટે વીર્ય જીવ અજીવનું લક્ષણ છે.) જે ઔદયિકાદિ ભાવોનાં કર્મ પુદ્ગળો-દયાદિરૂપ લક્ષણ તે ભાવલક્ષણ. અથવા તે ભાવોજ ભાવલક્ષણ છે. તેમાં ઉદય એટલે પુદ્ગળનો વિપાક જાણવો. કર્મ પુદ્ગળોનો ઉદય થવાથી અથવા તે વડે થએલ ભાવ તે ઔદયિક ભાવ. કર્મ પુદ્ગળના ઉદયનો અભાવ તે ઉપશમ, અને તેજ ઔપશમિક ભાવ લક્ષણ છે કર્મ પુદ્ગળોનો સર્વથા અભાવ તે ક્ષાયિક, તે અથવા તેથી થનારને ક્ષાયિક ભાવલ ક્ષણ. ક્ષયોપશમરૂપ મિશ્રતા તે ક્ષયોપશમ ભાવ લક્ષણ. સર્વથા સામાન્યરૂપ પુદ્ગળ અને જીવની પરિણતિ તે પારિણામિક ભાવ. તેનાથી જીવ અથવા અજીવનો જે શુદ્ધ પરિણામ તે પારિણામિક ભાવ લક્ષણ, એ વિગેરે ભાવોનો સંયોગ તે સાંનિપાતિક ભાવ છે. (આ ભાવોથી નારકાદિ જીવ જાણી શકાય છે, માટે તે ભાવો લક્ષણ છે) આ પ્રમાણે અહીં સંક્ષેપથી બાર પ્રકારના લક્ષણનું સ્વરૂપ કહ્યું. ૨૧૯૨ થી ૨૧૭૬.

અહીં પ્રસ્તુતમાં ભાવલક્ષણનો આધકાર હોવાથી ભાષ્યકાર મહારાજ એ ભાવ-લક્ષણનો અધિકાર સ્પષ્ટ કરે છે.

सम्मत्त-चरित्ताइं मीसो-वसम-क्खयरसभावाइं ।
सुय-देसोवरईओ खओवसमभावरूवाओ ॥ २१७७ ॥

सामाइएसु एवं संभवओ सेसलक्खणाइंपि ।
जोएज्ज भावओ वा वइसेसियलक्खणं चउहा ॥ २१७८ ॥

सद्दहणाइसहावं जह सामइयं जिणो परिकहेइ ।
तल्लक्खणं चिय तयं परिणमए गोयमाईणं ॥ २१७९ ॥

સમ્યકત્વ સામાયિક અને ચારિત્ર સામાયિક, મિશ્ર-ઉપશમ-અને ક્ષાયિક ભાવવાળાં છે, શ્રુત સામાયિક અને દેશવિરતિ સામાયિક ક્ષયોપશમભાવરૂપ છે. એ પ્રમાણે સર્વ સામાયિકોમાં યથાસંભવ સર્વ લક્ષણોની યોજના કરવી. અથવા પ્રકારાન્તરે વિશેષ લક્ષણ ભાવથી ચાર પ્રકારે છે. એ શ્રદ્ધાનાદિ સ્વભાવવાળું સામાયિક જેવી રીતે જિનેશ્વર કહે છે, ને તેવાજ લક્ષણવાળું તે ગૌતમાદિકને પરિણામે છે. ૨૧૭૭-થી-૨૧૭૯.

સમ્યકત્વ સામાયિક-શ્રુત સામાયિક-દેશવિરતિ સામાયિક-અને સર્વ-વિરતિ સામા-

યિક. આ ચાર પ્રકારના સામાયિકમાંથી સમ્યકત્વ સામાયિક અને ચારિત્ર સામાયિક એ બન્ને મિશ્ર-ઉપશમ-અને ક્ષાયિક સ્વભાવવાળા છે. એટલે કે એ ત્રણે ભાવમાં ઉપરોક્ત બે સામાયિક હોય છે. અને શ્રુતસામાયિક તથા દેશવિરતિસામાયિક એ બે એક ક્ષાયોપશમિક ભાવમાંજ વર્તે છે. આ ચારે પ્રકારનાં સામાયિક યથોક્ત ભાવવાળા છે, અને જીવ પણ એ ભાવોવડે સામાયિકવાન્ કહેવાય છે, તેથી તે ચારે સામાયિક ભાવલક્ષણરૂપ છે. આ પ્રમાણે સામાયિકોમાં યથાસંભવ બીજા નામાદિ લક્ષણોની પણ યોજના કરવી. જેમકે એનાવડે જીવદ્રવ્ય જણાય છે, માટે તે દ્રવ્યલક્ષણ છે, આ રીતે બીજાં લક્ષણો પણ વિચારીને યોજી લેવાં.

ઉપરોક્ત ભાવલક્ષણ, જીવ અને અજીવ સર્વને જણાવનારૂં હોવાથી સામાન્ય ભાવલક્ષણ છે, પણ એ સિવાય શ્રદ્ધાનાદિક જે લક્ષણ છે, તે સમ્યકત્વાદિ સામાયિકોમાંજ હોવાથી વિશેષ ભાવલક્ષણ છે. જેમકે-જીવા-જીવાદિ પદાર્થોની શ્રદ્ધા તે સમ્યકત્વ સામાયિકનું લક્ષણ છે, જીવાદિ પદાર્થનું જ્ઞાન તે શ્રુતસામાયિકનું લક્ષણ છે, સર્વસાવદ્યયોગનો ત્યાગ તે ચારિત્રસામાયિકનું લક્ષણ છે, અને વિરતાવિરતિ તે દેશવિરતિ સામાયિકનું લક્ષણ છે. આ પ્રમાણે શ્રદ્ધાનાદિ ચાર લક્ષણવાળું સમ્યકત્વાદિ સામાયિક જિનેશ્વર ઉપદેશે છે, અને તેવાજ લક્ષણવાળું તે ગૌતમાદિ શ્રોતાઓને પરિણમે છે. ૨૧૭૭-થી-૨૧૭૯.

॥ સમાપ્તમિદં લક્ષણદ્વારમ્ ॥

॥ નય દ્વાર ॥ હવે નય એટલે શું ? અને તેનો કેટલા ભેદ છે ? તે કહે છે.

एगेण वत्थुणोऽणेगधम्मुणो जमवधारणेणेव ।
नयणं धम्मेण तओ होइ नओ सत्तहा सो य ॥ २१८० ॥

नेगम संगह ववहारुज्जुसुए चेव होइ बोद्धव्वे ।
सद्दे य समभिरूढे एवंभूए य मूलनया ॥ २१८१ ॥ ७५४-२१६

णेगेहिं माणेहिं मिणइत्ती णेगमस्स नेरुत्ती ।
सेसाणंपि नयाणं लक्खणमिणमो सुणह, वोच्छं ॥२१८२॥७५५-२१७

संगहियपिंडियत्थं संगहवयणं समासओ बिंति ।
वच्चइ विणिच्छयत्थं ववहारो सव्वदव्वेसु ॥ २१८३ ॥ ७५६-२१८

पच्चुप्पन्नग्गाही उज्जुसुओ नयविही मुणेअव्वो ।
इच्छइ विसेसियतरं पच्चुप्पन्नं नओ सद्दो ॥ २१८४ ॥ ७५७-२१९

वत्थूओ संकमणं होइ अवत्थुं नए समभिरूढे ।
वंजण-मत्थ-तदुभए एवंभूओ विसेसेइ ॥ २१८५ ॥ ७५८-२२०

અનન્તધર્માત્મક વસ્તુને બીજાને નિષેધ કર્યા વિના એક ધર્મવડે પ્રરૂપવી, તે નય કહેવાય છે. એ નય સાત પ્રકારે છે. નૈગમ-સંગ્રહ-વ્યવહાર-ઋજુસૂત્ર-શબ્દ-સમભિરૂઢ

અને એવંભૂત, એ મૂળ સાત નયો છે. તેમાં જે અનેક મતોવડે વસ્તુને કહે, તે નૈગમ કહેવાય, એ નયની વ્યુત્પત્તિ છે. આ પ્રમાણે શેષ બીજા નયોનું લક્ષણ પણ હું કહું છું, તે હે શિષ્ય ! તું સાંભળ, સંગૃહીત અને પિંડિતાર્થવાળું સંગ્રહનયનું વચન સંક્ષેપથી કહે છે, સર્વ દ્રવ્યોમાં વિનિશ્ચિતાર્થને વ્યવહારનય પામે છે, પ્રત્યુત્પન્ન-વર્તમાનકાળ ભાવી વસ્તુને ગ્રહણ કરનાર તે ઋજુસૂત્ર નયની વિધિ જાણવી, એથી વધારે વિશેષિત પ્રત્યુત્પન્ન ભાવી વસ્તુને શબ્દનય ઇચ્છે છે, સમભિરૂઢનયના મતમાં વસ્તુનું સંક્રમણ માનતાં અવસ્તુ થાય છે, અને એવંભૂતનય વ્યંજન અર્થ તથા એ ઉભયને વિશેષિત કરે છે. ૨૧૮૦-થી-૨૧૮૬

અનન્ત ધર્માત્મક વસ્તુને નિત્ય અથવા અનિત્ય આદિ કોઈ પણ એક અંશવડે પ્રરૂપવી તે નય કહેવાય છે. અહીં કદાચ કોઇ એમ કહેવા માગે, કે એક વસ્તુ એકીસાથે અનન્તધર્માત્મક કેવી રીતે હોઈ શકે? આના ઉત્તરમાં કહેવાનું કે દરેક વસ્તુ પર્યાય સહિત છે; અને તે પર્યાય બે પ્રકારના છે, એક યુગપદ્ભાવી અને બીજા ક્રમભાવી, તેમાં જે રસ રૂપ વિગેરે પર્યાયો છે, તે યુગપદ્ભાવી છે, અને નવા પુરાણાદિ પર્યાયો ક્રમભાવી છે. પુનઃ એ શબ્દપર્યાય અને અર્થપર્યાય એમ બે પ્રકારે છે, તેમાં "ઇન્દ્ર દુશ્ચ્યવન હરિ" ઈત્યાદિ એક અર્થવાળા શબ્દો જે બોલાય છે, તે બધા શબ્દપર્યાય છે, અને જે પર્યાયો શ્રુતજ્ઞાનના વિષય રહિત હોવાથી બોલી શકાતા નથી, માત્ર કેવળાદિ જ્ઞાનનાજ વિષયભૂત છે, તે અર્થપર્યાયો છે. પુનઃ એ સર્વ સ્વપર્યાય અને પરપર્યાય એમ બે પ્રકારે છે, તે પર્યાયોમાં પણ કેટલાક સ્વાભાવિક છે, અને કેટલાક પૂર્વાપર શબ્દની પેઠે આપેક્ષિક છે, એ પર્યાયો પણ અતીત અનાગત ને વર્તમાનકાળના ભેદે ત્રણ પ્રકારે છે, ઇત્યાદિ પ્રકારે શાસ્ત્રાનુસારે પોતાની બુદ્ધિથી વસ્તુનું એકીસાથે અનન્તધર્માત્મકપણું સમજી લેવું, આવી અનન્તધર્માત્મક વસ્તુને કોઈ પણ એક અંશવડે પ્રરૂપે તે નય કહેવાય, એ નય મૂળ સાત પ્રકારે છે, તે દરેકનું સ્વરૂપ ભાષ્યકાર મહારાજ હવે સવિસ્તર કહે છે; તેમાં પ્રથમ નૈગમ-નયનો શબ્દાર્થ વ્યુત્પત્તિ અને માન્યતા કહે છે.

णेगाइं माणाइं सामन्नो–भय–विसेसनाणाइं ।
जं तेहिं मिगइ तो णेगमो णओ णेगमाणोत्ति ॥ २१८६ ॥
लोगत्थनिवोहा वा निगमा तेसु कुसलो भवो वाऽयं ।
अहवा जं नेगगमोऽणेगपहा णेगमो तेणं ॥ २१८७ ॥
सो कमविसुद्धभेओ लोगपसिद्धिवसओऽणुगंतव्वो ।
विहिणा निलयण-पत्थय-गामोवम्माइसंसिद्धो ॥ २१८८ ॥

સામાન્ય અને વિશેષ ઉભય જ્ઞાનરૂપ અનેક પ્રમાણોવડે જે વસ્તુને માને છે, તે નૈગમનય છે ને તે અનેક પ્રમાણવાળો કહેવાય છે. લોકાર્થના બોધક એવા જીવાદિ પદાર્થો, તે નિગમો કહેવાય, તેમાં જે કુશળ તે નૈગમનય, અથવા જેના અનેક ગમ છે એટલે જાણવાના માર્ગ અનેક છે, તે નૈગમ કહેવાય છે, અનુક્રમે વિશુદ્ધ ભેદવાળો આ નય, લોકપ્રસિદ્ધિવશાત્ શાસ્ત્રોક્ત વિધિવડે નિલયન પ્રસ્થક અને ગ્રામૌપમ્યાદિવડે સિદ્ધ કરીને જાણવો. ૨૧૮૬-૨૧૮૭-૨૧૮૮

સત્તારૂપ સામાન્ય, વૃક્ષત્વ-ગોત્વ ગજત્વાદિ સામાન્યવિશેષ ઉભયરૂપ અપાન્તરાલ સામાન્ય, અને નિત્યદ્રવ્યમાં રહેલ અન્ત્ય સ્વરૂપવાળા વ્યાવૃત્તિ ( ભિન્નતા ) આકાર

બુદ્ધિના હેતુરૂપ વિશેષો એ સામાન્યાદિને ગ્રહણ કરનારા અનેક જ્ઞાનોવડે જે વસ્તુને માને છે, તે નૈગમનય, આથીજ આ નયને એક જ્ઞાન ગ્રાહી નથી કહેતા, પણ વિચિત્ર જ્ઞાન ગ્રાહી કહે છે. અથવા લોકમાં રહેલા જીવાદિ પદાર્થને જાણવાના અનેક પ્રકારમાં જે કુશળ હોય, તે નૈગમ અથવા વસ્તુ જાણવાનો જેનો એક પ્રકાર નથી, પરન્તુ અનેક પ્રકાર છે, તે નૈગમ કહેવાય.

આ નૈગમનય અનુક્રમે વિશુદ્ધ ભેદવાળો છે. જેમકે આનો પ્રથમ ભેદ નિર્વિકલ્પ મહાસત્તા નામનો છે, તે માત્ર સામાન્યવાદી હોવાથી અશુદ્ધ છે, ગોત્વ-ગજત્વાદિ સામાન્ય વિશેષવાદી બીજો ભેદ શુદ્ધાશુદ્ધ છે. અને વિશેષવાદી ત્રીજો ભેદ સર્વથા વિશુદ્ધ છે. આ ક્રમવિશુદ્ધ નિલયન (વસતિ) પ્રસ્થકાદિના ઉદાહરણથી વધારે સ્પષ્ટ સમજાશે. જેમકે અરે ભાઇ! તમે ક્યાં રહો છો? આ પ્રશ્નના ઉત્તરમાં જવાબ આપે કે હું લોકમાં રહું છું. લોકમાં ક્યાં? તિર્છાલોકમાં, તિર્છાલોકમાં ક્યાં? મનુષ્યક્ષેત્રમાં, મનુષ્યક્ષેત્રમાં ક્યાં? જમ્બૂદ્વીપમાં, જમ્બુદ્વીપમાં ક્યાં? ભરતક્ષેત્રમાં, ભરતક્ષેત્રના કયા ખંડમાં? મધ્યખંડમાં. મધ્યખંડના કયા નગરે અથવા કયા ગ્રામે? પાટલિપુત્ર નગરમાં, પાટલીપુત્રમાં ક્યાં? ઉપાશ્રયમાં, ઉપાશ્રયમાં કયે સ્થળે? સંથારા ઉપર, સંથારા ઉપર ક્યાં? આકાશ પ્રદેશોમાં. કયા આકાશ પ્રદેશોમાં? જ્યાં આત્મા છે ત્યાં. આ બધા નિલયનની ઉપમાએ કહેલ સઘળા પ્રકાર નૈગમનય માને છે.

બીજું પ્રસ્થકનું ઉદાહરણ:--કાષ્ઠનું બનાવેલું ધાન્ય માપવાનું માન વિશેષ તે પ્રસ્થક કહેવાય છે. આવા પ્રસ્થક માટે કોઇ માણસ જંગલમાં લાકડું કાપતો હોય, તેને કોઇ પૂછે કે ભાઇ તમે શું કરોછો? આના ઉત્તરમાં કાષ્ઠ કાપનાર કહેકે પ્રસ્થક કાપું છું. ફરી માર્ગમાં જતાં કોઈ પૂછે કે તમોએ શું સ્કંધે ચડાવ્યું છે? ઉત્તરમાં કહેકે પ્રસ્થક, આ પ્રમાણે લાકડું ચીરતાં-ઘડતાં-છોલતાં, સુંવાળુ કરતાં અને માન તૈયાર થએ ધાન્ય માપતાં કોઇ પૂછે તો તે સર્વનો ઉત્તર આપતાં કહે કે આ પ્રસ્થક છે. તાત્પર્ય એછે કે કાષ્ઠની એ સઘળી અવસ્થામાં નૈગમનય તેને પ્રસ્થક માને છે.

સીમા પર્યન્ત જેની જમીન હોય તે ગ્રામ, અથવા પ્રજાયુક્ત ગૃહ-બગીચા-વાપી-દેવમંદિરાદિરૂપ જે કિલ્લા સુધીનો ભાગ હોય તે ગ્રામ, અથવા માત્ર પ્રજાનો સમૂહ તે ગ્રામ, અથવા કોઈ મુખ્ય પુરૂષ હોય તે ગ્રામ. આ સર્વ પ્રકારોને નૈગમનય ગ્રામ (ગામ) માને છે. આ ઉદાહરણોના અનુસારે બીજા ઘટાદિ પદાર્થોમાં પણ અશુદ્ધ-મધ્યમ ને વિશુદ્ધ પક્ષ અંગીકાર કરવાના ભેદથી ઉદાહરણો સમજી લેવાં. ૨૧૮૬-થી-૨૧૮૮

सामन्नमन्नदेव हि हेऊ सामन्नबुद्धि-वयणाणं ।
तस्स विसेसो अन्नो विसेसमइ-वयणहेउत्ति ॥ २१८९ ॥
सदिति भणिएऽभिमन्नइ दव्वादत्थंतरं तु सामन्नं ।
अविसेसओ मईए सव्वत्थाणुप्पवित्तीओ ॥ २१९० ॥
गोत्तादओ गवाइसु नियया[illegible]वत्तिबुद्धीओ ।
परओ य निवित्तीओ सामन्न[illegible]सेसनामाणो ॥ २१९१ ॥

નૈગમનય સામાન્ય વિશેષને પોતાના આશ્રયથી પણ પરસ્પર ભિન્ન માને છે.

સામાન્ય બુદ્ધિ અને સામાન્ય વચનનો હેતુ સામાન્ય છે, તેથી તે વિશેષથી ભિન્નજ છે. અને વિશેષ પણ વિશેષ બુદ્ધિ તથા વિશેષ વચનનો હેતુ હોવાથી સામાન્યથી ભિન્ન છે. "सत्-વિદ્યમાન, છે" એમ કહેવાથી આ નય) સામાન્યને દ્રવ્ય આદિથી જુદુંજ માને છે. કારણકે "છે" એવા વચન અને બુદ્ધિની સર્વત્ર પ્રવૃત્તિ થાય છે. ગોત્વ વિગેરે ગાય આદિમાં છે, તે પોતાના આધારમાં અનુવૃત્તિ-સમાન વૃત્તિનો હેતુ છે, અને ભિન્નમાંથી નિવૃત્તિનો હેતુ છે, માટે એ ગોત્વાદિ સામાન્યવિશેષ-અવાન્તરસામાન્ય કહેવાય છે. ૨૧૮૯-૨૧૯૦-૨૧૯૧.

નૈગમનય સામાન્ય અને વિશેષને માને છે, પરન્તુ તે બન્નેને પરસ્પર ભિન્ન માને છે. આ માન્યતાની પુષ્ટિમાં તે એમ કહે છે કે-"सत्" એટલે "વિદ્યમાન છે" આવી સામાન્ય બુદ્ધિ અને એવાજ સામાન્ય વચનનો હેતુ હોવાથી સામાન્ય, જેછે તે વિશેષથી ભિન્ન-જુદુંજ છે; અને નિત્યદ્રવ્યમાં રહેલ અન્ત્ય વિશેષ પણ સામાન્યથી ભિન્ન-જુદો છે, કેમકે "વિશેષ વિશેષ" એવી બુદ્ધિ અને વચનનો વિશેષ એજ હેતુ છે, મતલબકે સામાન્ય અને વિશેષ, ઘટ-પટાદિની પેઠે ભિન્નભિન્ન કાર્યવાળા હોવાથી અત્યન્ત જુદા છે.

અહીં એક બીજો વિશેષ જણાવવાની જરૂર છે, કે નૈગમનય સામાન્ય-વિશેષનેજ પરસ્પર ભિન્ન માને છે, એમ નહિ, પરન્તુ એ બન્નેના આશ્રયભૂત જે ગાય અને પરમાણુ આદિ છે તેનાથી પણ એ ઉભયનો ભેદ માને છે. "द्रव्य-गुण-कर्मसु सा सत्ता" એટલે દ્રવ્યગુણ-અને કર્મમાં તે સત્તા છે. આ વાકયથી સત્તા સમવાયથીજ પરસ્પર વિલક્ષણ એવા દ્રવ્ય-ગુણ-અને કર્મમાં सत् પણાની બુદ્ધિ થાય છે, આથી કરીને "सत् એટલે છે" એમ કહેવાય છે, એમ નૈગમનય દ્રવ્યાદિથી સામાન્યને જુદા પદાર્થ રૂપેજ માને છે. કારણકે એ સામાન્ય અન્યોન્ય વિલક્ષણ એવા પણ દ્રવ્ય-ગુણ-અને કર્મમાં સમાન પણે વર્તે છે. મતલબ કે સત્તા સામાન્ય જો દ્રવ્યાદિથી અભિન્ન હોય, તો દ્રવ્યાદિની પેઠે ભિન્નપણાથી સર્વત્ર દ્રવ્યાદિમાં सत् એવી અભિન્ન બુદ્ધિ ન થાય, કેમકે ભિન્ન પદાર્થથી અભિન્ન બુદ્ધિ કદી પણ ઉપજે નહિ, અને જો કદી ઉપજે, તો ઘટ-પટ-સ્તંભાદિથી પણ એવી અભિન્ન-એકતાની બુદ્ધિ થવી જોઇએ. અને ભિન્ન પદાર્થોમાં પણ અભિન્ન બુદ્ધિની અન્યથા અનુપપત્તિ છે. તેથી કરીને તે સત્બુદ્ધિ કરાવનાર સામાન્ય દ્રવ્યાદિથી ભિન્ન છે.

તથા ગાય અને હસ્તિ આદિમાં જે ગોત્વ-ગાયપણું અને ગજત્વ (હસ્તિપણું) રહેલ છે, તે સામાન્યવિશેષ એટલે અવાન્તર સામાન્ય જાણવું; કેમકે તે પોતાના આધારભૂત ગાય અને હસ્તિઆદિમાં અનુગતાકાર બુદ્ધિનો હેતુ હોવાથી સામાન્ય છે, અને અશ્વ-મહિષાદિથી ભેદ પાડતું હોવાથી વિશેષ છે, વળી એ ગોત્વ વિગેરે પણ ભિન્ન પદાર્થોમાં અભિન્ન બુદ્ધિનો હેતુ હોવાથી તે પણ પોતાના આશ્રયભૂત ગાય આદિથી ભિન્નજ છે, એમ આ નૈગમનયનું મન્તવ્ય છે. ૨૧૮૯-૨૧૯૦-૨૧૯૧

હવે આ નય વિશેષનું સ્વરૂપ જેવી રીતે માને છે તે નિરૂપણ કરે છે.

तुल्लागिति-गुण-किरिएगदेसतीयागएऽणुदव्वम्मि ।
अन्नत्तबुद्धिकारणमंतविसेसोत्ति से बुद्धी ॥ २१९२ ॥

તુલ્ય આકૃતિ-ગુણ-અને ક્રિયાવાળા, એક દેશથી નિર્ગત ને આગત-પરમાણુ દ્રવ્યમાં અન્યત્વ બુદ્ધિનું જે કારણ તે અન્ત્ય વિશેષ છે, એમ તે નૈગમનયનો અભિપ્રાય છે. ૨૧૯૨

જેની આકૃતિ-ગુણ-અને ક્રિયાતુલ્ય હોય, તથા જે એક દેશમાંથી ગએલ અને આવેલ હોય, એવા પરમાણુ દ્રવ્યમાં "આ પરમાણુ આનાથી ભિન્ન છે" એવા પ્રકારની યોગીયોને જે અન્યત્વ બુદ્ધિ થાય છે તેનું જે કારણ છે તે અન્ત્ય વિશેષ છે. એમ આ નૈગમ-નયનું માનવું છે. તાત્પર્ય એ છે કે બધાએ પરમાણુ પરિમંડલાકારવાળા છે, એમ વૈશેષિકો કહે છે, આથી કરીને સમાન આકૃતિવાળા સર્વ પરમાણુઓ છે. તેમાં "આ સર્વ પરમાણુઓ ભિન્ન ભિન્ન છે, પણ અભિન્ન નથી" એવી જે પરસ્પર ભિન્નતા ગ્રાહકબુદ્ધિ યોગીઓને થાય છે, તેમાં જે હેતુભૂત છે તે પરમાણુદ્રવ્યમાં રહેલ અન્ત્ય વિશેષજ છે. કારણકે જેવી વિશેષતા પ્રથમ અણુમાં છે. તેવી બીજામાં નથી ને જેવી બીજામાં છે, તેવી પ્રથમમાં નથી. જો આમ ન હોય, તો સર્વની એકતાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

તથા સર્વ પાર્થિવ અણુઓ પરસ્પર તુલ્ય ગુણવાળા છે. તેમજ અણુ અને મનનું પ્રથમ કાર્ય અદૃષ્ટપણેજ કરાએલું છે. જેમકે અગ્નિનું ઉંચે બળવું, વાયુનું તિર્છું વાવું, ઈત્યાદિ, તત્વ એજ કે સર્વ પરમાણુઓ સમાનક્રિયાવાળા છે.

વળી જ્યારે એક આકાશ પ્રદેશથી એક પરમાણુ સ્થિતિક્ષય થવાથી અન્ય પ્રદેશમાં જાય છે, અને તેજ વખતે સ્થિતિનો ઉદ્‌ભવ થવાથી તેજ પ્રદેશમાં બીજો પરમાણુ આવીને રહે છે, ત્યારે એક દેશમાંથી ગતાગતપણું થાય છે. આજ કારણથી વૈશેષિક દર્શનની માન્યતાનુસાર સમાન આકૃતિ-સમાન ગુણ-અને સમાન ક્રિયાવાળા, એક પ્રદેશમાંથી નિર્ગતાગત પરમાણુ દ્રવ્યમાં જે અન્યત્વ બુદ્ધિનું કારણ છે, તે અન્ત્ય વિશેષ છે. અને એ અન્ત્ય વિશેષજ આકૃતિ આદિવડે સમાન પરમાણુઓમાં અસમાન બુદ્ધિનો હેતુ હોવાથી અણુઓથી ભિન્ન છે. આમ નૈગમનયનો અભિપ્રાય છે.

णणु दव्व-पज्जवट्ठियनयावलंबित्ति णेगमो चेव ।
सम्मद्दिट्ठी साहुव्व कोस मिच्छत्तभेओऽयं ? ॥ २१९३ ॥
जं सामन्नविसेसे परोप्परं वत्थुओ य सो भिन्ने ।
मन्नइमच्चंतमओ मिच्छद्दिट्ठी कणादो व्व ॥ २१९४ ॥
दोहिवि नएहि नीयं सत्थमुलूएण तहवि मिच्छत्तं ।
जं सविसयप्पहाणत्तणेण अन्नोन्ननिरवेक्खा ॥ २१९५ ॥
जइ सामन्नं सामन्नबुद्धिहेउत्ति तो विसेसोवि ।
सामन्नमन्नसामन्नबुद्धिहेउत्ति को भेओ ? ॥ २१९६ ॥
जइ जेग विसेसिज्जइ स विसेसो तेण जंपि सामण्णं ।
तंपि विसेसोऽवस्सं सत्ताइविसेसयत्ताओ ॥ २१९७ ॥

જો ઉપર કહ્યા મુજબ હોય ( સામાન્ય તે દ્રવ્ય અને વિશેષ તે પર્યાય ) તો નૈગમનય દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક નયાવલંબી કહેવાય, અને તેથી કરીને તેને સાધુની પેઠે સમ્યગ્દૃષ્ટિ કહેવો જોઇએ. શા માટે તેને મિથ્યાત્વનો ભેદ કહેવો ? ઉત્તર-નૈગમનય સામાન્ય ને વિશેષને વસ્તુથી ( દ્રવ્ય ગુણ કર્મ પરમાણુરૂપ આધારથી ) તથા પરસ્પર અત્યન્ત ભિન્ન માને છે, તેથી કણાદની પેઠે તે મિથ્યાદૃષ્ટિ છે. દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક નયોવડે વૈશેષિક દર્શનકારે પોતાનું સર્વ શાસ્ત્ર રચ્યું છે, તોપણ તે મિથ્યાત્વરૂપ

છે, કેમકે સ્વસ્વ વિષયને પ્રધાનપણે અંગીકાર કરતા તેઓ, દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિકને અન્યોઅન્ય નિરપેક્ષ માને છે, (જૈનો એ બન્નેને પરસ્પર સાપેક્ષ માને છે.) જો સામાન્યને સામાન્યબુદ્ધિનો હેતુ માનવામાં આવે, તો વિશેષને પણ સામાન્યબુદ્ધિનો હેતુ માનવો જોઇએ, તો પછી સામાન્ય અને વિશેષનો ભેદ શો? વળી જો જેવડે વિશેષ કરાય તે વિશેષ કહેવાય, તો જે સામાન્ય છે, તે પણ સત્તાદિના વિશેષપણાથી અવશ્ય વિશેષ કહેવાય. ૨૧૯૩-થી-૨૧૯૭

આ પાંચ ગાથામાંની પહેલી ત્રણ ગાથાઓના અર્થ માટે કંઇ વિશેષ-કહેવાની જરૂર નથી, પણ પાછળની બે ગાથાઓ માટે સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. ઉપર કહ્યા મુજબ આ નૈગમનય સામાન્ય તથા વિશેષને પરસ્પર અત્યન્ત નિરપેક્ષ માને છે, તેથી કરીને સામાન્યને વિશેષપણું પ્રાપ્ત થાય છે અને વિશેષને સામાન્યપણું પ્રાપ્ત થાય છે. આથી કરીનેજ આ નયની આવી માન્યતા મિથ્યાત્વ સંયુક્ત છે. "આ ગાય છે, આ ગાય છે" ઇત્યાદિ ( કથન ) સામાન્યબુદ્ધિ અને સામાન્યવચનનો હેતુ હોવાથી તે "સામાન્ય" કહેવાય છે, જો આ પ્રમાણે હોય, તો પરમાણુંઓમાં રહેલ અન્ત્ય વિશેષ પણ સામાન્ય કહેવાશે." જેમકે "આ વિશેષ છે, આ વિશેષ છે." ઇત્યાદિ ( કથન ) પણ અન્યની સાથે સામાન્યબુદ્ધિ અને સામાન્યવચનનો હેતુ છે, એથી કરીને વિશેષ પણ સામાન્ય કહેવાશે. પરન્તુ તે અયોગ્ય છે, કેમકે વિશેષમાં સામાન્ય નથી હોતું, દ્રવ્ય-ગુણ અને કર્મમાંજ તેની વૃત્તિ માનેલ છે. અથવા ગોત્વ ગજત્વાદિ વિશેષ, તે પણ સામાન્ય કહેવાશે, એટલે કે ગોત્વ-ગજત્વાદિ સામાન્યમાં પણ સામાન્ય પ્રાપ્ત થશે. કેમકે "આ સામાન્ય આ સામાન્ય" એવી બુદ્ધિ અને વચનની પ્રવૃત્તિ તેમાં પણ થાય છે. પરન્તુ એમ માનવું તે પણ ઉચિત નથી, કારણકે સામાન્યમાં સામાન્ય નથી હોતું "निःसामान्यानि सामान्यानि" એટલે સામાન્ય, સામાન્ય રહિત છે. આ પ્રમાણે ઉપર કહેલ યુક્તિથી વિશેષ અને સામાન્ય ઉભયને સામાન્યપણું પ્રાપ્ત થતું હોવાથી સામાન્ય અને વિશેષમાં કંઈ તફાવત્ નહિ રહે.

વળી જે વસ્તુવડે બુદ્ધિ અને વચનનો ભેદ પડાય તે વિશેષ કહેવાય, આ વ્યાખ્યા વિશેષની હોય, તો પરાપર સામાન્ય ( સત્તા અને ગોત્વાદિક ) ને પણ વિશેષપણું પ્રાપ્ત થાય, કેમકે સત્તા વિગેરે પણ વિશેષક ( ભેદ પાડનાર ) છે, એટલે કે સત્તા સામાન્ય પણ ગોત્વાદિ થકી બુદ્ધિ અને વચનનાં ભેદ પાડે છે, અને ગોત્વાદિક પણ સત્તાદિકથી ભેદ પાડે છે. આથી ફલિતાર્થ એ થયો કે સામાન્ય પણ અન્ત્ય વિશેષની પેઠે બુદ્ધિ અને વચનમાં ભેદ પાડનાર હોવાથી વિશેષજ છે. અને એજ પ્રમાણે વિશેષ પણ સામાન્ય છે, આ પ્રમાણે થશે. ૨૧૯૩-થી-૨૧૯૭

વળી "त्रिपदार्थसत्करी सत्ता" એટલે દ્રવ્ય ગુણ ને કર્મ, એ ત્રણ પદાર્થમાં વિદ્યમાનતા કરનાર હોય તે સત્તા. એ વચનવડે સત્તા સમવાયથી "सत्त्व" એટલે વિદ્યમાનતા માનવામાં આવે છે, તે પણ અયોગ્ય છે, કારણકે—

सत्ताजोगादसओ सओ व सत्तं हवेज्ज दव्वस्स ।
असओ न खपुप्फस्स व सओ व किं सत्तया कज्जं ? २१९८ ॥
पइवत्थुं सामन्नं जइ तो णेगं न यावि सामन्नं ।
अह दव्वेसु तदेगं तहवि सदेसं न सामन्नं ॥ २१९९ ॥

अह पइवत्थुमिहेगं च तहवि तं नत्थि खरविसाणं व ।
न य तदुवलक्खणं तं सव्वगयणणत्तओ खं व ॥ २२०० ॥

सामन्नविसेसकयं जइ नाणं तेसु किंनिमित्तं तो ? ।
अह तत्तो च्चिय तम्हा तं परहेउत्ति णेगंतो ॥ २२०१ ॥
तम्हा वत्थूणं च्चिय जो सरिसो पज्जओ स सामन्नं ।
जो विसरिसो विसेसो स मओऽणत्थंतरं तत्तो ॥ २२०२ ॥

સત્તાના યોગથી વસ્તુનું સત્પણું માનવામાં આવે છે, તે સત્પણું સ્વરૂપ વિદ્યમાનનું છે, કે અવિદ્યમાનનું છે? સ્વરૂપે અવિદ્યમાનનું તો નહિ કહી શકાય, કેમકે આકાશપુષ્પ જેવી અવિદ્યમાન વસ્તુનું સતપણું ઘટી શકે નહિ; અને જો સ્વરૂપે વિદ્યમાન વસ્તુનું સત્પણું માનવામાં આવતું હોય, તોપછી સત્તાવડે શું કાર્ય છે? કેમકે સત્તા વિના પણ વસ્તુનું સત્પણું માનેલજ છે, વળી જો એ સત્તારૂપ સામાન્ય દરેક વસ્તુમાં હોય, તો તે સત્તા દરેક વસ્તુસ્વરૂપ હોવાથી એક નહિ કહેવાય; અથવા દરેક વસ્તુસ્વરૂપની પેઠે દરેક વસ્તુમાં રહેલ હોવાથી તે સામાન્ય નહિ કહેવાય, અને જો ઘણાં દ્રવ્યોમાં રહેલું છતાં તે એક છે, એમ કહેવામાં આવે, તો તે સામાન્ય સાવયવી થશે, કેમકે પરમાણુની પેઠે અનવયવિની વૃત્તિ ઘણાં દ્રવ્યોમાં હોઇ શકે નહિ, અને જો તેને સાવયવી માનવામાં આવે તો તે સામાન્ય નહિ કહેવાય, કેમકે અવયવનો ભેદ થતાં તેનાથી અભિન્ન એવા અવયવીનો પણ ભેદ થાય છે. સામાન્ય દરેક વસ્તુમાં વર્તે છે, છતાં એક છે, એમ કહેવામાં આવે, તો ગધેડાના શીંગડાની પેઠે તે જણાતું ન હોવાથી અવિદ્યમાન છે. વળી આકાશની પેઠે તે સર્વગત અને વ્યક્તિથી અન્ય હોવાને લીધે તે કોઇનું ઉપલક્ષણ નથી. વળી જો સામાન્ય વિશેષ કૃત જ્ઞાન હોય તો તે પદાર્થોમાં તે જ્ઞાન કયા નિમિત્તે થાય છે! જો તે પદાર્થોથી થતું હોય, તો તે પરહેતુક થયું, એકાન્તિક ન થયું. માટે વસ્તુનોજ જે સદૃશ પર્યાય તે સામાન્ય અને વિસદૃશ પર્યાય તે વિશેષ છે, એ બન્ને તો વસ્તુથી અભિન્ન છે. ૨૧૯૮-થી-૨૨૦૨

પરસ્પર નિરપેક્ષ સામાન્ય-વિશેષ માનવાથી જે દોષ આવે છે તે આ ગાથાઓમાં જણાવ્યા છે, તેમાંની પહેલી ત્રણ ગાથાઓનો અર્થ સમજી શકાય એવો છે, પાછળની બે ગાથાઓના સંબંધમાં કંઇક વિશેષ કહેવાની જરૂર છે, તે કહીએ છીએ. "આ ગાય છે, આ ગાય છે" ઇત્યાદિ સામાન્ય જ્ઞાન અને સામાન્ય વચન તે સામાન્ય હેતુથી પ્રવર્તે છે, અને પરમાણુઓમાં "આ પરમાણુ આનાથી વિશિષ્ટ-જુદો છે" એવું વિશેષ જ્ઞાન અને વચન તે વિશેષહેતુક છે, એવી જો માન્યતા હોય, તો ગોત્વ-ગજત્વાદિ સામાન્ય પદાર્થોમાં "આ સામાન્ય છે, આ સામાન્ય છે" ઇત્યાદિ જ્ઞાન અને વચન; તથા વિશેષ પદાર્થોમાં "આ વિશેષ છે, આ વિશેષ છે" એવું જ્ઞાન અને વચન પ્રવર્તે છે, તે કયા નિમિત્તથી પ્રવર્તે છે? સામાન્ય વિશેષથી પ્રવર્તે છે, એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કારણ કે સામાન્યમાં બીજું સામાન્ય ન હોય, અને વિશેષમાં બીજા વિશેષ ન હોય. તથા જો એમ કહેવામાં આવે, કે બીજા સામાન્ય સિવાય વિષયભૂત જે ગોત્વાદિ સામાન્ય પદાર્થ તેનાથી તે સામાન્ય જ્ઞાન અને વચન પ્રવર્તે છે, અને અન્ય વિશેષની અપેક્ષા વિના તે વિશેષથીજ વિશેષ જ્ઞાન અને વચન પ્રવર્તે છે, એમ કહેવામાં આવે, તો તે સા-

માન્ય વિશેષ જ્ઞાન અને વચન પરનિમિત્તક થયાં ગણાય, પણ એકાન્ત સામાન્ય-વિશેષ નિમિત્તક ન ગણાય. કેમકે તે સામાન્યવિષય અને વિશેષવિષયથી થયું ગણાય.

આ પ્રમાણે એકાન્ત નિરપેક્ષ સામાન્ય-વિશેષ માનવાથી આવાં દૂષણો આવે છે. તત્ત્વથી વસ્તુસ્વરૂપ તો એવું છે કે ગાય આદિ પદાર્થના ખરી, સ્કંધ, પુંછ, શીંગડા, ડાળકંબળાદિ રૂપ જે સદૃશપર્યાય, તેજ સામાન્ય છે, પણ એક નિત્ય-નિરવયવ-અક્રિય-સર્વગતાદિ ધર્મયુક્તજ હોય તે સામાન્ય, એવું જે બીજાઓ માને છે, તે નહિ. અને એજ ગાય વિગેરે પદાર્થના શ્યામતા શ્વેતતાદિ અન્ય વિસદૃશપર્યાય તે વિશેષ છે, આ જે સામાન્ય-વિશેષ રૂપ પર્યાય તે ગાય આદિ પદાર્થથી અભિન્ન છે, અને પરરૂપાદિવડે કથંચિત્ ભિન્ન છે, એકાન્તે ભિન્ન કે અભિન્ન નથી, ૨૧૯૮ થા ૨૨૦૨.

હવે સંગ્રહનયની વ્યાખ્યા અને માન્યતા કહે છે.

संगहणं संगिण्हइ संगिज्झंते व तेण जं भेया ।
तो संगहोत्ति संगहियपिंडियत्थं वओ जस्स ॥ २२०३ ॥
संगहियमागहियं संपिंडियमेगजाइमाणीयं ।
संगहियमणुगमो वा वइरेगो पिंडियं भणियं ॥ २२०४ ॥
अहव महासामन्नं संगहियपिंडियत्थमियरंति ।
सव्वविसेसानन्नं सामन्नं सव्वहा भणियं ॥ २२०५ ॥
एगं निच्चं निरवयममक्रियं सव्वगं च सामन्नं ।
निस्सामन्नत्ताओ नत्थि विसेसो खपुप्फं व ॥ २२०६ ॥
सदिति भणियम्मि जम्हा सव्वत्थाणुप्पवत्तए बुद्धी ।
तो सव्वं तम्मत्तं नत्थि तदत्थंतरं किंचि ॥ २२०७ ॥

સામાન્યરૂપે સર્વવસ્તુઓને એકઠી કરવી તે સંગ્રહ, અથવા સામાન્યરૂપે સર્વ વસ્તુ જે એકઠી કરે છે તે સંગ્રહ, અથવા જેથી સર્વ ભેદો સામાન્યરૂપે સંગ્રહાય તે સંગ્રહ, અથવા સંગૃહીત પિંડિતાર્થવાળું વચન જેનું હોય, તે સંગ્રહ. સામાન્યાભિમુખે ગ્રહણ કરેલ હોય, તે સંગૃહીત કહેવાય; અને એક જાતિને પમાડેલ હોય તે પિંડિત કહેવાય. આવા પ્રકારનું સંગૃહીતપિંડિતાર્થવાળું વચન સંગ્રહનયનું છે. અથવા સર્વ વ્યક્તિયોમાં અનુગત સામાન્યનું પ્રતિપાદન કરવું તે સંગ્રહીત, અને એથી વિપરીત-પરપણાનો નિરાસ કરનાર એવા વિશેષનું પ્રતિપાદન કરવું તે પિંડિત કહેવાય. (આ વ્યાખ્યાથી જે સંગ્રહીત પિંડિતાર્થ એટલે અનુગમ-વ્યતિરેકાર્થવાળું વચન તે સંગ્રહનયનું છે.) અથવા સત્તારૂપ મહાસામાન્ય તે સંગૃહીત, અને ગોત્વ-ગજત્વાદિ અવાન્તરસામાન્ય તે પિંડિત કહેવાય. (આ વ્યાખ્યાથી પરસામાન્ય અને અપરસામાન્ય અર્થવાળું વચન તે સંગૃહીત નયનું છે.) અથવા સર્વ વિશેષો જેનાથી ભિન્ન નથી એવું સર્વ પ્રકારે સામાન્ય વચન અભિધેયપણે સંગ્રહનયનું કહેલ છે. સામાન્ય એક છે, કેમકે સર્વત્ર તેનોજ સદ્ભાવ છે અને વિશેષનો અભાવ છે, વળી તે અવિનાશી હોવાથી નિત્ય છે, દેશરહિત હોવાથી અનવયવી છે, દેશાન્તરમાં ગતિના અભાવે અક્રિય છે, અને અક્રિય હોવાથી સર્વગત છે. તથા સામાન્યરહિત વિશેષોનો અભાવ છે, કેમકે જે સામાન્યથી અતિરિક્ત છે, તેનો આકાશ-

પુષ્પની પેઠે અભાવ છે. કારણ કે "સત્-છે" એમ કહેવાથી સર્વત્ર ત્રિભુવનાંતર્ગત વસ્તુમાં અનુસરે છે, કેમકે વિશ્વમાં એવી કોઇ વસ્તુ નથી કે જે "સત્" એમ કહેવાથી બુદ્ધિમાં પ્રતિભાસમાન ન થાય; માટે સર્વત્ર સત્તામાત્રજ છે, તેનાથી અતિરિક્ત બીજું કંઈ નથી કે જેને વિશેષપણે માની શકાય. ૨૨૦૩ થી ૨૨૦૭.

પદાર્થ માત્ર સત્તારૂપજ છે, એમ પ્રતિપાદન કરવાને હવે કહે છે કે--

कुंभो भावाणन्नो जइ तो भावो अहऽन्नहाऽभावो ।
एवं पडादओवि हु भावाणन्नत्ति तम्मत्तं ॥ २२०८ ॥

सम्मत्तमिह विसेसा सामन्नंपिव पमेयभावाओ ।
सवत्थ सम्मईओ वभिचाराभावओ वावि ॥ २२०९ ॥

चूओ वणस्सइ च्चिय मूलाइगुणोत्ति तस्समूहो व ।
गुम्मादओवि एवं सवे न वणस्सइविसिट्ठा ॥ २२१० ॥

सामन्नाओ विसेसो अन्नोऽणन्नो व नत्थि जइ अन्नो ।
निस्सामन्नत्ताओऽणन्नो सामन्नमेत्तं सो ॥ २२११ ॥

ભાવથી એટલે સત્તાથી ઘટ અન્ય છે કે અનન્ય છે? જો અનન્ય-અભિન્ન હોય, તો તે સત્તારૂપજ છે; અને જો ભાવથી-સત્તાથી અન્ય-ભિન્ન હોય તો તે ખરશૃંગવત્ અભાવરૂપ થશે, એજ પ્રમાણે પટાદિ સર્વ વસ્તુઓ ભાવથી અનન્ય હોવાને લીધે સત્તારૂપજ અથવા સર્વ વિશેષો સામાન્યની પેઠે પ્રમેય હોવાથી સત્તારૂપ છે, અથવા સર્વત્ર સત્ એવી મતિ પ્રવર્તે છે, માટે તે સત્તારૂપજ છે. જેમકે-આમ્ર વૃક્ષ છે મૂલાદિ ગુણવાન્ હોવાથી, આમ્રાદિ સામાન્યથી માફક વૃક્ષસમૂહ પણ વનસ્પતિ સામાન્યરૂપજ છે, એજ પ્રમાણે સર્વ લતાસમૂહ વિગેરે પણ સામાન્ય વનસ્પતિથી વિશિષ્ટ-જુદા નથી, એટલે કે સર્વત્ર સામાન્ય છે, વિશેષ નથી. કારણ કે સામાન્યથી વિશેષ ભિન્ન છે, કે અભિન્ન છે? જો ભિન્ન હોય તો તે સામાન્યથી બહિર્ભૂત હોવાથી ખરશૃંગની પેઠે નથીજ, અને જો અભિન્ન હોય, તો તે સામાન્યના સ્વરૂપની પેઠે સામાન્યમાત્રજ છે. ૨૨૦૮ થી ૨૨૧૧.

હવે વ્યવહારનયની વ્યાખ્યા અને તેની માન્યતા કહે છે.

ववहरणं ववहरए स तेण वऽवहीरए व सामन्नं ।
ववहारपरो व जओ विसेसओ तेण ववहारो ॥ २२१२ ॥

सदिति भणियम्मि गच्छइ विणिच्छयं सदिति किं तदन्नंति ।
होज्ज विसेसेहिंतो संववहारादवेतं जं ? ॥ २२१३ ॥

उवलंभववहाराभावाओ निव्विसेसभावाओ ।
तं नत्थि खपुप्फंपिव संति विसेसा सपच्चक्खं ॥ २२१४ ॥

जं च विसेसे चिय संववहारादि कीरए सक्खं ।
जम्हा तम्मत्तं चिय फुडं तदत्थंतरमभावो ॥ २२१५ ॥

अन्नाणन्नं व मयं सामन्नं जइ विसेसओऽणन्नं ।
तम्मत्तमन्नमहवा नत्थि तयं निव्विसेसंति ॥ २२१६ ॥
तह चूयाइविरहिओ अन्नो को सो वणस्सई नाम ।
अवणस्सइ च्चिय तओ घडो व्व चूयाइभावाओ ॥ २२१७ ॥
तो ववहारो गच्छइ विणिच्छयं को वणस्सई चूओ ? ।
होज्ज व बउलाइरूवो तह सव्वदव्वभेएसु ॥ २२१८ ॥
अहिगो चउत्ति वा निच्छओत्ति सामन्नमस्स ववहारो ।
वच्चइ विणिच्छयत्थं जाइ विसामन्नभावंति ॥ २२१९ ॥
भमराइ पंचवण्णाई निच्छए जत्थ वा जणवयस्स ।
अत्थे विणिच्छओ सो विणिच्छयत्थोत्ति सो गेज्झो ॥ २२२० ॥
बहुतरउत्ति य तं चिय गमेइ संतेवि सेसए मुयति ।
संववहारपरतया ववहारो लोगमिच्छंतो ॥ २२२१ ॥

વ્યવહાર કરવો તે વ્યવહાર, અથવા જે વ્યવહાર કરે છે તે વ્યવહાર અથવા જે સામાન્યનો તિરસ્કાર કરે છે તે વ્યવહાર અથવા જે માટે વિશેષથી લોક વ્યવહારમાં તત્પર છે, તેથી તે વ્યવહાર નય કહેવાય છે. આ વ્યવહાર કહેલી સારી ઉક્તિને અંગીકાર કરતો નથી માટે ૨૧૮૩ મી ગાથાનું પદ वच्चइ विणिच्छियपयत्थंववहारो सव्वदव्वेसु સમજાવે છે (જેમકે) સત્ એમ કહેવાથી આ નય વ્યવહાર કરવા લાયક વિશેષોનેજ વસ્તુપણે વ્યવસ્થાપન કરે છે. જેમકે સત્ એમ જે કહેવાય છે, તે ઘટ-પટ આદિ વિશેષોથી જુદું કયાં છે? કે જે સંવ્યવહાર વિના જણાતું હોય, ? એ સામાન્ય તો કહેવાનું માત્ર છે, કોઇ સ્થળે જુદું જણાતું નથી. કેમકે એ સામાન્યની ઉપલબ્ધિ વ્યવહાર નથી, તેથી તથા વિશેષથી વ્યતિરિક્ત માનેલ હોવાથી આકાશપુષ્પની પેઠે તે નથી; અને વિશેષો તો ઘટ-પટાદિકની પેઠે સ્વપ્રત્યક્ષ હોવાથી વિદ્યમાન છે. કારણકે પાણી લાવવું, વ્રણઆદિપર પોટીસ કરવી વિગેરે જે લોક વ્યવહાર છે, તે સાક્ષાત ઘટ-લીંમડાનાં પત્ર આદિ વિશેષો વડેજ કરાતો જણાય છે, (નહિ કે સામાન્યવડે) કેમકે તે વિશેષરૂપજ પ્રગટ જણાય છે, માટે સામાન્ય તેનાથી જુદું છેજ નહિ. વળી જે સામાન્ય કહો છે, તે વિશેષોથી અન્ય માનો છો, કે અનન્ય માનો છો? જો અનન્ય માનો તો તે વિશેષરૂપજ છે, અને અન્ય હોય, તો તે વિશેષ રહિત્ હોવાથી આકાશપુષ્પની પેઠે અભાવરૂપજ છે. તથા જે વનસ્પતિ સામાન્યપણે કહેવાય છે, તે આમ્ર-નિંબ-કદંબ-જાંબુ વિગેરે વિશેષોથી ભિન્ન છે, એમ કહેવામાં આવે, તો તે આમ્રાદિના અભાવરૂપ હોવાથી ઘટાદિકની પેઠે અવનસ્પતિજ છે. માટે ઉપરોક્ત ન્યાયથી આ નય સામાન્યરહિત વિશેષોનોજ સ્વીકાર કરે છે, તે એમ વિચારે છે કે વનસ્પતિ એ શું છે? આમ્ર છે? કે બકુલાદિ છે? કેમકે એ સિવાય વૃક્ષત્વરૂપ સામાન્ય તો જણાતું નથી. આ પ્રમાણે સર્વ દ્રવ્ય ભેદોમાં આ વ્યવહારનય નિશ્ચય કરે છે. અથવા અધિક ચય તે નિશ્ચય, એ નિશ્ચય અહીં સામાન્ય છે, તે સામાન્યના વિનિશ્ચય માટે એટલે સામાન્યના અભાવ માટે વ્યવહારનય યત્ન કરે છે. જેમકે નિશ્ચયનયથી વિચારતાં ભ્રમરાદિક પાંચ વર્ણ-બે ગંધ-પાંચ રસ-અને આઠ સ્પર્શવાળા છે છતાં, જે શ્યામવર્ણાદિક અર્થમાં લોકનો નિશ્ચય થાય છે, તે નિશ્ચયાર્થને વ્યવહારનય અનુસરે છે. તાત્પર્ય એ છે કે વર્ણ-ગંધ-

રસ-અને સ્પર્શ છતાં પણ એમાંથી લોકને જે બહુ સ્પષ્ટ ગ્રાહ્ય હોય, તેનેજ વ્યવહારનય અનુસરે છે, માને છે, ને પ્રરૂપે છે, કેમકે આ નય સંવ્યવહારમાં તત્પર હોવાથી લોકવ્યવહારને ઇચ્છે છે, તેથી વિદ્યમાન એવા પણ બીજા વર્ણાદિકને મૂકી દે છે. ૨૧૧૨-થી-૨૨૨૧.

હવે ઋજુસૂત્રનયની વ્યાખ્યા અને માન્યતા જણાવે છે.

उज्जुं रुजुं सुयं नाणमुज्जुसुयस्स सोऽयमुज्जुसुओ ।
सुत्तयइ वा जमुज्जुं वत्थुं तेणुज्जुसुत्तोत्ति ॥ २२२२ ॥
पच्चुप्पन्नं संपयमुप्पन्नं जं च जस्स पत्तेयं ।
तं रिजुतयेव तस्सत्थि उ वक्कमन्नंति जमसंतं ॥ २२२३ ॥
न विगयमणागयं वा भावोऽणुवलंभओ खपुप्फं व ।
न य निप्पओयणाओ परकीयं परधणमिवऽत्थि ॥ २२२४ ॥
जइ न मयं सामन्नं संववहारोवलद्धिरहियंति ।
नणु गयमेस्सं च तहा परकमवि निप्फलत्तणओ ॥ २२२५ ॥
तम्हा निययं संपयकालीयं लिंग-वयणभिन्नंपि ।
नामाइभेयविहियं पडिवज्जइ वत्थुमुज्जुसुओ ॥ २२२६ ॥

ઋજુ એટલે અવક્ર અને શ્રુત એટલે બોધ, આથી કરીને જેનો અવક્ર બોધ તે ઋજુશ્રુત. અથવા જે વસ્તુને અવક્રપણે-સરળતાથી કહે તે ઋજુસૂત્ર. વર્તમાનકાલીન તથા સ્વકીય વસ્તુ તે પ્રત્યુત્પન્ન કહેવાય છે, તેવી વસ્તુને આ નય અવક્ર કહે છે, એથી અન્ય જે વિપરીત વસ્તુ હોય, તે અવિદ્યમાન હોવાથી તેને વક્ર કહે છે; કેમકે અતીત વસ્તુ નાશ પામેલ છે, અને અનાગત વસ્તુ ઉત્પન્ન થયેલ નથી, આથી એ ઉભય સ્વરૂપી વસ્તુ આકાશપુષ્પની પેઠે ઉપલબ્ધ નથી થતી, માટે તે વસ્તુ નથી; વળી પરકીય વસ્તુ પણ પરધનની પેઠે નિષ્પ્રયોજન હોવાથી વસ્તુ નથી. સંવ્યવહારોપલબ્ધિરહિત હોવાથી સામાન્યને ન માનવામાં આવે તો અતીત અને અનાગત વસ્તુ, તથા પરકીય વસ્તુ પણ નિષ્ફળ હોવાથી માનવી ન જોઇએ. એ પ્રમાણે સાંપ્રતકાલીન લિંગ અને વચનથી ભિન્ન છતાં, નામ-સ્થાપનાદિયુક્ત સ્વકીય વસ્તુને આ ઋજુસૂત્રનય અંગીકાર કરે છે. ( તાત્પર્ય એ છે કે-અતીત-અનાગત નહિ પણ વર્તમાનકાલીન સ્વકીય વસ્તુ લિંગ અને વચનથી ભિન્ન છતાં પણ એક તરીકેજ માને છે, ) ૨૨૨૨-થી ૨૨૨૬.

હવે શબ્દનયની વ્યાખ્યા અને માન્યતા કહે છે.

सवणं सपइ स तेणं व सप्पए वत्थु जं तओ सद्दो ।
तस्सत्थपरिग्गहओ नओवि सद्दोत्ति हेउ व ॥ २२२७ ॥
तं चिय रिउसुत्तमयं पच्चुप्पन्नं विसेसियरं सो ।
इच्छइ भावघडं चिय जं न उ नामादओ तिन्नि ॥ २२२८ ॥
नामादओ न कुंभा तक्कज्जाकरणओ पडाइ व ।
पच्चक्खविरोहाओ तल्लिंगाभावओ वावि ॥ २२२९ ॥

जइ विगया-णुप्पन्ना पओयणाभावओ न ते कुंभा ।
नामादओ किमिट्ठा पओयणाभावओ कुंभा ? ॥ २२३० ॥

બોલાવવું તે શબ્દ, અથવા જે બોલાવે છે, યા જે વડે વસ્તુ બોલાવાય, તે શબ્દ કહેવાય, તે શબ્દનો વાચ્યાર્થ ગ્રહણ કરવાથી આ નયપણ હેતુની પેઠે શબ્દનય કહેવાય છે. ઋજુસૂત્ર નયે અભિમત એવી પ્રત્યુત્પન્ન વસ્તુને વિશેષપણે આ નય માને છે, એટલે કે પૃથુબુધ્નોદરાદિ આકારયુક્ત ભાવઘટનેજ આ નય ઘટરૂપે માને છે, પણ નામાદિ ત્રણને નથી માનતો. કારણ કે નામાદિ ઘટ જળધારણાદિ કાર્ય કરતા નથી, ને તેથી તે પટાદિની પેઠે ઘટ નથી, વળી આ નય શબ્દને તેથી પ્રધાન માને છે એટલે ઘટ શબ્દનો અર્થ ભાવઘટમાં ઘટ છે. વળી ઘટના ચિન્હોનો પણ અભાવ હોવાથી (નામાદિ ઘટને ઘટ કહેવામાં) પ્રત્યક્ષ વિરોધ છે. અતીત અને અનુત્પન્ન ઘડાઓ પ્રયોજનના અભાવે ઘટરૂપ ન મનાય, તોપછી નામાદિ ઘડાઓ પ્રયોજનના અભાવે ઘટરૂપ કેમ મનાય? ૨૨૨૭-થી-૨૨૩૦.

જે બોલાવવું તે શબ્દ, અથવા જે બોલાવે તે, અથવા જે વડે વસ્તુ બોલાવાય તે શબ્દ કહેવાય. એ શબ્દના વાચ્યાર્થની પ્રધાનતાથી નય પણ શબ્દ કહેવાય છે. જેમ પંચમી વિભક્તિવાળો શબ્દ ઉપચારથી હેતુ કહેવાય છે, તેમ અહીં પણ ઉપચારથી શબ્દને શબ્દનય કહેવાય છે.

પ્રત્યુત્પન્ન-વર્તમાન કાલીન વસ્તુને ઋજુસૂત્રનય માને છે, તેજ વસ્તુને શબ્દનય વિશેષતર માને છે. એટલે કે પહોળા તલીયા પેટારાદિ આકારવાળા, માટી આદિથી બનેલા જળધારણાદિ ક્રિયામાં સમર્થ એવા પ્રસિદ્ધ ઘટરૂપ અર્થને શબ્દનય ભાવઘટ કહે છે, પણ તે સિવાયના નામ-સ્થાપના અને દ્રવ્યરૂપ ઘટને આ નય ઘટરૂપ કહેતો નથી. કેમકે શબ્દ પ્રધાન આ નય છે, તેથી શબ્દાનુસાર વાચ્ય અર્થ હોય તેનેજ તે વસ્તુપણે માને છે, એટલે કે જે જળધારણાદિ ક્રિયામાં સમર્થ હોય, તે ઘટ કહેવાય, બીજા નામાદિ ઘટ જળ-ધારણાદિ ક્રિયામાં સમર્થ થતા નથી માટે તે ઘટ ન કહેવાય. એમ આ રીતે ઋજુસૂત્રથી વિશેષતર વસ્તુને આ શબ્દનય માને છે. કારણ કે નામ-સ્થાપના-અને દ્રવ્યરૂપ ઘટ, પટની પેઠે જળધારણાદિ કાર્ય કરવાને સમર્થ નથી, માટે તે ઘટરૂપ નથી, વળી ઘટનું લિંગ-ચિન્હ પણ તેમાં જણાતું નથી, તેથી પ્રત્યક્ષ વિરોધ જણાય છે, એટલે તે અઘટરૂપ છે.

જો અતીત એટલે નાશ પામેલ અને અનુત્પન્ન એટલે નહિ ઉત્પન્ન થએલ ઘટ, સ્વપ્રયોજનના અભાવે ઘટરૂપ ન મનાય, તો પછી નામ-સ્થાપનાદિ ઘડાઓ પણ સ્વપ્રયોજનના અભાવે, ઘટરૂપ કેમ મનાય? તેઓ પણ જળધારણાદિ સ્વકાર્ય કરવામાં અસમર્થ છે. માટે તે પણ ઘટરૂપ ન કહેવાય. ૨૨૨૬-થી-૨૨૩૦.

હવે ઋજુસૂત્રથી શબ્દનયની વિશેષતા જણાવે છે.

अहवा पच्चुप्पन्नो रिउसुत्तस्साविसेसिओ चेव ।
कुंभो विसेसियथरो सब्भावाईहिं सद्दस्स ॥ २२३१ ॥
सब्भावा–सब्भावो-भयप्पिओ स-परपज्जवो-भयओ ।
कुंभा ऽकुंभा-ऽवत्तवोभयरूवाइभेओ सो ॥ २२३२ ॥
वत्थुमविसेसओ वा जं भिन्नाभिन्नलिंग-वयणंपि ।
इच्छइ रिउसुत्तनओ विसेसिययरं तयं सद्दो ॥ २२३३ ॥

धणिभेयाओ भेओ थो पुंलिङ्गाभिहाणवच्चाणं ।
पड-कुंभाणं व जओ तेणाभिन्नत्थमिट्ठं तं ॥ २२३४ ॥
तो भावो चिय वत्थुं विसेसियमभिण्णलिंग-वयणं च ।
बहुपज्जायंपि मयं सद्दत्थवसेण सद्दस्स ॥ २२३५ ॥

અથવા ઋજુસૂત્ર નયને સામાન્યથી પ્રત્યુત્પન્ન ઘટ માન્ય છે, અને શબ્દ-નયને તેજ પ્રત્યુત્પન્ન ઘટ સદ્‌ભાવિકવડે વિશેષતર માન્ય છે, એટલે કે સદ્‌ભાવ-અસદ્‌ભાવ-અને ઉભયરૂપથી; સ્વપર્યાય-પરપર્યાય અને ઉભયપર્યાયથી; ઘટ અઘટ અવક્તવ્ય અને ઉભય રૂપ આદિથી તે નય ઘટને માને છે. અથવા ઋજુસૂત્રનય, જે ભિન્ન ભિન્ન લિંગ અને વચનવાળી વસ્તુને સામાન્યથી માને છે, તેજ વસ્તુને શબ્દનય વચન અને લિંગવડે વિશેષતર માને છે. ( કારણકે ) સ્ત્રી-પુરૂષ અને નપુંસકલિંગવાળા નામોના વાચ્ય અર્થનો પટ અને ઘટની પેઠે ધ્વનીના ભેદથી ભેદ છે, માટે આ નય લિંગ અને વચનથી અર્થને અભિન્ન માને છે. વળી વિશેષિત અભિન્ન લિંગ અને વચનવાળી ભાવવસ્તુને વસ્તુ-પણે માને છે, તેમજ શબ્દાર્થ વશાત્ બહુ પર્યાયવાળી વસ્તુ પણ શબ્દનયને માન્ય છે. ૨૨૩૧-થી-૨૨૩૫

ઋજુસૂત્રનય પ્રત્યુત્પન્ન અવિશેષિતઘટ સામાન્યથી માને છે, પણ શબ્દનય તો તેજ પ્રત્યુત્પન્ન ઘટને વિશેષિત માને છે; આટલો આ બે નયની માન્યતામાં તફાવત છે. સ્વપર્યાયવડે-પરપર્યાયવડે-અને ઉભયપર્યાયવડે; સદ્‌ભાવવડે-અસદ્‌ભાવવડે અને ભાવાભાવવડે વિશેષિત ઘટ-અઘટ-અવક્તવ્ય ઉભયરૂપાદિ ભેદે માને છે, અર્થાત્ સપ્તભંગી આ નયમાને છે, જેમકે-ઉર્ધ્વગ્રીવા કપાલ કુક્ષિ-બુઘ્નાદિ સદ્‌ભૂત સ્વપર્યાયોવડે વિશેષિત ઘટને ઘટ કહેવાય છે, આ વ્યાખ્યાથી "ઘટ છે" એવો પ્રથમ ભાંગો થાય છે. તથા પટાદિગત જે ત્વચાનું રક્ષણ કરવાદિરૂપ પરપર્યાયો તે ઘટમાં નથી, તેથી અસદ્‌ભૂત એવા પરપર્યાયોવડે વિવક્ષા કરતાં ઘટ ન કહેવાય એટલે કે પરપર્યાયોવડે ઘટની અસત્ વિવક્ષા કરતાં "ઘટ નથી" એવો બીજો ભાંગો થાય છે. વળી સ્વ-પર ઉભય પર્યાયોવડે અને સદ્‌ભાવ અસદ્‌ભાવથી વિશેષિતપણે એકી સાથે કહેવા ઇચ્છીએ તો અસ્તિ કે નાસ્તિપણે કહી શકાય નહિ, તેથી "અવક્તવ્ય" નામનો આ ત્રીજો થાય; કેમકે સદ્‌ભૂત અસદ્‌ભૂત સ્વપર પર્યાયથી સત્ અસત્ એવા તેને કોઇપણ એક અસાંકેતિક શબ્દવડે એકી સાથે કહી શકાય નહિ. આ ત્રણ ભાંગા સકલાદેશ કહેવાય છે. અને બાકીના ચાર ભાંગા વિકલાદેશ કહેવાય છે, તે આ પ્રમાણે એક દેશમાં સ્વપર્યાયની વિદ્યમાનતા વડે અને અન્યત્ર પરપર્યાયની અવિદ્યમાનતા વડે કહેવાતો ઘટ, સદસત્ એટલે ઘટાઘટ થાય છે તથા એક દેશમાં સ્વપર્યાયો વડે સદ્‌ભાવે વિશેષિત, અને અન્યત્ર દેશમાં સ્વ-પર ઉભય પર્યાયોવડે સદસદ્‌ભાવે એકી સાથે અસાંકેતિક એક શબ્દવડે કહેવાને ઇચ્છેલો ઘટ, સદ્ અને અવક્તવ્ય થાય છે, કેમકે એક દેશમાં ઘટ છે, અને અન્યદેશમાં અવક્તવ્ય છે. તથા એક દેશમાં પરપર્યાયોવડે અસદ્‌ભાવે વિશેષિત, અને અન્યદેશમાં સ્વ-પર પર્યાયોવડે ભાવાભાવથી એકી સાથે અસાંકેતિક એક શબ્દવડે કહેવા ઇચ્છેલો ઘટ, અસદ્ અને અવક્તવ્ય થાય છે, એટલે અઘટ અને અવક્તવ્ય થાય છે; કેમકે એક દેશમાં અઘટ છે અને એક દેશમાં અવક્તવ્ય છે. તથા એક દેશમાં સ્વપર્યાયવડે સદ્‌ભાવે વિશેષિત, અને અન્યદેશમાં પરપર્યાયોવડે અસદ્‌ભાવે વિશેષિત, અન્યત્ર દેશમાં સ્વ-પરપર્યાયોવડે ભાવાભાવે વિશેષિત ઘટ, એકીસાથે કહેવા

ઇચ્છેલ હોય, તો તે સદ્-અસદ્-અને અવ્યક્ત થાય છે; કેમકે એક દેશમાં ઘટ છે, એક દેશમાં અઘટ છે, અને એક દેશમાં અવક્તવ્ય છે. આ પ્રમાણે ગાથામાં સ્પષ્ટ કહેલા છ ભેદ અને સાતમો ભાંગો "સદસદવકતવ્ય" આદિ શબ્દથી જાણવો, સ્યાદ્વાદ દૃષ્ટિએ આ સાત ભાંગા યુકત ઘટાદિક પદાર્થ છે, તે છતાં આ શબ્દનય સાતભાંગામાંના કોઇ પણ એક ભાંગાવડે વિશેષતર પદાર્થ તે માને છે, કેમકે કોઇ પણ એક વિદ્યમાન્ ધર્મને અંગીકાર કરીને સંપૂર્ણ વસ્તુ માને તે નય કહેવાય છે, પરન્તુ સ્યાદ્વાદદર્શની તો સંપૂર્ણ સપ્ત-ભંગ્યાત્મક વસ્તુ માને છે.

અહીં ઋજુસૂત્ર અને શબ્દનયનો તફાવત જણાવવો જોઇએ. ઋજુસૂત્ર નય-ભિન્ન ભિન્ન લિંગ અને વચનવાળી વસ્તુને પણ વિશેષતા રહિત માને છે, શબ્દનય તેમ નથી માનતો, તે તો તેવી વસ્તુમાં પણ વિશેષતા માને છે; કેમકે સ્ત્રીલિંગ-પુલ્લિંગ-અને-નપુંસકલિંગવાળા નામોથી વાચ્ય તટ તટી આદિ પદાર્થોમાં ભેદ છે. એકતા નથી. "તટી" એ નામનો અર્થ જુદો છે, "તટ" એ નામનો અર્થ જુદો છે, અને "તટમ્" એ નામનો પણ અર્થ પણ જુદો છે; વળી "ગુરૂ-અને ગુરૂઓ" ઇત્યાદિ એકવચન તથા બહુવચનથી વાચ્ય પદાર્થોમાં પણ ભેદ છે; કારણકે ધ્વનિના ભેદથી ઘટ-પટાદિ પદાર્થોની પેઠે તે શબ્દોમાં પણ ભેદ છે. માટે તે લિંગ અને વચનનો ભેદ હોય તો ભિન્ન અર્થ માનવો, એટલે કે જેવો ધ્વનિ તેવો તેનો અર્થ જાણવો. અન્યલિંગ વાચી શબ્દનો અન્યલિંગવાળો અર્થ થઈ શકે નહિ, તેમજ એક વચનવાચી શબ્દનો અર્થ દ્વિવચન કે બહુવચનવાચી પણ થઈ શકે નહિ.

વળી ઋજુસૂત્રનય નામાદિ ચાર નિક્ષેપયુક્ત વસ્તુ માને છે. અને શબ્દનય તો માત્ર ભાવનિક્ષેપનેજ માને છે, તે પણ પૂર્વોક્ત રીતિએ સદ્ભાવાદિવડે વિશેષિત અને લિંગ-તથા વચનથી અભિન્ન અર્થવાળી વસ્તુ માને છે, પણ એકજ અર્થને ત્રિલિંગવૃત્તિ શબ્દથી વાચ્ય નથી માનતો, તેમ એકવચન બહુવચન વૃત્તિ શબ્દથી વાચ્ય પણ નથી માનતો. એ પ્રમાણે ઋજુસૂત્ર અને શબ્દનયનો પરસ્પર ભેદ છે.

હવે અનન્તર કહેવાશે તે સમભિરૂઢ નયની સાથે આ શબ્દનયનો તફાવત જણાવે છે. "ઇન્દ્ર-શક્ર-પુરન્દર" ઇત્યાદિ બહુ પર્યાયો ઇન્દ્રાદિક વસ્તુના જે છે તે શબ્દનયના મતે એક છે, કેમકે ઇન્દ્રાદિક શબ્દના ઇન્દનાદિ જે અર્થ છે, તેવડે ઇન્દ્રાદિક એક વસ્તુમાં ઇન્દન-શકન-પુર્દારણાદિ બધા અર્થ ઘટે છે, તેથી ઇન્દ્ર-શક્ર આદિ બહુ પર્યાયવાળી છતાં પણ તે વસ્તુ એકજ છે, એમ શબ્દનયનું મન્તવ્ય છે, પરન્તુ સમભિરૂઢનય એમ નથી માનતો, તે તો પર્યાયના ભેદે વસ્તુનો પણ ભેદ-માને છે, એ સંબંધી હકીકત આગળ કહેવાશે. ૨૨૩૧-થી-૨૨૩૫

હવે સમભિરૂઢનયની માન્યતા જણાવે છે અને તેની વ્યાખ્યા કહે છે.

जं जं सण्णं भासइ तं तं चिय समभिरोहए जम्हा ।
सण्णंतरत्थविमुहो तओ नओ समभिरूढो त्ति ॥ २२३६ ॥
दवं पज्जाओ वा वत्थुं वयणंतराभिधेयं जं ।
न तदन्नवत्थुभावं संकमए संकरो मा हू ॥ २२३७ ॥
न हि सद्दंतरवच्चं वत्थुं सद्दंतरत्थतामेइ ।
संसय-विवज्ज[illegible]-गत्त-संकराइप्पसंगाओ ॥ २२३८ ॥

घड-कुडसद्दत्थाणं जुत्तो भेओऽभिहाणभेआओ ।
घड-पडसद्दत्थाण व तओ न पज्जायवयणंति ॥ २२३९ ॥
धणिभेयाणं भेओऽणुमओ जइ लिंग-वयणभिन्नाणं ।
घड-पडवच्चाणं पिव घड-कुडवच्चाण किमणिट्ठो ? ॥ २२४० ॥

આ નય જે જે સંજ્ઞા-નામ કહે છે તે તે સંજ્ઞાનેજ માત્ર સંજ્ઞાન્તર વિમુખ હોવાથી અનુસરે છે, તેથી આને સમભિરૂઢનય કહે છે. દ્રવ્ય અથવા પર્યાયરૂપ વસ્તુ જે વચનાન્તરથી અભિધેય હોય છે, તે સંકરાદિ દોષ ન થાય માટે અન્ય શબ્દના વાચ્યમાં સંક્રમતું નથી; કેમકે અન્યશબ્દથી વાચ્ય વસ્તુ અન્યશબ્દના અર્થને નથી પામતી. કારણ કે સંકરપણા આદિદોષના પ્રસંગથી સંશય-વિપર્યય-અને એકત્વાદિ દોષો પ્રાપ્ત થાય. માટે ઘટપટાદિ શબ્દના અર્થની પેઠે, ઘટ અને કુટાદિ શબ્દોના અર્થનો પણ અભિધાનના ભેદથી ભેદ યોગ્ય છે, અર્થાત્ તેથી પર્યાય વચનનો અભાવ છે, યદિ લિંગ અને વચનથી ભિન્ન એવા ઘટ તથા પટાદિ શબ્દથી વાચ્ય અર્થનો ધ્વનિના ભેદથી ભેદ માનવામાં આવે છે, તો પછી ઘટ અને કુટાદિ શબ્દથી વાચ્ય અર્થનો ધ્વનિના ભેદથી વાચ્ય અર્થનો ભેદ શા માટે માનવામાં ન આવે ? ૨૨૩૯-થી-૨૨૪૦.

જે જે ઘટાદિ સંજ્ઞા છે, તે તે સંજ્ઞાને યથાર્થવાળીજ આ નય માને છે, કારણ કે તે ઘટાદિ સંજ્ઞા કુટાદિરૂપ નામાન્તરના અર્થમાં વિમુખ હોવાથી ઘટશબ્દથી વાચ્ય જે અર્થ છે, તે અર્થ કુટ-કુંભાદિ શબ્દથી વાચ્ય હોતો નથી. એટલે કે જે દ્રવ્ય અથવા પર્યાયાત્મ ઘટાદિ વસ્તુ ઘટાદિ વચનથી વાચ્ય છે, તે કુટાદિ રૂપ વચનાન્તરથી વાચ્ય ભાવને નથી પામતી. જો એક ઘટાદિ વસ્તુનો અન્ય કુટાદિ વસ્તુમાં સંક્રમ થાય તો સંકરાદિ દોષોની પ્રાપ્તિ થાય, એમ થવાથી ઘટાદિ અર્થમાં પટાદિ અર્થનો પણ સંક્રમ થતાં શું આઘટ છે ? કે પટાદિ વસ્તુ છે ? એવો સંશય થાય, અથવા ઘટાદિકમાં પટાદિકનો નિશ્ચય થવાથી વિપર્યય થાય, અથવા પટાદિકમાં પણ ઘટાદિકનો નિશ્ચય થવાથી ઘટ-પટાદિ અર્થની એકતા થઇ જાય, અથવા મેચકમણિની પેઠે ઘટ-પટાદિ અર્થની સંકીર્ણ રૂપતા થાય.

આ સર્વ કહેવાનું તાત્પર્ય એ છે કે ઘટ-કુટ-કુંભ ઇત્યાદિ શબ્દો, પટ-સ્તંભાદિ શબ્દોની પેઠે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ નિમિત્તવાળા હોવાથી, ભિન્ન ભિન્ન અર્થના વાચક છે, એમ સમભિરૂઢનય માને છે. જેમકે-વિશિષ્ટ ચેષ્ટાવાન પદાર્થ તે ઘટ, કુટિલતાના યોગે કુટ, કુત્સિતપણે પૂર્ણ હોવાથી કુંભ. આ પ્રમાણે ઘટ-કુટ આદિ શબ્દો ભિન્ન ભિન્ન અર્થવાળા છે; તેથી કરીને જ્યારે ઘટાદિ અર્થમાં કુટાદિ અર્થનો પ્રયોગ કરવામાં આવે, ત્યારે કુટાદિ વસ્તુનો તેમાં સંક્રમ કર્યો ગણાય, અને એમ થવાથી ઉપરોક્ત સંશયાદિ દોષો પ્રાપ્ત થાય.

તાત્પર્યાર્થ એ છે કે ઘટ-કુટ કુંભ આદિ શબ્દોથી વાચ્ય પદાર્થનો પરસ્પર ભેદ યોગ્ય છે, કેમકે જેમ વાચક શબ્દના ભેદથી ઘટ-પટ-સ્તંભ આદિ શબ્દોથી વાચ્ય જે ઘટાદિ પદાર્થો ભિન્ન છે તેમ ઘટ-કુટ-કુંભ આદિમાં પણ વાચક શબ્દોનો ભેદ છે; માટે કુટ કુંભ-કળસ આદિ શબ્દો ઘટના પર્યાયવચન નથી. પણ દરેક ભિન્ન ભિન્ન છે. કારણકે એક અર્થમાં અનેક શબ્દની પ્રવૃત્તિ હોઇ શકે નહિ. યા લિંગ અને વચનથી ભિન્ન એવા ઘટ પટ-સ્તંભ આદિ શબ્દોથી વાચ્ય અર્થોનો જેમ શબ્દના ભેદથી ભેદ માનવામાં આવે છે, તો પછી ઘટ-કુટ-કુંભ-કળશ આદિ શબ્દોથી વાચ્ય અર્થોનો ભેદ શામાટે ન માનવો જોઇએ ? તેમાં એ ધ્વનિનો ભેદ તોસમાન છે. ૨૨૩૯-થી-૨૨૪૦.

હવે વસતિ અને પ્રસ્થકાદિ વિચારમાં પણ આ નયનો પૂર્વના નયોથી ભેદ જણાવે છે.

आयासे वसइत्ति य भणिए भणइ किह अन्नमन्नम्मि ।
मोत्तूणायसहावं वसेज्ज वत्थूं विहम्मम्मि ? ॥ २२४१ ॥
वत्थुं वसइ सहावे सत्ताओ चेयणा व जीवम्मि ।
न विलक्खणत्तणाओ भिन्ने छायातवे चेव ॥ २२४२ ॥
माणं पमाणमिट्ठं नाणसहावो स जीवओऽणन्नो ।
कह पत्थयाइभावं वएज्ज मुत्ताइरूवं सो ? ॥ २२४३ ॥
न हि पत्थाइ पमाणं घडो व भुवि चेयणाइविरहाओ ।
केवलमिव तन्नाणं पमाणमिट्ठं परिच्छेओ ॥ २२४४ ॥

( સાધુ આદિક અમુક વ્યક્તિ કયાં રહે છે ? એવો પ્રશ્ન થતાં, નૈગમાદિ નયો કહે લોકમાં-ગામમાં અને ઉપાશ્રયાદિમાં રહે છે; પણ ઋજુસૂત્ર નયવાદી કહે છે કે જ્યાં અવગાહ છે, તે આકાશ ખંડમાં રહે છે. ઋજુસૂત્રનયે એ પ્રમાણે કહ્યું એટલે સમભિરૂઢનય કહે છે કે આત્મસ્વભાવ મૂકીને વસ્તુ અન્ય વિધર્મક વસ્તુમાં કેવી રીતે રહે ? નજ રહે. કારણ કે સર્વ વસ્તુઓ સ્વભાવમાં વિદ્યમાન છે જેમ જીવમાંજ ચેતના રહેલી છે, તેમ સર્વ વસ્તુઓ આત્મ સ્વભાવમાજ રહે છે અને છાયા આતપની પેઠે વિલક્ષણ સ્વરૂપવાળી વસ્તુ ભિન્ન વસ્તુમાં નથી રહેતી. (આ અભિપ્રાય પાચમો છઠો અને સાતમો ત્રણે નયોનો છે.) સઘળી આ નયમાન તેજ પ્રમાણ માને છે, કેમકે તે પ્રમાણ જ્ઞાન સ્વરૂપ હોવાથી જીવથી અનન્ય છે; એટલે તે પ્રમાણ રૂપ માન પ્રસ્થકાદિ ભાવ અને મૂર્તાદિ સ્વરૂપને કેવી રીતે પામે ? કાષ્ટનું બનાવેલ પ્રસ્થાદિક ઘટ-પટાદિકની પેઠે અચેતન હોવાથી કદિ પણ પ્રમાણ થઇ શકે નહિ. પરન્તુ તે પ્રસ્થકનું જ્ઞાનજ બોધાત્મક હોવાથી પ્રમાણ તરીકે ઇષ્ટ છે. ૨૨૪૧-૨૨૪૨-૨૨૪૩-૨૨૪૪.

હવે જો જ્ઞાનના કારણભૂત વિષયને પણ પ્રમાણ માનવામાં આવે તો પ્રમાણ અને અપ્રમાણની વ્યવસ્થા ટકે નહિ. તે કહે છે.

पत्थादओवि तक्कारणंति माणं मई न तं तेसु ।
जमसंतेसु वि बुद्धी कासइ संतेसु वि न बुद्धी ॥ २२४५ ॥
तक्कारणं ति वा जइ पमाणसिद्धं तओ पमेयं पि ।
सव्वं पमाणमेवं किमप्पमाणं पमाणं वा ? ॥ २२४६ ॥
देसी चेव य देसो नो वत्थुं वा न वत्थुणो भिन्नो ।
भिन्नो व न तस्स तओ तस्स व जइ तो न सो भिन्नो ॥ २२४७ ॥
एत्तो चेव समाणाहिगरणया जुज्जए पयाणं पि ।
नीलुप्पलाइयाणं न रायपुरिसाइसंसग्गो ॥ २२४८ ॥
घडकारविवक्खाए कत्तुरणत्थर जओ किरिया ।
न तदत्थंतरभूए समवोओ तो मओ तीसे ॥ २२४९ ॥

कुंभम्मि वत्थुपज्जायसंकराइप्पसंगदोसाओ ।
जो जेण जं व कुरुए तेणाभिन्नं तयं सव्वं ॥ २२५० ॥

પ્રસ્થાદિક પણ, પ્રસ્થાદિક જ્ઞાનનું કારણ હોવાથી પ્રમાણ છે, એમ માન્યતા થાય તો તે અયોગ્ય છે; કેમકે પ્રસ્થાદિકનો અભાવ છતાં પણ કોઇને પ્રસ્થાદિકનું જ્ઞાન થાય છે, અને કોઇને તે છતાં પણ નથી થતું. અથવા જો તે પ્રસ્થાદિક પદાર્થ તેના જ્ઞાનનું કારણ છે. માટે પ્રમાણ માનેલ છે, તો પ્રમેય પણ પ્રમાણ થાય. અને એથી સર્વ કાંઇ પ્રમાણરૂપ બને, ને તેમ થતાં પ્રમાણ શું અને અપ્રમાણ શું? પ્રમાણ અપ્રમાણની વ્યવસ્થાનોજ લોપ થાય. તથા દેશી એ દેશજ છે, વસ્તુ દેશ નથી, દેશીથી ભિન્ન પણ નથી, જો ભિન્ન હોય તો તે દેશ તેનો ન કહેવાય, અને જો તે દેશ તે દેશીનો હોય, તો તે તેનાથી ભિન્ન ન ગણાય. માટે નીલોત્પલાદિકની પેઠે વિશેષણ-વિશેષ્યભૂત પદોનો કર્મધારય સમાસ યોગ્ય છે, પણ રાજપુરૂષાદિકની પેઠે ષષ્ઠીતત્પુરૂષ સમાસ યોગ્ય નથી. વળી ઘટકારની વિવક્ષામાં, ઘટ કરવાની ક્રિયા કર્તાથી અભિન્ન છે, તેનાથી અર્થાન્તરભૂતમાં સમવાય તો તેનો નથી માન્યો. કારણ કે એથી ઘટમાં વસ્તુ પર્યાયના સંકરાદિ દોષનો પ્રસંગ થાય, તેથી કરીને જે જેના વડે કરાય અથવા જેને જે કરે છે, તે સર્વ તેનાથી અભિન્ન છે. ૨૨૪૫-૨૨૫૦.

જેમ નડ્વલનું પાણી પગના રોગનું કારણ હોવાથી તેને પગનો રોગ કહેવાય છે, તેમ પ્રસ્થાદિક પણ, પ્રસ્થાદિકના જ્ઞાનનું કારણ હોવાથી પ્રમાણભૂત છે, એ પ્રમાણે જો કોઇ કહેવા માગે તો તે અયોગ્ય છે, કારણ કે પ્રસ્થાદિકના અભાવે પણ કોઇક ધાન્ય રાશિ-માત્રમાંજ પરિચ્છેદ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને કોઇ નાલિકેરાદિ દ્વીપમાંથી આવેલા અજ્ઞાન મનુષ્યને પ્રસ્થકાદિ વિદ્યમાન છતાં પણ પ્રસ્થક પરિચ્છેદ બુદ્ધિ ઉત્પન્ન નથી થતી. તેથી કરીને તે કાષ્ઠમય પ્રસ્થક વિગેરે તે સંબંધી જ્ઞાન ઉત્પન્ન કરવામાં કારણ ભૂતજ છે, એમ એકાન્તે કહી શકાય નહિ; એટલે તે પ્રસ્થકાદિ પ્રમાણ રૂપ કેવી રીતે થઇ શકે ? નજ થઇ શકે. અથવા પ્રસ્થકાદિ ભલે તેના કારણભૂત થાય, તો પણ તેમને પ્રમાણરૂપતા તો પ્રાપ્ત નહિ થાય; કારણ કે જો પ્રસ્થકાદિક જ્ઞાનની કારણતામાત્રથીજ તે પ્રસ્થકાદિક પ્રમાણ-રૂપે ઇષ્ટ હોય તો પ્રમેય પણ પ્રમાણજ્ઞાનનું કારણ હોવાથી તેને પણ પ્રમાણ માનવું પડશે, અને એમ થતાં દધિભક્ષણાદિ પણ પરંપરાએ જ્ઞાનનું કારણ થવાથી પ્રમાણ રૂપ થશે અને કોઇ પણ અપ્રમાણજ નહિ રહે. દધિભક્ષણાદિ સર્વ તેનું કારણ છતાં પણ તે પ્રમાણ રૂપ નથી, એમ કહેવામાં આવે તો કાષ્ઠમય પ્રસ્થાદિક પણ પ્રમાણ નહિ થાય, આ પ્રમાણે અતિપ્રસંગ થવાથી પ્રમાણ અને અપ્રમાણની વ્યવસ્થાનોજ અભાવ થશે. માટે ત્રણે શબ્દનયોને પ્રસ્થકનું જ્ઞાન તેજ પ્રસ્થક પ્રમાણ ઇષ્ટ છે. પણ કાષ્ઠમય પ્રસ્થક તે પ્રમાણ-રૂપે ઇષ્ટ નથી.

વળી ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય-આકાશાસ્તિકાય-પુદ્ગલાસ્તિકાય અને જીવ આ પાંચેના દેશ-પ્રદેશની કલ્પનામાં આ નય ષષ્ઠીસમાસ નથી માનતો, પણ કર્મધારય માને છે. કારણ કે આ નય ધર્માસ્તિકાય વિગેરે જે દેશી છે, તેજ દેશ છે, પણ ઘટથી જેમ અરઘટ્ટ અત્યન્ત ભિન્ન છે, તેવી રીતે દેશ, દેશીથી અત્યન્ત ભિન્ન સ્વતંત્ર વસ્તુ નથી, દેશ એ સ્વતંત્ર વસ્તુ નથી, એટલુંજ નહિં પરન્તુ દેશીના સંબંધથી અસ્વતંત્ર છતાં પણ દેશ, દેશીથી ભિન્ન છે, એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે દેશીરૂપ વસ્તુથી દેશ ભિન્ન નથી; તે છતાં પણ જો દેશીથી દેશ ભિન્ન માનવામાં આવે, તો અત્યન્ત ભિન્ન એવા વિન્ધ્યાચળ

અને હિમવાન આદિનો જેમ સંબંધ ન ઘટે, તેમ તે દેશ તથા દેશીનો સંબંધ પણ ન ઘટે, તે દેશીનો આ દેશ છે, એમ માની શકાય, તો ઘટાદિકના સ્વસ્વરૂપની પેઠે તે દેશ તે દેશીથી ભિન્ન નહિ, પણ તદાત્મકજ ગણાય. આજ કારણથી નીલકમળાદિકની પેઠે વિશેષણ-વિશેષ્યભૂત સર્વ પદોનો કર્મધારય સમાસજ ઘટે છે, કોઇકનો દ્વંદ્વ સમાસ પણ ઘટે છે, પરંતુ રાજાનો પુરૂષ તે રાજપુરૂષ. એવો જે ષષ્ઠી સમાસ તે આ નયને માન્ય નથી, કેમકે ભિન્ન વસ્તુનો અન્યોન્ય સંબંધ થઇ શકે નહિ. જેમકે બે જોડાએલ વસ્તુનો જે સંબંધ છે, તે સંબંધ તે વસ્તુથી ભિન્ન છે, કે અભિન્ન છે? જો ભિન્ન હોય, તો તે જોડાએલ બે વસ્તુથી સંબંધ એ ત્રીજી સ્વતંત્ર વસ્તુ હોવી જોઇએ, પણ તે રૂપ સંબંધ ન થાય, એટલે ષષ્ઠી સમાસાદિ કેવી રીતે થઇ શકે? જેમ વિન્ધ્ય અને હિમવાન આદિથી ભિન્ન એવા ઘટાદિકનો સંબંધ કહેવાતો નથી, તેમ તેનો પણ સંબંધ કહેવાય નહિ. એટલે તેમને પણ ષષ્ઠીવિભક્તિ આદિ ઘટે નહિ. અને જો બે સંબદ્ધ વસ્તુથી સંબંધ અભિન્ન હોય, તો તે ષષ્ઠયાદિ વિભક્તિનો હેતુ ન થાય, કેમકે તે સંબદ્ધ વસ્તુથી સ્વરૂપની પેઠે અવ્યતિરિક્ત છે. ઇત્યાદિ અહીં ઘણું કહી શકાય એમ છે, પણ ગ્રંથ વિસ્તારના ભયથી અહીં નથી કહેતા, તે જાણવાના જીજ્ઞાસુએ અન્ય ગ્રંથોમાંથી જોઇ લેવું.

વળી ઘટ કરે તે ઘટકાર, ( કુંભાર ) એવી પ્રરૂપણા કરતાં, તે તે ઘટકારની ઘટ કરવાની ક્રિયા તેનાથી અવ્યતિરિક્ત છે, એટલે કે કર્તાને વિષેજ ક્રિયાનો સંબંધ છે, પણ કર્તાથી વ્યતિરિક્ત ઘટને વિષે તે ક્રિયાનો સંબંધ નથી, એમ આ નય માને છે, કારણ કે જો કર્તા સંબંધી ક્રિયાનો સંબંધ ઘટરૂપ કર્મમાં પણ માનવામાં આવે, તો વસ્તુના પર્યાયની પરસ્પર એકતાદિ દોષોની પ્રાપ્તિ થાય. અને તેથી કરીને જે કુંભકારાદિ જે ક્રિયા વિશેષ વડે જે કુંભ આદિને કરે છે, તે ક્રિયાવિશેષવડે તે ક્રિયારૂપે સર્વ કર્તા-કર્મ વિગેરે અભિન્ન થઇ જાય. માટે કર્તા સંબંધી ક્રિયાનો સંબંધ કર્મમાં ન માનવો. એમ આ સમભિરૂઢનય માને છે ૨૨૪૫-થી-૨૨૫૦.

હવે એવંભૂતનયની વ્યાખ્યા અને માન્યતા કહે છે.

एवं जह सद्दत्थो संतो भूओ तदन्नहाऽभूओ ।
तेणेवंभूयनओ सद्दत्थपरो विसेसेणं ॥ २२५१ ॥

वंजणमत्थेणत्थं च वंजणेणोभयं विसेसेइ ।
जह घडसद्दं चेट्ठावया तहा तंपि तेणेव ॥ २२५२ ॥

सद्दवसादभिधेयं तप्पच्चयओ पईव-कुम्भो व्व ।
संसय-विवज्जए-गत्त-संकराइप्पसंगो वा ॥ २२५३ ॥

જે પ્રમાણે શબ્દાર્થ હોય, તે પ્રમાણેજ નામ હોય, તો તે અર્થ વિદ્યમાન છે, પણ તેથી અન્યથા અર્થ હોય, તો તે અવિદ્યમાન છે. આ કારણથી એવંભૂતનય વિશેષે કરીને શબ્દાર્થમાં તત્પર છે. વ્યઞ્જનને ( શબ્દને ) અર્થવડે અને અર્થને વ્યઞ્જનવડે એમ ઉભયને આ નય વિશેષિત (નિયત) કરે છે; ઘટ શબ્દને ચેષ્ટાવાન્ અર્થવડે, અને અને તે ચેષ્ટારૂપ અર્થને તે શબ્દવડે નિયત કરે છે. પ્રદીપ અને કુંભની પેઠે શબ્દના વશથી અભિધેયનો પ્રત્યય થાય છે, અન્યથા સંશય-વિપર્યય-એકત્વ-અને સંકરાદિ દોષોની પ્રાપ્તિ થાય. ૨૨૫૧-થી-૨૨૫૩.

ઘટ એટલે ચેષ્ટાવાન્ પદાર્થ, ઇત્યાદિરૂપે જેમ શબ્દાર્થ વ્યવસ્થિત છે, તે પ્રમાણે જે ઘટાદિ પદાર્થ હોય, તેજ વિદ્યમાન અર્થ છે, તેથી અન્યથા પ્રકારે શબ્દના અર્થનું ઉલ્લંઘન કરીને જે પદાર્થ હોય, તે તત્ત્વથી ઘટાદિ અર્થ પણ ન કહેવાય, આ પ્રમાણે આ નયની માન્યતા હોવાથી શબ્દ તથા સમભિરૂઢ નય કરતાં એવંભૂતનય શબ્દના અર્થમાં વિશેષ તત્પર છે. તાત્પર્ય એ છે કે જળધારણાદિ ક્રિયાયુક્ત, સ્ત્રીના મસ્તકપર રહેલો જે ઘટ હોય, તેનેજ આ નય ઘટરૂપે માને છે, પણ જળધારણાદિ ક્રિયારહિત ગૃહના ખુણામાં પડી રહેલા ઘટને આ નય ઘટરૂપે નથી માનતો.

જે વડે પદાર્થ પ્રગટ કરાય તે વ્યઞ્જન, એટલે પદાર્થવાચક ઘટાદિ શબ્દ; એ શબ્દવડે તદ્વાચ્ય અર્થને, અને અર્થવડે તદ્વાચક શબ્દને આ નય નિયત કરે છે. જેમકે તેજ ઘટ શબ્દ કહી શકાય, કે જે ચેષ્ટાવાન અર્થનું પ્રતિપાદન કરતો હોય, અન્ય પદાર્થનું નહિ, આ પ્રમાણે શબ્દને અર્થવડે નિયત કરે; તથા ચેષ્ટાવાન્ ( ઘટ ) અર્થ-પદાર્થ પણ તેજ કહેવાય, કે જે સ્ત્રીના મસ્તકપર રહેલ, જળધારણાદિ ક્રિયારૂપે પ્રસિદ્ધ હોય, પણ એક સ્થાને પડી રહેલ અથવા બીજી ક્રિયારૂપે હોય, તે નહિ, આ પ્રમાણે અર્થને શબ્દ વડે નિયત કરે છે. આમ ઉભય પ્રકારે શબ્દને અર્થવડે અને અર્થને શબ્દવડે આ નય નિયત કરે છે, કેમકે સ્ત્રીના મસ્તકપર રહેલ જળધારણાદિ ક્રિયાવાન્ જે પદાર્થ હોય, તેજ ઘટ શબ્દથી વાચ્ય છે, અને તે ઘટ શબ્દથી વાચ્ય અર્થ પણ તેજ ચેષ્ટાવાન્ પદાર્થ છે, આથી કરીને ઉભય વિશેષક એવંભૂત નય છે. એજ વાત વધારે દૃઢ કરવાને હવે પ્રમાણથી તેની સિદ્ધિ કરે છે. જેમકે-જેવો અભિધાયક-શબ્દ હોય, તેવાજ અભિધેય-પદાર્થની પ્રતિપત્તિ થાય છે, કેમકે તેવા શબ્દથી તેવાજ અર્થની પ્રતીતિ થાય છે. જેમ પ્રદીપ-શબ્દથી પ્રકાશમાન્ અર્થની અને ઘટશબ્દથી ચેષ્ટાવાન્ અર્થની પ્રતીતિ થાય છે, તેમ અહીં સામાન્ય શબ્દોમાં પણ જાણવું, અન્યથા જો શબ્દ પ્રમાણે અર્થબોધ ન થતો હોય તો સંશયાદિ પ્રાપ્ત થાય. જેમકે જો દીપન-પ્રકાશન ક્રિયારહિત પદાર્થ પણ દીપક હોય, તો કોઇએ દીપશબ્દનો ઉચ્ચાર કર્યો હોય, તે સાંભળીને એવો સંશય થાય કે શું આણે પ્રકાશમાન પદાર્થ કહ્યો, કે કોઇ અપ્રકાશમાન અંધ જે પત્થરાદિ પદાર્થ તે કહ્યો ? અથવા એ શબ્દથી એણે અંધ પત્થરજ કહ્યો, આવો વિપર્યય થાય. વળી દીપશબ્દ કહેવાથી અંધપત્થરાદિની પ્રતીતિ થાય, અને અંધપત્થર કહેવાથી દીપકની પ્રતીતિ થાય, એમ થતાં પદાર્થની એકતા અથવા સંકરતા થાય. માટે વસ્તુતઃ શબ્દના વશથી અભિધેય છે, અને અભિધેયના વશથી શબ્દ છે. ૨૨૫૨-થી-૨૨૫૩.

હવે સમભિરૂઢ નયની માન્યતામાં દૂષણ આપે છે.

सद्दपरिणामओ जइ घड-कुडसद्दत्थमेयपडिवत्ती ।
तो निच्चेट्ठोवि कहं घडसद्दत्थो घडोऽभिमओ ? ॥ २२५४ ॥
जइ वत्थुसंकमो वा निट्ठो चिट्ठावओ य संकन्ती ।
तो नहि निच्चिट्ठतया जुत्ता हाणी व समयस्स ॥ २२५५ ॥
एवं जीवं जीवो संसारी पाणधारणाणुभवो ।
सिद्धो पुणरज्जीवो जीवणपरिणामरहिउत्ति ॥ २२५६ ॥

શબ્દના ભેદથી ઘટ-કુટ-કુંભ આદિ પર્યાય શબ્દોનો જો અર્થ ભેદ માન્ય હોય, તો પછી ઘટ શબ્દથી વાચ્ય એવા અર્થને ચેષ્ટા રહિત છતાં પણ ઘટ રૂપે કેમ માની શકાય?

નજ માની શકાય. વળી જો વસ્તુ સંક્રમ ઇષ્ટ ન હોય, તો પછી ચેષ્ટાવાન્ છતાં પણ ભાવઘટની નિશ્ચેષ્ટતા વડે શું ? ચેષ્ટારહિત દ્રવ્યઘટમાં ઘટ શબ્દની પ્રવૃત્તિથી સંક્રાન્તિ થાય છે ને તે યોગ્ય નથી; અને જો ચેષ્ટાવાન્ છતાં પણ નિશ્ચેષ્ટ અર્થમાં સંક્રાન્તિ માનવામાં આવે તો સ્વપક્ષની હાની થશે. તથા આજ પ્રમાણે જીવે તે જીવ, એ શબ્દાર્થવશાત્ દશવિધ પ્રાણોને ધારણ કરે તે જીવ. એમ આ નયની માન્યતા છે. આવું પ્રાણધારણ રૂપ જીવન નારકાદિ સંસારી જીવોનેજ છે, આથી કરીને સિદ્ધના જીવોને આ નય જીવ-આયુષ્માન્-પ્રાણી ઇત્યાદિ શબ્દોથી નથી બોલાવતો, પણ સત્તાના યોગથી સત્વ, જ્ઞાન-દર્શન સુખ આદિ પર્યાયોને પામતો હોવાથી આત્મા, ઇત્યાદિ શબ્દો વડે બોલાવે છે. ૨૨૫૪ ૨૨૫૫-૨૨૫૬.

દેશ અને દેશીની એકતા માનવામાં દૂષણ આપે છે.

जइ देसि च्चिय देसो पत्ता पज्जायवयणपडिलत्ती ।
पुणरुत्तमणत्थं वत्थुसंकमो वा ण 'येट्ठं ते ॥ २२५७ ॥
अह भिण्णो तस्स तओ न होइ न य वत्थुसंकमभयाओ ।
देसी चेव य देसो न वा पएसी पएसोत्ति ॥ २२५८ ॥
नोसद्दोऽवि समत्थं देसं व भणेज्ज जइ समत्थं तो ।
तस्स पओगोऽणत्थो अह देसो तो न सो वत्थुं २२५९ ॥

જો દેશી તેજ દેશ હોય, તો તેને પર્યાયવચનની પ્રાપ્તિ થશે, અને તેથી કરીને પુનરૂક્તિ, આનર્થ્ય તથા વસ્તુનો સંક્રમ થશે, તે સંક્રમ ( સમભિરૂઢ નયને ) ઇષ્ટ નથી. અને જો દેશીથી દેશ ભિન્ન માનવામાં આવે, તો તે દેશ તેનો નહી થાય, વસ્તુસંક્રમના ભયથી દેશી તેજ દેશ છે એમ પણ નહિ કહેવાય, એજ પ્રમાણે પ્રદેશી તેજ પ્રદેશ એમ પણ નહિ કહેવાય. ( દેશનું પ્રતિપાદન કરવા માટે નોશબ્દનો પ્રયોગ કરવામાં આવે તો તે ) નોશબ્દ પણ સમસ્ત દેશીનું પ્રતિપાદન કરે છે, કે તે દેશનુંજ પ્રતિપાદન કરે છે? જો સમસ્ત દેશીનું ( સંપૂર્ણ વસ્તુનું ) પ્રતિપાદન કરતો હોય, તો તેનો પ્રયોગ નકામો છે, અને દેશનું પ્રતિપાદન કરતો હોય તો તે વસ્તુજ નથી. ૨૨૫૭-થી-૨૨૫૯.

દેશ અને દેશીની એકતા માનનાર સમભિરૂઢનય દેશી એજ દેશ છે, એમ જે કહે છે, તે પણ અયોગ્ય છે. કારણ કે જો દેશી તેજ દેશ હોય, તો જેમ વૃક્ષ-પાદપ ઇત્યાદિ શબ્દો પર્યાયવચનરૂપ છે, તેમ દેશ અને દેશી એ બન્ને શબ્દ પણ પર્યાય વચનજ થાય. આથી કરીને જેમ વૃક્ષ-પાદપ ઇત્યાદિ એક અર્થવાળા શબ્દોનો પ્રયોગ કરતાં પુનરૂક્તિ થાય છે, તેમ દેશી-દેશ શબ્દનો પ્રયોગ કરતાં પણ થાય. વળી એક શબ્દ વડે બીજા શબ્દના અર્થનું પ્રતિપાદન થતું હોવાથી, બીજા શબ્દનો પ્રયોગ નિરર્થક થાય. તેમજ ઉપરોક્ત માન્યતાથી દેશીનો દેશમાં અને દેશનો દેશીમાં અન્તર્ભાવ થતો હોવાથી વસ્તુસંક્રમ પણ થાય, અને એવો વસ્તુસંક્રમ સમભિરૂઢને માન્ય નથી, માટે દેશ અને દેશીની એકતા માનવી યોગ્ય નથી, અને એ બન્નેનો ભેદ તો એ નય પણ માને છેજ.

કદાચ દેશ અને દેશીની એકતામાં કહેલા દોષોના ભયથી બન્નેને જુદા માનવામાં આવે, કે દેશીથી દેશ ભિન્ન છે. તો પૂર્વે કહેલ યુક્તિથી તે દેશીનો તે દેશ નહી થાય, અને વસ્તુસંક્રમાદિ દોષના ભયથી દેશી એજ દેશ એમ પણ નહિ માની શકાય; એજ પ્રમાણે પ્રદેશી તે પ્રદેશ એમ પણ નહિ માની શકાય, કેમકે તે માન્યતામાં પણ ઉપરનાજ

દોષો આવે છે. માટે દરેક દેશી અને દરેક પ્રદેશી સર્વ અખંડ સંપૂર્ણ વસ્તુજ છે, એમ માનવું પડશે, પણ દેશ-પ્રદેશની કલ્પના નહિ કરી શકાય, કેમકે તેમનો ભેદાભેદ માનતાં ઉપરોક્ત દોષોની પ્રાપ્તિ થશે. આ કારણથી આ નયના મતે સર્વવસ્તુઓ અખંડ સ્વરૂપ-વાળી હોવાથી પદોનો કર્મધારય સમાસ પણ નહિ થાય.

જો દેશનું પ્રતિપાદન કરવાને "નોદેશી" એવો શબ્દ પ્રયોગ કરવામાં આવે, કેમકે નોશબ્દ એકદેશ વાચી છે, અને દેશ પણ દેશીનો એક દેશભૂતજ છે, ને તે તેનાથી ભિન્ન નથી. એમ કહેવામાં આવે તો તે પણ અયોગ્ય છે, કારણ કે "નોદેશી" એ પ્રયોગમાં જે નોશબ્દ છે, તે સંપૂર્ણ-અખંડ દેશી વસ્તુનું પ્રતિપાદન કરે છે, કે તે દેશ-નુંજ પ્રતિપાદન કરે છે? જો સંપૂર્ણ દેશીનું પ્રતિપાદન કરતો હોય, તો નોશબ્દનો પ્રયોગ નકામો છે, કેમકે માત્ર દેશીશબ્દથીજ સમસ્ત વસ્તુની પ્રતીતિ થાય છે; અને જો નોશબ્દ વડે દેશનું પ્રતિપાદન થતું હોય, તે દેશ રૂપ વસ્તુજ નથી, કેમકે દેશીથી દેશ ભિન્ન છે કે અભિન્ન છે? એ બન્ને પણ યુક્તિથી ઘટી શકતાં નથી. ૨૨૫૭-૨૨૫૮-૨૨૫૯.

બે પદનું એક અધિકરણ ન હોઈ શકે, તેથી કર્મધારય સમાસ ન થાય એમ જણાવે છે.

नीलुप्पलाइसद्दाहिगरणमेगं च जं मयं तत्थ ।
नणु पुणरुत्ता-ऽणत्थय-समयविघाया पुहुत्तं वा ॥ २२६० ॥
तो वत्थुसंकराइप्पसंगओ सव्वमेव पडिपुन्नं ।
वत्थुं सेसमवत्थुं विलक्खणं खरविसाणं व ॥ २२६१ ॥
अत्थप्पहाणसद्दोवसज्जणं वत्थुमुज्जुसुत्तंता ।
सद्दप्पहाणमत्थोवसज्जणं सेसया विंति ॥ २२६२ ॥
इय नेगमाइसंखेवलक्खणं मूलजाइभेएणं ।
एवं चिय वित्थरओ विण्णेयं तप्पभेएणं ॥ २२६३ ।

નીલોત્પલાદિ શબ્દોનું જે એક અધિકરણ (કર્મધારય સમાસ સમભિરૂઢનયે) માનેલ છે, તેમાં પુનરૂક્તિ, અનર્થતા, અને સ્વપક્ષનો વિઘાત આદિ દોષો આવે છે, જો તે દોષો માનવામાં ન આવે, તો નીલોત્પલાદિ શબ્દથી વાચ્ય અર્થનો ભેદ નહિ થાય, (માટે કર્મધારય સમાસ માનવો યોગ્ય નથી.) આ કારણથી વસ્તુ સાંકર્ય આદિ દોષને લીધે ધર્માસ્તિકાયાદિ સર્વ વસ્તુને દેશી-દેશની કલ્પના રહિત અખંડ-સંપૂર્ણ માનવી જોઇએ. એથી વિપરીતપણે દેશી-દેશની કલ્પનાવાળી વસ્તુ તો યુક્તિ રહિત હોવાથી ગધેડાના શીંગડા જેવી અવસ્તુ છે. ઋજુસૂત્ર પર્યન્તના ચાર નયો, અર્થને મુખ્ય માનીને શબ્દને ગૌણ માની વસ્તુનું પ્રતિપાદન કરે છે; બાકીના શબ્દાદિ ત્રણ નયો, શબ્દને મુખ્ય માની અર્થને ગૌણ માનીને વસ્તુનું પ્રતિપાદન કરે છે. એ પ્રમાણે નૈગમાદિ નયોનું સંક્ષેપ લક્ષણ મૂળનીતિભેદે કહ્યું, અને વિસ્તારથી પણ એજ પ્રમાણે તેના ઉત્તર ભેદ જાણવું. ૨૨૬૦-થી ૨૨૬૩.

હવે એ નયોના ઉત્તર ભેદ જણાવે છે.

**एक्केक्को य सयविहो सत्त नयसया हवंति एमेव ।**
**अन्नोवि य आएसो पंचसया होंति ? नयाणं ॥२२६४॥७५९-२२१**

जावन्तो वयणपहा तावन्तो वा नयाविसद्दाओ ।
ते चेव य परसमया सम्मत्तं समुदिया सव्वे ॥ २२६५ ॥

न समेन्ति न य समेया सम्मत्तं नविय वत्थुणो गमया ।
वत्थुविघायाय नया विरोहओ वेरिणो चेव ॥ २२६६

सव्वे समेंति सम्मं चेगवसाओ नया विरुद्धावि ।
भिच्च-ववहारिणो इव राओदासीणवसवत्ती ॥२२६७॥

નૈગમાદિ એકેક નયોના સો સો ભેદ ગણતાં સાત નયોના સાતસો ભેદ થાય, એજ પ્રમાણે બીજા આદેશથી પાંચ નયોના પાંચસો આદિ ભેદો થાય છે. અપિશબ્દથી જેટલા વચનના માર્ગ છે, તેટલા નયો છે, અને તે દરેક પરસિદ્ધાન્ત રૂપ છે, પણ તે સઘળા સમુદિત હોય તો તે જિનશાસન રૂપ છે. ( કદાચ કહેવામાં આવે કે ) તે નયો સમુદિત થતા નથી, અને સમુદિત થાય, તોપણ તે સમ્યક્ત્વભાવ પામતા નથી, તેમજ વસ્તુને જણાવનારા પણ થતા નથી; પરન્તુ પરસ્પર વિરોધને લીધે વૈરીની પેઠે ઉલટા વસ્તુ વિઘાતક થાય છે. ( આમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે ) જેમ રાજાને નોકરો અને ઉદાસીન વૃત્તિવાળાને આધીન વ્યવહારી, તેઓની પેઠે સર્વ નયો પરસ્પર વિરુદ્ધ છતાં પણ તે એક જૈન સાધુના વશવર્તિ હોવાથી સમ્યક્ત્વ ભાવ પામે છે. ૨૨૬૪-થી-૨૨૬૭.

એ નૈગમાદિ સાતે નયોના દરેકના સો સો ઉત્તર ભેદ ગણીએ, ત્યારે બધા મળી સાતસો ઉત્તર ભેદ થાય. અને શબ્દાદિ ત્રણ એટલે શબ્દ-સમભિરૂઢ અને એવંભૂત એ ત્રણને એકજ શબ્દનય કહીએ ત્યારે મૂળ પાંચ નયો થાય, અને તે દરેકના ઉત્તર ભેદ સો સો ગણીએ તો સર્વ મળી પાંચસો ભેદ થાય. વળી અપિશબ્દથી બીજા પ્રકારે મૂળ નયો છ-ચાર અને બે પણ થાય. જેમકે સામાન્યગ્રાહી નૈગમનો સંગ્રહ નયમાં, અને વિશેષગ્રાહી નૈગમનો વ્યવહાર નયમાં અન્તર્ભાવ કરવામાં આવે, ત્યારે મૂળ છ નયો થાય, અને તેના ઉત્તર ભેદ છસો થાય. સંગ્રહ-વ્યવહાર ને ઋજુસૂત્ર એ ત્રણ નયો અને શબ્દાદિ ત્રણ શબ્દનયને એકજ પર્યાયાસ્તિક કહેવામાં આવે, ત્યારે મૂળ ચાર નયો થાય, અને તેના ઉત્તર ભેદ ચારસો થાય. તથા નૈગમાદિ ચાર નયોને એક દ્રવ્યાસ્તિક નય કહેવામાં આવે, અને શબ્દાદિ ત્રણ નયોને એક પર્યાયાસ્તિક નય કહેવામાં આવે, ત્યારે મૂળ બે નયો અને તેના ઉત્તર ભેદ બસો થાય.

અથવા ઉપરોક્ત સંખ્યા યુક્તજ નય પ્રકારો છે એમ નહિ, પણ જેટલા વચનના પ્રકાર છે, તેટલાજ નયના પ્રકાર છે, જે જે નયો છે, તે દરેક એકાન્ત નિશ્ચયવાળા હોવાથી અન્ય દર્શનીના સિદ્ધાન્ત રૂપ છે, પરન્તુ જો તે બધા સમુદિત હોય તો એકાન્ત નિશ્ચય રહિત થતાં સ્યાત્‌શબ્દ યુક્ત થવાથી સમ્યક્ત્વભાવ પામે છે. આ સંબંધમાં સ્તુતિકાર મહારાજ કહે છે કે-" હે નાથ ! જેમ સમુદ્રમાં સર્વ નદીઓ મળે છે, તેમ આપને વિષે સર્વ દર્શનો મળે છે; પરન્તુ નદીઓમાં સમુદ્ર નથી જણાતો, તેમ તે વિભક્ત દર્શનોમાં આપ નથી જણાતા. "

અહીં કદાચ કોઇ એમ કહેવા માગે કે-એ સઘળા નયો કદી પણ સમુદિત થાય નહિ, અને જો કદાચ થાય, તો તે સમ્યક્ત્વભાવ પામે નહિ, કારણ કે તે દરેક પ્રત્યેક અવસ્થામાં મિથ્યાદૃષ્ટિ હોવાથી સમુદિત અવસ્થામાં તો તે વિશેષે કરીને મહામિથ્યાત્વી

થાય. વળી તે સમુદિત થયા હોય, તો વસ્તુને જણાવનારા પણ ન થાય, કેમકે તે પ્રત્યેક અવસ્થામાં પણ વસ્તુને સંપૂર્ણ જણાવનારા નથી, તેથી કરીને સમુદિત થએલા નયો પરસ્પર વિરોધી હોવાથી શત્રુની પેઠે માંહોમાંહી વિવાદ કરતા વસ્તુને જણાવનારા નથી થતા, પણ ઉલટા વસ્તુનો વિઘાત કરનારા થાય છે, એટલે તે સમ્યકત્વ-અથવા જિન-શાસનભાવ પણ પામતા નથી.

ઉપરનું કથન યુક્તિ સંગત નથી, કેમકે પરસ્પર વિરુદ્ધ છતાં પણ તે સઘળા નયો સમુદિત થાય છે, અને સમ્યકત્વભાવ પામે છે. જેમ પરસ્પર વિરોધભાવ પામેલા નોકર-વર્ગને ન્યાયદર્શી રાજા યોગ્ય ઉપાયથી તેમનો વિરોધ દૂર કરીને એકત્ર કરે છે, અને તેમની પાસે સત્પ્રવૃત્તિ કરાવે છે. અથવા ધન ધાન્ય ભૂમિ આદિને માટે પરસ્પર વિવાદ કરતા લોકોને, સમ્યગ્ ન્યાયદર્શી કોઈ મધ્યસ્થ પુરૂષ તેમના વિવાદનું કારણ યુક્તિવડે દૂર કરવા પૂર્વક, સમાધાન કરીને સન્માર્ગ ગ્રહણ કરાવે છે; તેમ અહીં પણ પરસ્પર વિરૂદ્ધ એવા ઘણા નયોને સમ્યગ્ જ્ઞાની જૈન સાધુ તેમનું એકાન્તનિશ્ચયરૂપ વિરોધનું કારણ દૂર કરીને એકઠા કરે છે, જ્યારે એકાન્ત નિશ્ચયરૂપ તેમના વિરોધનું કારણ દૂર થાય છે, ત્યારે તેઓ સમ્યકૃત્વ પામે છે-જૈનાગમભાવ પામે છે. જેમ પુષ્કળ વિષના અંશો છતાં પણ તેને પ્રૌઢ-મંત્રવાદી વિષરહિત કરીને કોઢ આદિ રોગવાળાને આપે છે, તો તે અમૃતભાવ પામે છે, તેમ અહીં પણ જાણવું. ૨૨૬૪ થી ૨૨૬૭.

દરેક નયો એકેક અંશગ્રાહી હોવાથી સમુદિત થએલા તે વસ્તુને જણાવનારા કેવી રીતે થાય? જો વસ્તુ જણાવનારા હોય, તો તે દરેક મિથ્યાદૃષ્ટિ કેમ કહેવાય? અને મિથ્યા-દૃષ્ટિ હોવાથી સમુદિત થતાં સમ્યગ્દૃષ્ટિ કેવી રીતે થાય? એ માટે કહે છે કે:—

> देसगमगत्तणाओ गमगच्चिय वत्थुणो सुयाइ व्व ।
> सव्वे समत्तगमगा केवलमिव सम्ममावन्ना ॥ २२६८ ॥
>
> जमणेगधम्मणो वत्थुणो तदंसेवि सव्वपडिवत्ती ।
> अन्ध व्व गयावयवे तो मिच्छद्दिट्ठिणो वीसुं ॥ २२६९ ॥
>
> जं पुण समत्तपज्जायवत्थुगमगत्ति समुदिया तेणं ।
> सम्मत्तं चक्खुमओ सव्वगयावयवगहणे व्व ॥ २२७० ॥

દરેક નય વસ્તુને દેશથી જણાવનારા હોવાથી શ્રુતાદિકની પેઠે તે વસ્તુને જણા-વનારાજ છે; તેથી સર્વ નયો સમ્યકૃત્વભાવ થએથી કેવળજ્ઞાનની પેઠે સમસ્ત વસ્તુને જણાવનારા છે. હસ્તીના અવયવમાં હસ્તિની પ્રતિપત્તિ માનનાર આંધળાઓની પેઠે અનન્તધર્માત્મક વસ્તુના એકાદ અંશ-ધર્મમાં સંપૂર્ણ વસ્તુ માનનાર જુદા જુદા નયો મિથ્યાદૃષ્ટિ છે. હસ્તીના સર્વ અવયવ સમુદાયને હસ્તી કહેનાર દેખતા મનુષ્યની પેઠે, સમુદિત થયેલા નયો સમસ્ત પર્યાયાત્મક વસ્તુને જણાવનારા છે, તેથી તે સમ્યગ્વાદી છે. ૨૨૬૮-૭૦.

ઘટ-પટાદિનું રૂપ માત્રજ ચક્ષુ ગ્રહણ કરે છે, પણ રસાદિ નહિ, અને પર્વતાદિકનો માત્ર આગળ આગળનોજ ભાગ જણાય છે, પાછળનો નથી જણાતો, આ પ્રમાણે વસ્તુનો એક દેશ જણાય છે, તે છતાં ચક્ષુ તે તે સંપૂર્ણ વસ્તુને જણાવનાર છે, એમ કહેવાય છે, એજ પ્રમાણે દરેક નયો પણ વસ્તુનો એક દેશ જણાવનારા હોવાથી સામાન્યપણે તેઓ

વસ્તુને જણાવનારા છે, એમ કહેવાય છે. મિથ્યાત્વ દૂર થતાં સમ્યક્ત્વરૂપ થવાથી સર્વે નયો અનુક્રમે વિશુદ્ધ થતાં સર્વ આવરણના-પ્રતિબંધના અભાવે જેમ કેવળજ્ઞાન જણાવે છે તેમ નયો પણ સમસ્ત વસ્તુને જણાવનારા થાય છે.

અનન્તધર્માત્મક વસ્તુના કોઇ એક અનિત્યતાદિરૂપ ધર્મને ગ્રહણ કરીને બૌદ્ધાદિ-નયવાદીઓને એવી પ્રતીતિ થાય છે, કે મેં "સંપૂર્ણ વસ્તુ જાણી" આવી રીતે જુદા જુદા દરેક નયો વિપરીતબુદ્ધિવાળા હોવાથી મિથ્યાદૃષ્ટિ છે, જેમ અનેક અવયવવાળા હસ્તીના પુચ્છાદિમાંથી કોઇ એક અવયવને ગ્રહણ કરીને હસ્તીની કલ્પના કરનાર અંધ મનુષ્યોની પ્રતીતિ છે તેમ જુદા જુદા નયોની પણ માન્યતા એક અંશગ્રાહી છે.

પરંતુ સમુદિત થએલા સર્વ નયો સમસ્તપર્યાય યુક્ત વસ્તુને જણાવનારા થાય છે, તેથી તે સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. જેમ સર્વ અવયવના સમુદાયાત્મક હસ્તિને દેખતો પુરૂષ હસ્તિને સાચારૂપે કહે છે, તેમ સમુદિત નયોનું પણ સર્વ અવયવમય વસ્તુ કહેવા-પણું જાણવું. એકાન્ત નિશ્ચયરહિત અન્ય નયની અપેક્ષાવાળો સ્યાત્ શબ્દયુક્ત એક નય હોય, તો પણ તે સમ્યગ્વાદી છે, પરન્તુ જે એકાન્ત નિશ્ચયવાળા અન્ય નયની અપેક્ષા-રહિત સ્યાત્શબ્દ વિનાના સમુદિત ઘણા નયો હોય, તેને સમુદિત નય નથી કહેવાતા, કેમકે ખરી રીતે તેઓ સમુદિત નથી, એકાન્ત નિશ્ચય વિનાના પૃથગ્ પૃથગ્ નયો હોય, તો પણ તેમને પરસ્પરની અપેક્ષાએ સમુદિત કહેવાય છે. ૨૨૬૮ થી ૨૨૭૦.

સમુદિત નયો વસ્તુને સમસ્ત પ્રકારે જણાવે છે, તે વાત બીજા ઉદાહરણથી કહે છે.

न समत्तवत्थुगमगा वीसुं रयणावलीए मणउ व्व ।
सहिया समत्तगमगा मणओ रयणावलीए व्व ॥ २२७१ ॥
एवं सविसयसच्चे परविसयपरंमुहे णये नाउं ।
नेएसु न संमुज्झइ न य समयासायणं कुणइ ॥ २२७२ ॥
अत्थं जो न समिक्खइ निक्खेव-नय-प्पमाणओ विहिणा ।
तस्स अजुत्तं जुत्तं जुत्तमजुत्तं व पडिहाइ ॥ २२७३ ॥
परसमएगनयमयं तप्पडिवक्खनयओ नियत्तेज्ज ।
समए व परिग्गहियं परेण जं दोसवुद्धीए ॥ २२७४ ॥

જેમ છુટા છુટા મણીઓ રત્નમાળા ન કહેવાય, તેમ જુદા જુદા નયો પણ સમસ્ત વસ્તુના દીપક ન કહેવાય; પરન્તુ સમુદિતમણીઓ જેમ રત્નમાળા કહેવાય છે, તેમ સમુદિત નયો પણ સમસ્ત વસ્તુના જ્ઞાપક થાય છે. ઉપર કહ્યા મુજબ સ્વવિષયને સત્યપણે તથા પરવિષયને પરાઙ્મુખપણે જાણીને નયવિધિજ્ઞ સાધુ જ્ઞેયવસ્તુમાં સંમોહ પામતો નથી અને સિદ્ધાન્તની આશાતના કરતો નથી. જે વ્યક્તિ વિધિપૂર્વક નિક્ષેપ નય અને પ્રમાણથી વસ્તુને જાણતો નથી, તે વ્યક્તિને અયુક્ત હોય, તે યુક્ત જણાય છે, અને યુક્ત હોય તે અયુક્ત જણાય છે. અન્ય દર્શનવાળાઓનો મત એકનયાનુસારી છે, તેને તેના પ્રતિપક્ષી નયથી દૂર કરવો, અને સ્વસિદ્ધાન્તમાં બીજાઓએ જે દોષ બુદ્ધિથી ગ્રહણ કર્યું હોય, તેને પણ નયની યુક્તિવડે ગુણરૂપે સ્થાપવું. ૨૨૭૧ થી ૨૨૭૪.

જેમ છુટા છુટા મણિઓ રત્નમાળા કહેવાય નહી. તેમ જુદા જુદા નયો પણ પરસ્પર નિરપેક્ષ હોવાથી સમસ્ત વસ્તુના જ્ઞાપક નથી થતા; પરન્તુ જેમ એકત્રિત કરીને

સૂત્રમાં પરોવેલા મણિઓ રત્નમાળા કહેવાય છે, તેમ સમુદિત નયો પણ પરસ્પર સાપેક્ષ હોવાથી સમસ્ત વસ્તુના જ્ઞાપક થાય છે.

પૂર્વે કહ્યા મુજબ પરસ્પર વિવાદ કરતા નયોને જોઇને કોઇ મુંઝાઇને એમ કહે કે "આમાં તો પરસ્પર કંઈ મેળ ખાતો નથી." આ પ્રમાણે બોલીને જેઓ સિદ્ધાન્તની આશાતના કરે છે, તે તેઓનું મહા અજ્ઞાન છે કેમકે જે જે દ્રવ્યાસ્તિકાદિ નય છે, તે પોતાનો નિત્યત્વાદિ વિષય માત્ર પ્રતિપાદન કરવામાં તત્પર છે, અને બીજા પર્યાયાસ્તિકાદિ નયના અનિત્યત્વાદિ વિષયનો તિરસ્કાર કરતા નથી, તેમ તેનું પ્રતિપાદન પણ કરતા નથી, કારણ કે દરેક નય એકાંશગ્રાહી હોવાથી માત્ર સ્વવિષયનુંજ પ્રતિપાદન કરે છે, તેથી તે સમ્યગ્ નય છે. આ પ્રમાણે સર્વ નયો જાણીને અન્યોન્યરૂપે તેઓના સ્વસ્વવિષયના પ્રતિપાદનમાં પણ નયવિધિ જાણનાર પંડિત જ્ઞેય વસ્તુમાં સમ્મોહ પામતો નથી, તેમજ નિંદા કરવાદિવડે સિદ્ધાન્તની આશાતના કરીને મિથ્યાત્વ પણ પામતો નથી; પરન્તુ "અમુક અપેક્ષાએ એમ પણ છે, અને અમુક અપેક્ષાએ આમ પણ ઘટે છે," ઇત્યાદિ પ્રકારે નયોને વિષયવિભાગે સ્થાપીને વસ્તુ જાણે છે.

સંમોહ ઉત્પન્ન કરનાર આવા નય વિચારનુંજ શું પ્રયોજન છે? એવી કોઇ શંકા કરે તો તે અયોગ્ય છે; કારણ કે જે મનુષ્ય નામ-સ્થાપનાદિ નિક્ષેપ, નૈગમાદિ નય, અને પ્રત્યક્ષાદિ પ્રમાણવડે સૂક્ષ્મબુદ્ધિપૂર્વક વસ્તુ તત્ત્વનો વિચાર નથી કરતો, તેને અજ્ઞાનને લીધે યોગ્ય હોય તે અયોગ્ય ભાસે છે, અને અયોગ્ય હોય તે યોગ્ય ભાસે છે, આ કારણથી યથાર્થ વસ્તુ જાણવા માટે નય વિચાર કરવો જોઇએ. વળી બૌદ્ધાદિ અન્ય દર્શનીના અનિત્યતાદિનું પ્રતિપાદન કરનાર ઋજુસૂત્રાદિ નયના મતનું, તેના પ્રતિપક્ષી નિત્યત્વાદિકનું પ્રતિપાદન કરનાર દ્રવ્યાસ્તિકાદિ નયના મતથી નિરાકરણ કરવું. અથવા જૈનાગમમાંથી પણ અજ્ઞાન અને દ્વેષાદિયુક્ત અન્યદર્શનીએ દોષબુદ્ધિથી જે જીવાદિ વસ્તુ ગ્રહણ કરી હોય-માની હોય, તેનું પણ નયવિધિજ્ઞ પંડિતે નયની યુક્તિઓ વડે નિરાકરણ કરવું. આ કારણથી પણ નયનો વિચાર કરવો સપ્રયોજન છે. ૨૨૭૧ થી ૨૨૭૪.

નયનો વિચાર ક્યાં કરવો અને ક્યાં ન કરવો તે કહે છે.

**एएहिं दिट्ठिवाए परूवणा सुत्त-अत्थकहणा य**
**इह पुण अणब्भुवगमो अहिगारो तीहिं ओसन्नं ॥२२७५॥७६०–२२२**

पायं संववहारो ववहारंतेहिं तिहि य जं लोए ।
तेण परिकम्मणत्थं कालियसुत्ते तदहिगारो ॥ २२७६ ॥

**नत्थि नएहिं विहूणं सुत्तं अत्थो य जिणमए किंचि ।**
**आसज्ज उ सोयारं नए नयविसारओ बूया ॥२२७७॥ ७६१–२२३॥**

भासिज्ज वित्थरेणवि नयमयपरिणामणासमत्थम्मि ।
तदसत्ते परिकम्मण ेगनएणंपि वा कुज्जा ॥ २२७८ ॥

એ નૈગમાદિ નયોવડે દૃષ્ટિવાદમાં સર્વ વસ્તુની પ્રરૂપણા તથા સૂત્રાર્થનું કથન કરાય છે; પરન્તુ અહીં કાલિકશ્રુતની નયોવડે વ્યાખ્યા નથી કરાતી, યદિ શ્રોતાની અપેક્ષાએ

નય વિચાર કરાય, તો ઘણું કરીને પ્રથમના ત્રણ નયોવડે અધિકાર છે. કેમકે ઘણું કરીને લોકમાં નૈગમ-સંગ્રહ ને વ્યવહાર એ ત્રણ નયોવડે સ્થૂલ વ્યવહાર પ્રતિપાદન થાય છે, તેથી કરીને શિષ્યની મતિની પરિકર્મણા માટે કાલિક શ્રુતમાં તેનો અધિકાર છે. જિનમતમાં એવું કોઇ સૂત્ર કે અર્થ નથી, કે જે નયે કરીને રહિત હોય, પરંતુ મતિમન્દ આચાર્ય અને શિષ્યની અપેક્ષાએ સર્વ નયનો વિચાર નિષેધ્યો છે, જો કોઇ બુદ્ધિમાન શ્રોતા મળે તો તેને નય વિશારદ આચાર્ય વિસ્તારથી પણ સર્વ નયનો વિચાર કહે, પરન્તુ તેવો શ્રોતા ન હોય (મતિમન્દ હોય) તો એક નયનો વિચાર પણ ન કહે. ૨૨૭૫થી૨૨૭૮.

॥ સમાપ્તમ્ નયદ્વારમ્॥

એ પ્રમાણે નયદ્વાર કહીને, હવે સમવતારદ્વાર કહે છે, એટલે કે એ નયોનો સમવતાર ક્યાં થાય? અને ક્યાં ન થાય? તે કહે છે.

**मूढनइयं सुयं कालियं तु न नया समोयरंति इहं।**
**अपुहुत्ते समोयारो नत्थि पुहुत्ते समोयारो ॥ २२७९॥ ७६२-२२४ ॥**

अविभागत्था मूढा नयत्ति मूढनइयं सुयं तेणं।
न समोयरंति संता पइपयं जं न भण्णंति ॥ २२८० ॥

अपुहुत्तमेगभावो सुत्ते सुत्ते सवित्थरं जत्थ।
भण्णंतऽणुओगा चरण-धम्म-संखाण-दव्वाणं ॥ २२८१ ॥

तत्थेव नयाणंपि हु पइवत्थुं वित्थरेण सव्वेसिं।
देसिंति समोयारं गुरवो, भयणा पुहुत्तम्मि ॥ २२८२ ॥

एगो च्चिय देसिज्जइ जत्थणुओगो न सेसआ तिण्णि।
सन्तावि तं पुहुत्तं तत्थ नया पुरिसमासज्ज ॥ २२८३ ॥

હાલમાં મૂઢનયિક એવું કાલિકશ્રુત હોવાથી તેમાં નયોનો સમવતાર નથી થતો પણ જ્યાંસુધી ચારે અનુયોગોનો એકીભાવ હતો ત્યાં સુધી સમવતાર થતો હતો, પૃથગ્‌ભાવમાં નથી થતો. અવિભાગસ્થ નયો જ્યાં હોય તે તે મૂઢનયો કહેવાય, અને તે વડે શ્રુત પણ મૂઢનયિક કહેવાય. એવા મૂઢનયિક કાલિક શ્રુત ( જે શ્રુત પહેલી અને છેલ્લી પોરિસીમાં ભણાય તે ) માં નયનો સમવતાર નથી થતો. જો કે હાલ પણ નયો છે તો પણ તે દરેક પદે નથી કહેવાતા. આ અપૃથગ્‌ભાવ એટલે જ્યાંસુધી દરેક સૂત્રમાં ચરણ-કરણાનુયોગ, ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ એ ચાર સવિસ્તાર વર્ણવાતા હતા ત્યાં સુધી સર્વ નયોનો સમવતાર દરેક વસ્તુપર ગુરૂ મહારાજ બતાવાતા હતા, પણ પૃથગ્‌ભાવમાં સમવતારની ભજના છે; કેમકે પૃથગ્‌ભાવમાં એકેક સૂત્રે એકેક અનુયોગજ બતાવાય છે, શેષ ત્રણ અનુયોગ બતાવતા નથી. પરન્તુ કોઇ યોગ્ય પુરૂષની અપેક્ષાએ ત્યાં પણ સમવતાર બતાવે છે. ૨૨૭૯ થી ૨૨૮૩.

કયા પુરૂષ વિશેષથી આરંભીને એ પૃથગ્‌ભાવ થયો? તે જણાવવાને નિર્યુક્તિકાર તથા ભાષ્યકાર મહારાજ કહે છે કે—

जावंति अज्जवइरा अपुहुत्तं कालियाणुओगस्स ।
तेणारेण पुहुत्तं कालियसुय दिट्ठिवाए य ॥ २२८४–७६३–२२५ ॥

अपुहुत्तमासि वइरा जावंति पुहुत्तमारओऽभिहिए ।
के ते आसि कया वा ? पसंगओ तेसिमुप्पत्ती ॥ २२८५ ॥ [२६६७]

મહાબુદ્ધિમાન ગુરૂશ્રી આર્યવૈર પર્યન્ત કાલિક શ્રુતનો અનુયોગ પૃથક્ ન હતો. ત્યાં સુધી શ્રોતા અને વક્તા તીવ્ર બુદ્ધિવાળા હતા. ( અહીંઆં જે કાલિક શ્રુત કહ્યું છે, તે તેની મુખ્યતા જણાવવાને માટેજ કહ્યું છે. અન્યથા ઉત્કાલિક શ્રુતમા પણ દરેક સૂત્રમાં ચારે અનુયોગ તે વખતે હતા. ) તે પછી આર્યરક્ષિતાચાર્યથી કાલિકશ્રુત અને દૃષ્ટિવાદમાં અનુયોગનું પૃથક્પણું થયું. આર્યવૈરાચાર્ય સુધી અનુયોગનું પૃથક્પણું ન હતું, તે પછી પૃથક્પણું થયું; એમ કહ્યા પછી તે આર્યવૈરાચાર્ય કોણ હતા? અને તે ક્યારે થયા? એ શંકાના સમાધાન માટે પ્રસંગથી તેમની ઉત્પત્તિ કહેવી જોઇએ ૨૨૮૪ થી ૨૨૮૫.

અસાધારણ ગુણવાળા આર્યવૈરાચાર્ય મહારાજની ઉત્પત્તિ કહેવાને ગ્રન્થકાર તુંવ-વગ" ઇત્યાદિ ગાથાઓ વડે તેમની સ્તુતિ કરે છે, તે ગાથાઓ સુગમ હોવાથી ભાષ્યકારે તેની વ્યાખ્યા નથી કરી, તે જાણવાની ઇચ્છાવાળાએ, મૂળઆવશ્યકની ટીકામાંથી તે જાણી લેવી. અહીં તે સંબંધની નિર્યુક્તિ ગાથાથી વ્યાખ્યા ન કરતાં ભાષ્યકાર તે અનુ-યોગના પૃથક્પણાની ઉત્પત્તિ કહે છે.*

---

*तुंबवणसन्निवेसाउ निग्गयं पिउसगासमल्लीणं ।
छम्मासिअ छसु जयं माऊइ समन्निअं वंदे ॥ ७६४ ॥
जो गुज्जगेहिं बालो निमंतिओ भोअणेण वासंते ।
निच्छंसु विणीअविणओ ते वयरारिसिं नमंसामि ॥ ७६५ ॥
उज्जेणीए जो जंभगेहिं आलविखऊण थुअमहिओ ।
अक्खीणमहाणसिअं सीहगिरिपसंसिअं वंदे ॥ ७६६ ॥
जस्स अणुन्नाए वायगत्तणेण दसपुरम्मि नयरम्मि ।
देवेहिं कया महिमा पयाणुसारिं नमंसामि ॥ ७६७ ॥

તુંબવન ગામમાંથી નીકળી પિતા (ધાનગીરિ મુનિ) પાસે રહેલા, છ મહિનાના, જીવનિકાયમાં પ્રયત્નવાન્, માતાસહિત શ્રીવજ્રસ્વામીજીને હું વંદન કરૂં છું. ૭૬૪

જેને વરસાદ વરસતે છતે દેવોએ ભોજનની નિમંત્રણ કરી તેનો જે અનાદર કરનાર વિનયયુક્ત શ્રીવજ્રસ્વામીજીને હું નમસ્કાર કરૂં છું. ૭૬૫

ઉજ્જયિની નગરીમાં તિર્યગ્જૃંભકદેવોએ પરીક્ષા કરીને જેની સ્તુતિપૂજા કરી એવા અક્ષીણ મહાનસી લબ્ધિવાન્ અને આર્યસીંહગીરિજીથી પ્રશંસાને પામેલા તેમને હું વંદના કરૂં છું. ૭૬૬

જેના આચાર્યપદની અનુજ્ઞાનો મહિમા દશપુર નગરમાં દેવોએ કર્યો તે પદાનુ-સારિ લબ્ધિવાન્ શ્રીવજ્રસ્વામીજીને હું નમસ્કાર કરૂં છું. ૭૬૭

अपुहुत्ते अणिओगो चत्तारि दुवार भासए एगो ।
पुहुताणुओगकरणे ते अत्थ तओत्ति वोच्छिन्ना ॥२२८६-७७३-२२६॥

किं वइरेहिं पुहुत्तं कयमह तदणंतरेहिं भणियम्मि ।
तदणंतरेहिं तदभिहियगहियसुत्तत्थसारेहिं ॥ २२८७ ॥

આર્યવૈરાચાર્ય પર્યન્ત અપૃથગ્ ભાવમાં સૂત્રવ્યાખ્યારૂપ અનુયોગ કરતાં દરેક સૂત્રે ચરણકરણાદિ ચારે અનુયોગ કરાતા હતા પણ અનુયોગ પૃથક્ કરવામાં આવે, તો તે ચારે અનુયોગ તેમનાથી પણ વ્યવચ્છિન્ન થાય, તેથી કરીને તે પછી ચાર અનુયોગમાંથી કોઈ પણ એક અનુયોગ દરેક સૂત્રે કરવાનો નિયમ છે, પણ ચારે નથી કરાતા. એ પૃથક્પણું આર્ય વૈરાચાર્યે કર્યું કે તેમના પછી આર્યરક્ષિત સૂરિએ કર્યું ? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે આર્ય વૈરાચાર્યે કહેલ સૂત્રાર્થ ગ્રહણ કરનાર એવા આર્યરક્ષિત સૂરિએ તેમના પછી અનુયોગ પૃથક્ કર્યા. ૨૨૮૬-૨૨૮૭.

---

जो कन्नाइ धणेण य निमंतिओ जुव्वणम्मि गिहवइणा ।
नयरम्मि कुसुमनामें तं वइररिसिं नमंसामि ॥ ७६८ ॥
जेणुद्धरिआ विज्जा आगासगमा महापरिन्नाओ ।
वंदामि अज्जवइरं अपच्छिमो जो सुअधराणं ॥ ७६९ ॥
भणइ य आहिंडिज्जा जंबुद्दीवं इमाइ विज्जाए ।
गंतुं च माणुसनगं विज्जाए एस मे विसओ ॥ ७७० ॥
भणइ अ धारेअव्वा न हु दायव्वा इमा मए विज्जा ।
अप्पिड्ढिआ उ मणुआ होहिन्ति अओ परं अन्ने ॥ ७७१ ॥
माहेसरीओ सेसापुरिअं नीआ हुआसणगिहाओ ।
गयणयलमइवइत्ता वइरेण महाणुभागेण ॥ ७७२ ॥

જેને કુસુમપુર નગરમાં ધનાવહ શેઠે કન્યા અને ધનની નિમંત્રણ કરી તે શ્રીવજ્રસ્વામીજીને હું નમસ્કાર કરૂં છું. ૭૬૮

જેણે મહાપરિજ્ઞા અધ્યયનમાંથી આકાશગામિની વિદ્યાનો ઉદ્ધાર કર્યો તે છેલ્લા શ્રુતધર ( દશપૂર્વી ) આર્યવૈરસ્વામીને હું નમસ્કાર કરૂં છું. ૭૬૯

એ વિદ્યાના પ્રભાવથી જંબૂદ્વીપનું ભ્રમણ કરી માનુષોત્તર પર્વત સુધી જઈ શકે છે. ૭૭૦

તેઓ બોલ્યા જે આ વિદ્યા શાસનના ઉપકાર માટે મારે ધારી રાખવી પરંતુ હવે પછી મનુષ્યો અલ્પઋદ્ધિવાળા થશે માટે કોઇને આપવી નહિ. ૭૭૧

જે મહાનુભાગ વજ્રસ્વામીજી હુતાશન વનથી પુષ્પસમૂહ ગગનમાર્ગે માહેશ્વરપૂરીમાં લાવ્યા. ૭૭૨

અનુયોગ પૃથક્ કરવાનું કારણ કહે છે.

देविंदवंदिएहिं महाणुभावेहिं रक्खियज्जेहिं ।
जुगमासज्ज विभत्तो अणुओगो तो कओ चउहा ॥ २२८८॥७७४-२२७॥

દેવેન્દ્રોથી વંદિત, મહાનુભાવ આર્ય રક્ષિતાચાર્યે દુષ્ષમકાળ જાણીને પ્રવચન હિતાર્થે અનુયોગનો વિભાગ કરીને તે ચાર પ્રકારે જુદા જુદા સ્થાપિત કર્યા. ૨૨૮૮.

(અહીં આ સંબંધમાં "माया य रुद्दसोमा." વિગેરે ગાથાઓ છે, તે મૂળ આવશ્યકની ટીકાથી જાણી લેવી. )*

ઉપરોક્ત ગાથાનો વિશેષાર્થ કહેવાને ભાષ્યકાર કહે છે.

नाऊण रक्खियज्जो मइ-मेहा-धारणासमग्गंपि ।
किच्छेण धरेमाणं सुयण्णवं पूसमित्तंति ॥ २२८९ ॥
अइसयकओवओगो मइ-मेहा-धारणाइपरिहीणे ।
नाऊणमेस्सपुरिसे खेत्तं कालाणुभावं च २२९० ॥
साणुग्गहोऽणुओगे वीसुं कासी य सुयविभागेणं ।
सुहगहणाइनिमित्तं नए य सुनिगूहियविभागे ॥ २२९१ ॥
सविसयमसद्दहंता नयाण तम्मत्तयं च गिण्हंता ।
मण्णंता य विरोहं अपरीणामातिपरिणामा ॥ २२९२ ॥
गच्छेज्ज मा हु मिच्छं परिणामा य सुहुमाइबहुभेए ।
होज्जासत्ता घेत्तुं न कालिए तो नयविभागो ॥ २२९३ ॥

તે આર્યરક્ષિતાચાર્યે, મતિ-મેધા અને ધારણાદિ સમગ્ર ગુણવાળા પોતાના શિષ્ય પુષ્પમિત્રને પણ મુશીબતે શ્રુતાર્ણવ ધારણ કરતા જાણીને, તથા અતિશય જ્ઞાનોપયોગથી ભવિષ્યના પુરૂષો ક્ષેત્ર-કાળાનુરૂપ મતિ-મેધાદિ ગુણ રહિત થશે એમ જાણીને, તેઓ પર અનુગ્રહ કરવાને કાલિકાદિ શ્રુત વિભાગવડે અનુયોગો કર્યા તથા સુખે ગ્રહણ કરી શકાય, તેટલા માટે અતિગૂઢાર્થવાળા નયો જુદા કર્યા, કારણકે નયોના સ્વવિષયને નહિં સદ્દહ-

---

*माया य रुद्दसोमा पिआ य नामेण सोमदत्तुति ।
माया व फग्गुरक्खिअ तोसलिपुत्ता य आयरिआ ॥ ७७५ ॥
निज्जवण भद्दगुत्ते वीसुं पढणं च तस्स पुव्वगयं ।
पव्वाविओ अ माया रक्खिअखमणेहिं जणओ अ ॥ ७७६ ॥

શ્રી આર્યરક્ષિતસૂરિજીની માતા રૂદ્રસોમા, પિતા સોમદેવ, ભ્રાતા ફલ્ગુરક્ષિત અને આચાર્ય તોસલીપુત્ર હતા. ૭૭૫

એમણે આર્ય ભદ્રગુપ્તસૂરિજીને નિર્યામણા કરાવી, આર્ય વજ્રસ્વામી મહારાજ પાસે ભિન્ન ઉપાશ્રયે રહી પૂર્વગત શ્રુતનો અભ્યાસ કર્યો અને પોતાના ભાઇ તથા પિતાને દીક્ષા આપી. ૭૭૬

નારા, તેમજ નયના એકજ વિષયને ગ્રહણ કરીને તેમાં વિરોધ માનનારા અપરિણામી અને અતિપરિણામી શિષ્યો, મિથ્યાત્વ ન પામે, તથા પરિણામી શિષ્યો પણ સૂક્ષ્માદિ બહુ ભેદવાળા નયોને ગ્રહણ કરી શકે નહી, તે કારણથી કાલિકશ્રુતમાં નય વિભાગ રાખ્યો નથી-૨૨૮૯-થી-૨૨૯૩.

શ્રીમાન્ આર્યરક્ષિતાચાર્યે, મતિ ( અવબોધ શક્તિ. ), મેધા ( પાઠ શક્તિ ), અને ધારણા ( અવધારણ શક્તિ ) આદિમાં સમર્થ અને બુદ્ધિમાન્ એવા પોતાના શિષ્ય દુર્બલિકા પુષ્પમિત્રને અતિમુશીબતે શ્રુત ધારણ કરતા જોઇને તેમજ ભવિષ્યમાં મતિ-મેધા આદિ ગુણ હીન પુરૂષો થશે, એમ જ્ઞાનોપયોગથી જાણીને, તેઓના ઉપર ઉપકાર કરવાને માટે શ્રીમાન્ આચાર્યે કાલિકાદિ શ્રુતના વિભાગે અનુયોગ જુદા કર્યા. માત્ર અનુયોગ જુદા કર્યા એટલુંજ નહી, પણ તે સાથે ક્ષેત્ર અને કાળનું સ્વરૂપ જાણીને નૈગમાદિ નયો પણ જુદા કર્યા; કારણકે નયોની વ્યાખ્યા અતિગૂઢ અર્થવાળી છે, તે સુખપૂર્વક ગ્રહણ કરી શકાય, તે માટે તે જુદા કર્યા.

નયો જુદા કરવાનું બીજું પણ વિશેષ કારણ છે. અપરિણામી -અતિપરિણામી, અને પરિણામી એમ ત્રણ પ્રકારના શિષ્યો હોય છે. તેમાં અવિપુલ મતિ, અગીતાર્થ એવા અને જિનવચનનું રહસ્ય જેને સમજાયું ન હોય, તે અપરિણામી કહેવાય છે. જે અતિવ્યાપ્તિ આદિ વડે જિનવચનમાં અપવાદ દૃષ્ટિવાળા હોય, તે અતિપરિણામી કહેવાય છે, અને જે સમ્યક્ પ્રકારે જિનવચનનું રહસ્ય જાણીને મધ્યસ્થવૃત્તિવાળા હોય, તે પરિણામી કહેવાય છે એમાંના જે અપરિણામિ શિષ્યો હોય તે "માત્ર જ્ઞાનજ શ્રેય છે, અથવા ક્રિયાજ શ્રેય છે" ઈત્યાદિ નયોના સ્વ સ્વ વિષયને નહિ માનતા, મિથ્યાત્વને ન પામો, તથા જે અતિપરિણામી શિષ્યો હોય તે અમુક એક નયે ક્રિયા વિગેરે કહેલ હોય, તેનેજ પ્રમાણ તરીકે ગ્રહણ કરીને, એકાન્ત નિત્યાદિ વસ્તુનું પ્રતિપાદન કરનારા નયોનો પરસ્પર વિરોધ માનતા મિથ્યાત્વ ન પામો, તેમજ જે પરિણામી શિષ્યો હોય, તે જો કે મિથ્યાત્વ ન પામે, તો પણ નયો વડે વિસ્તારથી વ્યાખ્યા કરતાં, તેના સૂક્ષ્મ-અતિસૂક્ષ્મ ભેદો ગ્રહણ કરી શકે નહિ. તેથી તેઓ પર અનુગ્રહ કરવાની બુદ્ધિવાળા આર્યરક્ષિતાચાર્યે કાલિકશ્રુતમાં તેમજ બીજા સર્વ શ્રુતમાં વિસ્તારથી વ્યાખ્યા કરવા રૂપ નય વિભાગ કર્યો. ૨૨૮૯-થી-૨૨૯૩.

હવે ચરણકરણાદિ કયા કયા અનુયોગ શ્રુતવિભાગમાં છે તે કહે છે.

**कालियसुयं च इसिभासियाइं तइआ य सूरपन्नत्ती।**
**सव्वो य दिट्ठिवाओ चउत्थओ होइ अणुओगो ॥२२९४॥ मू. भा० १२४**

**जं च महाकप्पसुयं जाणि अ सेसाणि छेयसुत्ताणि।**
**चरणकरणाणुओगोत्ति कालियत्थे उवगयाणि ॥२२९५॥७७७·२२८॥**

કાલિકશ્રુતમાં પહેલો, ઋષિભાષિત શ્રુતમાં બીજો, સૂર્યપ્રજ્ઞપ્તિ આદિમાં ત્રીજો અને સમગ્ર દૃષ્ટિવાદમાં ચોથો એમ અનુક્રમે ચાર અનુયોગ છે. તથા જે મહાકલ્પ શ્રુત અને એ સિવાયના શેષ જે છેદ સૂત્રો, તેમાં પણ ચરણ-કરણાનુયોગ છે. કેમકે તે સર્વ કાલિકશ્રુતમાં અન્તર્ભૂત થાય છે. ૨૨૯૪-૨૨૯૫.

કાળગ્રહણાદિ વિધિ વડે ભણાતું અગીઆર અંગ રૂપ સર્વ શ્રુત કાલિકશ્રુત કહેવાય છે. તેમાં ઘણે ભાગે ચરણસિત્તરી અને કરણસિત્તરીનુંજ પ્રતિપાદન કરેલું છે, આથી કરીને આર્ય રક્ષિતાચાર્યે તેમાં ચરણકરણાનુયોગજ વ્યાખ્યામાં કર્તવ્યપણે કહેલ છે, તેમાં શેષ ત્રણ અનુયોગો છે, પણ તેને વ્યાખ્યા કર્તવ્યપણે નથી કહી. અહીં અનુયોગ અને અનુયોગવાનનો અભેદ ઉપચાર કરીને કાલિકશ્રુતને પ્રથમ ચરણકરણાનુયોગ તરીકે કહ્યું છે. જેમાં નમિ કપિલ વિગેરે મહર્ષિઓનાં ધર્મકથાનકોજ ઘણે ભાગે કહેલાં છે, એવા ઋષિભાષિત ઉત્તરાધ્યયન વિગેરેમાં ધર્મકથાનુયોગની વ્યવસ્થા કરી છે, તેથી તેને બીજો ધર્મકથાનુયોગ કહેવાય છે. સૂર્યપ્રજ્ઞપ્તિ વિગેરેમાં ચંદ્ર-સૂર્ય-ગ્રહ-નક્ષત્ર વિગેરેની ગતિ સંબંધી ગણિતજ ઘણે ભાગે કહેલ છે, તેથી તેમાં ગણિતાનુયોગની વ્યવસ્થા કરી છે. અને સમગ્રદૃષ્ટિવાદમાં પૂર્વપક્ષ ઉત્તરપક્ષાદિ વડે જીવાદિ દ્રવ્યનું પ્રતિપાદન કર્યું છે, તથા સુવર્ણ-રજત-મણિ-મોતી વિગેરે દ્રવ્યની સિદ્ધિઓ કહેલ છે, તેથી તેમાં દ્રવ્યાનુયોગજ સ્થાપન કર્યો છે. આ પ્રમાણે શ્રુતના વિભાગથી ચારે અનુયોગની વ્યવસ્થા કરી છે, અને દરેક સૂત્રે ચારે અનુયોગ કરવાનું નિષેધ્યું છે.

ઉપર જણાવેલા ગ્રંથો સિવાય, મહર્ષિઓએ દૃષ્ટિવાદમાંથી ઉદ્ધરીને મહાકલ્પ શ્રુત છેદ સૂત્રો વિગેરે ગ્રંથો, ધર્મકથાનુયોગના પ્રસંગે ચરણકરણાનુયોગનું પ્રતિપાદન કરવાને કહેલા હોય, તે પણ સર્વ ચરણકરણાનુયોગ સમજવા. કારણ કે તે સૂત્રો પણ કાલિકશ્રુતના અન્તર્ભૂત થાય છે. ૨૨૯૫.

હવે બહુરય પએસ ઇત્યાદિ ૨૩૦૧ મી ગાથાની પ્રસ્તાવના કહે છે.

एवं विहियपुहुत्तेहिं रक्खियज्जेहिं पुस्समित्तम्मि ।
गणिम्मि किर गोट्ठमाहिलो पडिनिवेसेणं॥२२९६ ॥

सो मिच्छत्तोदयओ सत्तमओ निण्हओ समुप्पण्णो ।
के अन्ने छ ब्भणिए पसंगओ निण्हउप्पत्ती ॥ २२९७ ॥

अहवा चोएइ नयाणुओगनिग्गहवणओ कई गुरवो ।
न हि निण्हवत्ति, भण्णइ जओ न जंपंति नत्थित्ति ॥ २२९८ ॥

न य मिच्छभावणाए वयंति जो पुण पयंपि निण्हवइ ।
मिच्छाभिनिवेसाओ स निण्हओ बहुरयाइ व ॥ २२९९ ॥

**बहुरय पएस अव्वत्त समुच्छ दुग तिग अबद्धिआणं च ।**
**एएसिं निग्गमणं वोच्छामि जहाणुपुव्वीए ॥ २३०० ॥७७८-२२९॥**

એ પ્રમાણે અનુયોગનો વિભાગ કરનાર આર્યરક્ષિતાચાર્ય મહારાજે દુર્બલિકા પુષ્પમિત્રને આચાર્ય પદ પર સ્થાપ્યા પછી ગોષ્ઠામાહિલ ગાઢ અનુશયવડે મિથ્યાત્વના ઉદયથી સાતમો નિન્હવ થયો. ગોષ્ઠામાહિલનિન્હવ સાતમો થયો તો એ સિવાય બીજા નિન્હવ કયા? (એ પ્રશ્નના ઉત્તરમાં) બીજા નિન્હવોની ઉત્પત્તિ પણ પ્રસંગથી કહેવાશે. અથવા અહીં કોઇ એવી શંકા કરે કે (એ પ્રમાણે) નય અને અનુયોગને ગોપવવાથી આર્યરક્ષિતાચાર્ય કેમ નિન્હવ ન કહેવાય? તેના ઉત્તરમાં કહેવાનું કે તેઓ નય અને અનુયોગાને

અભાવ નથી કહેતા, તેમજ મિથ્યાત્વ ભાવનાથી પણ તેમ નથી કહેતા. (પ્રવચનના હિતાર્થેજ તેમણે તેમ કહ્યું છે.) જો મિથ્યાઅભિનિવેશથી જિનેશ્વરે કહેલ એક પણ પદનો અપલાપ કરે, તો તે બહુરત જમાલિઆદિની પેઠે નિન્હવ કહેવાય. ( તે નિન્હવો આ પ્રમાણે છે ) ( પ્રથમ ) દીર્ઘકાળે વસ્તુની ઉત્પત્તિ પ્રરૂપનાર, ( બીજો ) છેલ્લા પ્રદેશમાં જીવત્વ માનનાર, ( ત્રીજો ) અવ્યક્ત મતવાળા (સંદિગ્ધ બુદ્ધિવાળા) (ચોથો) ક્ષણક્ષયિભાવ પ્રરૂપક, ( પાંચમા ) એક સમયે બે ક્રિયા પ્રરૂપનાર, (છઠ્ઠો) ત્રિરાશિની પ્રરૂપણા કરનાર, અને (સાતમો) અબદ્ધ-સ્પૃષ્ટ કર્મનો વિપાક પ્રરૂપનાર એ સાત નિન્હવોની અનુક્રમે ઉત્પત્તિ કહેવાશે. ૨૨૯૬-થી-૨૩૦૦.

પૂર્વે કહ્યા મુજબ નય અને અનુયોગનો વિભાગ કરનાર શ્રીમાન્ આર્ય રક્ષિતાચાર્યે પોતાનું આયુષ્ય અલ્પઅવશેષ છે, એમ જાણીને સકલ-ગચ્છની સમક્ષ ઘી-તેલ ને વાલના ઘટ એ ત્રણ પ્રકારના ઘટની પ્રરૂપણા કરીને દુર્બલિકા પુષ્પમિત્ર વગેરે મુનિને સૂત્રાર્થ લેનારો જણાવી વાલઘટની માફક બધા સૂત્રાર્થ લેનાર શ્રી દુર્બલિકા પુષ્પ પોતાના પદપર સ્થાપિત કર્યા, તે વખતે મથુરા નગરીમાં અન્ય દર્શનીઓની સાથે વાદ કરવાને મોકલેલા ગોષ્ઠા-માહિલમુનિ કે જે સંસારી અવસ્થામાં આર્ય રક્ષિતાચાર્યના મામા થતા હતા, તે ત્યાં વાદીનો પરાજય કરીને આવ્યા હતા. તેમણે તે વખતે વિચાર્યું કે દરેક વાદીને જીતનાર મારા જેવા વચસ્વીને મૂકીને ગુરૂમહારાજે મૂક જેવા આ દુર્બલિકા પુષ્પમિત્ર મુનિને આચાર્ય પદપર સ્થાપિત કર્યા, એ કેવું અયોગ્ય કર્યું છે? આવા અભિપ્રાયથી તેમજ ઘી -તેલ વિગેરેની પ્રરૂપણા સાંભળીને ગાઢ અનુશયથી તેમને મિથ્યાત્વનો ઉદય થવાથી તે સાતમો નિન્હવ થયો. આ પ્રસંગે તેમની ને પહેલાના બીજા પણ છ નિન્હવોની ઉત્પત્તિ વિગેરે કહેવાશે.

શિષ્ય:-પૂર્વે કહ્યા મુજબ નય અને અનુયોગનું ગોપન કરવાથી શ્રીમાન્ આચાર્ય-રક્ષિતાચાર્ય પણ નિન્હવ કેમ ન કહેવાય?

ગુરૂ:-તેઓશ્રી નય અને અનુયોગનો અભાવ છે, એમ નથી કહેતા, તેમજ મિથ્યાત્વ-ભાવનાથી પણ એ પ્રમાણે નથી કર્યું, કેવળ પ્રવચનના હિત માટેજ તેમણે તે પ્રમાણે નય અને અનુયોગનું ગોપન કર્યું છે, પરન્તુ જો તેમણે મિથ્યા અભિનિવેશથી જિનેશ્વરે કહેલ એક પણ પદનો અપલાપ કર્યો હોય, તો તે બહુરત, જમાલ વિગેરેની પેઠે નિન્હવ કહેવાય. પણ તેમણે તેવું કંઇ કર્યું નથી.

શિષ્ય:-બહુરત જમાલિઆદિ આપ કહોછો. તો તે બહુરત કોણ કહેવાય? તેમજ આદિ શબ્દથી બીજા પણ કોણ છે? તે આપ કૃપા કરીને જણાવો.

बहुरय जमालिपभवा जीवपएसा य तीसगुत्ताओ।
अव्वत्ताऽऽसाढाओ सामुच्छे मित्ताओ ॥ २३०१ ॥ ७७९-२३० ॥
गंगाओ दोकिरिया छलुगा तेरासिआण उप्पत्ती।
थेरा य गोट्ठमाहिल पुट्ठमबद्धं परूविंति ॥ २३०२ ॥७८०-२३१॥
सावत्थी उसभपुरं सेअम्बिआ मिहिल उल्लुगातीरं।
पुरिमंतरंजि द रहवीरपुरं च नयराइं ॥२३०३॥७८१–२३२

ગુરૂ:-વત્સ! સાંભળ. જેઓ એમ માને છે કે ક્રિયાસમયમાં વસ્તુ ઉત્પન્ન નથી થતી, પણ ઘણા સમયે ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે માનીને બહુસમયવાદમાં આસક્ત થઇ દીર્ઘકાળે વસ્તુની ઉત્પત્તિ પ્રરૂપે, તે 'બહુરત' નિન્હવ કહેવાય છે. એક જીવના અસંખ્યાતા પ્રદેશોમાંથી છેલ્લા એકજ પ્રદેશમાં જીવત્વ છે, એમ માનીને બાકીના પ્રદેશોના જીવત્વનો અપલાપ કરનાર 'જીવપ્રદેશ' નિન્હવ કહેવાય છે. કોણ જાણે અહીં કોણ સંયમી છે? અને કોણ અસંયમી છે? એ પ્રમાણે માનીને સંયત અથવા અસંયતની પ્રતીતિમાં સંદિગ્ધ બુદ્ધિવાળા હોય, તે 'અવ્યક્ત મતિ' નિન્હવ કહેવાય છે. વસ્તુ સમુદાયનો અમુક એક ભાગજ જણાય છે, અને તે ઉત્પત્તિ બાદ તરતજ નાશ પામે છે, એ પ્રમાણે માનીને ક્ષણક્ષયિભાવની પ્રરૂપણા કરનાર 'સામુચ્છેદિક' નિન્હવ કહેવાય છે. એક સમયમાં ઉપયોગવાળી બે ક્રિયાની પ્રરૂપણા કરનાર 'દ્વિક્રિય' નિન્હવ કહેવાય છે. જીવ-અજીવ-અને નોજીવ એમ ત્રણ રાશિની પ્રરૂપણા કરનાર 'ત્રિરાશિક' નિન્હવ કહેવાય છે. જીવ સાથે કર્મનો સંબંધ સ્કંધના અવયવોની પેઠે બદ્ધ નથી, પણ અબદ્ધ છે. એમ માનીને માત્ર સ્પૃષ્ટ કર્મનો વિપાક પ્રરૂપનાર 'અબદ્ધિક' નિન્હવ કહેવાય છે. એ પ્રમાણે મિથ્યાભિનિવેશથી જુઠી રીતે વસ્તુસ્વરૂપ માનનાર સાત નિન્હવો અનુક્રમે થયા છે.

હવે નિન્હવોની ઉત્પત્તિ, ઉત્પત્તિસ્થાન અને ભગવન્ત પછી કેટલા વર્ષે ઉત્પત્તિ થઈ, તે અનુક્રમે કહે છે.

**चोद्दस सोलस वासा चोद्दा-वीसुत्तरा य दोन्नि सया ।**
**अट्ठावीसा य दुवे पंचेव सया य चोआला ॥ २३०४ ॥७८२-२३३॥**
**पंच सया चुलसीओ छच्चेव सया नवुत्तरा हुंति ।**
**नाणुप्पत्तीएँ दुवे उप्पन्ना निव्वुए सेसा ॥ २३०५॥७८३-२३४॥**

ભગવાન્ મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ચૌદ વર્ષે શ્રાવસ્તી નગરીમાં જમાલિ આચાર્યથી બહુરત નિન્હવ થયા ૧ ભગવાનની જ્ઞાનોત્પત્તિ પછી સોળ વર્ષે ઋષભપુરનગરમાં તિષ્યગુપ્તાચાર્યથી છેલ્લા પ્રદેશમાં જીવત્વ માનનાર નિન્હવ થયા ૨ ભગવન્તના નિર્વાણ કાળ પછી બસો ને ચૌદ વર્ષે શ્વેતવિકાનગરીમાં આષાઢાચાર્યથી અવ્યક્તવાદી નિન્હવ થયા ૩ ભગવાનના નિર્વાણ પછી બસો ને વીસ વર્ષે મિથિલાનગરીમાં અશ્વમિત્રાચાર્યથી સામુચ્છેદિક નિન્હવ થયા છે ૪ બસોઅઠ્ઠાવીસ વર્ષે ઉલ્લુકાતીર નગરમાં ગંગાચાર્યથી દ્વિક્રિય નિન્હવ થયા ૫ પાંચસો ને ચુમાલીસ વર્ષે અંતરંજીકા નગરીમાં ષડુલુકાચાર્યથી ત્રિરાશિક નિન્હવ થયા ૬ પાંચસો ને ચોરાશી વર્ષે દશપુર નગરમાં સ્પૃષ્ટ કર્મ પ્રરૂપનાર સ્થવિર ગોષ્ઠામાહિલથી અબદ્ધિક થયા. ૭ અને આઠમા બોટિક ( દિગમ્બર ) નિન્હવ રથવીરપુર નગરમાં ભગવન્તના નિર્વાણ પછી છસો ને નવ વર્ષે થયા. એવી રીતે ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી બે અને નિર્વાણ પછી છ એમ આઠ નિન્હવ થયા. ૨૩૦૧-થી-૨૩૦૫

હવે પહેલા બહુરત નિન્હવનું દર્શન ક્યાં? અને કેવી રીતે ઉત્પન્ન થયું? તે કહે છે.

**चोद्दस वासाणि तया जिणेण उप्पाडियस्स नाणस्स ।**
**तो बहुरयाण दिट्ठी सावत्थीए समुप्पन्ना ॥ २३०६ ॥ मू० भा० १२५**
**जिट्ठा सुदंसण जमालिणोज्ज सावत्थितिंदुगुज्जाणे ।**
**पंच सयाय सहस्सं ढंकेण जमालि मोत्तूणं ॥ २३०७ ॥ मू० भा० १२६**

શ્રીમાન્ મહાવીરદેવને કેવળજ્ઞાન થયા પછી ચૌદ વર્ષે શ્રાવસ્તી નગરીમાં બહુરત નિન્હવોનું દર્શન ઉત્પન્ન થયું. જયેષ્ઠા અથવા અનવદ્યાગી જે જમાલિની ભાર્યા તેણીએ સહિત જમાલિ શ્રાવસ્તી નગરીમાં તિન્દુક ઉદ્યાનમાં નિન્હવદૃષ્ટિ થયો. ત્યાં જમાલિ સિવાય, પાંચસો સાધુ મોહ નામના અને એક હજાર સાધ્વીઓને કુંભકાર ઢંકશ્રાવકે પ્રતિબોધ પમાડયો. ૨૩૦૬-૨૩૦૭.

આ ભારતક્ષેત્રના કુંડપુર નગરનો રાજકુમાર ભગવન્ત મહાવીરનો ભાણેજ જમાલિ હતો. તેની સાથે ભગવન્તે પોતાની પુત્રી સુદર્શનાને પરણાવી હતી. (જયેષ્ઠા અને અનવદ્યાંગી એવા બીજાં પણ એ નામ પણ તેનાં હતાં.) એક વખતે ભગવન્તના ઉપદેશથી રાજકુમાર જમાલિએ પાંચસો પુરૂષોસહિત ભગવન્ત પાસે દીક્ષા અંગીકાર કરી. તે વખતે ભગવન્તની પુત્રી સુદર્શનાએ પણ એકહજાર સ્ત્રીઓના પરિવારયુક્ત તેની પાછળ દીક્ષા લીધી. તે પછી અગીઆર અંગ ભણ્યા બાદ જમાલિએ અન્યત્ર વિહાર કરવા માટે ભગવન્ત પાસે આજ્ઞા માગી. ભવિષ્ય જાણીને ભગવન્તે કંઇપણ ઉત્તર ન આપ્યો. રજા નહી આપ્યા છતાં જમાલિ પાંચસો સાધુ સહિત ભગવન્ત પાસેથી અન્યત્ર વિહાર કરવા નીકળ્યો. જુદા જુદા ગામ-નગરે વિહાર કરતાં શ્રાવસ્તી નગરીમાં સર્વ આવ્યા ત્યાં તિન્દુકઉદ્યાનમાં કોષ્ઠક નામના ચૈત્યની અંદર સૌ ઉતર્યા. તે પછી ત્યાં કેટલાક દિવસે અન્તપ્રાન્ત આહારવડે જમાલિને દાહજ્વર થયો. તેથી તે બેસવાને પણ અશક્ત થયો, એટલે તેણે બીજા મુનિઓને કહ્યું કે મારા માટે શીઘ્ર સંથારો કરો, હું બેસી શકતો નથી. મુનિઓએ સંથારો કરવા માંડયો. દાહજ્વરથી પરાભૂત થએલા જમાલિએ પુનઃ પૂછયું "અરે! સંથારો પાથર્યો કે નહિ?" એ વખતે સંથારો કેટલોક પથરાયો હતો અને કેટલોક બાકી હતો, એટલે સાધુઓએ કહ્યું "સંથારો પાથર્યો." આ ઉપરથી વેદના વડે વ્યાકુળ ચિત્ત વાળો જમાલી ઉઠીને સંથારામાં સુવાની ઇચ્છાથી ત્યાં ગયો. જઇને જુવે છે તો સંથારો અરધો પથરાએલો અને અરધો બાકી હતો. તે જોઇને ક્રોધાયમાન થઈ મિથ્યાત્વના ઉદયથી વિભાગ ન થઇ શકે તેવા સમયની અપેક્ષાએ કહેલ "क्रियमाणं कृतं" એટલે "કરાતું હોય તે કર્યું" એ સિદ્ધાન્તનું વચન અસત્ય છે. એમ વિચારવા લાગ્યો. બીજા સ્થવિરોએ અનેક યુક્તિયોથી સમજાવવા માંડયો છતાં તે પ્રતિબોધ ન પામ્યો, એટલે તેઓ તેને તજીને ભગવન્ત પાસે ગયા, અને કેટલાક બીજા સાધુઓ તેની પાસે રહ્યા. તે વખતે સુદર્શના સાધ્વી પણ કુંભકાર ઢંક શ્રાવકને ઘેર હતી. તેણે જમાલિઉપરના અનુરાગને લઇને તેનો મત સ્વીકાર્યો, અને ઢંક નામના શ્રાવકને પણ તે મતગ્રહણ કરવા ઉપદેશ આપવા લાગી આથી ઢંક શ્રાવકે જાણ્યું કે આ સાધ્વી મિથ્યાત્વ પામી છે, તેથી તે આમ વિપરીત ઉપદેશ આપે છે, અવસર આવે આને કોઈ પણ રીતે ભગવન્તના માર્ગમાં સ્થિર કરવી જોઇએ. એમ વિચારીને તેણે કહ્યું, "મારા જેવા એવું કંઇ ઝીણું ઝીણું સમજી શકે નહી."

એક વખત ઢંક શ્રાવકે નિભાડામાં માટીનાં વાસણ પકવવા મૂકેલાં, તે ઊંચાં-નીચાં કરતાં તેમાંથી એક અંગારો જાણી જોઇને ત્યાં નજીકમાં સ્વાધ્યાય કરતી સુદર્શના સાધ્વીના વસ્ત્રપર નાંખ્યો, તેથી તેની સંઘાટીનો-વસ્ત્રનો છેડો સળગ્યો આથી સાધ્વીએ કહ્યું, અરે! શ્રાવક! તેં આ મારી સંઘાટી કેમ બાળી? તેના ઉત્તરમાં ઢંકે કહ્યું-કયાં બાળી છે? હજી તો બળે છે. બળતું હોય તે બળ્યું કેમ કહેવાય? તમારો સિદ્ધાન્ત તો એવો છે કે "બળતું હોય તે બળ્યું ન કહેવાય." એટલે તમારૂં વસ્ત્ર કયાં બળ્યું છે? ઇત્યાદિ યુક્તિ

વાળા વચનોથી સાધ્વી પ્રતિબોધ પામીને કહેવા લાગી, ખરેખર શ્રાવક! તેં મને યોગ્ય માર્ગે પ્રેરી છે, મારી માન્યતા કેવળ અસત્ય છે. એમ કહીને મિથ્યાદુષ્કૃત આપીને જમાલી પાસે ગઈ. તેને પોતાનો અભિપ્રાય જણાવ્યો. સમ્યગ્ માર્ગમાં લાવવાને ઘણો સમજાવ્યો, પણ તે સમજ્યો નહિ, એટલે તે સાધ્વી પોતાના પરિવાર સહિત જમાલીને ત્યાં મૂકી ભગવન્ત પાસે ગઈ. ને બાકી રહેલા સાધુઓએ પણ જમાલિને છોડી શ્રીમહાવીર મહારાજના મત પાછો અંગીકાર કર્યો. જમાલિએ ઘણા લોકોને પોતાનો મત ગ્રહણ કરાવ્યો, તે પાપની આલોચના કર્યા સિવાય કાળધર્મ પામીને તે જમાલિ કિલ્બિષિક દેવપણે ઉત્પન્ન થયો. આ ચરિત્ર વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં વિસ્તારથી કહ્યું છે, માટે તે જાણવાની ઇચ્છાવાળાએ ત્યાંથી જોઇ લેવું. જયેષ્ઠા—સુદર્શના અને અનવદ્યાંગી એ ત્રણ નામ જમાલીની સ્ત્રીનાં જાણવાં, બીજા કહે છે કે ભગવાનની મોટી બેન સુદર્શના હતી તેનો પુત્ર જમાલી અને ભગવાનની પુત્રી અનવદ્યાંગી જમાલીની સ્ત્રી. ૨૩૦૬—૨૩૦૭

सक्खं चिय संथारो न कज्जमाणो कउत्ति मे जम्हा ।
बेइ जमाली सवं न कज्जमाणं कयं तम्हा ॥ २३०८ ॥

जस्सेह कज्जमाणं कयंति तेणेह विज्जमाणस्स ।
करणकिरिया पवन्ना तहा य बहुदोसपडिवत्ती ॥ २३०९ ॥

कयमिह न कज्जमाणं सब्भावाओ चिरंतनघडो व्व ।
अहवा कयंपि कीरउ कीरउ निच्चं न य समत्ती ॥ २३१० ॥

किरियावेफल्लंपि य पुव्वमहूयं च दीसए होंतं ।
दीसइ दीहो य जओ किरियाकालो घडाईणं ॥ २३११ ॥

नारंभे च्चिय दीसइ न सिवादद्धाए दीसइ तदंते ।
तो नहि किरियाकाले जुत्तं कज्जं तदंतम्मि ॥ २३१२ ॥

સાક્ષાત્ આ મ્હારો સંથારો કરાતો હોવાથી કર્યો નથી, તેથી સર્વ વસ્તુ કરાતી હોય તે કરી ન કહેવાય, એમ જમાલિ કહે છે. જેઓ કરાતી વસ્તુ કરી, એમ માનતા હોય, તેઓએ વિદ્યમાન કાર્યની કરણ ક્રિયા અંગીકાર કરી ગણાય, અને તેથી ઘણા દોષો પ્રાપ્ત થાય. જેમકે જે કરેલું હોય, તે કરાતું નથી, કારણકે કરેલું કાર્ય ચિરંતન ઘટની પેઠે વિદ્યમાન હોય; જો કરેલું કાર્ય પણ કરાય, તો હમ્મેશાં તે કરાઓ, (કરાઓ એટલે આજ્ઞાર્થ સૂચવનારો કાળ જાણવો) કદિ પણ તેની સમાપ્તિ નહિ થાય. (વળી કરાતું હોય તે કર્યું, એમ માનવામાં આવે તો) ક્રિયા નિષ્ફળ થાય. તેમજ પૂર્વે ન હોય, તે થતું જણાય છે, અને ઘટાદિ કાર્યનો ક્રિયાકાળ દીર્ઘ જણાય છે. આરંભ ક્રિયા સમયે કાર્ય નથી જણાતું, શિવકાદિ ક્રિયાકાળે પણ નથી જણાતું, પરન્તુ દીર્ઘ ક્રિયાકાળના અન્તે જણાય છે; માટે ક્રિયાકાળે કાર્ય માનવું યોગ્ય નથી, પણ અન્તે માનવું યોગ્ય છે. ૨૩૦૮-૨૩૦૯-૨૩૧૦-૨૩૧૧-૨૩૧૨.

દાહજ્વરની વેદનાથી વ્યાકુળ થએલ જમાલિ મિથ્યાત્વના ઉદયથી વિચારવા લાગ્યો કે આ કાંમળીઓથી કરાતો મારો સંથારો કર્યો નથી એમ પ્રત્યક્ષથી જણાય છે, એટલે જે કંઇ સર્વ કરાતું હોય, તે કર્યું છે, એમ ન કહેવાય; પરન્તુ જે કરેલું હોય, તેજ કર્યું કહેવાય. આથી ભગવતી વિગેરેમાં चलमाणे चलिए, उइरिज्जमाणे उइरिए वेइज्जमाणे वेइए"

"ચલવા માંડયું તે ચલ્યું કહીએ ઉદીરવા માંડયું તે ઉદીર્યું કહીએ અને વેદવા માંડયું તે વેદ્યું કહીએ. ઇત્યાદિ જે કહ્યું છે, તે સર્વ અસત્ય છે.

વળી જેઓ કરાતું હોય, તે કર્યું એમ માનતા હોય, તેઓના મતે વિદ્યમાન કાર્યની કરણરૂપ ક્રિયા અંગીકાર કરી કહેવાય, અને તેથી કરીને અનેક દોષોની પ્રાપ્તિ થાય. જેમકે-જે કરાતું હોય, તે કરેલું છે, એમ ન કહેવાય; કારણકે પૂર્વે કરેલા ઘટની પેઠે કરેલું કાર્ય વિદ્યમાન હોય છે. જો કરેલું કાર્ય, પણ કરાય છે, એમ માનવામાં આવે, તો હમ્મેશાં-નિરન્તર તે કરવું જોઇએ, અને એથી કદિપણ કાર્યની ક્રિયા સમાપ્ત થાય નહીં. તેમજ કરાતું કાર્ય કર્યું છે, એમ જો માનીએ, તો ઘટાદિ કાર્ય માટે કરાતી ચક્રભ્રમણાદિ ક્રિયા નિષ્ફળ ગણાય; કેમકે તે ક્રિયાકાળે પણ કાર્ય કરેલું છે એમ માનેલ છે.

વળી "કરાતું હોય, તે કર્યું" એમ કહેનારાઓ ક્રિયા વખતે પણ વિદ્યમાન-કાર્ય-પ્રતિપાદન કરે છે, અને એથી તો પ્રત્યક્ષ વિરોધ જણાય છે; કારણકે ઉત્પત્તિકાળની પહેલાં અવિદ્યમાન એવું કાર્ય, ઉત્પત્તિ કાળે થતું જણાય છે. આથી જે કરાતું હોય, તે કર્યું, એમ ન કહેવાય. વળી "કરાતું હોય તે કર્યું" એમ માનનારાઓ ક્રિયાના આરંભ સમયેજ કાર્ય ઉત્પન્ન થાય છે, એમ માને છે, અને એ માન્યતા સર્વથા અયોગ્ય છે, કારણકે ઉત્પન્ન થતા ઘટાદિ કાર્યોનો ઉત્પત્તિ કાળ તો ઘણો લાંબો જણાય છે. વળી ક્રિયાના આરંભ સમયે ઘટાદિ કાર્ય થતું જણાતું નથી, તેમજ શિવક સ્થાસ-કોશ-કુશુલાદિ ક્રિયાસમયમાં પણ થતું જણાતું નથી. પરન્તુ એ દીર્ઘ એવા ક્રિયા કાળના અન્તેજ ઘટાદિ કાર્ય થતું જણાય છે; માટે ક્રિયાકાળે કાર્ય માનવું યોગ્ય નથી, કારણકે તે વખતે તે નથી જણાતું, ને એ વાત સર્વ લોકને પ્રત્યક્ષ સિદ્ધ છે. ૨૩૦૮-થી ૨૩૧૨.

હવે ઉપર કહેલા જમાલિના સર્વ પૂર્વપક્ષનો સ્થવિરો અનુક્રમે ઉત્તર આપે છે. તેમાં પ્રથમ "कीरउ निच्चं" એ પૂર્વપક્ષનો ઉત્તર આપે છે.

> थेराण मयं नाकयमभावओ कीरए खपुष्फं व ।
> अह व अकयंपि कीरइ कीरउ तो खरविसाणंपि ॥ २३१३ ॥
> निच्चकिरियाइदोसा नणु तुल्ला असइ कट्ठतरगा वा ।
> पुव्वमभूयं च न ते दीसइ किं खरविसाणंपि ? ॥ २३१४ ॥

સ્થવિરોનો એવો મત છે કે અકૃત કાર્ય આકાશપુષ્પની પેઠે અવિદ્યમાન હોવાથી કરાતું નથી. અને જો અકૃત કાર્ય પણ કરાય, તો ગધેડાનાં શીંગડાં પણ કરાવાં જોઇએ.

વળી જે નિત્યક્રિયાદિ દોષો કહ્યા, તે અવિદ્યમાન કાર્યમાં પણ તુલ્ય છે, અથવા એથી પણ વધારે કષ્ટતર છે. કારણ કે પૂર્વે નહિ થએલું કાર્ય તને જણાય છે, તો પછી ગધેડાનાં શીંગડાં પણ શું જણાય છે? ૨૩૧૩-થી-૨૩૧૪.

મિથ્યાત્વના ઉદયથી નિન્હવતા પામેલ જમાલિને પૂર્વોક્તરીતે અયોગ્ય પ્રરૂપણા કરતો જાણીને, ગીતાર્થ સાધુઓ તેને કહેવા લાગ્યા કે (ક્રિયાના સમયે પણ સર્વથા) અકૃત કાર્ય, આકાશપુષ્પની પેઠે અવિદ્યમાન હોવાથી કરાતું નથી, અને જો અકૃત કાર્ય પણ કરાતું હોય, તો ગધેડાનાં શીંગડાં પણ કરાવાં જોઇએ. કારણ કે અકૃતપણું ઉભય સ્થળે સમાન છે. વળી જે નિત્યક્રિયાદિ દોષો કૃતપક્ષમાં તમે કહ્યા, તે નિત્યક્રિયા-ક્રિયાની અસમાપ્તિ-ક્રિયાની નિષ્ફળતા આદિ દોષો, અકૃતપક્ષમાં-અવિદ્યમાન વસ્તુ કરવાનું માનવાથી વિશેષ

પ્રાપ્ત થાય છે. વિદ્યમાન વસ્તુમાં તો પર્યાય વિશેષ ધારણ કરવા દ્વારાએ કોઇક અપેક્ષાએ ક્રિયા ઘટી પણ શકે છે; જેમકે "અવકાશ કરો પગ કરો પીઠ કરો," ઇત્યાદિ. પરન્તુ અવિદ્યમાન પદાર્થમાં તો સર્વથા એવું સંભવતું જ નથી, કારણકે ગધેડાનાં શીંગડાંની માફક તે સર્વથા અવિદ્યમાન છે. વળી જો પૂર્વ કારણાદિ અવસ્થામાં અવિદ્યમાન્ કાર્ય ઉત્પન્ન થાય છે, તો પછી જેમ માટીના પિંડથી ઘડો થાય છે, તેમ તેથી ગધેડાનાં શીંગડાં પણ કેમ ન થાય? કારણ કે અવિદ્યમાનતા ઉભયત્ર સમાન છે. અને તેથી કરીને જેમ ખરવિષાણ થતું નથી જણાતું, તેમ ઘટ પણ થતો ન જણાવો જોઇએ. અથવા ખરવિષાણ જણાય, અને ઘટ ન જણાય, એમ વિપર્યય પણ કેમ ન થાય? ૨૩૧૩-થી-૨૩૧૪.

હવે "દીસઈ દીહો ય જઓ" એ પૂર્વપક્ષનો ઉત્તર કહે છે.

पइसमउप्पन्नाणं परोप्परविलक्खणाण सुबहूणं ।
दीहो किरियाकालो जइ दीसइ किं त्थ कुंभस्स ? ॥ २३१५ ॥
अन्नारंभे अन्नं किह दीसउ ? जह घडो पडारंभे ।
सिवकादओ न कुंभो किह दीसउ सो तदद्धाए ? ॥ २३१६ ॥

દરેક સમયે ઉત્પન્ન થતાં પરસ્પર વિલક્ષણ એવાં ઘણાં કાર્યોનો દીર્ઘ ક્રિયાકાળ જણાય, તો એમાં ઘટને શું ? જેમ પટના આરંભમાં ઘટ ન જણાય, તેમ અન્ય કાર્યના આરંભમાં અન્ય કાર્ય ક્યાંથી જણાય? શિવક વિગેરે કંઇ ઘટરૂપ નથી, એટલે તે વખતે ઘટ ક્યાંથી જણાય ? ૨૩૧૫-થી-૨૩૧૬.

દરેક સમયે ઉત્પન્ન થતા પરસ્પર વિલક્ષણ સ્વરૂપવાળા શિવક-સ્થાસ-કોશ-કુશુલ વિગેરે પ્રતિસમય આરંભ થતા અને સમાપ્ત પામતા એવાં ઘણાં કાર્યોનો દીર્ઘ ક્રિયા-કાળ જણાય, તો એમાં ઘટરૂપ કાર્યનો દીર્ઘ ક્રિયાકાળ ક્યાંથી થયો? ત્હારૂં એમ માનવું છે, કે માટી લાવવી-તેને મસળવી-પિંડ કરવો વિગેરે સર્વ ઘટ ઉત્પન્ન થવાનો ક્રિયા-કાળ છે. એ ત્હારી માન્યતા અયોગ્ય છે, કારણકે કાર્યનો ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ એક હોવાથી ત્યાં દરેક સમયે જુદા જુદા કાર્યો આરંભાય છે અને ઉત્પન્ન થાય છે, ઘટ તો છેલ્લા સમયે આરંભાય છે ને છેલ્લા સમયેજ ઉત્પન્ન થાય છે, એટલે ઘટરૂપ કાર્ય ઉત્પન્ન થવાનો દીર્ઘ ક્રિયાકાળ ક્યાંથી આવ્યો ? કારણ કે જેમ પટરૂપ કાર્યના આરંભમાં ઘટરૂપ કાર્ય નથી જણાતું, તેમ શિવકાદિ અન્યકાર્યના આરંભમાં ઘટાદિરૂપ અન્ય કાર્ય ક્યાંથી જણાય ? વળી શિવકાદિ કાર્યો કંઈ ઘટરૂપ નથી, પણ એથી જુદાજ છે, એટલે શિવકાદિ કાર્યકાળમાં ઘટાદિ કાર્ય ક્યાંથી જણાય? નજ જણાય. ૨૩૧૫-૨૩૧૬.

"दीसइ तदन्ते" એ પૂર્વપક્ષનો ઉત્તર કહે છે.

अंते चिय आरद्धो जइ दीसइ तम्मि चेव को दोसो ? ।
अकयं व संपइ गए कह कीरउ कह व एस्सम्मि ? ॥ २३१७ ॥

છેલ્લે સમયે આરંભેલું કાર્ય, જો છેલ્લા સમયમાં જણાય, તો એમાં શું દોષ છે? વર્તમાન્ સમયે નહિ થએલું કાર્ય, અતીતકાળ અને અનાગતકાળમાં, કેવી રીતે થાય? નજ થાય. ૨૩૧૭.

અન્ત્યક્રિયા સમયે આરંભેલો ઘટ, જો અન્ત્ય સમયેજ જણાય, એમાં શું દોષ છે! કંઇજ નહિ. વળી વર્તમાનક્રિયાસમયે કાર્ય નથી કરાતું, એમ માનવામાં આવે, તો

અતીત અને અનાગત ક્રિયાકાળે પણ તે કેવી રીતે કરાય ? કારણકે અતીત-અનાગત ક્રિયાકાળ વિનષ્ટ અને અનુત્પન્ન હોવાથી, ગધેડાના શીંગડાની પેઠે અવિદ્યમાન છે. એટલે તેમાં કાર્ય કેવી રીતે થઇ શકે ? નજ થઈ શકે. માટે જે કરાતું હોય, તેજ કર્યું કહેવાય." અને જો કરાતું હોય, તે કર્યું ન કહેવાય, તો પછી તે ક્યાં કરાય છે? ક્રિયા વીત્યા પછી કાર્ય થાય છે, એમ કહેવું થાય તો તે અયોગ્ય છે. કેમકે તે વખતે ક્રિયાનો અભાવ હોય છે. અને ક્રિયાના અભાવે પણ કાર્યની ઉત્પત્તિ માનવામાં આવે, તો ક્રિયાના આરંભની પૂર્વે પણ કાર્યોત્પત્તિ થવી જોઈએ, કારણ કે ક્રિયાનો અભાવ ઉભય-સ્થળે સમાન હોય છે.

વર્તમાન સમય ક્રિયમાણ ( કાર્ય કરવાનો ) કાળ છે અને તે પછીનો કૃતકાળ છે ( કાર્યકાળ છે. ) ક્રિયમાણકાળમાં કાર્ય હોતું નથી, એટલે નહિ કરાએલું કાર્ય કરાય છે, પણ કરાએલું નથી કરાતું. એમ તું કહેતો હોય, તો અમે તને પૂછીએ છીએ કે ક્રિયાવડે કાર્ય થાય છે ? કે ક્રિયા વિના થાય છે? જો ક્રિયાવડે થતું હોય, તો અન્ય સમયમાં ક્રિયા અને અન્ય સમયમાં કાર્ય, એમ કેમ થાય? કારણકે ખેરના લાકડામાં છેદ ક્રિયા કરતાં ખાખરાના લાકડામાં કંઈ છેદ ન થાય. વળી ક્રિયા ઉપરમ થયા પછી કાર્ય થાય છે, પણ ક્રિયા હોય, ત્યારે નથી થતું, એમ કહેવાથી તો કાર્યોત્પત્તિમાં ક્રિયા વિઘ્નહેતુ થઇ કહેવાય, અને એથી કારણ તે અકારણરૂપ થવાથી પ્રત્યક્ષાદિ અનેક વિરોધ પ્રાપ્ત થાય.

જો ક્રિયા સિવાય કાર્ય થાય છે, એમ કહેવામાં આવે, તો ઘટાદિ કાર્યના અર્થી જનો માટી લાવીને તેને મસળે, તેનો પિંડ કરે, ચક્રપર મૂકે, તેને ભમાવે, વિગેરે જે ક્રિયા કરે છે, તે નિરર્થક થાય. અને એથી મોક્ષની ઇચ્છાવાળાએ તપ-સંયમાદિ ક્રિયાનુષ્ઠાન પણ ન કરવું જોઇએ, કેમકે ત્હારે મતે ક્રિયા સિવાય પણ મોક્ષપ્રાપ્તિ થવી જોઇએ. પરન્તુ એમ થતું નથી, ક્રિયાકાળેજ કાર્ય થાય છે, ક્રિયા ઉપરમ થયા પછી નથી થતું. ૨૩૧૭

ઉપર પ્રમણે સ્થવિરોએ યુક્તિપૂર્વક ક્રિયાકાળમાં કાર્યની ઉત્પત્તિ સિદ્ધ કરી, એટલે પુન: જમાલિએ કહ્યું, કે માટી લાવવાથી આરંભીને છેક ચક્ર ઉપરથી ઘડો ઉતારવા પર્યન્તનો બધોએ કાળ ઘટરૂપ કાર્ય ઉત્પન્ન થવાનો જ હોવાથી હું તો ઘડાનો દીર્ઘ ક્રિયાકાળજ અનુભવું છું, પરન્તુ તમારા કહેવા મુજબ જે સમયે કાર્ય આરંભાય છે; તેજ સમયે તે ઉત્પન્ન થાય છે, એવું કંઇ જણાતું નથી. એ પ્રમાણે જમાલિનું કથન સાંભળીને સ્થવિરોએ તેના ઉત્તરમાં કહ્યું કે—

पइसमयकज्जकोडीनिरवेक्खो घडगयाहिलासोऽसि ।
पइसमयकज्जकालं थूलमइ ! घडम्मि लाएसि ॥ २३१८ ॥
को चरमसमयनियमो ? पढमे च्चिय तो न कीरई कज्जं ।
नाकारणंति कज्जं तं चेवंतम्मि से समए ॥ २३१९ ॥
तेणेह कज्जमाणं नियमेण कयं कयं तु भयणिज्जं ।
किंचिदिह कज्जमाणं उवरयकिरियं व होज्जाहि ॥ २३२० ॥

તું ઘટસંબંધી અભિલાષાવાળો હોવાથી, દરેક સમયે પટની કાર્યપરંપરામાં અપેક્ષા રહિત છે, તેથી રે સ્થૂલમતિ ! દરેક સમયનો કાર્યકાળ તું ઘટમાં યોજે છે. જો

એમ હોય, તો છેલ્લા સમયે કાર્ય થાય, એવો નિયમ કેમ ? પહેલાજ સમયમાં કાર્ય કેમ ન કરાય? તે માટે કારણ વિના કાર્ય થતું નથી, એથી તે કાર્યનું કારણ અન્ત્ય સમયમાંજ છે. ને તેથી કરીને અહીં છેલ્લા સમયે જે કરાતું હોય, તે અવશ્ય કર્યું કહેવાય, પણ જે કરેલું હોય, તે માટે તો ભજના છે; કોઈક કરાતું કહેવાય અને કોઈક કરાતું ન કહેવાય. ૨૩૨૦

સ્થવિરોઃ—દરેક સમયે ભિન્ન કાર્યોની પરંપરા ઉત્પન્ન થાય છે, પરન્તુ તું તેમાં નિરપેક્ષ હોવાથી એ ઉત્પન્ન થતી કાર્યપરંપરાને ગણતો નથી કારણ કે તું ઘટ સંબંધી અભિલાષવાળો છે. એટલે કે "અહીં ઘટ ઉત્પન્ન થશે" એવા અભિલાષવાળો તું છે, આથી કરીને દરેક સમયે ઉત્પન્ન થતી કાર્યની પરંપરા તું જોતો નથી, એટલે દરેક જુદા જુદા કાર્ય સંબંધી જે સર્વ કાળ છે તેને ઘટમાં યોજે છે, એટલે કે "આ સર્વ ઘટોત્પત્તિ કાળ છે." એમ તું માને છે. પણ તારો એ અનુભવ મિથ્યા છે. કેમકે ઘટોત્પત્તિકાળ તો માત્ર એકજ સમયનો છે, અને તું તો ઉપર કહ્યા મુજબ સર્વ કાળને ઘટોત્પત્તિનોજ માને છે.

જમાલિઃ-દરેક સમયે ઉત્પન્ન થતી કાર્યની પરંપરા તો કંઇ નથી જણાતી, પણ શિવક-સ્થાસ વિગેરે માત્ર કેટલાએક કાર્યોજ જણાય છે.

સ્થવિરોઃ-શિવકાદિ જે કાર્યો જણાય છે, તે તો સ્થૂલ કાર્યો છે, પરન્તુ જે દરેક સમયે ઉત્પન્ન થનારાં સૂક્ષ્મ કાર્યો છે તે કાર્યો છદ્મસ્થ વ્યક્તિ પ્રગટપણે જાણી શકે એમ નથી. તેવા સૂક્ષ્મ કાર્યોને ગ્રહણ કરનાર તો અનન્ત સિદ્ધ અને કેવળી ભગવન્તનાં જ્ઞાનો જ છે. અને એ જ્ઞાનો પણ દરેક સમયે ઉત્પન્ન થાય છે; તેથી તે પણ કાર્યો જ છે. એટલે દરેક સમયે કાર્યની પરંપરા ઉત્પન્ન થાય છે, એમ જે કહ્યું છે, તે યોગ્યજ છે.

જમાલિઃ-કાર્યોત્પત્તિમાં દીર્ઘ ક્રિયાકાળ ન માનતાં, માત્ર એકજ સમય માનવામાં આવે છે, તો પછી છેલ્લા સમયેજ ઘટાદિ કાર્ય ઉત્પન્ન થાય છે, એવો નિયમ શામાટે હોવો જોઇએ? પહેલા સમયેજ કાર્ય કેમ ન કરાય?

સ્થવિરોઃ-કારણ સિવાય કાર્ય થઇ શકે નહિ. ઘટાદિ કાર્યનું કારણ અન્ત્ય સમયે જ હોય છે, પણ પ્રથમ સમયે નથી હોતું, એટલે ત્યાં પ્રથમ સમયાદિમાં કાર્ય પણ નથી થતું. જ્યાં કાર્ય હોય ત્યાંજ કારણ હોય, જ્યાં કાર્ય ન હોય, ત્યાં કારણ પણ ન હોય; એમ અન્વય-વ્યતિરેકથી ઘટાદિ કાર્યનું કારણ અન્ત્ય સમયેજ જણાય છે, તેથી તેનું કાર્ય પણ ત્યાંજ ઉત્પન્ન થાય છે. આથી "અન્ત્ય સમયે કાર્યોત્પત્તિ થાય" એ નિયમ યુક્તિપૂર્વક યોગ્યજ છે.

વળી એજ કારણથી વર્તમાનક્રિયાસમયે કરાતું કાર્ય, અવશ્ય કરેલુંજ કહેવાય; અને જે કાર્ય કરેલું હોય, તેની ભજના જાણવી, કારણ કે કેટલુંક કરેલું કાર્ય ક્રિયા થતી વખતે કરાતું કહેવાય છે, અને બીજું ક્રિયા ઉપરમ થયા પછી ચક્રાદિ પરથી ઉતરેલું ઘટાદિ કાર્ય, કરાતું ન કહેવાય, કેમકે તેની ક્રિયાનો ઉપરમ થઈ ગયો છે-ક્રિયા બંધ પડેલ છે. ૨૩૧૮-૨૩૧૯-૨૩૨૦.

સ્થવિરોએ કહેલ યુક્તિયો પ્રસ્તુત સંથારામાં યોજીને જમાલિ પુનઃ પૂર્વપક્ષ કરે છે, અને સ્થવિરો તેનો ઉત્તર આપે છે.

जं जत्थ नभोदेसे अत्थुइ जत्थ जत्थ समयम्मि ।
त तत्थ तत्थम थुयमत्थुतं तंपि तं चेव ॥ २३२१ ॥

बहुवत्थत्थुरणविभिण्णदेसकिरियाइकज्जकोडीणं ।
मण्णसि दीहं कालं जइ संथारस्स कि तत्थ ? ॥ २३२२ ॥

पइसमयकज्जकोडीविमुहो संथारयाहिकयकज्जो ।
पइसमयकज्जकालं किह संथारम्मि लाएसि ? ॥ २३२३ ॥

જે સંથારો જે આકાશ પ્રદેશમાં જે જે સમયમાં પથરાય છે તે સંથારો તે તે સમયમાં પથરાયલો છે, અને તેજ પથરાય છે પણ ખરો. વળી ઘણાં વસ્ત્ર પાથરવાની વિભિન્ન દેશ ક્રિયા વિગેરે કાર્યની પરંપરાનો દીર્ઘકાળ તું માને છે, તો એમાં સંથારાનો દીર્ઘકાળ ક્યાં છે? તું સંથારા રૂપ કાર્યમાંજ બુદ્ધિવાળો હોવાથી, દરેક સમયની કાર્યપરંપરાથી વિમુખ છે, ને દરેક સમયના કાર્ય કાળને સંથારામાં યોજે છે? ૨૩૨૧-૨૩૨૨-૨૩૨૩.

જમાલિઃ-જે સંથારો જે આકાશ પ્રદેશમાં જે જે સમયે પથરાય છે, તે સંથારો તેટલા પ્રમાણમાં તે આકાશ પ્રદેશમાં તે તે સમયે પથરાએલો છે, અને પથરાય છે પણ ખરો. મતલબ કે કેટલોક સંથારો પથરાય છે, ને કેટલોક પથરાયો છે, પણ સર્વ સંથારો પથરાએલો ન કહેવાય; અને એથી કરીને "જે કરાતું હોય તે કર્યું કહેવાય" ઈત્યાદિ જે મહાવીરદેવનું વચન તે અસત્ય જણાય છે.

સ્થવિરોઃ-જમાલિ! તમે ભગવન્તના વચનનો અભિપ્રાય નથી જાણ્યો, માટે જ એમ અયુક્ત કહો છો; કારણ કે ભગવન્તનું વચન સર્વનયાત્મક હોય છે, એથી કરીને "કરાતું હોય તે કર્યું નથી." એવું પણ કોઇક વખત વ્યવહાર નયની અપેક્ષાએ માની શકાય છે. પરંતુ "चलमाणे चलिए उईरिज्जमाणे उईरिए" ઈત્યાદિ જે સૂત્રો છે, તે તો નિશ્ચયનયના મતે કહેલાં છે, તેથી એ નયના અભિપ્રાયે "કરાતું હોય તે કર્યું, પથરાતું હોય તે પાથર્યું" ઇત્યાદિ સર્વ ઘટી શકે છે, કેમકે નિશ્ચયનય એમ માને છે, કે પ્રથમસમયથીજ ઘટ કરવાનો આરંભ નથી કર્યો, પરંતુ માટી લાવવી તેને મસળવી વિગેરે જુદાં જુદાં કાર્યો દરેક સમયે આરંભાય છે. એમાંનું જે કાર્ય જે સમયે આરંભાય છે, તે કાર્ય તેજ સમયે ઉત્પન્ન થાય છે, કેમકે કાર્યકાળ અને નિષ્ઠાકાળ એકજ હોય છે, અન્યથા પૂર્વે કહેલ દોષો પ્રાપ્ત થાય. માટે "જે કરાતું હોય તે કરેલુંજ છે." એજ પ્રમાણે પ્રસ્તુત વિવાદગ્રસ્ત એવો સંથારો પણ, પ્રથમ સમયથીજ સઘળો પાથરવા માંડ્યો નથી, પરન્તુ દરેક સમયે, તેના જુદા જુદા અવયવો પથરાય છે, એમાંનો જે અવયવ જે સમયે પાથરવા માંડ્યો હોય, તે અવયવ તેજ સમયે પથરાય છે. પણ સંપૂર્ણ સંથારો તો છેલ્લાસમયેજ પથરાય છે, અને ત્યાંજ સંપૂર્ણ પથરાઇ રહે છે. એટલે "પથરાતું હોય તે પથરાએલું છે." વળી જે કાર્યનો તમે દીર્ઘકાળ માનો છો, તે તો જુદા જુદા દેશ-કાળે વસ્ત્ર-કંબળ વિગેર જુદી જુદી વસ્તુઓ પાથરવા સંબંધી ક્રિયારૂપ કાર્યની પરંપરાનો છે, એમાં સંથારો કરવામાં દીર્ઘકાળ ક્યાંથી આવ્યો?

જમાલિઃ—જો પહેલાં જુદાં જુદાં કાર્યો થતાં હોય, અને સંથારો તો છેલ્લા સમયેજ આરંભાતો હોય, ને ત્યાંજ પૂરો થતો હોય, એમ ક્રિયાનો કાર્યકાળ અને નિષ્ઠાકાળ

( કાર્યની સમાપ્તિનો કાળ ) એકજ હોય, તો પછી મને સંથારાનોજ દીર્ઘ ક્રિયાકાળ કેમ અનુભવાય છે ?

સ્થવિરો—દરેક સમયે થતી કાર્યની પરંપરાથી તમે વિમુખ છો, અને માત્ર સંથારારૂપ કાર્યમાંજ બુદ્ધિવાળા છો, તેથી દરેક સમયે થતા કાર્યની પરંપરાનો કાળ સંથારામાં યોજો છો. એટલે એ બધો કાળ તમને સંથારાનોજ અનુભવાય છે. ૨૩૨૧-૨૩૨૨-૨૩૨૩

सो उज्जुसुत्तनयमयं अमुणंतो न पडिवज्जए जाहे ।
ताहे समणा केई उवसंपण्णा जिणं चेव ॥ २३२४ ॥

पियदंसणावि पइणोऽणुरागओ तम्मयं चिय पवण्णा ।
ढंकोवहियागणिदड्ढवत्थदेसा तयं भणइ ॥ २३२५ ॥

सावय ! संघाडी मे तुमए दड्ढत्ति सोवि य तमाह ।
नणु तुज्झ डज्झमाणं दड्ढंति मओ न सिद्धंतो ॥ २३२६ ॥

दड्ढं न डज्झमाणं जइ विगएऽणागए व का संका ।
काले तयभावाओ संघाडो कम्मि ते दड्ढा ? ॥ २३२७ ॥

તે જમાલિ ઋજુસૂત્રનય (નિશ્ચયનયવિશેષ) ના અભિપ્રાયને નહિ જાણતો હોવાથી ( સ્થવિરોનું કથન ) જ્યારે તેણે અંગીકાર ન કર્યું, ત્યારે કેટલાએક સાધુઓ ભગવન્ત પાસે ગયા; પણ પ્રિયદર્શના અથવા સુદર્શના સાધ્વીએ પતિના અનુરાગથી તેનોજ મત અંગીકાર કર્યો. તે પછી ઢંક શ્રાવકે નાંખેલા અંગારે તેના વસ્ત્રનો અમુક ભાગ બળ્યો, એટલે તેને તેણીએ કહ્યું-શ્રાવક ! તેં મારી સંઘાટી ( કેમ ?) બાળી ? ઢંક શ્રાવકે તેને કહ્યું. આર્યે ! "બળતું હોય તે બળ્યું" એવો અભિપ્રાયવાળો તમારો સિદ્ધાન્ત નથી. અને એ પ્રમાણે જો બળતું હોય તે બળ્યું ન કહેવાય, તો પછી અતીત ને અનાગત કાળમાં દાહક્રિયાના અભાવે તમારી સંઘાટી મેં ક્યાં બાળી ? ૨૩૨૪-થી-૨૩૨૭

अहवा न डज्झमाणं दड्ढं दाहकिरियासमत्तीय ।
किरियाऽभावे दड्ढं जइ दड्ढं किं न तेलोक्कं ? ॥ २३२८ ॥

उज्जुसुयनयमयाओ वीरजिणिंदवयणावलंबीणं ।
जुज्जेज्ज डज्झमाणं दड्ढं वोत्तुं न तुज्झंपि ॥ २३२९ ॥

समए समए जो जो देसोऽगणिभावमेइ डज्झस्स ।
तं तम्मि डज्झमाणं दड्ढंपि तमेव तम्हेव ॥ २३३० ॥

नियमेण डज्झमाणं दड्ढं दड्ढं तु होइ भयणिज्जं ।
किंचिदिह डज्झमाणं उवरयदाहं व होज्जाहि ॥ २३३१ ॥

इच्छामो संबो[illegible]णमज्जा ! पियदंसणादओ ढंकं ।
वोत्तुं जमालिमेगं मोत्तूण गया [illegible]गासं ॥ २३३२ ॥

અથવા ( જો તમે એમ કહેતા હો કે ) બળતું હોય તે બળ્યું ન કહેવાય, પણ દાહક્રિયા સમાપ્ત થયા પછી બળ્યું કહેવાય. જો એમ હોય તો દાહક્રિયાના અભાવે બળ્યું,

એમ થયું. અને એમ હોય તો પછી આખું વિશ્વ પણ બળ્યું, એમ કેમ ન કહેવાય ? (કારણ કે) ત્યાં પણ દાહક્રિયાનો આરંભ છે. બળતું હોય તે બળ્યું, એમ ઋજુસૂત્રનયના અભિપ્રાયે વીર જિનેશ્વરના વચનનું અવલંબન કરનાર કહી શકે, પણ તમારાથી તેમ ન કહી શકાય. ( કારણ કે બળતું હોય તેને તમે બળ્યું છે એમ નથી કહેતા. અને ઋજુસૂત્રનયના અભિપ્રાયે તો) સમયે સમયે બળતી વસ્તુનો જે ભાગ અગ્નિ પણાને પામે છે તે બળ્યું કહેવાય. તેથી તેને વિષે જે બળતું હોય તે અવશ્ય બળ્યું હોય છે, અને બળ્યું છે તેની ભજના છે; કેમકે એમાં કેટલુંક દાહક્રિયારહિત હોય છે ને કેટલુંક દાહક્રિયાવાળું હોય છે, પછી (એ પ્રમાણે ઢંકની યોગ્ય યુક્તિઓ વડે બોધ પામેલ પ્રિયદર્શના અને બીજા સાધુઓએ કહ્યું ) હે આર્ય ઢંક! અમે તમારૂં કથન અંગીકાર કરીએ છીએ. એમ કહીને પ્રિયદર્શના વિગેરે જમાલિને એકલોજ મુકીને સઘળા જિનેશ્વર પાસે ગયા. ૨૩૨૮-થી-૨૩૩૨

ઇતિ બહુરતવાદી જમાલિ નામના નિન્હવનો વાદ સમાપ્ત થયો.

હવે બીજા નિન્હવની વક્તવ્યતા સંબંધી કહે છે.

सोलस वासाणि तया जिणेण उप्पाडियस्स नाणस्स ।
जीवपएसियदिट्ठी तो उसभपुरे समुप्पण्णा ॥ २३३३ ॥ मू. भा. १२७

रायगीहे गुणसिलए वसु चोद्दसपुव्वि तीसगुत्तो य ।
आमलकप्पा नवरी मित्तसिरो कूरपिउडाई ॥ २३३४ ॥ मू. भा. १२८

ભગવન્ત મહાવીરદેવને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી સોળવર્ષે રાજગૃહ અથવા ઋષભપુર નગરમાં જીવ પ્રદેશીક દૃષ્ટિ ઉત્પન્ન થઇ, રાજગૃહનગરના ગુણશીલ ચૈત્યમાં આવેલા ચૌદ પૂર્વધર વસુ નામના આચાર્યના તિષ્યગુપ્ત નામના શિષ્યને આગલ કહેવાશે તેવો પૂર્વગત આલાપક ભણતાં મિથ્યાત્વના ઉદયથી વિપ્રતિપત્તિ થઇ. તેને આમલકલ્પા નગરીમાં મિત્રશ્રી નામના શ્રાવકે કુર-સિક્થ આદિના દાનવડે ( અનાજના દાણા આપવા વડે ) પ્રતિબોધ પમાડ્યો. ૨૩૩૩-૨૩૩૪.

ઉપરોક્ત અર્થને વિશેષ પ્રતિપાદન કરવાને જે રીતે તિષ્યગુપ્ત નિન્હવ થયો તે સ્પષ્ટ કરવાને ભાષ્યકાર કહે છે.

आयप्पवायपुव्वं अहिज्जमाणस्स तीसगुत्तस्स ।
नयमयमयाणमाणस्स दिट्ठिमोहो समुप्पण्णो ॥ २३३५ ॥

एगादओ पएसा नो जीवो न य पएसहीणोवि ।
जं तो स जेण पुण्णो स एव जीवोऽतिमपएसो ॥ २३३६ ॥

આત્મપ્રવાદ પૂર્વ ભણતા તિષ્યગુપ્તને નયનો અભિપ્રાય નહિ જાણવાથી દૃષ્ટિમોહ ઉત્પન્ન થયો. (તે આ પ્રમાણે ) એકાદિ પ્રદેશ જીવ નહિ, ( સર્વ પ્રદેશમાંથી ) એક પ્રદેશહીન હોય તે પણ જીવ નહિ, તો પછી જે પ્રદેશવડે જીવ પૂર્ણ કરાય છે, તે પ્રદેશજ જીવ કહેવાય. ૨૩૩૫-૨૩૩૬.

આત્મપ્રવાદ નામનું પૂર્વ ભણતા તિષ્યગુપ્તને તેમાં આ પ્રમાણે એક આલાપક આવ્યો. "एगे भंते! जीवपएसे जीवेत्ति वत्तव्वं सिया? । नो इणट्ठे समट्ठे । एवं दो,

तिन्नि, जाव दस, संखेज्जा, असंखेज्जा भंते ! जीवपएमा जीवेत्ति वत्तव्वं सिया ? । नो इणट्ठे समट्ठे, एगपएसूणेवि जीवेण जीवेत्ति वत्तव्वं सिया । से केणं अट्ठेणं ? । जम्हा णं कसिणे पडिपुन्ने लोगागासपएसतुल्ले जीवे जीवेत्ति वत्तव्वं सिया, से तेणं अट्ठेणं० " इति । હે ભગવન્ત ! જીવના એક પ્રદેશને જીવ કહેવાય? ના, એ અર્થ યોગ્ય નથી. ત્યારે શું જીવના બે, ત્રણ, દશ, સંખ્યાતા, અસંખ્યાતા પ્રદેશને જીવ કહેવાય ? ના, એ અર્થ પણ યોગ્ય નથી; જીવના સર્વ પ્રદેશોમાંથી એક પ્રદેશ ન્યૂન હોય, તો પણ જીવ ન કહેવાય; કેમ કે સંપૂર્ણ લોકાકાશના પ્રદેશ જેટલા જીવના પ્રદેશ હોય, તોજ જીવ કહેવાય. આ આલાપક કોઇ એક નયની અપેક્ષાવાળો છે, પણ સર્વનયાત્મક નથી." આ પ્રમાણે આ-લાપકનો તાત્પર્યાર્થ ન જાણ્યાથી તિષ્યગુપ્તને મિથ્યાત્વના ઉદયથી દૃષ્ટિમોહ થયો. તે ઉપરોક્ત આલાપકથી એમ સમજવા લાગ્યો કે એક, બે આદિથી આરંભીને યાવત્ એક પ્રદેશ ન્યૂન હોય તોપણ જીવ ન કહેવાય, કેમકે તે આલાપકમાં તેનો નિષેધ કર્યો છે; માટે જે કોઈ છેલ્લા પ્રદેશવડે જીવ પૂર્ણ કરાય છે, તે પ્રદેશજ જીવ છે, તે સિવાયના સર્વ પ્રદેશ જીવ નથી, એમ એ આલાપકથીજ સિદ્ધ થાય છે. એ પ્રમાણે વિરૂદ્ધ સ્વીકારવા લાગ્યા. ૨૩૩૫-૨૩૩૬.

એ પ્રમાણે એ વિપ્રતિપત્તિ પામ્યો, એટલે તેને બોધ પમાડવાને કૃપાળુ આચાર્ય કહેવા લાગ્યા કે-

गुरुणाऽभिहिओ जइ ते पढमपएसो न संमओ जीवो ।
तो तप्परिणामो च्चिय जीवो कहमंतिमपएसो ? ॥ २३३७ ॥

अहव स जीवो किह नाइमोत्ति ? को वा विसेसहेऊ ते ? ।
अह पूरणोत्ति बुद्धी एक्केक्को पूरणो तस्स ॥ २३३८ ॥

एवं जीवबहुत्तं पइजीवं सव्वहा व तदभावो ।
इच्छा विवज्जओ वा विसमत्तं सव्वसिद्धी वा ॥ २३३९ ॥

जं सव्वहा न वीसुं सव्वेसुवि तं न रेणुतेल्लं व ।
सेसेसु असंभूओ जीवो कहमंतिमपएसे ? ॥ २३४० ॥

શ્રીગુરૂએ કહ્યું કે, જો પ્રથમપ્રદેશને તું જીવ નથી માનતો, તો પછી અન્ત્ય પ્રદેશ પણ જીવ કેમ કહેવાય? તે પણ બીજા પ્રદેશોના જેવાજ પરિણામ વાળો છે. અથવા એ અન્ત્યપ્રદેશને તું જીવરૂપ માને છે, તો પ્રથમ પ્રદેશને કેમ નથી માનતો ! અથવા એમ માનવામાં કયો વિશેષ હેતુ છે? અન્ત્યપ્રદેશથી જીવ પૂર્ણ થાય છે, એ એમાં વિશેષ હેતુ છે, એમ માનતો હોય તો બીજા દરેક પ્રદેશથી પણ જીવની પૂર્તિ થાય છે, અને એમ માનવાથી તો દરેક જીવમાં અનેક જીવની પ્રાપ્તિ થાય, અથવા સર્વ-થા જીવનો અભાવ થાય, આમ છતાં આગ્રહથી ઇચ્છા મુજબ એમ કહેતો હોય, તો એથી વિપરીત કેમ નથી કહેતો? અથવા વિષમતાએ કેમ નથી કહેતો ? કેમકે સ્વેચ્છા મુજબ બોલવાથી સર્વપક્ષની સિદ્ધિ કરી શકાય છે. વળી રેતીના કણીયામાં તેલની પેઠે જે દરેક જુદા જુદા અવયવોમાં નથી હોતું, તે સર્વ અવયવોમાં પણ નથી હોતું; તેવી રીતે શેષપ્રદેશોમાં જીવ ન હોય, તો અન્ત્યપ્રદેશમાં કેવી રીતે હોય ? ૨૩૩૭-૨૩૩૮-૨૩૩૯-૨૩૪૦.

તિષ્યગુપ્ત ! જો જીવના પ્રથમ પ્રદેશને તું જીવ નથી માનતો તો તેના અન્ત્ય

પ્રદેશને જીવ કેવી રીતે કહે છે? કારણ કે એ અંત્યપ્રદેશ પણ બીજા પ્રથમાદિ પ્રદેશો-ના જેવાજ પરિણામવાળો છે, એટલે તે પણ જીવ નહિ કહેવાય, વળી જેમ તું અન્ત્ય-પ્રદેશને જીવ માને છે, તેમ પ્રથમ પ્રદેશને પણ જીવરૂપ કેમ નથી માનતો? કારણ કે એ આદ્યપ્રદેશ પણ અન્ત્યપ્રદેશની પેઠે બીજા પ્રદેશોના જેવાજ પરિણામવાળો છે. અથવા એ ઉભયમાં પ્રદેશપણું સમાન છતાં, અન્ત્યપ્રદેશ જીવ કહેવાય અને આદ્યપ્રદેશ જીવ ન કહેવાય, એમ માનવામાં કયો વિશેષ હેતુ છે? અસંખ્યાત પ્રદેશ રાશિની સંખ્યાને એ અન્ત્યપ્રદેશ પૂર્ણ કરે છે, તેથી તે જીવ કહેવાય છે, અને આદ્ય પ્રદેશ નથી કહેવાતો. એવો વિશેષ હેતુ તું જણાવતો હોય, તો તે પણ અયોગ્ય છે, કારણ કે જેમ એ અન્ત્ય-પ્રદેશ સંખ્યાને પૂર્ણ કરે છે, તેવી રીતે પ્રથમાદિ દરેક પ્રદેશો પણ તે સંખ્યાની પૂર્તિ કરે છે. એટલે તે દરેકને અન્ત્યપ્રદેશની પેઠે જીવત્વ પ્રાપ્ત થશે, અને એથી દરેક જીવને અસંખ્યેય જીવાત્મક માનવો પડશે, અથવા તો પ્રથમાદિ પ્રદેશોની પેઠે અન્ત્યપ્રદેશમાં પણ જીવત્વના અભાવે સર્વથા જીવનોજ અભાવ થશે.

દરેક પ્રદેશો વિવક્ષિત સંખ્યાની પૂર્તિ કરે છે, છતાં પણ અન્ત્યપ્રદેશજ જીવ કહેવાય અને બાકીના ન કહેવાય, એવો આગ્રહ રાખતો હોય, તો પછી રાજા વિગેરેની પેઠે ઇચ્છા મુજબ જેમ તને ગમે તેમ બોલ, એ પ્રમાણે ઇચ્છા મુજબ બોલતાં આદ્ય પ્રદેશને જીવ અને અન્ત્ય પ્રદેશને અજીવ એમ વિપરીત પણ કેમ નથી કહેતો? અથવા કેટલાક પ્રદેશો જીવ છે, અને કેટલાક એમાંના અજીવ છે, એ રીતે વિષમતાથી પણ કેમ નથી કહેતો? કારણ કે ઇચ્છા મુજબ બોલનાર સર્વ પક્ષો ગમે તેમ કહી શકે છે. વળી રેતીના કણીયામાં તેલની પેઠે જુદા જુદા એકેક અવયવમાં જે સર્વથા નથી હોતું, તે સર્વ અવયવોના સમુદાયમાં પણ નથી હોતું; તેવીજ રીતે પ્રથમાદિ દરેક પ્રદેશમાં તું જીવત્વ નથી માનતો, એટલે બીજા પ્રદેશોમાં જીવત્વ નહી છતાં પરિણામાદિવડે સમાન છતાં પણ અકસ્માત્ અન્ત્યપ્રદેશમાંજ એ જીવત્વ કયાંથી આવ્યું? ૨૩૩૭-૨૩૩૮-૨૩૩૯-૨૩૪૦.

अह देसओऽवसेसेसु तोवि किह सव्वहंतिमे जुत्तो ? ।
अह तम्मि व जो हेऊ स एव सेसेसुवि समाणो ॥ २३४१ ॥

नेह पएसत्तणओ अन्तो जोवो जहाइमपएसो ।
आह सुयम्मि निसिद्धा सेसा न उ अंतिमपएसो ॥ २३४२ ॥

नणु एगोत्ति निसिद्धो सोवि सुए जइ सुयं पमाणं ते ।
सुत्ते सव्वपएसा भणिया जीवो न चरमोत्ति ॥ २३४३ ॥

तंतू पडोवयारो न समत्तपडो य समुदिया ते उ ।
सव्वे समत्तपडओ सव्वपएसा तहा जीवो ॥ २३४४ ॥

અન્ત્ય સિવાયના અવશેષ પ્રદેશોમાં દેશથી જીવ છે, અને અન્ત્યપ્રદેશમાં સંપૂર્ણ જીવ છે. (એમ કહેવામાં આવે,) તો પણ અન્ત્યપ્રદેશમાં સંપૂર્ણ જીવ કેમ ઘટી શકે? (એ પણ પ્રથમાદિ પ્રદેશોના જેવોજ હોવાથી તેમાં એ દેશથી જીવ ઘટી શકશે.) અને (જો) તે અન્ત્યપ્રદેશમાં સંપૂર્ણ જીવ માનવામાં જે હેતુ છે, તે હેતુ શેષપ્રદેશોમાં પણ સમાન છે. (તો પછી અન્ત્યપ્રદેશની પેઠે શેષ દરેક પ્રદેશોમાં પણ સંપૂર્ણ જીવ કેમ

નથી માનતો?) વળી જેમ પ્રથમાદિ પ્રદેશો પ્રદેશરૂપ હોવાથી જીવ નથી, તેમ અન્ત્યપ્રદેશ પણ પ્રદેશરૂપ હોવાથી જીવ નથી, આગમની અંદર (પૂર્વોક્ત આલાપકમાં) શેષ પ્રદેશોમાં જીવનો નિષેધ કર્યો છે, પણ અન્ત્ય પ્રદેશમાં નથી નિષેધ કર્યો, (એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે) એ અન્ત્યપ્રદેશ પણ એકજ હોવાથી સૂત્રમાં તેનોજ નિષેધ કર્યો છે. एगे भंते! जीवपएसे जीवेत्ति वत्तव्वं सिया? नो इणट्ठे समट्ठे, વળી જો તને શ્રુત પ્રમાણ હોય, તો સર્વે સંપૂર્ણ જીવના પ્રદેશોનેજ જીવપણે ત્યાં કહેલા છે. (जम्हा णं कसिणे पडिपुन्ने लोगागासपएसतुल्ले जीवे जीवेत्ति वत्तव्वं सिया") પણ એક અંત્યપ્રદેશને નથી કહેલ, જેમ એક તંતુ પટનો ઉપકારી છે, (તેના વિના પટ સંપૂર્ણ ન કહેવાય) પણ તે એક તન્તુ સંપૂર્ણ પટ ન કહેવાય, (સઘળા સમુદિત તંતુઓ હોય, ત્યારે સંપૂર્ણ પટ કહેવાય.) તેવીજ રીતે જીવનો એક પ્રદેશ તે જીવ ન કહેવાય, પણ સર્વ પ્રદેશો સમુદિત હોય તોજ જીવ કહેવાય. ૨૪૪૨-થી-૨૪૪૪.

एवंभूयनयमयं देस-पएसा न वत्थुणो भिन्ना ।
तेणावत्थुत्ति मया कसिणं चिय वत्थुमिट्ठं से ॥ २३४५ ॥

जइ तं पमाणमेवं कसिणो जीवो अहोवयाराओ ।
देसेवि सव्वबुद्धी पवज्ज सेसेवि तो जीवं ॥ २३४६ ॥

जत्तो व तदुवयारो देसूणे न उ पएसमेत्तम्मि ।
जह तंतूणम्मि पडे पडोवयारो न तंतुम्मि ॥ २३४७ ॥

એવંભૂત નયના મતે દેશ-પ્રદેશ વસ્તુથી ભિન્ન નથી, તેથી તે દેશ-પ્રદેશ વસ્તુરૂપજ નથી. આથી કરીને દેશ-પ્રદેશની કલ્પના સિવાય સંપૂર્ણ વસ્તુનેજ એવંભૂતનય વસ્તુરૂપે માને છે. તે માટે જો તું એવંભૂતનયના મતને પ્રમાણ માનતો હોય, તો એ પ્રમાણે સંપૂર્ણ પ્રદેશાત્મક જીવ માન. (વળી "ગામ બળ્યું, વસ્ત્ર બળ્યું" ઇત્યાદિ ન્યાયે) એક દેશમાં પણ સમસ્ત વસ્તુના ઉપચારથી સંપૂર્ણ વસ્તુ માનતો હોય તો એ પ્રમાણે શેષપ્રદેશોમાં પણ ઉપચારથી જીવ અંગીકાર કર. અથવા એવો ઉપચાર પણ કંઇક ન્યૂન પ્રદેશોમાં થાય, પણ માત્ર અન્ત્યપ્રદેશમાં જીવ છે, એમ ઉપચાર ન થાય. જેમ થોડાએક તન્તુઓથી ન્યૂન પટમાં પટનો ઉપચાર કરાય છે, પણ એકજ તન્તુમાં નથી કરાતો, તેમ અહીં પણ સમજવું. ૨૪૪૫-થી-૨૪૪૭.

ઉપરોક્ત યુક્તિઓ વડે ગુરૂએ સમજાવ્યો છતાં તે વખત બોધ ન પામ્યો અને પછી આગલ પામ્યો તે વાત કહે છે.

इय पण्णविओ जाहे न पवज्जइ सो तओ कओ बज्झो ।
तत्तो आमलकप्पाए मित्तसिरिणा सुसावयं ॥ २३४८ ॥

भक्खग-पायण-वंजण-वत्थंतावयवलाभिओ भणइ ।
सावय ! विधम्मियाऽम्हे कीसत्ति ? तओ भणइ सड्ढो ॥ २३४९ ॥

णणु तुज्झं सिद्धंतो पज्जंतावयवमित्तयोऽवयवी ।
जइ सच्चमिणं तो का विहम्मणा मिच्छमिहरा मे ॥ २३५० ॥

એ પ્રમાણે ગુરૂએ સમજાવ્યાં છતાં જ્યારે તેણે તે પ્રમાણે અંગીકાર ન કર્યું, ત્યારે તે તિષ્યગુપ્તને ગચ્છથી બહાર કર્યો, એટલે તે વિહાર કરતો આમલકલ્પા-નગરીએ આમ્રસાલ વનમાં રહ્યો, ત્યાં મિત્રશ્રી નામના શ્રાવકે ( આ નિન્હવ છે. એમ જાણીને તેને પ્રતિબોધ કરવાને ) ભિક્ષા માટે આમંત્રણ કર્યું. તે ત્યાં ગયો એટલે શ્રાવકે ઘણા આદરપૂર્વક તેની આગળ ભક્ષ્ય-પાન-વ્યંજન-વસ્ત્ર વિગેરેનો સમૂહ ધરીને તે દરેકમાંથી એકેક અવયવ લઇને તેને આપ્યો. આથી તિષ્યગુપ્તે કહ્યું-શ્રાવક! આ પ્રમાણે કરીને, શું તેં અમારી મશ્કરી કરી? ત્યારે શ્રાવકે કહ્યું, ( મહારાજ! ) અન્તનો અવયવ-માત્રજ અવયવી છે, એમ તમારો સિદ્ધાન્ત છે; જો એ સત્ય હોય, તો મેં આમાં મશ્કરી કરી-કહ્યા? અને એમ ન હોય, તો તમારો સિદ્ધાન્ત અસત્ય છે. ૨૩૪૮-થી-૨૩૫૦.

अंताऽवयवो न कुणइ समत्तकज्जंति जइ न सोऽभिमओ ।
संववहाराईए तो तम्मि कओऽवयविग्गाहो ? ॥ २३५१ ॥

अंतिमतंतू न पडो तक्कज्जाकरणओ जहा कुंभो ।
अह तयभावेवि पडो सो किं न घडो खपुप्फं व ? ॥ २३५२ ॥

उवलंभव्ववहाराभावाओ नत्थि भे खपुप्फं व ।
अंतावयवेऽवयवी दिट्ठंताभावओ वावि ॥ २३५३ ॥

पच्चक्खओऽणुमाणा आगमओ वा पसिद्धिरत्थाणं ।
सव्वपमाणविसयाईयं मिच्छत्तमेवं भे ॥ २३५४ ॥

इय चोइय संबुद्धो खामियपडिलाभिओ पुणो विहिणा ।
गंतुं गुरुपायमूलं ससीसपरिसो पडिक्कंतो ॥ २३५५ ॥

જો અન્ત્ય અવયવ સંપૂર્ણ અવયવીનું કાર્ય ન કરતો હોય, અને તેથી તમને તે ઇષ્ટ ન હોય ( એજ પ્રમાણે જો પક્વાન્નના તથા વસ્ત્રના અન્ત્ય અવયવો તમને સંતોષ ન પમાડતા હોય ) તો સંવ્યવહાર રહિત એ અન્ત્ય અવયવમાં સમસ્ત અવયવીનો તમને ક્યાંથી આગ્રહ થયો? જેમ ઘડો પટનું કાર્ય નથી કરતો, તેમ અન્ત્ય તન્તુ પણ ઠંડીથી રક્ષણ કરવાદિરૂપ પટનું કાર્ય નથી કરતો, તેથી તે પટ નથી અને જો તેમાં પટના કાર્યનો અભાવ છતાં પણ પટ કહેવામાં આવે, તો ઘટ અથવા આકાશપુષ્પને પણ પટ કેમ ન કહેવાય? ( તે પણ પટનું કાર્ય નથી કરતા. ) વળી અન્ત્ય અવયવમાં તમે માનેલ અવયવી જણાતો નથી, અને તેના વ્યવહારનો પણ અભાવ છે, તેથી આકાશપુષ્પની પેઠે તેમાં તેનો અભાવ છે, અથવા તમારી માન્યતામાં કોઇ દૃષ્ટાન્ત નથી, તેથી તમારા સાધ્યની સિદ્ધિ પણ નથી. પ્રત્યક્ષ અનુમાન અને આગમથી પદાર્થોની સિદ્ધિ થાય છે, અને એ પ્રમાણો તો તમારૂં સાધ્ય સિદ્ધ કરતા નથી, તેથી તમારો માનેલ પક્ષ સર્વ પ્રમાણના વિષયરહિત હોવાથી અસત્ય છે. આ પ્રમાણે મિત્રશ્રી શ્રાવકે તેને પ્રતિબોધ પમાડયો એટલે તેણે તેને ખમાવ્યો, તેથી શ્રાવકે પુનઃ સંપૂર્ણ અન્ન વસ્ત્રાદિ વિધિપૂર્વક આપ્યા, પછી તે પોતાના શિષ્યોસહિત ગુરૂ પાસે ગયો અને સમ્યગ્ માર્ગ પામીને ગુરૂ સાથે વિચરવા લાગ્યો. ૨૩૫૧-૨૩૫૫.

એ પ્રમાણે અન્ત્યપ્રદેશમાં જીવનાર તિષ્યગુપ્તનામા દ્વિતીય નિન્હવનો વાદ સમાપ્ત થયો.

હવે ત્રીજા નિન્હવ સંબંધી વક્તવ્યતા કહે છે.

चोद्दा दो वाससया तइआ सिद्धिं गयस्स वीरस्स ।
तो अव्वत्तयदिट्ठी सेयविआए समुप्पन्ना ॥ २३५६ ॥ मू. भा. १२९
सेयविपोलासाढे जोगे तद्दिवसहिययसूले य ।
सोहम्मनलिणिगुम्मे रायगिहे मुरियबलभद्दे ॥२३५७॥ मू. भा. १३०

ભગવન્ત મહાવીરદેવ મોક્ષે ગયા પછી બસે ચઉદ વર્ષે શ્વેતવિકા નગરીમાં અવ્યક્તવાદીનું દર્શન ઉત્પન્ન થયું. શ્વેતવિકા નગરીના પોલાસાઢ ચૈત્યમાં રહેલા આચાર્ય પોતાના શિષ્યોને યોગવહન કરાવતા હતા. તેઓ તે દિવસે હૃદયમાં શૂળ ઉત્પન્ન થવાથી કાળધર્મ પામીને સૌધર્મ દેવલોકના નલિની ગુલ્મ વિમાનમાં દેવ થયા. સાધુપરની અનુકંપાથી તે દેવે આચાર્યના મૃત દેહમાં દાખલ થઇને સાધુના યોગ પૂર્ણ કરાવ્યા, પછી પ્રગટ થઇને તે પોતાને સ્થાને ગયો, એટલે સાધુઓ અવ્યક્ત દૃષ્ટિ પામ્યા, તેમને રાજગૃહે નગરીમાં મૌર્યવંશી બળભદ્ર રાજાએ બોધ પમાડયો. ૨૩૫૬-૨૩૫૭.

શ્રી મહાવીર દેવ નિર્વાણ પામ્યા પછી બસો ને ચૌદ વર્ષે અવ્યક્તવાદીનું દર્શન ઉત્પન્ન થયું. તેની ઉત્પત્તિ આ પ્રમાણે છે. શ્વેતવિકા નગરીના પોલાસાઢ ચૈત્યમાં આર્ય આષાઢ નામના આચાર્ય પોતાના ઘણા શિષ્યો સહિત આવીને રહ્યા, અને શિષ્યોને આગાઢ યોગ વહન કરાવવા લાગ્યા, તે અવસરે બીજા કોઇ વાચનાચાર્ય ન હોવાથી, આચાર્ય પોતેજ તેમના વાચનાચાર્ય થયા; તત્પશ્ચાત કર્મવિપાકવડે આચાર્યશ્રી તે જ દિવસે રાત્રિએ હૃદયમાં શૂળના વ્યાધિથી કાળધર્મ પામીને સૌધર્મ દેવલોકના નલિની ગુલ્મ વિમાનમાં દેવ થયા. આચાર્ય કાળધર્મ પામ્યા છે, એ વાત ગચ્છમાં કોઈએ જાણ્યું નહતું, આથી પૂર્વોક્તદેવે અવધિજ્ઞાનથી સાધુઓનો યોગોદ્વહનાદિ પૂર્વભવનો બનાવ જાણીને, સાધુઓપરની અનુકંપાથી આચાર્યના મૃત શરીરમાં પ્રવેશ કર્યો, પછી ઉઠીને સાધુઓને કહ્યું અરે ! મુનિઓ ! વૈરાત્રિકકાળ (રાત્રિના બીજા પ્હોરે લેવાનો) ગ્રહણ કરો; તેથી સાધુઓએ તે પ્રમાણે કર્યું, અને શ્રુતના ઉદ્દેશ-સમુદ્દેશ અનુજ્ઞા વિગેરે સર્વ તેમની આગળ આચાર્યરૂપધારી દેવે કર્યા. આ પ્રમાણે દેવપ્રભાવથી તે દેવે સાધુઓના કાળભંગાદિ વિઘ્નથી બચાવીને યોગ પૂર્ણ કરાવ્યા. પછી તે શરીર તજીને દેવલોકમાં જતાં તે દેવે મુનિઓને કહ્યું, હે મુનિઓ ! મેં અવિરતીએ ચારિત્રવાળા એવા તમારી પાસે વંદનાદિ કરાવ્યું તેની ક્ષમા કરશો, હું આચાર્યનોજ જીવ છું, તે દિવસે હું મરણ પામીને દેવ થયો છું, અવધિજ્ઞાનવડે તમારો વૃત્તાંત જાણીને તમારાપર ની અનુકમ્પાથી અહીં આવ્યો, અને તમને સર્વને આગાઢયોગ પૂર્ણ કરાવ્યા. આપની પાસે વંદનાદિ અનુચિત મેં કરાવ્યું, તે મારો અપરાધ ક્ષમા કરશો, ઇત્યાદિ કહીને તે દેવ પોતાના સ્થાનકે ગયો.

દેવના ગયા પછી સાધુઓ આચાર્યના શરીરને પરઠવીને વિચારવા લાગ્યા કે અરે ! આપણે સર્વેએ ઘણા કાળસુધી અવિરતિને વંદન કર્યું, આ પ્રમાણે કપટયુક્ત અન્યત્ર પણ હોય, તો શી ખબર ! કોણ જાણે ? કોણ વિરતિવાળો હશે ? ને કોણ અવિરતિ દેવ હશે ? માટે કોઇએ કોઇને વંદનજ ન કરવું, એ વિચારે લાભકારી છે, અન્યથા અવિરતિને વંદન કરતાં મૃષાવાદ દોષ થાય. આ પ્રમાણે તેવા પ્રકારના ભારે કર્મના ઉદયથી અપરિપક્વ બુદ્ધિવાળા તે સાધુઓ અવ્યક્તદૃષ્ટિ થયા, અને પરસ્પર એક બીજાને પણ વંદન કરવું છોડી દીધું. આથી તેમને બીજા વૃદ્ધ મુનિઓએ-કહ્યું, જો તમને સર્વત્ર એવોજ

સંદેહ હોય, તો જેણે તમને " હું દેવ છું " એમ કહ્યું, તેમાં તમને એ દેવ છે, કે નહિ, એવો કેમ સંદેહ નથી થતો ? તેણે પોતેજ " હું દેવ છું " એમ કહ્યું, વળી પ્રત્યક્ષથી પણ એમ તે દેવસ્વરૂપ જોયું, તેથી તેમાં અમને સંદેહ નથી; એમ કહેતા હો, તો જેઓ " અમે સાધુ છીએ " એમ કહે છે, અને પ્રત્યક્ષથી સાધુસ્વરૂપ જણાય છે, તેઓમાં તમને સાધુપણાનો સંદેહ શાથી થાય છે ? કે જેથી પરસ્પર પણ વંદન નથી કરતા ? વળી સાધુના વચન કરતાં દેવનું વચન સત્ય છે, એમ ન કહી શકાય, દેવો ક્રીડા માટે અસત્યવચન પણ બોલે; પરન્તુ સાધુઓ મૃષાભાષણથી વિરત્ થએલા હોવાથી કદીપણ અસત્ય બોલતા નથી.

ઇત્યાદિ યુક્તિયોથી સમજાવ્યાં છતાં પણ, તેઓ સમજ્યા નહિ, એટલે તે સઘળા અવ્યક્તવાદી સાધુઓને ગચ્છ બહાર કર્યા; તેઓ વિહાર કરતા અનુક્રમે રાજગૃહનગરે આવ્યા, અને ગુણશિલ ચૈત્યમાં રહ્યા. તે વખતે તે નગરનો મૌર્યવંશી બલભદ્ર નામે રાજા શ્રાવક હતો, તેણે જાણ્યું કે તે અવ્યક્તવાદી નિન્હવો છે, આથી તેઓને યોગ્ય માર્ગે લાવવા માટે રાજાએ પોતાના માણસો મોકલીને તે સાધુઓને રાજમહેલમાં બોલાવ્યા, અને તેઓને હાથીના પગ નીચે ચગદવા વડે વધ કરવાને લશ્કરના માણસોને આજ્ઞા કરી તેવાર પછી તેમને ચગદવા માટે હાથીનું લશ્કર મંગાવ્યા છતે તે સાધુઓ બોલ્યા રાજન્ ! અમે જાણીએ છીએ કે તું શ્રાવક છો, તો અમારા જેવા સાધુઓને આમ શા માટે મારે છે ? તે સાંભળીને રાજાએ કહ્યું, તમારા સિદ્ધાન્તાનુસાર હું શ્રાવક છું કે નહિ, તેની શી ખાતરી? વળી તમે પણ ચોર-ડાકુ ગુપ્તચર યા સાધુ હશો, તે કોણ જાણે છે ? સાધુઓ બોલ્યા રાજન્ ! અમે નિશ્ચય સાધુઓજ છીએ, અન્ય કોઇ નથી. રાજાએ કહ્યું જો તમને એમ નિશ્ચય હોય, તો જે જ્યેષ્ઠ મુનિઓ હોય, તેમને પણ તમે પરસ્પર વંદનાદિ કેમ નથી કરતા? આ પ્રમાણે રાજાના નિષ્ઠુર અને કોમળ વચનો સાંભળી તે મુનિઓ બોધ પામ્યા, લજ્જીત થયા અને નિઃશંકીત થવાથી સન્માર્ગ પામ્યા. પછી રાજાએ વિનયથી કહ્યું, મહારાજ ? તમને-યોગ્ય માર્ગે લાવવા માટેજ મેં આ પ્રમાણે કર્યું છે, તેમાં મારાથી જે અવિનય કે અપરાધ થયો હોય, તે ક્ષમા કરશો. ૨૩૫૬-૨૩૫૭

એજ અર્થ વિસ્તારથી હવે ભાષ્યકાર કહે છે.

गुरुणा देवीभूएण समणरूवेण वाइया सीसा ।
सब्भावे परिकहिए अव्वत्तयदिट्ठिणो जाया ॥ २३५८ ॥
को जाणइ किं साहू देवो वा तो न वंदणिज्जोत्ति ।
होज्ज असंजयनमणं होज्ज मुसावायममुओत्ति ॥ २३५९ ॥
थेरवयणं जइ परे संदेहो किं सुरो त्ति साहुत्ति ? ।
देवे कहं न संका किं सो देवो न देवो त्ति ? ॥ २३६० ॥
तेण कहिएत्ति व मई देवोऽहं रूवदरिसणाओ य ।
साहुत्ति अहं कहिए समाणरूवम्मि का संका ? ॥ २३६१ ॥
देवस्स व किं वयणं सच्चं ति न साहुरूवधारिस्स ।
न परोप्परंपि वन्दह ज जाणन्तावि जयउ त्ति ॥ २३६२ ॥

દેવ થએલા ગુરૂએ સાધુરૂપે શિષ્યો પાસે વંદનાદિ કરાવ્યું, જ્યારે તેમણે દેવગુરૂએ

સત્ય વાત કહી, ત્યારે તે શિષ્યો અવ્યક્ત દૃષ્ટિ થયા તેઓ એમ માનવા લાગ્યા કે કોણ જાણે આ સત્ય સાધુ હશે ? કે સાધુવેશધારી દેવ હશે ? એમાં કંઇ નિશ્ચય નથી થતો. માટે કોઇને પણ કોઇએ વંદનાદિ ન કરવું; કેમ કે આષાઢદેવની પેઠે અસંયતિને વંદન થઇ જાય, ને " આ વ્રતી છે, " એમ બોલવામાં મૃષાવાદ દોષ લાગે. (આ પ્રમાણે તેઓને અવ્યક્તદૃષ્ટિ થએલા જાણીને ) વૃદ્ધ સાધુઓએ કહ્યું, જો તમને બીજાઓમાં " આ સાધુ છે, કે દેવ છે ? " એવો સંદેહ થતો હોય, તો જેણે તમને " હું દેવ છું " એમ કહ્યું, તે દેવમાં " એ દેવ છે કે દેવ નથી " એવો સંદેહ કેમ નથી થતો ? તેણે પોતેજ કહ્યું કે હું દેવ છું, અને અમે પણ દેવસ્વરૂપ જોયું, તેથી તેમાં સંદેહ નથી થતો; એમ કહેતા હો, તો જે એમ કહે કે હું સાધુ છું, અને સાધુનું સ્વરૂપ પણ જોવામાં આવે છે, તો તેમાં તમને કેમ સંદેહ થાય છે ? અથવા શું સત્ય સાધુનું વચન અસત્ય હોય છે, અને દેવનું વચન સત્ય હોય છે ? કે જેથી " આ સાધુ છે " એમ જાણ્યા છતાં પણ પરસ્પર વન્દનાદિ નથી કરતા ? ૨૩૬૨

जोवाइपयत्थेसुवि सुहुम-व्ववहिय-विगिट्ठरूवेसुं ।
अच्चंतपरोक्खेसु य कह न जिणाईसु मे संका ? ॥ २३६३ ॥
तव्वयणाओ व मई नणु तव्वयणं सुसाहुवित्तोत्ति ।
आलयविहारसमिओ समणोऽयं वंदणिज्जोत्ति ॥ २३६४ ॥
जह वा जिणिंदपडिमं जिणगुणरहियंति जाणमाणावि ।
परिणामविसुद्धत्थं वंदह तह किं न साहुंपि ? ॥ २३६५ ॥
होज्ज नवा साहुत्तं जइरूवे नत्थि चेव पडिमाए ।
सा कीस वंदणिज्जा ? जइरूवे कीस पडिसेहो ? २३६६ ॥
अस्संजयपडिरूवे पावाणुमई मई न पडिमाए ।
नणु देवाणुगयाए पडिमाअत्ति होज्ज सो दोसो ॥ २३६७ ॥

( જો એ પ્રમાણે તમને યતિઓમાં સંદેહ હોય ) તો સૂક્ષ્મ-વ્યવહિત-અને વિપ્રકૃષ્ટ જીવાદિ પદાર્થોમાં, તેમજ અત્યન્ત પરોક્ષ એવા જિનેશ્વરાદિમાં પણ તમને શંકા કેમ ન હોય ? જિનેશ્વરમાં શંકા નથી, અને તેમના વચનથી જીવાદિ પદાર્થમાં પણ શંકા નથી; એમ કહેતા હો, તો " સારા આચરણવાળા હોય તે સાધુ " એવા જિનવચનથી આલય-વિહાર યુક્ત આ સાધુ છે, અવશ્ય વંદન કરવા યોગ્ય છે. ( એમ કેમ નથી માનતા ? ) અથવા જેમ જિનેશ્વરની પ્રતિમા જિનેશ્વરના ગુણ રહિત છે, એમ જાણવા છતાં પણ પરિણામની વિશુદ્ધિ માટે, તમે તેને વંદન કરો છો, તેવી રીતે સાધુને પણ કેમ નથી કરતા ? વળી યતિરૂપમાં સાધુપણું હોય, અથવા ન પણ હોય, અને પ્રતિમામાં તો જિનપણું નથીજ હોતું. તે છતાં તે પ્રતિમાને શા માટે વંદન કરો છો ! અને યતિરૂપમાં શા માટે નિષેધો છો ? દેવાધિષ્ઠિત અસંયત યતિરૂપધારી મુનિને વંદન કરવાથી અસંયતના પાપની અનુમતિ થાય છે, તેવી પાપાનુમતિ પ્રતિમાને વંદન કરવાથી નથી થતી, એમ કહેતા હો, તો દેવાધિષ્ઠિત દેવ પ્રતિમાને વંદન કરતાં પણ, તે અનુમતિરૂપ દોષ આવે છેજ. ૨૩૬૩ થી ૨૩૬૭

अह पडिमाए न दोसो जिणबुद्धीए नमओ विसुद्धस्स ।
तो जइरूवं नमओ जइबुद्धीए कहं दोसो ? ॥ २३६८ ॥
अह पडिमंपि न वंदइ देवासंकाए तो न घेत्तव्वा ।
आहारो-वहि-सेज्जा मा देवकया भवेज्ज ण्हु ॥ २३६९ ॥
को जाणइ किं भत्तं किमओ किं पाणयं जलं मज्जं ।
किमलाबुं माणिक्कं किं सप्पो चीवरं दोरो ? ॥ २३७० ॥
को जाणइ किमसुद्धं किं सुद्धं किं सजीवनिज्जीवं ।
किं भक्खं किमभक्खं ? पत्तमभक्खं तओ सव्वं ॥ २३७१ ॥

(જિનપ્રતિમામાં જિનબુદ્ધિએ નમસ્કાર કરતાં વિશુદ્ધ અધ્યવસાયવાળાને અનુમતિરૂપ દોષ નથી લાગતો, (એમ કહેતા હો) તો યતિરૂપને યતિબુદ્ધિએ નમસ્કાર કરતાં વિશુદ્ધ અધ્યવસાયવાળાને કેવી રીતે દોષ લાગે ? નજ લાગે. (અહીં કોઇ એમ કહે કે એ પ્રમાણે સાધુબુદ્ધિએ લિંગમાત્ર ધારણ કરનાર પાસત્થા વિગેરેને નમસ્કાર કરતાં પણ વિશુદ્ધ અધ્યવસાયવાળાને દોષ ન લાગવો જોઇએ. આ કથન અયોગ્ય છે, કારણ કે તેવાઓને પ્રત્યક્ષ સમ્યક્ યતિરૂપજ નથી હોતું. (એટલે પાસત્થાદિને નમસ્કાર કરતાં સાવદ્યઅનુજ્ઞારૂપ દોષ લાગે છે.) અને જો દેવશંકાથી પ્રતિમાને પણ વન્દન નહિ કરો તો પછી આહાર-ઉપાત્ર-શય્યા વિગેરે દેવકૃત હોય, એમ ધારીને તે પણ ગ્રહણ ન કરવાં જોઇએ. વળી (એવી શંકાથી સર્વથા વ્યવહારનોજ ઉચ્છેદ થશે, જેમકે-) કોણ જાણે આ ભાત છે ? કે કીડા છે ? આ પીવાના પદાર્થ જળ છે ? કે મદિરા છે ? આ અલાબુ (તુંબડુ) છે ? કે માણિકય છે ? આ સર્પ છે ? વસ્ત્ર છે ? કે દોરો છે ? કોણ જાણે આ વસ્તુ શુદ્ધ છે ? કે અશુદ્ધ છે ? આ સજીવ હશે ? કે નિર્જીવ હશે ? આ ભક્ષ્ય હશે કે અભક્ષ્ય હશે ? આ પ્રમાણેની ભ્રાન્તિથી સર્વ વસ્તુ તમારે અભોગ્ય અને અભક્ષ્ય થશે. ૨૩૬૮-૨૩૬૯-૨૩૭૦-૨૩૭૧

जइणावि न सहवासो सेओ पमया-कुसीलसंकाए ।
होज्ज गिहोवि जइत्ति य तस्सासोसा न दायव्वा ॥ २३७२ ॥
न य सो दिक्खेयव्वो भव्वोऽभव्वोत्ति जेण को मुणइ ? ।
चोरुत्ति चारिउत्ति व होज्ज व परदारगामित्ति ? ॥ २३७३ ॥
को जाणइ को सीसो को व गुरू ? तो न तव्विसेसोवि ।
गज्झो न योवएसो को जाणइ सच्चमलियं ? ॥ २३७४ ॥
किं बहुणा सव्वं चिय संदिद्धं जिणमयं जिणिंदा य ।
परलोय-सग्ग-मोक्खा दिक्खाई किमत्थमारंभो ? ॥ २३७५ ॥
अह संति जिणवरिंदा तव्वयणाओ य सव्वपडिवत्ती ।
तो तव्वयणाउ च्चिय जइवंदणयं कहं न मयं ? ॥ २३७६ ॥
जइ जिणएं पमाणं मुणिंत्ति तो बज्झकरणपरिसुद्धं ।
देवंपि वन्दमाणो विसुद्धभावो विसुद्धो उ ॥ २३७७ ॥

તથા સ્ત્રી અને કુશીલીઆની શંકાથી તમારે યતિ સાથેનો સંવાસ પણ શ્રેય નથી, વળી ગૃહસ્થ પણ કદાચ યતિ હોય, એવી ભ્રાન્તિથી, તેને આશીર્વાદ ( ધર્મ-લાભ) ન આપવો જોઇએ. કોઇને દીક્ષા પણ ન આપવી જોઈએ, કેમકે કોણ જાણે-તે ભવ્ય છે, કે અભવ્ય છે ? ચોર હશે? ગુપ્ત ચર હશે ? કે પરસ્ત્રીગામી હશે ? તેમજ કોણ શિષ્ય છે ? અને કોણ ગુરૂ છે ? એવો તફાવત પણ કોણ જાણે છે ? તેમ વળી ઉપદેશ પણ ન ગ્રહણ કરવો, કારણ કે એ ઉપદેશ પણ સત્ય હશે કે અસત્ય હશે? વિશેષ શું કહેવું, ? એવા પ્રકારની ભ્રાન્તિથી તમારા અભિપ્રાયે જિનમત અને જિનેશ્વર પરલોક-સ્વર્ગ-મોક્ષ વિગેરે સર્વ કાંઇ સંદેહ વાળુંજ છે. તો પછી દીક્ષાનો આરંભ શા માટે કરો છો ? જિનેશ્વર છે, અને તેમના વચનથી સ્વર્ગ-મોક્ષાદિ- પણ છે એવી પ્રતીતિ થાય છે, એમ કહેતા હો, તો જિનવચનથી યતિવન્દન કરવાનું કેમ નથી માન્ય કરતા ? વળી જો તમને જિનમત પ્રમાણ છે, તો આ " મુનિ " એવી બુદ્ધિથી આલય-વિહારાદિ બાહ્ય કરણથી શુદ્ધ એવા દેવને પણ વિશુદ્ધભાવથી વન્દન કરતાં કંઇ દોષ નથી ૨૩૭૩થી-૨૩૭૭

जह वा सो जइवेसो दिट्ठो तह केत्तिया सुरा अन्ने ।
तुब्मेहिं दिट्ठपुव्वा ? सव्वत्थापच्चओ जं मे ॥२३७८॥

छउमत्थसमयचज्जा ववहारनयाणुसारिणी सव्वा ।
तं तह समायरंतो सुज्झइ सव्वो विसुद्धमणो ॥ २३७९ ॥

संववहारोवि बली जमसुद्धंपि गहिय सुयविहीए ।
कोवेइ न सव्वण्णू वंदइ य कयाइ छउमत्थं ॥ २३८० ॥

निच्छयववहारनओवणोयमिह सासणं जिणिंदाणं ।
एगयरपरिच्चाओ मिच्छं संकादओ जे य ॥ २३८१ ॥

जइ जिणमयं पवज्जह तो मा ववहारनयमयं मुयह ।
ववहारपरिच्चाए तित्थुच्छेओ जओऽवस्सं ॥ २३८२ ॥

અથવા તમે જેમ તે આર્યઆષાઢ દેવને યતિ રૂપધારી જોયા, તેમ બીજા કેટલા દેવને તમે તે પ્રમાણે પૂર્વે જોયા ? કે જેથી સર્વત્ર એવી અપ્રતીતિ તમને થાય છે ? ( માટે વ્યવહારનયની અપેક્ષાએ તમારે પરસ્પર વન્દનાદિ કરવું જોઇએ ) કારણ કે છદ્મસ્થ સમયની સર્વ ચર્યા વ્યવહાર નયને અનુસારે હોય છે, તેથી-વિશુદ્ધ મનવાળો તે પ્રમાણે આચરતો વિશુદ્ધ થાય છે. સંવ્યવહારથી બલવત્તા છે શ્રુતવિધિ વડે જે અશુદ્ધ આહાર ગ્રહણ કરેલ હોય, તેનો પણ સર્વજ્ઞ વિષેધ નથી કરતા, તેમજ કોઇ વખત તેઓ છદ્મસ્થને પણ વન્દન કરે છે, જિનેશ્વરનું શાસન નિશ્ચય અને વ્યવહાર નય યુક્ત છે, તેમાંના એકનો ત્યાગ કરવાથી તેમજ શંકાદિ દોષ: કરવાથી મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે. માટે જો તમે જિનમત અંગીકાર કરતા હો, તો વ્યવહારનયના મતનો ત્યાગ ન કરો, કેમકે વ્યવહારનો ત્યાગ કરવાથો અવશ્ય તીર્થનો ઉચ્છેદ થાય છે. ૨૩૭૮-થી-૨૩૮૨

इय ते नासग्गाहं मुयंति जाहे बहुंपि भण्णंता ।
तो [illegible]चवा रायगिहे निववणा नाउं ॥ ॥ २३८३ ॥

बलभ ्णग्घाया भणंति सावय ! वयं तवस्सित्ति ।
मा कुरु संकमसंकाठ्ठेसु भणिए भणइ राया ॥ २३८४ ॥
को जाणइ के तुब्भे ? किं चोरा चारिआ अभिमरत्ति ? ।
संजयरूवच्छण्णा अज्जमहं भे विवाएमि ॥ २३८५ ॥
नाणचरियाहिं नज्जइ समणोऽसमणो व कीस जाणंतो ।
तं सावय ! संदेहं करेसि ? भणिओ निवो भणइ ॥ २३८६ ॥
तुब्भं चिय न परोप्पर वीसंभो ... त्ते किह मज्झं ।
ना -चरियाहिं जायउ ? चोराण व किं न ता संति ? ॥ २३८७ ॥
उववत्तीओ भयओ य पवण्णा सम्मयमसग्गाहो ।
निवखामियाभिगंतुं गुरुमूलं ते पडिक्कंता ॥ २३८८ ॥

એ પ્રમાણે વૃદ્ધોએ તેમને ઘણુ પ્રકારે કહ્યું, તે છતાં જ્યારે તેમણે પોતાનો કદાગ્રહ ન મૂકયો, ત્યારે તેમને સંઘે (ગચ્છથી) દૂર કર્યા, તેથી તે નિન્હવ મુનિઓ વિહાર કરતા રાજગૃહ નગરીએ આવ્યા, તેમને આવેલા જાણીને ત્યાંના બળભદ્ર રાજાએ તેમને બોલાવ્યા ને પૂછયું, (અરે! તમે કોણ છો? મુનિઓએ કહ્યું, ) શ્રાવક! અમે તપસ્વી છીએ, અશંકાના સ્થાનમાં શંકા ન કર, તેઓ એમ બોલ્યા, એટલે રાજાએ કહ્યું, કોણ જાણે તમે કોણ છો? જરૂર તમે સાધુવેષમાં છુપાએલા કોઇ ચોર-ગુપ્તચર કે ધાડપાડુ હશો, આજે અવશ્ય હું તમારો નાશ કરીશ. ( આથી ભય પામેલા મુનિઓ બોલ્યા. ) જ્ઞાન અને ચારિત્રવડે આ મુનિ છે કે મુનિ નથી, એમ જાણી શકાય છે, એ પ્રમાણે તું જાણે છે, છતાં હે શ્રાવક! (અમારામાં) શા માટે સંદેહ કરે છે? રાજાએ કહ્યું, "આ સાધુ છે." એવો તમનેજ પરસ્પર વિશ્વાસ નથી, તો પછી તે જ્ઞાન-ચારિત્રવડે મને કયાંથી વિશ્વાસ હોય? શું ચોરોને પણ કૃત્રિમ ચારિત્ર નથી હોતું? હોય છેજ. એ પ્રમાણે રાજાની યુક્તિ અને ભયથી તેઓએ પોતાના અસદ્આગ્રહનો ત્યાગ કર્યો, એટલે રાજાએ પોતે કરેલા (મિથ્યા અપરાધ માટે) માફી માગી, મુનિઓએ ગુરૂ પાસે જઇને તેની આલોચના કરી.

તૃતીય નિન્હવવાદ સમાપ્ત થયો.

હવે ચોથા નિન્હવ સંબંધી વક્તવ્યતા કહે છે.

**वीसा दो वाससया तइया सिद्धिं गयस्स वीरस्स ।**
**सा-च्छेइयादिट्ठी मिहिलपुरीए समुप्पन्ना ॥ २३८९ ॥भा०-१३१॥**
**मिहिलाए लच्छिघरे म गिरि कोडिन्न आसमित्ते य ।**
**नउणियए प्पवाए रायगिहे खंडरक्खा य ॥ २३९० ॥भा०-१३२॥**

ભગવન્ મહાવીર દેવ મોક્ષે ગયા પછી, બસોને વીસ વર્ષે મિથિલા નગરીમાં સામુચ્છેદીક દર્શન ઉત્પન્ન થયું; તે આ પ્રમાણે, મિથિલા નગરીમાં લક્ષ્મીગૃહચૈત્યમાં મહાગિરિ આચાર્યના શિષ્ય કૌડિન્ય મુનિનો અશ્વમિત્ર નામે શિષ્ય હતો, તે અનુપ્રવાદ

પૂર્વની નૈપુણિક નામે વસ્તુનું અધ્યયન કરતો (મિથ્યાત્વોદયથી સામુચ્છેદીક દૃષ્ટિ થયો.) તેને રાજગૃહનગરમાં ખંડરક્ષક શ્રાવકોએ બોધ પમાડયો. ૨૩૮૯-થી-૨૩૯૦.

મિથિલાનગરીના લક્ષ્મીગૃહ ચૈત્યમાં શ્રીમાન્ મહાગિરિ આચાર્યના કૌંડિન્ય નામના શિષ્ય આવીને રહ્યા, તેમને અશ્વમિત્ર નામનો એક શિષ્ય હતો, તે એક વખત અનુપ્રવાદ પૂર્વમાંના નૈપુણિક નામની વસ્તુનું અધ્યયન કરતો હતો, તે વખતે તેમાં છિન્નછેદનક નયની વક્તવ્યતામાં આ પ્રકારના આલાપક આવ્યા. "पडुप्पन्नसमयनेरइया सव्वे वोच्छिज्जिस्संति एवं जाववेमाणियत्ति, एवं बीयाइसमयवुत्ति वत्तव्वं" અહીં તેને વિચાર થયો કે પ્રત્યુત્પન્ન સમયના સર્વ નારકીઓ નાશ પામશે, અને એજ પ્રમાણે સર્વે વૈમાનીક દેવો પણ નાશ પામશે, જો આ પ્રમાણે ઉત્પતિ અનન્તર સર્વ જીવો નાશ પામે, તો પછી તેઓને સુકૃત-દુષ્કૃત કર્મના ફળનો અનુભવ કયાંથી થાય? નજ થાય. આ પ્રમાણે તેણે સ્વમતિકલ્પનાએ પ્રરૂપણા કરવા માંડી, ત્યારે ગુરૂશ્રીએ તેને આગળ કહેવાશે તેવી અનેક યુક્તિઓથી સમજાવવા માંડયો, છતાં તે મિથ્યાત્વના ઉદયથી ન સમજ્યો, ત્યારે તેને સંઘ બહાર કર્યો, સંઘ બહાર થયા પછી અશ્વમિત્ર સમુચ્છેદવાદની પ્રરૂપણા કરતો પોતાના પરિવાર સાથે કામ્પિલ્યપુર જેનું બીજું નામ રાજગૃહનગર હતું, ત્યાં આવ્યો, તે નગરમાં ખંડરક્ષ નામના શ્રાવકો હતા, તેમણે આ નિન્હવો આવ્યા જાણીને તેમને બોધ કરવા માટે મારવા માંડયા, આથી ભય પામેલા અશ્વમિત્ર વિગેરે સાધુઓએ કહ્યું, અરે! અમે જાણીએ છીએ કે તમે શ્રાવકો છો, તે છતાં અમને સાધુઓને શા માટે મારો છો? તેના ઉત્તરમાં શ્રાવકોએ કહ્યું, તમારા સિદ્ધાન્તના અનુસારે જે સાધુઓ હતા તે તો નાશ પામ્યા, તમે તો કોઈ ચોર વિગેરે હશો, માટે તમને અમે સારી રીતે માર મારીને શિક્ષા કરીશું. આથી ભય પામેલા તેઓએ પોતાનો કદાગ્રહ તજી દીધો અને બોધ પામ્યા, પછી મિથ્યાદુષ્કૃત આપીને તેઓ ગુરૂ સમીપે ગયા. ૨૩૮૯-૨૩૯૦.

એ નિર્યુક્તિકારે કહેલ અર્થ વધારે સ્ફુટ કરવાને હવે ભાષ્યકાર કહે છે.

नेउणमणुप्पवाए अहिज्जओ वत्थुमासमित्तस्स ।
एगसमयाइवोच्छेयसुत्तओ नासपडिवत्ती ॥ २३९१ ॥
उप्पायाणंतरओ सव्वं चिय सव्वहा विणासित्ति ।
गुरुवयणमेगनयमयमेयं मिच्छं न सव्वमयं ॥ २३९२ ॥
न हि सव्वहा विणासो अद्धापज्जायमेत्तनासम्मि ।
सपरपज्जायाणंतधम्मणो वत्थुणो जुत्तो ॥ २३९३ ॥

અનુપ્રવાદ પૂર્વમાંની નૈપુણિક વસ્તુનું અધ્યયન કરતા અશ્વમિત્રને એકસમયાદિ વ્યવચ્છેદ સૂત્રથી "ઉત્પત્તિ અનન્તર સર્વ વસ્તુ સર્વથા પ્રકારે નાશ પામે છે." એ પ્રમાણે વિનશ્વરરૂપ બોધ થયો. અહીં શ્રી ગુરૂ કહે છે કે એ વચન એકનયાનુસારી છે, પણ સર્વનયાત્મક નથી, માટે તે મિથ્યાત્વ છે; કારણ કે અદ્ધા (એટલે કાળ) પર્યાય માત્રનો નાશ થાય તો પણ સ્વ-પર પર્યાયથી અનન્ત ધર્માત્મક વસ્તુનો સર્વથા નાશ થાય નહિં. ૨૩૯૧-૨૩૯૨-૨૩૯૩.

અનુપ્રવાદ પૂર્વમાંની નૈપુણિક વસ્તુનું અધ્યયન કરતા અશ્વમિત્રને પૂર્વોક્ત સૂત્રથી "ઉત્પત્તિ અનન્તર સર્વ વસ્તુ સર્વથા પ્રકારે નાશ પામે છે" એ પ્રમાણે સર્વ નાશનો બોધ થયો. આથી શ્રીગુરૂએ તેને કહ્યું કે "વસ્તુઓનું પ્રતિ સમય વિનાશીપણું" જે કહ્યું

છે, તે ક્ષણક્ષયવાદિ એક ઋજુસૂત્રનયના અભિપ્રાયનું વચન છે, પણ એ વચન સર્વનયાત્મક નથી, માટે તે મિથ્યાત્વ છે; કારણ કે અદ્ધાપર્યાય માત્રનોજ નાશ થવાથી વસ્તુનો સર્વથા પ્રકારે નાશ માનવો યોગ્ય નથી. દરેક વસ્તુ સ્વપર પર્યાયોથી અનન્ત ધર્માત્મક છે, આથી કરીને જે સમયમાં તે નારકાદિ પ્રથમસમયનારકાદિ રૂપે નાશ પામે છે, તેજ સમયે દ્વિતીયસમય નારકાદિરૂપે ઉત્પન્ન થાય છે, અને જીવદ્રવ્યપણે અવસ્થિત રહે છે. આમ કેવળ અદ્ધા ( કાલ ) પર્યાય માત્રનોજ નાશ થાય છે, એથી સર્વ વસ્તુનો નાશ સર્વથા પ્રકારે કયાંથી થાય ? ન જ થાય. કારણ કે વસ્તુ અનન્ત પર્યાયાત્મક હોવાથી તેમના એક પર્યાયનો નાશ થવાથી વસ્તુનો સર્વથા નાશ નજ થાય. ૨૩૯૧-૨૩૯૨-૨૩૯૩.

પૂર્વોક્ત સૂત્રની શંકાનું બીજા સૂત્રથી સમાધાન કહે છે.

अह सुत्ताउत्ति मई सुत्ते नणु सासयंपि निद्दिट्ठं ।
वत्थुं दव्वट्ठाए असासयं पज्जयट्ठाए ॥ २३९४ ॥
एत्थवि न सव्वनासो समयाइविसेसणं जओऽभिहियं ।
इहरा न सव्वनासे समयाइविसेसणं जुत्तं ॥ २३९५ ॥
को पढमसमयनारगनासे बितिसमयनारगो नाम ? ।
न सुरो घडो अभावो व होइ जइ सव्वहा नासो ? ॥ २३९६ ॥

જો પૂર્વોક્ત સૂત્ર પ્રમાણથી સર્વથા વસ્તુ વિચ્છેદ તું કહે તો હોય, તો અન્યત્ર સૂત્રમાં દ્રવ્યાર્થપણે વસ્તુને શાશ્વત પણ કહેલ છે, અને પર્યાયાર્થપણે અશાશ્વત પણ કહેલ છે. વળી એ સૂત્રમાં પણ સર્વથા પ્રકારે નાશ નથી કહ્યો, કારણ કે સમયાદિ વિશેષણ વડે તે કહેલ છે, એમ ન જ હોય તો સમયાદિ વિશેષણ ત્યાં ઘટે નહિ; કેમકે પ્રથમ સમયે ઉત્પન્ન થયેલા નારકીઓ સર્વથા પ્રકારે નાશ થયેલ તે બીજા-ત્રીજાદિ સમયે ઉત્પન્ન એમ કેમ કહી શકાય ? વળી સર્વથા નાશ થતો હોય, તો દેવ-ઘટ-અભાવ-એવો વ્યવહાર ન થાય. ૨૩૯૪-૨૩૯૫-૨૩૯૬.

અશ્વમિત્ર ! પૂર્વોક્ત આલાપક રૂપ સૂત્રથી પ્રતિ સમય સર્વથા વસ્તુનો વિચ્છેદ માનીને સૂત્રની પ્રમાણતા માનતો હો, તો અન્યત્ર સૂત્રમાં દ્રવ્યાર્થપણે વસ્તુને શાશ્વત પણ કહેલ છે અને પર્યાયાર્થપણે અશાશ્વત પણ કહેલ છે. જેમકે:—

" नेरइया णं भंते ! किं सासया, असासया ? । गोयमा ! सिय सासया, सिय असासया । से केणट्ठेणं ? गोयमा, ! दव्वट्ठयाए सासया, भावट्ठयाए असासया. "

એટલે હે ભગવન્ત ! નારકીઓ શાશ્વતા છે, કે અશાશ્વતા છે ? ગૌતમ ! કોઇ અપેક્ષાએ શાશ્વતા છે, અને કોઇ અપેક્ષાએ અશાશ્વતા છે. તે કેવી રીતે ભગવન્ત, ? ગૌતમ ! દ્રવ્યાર્થપણે શાશ્વતા- નિત્ય છે, અને ભાવાર્થ-પર્યાયાર્થ પણ અશાશ્વતા-અનિત્ય છે."

વળી " પ્રથમ સમયના નારકીઓ વિચ્છેદ પામશે " એમ જે ત્યાં આલાપકમાં કહ્યું છે, તેથી વસ્તુનો કંઇ સર્વથા પ્રકારે નાશ નથી, કારણ કે ત્યાં સમયાદિવિશેષણ આપેલું છે, એટલે નારકીઓ સર્વથા પ્રકારે નાશ પામશે એમ ન સમજવું, પણ પ્રથમ સમયના નારકીપણે વિચ્છેદ પામશે. એજ પ્રમાણે બીજા સમયના નારકીઓ દ્વિતીય સમયાદિ નારકપણે વિનાશ પામશે, પણ સર્વથા વિનાશ પામશે, એમ ન સમજવું, દ્રવ્યપણે તો તે શાશ્વતા-નિત્ય છે. અન્યથા જો એમ ન હોય, અને વસ્તુનો સર્વથા પ્રકારે નાશ માનીએ, તો તેમને પ્રથમ-દ્વિતીયાદિ સમયનું વિશેષણ ન ઘટે. કારણ કે જો પ્રથમ સમયે ઉત્પન્ન થએલા નારકીઓનો સર્વથા નાશ થતો હોય, તો દ્વિતીયસમય અથવા

તૃતીયસમયનો નારકી, એવો વ્યવહાર કેવી રીતે કરી શકાય? જો કોઇ અવસ્થિત હોય, તેનેજ દ્વિતીય-તૃતીયાદિ સમયે ઉત્પન્ન થવાદિ રૂપ વિશેષણ ઘટે. વળી જો સર્વથા નાશ માનવામાં આવે, તો પ્રથમ સમયે ઉત્પન્ન થએલા નારકીનો નિરન્વયપણે નાશ થવાથી દ્વિતીયસમયે ઉત્પન્ન થયેલો નારકી એમ કેવી રીતે કહેવાય ? તથા નારકીથી સર્વથા વિલક્ષણ હોવાથી આ દેવ-ઘટ કે અભાવ છે, એવો વ્યવહાર કેવી રીતે થાય ? અને જો દેવ ઘટ-વિગેરે વ્યવહાર કરાય તો દ્વિતીયાદિસમયનો નારકી એવો વ્યવહાર ન થાય. માટે પ્રથમ સમયે ઉત્પન્ન-દ્વિતીય સમયે ઉત્પન્ન એવું વિશેષણ જે કથંચિત્ અવસ્થિત હોય એવા નારકી વિગેરેનેજ ઘટે, અન્યને ન ઘટે. એ પ્રમાણે એ સૂત્રમાં પણ નારકાદિનો સર્વથા વિચ્છેદ નથી કહ્યો. માત્ર તને પોતાના અશુભકર્મના વિપાકોદયથીજ આવો વ્યામોહ થયો છે, તેથી તું આ પ્રમાણે વિપરીત પ્રરૂપે છે અને માને છે. ૨૩૯૪-૨૩૯૫-૨૩૯૬.

अहव समाणुप्पत्ती समाणसंताणओ मई होज्जा ।
को सव्वहा विणासे संताणो किं व सामण्णं ? ॥ २३९७ ॥
संताणिणो न भिण्णो जइ संताणो न नाम संताणो ।
अह भिण्णो न क्खणिओ खणिओ वा जइ न संताणो ॥ २३९८ ॥

पुव्वाणुगमे समया होज्ज न सा सव्वहा विणासम्मि ।
अह सा न सव्वनासे तेण समं वा नणु खपुप्फं ॥ २३९९ ॥
अण्णविणासे अण्णं जइ सरिसं होइ होउ तेल्लोक्कं ।
तदसंबंधंति व मई सोवि कओ सव्वनासम्मि ? ॥ २४०० ॥

અથવા સમાન સંતાનથી દ્વિતીયાદિ સમાન નારકાદિની ઉત્પત્તિ થાય, એમ કહેવામાં આવે, તો સર્વથા નિરન્વય નાશમાં સંતાન કોનો ? અને સમાનતા કોની ? વળી જો એ સંતાન સંતાનીથી ભિન્ન ન હોય, તો તે સંતાન ન કહેવાય, અને ભિન્ન હોય, તો તે ક્ષણિક ન કહેવાય, જો ક્ષણિક હોય, તો સંતાન ન કહેવાય. તથા જો પૂર્વનો અન્વય હોય, તો પૂર્વોત્તર ક્ષણની સમાનતા થાય, પણ સર્વથા વિનાશમાં તે સમાનતા ન થાય. અને જો સમાનતા થાય, તો સર્વથા નાશ ન સંભવે, સર્વથા નાશમાં પણ સમાનતા માનવી હોય, તો આકાશપુષ્પ સાથે પણ સમાનતા માનવી જોઇએ. વળી નિરન્વય નાશમાં અન્યના વિનાશમાં જો અન્યની સમાનતા થતી હોય, તો ત્રૈલોક્યની પણ સમાનતા થવી જોઇએ, એ સર્વ અસંબદ્ધ હોવાથી સમાનતા થાય એમ કહેવામાં આવે, તો તે સંબંધ પણ સર્વથા વિનાશમાં ક્યાંથી સંભવે? ૨૩૯૭ ૨૩૯૮-૨૩૯૯-૨૪૦૦.

નારક વિગેરેની ઉત્તરોત્તર સમાન ક્ષણોત્પત્તિ થાય છે, તેથી કરીને તે સમાન ક્ષણોત્પત્તિ વડે તે સમાન ક્ષણ સંતતિ રૂપ સંતાન થાય છે, તે સંતાનની અપેક્ષાએ કથંચિત્ ધ્રૌવ્ય સિવાય પણ નારકાદિની પ્રથમ-દ્વિતીયઆદિ સમય ઉત્પત્તિરૂપ વિશેષણ ઘટે છે. એમ જો તું કહેતો હો, તો તે અયોગ્ય છે, કારણ કે વસ્તુનો જ્યાં સર્વથા વિનાશ માનવામાં આવે છે, ત્યાં કયો સંતાન કોનો છે ? અને સમાનતા પણ કોની છે? એ કથનજ સંબંધ વિનાનું છે. કારણ કે નિરન્વયનાશમાં નારકાદિના કોઇ પણ ક્ષણો અવસ્થિત નથી રહેતા કે જેની અપેક્ષાએ આ એનો સંતાન છે, અને આ એની સમાન છે, એમ કહી શકાય.

વળી જો સંતાન સંતાની થકી ભિન્ન ન હોય, પણ અભિન્ન હોય, તો તેને સંતાન ન કહી શકાય, કારણ કે સંતાનીથી અભિન્ન હોવાને લીધે તે પણ ક્ષણિક સ્વરૂપ વાળોજ થશે. અને જો સંતાનીથી સંતાન ભિન્ન હોય, તો તેને ક્ષણિક ન માનવો, કારણ કે તેને ભિન્ન માનવાથી અવસ્થિતપણું અંગીકાર કર્યું ગણાય છે. અને સંતાન ક્ષણિક માનવો હોય, તો સંતાનીની પેઠે તે સંતાન નહિ કહેવાય. અને એથી કરીને સંતાનના અભાવમાં કહેલા દોષો ત્યાં પણ આવશે. આ પ્રમાણે વસ્તુનો સર્વથા વિનાશ માનવામાં સંતાન ઘટી શકતો નથી.

વળી સમાનતા ક્યારે થાય ? જો પૂર્વ ક્ષણનો ઉત્તર ક્ષણની સાથે કોઈ પણ રૂપે અન્વય હોય, તો તે અન્વયમાં પૂર્વોત્તર ક્ષણની સમાનતા થાય; પરન્તુ પૂર્વક્ષણના સર્વથા નિરન્વય વિનાશમાં ઉત્તર ક્ષણની સાથે સમાનતા ન થાય, અને જો એ ઉભયક્ષણની સમાનતા હોય, તો પૂર્વ ક્ષણ અવસ્થિત હોવાથી સર્વથા તેનો વિનાશ ન હોવો જોઈએ. સર્વથા વિનાશમાં પણ તેની સમાનતા માનવામાં આવે, તો પછી સર્વથા અભાવરૂપ પૂર્વક્ષણની સાથે સર્વથા અભાવરૂપ આકાશપુષ્પની પણ સમાનતા કેમ ન થાય? કારણ કે સર્વથા અભાવ રૂપતા ઉભયમાં સમાન છે.

વળી સર્વથા નિરન્વય વિનાશ માનવામાં આ પણ એક દોષ આવે છે. જેમ ઘટથી પટ સર્વથા ભિન્ન છે, તેમ ઉત્તરક્ષણથી પૂર્વક્ષણ, અને પૂર્વક્ષણથી ઉત્તરક્ષણ સર્વથા ભિન્ન છે. હવે એ પ્રમાણે સર્વથા ભિન્ન એવા પૂર્વક્ષણનો વિનાશ થએ, તેનાથી સર્વથા ભિન્ન એવા ઉત્તરક્ષણની જો સમાનતા થતી હોય, તો પછી તેનાથી ત્રૈલોકયની પણ સમાનતા તેની સાથે થવી જોઇએ. કારણ કે અન્વય રહિત ભિન્નતા સર્વત્ર સમાન હોય છે.

પ્રસ્તુત પૂર્વ ક્ષણની સાથે ત્રૈલોકય, દેશકાળાદિ વડે વ્યવહિત હોવાથી તેની સાથે અસંબદ્ધ હોવાને લીધે સમાનતા ન થાય, પરન્તુ ઉત્તરક્ષણ તો પૂવક્ષણની સાથે સંબદ્ધ છે, એટલે તેની સમા નતા થઈ શકે. આમ કહેવામાં આવે, તો સર્વથા વિનાશમાં પૂર્વોત્તર ક્ષણનો સંબંધ પણ કેવી રીતે હોઇ શકે? નજ હોઇ શકે. કેમકે અન્ય સંબંધ સિવાય તેનો સંબંધ માનવામાં આવે, તો અન્વય માનવો પડે, અને તેથી કથંચિત્ ભિન્નતા પ્રાપ્ત થાય. ૨૩૯૭-૨૩૯૮-૨૩૯૯-૨૪૦૦.

ક્ષણિકવાદમાં જ્ઞાન, તૃપ્તિ વિગેરે સંભવે નહિ તે જણાવવા કહે છે.

किह वा सव्वं खणियं विण्णायं? जइ मइ सुयाउत्ति ।
तदसंखसमयसुत्तत्थगहणपरिणामओ जुत्तं ॥ २४०१ ॥
न उ पइसमयविणासे जेणेक्केक्करं चिय पयस्स ।
संखाईयसमइयं संखिज्जाइं पयं ताइं ॥ २४०२ ॥
संखिज्जपयं वक्कं तदत्थगहणपरिणामओ हुज्जा ।
सव्वखणभंगनाणं तदजुत्तं समयनट्ठस्स ॥ २४०३ ॥
तित्तो समो किलामो सारिक्ख-विवक्ख-पच्चयाईणि ।
अज्झयणं झाणं भावणा यं का सव्वन सम्मि ? २४०४ ॥

अण्णण्णो पइगासं भोत्ता अंते न सोवि को तित्तो ?।
गंतादओऽवि एवं इय संववहारवोच्छित्ती ॥ २४०५ ॥

ક્ષણિકવાદમાં "સર્વ વસ્તુ ક્ષણિક છે." એવું જ્ઞાન શાથી થાય? એવું જ્ઞાન શ્રુતથી થાય છે, એમ કહેવામાં આવે; તો તેવું શ્રુતજ્ઞાન અસંખ્યાતા સમયે સૂત્રાર્થના ગ્રહણ પરિણામથી થવું યોગ્ય છે, પણ પ્રતિસમયે વ નાશમાં થવું યોગ્ય નથી; કારણ કે એક અક્ષર અસંખ્યાત સમયે ઉત્પન્ન થાય છે, સંખ્યાતા અક્ષરોએ પદ થાય છે અને સંખ્યાતાપદોએ વાકય થાય છે, તે પછી "સર્વ ક્ષણિક છે" એવું તે પદના અર્થનું જ્ઞાન થાય છે. આવું જ્ઞાન સમયાનન્તર નાશ પામનાર મનવાળાને ન થઇ શકે. વળી તૃપ્તિ, શ્રમ, ગ્લાનિ, સાધર્મ્ય, વિપક્ષ,પ્રત્યયાદિ, અધ્યયન, ધ્યાન અને ભાવના એ સઘળું પદાર્થની ક્ષણભંગુરતામાં કયાંથી ઘટી શકે? નજ ઘટી શકે. તેમજ ભોજન કરતી વખતે ભોજન કરનાર ક્ષણિક હોવાથી દરેક કોળીઓ લેતાં તે ભોજન કરનાર જુદો જુદો થશે, અને ભોજન ક્રિયાના અન્તે તે ભોક્તા પણ નહિ રહે, ( કેમકે ભોજનક્રિયાના અભાવે તદ્દયુક્ત ભોજન કરનારનો પણ સર્વથા વિનાશ થાય છે. ) એટલે તૃપ્તિ કોને થશે? અને એજ પ્રમાણે ગમન કરનારાને શ્રમ વિગેરે પણ નહિ થાય. એ રીતે માનવાથી સર્વથા લોક-વ્યવહારનો ઉચ્છેદ થશે. ૨૪૦૧-થી-૨૪૦૫

जेणं चिय पइगासं भिन्ना तित्ती तओ च्चिय विणासो ।
तित्तीए तित्तस्स य एवं चिय सव्वसंसिद्धी ॥ २४०६ ॥

पुव्विल्लसव्वनासे वड्ढी तत्तो य किंनिमित्ता मे ? ।
अह सावि तेऽणुवत्तइ सव्वविणासो कहं जुत्तो ? ॥ २४०७ ॥

જે કારણથી દરેક ગ્રાસનો ભોક્તા અને તૃપ્તિ ભિન્ન છે, તેજ કારણથી તૃપ્તિ અને તૃપ્તિ થનાર ક્ષણ વિનાશી છે, અને એજ પ્રમાણે શ્રમ આદિ-સર્વ વ્યવહારની સિદ્ધિ થાય છે. ( એમ જો કહેવામાં આવે ) તો પૂર્વક્ષણનો સર્વથા વિનાશ થએ, તૃપ્તિની વૃદ્ધિ થાય છે, તે શાથી થાય છે ? પૂર્વક્ષણની વાસનાથી તે તેમાં અનુસરે છે, તો પછી પૂર્વ-ક્ષણનો સર્વથા વિનાશ કેમ કહી શકાય ? ૨૪૦૬-૨૪૦૭

જે કારણથી દરેક ગ્રાસનો ભોક્તા જુદો જુદો છે, અને તૃપ્તિના અંશ પણ જુદા જુદા છે, તેજ કારણથી તૃપ્તિનો અને તૃપ્ત થનારનો અમે પ્રતિક્ષણે વિનાશ માનીએ છીએ, કારણ કે વિશેષણના ભેદે વિશેષ્યના પણ અવશ્ય ભેદ હોય છે, એમ ન હોય તો વિશે-ષણનો પણ ભેદ ન સંભવે, પદાર્થની ક્ષણ વિનાશીતામાં તૃપ્તિ વિગેરે ન સંભવે, એમ પૂર્વે કહ્યું છે, એ કથન અહીં કહેતા હો, તો તે અયોગ્ય છે, કારણકે તૃપ્તિ આદિ વાસ-નાથી વાસિત ઉત્તરોત્તર ક્ષણ, પૂર્વ પૂર્વ ક્ષણથી, છેક ઉત્કૃષ્ટ તૃપ્તિ આદિ થાય ત્યાંસુધી ઉત્પન્ન થાય છે, આ પ્રમાણે જો પદાર્થની ક્ષણિકતા હોય, તેજ તૃપ્તિ વિગેરે સવ લોક વ્યવહારની સિદ્ધિ થાય, પદાર્થની નિત્યતામાં ન થાય, કેમકે જે નિત્ય હોય, તે ઉત્પન્ન ન થાય, નાશ ન પામે અને સર્વદા એક સ્થિર સ્વભાવવાળુંજ રહે. અને પદાર્થ જો એવા સ્વભાવવાળા હોય, તો તૃપ્તિ વિગેરેનો હમ્મેશાં સદ્દભાવ અથવા હમ્મેશાં અભાવ થાય.

જો એ પ્રમાણે ક્ષણવાદિ તરફથી કહેવામાં આવે, તો તેઓને પુછવું જોઇએ કે-પૂર્વક્ષણનો સર્વથા વિનાશ થએ ઉત્તરોત્તર ક્ષણોમાં તૃપ્તિ વિગેરેની જે વૃદ્ધિ અનુક્રમે જ-

ખાતાં છેવટે સંપૂર્ણ તૃપ્તિ આદિ થાય છે, તે કયા કારણથી થાય છે? પૂર્વ પૂર્વ ક્ષણવડે ઉત્તરોત્તર ક્ષણની તૃપ્તિ આદિ જે વાસના ઉત્પન્ન થાય છે, તે વડે તેની તૃપ્તિઆદિ થાય છે. આવો બચાવ કરવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે તે વાસના પૂર્વક્ષણથી અભિન્ન હોવાને લીધે પૂર્વ પૂર્વ ક્ષણનો નાશ થતા સાથે તે વાસનાનો પણ નાશ થાય છે. ઉત્તરોત્તર ક્ષણોમાં તે વાસનાની અનુવૃત્તિ છે, તેથી તેની તૃપ્તિ થાય છે, એમ કહેવામાં આવે, તો પૂર્વ પૂર્વ ક્ષણનો સર્વથા વિનાશ ન કહી શકાય, કેમકે તેનાથી અભિન્ન એવી તૃપ્તિ આદિ વાસનાની અનુવૃત્તિ માનેલ છે. ૨૪૦૬ થી-૨૪૦૭.

ક્ષણિકવાદમાં બીજાં પણ દૂષણો કહે છે.

दिक्खा व सव्वनासे किमत्थमहवा मई विमोक्खत्थं ।
सो जइ नासो सव्वस्स तो सओ किं त्थ दिक्खाए ? ॥ २४०८ ॥

अह निच्चो, न क्खणियं तो सव्वं, अह मई ससंताणो ।
ण इत्तोंत्ति तओ दिक्खा निस्संताणस्स मोक्खोत्ति ॥ २४०९ ॥

छिण्णेण अछिण्णेण व किं संताणेण सव्वनट्ठस्स ? ।
किं व अभावीभूयस्स स-परसंताणचिंताए ? ॥ २४१० ॥

વળી ક્ષણોના સર્વથા નાશની અંદર દીક્ષા શા માટે લેવી જોઇએ? મોક્ષાર્થે દીક્ષા લેવી જોઇએ, એમ કહેવામાં આવે, તો એ મોક્ષ નાશરૂપ છે? કે અનાશરૂપ છે? જો મોક્ષ નાશસ્વરૂપ હોય, તો તે મોક્ષ સૌ કોઇને પ્રયત્ન સિવાય પ્રાપ્ત થવો જોઇએ, દીક્ષાવડે શું પ્રયોજન છે? અને જો મોક્ષ અનાશરૂપ-નિત્ય હોય તો "સર્વ વસ્તુ ક્ષણિક છે" એમ નહી કહેવાય, વિજ્ઞાન-વેદના-સંજ્ઞા સંસ્કાર-રૂપસ્કંધની ક્ષણ પરંપરારૂપ સંતાનનો નાશ, તે મોક્ષ કહેવાય. તેથી કરીને નિ:સંતાન થવા માટે દીક્ષા લેવી જોઇએ. એમ કહેવામાં આવે તો સર્વથા નાશરૂપ પદાર્થ માગનારને કેટલાક છેદાએલા અને કેટલાક નહિ છેદાએલા એવા સંતાન વડે શું પ્રયોજન છે? કે જેથી સંતાનના નાશ માટે દીક્ષા લેવી જોઇએ: વળી સર્વથા અભાવરૂપ અને ક્ષણભંગુરપણે સર્વથા વિનાશ પામેલા એવા સંતાન માટે "આ સ્વસંતાન છે, આ પર સંતાન છે, તથા આ સંતાન નાશ પામેલ છે, આ સંતાન નાશ પામેલ નથી" એવી ચિન્તા શા માટે કરવી જોઇએ : ૨૪૦૮-૨૪૦૯-૨૪૧૦.

ક્ષણિકવાદિના હેતુથીજ ક્ષણિકવાદનો નિરાસ કરે છે.

सव्वं पयं व खणियं पज्जंते नासदरिसणाउ त्ति ।
नणु इत्तो च्चिय न खणियमंते नासोवलद्धीओ ॥ २४११ ॥

इहराइउ च्चिय तओ दीसेज्जंते व कोस व समाणे ।
सव्वविणासे नासो दीसइ अंते न सोऽन्नत्थ ? ॥ २४१२ ॥

अंते व सव्वनासो पडिवण्णो केण जदुवलद्धोओ ।
कप्पेसि खणविणासं नणु पज्जयंतरं तंपि ॥ २४१३ ॥

પર્યન્તે નાશ જણાતો હોવાથી દૂધની પેઠે સર્વ વસ્તુ ક્ષણિક છે. (એમ કહેવામાં આવે તો) એ હેતુથીજ પર્યંતે નાશ જણાતો હોવાથી વસ્તુ ક્ષણિક નથી, એમ સિદ્ધ થાય

છે, અન્યથા જો વસ્તુ ક્ષણુવિનાશી હોય, તો જેમ અન્તે નાશ જણાય છે, તેમ આદિમાં પણ જણાવો જોઇએ, અથવા વસ્તુના સર્વથા વિનાશમાં જે નાશ સર્વત્ર સમાન છે, તે પર્યન્તે જણાય છે અને અન્યત્ર કેમ નથી જણાતો? વળી પર્યન્તે સર્વ નાશ, કોણે માનેલ છે, કે જેનીઉપલબ્ધિથી તું પદાર્થની ક્ષણુવિનાશિતા માને છે? વસ્તુત: તે પણ પર્યાયાન્તરજ છે. ૨૪ ૧-૨૪૧૨-૨૪૧૩.

અશ્વમિત્ર:—દૂધની પેઠે પર્યન્તે નાશ જણાય છે, તેથી "સર્વ વસ્તુ ક્ષણિક છે"

આચાર્ય:—પદાર્થનો પર્યન્તે નાશ જણાતો હોય, તો પછી વસ્તુને ક્ષણુવિનાશી કેમ કહેવાય?

અશ્વમિત્ર:—મારા કહેવાનું તાત્પર્ય એ છે કે ઘટાદિ પદાર્થનો જે પર્યન્તે નાશ જણાય છે. તે નાશ કેવળ નિર્હેતુક થાય છે, એમાં મુદ્ગરાદિ વિનાશના હેતુનો સંબંધજ નથી હોતો. કારણ કે જો ત્યાં તે મુદ્ગરાદિ હેતુ હોય, તો તે મુદ્ગરાદિવડે વિનાશ કરાતાં શું ઘટજ કરાય છે? કપાલ (ઠીંકરાં) કરાય છે? કે તુચ્છરૂપ અભાવ કરાય છે? ઇત્યાદિ યુક્તિથી વિનાશની નિર્હેતુકતા પૂર્વે કહેલ છે. એ પ્રમાણે નિર્હેતુક નાશ થતો હોવાથી શરૂઆતમાંજ નાશ થાય છે, અને એથી પર્યન્તે પણ નાશ જણાય છે, આથી પર્યન્તે નાશ જણાવારૂપ હેતુ સત્ય હોવાથી પદાર્થની ક્ષણિકતા સિદ્ધ થાય છે.

આચાર્ય:—જે હેતુથી તું ક્ષણિકતા સિદ્ધ કરે છે તેજ હેતુથી અમે અક્ષણિકતા સિદ્ધ કરીએ છીએ. જેમ કે પર્યન્તે નાશ જણાતો હોવાથી ઘટાદિની પેઠે વસ્તુ ક્ષણ વિનાશી નથી. યુક્તિવડે બાધિત હોવાથી ઉપલબ્ધિ ભ્રાન્તિવાળી છે, એમ નહી કહી શકાય, કારણ કે સર્વ પદાર્થની સ્થિતિ એજ પ્રમાણે સર્વત્ર પ્રવર્તે છે.

વળી જો પદાર્થ પ્રતિક્ષણ વિનાશી હોય, તો જેમ પર્યન્તે સર્વથા નાશ થતો જણાય છે, તેમ આદિ અને મધ્યમાં પણ તે સર્વથા નાશ જણાવો જોઇએ. આદિ અને મધ્યમાં નથી જણાતો, પણ ગમે તેમ તે અન્તેજ જણાય છે. એમ લુલો બચાવ કરતા હો, તો પુન: અમે પુછીએ છીએ કે એ વિનાશ વસ્તુ અભાવરૂપે આદિ-મધ્યમાં સર્વત્ર સમાન માન્યા છતાં પણ મુદ્ગરાદિવડે સર્વ વિનાશ કરાતાં તે પર્યન્તે જણાય છે, અને અન્યત્ર આદિ-મધ્યમાં થતો જણાતો નથી તેનું શું કારણ?

તથા પર્યન્તે પણ મુદ્ગરાદિના સન્નિધાનમાં ઘટાદિ વસ્તુનો સર્વ નાશ કોણે માનેલ છે? કે જેથી તું પર્યન્તે નાશ જોઇને ઘટાદિ વસ્તુની ક્ષણભંગુરતા સિદ્ધ કરે છે.

અશ્વમિત્ર:—જો મુદ્ગરાદિના સંન્નિધાનમાં ઘટાદિનો સર્વ નાશ તમે ન માનતા હો, તો તે વખતે ઘટાદિ નથી જણાતા, પણ કપાલાદિ જણાય છે, તેનું શું કારણ?

આચાર્ય:—માટીરૂપે અવસ્થિત એવા ઘટ દ્રવ્યના ભૂત-ભવિષ્ય સંબંધી જે અનન્ત પર્યાય છે. તેની અપેક્ષાએ, એ કપાલ પણ પર્યાયવિશેષરૂપેજ જણાય છે, પરન્તુ તે વખતે ઘટનો સર્વથા વિનાશ નથી થતો, જો સર્વથા વિનાશ થતો હોય, તો માટીરૂપે પણ તેનો અભાવ થવો જોઇએ. અને એથી જે કપાલ (ઠીંકરાં) થાય છે, તેને પણ મૃદ્રૂપતાનોઅભાવ થાય. માટે પર્યન્તે સર્વથા નાશ જણાય છે. એ હેતુ અસિદ્ધ છે. ૨૩૧૧-૨૩૧૨-૨૩૧૩.

ક્ષણભંગુરતા સર્વ વ્યાપિ નથી, પણ તે પર્યાયનયનો મત છે એમ જણાવે છે.—

जेसिं च न पज्जंते विणासदरिसणमिहंबरा णं ।
तक्कव्वं वगवओ सव्वक्खणा णासमयहाणी ॥ २४१४ ॥

पज्जायनयमयमिणं जं सव्वं पइसमया [illegible] संभवसहावं ।
दव्वट्ठियस्स निच्चं एगयरमयं च मिच्छत्तं ॥ २४१५ ॥
जमणंतपज्जयमयं वत्थुं भुवणं व चित्तपरिणामं ।
ठिइ विभव-भंगरूवं निच्चानिच्चाइ तोऽभिमयं ॥ २४१६ ॥

(ઘટાદિ પદાર્થનો નાશ જોઇને કદાચ ક્ષણભંગુરતા તું સિદ્ધ કરે, જો કે તેમ થાય તેમ નથી તોપણ) જે આકાશ-કાળ વિગેરેનો પર્યન્તે કદી પણ નાશ નથી જણાતો, તેમાં ક્ષણભંગુરતા કેવી રીતે સિદ્ધ કરીશ? તેમને નિત્ય માનવાથી "સર્વ ક્ષણવિનાશી છે" એ મતની હાનિ થશે, સર્વ વસ્તુ દરેક સમયે ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે જે તું કહે છે, તે તો પર્યાયવાદી નયનો મત છે, દ્રવ્યાર્થિકનયના મતે તો સર્વ વસ્તુ નિત્ય છે. એ બેમાંથી એકનોજ મત માનવામાં આવે તો તે મિથ્યાત્વ છે; કારણ કે દરેક વસ્તુ અનન્ત પર્યાયવાળી હોવાથી ત્રિભુવનની પેઠે ઉત્પાદ-સ્થિતિ-અને નાશરૂપ નિત્યાનિત્યાદિ અનેક વિચિત્ર પરિણામવાળી માનેલ છે. (પણ એકાન્ત પર્યાયમય કે એકાન્ત દ્રવ્યમય નથી માનેલ.) ૨૪૧૪-થી-૨૪૧૬.

એકાન્ત પર્યાયાર્થિક નયે ક્ષણિકવાદ માનવાથી સર્વ વ્યવહારનો ઉચ્છેદ થાય તે જણાવે છે.

सुह-दुक्ख-बंध-मोक्खा उभयनयमयाणुवत्तिओ जुत्ता ।
एगयरपरिच्चाए सव्ववहारवोच्छित्ती ॥ २.१० ॥ २४१७ ॥
न सुहाइ पज्जयमए नासाओ सव्वहा मयस्सेव ।
न य दव्वट्ठियपक्खे निच्चत्तणओ नभस्सेव ॥ २४१८ ॥
जइ जिणमयं पमाणं तो मा दव्वट्ठियं परिच्चयसु ।
सक्कस्स व होइ जओ तन्नासे सव्वनासोत्ति ॥ २४१९ ॥

દ્રવ્ય-પર્યાય ઉભય નયના મતને અનુસરનારાનેજ સુખ-દુ:ખ-બંધ-મોક્ષ વિગેરે ઘટી શકે છે, બેમાંથી એકનો ત્યાગ કરતાં સર્વ વ્યવહારનો વિચ્છેદ થાય છે. કેમકે પર્યાય નયના મતે સર્વથા નાશ થતો હોવાથી મૃતની પેઠે સુખ-દુ:ખાદિ ન સંભવે, અને દ્રવ્યાર્થિક-નયના મતે આકાશની પેઠે સર્વ નિત્ય હોવાથી સુખાદિ ન ઘટે; માટે ઉભય નયની અપેક્ષા માનવી જોઇએ. વળી જો પૂર્વોક્ત આલાપકના અનુસારે તને જિનમત પ્રમાણ હોય, તો દ્રવ્યાર્થિક નયનો ત્યાગ ન કર. કારણકે દ્રવ્યનો નાશ માનવાથી બૌદ્ધોની પેઠે તારે પણ સર્વથા તૃપ્તિ આદિ વ્યવહારનો નાશ પ્રાપ્ત થશે. ૨૪૧૭-થી-૨૪૧૯.

इय पण्णविओवि जओ न पवज्जइ सो कओ तओ बज्झो ।
विहरंतो रायगिहे नाओ तो खंडरक्खेहिं ॥ २४२० ॥
गहिओ सोसेहिं समं एएऽहिमरत्ति जंपमाणेहिं ।
संजयवेसच्छण्णा, सज्झं सवे समाणेह ॥ २४२१ ॥
अम्हे सावय ! जयओ कत्थुप्पण्णा कहिं च पवइया ? ।
अमुगत्थ बेंति सड्ढा ते वोच्छिण्णा तया चेव ॥ २४२२ ॥

तुम्भे तवेसचरा भणिए भयओ सकारणं च त्ति ।
पडिवण्णा गुरुमूलं गंतूण तओ पडिक्कन्ता ॥ २४२३ ॥

એ પ્રમાણે આચાર્ય મહારાજે સમજાવ્યા છતાં તે ન સમજ્યો, ત્યારે તેને સંઘ બહાર કર્યો, વિહાર કરતાં તે રાજગૃહ નગરે આવ્યો, ત્યાં તેને આવેલ જાણીને ખંડરક્ષક શ્રાવકોએ "આ કોઇ સાધુના વેશમાં છુપાએલા ધાડપાડુઓ છે તેમને જલદી અહીં લાવો." એમ કહીને શિષ્યોસહિત અશ્વમિત્રને પકડ્યો. તેણે કહ્યું-શ્રાવક! અમે સાધુઓ છીએ, અમને શા માટે પકડો છો? તેઓએ પૂછયું. તમે કયાં ઉત્પન્ન થયા? કયાં દીક્ષા લીધી? અશ્વમિત્રે કહ્યું-અમુક વખતે અમુક આચાર્ય પાસે દીક્ષા લીધી. શ્રાવકોએ કહ્યું-તે તો તે વખતેજ નાશ પામ્યા, તમે તો કોઇ તેમનો વેશ ધારણ કરનાર (લુચ્ચાઓ) છો. તેથી તમને શિક્ષા કરવામાં આવશે. આ પ્રમાણે તેઓએ કહ્યું એટલે ભયથી અને યુક્તિથી શ્રાવકોનું વચન અંગીકાર કરીને અશ્વમિત્ર વિગેરે નિન્હવ સાધુઓ પુનઃ ગુરૂ પાસે ગયા અને પ્રાયશ્ચિત્ત લઇ શુદ્ધ થયા. ૨૪૨૦-થી-૨૪૨૩.

॥ ઇતિ અશ્વમિત્રનામા ચતુર્થ સામુચ્છેદિક નિન્હવનોવાદ સમાપ્ત થયો ॥

હવે પાંચમા નિન્હવ સંબંધી વક્તવ્યતા કહે છે.

अट्ठावीसा दो वाससया तइआ सिद्धिं गयस्स वोरस्स
दोकिरियाणं दिट्ठी उल्लुगतीरे समुप्पण्णा ॥ १३३-२४२४ ॥

नइखेडजणवउल्लुग महगिरि धणगुत्त अज्जगंगे य ।
किरिया दो रायगिहे महातवोतीरमणिणागे ॥ १३४-२४२५ ॥

શ્રીમાન્ મહાવીર દેવ મોક્ષે પછી બસોને અઠ્ઠાવીસ વર્ષે ઉલ્લુકા નદીના તીર ઉપર ઉલ્લુકાતીર નગરમાં એક સમયે બે ક્રિયાના ઉપયોગને કહેનાર નિન્હવોની દૃષ્ટિ ઉત્પન્ન થઇ. ઉલ્લુકાનદીના કાંઠે આવેલા નગરમાં મહાગિરિ આચાર્યના શિષ્ય ધનગુપ્તસૂરિના શિષ્ય આર્યગંગાચાર્યને નદી ઉતરતાં દ્વિક્રિય દૃષ્ટિ ઉત્પન્ન થઇ, તેને રાજગૃહનગરમાં મણિનાગે બોધ પમાડયો. ૨૪૨૪-૨૪૨૫.

ભગવન્ મહાવીર નિર્વાણ પામ્યા પછી બસેંને અઠયાવીસ વર્ષે બે (ક્રિયાવાદી) નિન્હવો થયા. ઉલ્લુકા નદીના કાંઠા ઉપર આવેલા ઉલ્લુકતીર નામા નગર હતું, આ નગર ધુળના કિલ્લાથી વીંટાએલ હોવાથી તેને ખેડ સ્થાન પણ કહેતા. તે નગરમાં મહાગિરિના પ્રશિષ્ય અને ધનગુપ્તસૂરિના શિષ્ય આર્યગંગાચાર્ય આવ્યા હતા. તે આચાર્ય નદીના એક કાંઠે હતા અને તેમના ગુરૂ બીજે કાંઠે હતા. એક વખત શરદ્ ઋતુના સમયે ગુરૂને વંદન કરવાને ગંગાચાર્ય નદી ઉતરીને જવા લાગ્યા. નદી ઉતરતાં પોતાના મસ્તક પર તાલ હોવાથી સૂર્યના તાપને લીધે મસ્તક બળવા લાગ્યું, અને નીચે નદીના ઠંડા જળને લીધે પગે શીતળતા લાગવા માંડી. આ વખતે મિથ્યાત્વના ઉદયથી તે વિચારવા લાગ્યા કે—સિદ્ધાન્તમાં એકીસાથે બે ક્રિયાનો અનુભવ ન થાય એમ કહ્યું છે, પરન્તુ હું તો અહીં એકજ સમયે ઠંડી અને ગરમી બન્નેનો અનુભવ કરૂં છું, માટે આગમોક્ત કથન અનુભવ વિરૂદ્ધ હોવાથી યોગ્ય નથી લાગતું. પોતાનો આ વિચાર તેણે જઇને ગુરૂને જણાવ્યો. ગુરૂ મહારાજે અનેક યુક્તિઓથી સમજાવા માંડયો, છતાં તે ન સમજ્યો. એટલે ગુરૂએ તેને

સંઘ બહાર કર્યો, સંઘ બાહ્ય થયા પછી તે વિહાર કરતો રાજગૃહનગરે આવ્યો. ત્યાં આવીને મણિનાગ નામે નાગના ચૈત્ય પાસે સભા સમક્ષ એકીસાથે બે ક્રિયાના વેદનની પ્રરૂપણા કરવા માંડી. તે સાંભળીને કોપાયમાન થએલ નાગ તેને કહેવા લાગ્યો, કે-ઓ દુષ્ટ ઉપદેશક! આવી અસત્ય પ્રરૂપણા શા માટે કરે છે? આજ સ્થળે પૂર્વે સમવસરેલા સર્વજ્ઞ પ્રભુ વર્ધમાન સ્વામિએ એક સમયે એકજ ક્રિયાનો અનુભવ થાય, એમ ઉપદેશતાં મેં જાતે સાંભળેલ છે. તો શું તેમનાથી પણ વધારે સારો તું ઉપદેશક છે? કે જેથી એક સમયે બે ક્રિયાનો અનુભવ પ્રરૂપે છે? આવી મિથ્યા પ્રરૂપણાનો ત્યાગ કર, નહિં તો હું તારો નાશ કરીશ. આ પ્રમાણે તેના કથનથી ભય પામેલ તેણે પોતાનો આગ્રહ તજી દઇને મિથ્યાદુષ્કૃત આપી ગુરૂ પાસે જઇને પ્રાયશ્ચિત્ત લીધું. २४२५.

હવે ઉપરોક્ત હકીકત ભાષ્યકાર મહારાજ વિસ્તારથી કહે છે.

नइमुल्लुगमुत्तरओ सरए सीयजलमज्जगंगस्स ।
सूराभितत्तसिरसो सीओसिणवेयणोभयओ ॥ २४२६ ॥

लग्गोऽयमसग्गाहो जुगवं उभयकिरिओवओगोत्ति ।
जं दोवि समयमेव य सीओसिणवेयणाओ मे ॥ २९२० ॥ २४२७ ॥

तरतमजोगेणायं गुरुणाऽभिहिओ तुमं न लक्खेसि ।
समयाइसुहुमयाओ मणोऽतिचलसुहुमयाओ य ॥ २४२८ ॥

શરદ્ ઋતુમાં શીતળ જળવાળી ઉલ્લુકા નદી ઉતરતાં આર્યગંગાચાર્યને સૂર્યના તાપવડે મસ્તક તપવાથી ઠંડી અને ગરમી બન્નેનો અનુભવ થયો, તેથી તેઓને "એક સમયે બન્ને ક્રિયાનો ઉપયોગ હોય છે." એવો અસદ્ગ્રહ લાગ્યો, કેમકે ઠંડી અને ગરમી બન્નેનો અનુભવ મને એકીસાથે થાય છે, એમ તેને લાગ્યું. આથી શ્રીગુરૂએ કહ્યું કે જે બે ક્રિયાનો અનુભવ તું એકીસાથે કહે છે, તે અનુભવ વસ્તુતઃ અનુક્રમેજ થાય છે, પરંતુ સમયાદિ કાળ સૂક્ષ્મ છે અને મન અતિચંચળ તથા સૂક્ષ્મ હોવાથી તને તે અનુભવ અનુક્રમે નથી જણાતો. २४२६-थी-२४२८.

सुहुमासुचरं चित्तं इंदियदेसेण जेण जं कालं ।
संबज्झइ तं तम्मत्तन्नाणहेउत्ति नो तेण ॥ २४२९ ॥

उवलभए किरियाओ जुगवं दो दूरभिण्णदेसाओ ।
पाय-सिरोगयसीउण्हवेयणाणुभवरूवाओ ॥ २४३० ॥

उवओगमओ जीवो उवउज्जइ जेण जम्मि जं कालं ।
सो तम्मओवओगो होइ जहिंदोवओगम्मि ॥ २४३१ ॥

सो तदुवओगमेत्तो उवसारेत्ति तस्समं चेव ।
अत्यंतरोवओगं जाउ कहं केण वंसेणं ? ॥ २४३२ ॥

समयाइसुहुमयाओ मन्नसि जुगवं च भि-कालंपि ।
उप्पलदलसयवेहं व जह व तमकायचक्कंति ॥ २४३३ ॥

સૂક્ષ્મ અને શીઘ્ર સંચરણ શીલ મન, જે વખતે જે ઇન્દ્રિય દેશ સાથે સંબંધ પામે છે, તે વખતે તે મન તે ઇન્દ્રિયજન્યજ્ઞાનનોજ હેતુ થાય છે, તેથી કરીને અતિભિન્ન દેશમાં થતી પગે અને મસ્તકે શીતો-ષ્ણ વેદનાનુભવરૂપ બે ક્રિયાઓ એકીસાથે કોઇને પણ અનુભવાતી નથી. વળી ઉપયોગમય આત્મા, જે ઇન્દ્રિયવડે જે વિષયમાં જે વખતે યોજાય છે, તે વખતે તે આત્મા તેના ઉપયોગવાળોજ થાય છે, જેમ ઇન્દ્રોપયોગમાં યોજાએલ વ્યક્તિ ઇન્દ્રોપયોગમય હોય છે, તેમ અમુક અર્થના ઉપયોગમાંજ ઉપયુક્ત હોવાથી તે આત્મા તે વખતે કયા અંશવડે કેવી રીતે અર્થાન્તર ઉપયોગ પામે? નજ પામે. તથા કમળપત્રનો વેધ અને ઉંબાડીઆનું ભ્રમણ જેમ ભિન્ન ભિન્ન કાળે થાય છે, તો પણ તે ક્રિયા એકીસાથે થતી જણાય છે, તેમ બે ક્રિયાનો અનુભવ પણ ભિન્ન ભિન્ન કાળે થાય છે, પરન્તુ સમયાદિ ઘણા સૂક્ષ્મ હોવાથી તે એકીસાથે થાય છે, એમ તું માને છે. ૨૪૨૯-૨૪૩૦-૨૪૩૧-૨૪૩૨-૨૪૩૩.

અતીન્દ્રિય સૂક્ષ્મ પુદ્‌ગળસ્કંધથી બનેલું મન શીઘ્ર સંચરણ શીલ હોવાથી, જે વખતે જે સ્પર્શનાદિ ઇન્દ્રિયની સાથે સંબંધ પામે છે, તે વખતે તે મન તે સ્પર્શનાદિ ઇન્દ્રિય જન્ય શીતોષ્ણાદિ વિષયના જ્ઞાનનો હેતુ થાય છે, પણ જે વખતે મન જે ઇન્દ્રિય સાથે સંબંધ નથી પામેલ, તે ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો હેતુ નથી થતું. એજ કારણથી પગ અને મસ્તક સંબંધી ભિન્ન દેશમાં અનુભવાતી શીતોષ્ણ વેદનારૂપ બે ક્રિયા એકીસાથે કોઇને પણ અનુભવાતી નથી.

વળી ઉપયોગ સ્વરૂપ આત્મા જે વખતે સ્પર્શઆદિ દ્રવ્ય ઇન્દ્રિયવડે જે શીતોષ્ણાદિ વિષયમાં યોજાય છે, તે વખતે તે આત્મા, તે વિષયના ઉપયોગમય જ થાય છે, પણ અન્ય ઉપયોગવાળો નથી થતો. જેમ કોઇ વ્યક્તિ ઇન્દ્રના ઉપયોગમાં વર્તતો હોય, તો તે વ્યક્તિ તે વખતે તન્મયજ હોય છે, પણ અન્ય ઉપયોગમય નથી હોતો, તેમ અહીં પણ સમજવું. આથી કહેવાનું તાત્પર્ય એ છે કે આત્મા એક પળે એકજ અર્થમાં ઉપયોગવાળો હોઇ શકે, અન્ય અર્થમાં તે વખતે ઉપયોગવાળો ન હોય, જો અન્ય અર્થમાં ઉપયોગવાળો થાય, તો સાંકર્ય વિગેરે દોષો પ્રાપ્ત થાય. ઉપયોગમય આત્મા જે સમયે અમુક અર્થમાં ઉપયોગ શક્તિવાળો હોય છે, તે વખતે તે પોતાના સર્વ પ્રદેશોવડે તે અર્થમાં ઉપયોગવાન હોવાથી અન્ય અર્થમાં ઉપયોગવાળો કેવી રીતે થઇ શકે? કારણ કે તે વખતે કોઈપણ પ્રદેશ તે ઉપયોગ વિનાના નથી હોતા. એટલે અન્ય અર્થમાં તે ઉપયુક્ત થઇ શકે નહિ.

એકીસાથે બે ક્રિયાનો ઉપયોગ ન હોય, તો મને એકીસાથે બે ક્રિયાનો અનુભવ કેમ થાય છે? આ પ્રમાણે તું જો કહેતો હો, તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે જેમ કમળના સેંકડો પત્રને ઉપર નીચે ગોઠવીને અતિ તીક્ષ્ણ સૂચીવડે બળવાન પુરૂષ તેનો છેદ કરે છે, તે વખતે તે સર્વ પત્રનો છેદ એકીસાથે થયો એમ છેદ કરનાર પુરૂષને જણાય છે, વસ્તુતઃ ઉપરના પત્રનો ભેદ થયા વિના નીચેના પત્રનો ભેદ નથી થતો, એટલે દરેકપત્રનો ભેદ જુદા જુદા કાળે થાય છે, પણ તે ભેદ સમયાદિ કાળ અતિ સૂક્ષ્મ હોવાને લીધે જાણી શકાતો નથી ને તેથી કરીને વેધ કરનાર પુરૂષ એકીસાથે સર્વનો વેધ થએલ માને છે. અથવા જેમ દિશાઓમાં ભમાવાતું ઉંબાડીયું જુદા જુદા સમયે જુદી જુદી દિશાઓમાં ભ્રમણ કરે છે, પરન્તુ તે ભેદ ઉપર કહ્યા મુજબ સમયાદિકાળ સૂક્ષ્મ હોવાથી જાણી શકાતો નથી, એટલે તે ઉંબાડીયું નિરંતર ભમતું જણાય છે. તેવીજ રીતે શીતોષ્ણ વેદનાનુભવરૂપ ક્રિયા જુદા જુદા સમયે અનુભવાય છે, પરન્તુ સમય વિગેરે કાળ અતિસૂક્ષ્મ હોવાથી જણાતો નથી, તેથી ભિન્ન ભિન્ન કાળે થએલી ભિન્ન ભિન્ન ક્રિયા એકજ વખતે થઇ એમ તને જણાય છે. પણ તે સત્ય નથી.

સઘળી ઇન્દ્રિયો સાથે મન એકીવખતે સંબંધ નથી પામતું તે વાત જણાવતા કહે છે કે—

चित्तंपि नेंदियाइं समेइ सममह य खिप्पचारित्ति ।
समयं व सुक्कसक्कुलिदसणे सव्वोवलद्धित्ति ॥ २४३३ ॥
सव्विंदिओवलंभे जइ संचारो मणस्स दुल्लक्खो ।
एगेंदिओवओगंतरंमि किह होउ सुल्लक्खो ? ॥ २४३५ ॥

સર્વ ઇન્દ્રિયો સાથે મન એકીસાથે સંબંધ નથી પામતું, છતાં પણ શીઘ્ર સંચારી હોવાથી સર્વત્ર સાથેજ સંબંધીત લાગે છે. સુકી તલસાંકળી કરડતા જેમ સર્વ ઇન્દ્રિયના જ્ઞાનની ઉપલબ્ધિ થાય છે એ તેમ ન હોવા છતાં લાગે છે. જુદી જુદી ઇન્દ્રિયની જ્ઞાનોપલબ્ધિમાં જો મનનો સંચાર એકીસાથે નથી જણાતો તો પછી એકજ ઇન્દ્રિયના એક ઉપયોગથી બીજા ઉપયોગમાં સંચાર પામતું મન કેવી રીતે જણાય? નજ જણાય. ૨૪૩૪-૨૪૩૫

વળી સઘળી ઇન્દ્રિયોની સાથે મન એકીસાથે સંબંધ પામતું નથી, તેમજ પગ-મસ્તકાદિ એક સ્પર્શનેન્દ્રિય વિગેરેના સર્વ દેશની સાથે પણ મન એકીસાથે સંબંધ પામતું નથી, પરન્તુ શીઘ્ર સંચારી હોવાથી સર્વની સાથે એકીવખતે સંબંધ પામતું હોય, તેમ જણાય છે. ઉદાહરણ તરીકે જેમ કોઇ વ્યક્તિ લાંબી તલસાંકળી ખાતો હોય, તે વખતે તેને ચક્ષુઇન્દ્રિયવડે જોવાથી રૂપ જ્ઞાન થાય છે, તેનો ગંધ આવવાથી ઘ્રાણેન્દ્રિય વડે ગંધ જ્ઞાન થાય છે, તે ખાવાથી રસનેન્દ્રિયવડે રસ જ્ઞાન થાય છે, તેનો સ્પર્શ થવાથી સ્પર્શનેન્દ્રિય વડે સ્પર્શ જ્ઞાન થાય છે, અને તેને ચાવતાં શબ્દ સંભળાવાથી શબ્દજ્ઞાન થાય છે. આ પાંચ પ્રકારનાં જ્ઞાન, પાંચે ઇન્દ્રિયો સાથે મનનો અનુક્રમે સંબંધ થવાથી થાય છે, પણ મન શીઘ્ર સંચારી હોવાથી તે સર્વની સાથે તેનો એકીસાથે સંબંધ થયો હોય તેમ જણાય છે. વસ્તુત: તેમ નથી, કેમકે જો એમ હોય, તો સાંકર્ય આદિ દોષો પ્રાપ્ત થાય, તેમજ મતિ વિગેરેના જ્ઞાનોપયોગ કાળે અવધિ આદિ જ્ઞાનનો ઉપયોગ પણ પ્રાપ્ત થાય, વળી ઘટાદિ એક અર્થનો વિચાર કરતાં, અનન્તા ઘટાદિ અર્થના વિકલ્પો પ્રાપ્ત થાય. આ પ્રમાણે કદિ થતું નથી, તેથી કરીને અનુક્રમે ઉત્પન્ન થતા છતાં પણ પૂર્વોક્ત જ્ઞાનોનો સમયાદિ કાળ સૂક્ષ્મ હોવાથી જ્ઞાતા એકીસાથે તે ઉત્પન્ન થાય છે એમ માને છે. એજ પ્રમાણે મસ્તક અને પગ વિગેરે સ્પર્શનેન્દ્રિયના વિભાગોમાં મન અનુક્રમે યોજાય છે, તે છતાં સમયાદિ કાળની સૂક્ષ્મતાને લીધે તે સવની સાથે મનનો એકીવખતે સંબંધ થાય છે, એમ અનુભવ કરનારને જણાય છે. વસ્તુત: મનનો સ્વભાવજ એવો છે કે "युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिंगम्" એકીસાથે જ્ઞાન ઉત્પન્ન થતાં નથી તેજ મનનો સ્વભાવ છતાં જ્ઞાનમાં અનુક્રમે સંચાર કરતા મનની ગતિ નથી જાણી શકાતી, તો પછી એક સ્પર્શનેન્દ્રિયના શીત જ્ઞાનોપયોગથી ઉષ્ણજ્ઞાનોપયોગાન્તરે મનની ગતિ કેવી રીતે જાણી શકાય? નજ જાણી શકાય. આ પ્રમાણે મનની ગતિનો સંચાર ન જાણી શકાતો હોવાથી શીતોષ્ણ ક્રિયાના વેદનરૂપ બે ઉપયોગ તને એકીસાથે અનુભવાય છે, પણ વસ્તુત: તેમ નથી.

એક ઉપયોગથી બીજા ઉપયોગમાં મન એકીવખતે જાય, તો જે અનેક દોષો પ્રાપ્ત થાય તે કહે છે કે—

अन्नविणाणुत्तरणं विणिओगं लहइ जइ मणो तेण ।
[illegible] ठियं पुरओ किम[illegible] न लक्खेइ ? ॥ २४३६ ॥

विणिओगन्तरलामे व किं त्थ नियमेण तो सव्वं चेव ।
पइवत्थुमसंखेज्जाऽणंता वा जं न विणिओगा ? ॥ २४३७ ॥

बहु-बहुविहाइगहणे नवणूआगव्या सुएऽभिहिआ ।
तमणेगग्गहणं चिय उवओगाणेगया नत्थि ॥ २४३८ ॥

समयमणेगग्गहणं जइ सीओसिणदुगम्मि को दोसो ? ।
केण व भणियं दोसो उवओगदुगे वियारोऽयं ॥ २४३९ ॥

અન્ય અર્થમાં ઉપયુક્ત મન, જો અન્ય અર્થમાં ઉપયોગ પામે,તો પછી અન્યમનસ્ક એવી વ્યક્તિ આગળ ઉભેલા હસ્તિને પણ કેમ જાણી શકતી નથી? વળી એક અર્થના ઉપયોગ કાળે, બીજો ઉપયોગ પણ જો પ્રાપ્ત થતો હોય, તો બે ક્રિયાના ઉપયોગનોજ નિયમ શા માટે? પ્રતિવસ્તુગત અસંખ્યાતા વા અનન્તા ઉપયોગ પણ એકીવખતે કેમ ન પ્રાપ્ત થાય? પૂર્વે સૂત્રમાં અવગ્રહાદિના બહુ-બહુવિધાદિ ગ્રહણમાં ઉપયોગની બહુલતા કહેલ છે, (એમ કહેવામાં આવે, તો) તે અનેકપર્યાયોનું સામાન્યરૂપે ગ્રહણ છે પણ ઉપયોગો અનેક નથી, કહેવામાં આવે કે અનેક વિષયો ગ્રહણ કરવામાં જો દોષ નથી, તો પછી શીત અને ઉષ્ણ એ બે અર્થ ગ્રહણ કરવામાં શો દોષ છે? ઉત્તર-એ પ્રમાણે ગ્રહણ કરવામાં કોણ દોષ કહે છે? અહીં બે ઉપયોગનો વિચાર પ્રસ્તુત છે, (એટલે એક સમયે બે ઉપયોગ ન હોય એમ નિષેધીયે છીયે.) ૨૪૩૬-થી-૨૪૩૯.

એક સમયે શીતવેદનાદિ એક અર્થમાં ઉપયોગવાળું ચિત્ત, જો ઉષ્ણવેદનાદિ બીજા અર્થમાં ઉપયુક્ત થતું હોય, તો કોઈ વ્યક્તિ જ્યારે કોઇ અન્ય અર્થમાં ઉપયોગવાળો હોય, ત્યારે તે પોતાની સન્મુખ રહેલા હસ્તિ આદિને પણ કેમ નથી જોઈ શકતો? તેનું કારણ એજ છે, કે તે વ્યક્તિ તે વખતે અન્ય અર્થમાં ઉપયોગવાળો હોવાથી તેનું મન તે વખતે સન્મુખ રહેલા પદાર્થને પણ ગ્રહણ કરી શકતું નથી.

વળી જો એક અર્થના ઉપયોગ કાળે અન્ય અર્થનો ઉપયોગ માનવામાં આવે, તો પછી ત્યાં બે ક્રિયારૂપ ઉપયોગનોજ નિયમ શા માટે હોવો જોઇએ? દરેક વસ્તુગત અસંખ્યાતા વા અનન્તા ઉપયોગ પણ કેમ ન પ્રાપ્ત થાય? કહ્યું છે કે-"દ્રવ્યથી અસંખ્યાતા અથવા સંખ્યાતાગુણા પર્યાય ગ્રહણ કરે." અવધિજ્ઞાની એક પદાર્થમાં વધારેમાં વધારે એકીસાથે અસંખ્યાતા પર્યાય પામે છે, કેવલજ્ઞાનવાળાઓ અનન્તા પર્યાયને પણ પામે છે.

પૂર્વે અવગ્રહાદિ સ્વરૂપ કથન કરતાં, એકેકની અંદર બહુ-બહુવિધાદિ અનેક ગ્રહણ કહેલાં છે, તદનુસારે પ્રતિવસ્તુગત અસંખ્યાતા વા અનંતા ઉપયોગ માનવામાં શી હરકત છે? આમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે ત્યાં બહુ-બહુવિધાદિરૂપ વસ્તુના પર્યાયોની સામાન્યરૂપે જ્ઞાનમાં ઉપયોગની યોગ્યતા માત્ર કહેલ છે, પણ એક વસ્તુમાં એક કાળે અનેક ઉપયોગ છે, એવું કદી પણ કહ્યું નથી, ઉપયોગ તો અનુક્રમેજ થાય છે.

જો એકીસાથે અનેક અર્થ ગ્રહણ કરવામાં કંઇ દોષ નથી, તો પછી એકીસાથે શીત અને ઉષ્ણતા ગ્રહણ કરવામાં શો દોષ છે? કે જેથી તમે તેનો નિષેધ કરો છો? એમ કહેવામાં આવે, તો તે અમારા કથનનો ભાવાર્થ સમજ્યા વિનાનું છે. એકીસાથે અનેક

અર્થગ્રહણ કરવામાં કંઇ દોષ નથી, કેમકે સામાન્યપણે એકીસાથે સેના-વન-ગામ-નગર આદિ ગ્રહણ થાય છે, એમાં અમે કોઇ પ્રકારનો નિષેધ નથી કરતા. અમે તો એકીવખતે અનેક ઉપયોગનો નિષેધ કરીએ છીએ, કેમકે એક વખતે એક ઉપયોગ કરતાં વધારે ઉપયોગ હોઇ શકે નહિ. ૨૪૩૬-થી ૨૪૩૯.

એકીસાથે અનેક અર્થનું ગ્રહણ માનવા છતાં એક-અનેક ઉપયોગનો શો ભેદ છે? તેનો ખુલાસો.

समयमणेगग्गहणे एगाणेगोवओगभेओ को ? ।
सामण्णमेगजोगो खंधावारोवओगो व्व ॥ २४४० ॥

खंधारोऽयं सामण्णमेत्तमेगोवओगया समयं ।
पइवत्थुविभागो पुण जो सोऽणेगोवओगत्ति ॥ २४४१ ॥

ते च्चिय न संति समयं सामण्णाणेगगहणमविरुद्धं ।
गमणेगांपे तयं तम्हा सामण्णभावेणं ॥ २४४२ ॥

उसिणेयं सीयेयं न विभागे नोवओगदुगमित्थं ।
होज्ज समं दुगगहणं सामण्णं वेयणा मेत्ति ॥ २४४३ ॥

जं सामण्णविसेसा विलक्खणा तन्निबंधणं जं च ।
नाणं जं च विभिन्ना सुदूरओवग्गहा-ऽवाया ॥ २४४५ ॥

એકીસાથે અનેક અર્થ ગ્રહણ કરવામાં અને અનેક ઉપયોગમાં શો ભેદ છે? લશ્કરની છાવણીના ઉપયોગની પેઠે સામાન્ય ઉપયોગ એક ઉપયોગ કહેવાય.જેમકે આ લશ્કરની છાવણી છે, એ પ્રમાણે એક કાળે જે સામાન્ય માત્ર ગ્રાહી ઉપયોગ, તે એક ઉપયોગ કહેવાય. અને તેમાંની દરેક વસ્તુનો વિભાગગ્રાહી જે ઉપયોગ, તે અનેક ઉપયોગ કહેવાય, એ અનેક ઉપયોગ એક કાળે ન હોય, સામાન્યપણે અનેક અર્થનું ગ્રહણ થવામાં કંઇ વિરોધ નથી. કેમકે જે અનેક અર્થનું ગ્રહણ થાય છે, તે પણ સામાન્ય ભાવે તો એકાર્થરૂપજ છે. આજ પ્રમાણે આ શીત વેદના છે, અને આ ઉષ્ણ વેદના છે, એવા વિભાગરૂપે ઉપયોગદ્વયનો નિષેધ છે; પણ સામાન્યથી મને બે વેદના થાય છે, એમ એકીસાથે બન્નેનું ગ્રહણ થઇ શકે છે. સામાન્ય-વિશેષ પરસ્પર વિલક્ષણ છે, અને તેના કારણભૂત જે અવગ્રહ-તથા અપાયરૂપ જ્ઞાન તે પણ પરસ્પર ભિન્ન છે, માટે સામાન્ય-વિશેષ જ્ઞાન એક સમયે ન હોય, કેમકે અવશ્ય સામાન્યજ્ઞાનપૂર્વક વિશેષજ્ઞાન હોય છે. ૨૪૪૦-થી-૨૪૪૫.

ગંગ:—એક સાથે અનેક અર્થનું ગ્રહણ થાય, એમ તમે કહો છો, તો પછી એ અને અનેક ઉપયોગમાં તફાવત કયો રહ્યો? કે જેથી એકીસાથે અનેક ઉપયોગ નથી માનતા.

આચાર્ય:...જે સામાન્ય ઉપયોગ તે એક ઉપયોગ કહેવાય છે. જેમકે "આ લશ્કરની છાવણી છે." આ પ્રમાણે એકીસાથે સામાન્યમાત્રગ્રાહી ઉપયોગ તે એક ઉપયોગ કહેવાય. અને આ હસ્તિઓ છે, આ અશ્વો છે, આ રથો છે, આ પદાતિ છે, આ તરવારો છે, આ ભાલાઓ છે, આ શિરસ્ત્રાણ (ટોપ) છે, આ કવચ છે, આ તંબુઓ છે, આ ધજાઓ છે, આ પતાકાઓ, શંખ, આ કાહલ, આ ઊંટ, આ ગધેડા, ઈત્યાદિ

પ્રકારે દરેક વસ્તુગત ભેદનો અધ્યવસાય, તે અનેક ઉપયોગ કહેવાય, આ અનેક ઉપયોગ એકીસાથે ન હોય, તેથીજ અમે તેનો નિષેધ કરીએ છીએ. પણ સામાન્યથી એકી સાથે અનેક અર્થ ગ્રહણ કરવારૂપ એક ઉપયોગનો નિષેધ નથી કરતા, કારણ કે "આ લશ્કરની છાવણી છે" ઇત્યાદિ ઉપયોગમાં જે એકીસાથે અનેક અર્થનું ગ્રહણ થવાનું અમે કહીયે છીએ, તે અનેકાર્થનું ગ્રહણ છતાં પણ સામાન્યપણે તો એકાર્થ ગ્રહણરૂપજ છે. મતલબ કે અમે એકીસાથે અનેક અર્થ ગ્રહણ કહીએ છીએ, તે સામાન્ય રૂપની અપેક્ષાએ છે. વિશેષરૂપની અપેક્ષાએ ત્યાં અનેક અર્થનું ગ્રહણ નથીજ થતું. કારણ કે એક કાળે એકજ વિશેષ ઉપયોગ હોઇ શકે છે.

એજ પ્રમાણે "આ ઉષ્ણવેદના છે, અને આ શીતવેદના છે." એમ વિશેષરૂપે બે અર્થનું એકીસાથે ગ્રહણ નથી થતું, અને એજ કારણથી તત્સંબંધી ઉપયોગદ્વય પણ એકી સાથે નથી થતા; પરન્તુ "મને બે વેદના થાય છે" એમ સામાન્યપણે બે અર્થનું ગ્રહણ થાય છે, પણ શીત અને ઉષ્ણવેદના છે એમ વિશેષપણે એકે કાલે ગ્રહણ ન થાય.

આજ કારણથી સામાન્યગ્રાહી જ્ઞાન અને વિશેષગ્રાહી જ્ઞાન એક કાળે નથી થતા, કારણ કે સામાન્ય-વિશેષ પરસ્પર અત્યન્ત ભિન્નજાતિવાળા છે, એટલે એ ઉભય એકીસાથે કેવી રીતે ભાસમાન થાય? ન જ થાય. અહીં કદાચ એમ કહેવામાં આવે, કે સામાન્ય અને વિશેષજ્ઞાન બન્ને જ્ઞાનરૂપ હોવાથી એક કાળે થાય, તો શું દોષ છે.? આ કથન અયોગ્ય છે, કેમકે સામાન્યજ્ઞાન અવગ્રહ રૂપ છે, અને વિશેષજ્ઞાન અપાયરૂપ છે. આ પ્રમાણે એ બન્ને જ્ઞાન અત્યન્ત ભિન્ન હોવાથી એક કાળે ન થાય. વળી સામાન્યગ્રાહી જ્ઞાન પૂર્વકજ વિશેષગ્રાહી જ્ઞાન થાય છે, પૂર્વે કહેલ છે કે સામાન્યપણે ગ્રહણ કર્યા સિવાય, ઇહા-વિચારણા ન થાય, અને ઇહા વિના નિશ્ચય ન થાય. માટે એજ કારણથી એ ઊભય જ્ઞાનનો ઉદ્ભવ એક કાળે ન થાય. ૨૪૪૦ થી ૨૪૪૫.

પુનઃ સામાન્ય-વિશેષ જ્ઞાન સંબંધી શંકા અને સમાધાન કહે છે.

होज्ज न विलक्खणाई समयं सामण्ण-भेयनाणाइं ।
बहुयाण को विरोहो समयम्मि विसेसनाणाणं ? ॥ २४४६ ॥

लक्खणभेयाउ च्चिय सामण्णं च जमणेगा सयांते ।
तमघेत्तुं न विसेसन्नाणा ते ण समयम्मि ॥ २४४७ ॥

तो सामन्नग्ग[illegible]णाणंतरमीहियमवेइ तब्भेयं ।
इय सामन्नविसेसा[illegible] जावंतिमो भेओ ॥ २४४८ ॥

इय पण्णविओवि जओ न पवज्जइ तो तओ कओ बज्झो ।
तो रायगिहे समयं किरियाओ दो परूवंतो ॥ २४४९ ॥

मणिनागेणारद्धो भओववत्तिओ पडिबोहिओ वोत्तुं ।
[illegible]च्छामा गुरुमूलं गंतूण तओ [illegible] ॥ २४५० ॥

સામાન્ય અને વિશેષજ્ઞાન અતિવિલક્ષણ હોવાથી, ભલે એકીસાથે ઉપયોગ ન થાય, પણ ઘણાં વિશેષોનો એકીસાથે એક સમયે ઉપયોગ થવામાં શો વિરોધ છે ? લક્ષણનો

ભેદ હોવાથી તે ન બને કેમકે સામાન્યજ્ઞાન અનેકવિષયવાળું છે, તેથી તે સામાન્ય જ્ઞાન ગ્રહણ કર્યા વિના એક સમયે ન થાય. વળી સામાન્ય ગ્રહણાનંતર ઇહા થયા પછી તેના ભેદનો નિશ્ચય થાય, વળી આગલના વિશેષની અપેક્ષાએ અવગ્રહ ગણાય એમ સામાન્ય વિશેષની અપેક્ષાએ છેક છેલ્લા ભેદ સુધી સમજવું એ પ્રમાણે ગુરૂએ સમજાવ્યા છતાં જ્યારે તે ન સમજ્યો એટલે તેને સંઘ બહાર કર્યો; તે પછી તે વિહાર કરતો રાજગૃહે આવીને એકે સમયે બે ક્રિયાના ઉપયોગની પ્રરૂપણા કરવા માંડયો, તે સાંભળીને ત્યાં રહેલા મણિનાગે ભય અને યુક્તિથી તેને કહ્યું, એટલે બોધ પામ્યો. ને તે પ્રમાણે અંગીકાર કરીને પુન: ગુરૂ પાસે ગયો અને પ્રાયશ્ચિત લઇ શુદ્ધ થયો. ૨૪૪૬ થી ૨૪૫૦.

ગંગ:—સામાન્યથી "વેદના થાય છે" એમ સામાન્ય માત્ર ગ્રાહી જ્ઞાન, તે સામાન્ય જ્ઞાન, અને "શીતવેદના અથવા ઉષ્ણવેદના" એમ ભેદગ્રાહીજ્ઞાન તે વિશેષજ્ઞાન. એ બન્ને જ્ઞાન અતિવિલક્ષણ હોવાથી, ભલે એકીસાથે ન થાય, પરન્તુ શીતોષ્ણાદિ ઘણાં વિશેષજ્ઞાન એક સમયે થાય, તો શો વિરોધ છે? કારણ કે વિશેષજ્ઞાન રૂપે તો તે બધાં સમાન હોવાથી તેમાં કંઈ વિલક્ષણતા નથી.

આચાર્ય:—શીત-ઉષ્ણ આદિ વિશેષણયુક્ત વિષયોમાં પરસ્પર ભેદ હોવાથી ભિન્નતા છે, તેથી તદ્ગ્રાહક જ્ઞાનો એકીસાથે નથી થતાં. કારણ કે અનેક વિષયના આધારવાળું સામાન્ય જ્ઞાન છે, તે સામાન્યજ્ઞાન થયા સિવાય વિશેષ જ્ઞાન ન થાય, એથી પણ ઘણાં વિશેષ જ્ઞાન એકીસાથે ન થાય. મતલબ કે "વેદના થાય છે" એમ પ્રથમ સામાન્ય ગ્રહણ કરીને, ઇહામાં પ્રવેશ કર્યા પછી "પગે શીતવેદના થાય છે" એમ વિશેષપણે વેદનાનો નિશ્ચય થાય છે. એજ પ્રમાણે મસ્તકે પણ પ્રથમ સામાન્યથી "વેદના થાય છે" એમ અવગ્રહરૂપ સામાન્ય ગ્રહણ કર્યા પછી, ઈહામાં પ્રવેશ કરીને "ઉષ્ણવેદના થાય છે" એમ વિશેષપણે વેદનાનો નિશ્ચય થાય છે.

વળી ઘટરૂપ વિશેષજ્ઞાન થયા પછી તરતજ, પટાશ્રય સામાન્યરૂપ ગ્રહણ કર્યા વિના પટરૂપ વિશેષજ્ઞાન પણ નથી થતું, કેમકે પ્રથમ અવગ્રહ, તે પછી ઇહા, અને તે પછી અપાય. એવા અનુક્રમેજ ઘટાદિ વિશેષજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. વસ્તુ સ્વરૂપ આમ હોવાથી વિશેષ જ્ઞાન પછી પણ તરતજ વિશેષજ્ઞાન નથી થતું, તો પછી એકીસાથે તેવા ઘણાં જ્ઞાનો તો કયાંથીજ થાય?

એ પ્રમાણે સામાન્ય ગ્રહણ થયા સિવાય વિશેષજ્ઞાન નથી થતું, તેથી સામાન્ય ગ્રહણ થયા બાદ ઇહા થયા પછી ઘટત્વાદિ સામાન્યાશ્રિત ઘટ વિશેષરૂપ "આ ઘડો વિગેરેજ છે" એવો નિશ્ચય થાય છે. તે પછી ઉત્તર ભેદની અપેક્ષાએ, એ ઘટાદિ વિશેષજ્ઞાન સામાન્ય થાય છે, તે ઘટરૂપ સામાન્યનું ગ્રહણ કર્યા પછી ઇહા કરીને આ ઘટ ધાતુનો છે, પણ માટીનો નથી એવો વિશેષ નિશ્ચય થાય છે. એ ધાતુનો ઘટ પણ તેના ઉત્તર ભેદની અપેક્ષાએ સામાન્ય છે. તેવા સામાન્યને ગ્રહણ કર્યા પછી ઇહા થયા બાદ આ તાંબાનો ઘટ છે, ચાંદીનો નથી, એવો વિશેષ નિશ્ચય થાય છે. આ પ્રમાણે સામાન્ય વિશેષની અપેક્ષા એ છેક અન્તિમભેદ પર્યન્ત સમજવું કે જે ભેદ પછી પુન: ઇહાની પ્રવૃત્તિ ન થાય. વસ્તુસ્થિતિ આમ હોવાથી કદીપણ ઘણાં વિશેષ જ્ઞાનોની પ્રવૃત્તિ એકીસાથે ન થાય. પણ સામાન્યરૂપે ઘણાં વિશેષોનું એકીસાથે પૂર્વે કહ્યા મુજબ ગ્રહણ થઇ શકે જેમકે—"સેના-વન" ઇત્યાદિ- પરંતુ એકીસાથે તેના અનેક ઉપયોગ ન સંભવે. માટે શીતોષ્ણ

રૂપ વિશેષ જ્ઞાન વિશેષ જ્ઞાન ભિન્નભિન્ન કાળેજ થાય છે. અને તેથી તને જે શીતોષ્ણરૂપ ક્રિયાદ્વયનો એકીસાથે અનુભવ થાય છે, તે ભ્રાન્તિ છે.

ઇત્યાદિ અનેક યુક્તિઓથી આચાર્યશ્રીએ ગંગને સમજાવ્યો, છતાં તે ન સમજ્યો એટલે તેને સંઘ બહાર કર્યો, તેથી તે વિહાર કરતો રાજગૃહ નગરે આવ્યો, અને એકીસાથે બે ક્રિયાનો ઉપયોગ થાય, એમ પ્રરૂપવા લાગ્યો. તે વખતે ત્યાં નજીકમાં રહેલા મણિનાગે તેને ભય બતાવીને કહ્યું કે અરે ! અનાડી ! એવી મિથ્યા પ્રરૂપણા કેમ કરે છે? આજ સ્થળે ભગવન્ત મહાવીરે પૂર્વે એક સમયે એકજ ઉપયોગ હોય, એમ કહ્યું છે, તું શું તેમનાથી વિશેષજ્ઞ છે. કે જેથી એવી પ્રરૂપણા કરે છે. ઇત્યાદિ પ્રકારે ભય બતાવીને ગંગને કહ્યું એટલે તેણે પોતાનો કદાગ્રહ તજીને મિથ્યા દુષ્કૃત માગ્યું. પછી ગુરૂ પાસે જઈને પ્રાયશ્ચિત્ત લઇને શુદ્ધ થયો. ૨૪૪૬ થી ૨૪૫૦.

એ પ્રકારે એક સમયે બે ક્રિયાવેદનાનો વાદ સમાપ્ત થયો.



હવે છઠ્ઠા ત્રૈરાશિક નિન્હવ સંબંધી કહે છે.

पंच सया चोयाला तइआ सिद्धिं गयस्स वीरस्स ।<br>
पुरिमंतरंजियाए तेरासियदिट्ठी उप्पन्ना । २४५१ ॥

पुरिमंतरंजि भूयगिह बलसिरि सिरिगुत्त रोहगुत्ते य ।<br>
परिवायपोट्टसाले घोसणपडिसेहणा वाए ॥ २४५२ ॥

विच्छू य सप्पे मूसग मिगी वराही य काग पोयाई ।<br>
एयाहिं विज्जाहिं सो य परिवायगो कुसलो ॥ २४५३ ॥

मोरी नउलि बिराली वग्घी सिही य उलुगि ओवाइ ।<br>
एआओ विज्जाओ गिण्ह परिव्वायमहणीओ ॥ २४५४ ॥

મહાવીર દેવ મોક્ષે ગયા પછી, પાંચસો ચુમ્માલીસ વર્ષે અન્તરંજીકા નગરીમાં ત્રૈરાશિક દૃષ્ટિ ઉત્પન્ન થઈ. અંતરંજીકા નગરીનો બલશ્રી નામે રાજા હતો, અને તે નગરીમાં ભૂતગૃહ નામે ચૈત્ય હતું, ત્યાં શ્રીગુપ્ત આચાર્યના શિષ્ય રોહગુપ્તે પોટ્ટશાલ પરિવ્રાજકની ઘોષણાનો પ્રતિષેધ કર્યો, અને વાદમાં જીત્યો; તે પરિવ્રાજક વૃશ્ચિક-સર્પ મૃગ-વરાહ-મૂષક-કાક અને પોતાકી વિદ્યાઓમાં કુશળ હતો, પરિવ્રાજકની એ વિદ્યાઓનો પરાભવ કરવાને મોરી-નકુલી-બિડાલી-વ્યાઘ્રી-સિંહી-ઉલૂકી અને ઉલાવકી વિદ્યાઓ રોહગુપ્તને ગ્રહણ કરાવી. (અને તેણે પરિવ્રાજકનો પરાભવ કર્યો.) ૨૪૫૧ થી ૨૪૫૪.

જગત્ બંધુ મહાવીર દેવ મોક્ષે ગયા પછી પાંચસોને ચુમ્માલીસ વર્ષે ત્રૈરાશિક નિન્હવ અન્તરંજીકા નગરીમાં થયો. એ નગરીનો રાજા બલશ્રી નામે હતો, અને તે નગરીમાં ભૂતગૃહ નામનું એક ચૈત્ય હતું, એ ચૈત્યમાં ગુપ્ત નામે એક આચાર્ય આવીને રહ્યા હતા તેમને વાંદવાને માટે રોહગુપ્ત અંતરંજીકા નગરીમાં આવ્યો, એ અરસામાં એક પરિવ્રાજક પેટે લોઢાનો પાટો બાંધી, હાથમાં જંબૂવૃક્ષની ડાળી ગ્રહણ કરીને તે નગરીમાં ભ્રમણ

કરવા લાગ્યો. તેને એવી વિચિત્ર ચેષ્ટાવાળો જોઇને લોકોએ એમ કરવાનું કારણ પૂછ્યું, એટલે તેણે કહ્યું કે મારૂં પેટ અતિશય જ્ઞાનથી પૂર્ણ ભરેલું છે તે ફૂટી ન જાય એટલા માટે તેને લોઢાના પાટાથી બાંધ્યું છે. વળી આ જંબૂદ્વીપમાં મારો કોઇ પ્રતિવાદી નથી એમ જણાવવાને માટે હાથમાં જંબૂવૃક્ષની ડાળી રાખી છે. આવી ગર્વિષ્ટ ઉક્તિએ લોકોએ તેનું "પોટ્ટશાલ" નામ પાડ્યું. તે પછી એ પરિવ્રાજકે આખી નગરીમાં એવી ઉદ્‌ઘોષણા કરાવી કે "આ પૃથ્વી સર્વ પરપ્રવાદથી શૂન્ય છે, કોઇપણ મારો પ્રતિવાદી નથી." નગરીમાં આવી ઉદ્‌ઘોષણા થતી હતી, તે દરમીઆન શ્રીગુપ્ત આચાર્યનો શિષ્ય રોહગુપ્ત અન્ય ગામમાં હતો, તે ત્યાં ગુરૂને વંદન કરવા અન્તરંજીકા નગરીએ આવ્યો, નગરી પ્રવેશ કરતાં જ ઉપરોક્ત ઘોષણા સાંભળી, તે સાંભળીને ગુરૂને પૂછયા સિવાય ઘોષણા કરનારને કહ્યું કે "હું એ પરિવ્રાજક સાથે વાદ કરીશ" એમ કહીને તેના પટહનો નિષેધ કર્યો. તે પછી રોહગુપ્તે ગુરૂ મહારાજ પાસે આવીને સર્વ હકીકત કહી, તે સાંભળીને ગુરૂ મહારાજે કહ્યું, રે ! ભદ્ર ! તેં આ યોગ્ય ન કર્યું, કેમકે તું તારા જ્ઞાનવડે કદાચ તેને વાદમાં જીતીશ, પણ તે વિદ્યા-મંત્રમાં ઘણો કુશળ છે, તેથી તે વિદ્યાઓ વડે તને હેરાન કરશે. એની સઘળી વિદ્યાઓમાં આ સાત વિદ્યાઓ બહુ સ્ફુરાયમાન છે. વૃશ્ચિક વિદ્યાથી અનેક વિંછીઓ ઉત્પન્ન કરે છે, સર્પવિદ્યાથી અનેક સર્પ ઉત્પન્ન કરે છે, મૂષક વિદ્યાથી અનેક ઉંદર ઉત્પન્ન કરે છે. અને તે સર્વ પોતાના પ્રતિસ્પર્ધિ ઉપર છોડે છે. વળી મૃગી વરાહી કાક અને પોતાકીની વિદ્યાઓવડે અનુક્રમે ભયંકર મૃગી-વરાહી-કાક અને પોતાકી પેદા કરીને પોતાના શત્રુનો ઘાત કરે છે. એ સાંભળીને રોહગુપ્તે કહ્યું, ભગવન્ જો એમ હોય, તો પણ શું હવે કયાંઈ ભાગી છુટાય એમ છે ? મેં તેના પટહનો નિષેધ કર્યો છે, હવે તો જે થવાનું હો તે થાઓ. તેનું આવું ધૈર્ય જાણીને ગુરૂશ્રીએ કહ્યું, ભદ્ર ! જો તારો એવો નિશ્ચયજ છે, કે વાદમાં તેનો પરાભવ કરવો, તો વિદ્યાઓનો પરાભવ કરનારી આ સાત વિદ્યાઓ હું આપું તે ગ્રહણ કર. એ વિદ્યાઓ પાઠ માત્રથી સિદ્ધ થાય એવી છે. વિંછીનો પરાભવ કરનારી મોર વિદ્યા, સર્પનો નાશ કરનાર નકુલ વિદ્યા, ઉંદરનો નાશ કર બિડાલી વિદ્યા, મૃગીનો નાશ કરનાર વ્યાઘ્રી વિદ્યા, વરાહીનો નાશ કરનાર સિંહી વિદ્યા, કાકનો નાશ કરનાર ઉલૂકી વિદ્યા, અને પોતાકીનો ઘાત કરનાર ઉલાવકી વિદ્યા. આ સાત વિદ્યાઓ ગુરૂ મહારાજે શિષ્યને આપી, તે ઉપરાંત એક રજોહરણ મંત્રીને આપ્યો, અને કહ્યું કે જો એ ઉપસર્ગ સિવાય, બીજો કોઇ ક્ષુદ્ર વિદ્યા કૃત ઉપસર્ગ પામવાનો તને પ્રસંગ આવે, તો તે ઉપસર્ગનું નિવારણ કરવાને મસ્તક પર આ રજોહરણને ભમાવજે, એથી તું ઇંદ્રથી પણ અજેય થઇશ, તો પછી મનુષ્ય તો તને કયાંથી જ જીતી શકે. આ પ્રમાણે ગુરૂ પાસેથી શિક્ષા અને સત્વ ગ્રહણ કરીને રોહગુપ્ત રાજસભામાં ગયો. ત્યાં જઇને તેણે ગર્વપૂર્વક પ્રતિજ્ઞાયુક્ત કહ્યું, કોણ આ ભિક્ષુક પરિવ્રાજક વાદ કરવા માગે છે ? ભલે. એ ગમે તેવો હો, એને પોતાનેજ પોતાની ઇચ્છા મુજબ પૂર્વ પક્ષ કરવા દો, હું તેનું ખંડન કરીશ. તેના આવાં વચન સાંભળીને પરિવ્રાજકે વિચાર્યું કે આ લોકો ઘણા નિપુણ હોય છે, માટે તેમને જે માન્ય હોય, તેજ પક્ષ અંગીકાર કરીને હું બોલું, કે જેથી તેનું તે ખંડન કરી શકે નહી. આ પ્રમાણે વિચારીને પરિવ્રાજકે પૂર્વપક્ષનો આરંભ કરતાં કહ્યું કે જેમ શુભ અને અશુભ વિગેરે બેજ રાશી છે, તેમ આ વિશ્વમાં જીવ અને અજીવ એ બેજ રાશી છે, અને તેજ પ્રમાણે જણાય છે. આ પક્ષ જૈનોને સમ્મત છે, તે છતાં પરિવ્રાજકનો પરાભવ કરવાને રોહગુપ્તે તે પક્ષનું ખંડન કરતાં કહ્યું કે તારૂં કથન અયોગ્ય છે, કારણ કે જીવ, અજીવ, અને નોજીવ એવા ત્રણ રાશી આ વિશ્વમાં છે. તેમાં નારકી-તિર્યંચ વિગેરે જીવો છે; પરમાણુ-ઘટ-પટ વિગેરે અજીવો છે; અને ગિરોળી વિગેરેના છેદાએલ આદિ

અવયવો તે નોજીવો છે. આ પ્રમાણે ઉત્તમ-મધ્યમ અને અધમની પેઠે, જીવ-અજીવ અને નોજીવ એમ ત્રણ રાશી છે, અને તેજ પ્રમાણે જણાય છે. ઇત્યાદિ યુક્તિઓ વડે પરિવ્રાજકને બોલતો બંધ કરીને પરાજય પમાડયો; આથી ક્રોધાયમાન થએલા તેણે રોહગુપ્તનો વિનાશ કરવાને વૃશ્ચિક વિદ્યા વડે તેના પર વિંછીઓ મૂકયા. તે જોઇને રોહગુપ્ત મયૂરી વિદ્યાથી વિંછીનો નાશ કરનાર મયૂરો છોડયા. આ પ્રમાણે એક બીજાએ એક બીજાની વિદ્યાનો પરાભવ કરવાને સર્પ ઉપર નોળીઆ, ઊંદરો ઉપર બિલાડા, મૃગીઓ ઉપર વ્યાઘ્રો, વરાહો ઉપર સિંહો, કાગડા ઉપર ઘુવડો, પોતાકી ઉપર સિંચાણા અનુક્રમે મૂકયા. આખરે પરિવ્રાજકે ગર્દભી મૂકી, એટલે રોહગુપ્તે તેને આવતી જોઇને મસ્તક પર ગુરૂએ આપેલો રજોહરણ ભમાવ્યો, પછી તેજ રજોહરણ વડે તે ગર્દભીને મારી, એટલે તે ગર્દભી -પરિવ્રાજક ઉપર લઘુનીતિ વડી નીતિ કરીને ચાલી ગઇ. આથી સભાપતિએ, સભ્યોએ અને બીજા લોકોએ તેની ઘણીજ નિન્દા કરીને નગર બહાર કાઢી મૂકયો. ૨૪૫૧ થી ૨૪૫૪.

આ બનાવ પછી જે થયું, તે ભાષ્યકાર મહારાજ કહે છે.

जेऊण पोट्टसालं छलुओ भणइ गुरुमूलमागंतुं ।
वायम्मि मए विजिओ सुणह जहा सो सहामज्झे ॥ २४५५ ॥

रासिदुगगहियपक्खो तइयं नोजीवरासिमादाय ।
गिहकोकिलाइपुच्छच्छओदाहरणओऽभिहिए ॥ २४५६ ॥

भणइ गुरू सुट्ठु कयं किं पुण जेऊण कोस नाभिहियं ।
अयमवसिद्धंतो णे तइओ नोजीवरासित्ति ॥ २४५७ ॥

एवं गएवि गंतुं परिसामज्झम्मि भणसु नायं णे ।
सिद्धंतो किंतु मए बुद्धिं परिभूय सो समिओ ॥ २४५८ ॥

बहुसो स भणमाणो गुरुणा, पडिभणइ किमवसिद्धंतो ? ।
जइ नाम जीवदेसो नोजीवो हुज्ज को दोसो ? ॥ २४५९ ॥

પોટ્ટસાલ પરિવ્રાજકને જીતીને ષડુલૂકે ( રોહગુપ્તે ) ગુરૂ પાસે આવી ને કહ્યું, ( હે ભગવન્ ) સભાની મધ્યે તે પરિવ્રાજકને મેં વાદમાં જે રીતે જીત્યો, તે ( હકીકત ) આપ સાંભળો. પ્રથમ તેણે જીવ અને અજીવ એ બે રાશી ગ્રહણ કરીને પક્ષ કર્યો, તે પક્ષનું મેં ત્રીજી નોજીવરાશી ગ્રહણ કરીને ગિરોલી આદિના છેદાએલા પુચ્છ આદિના ઉદાહરણથી ખંડન કર્યું, એ સાંભળીને શ્રીગુરૂએ કહ્યું, તેને જીત્યો એ બહુ સારૂં કર્યું, પણ તેને જીત્યા પછી તે એમ કેમ કહ્યું ? કે આ ત્રીજો નોજીવરાશી તે અમારો અપસિદ્ધાન્ત છે ? અસ્તુ જે થયું તે ખરૂં, હજી પણ તું સભામાં જઇને કહે કે ( નોજીવ રાશી ) એ અમારો સિદ્ધાન્ત નથી; પરન્તુ મેં તેની બુદ્ધિનો પરાભવ કરીને તેનો ગર્વ સમાવવાને માટે એમ કહ્યું છે, ઇત્યાદિ બહુ પ્રકારે ગુરૂએ કહ્યું, એટલે રોહગુપ્તે ઉત્તર આપ્યો, કે એમાં અપસિદ્ધાન્ત શું છે ? જીવનો એક દેશ તે નોજીવ હોય, તો શો દોષ છે ? ( કંઇજ નહીં ) કે જેને દૂર કરવાને ફરીને મને ત્યાં મોકલો છો. ૨૪૫૫-૨૪૫૬ ૨૪૫૭-૨૪૫૮-૨૪૫૯.

નોજીવરાશિનું પ્રતિપાદન સિદ્ધાન્ત વિરૂદ્ધ નથી, પરંતુ સિદ્ધાન્તના અનુસારે છે. એમ કહે છે.

जं देसनिसेहपरो नोसद्दो जीवदव्वदेसो य ।
गिहकोइलाइपुच्छं विलक्खणं तेण नोजीवो ॥ २४६० ॥

धम्माइदसविहादेसओ य देसोवि जं पिहुं वत्थुं ।
अपिहब्भूओ किं पुण छिन्नं गिहकोलिया पुच्छं ? ॥ २४६१ ॥

इच्छइ जीवपएसं नोजीवं जं च समभिरूढोऽवि ।
तेणत्थि तओ समए घडदेसो नोघडो जह वा ॥ २४६२ ॥

નોશબ્દ દેશનિષેધ પરત્વે હોવાથી ગિરોલી વિગેરેનું પુંછડું (જીવાજીવથી) વિલક્ષણ હોવાને લીધે તે જીવ દ્રવ્યનો એક દેશ છે, તેથી તેને નોજીવ કહેવાય. વળી ધર્માસ્તિકાય વિગેરેના દશ ભેદ કહ્યા છે, તે દેશ અપૃથક્ભૂત છતાં પણ પૃથક્ વસ્તુપણે ગણીને કહેલ છે, તો પછી કપાઇને જુદું થએલ ગિરોલીનું પુંછડું નોજીવ કેમ ન કહેવાય? કારણ કે સમભિરૂઢનય પણ જીવપ્રદેશને નોજીવ માને છે, માટે સિદ્ધાન્તમાં જેમ ઘટનો એક દેશ તે નોઘટ કહેલ છે, તેમ આ જીવનો એક દેશ તે નોજીવ છે. ૨૪૬૦-૨૪૬૧-૨૪૬૨.

રોહગુપ્તઃ—અહીં નોશબ્દનો પ્રયોગ દેશનિષેધાર્થમાં છે, પણ સર્વનિષેધાર્થમાં નથી, તેથી નોજીવ એટલે જીવનો એક દેશ, એવો અર્થ સમજવો, પણ જીવનો અભાવ એવો અર્થ ન કરવો. તદનુસારે ગિરોલીનું પુચ્છ, પુરૂષના છેદાએલા હસ્તાદિ અવયવો વિગેરે જીવાજીવથી વિલક્ષણ છે, એટલે કે એ અવયવો જીવના એક વિભાગ રૂપ છે તે તેમને જીવ નહી કહી શકાય, તેમ અજીવ પણ નહિ કહી શકાય, કારણ કે તે છુટા પડયા છતાં પણ ઉછળે છે. આ પ્રમાણે એ જીવ-અજીવથી વિલક્ષણ હોવાને લીધે તેને નોજીવજ કહી શકાશે.

વળી સિદ્ધાન્તમાં કહ્યું છે કે " अजीवा दुविहा पन्नत्ता, तंजहा-रूविअजीवा य अरूवि अजीवा य । रूविअजीवा चउव्विहा पन्नत्ता, तंजहा-खंधा-देसा पएसा-परमाणुपोग्गल, अरूविअजीवा दसविहा पन्नत्ता, तंजहा-धम्मत्थिकाए, धम्मत्थिकायस्स देसे, धम्मत्थिकायस्स पएसे, एवमधम्मत्थिकाएवि, आगासत्थिकाएवि, अद्धासमए " । અજીવ બે પ્રકારે કહ્યા છે; રૂપીઅજીવ અને અરૂપીઅજીવ. રૂપીઅજીવ ચાર પ્રકારે કહ્યા છે; ખંધ દેશ-પ્રદેશ અને પરમાણુપુદ્ગળ. અરૂપી અજીવ દસ પ્રકારે કહ્યા છે; ધર્માસ્તિકાય, ધર્માસ્તિકાયનો દેશ, અને ધર્માસ્તિકાયના પ્રદેશ. એજ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના પણ ત્રણ ત્રણ ભેદ મળીને નવ, તથા દસમો અદ્ધાસમય. આ પ્રમાણે અજીવની પ્રરૂપણા કરના પરમમુનિયોએ ધર્માસ્તિકાયાદિના દસ ભેદ કહ્યા છે, તેમાં દરેકના દેશને પૃથક્-વસ્તુપણેજ કહેલ છે, એ પૃથક્વસ્તુપણે ન કહેલ હોય, તો તેના દશ ભેદ ન ઘટી શકે. આમાં ધર્માસ્તિકાયાદિના દેશ તેઓથી અભિન્ન છતાં પણ ભિન્ન વસ્તુપણે કહ્યા છે, તો પછી ગિરોલી આદિનાં પુચ્છ વિગેરે છેદાઇને જુદા પડેલા હોય તેને તો પૃથક્ વસ્તુ કહેવીજ જોઇએ. અને તે જીવ અજીવથી વિલક્ષણ હોવાથી તેને નોજીવ કહેવી વધારે યોગ્ય છે. સમભિરૂઢનય પણ જીવના પ્રદેશને નોજીવ કહે છે, તેથી સિદ્ધાન્તમાં પણ નો

જીવનું પ્રતિપાદન કરેલુંજ છે, કેવળ હુંજ એમ કહું છું એમ નહિ. અનુયોગદ્વારમાં પ્રમાણ-દ્વારાન્તર્ગત નયપ્રમાણનો વિચાર કરતાં સમભિરૂઢનય શબ્દનયને કહે છે કે "जइ कम्म-धारपण भणसि तो पवं भणाहि-जीवे य से पपसे य से से पपसे नोजीवे"। આ પદથી જેમ ઘટનો એક દેશ નોઘટ કહે છે, તેમ પ્રદેશલક્ષણ જીવનો એક દેશ તેને નોજીવ કહ્યો છે. માટે જીવ-અજીવ તત્ત્વની પેઠે આ ત્રીજો નોજીવ પણ યુક્તિવડે આગમથી સિદ્ધ છે. ૨૪૬૦-૨૬૪૧-૨૪૬૨.

ઉપરોક્ત કથન આગમથી અને યુકિતથી અસિદ્ધ કરે છે.

जइ ते सुयं पमाणं तो रासी तेसु तेसु सुत्तेसु ।
दो जीवाजीवाणं न सुए नोजीवरासित्ति ॥ २४६३ ॥
गिहकोलियाइपुच्छे छिन्नम्मि तदंतरालसंबंधो ।
सुत्तेऽभिहिओ सुहुमामुत्तत्तणओ तदग्गहणं ॥ २४६४ ॥

જો તને સૂત્ર પ્રમાણ હોય, તો તે તે સૂત્રોમાં જીવ અને અજીવ એવા બે રાશિજ કહેલા છે, પણ ત્રીજો નોજીવરાશિ નથી કહેલો. વળી ગિરોલી આદિનું પુચ્છ છેદાયા છતાં પણ ( શરીર અને પુચ્છ ) તેની વચ્ચે જીવ પ્રદેશોનો સંબંધ સૂત્રમાં કહેલો છે; પરન્તુ તે સૂક્ષ્મ અને અમૂર્ત હોવાથી જણાતા નથી. ૨૫૬૩ ૨૪૬૪.

આચાર્યઃ—રોહગુપ્ત ! धम्माइ दसविहा વિગેરે સૂત્રોક્ત પદોનું તું પ્રમાણ આપે છે, એ ઉપરથી તને સૂત્ર પ્રમાણ હોય એમ જણાય છે, જો તને ખરેખર સૂત્રની પ્રમાણતા માન્ય હોય, તો જુદા જુદા સૂત્રોમાં-આગમોમાં જીવ અને અજીવ એવા બે રાશિજ કહેલા છે. સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કે " दुवे रासी पन्नत्ता, तंजहा-जीवा चेव अजीवा चेव " એટલે બેજ રાશિ કહેલા છે; જીવરાશી અને અજીવરાશી, તથા અનુયોગ દ્વારમાં कइवि-हा णं भंते ! दव्वा पन्नत्ता ? । गोयमा ! दुविहा पन्नत्ता, तंजहा-जीवदव्वा य अजीवदव्वा य."। એટલે હે ભગવન્ત! દ્રવ્ય કેટલા પ્રકારનાં કહ્યાં છે ? ગૌતમ ! દ્રવ્યો બે પ્રકારનાં કહ્યાં છે, જીવ દ્રવ્યો અને અજીવદ્રવ્યો. વળી ઉત્તરાધ્યયનસૂત્રમાં પણ એમજ કહ્યું છે કે-" जीवा चेव अजीवा य पस लोप वियाहिप"। આજ પ્રમાણે બીજા સૂત્રોમાં પણ જીવરાશિ અને અજીવરાશિ એ બેજ રાશિ કહેલ છે. પણ ત્રીજો નોજીવરાશિ તો કોઈ પણ સૂત્રમાં નથી કહ્યો, એટલું તું જે નોજીવની પ્રરૂપણા કરીને તેની સત્તા સિદ્ધ કરે છે, તેથી કેવળ શ્રુતની આશાતનાજ થાય છે. અને ધર્માસ્તિકાય વિગેરેના જે દેશ કહેલા છે, તે દેશ તેમનાથી ભિન્ન નથી, કેવળ વિવક્ષામાત્રથી જ તે દેશને ભિન્નવસ્તુરૂપે કલ્પેલ છે.

તથા ગિરોળી વિગેરેના પુચ્છાદિ અવયવો, છરી આદિ શસ્ત્રથી છેદતાં જુદા પડયા પછી એ શરીર અને અવયવની વચ્ચે જીવના પ્રદેશોનો સંબંધ હોય છે, એમ સૂત્રમાં કહ્યું છે, એટલે તે પણ જીવજ છે, નોજીવ નથી. શ્રીભગવતીજી સૂત્રમાં કહ્યું છે કે—" अह भंते ! कुम्मा कुम्मावलिया, गोहा गोहावलिया, गोणे गोणावलिया, मणुस्से मणुस्सावलिया, महिसे महिसावलिया, पपसि णं दुहा वा, तिहा वा, असंखेज्जहा वा छिन्नाणं जे अंतरा तेविणं तेहिं जीवपपसेहिं फुडा ? । हंता फुडा,। पुरिसेणं भंते ! अन्तरे हत्थेण वा, पापण वा, अंगुलियाप वा, कट्ठेण वा, किलिंचेण वा, आमुसमाणे वा, संमुसमाणे वा, आलिहमाणे वा, विलिहमाणे वा, अन्नयरेण वा, तिक्खेणं सत्थजापणं आछिंदमाणे वा, अगणिकापणं समोडहमाणे तेसिं जीव पपसाणं किंचि आबाहं वा विबाहं वा उप्पाप विच्छेयं वा क-

रेइ ? । नो इणट्ठे समट्ठे । नो खलु तत्थ सत्थं संकमइ" । આ પ્રમાણે શરીરના આત્મપ્રદેશો અને અવયવોની વચ્ચે જીવના પ્રદેશોનો સંબંધ સૂત્રમાં કહ્યો છે, પરન્તુ કાર્મણ શરીર સૂક્ષ્મ છે, અને જીવના પ્રદેશ અમૂર્ત છે, એટલે અન્તરાલમાં જીવના પ્રદેશ વિદ્યમાન છે, તો પણ તે જણાતા નથી. ૨૪૬૩-૨૪૬૪.

જેમ શરીર અને પુચ્છાદિમાં સ્ફુરણાદિવડે જીવ પ્રદેશો જણાય છે; તેમ અન્તરાલમાં પણ તે કેમ નથી જણાતા ? તે માટે આચાર્યશ્રી કહે છે કે—

गेज्झा मुत्तिगयाओ नागासे जह पईवरस्सीओ ।
तह जीवलक्खणाइं देहे न तदंतरालम्मि ॥ २४६५ ॥
देहरहियं न गिण्हइ निरतिसओ नातिसुहुमदेहं व ।
न य से होइ विबाहा जीवस्स भवन्तरालेव ॥ २४६६ ॥
दव्वाऽमुत्ताकयभावादविकारदरिसणाओ य ।
अविणासकारणाहि य नभसो व्व न खंडसो नासो ॥ २४६७ ॥

જેમ પ્રદીપરશ્મિઓ ભીંત આદિ મૂર્તિમાન વસ્તુના સંયોગથી ગ્રાહ્ય થાય છે, પણ આકાશમાં ફેલાએલી હોય, તો ગ્રાહ્ય નથી થતી; તેમ ભાષા-ઉચ્છ્વાસ આદિ જીવના લક્ષણો વડે જીવ શરીરમાં જ જણાય છે, પણ અન્તરાલમાં નથી જણાતો; વળી દેહ વિનાના મુક્તાત્માને, સૂક્ષ્મ નિગોદના જીવને તથા કાર્મણકાય યોગવાળા જીવને જ્ઞાનાતિશય વિનાનો આત્મા જોઈ શકતો નથી, તેમજ ભવાન્તરાલ વર્તિ જીવની પેઠે અન્તરાલવર્તિ જીવપ્રદેશોમાં અગ્નિ શસ્ત્રઆદિના પ્રવેશના અભાવે તેને કોઇ બાધા પણ નથી થતી. તથા આત્મા, અમૂર્ત દ્રવ્ય, અકૃત ( નહીં કરેલો, અને ઘડાદિના ઠીકરાની પેઠે ) વિકાર રહિત અને વિનાશના કારણો રહિત જણાતો હોવાથી, આકાશની પેઠે જીવનો ટુકડે ટુકડા થઇ વિનાશ નથી થતો. ૨૪૬૫-થી-૨૪૬૭.

જીવનો ખંડશઃ નાશ માનવામાં અનેક દોષો થાય છે.

नासे य सव्वनासो जीवनासे य जिणमयच्चाओ ।
तत्तो य अणिम्मुक्खो दिक्खावेफल्लदोसा य ॥ २४६८ ॥
अह खंधो इव संघायभेयधम्मा स तो सिव्वेसिं ।
अवरोप्परसंकरओ सुहाइगुणसंकरो पत्तो ॥ २४६९ ॥
अह अविमुक्कोऽवि तओ नोजीवो तो पइप्पएसं ते ।
जोवम्मि असंखेज्जा नो जीवा नत्थि जीवो ते ॥ २४७० ॥
एवमजोवावि पइप्पएसमेएण नोअजीवत्ति ।
नत्थि अजीवा केई कयरे ते तिन्नि रासित्ति ? ॥ २४७१ ॥

જો જીવના પ્રદેશનો નાશ માનવામાં આવે, તો સર્વથા તેનો નાશ પ્રાપ્ત થાય, ને એ પ્રમાણે જીવનો નાશ માનવાથી જિન મતનો ત્યાગ થાય છે, અને એથી મોક્ષનો અભાવ, દીક્ષાની નિષ્ફળતા વિગેરે દોષો પ્રાપ્ત થશે. તથા સ્કંધની પેઠે જીવને સંઘાત-ભેદ ધર્મવાળો માનવામાં આવે, તો પણ સર્વ જીવોને પરસ્પર સાંકર્યથી સુખાદિ ગુણની સાં-

કર્ષતા પ્રાપ્ત થશે. અને જો અવિછિન્ન જીવના દેશને પણ નોજીવ કહેવામાં આવે, તો દરેક પ્રદેશે નોજીવ થવાથી જીવમાં અસંખ્યાતા નોજીવજ થશે, અને જીવનો સર્વથા અભાવ પ્રાપ્ત થશે. એજ પ્રમાણે દરેક પ્રદેશના ભેદે સર્વ અજીવો નોઅજીવો થશે અને અજીવનો સર્વથા અભાવ થશે, અને જીવ તથા અજીવનો સર્વથા અભાવ થશે, એટલે તું જે ત્રણ રાશિ કહે છે, તે ક્યાંથી થશે? ૨૪૬૮-૨૪૬૯-૨૪૭૦-૨૪૭૧.

રોહગુપ્ત! વળી જો જીવ પ્રદેશનો શસ્ત્રના છેદાદિવડે નાશ માનવામાં આવે, તો અનુક્રમે કોઇ વખત જીવનો પણ સર્વથા નાશ થાય; કારણ કે જેનો એક અંશ નાશ પામે છે, તે ઘટાદિની પેઠે અનુક્રમે સર્વથા પણ નાશ પામે છે, માટે એ પ્રમાણે માનવાથી જીવનો સર્વથા નાશ માનવો પડે, તેથી એ માન્યતા સર્વથા અયોગ્ય છે; કેમકે વિદ્યમાન જીવનો સર્વથા વિનાશ અને અવિદ્યમાન જીવનો સર્વથા ઉત્પાદ, એવી માન્યતાનો જિનમતમાં સર્વત્ર નિષેધ છે. આ સંબંધમાં કહ્યું છે-जीवा णं भंते! किं वड्ढंति, हायंति, अवट्ठिया? गोयमा!-नो वड्ढंति, नो हायंति, अवट्ठिया.'' । એટલે હે ભગવન્ત! જીવો વધે છે? ઘટે છે? કે જેટલા છે, તેટલાજ અવસ્થિત રહે છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવન્ત કહે છે કે-હે ગૌતમ! જીવો વધતા નથી, અને ઘટતાએ નથી, પરન્તુ જેટલા છે, તેટલાજ અવસ્થિત રહે છે. આ પ્રમાણે જિનેશ્વરનું કથન છે, તેથી જો જીવનો સર્વથા નાશ માનવામાં આવે, તો જિનમતનો ત્યાગ કર્યો ગણાય. વળી જીવનો સર્વથા નાશ માનવાથી મોક્ષનોજ અભાવ થાય, કેમકે મોક્ષ પામનાર જીવનોજ અભાવ હોય, તો પછી મોક્ષ કોનો થાય? તેમજ મોક્ષના અભાવે દીક્ષા વિગેરે કષ્ટાનુષ્ઠાન સર્વ નિરર્થક થાય, અને અનુક્રમે સર્વ જીવોનો વિનાશ થવાથી આખા સંસારની શૂન્યતા થાય, તથા જીવનો સર્વથા નાશ થએથી કરેલા શુભાશુભ કર્મો પણ ફળ આપ્યા સિવાય નાશ પામ્યાથી કૃતનાશ દોષ પ્રાપ્ત થાય; માટે જીવનો ખંડશ: નાશ માનવો એ સર્વથા અયોગ્ય છે.

રોહગુપ્ત:—ગિરોલી વિગેરેનાં શરીરથી જુદા પડેલા પુંચ્છાદિખંડ-વિભાગનો પ્રત્યક્ષથી નાશ જણાય છે. તો પછી તમે તેનો નિષેધ કેમ કરો છો?

આચાર્ય:—જે છુટો પડેલો વિભાગ નાશ પામતો જણાય છે, તે વિભાગ તો ઔદારિક શરીરનો છે, જીવનો નથી, કેમકે જીવ તો અમૂર્ત હોવાથી કોઇ પણ રીતે તેનો વિભાગ થઈ શકે નહિ.

રોહગુપ્ત:—જીવ પુદ્‌ગળસ્કંધની પેઠે અવયવવાળો હોવાથી, તેને સંઘાત ભેદ ધર્મવાળો માનવામાં આવે તો શું દોષ છે? જેમ કોઇ પુદ્‌ગળ સ્કંધમાં અન્યપુદ્‌ગળ સ્કંધનો ખંડ-અંશ આવીને મળે છે, અને તેમાંનો કોઇક ખંડ છુટો પડીને અન્યત્ર પણ જાય છે; તેવી રીતે એક જીવમાં બીજા જીવનો અંશ આવીને મળે, અને તેનો કોઇ અંશ છુડો પડી જાય, એ પ્રમાણે સંઘાત-ભેદ ધર્મવાળો જીવ માનવાથી તેના અંશનો નાશ થવા છતાં પણ અન્ય અંશનો સંઘાત-સંબંધ થવાથી તેનો સર્વથા નાશ નહિ થાય.

આચાર્ય:—એમ માનવાથી વિશ્વાન્તરવર્તિ સર્વ જીવોને પરસ્પર સુખાદિ ગુણની સંકરતા થાય. કારણ કે જ્યારે એક જીવનો શુભાશુભ કર્મયુક્ત અંશ અન્ય જીવની સાથે સંબંધ પામે, ત્યારે તેના સુખાદિગુણ અન્યને પ્રાપ્ત થાય, અને અન્ય જીવનો અંશ તેની સાથે સંબંધ પામે, ત્યારે તે અન્યના સુખાદિ તેને પ્રાપ્ત થાય. આ પ્રમાણે સર્વ જીવોને પરસ્પર સુખાદિનું સાંકર્ય થાય, અને તેથી એકને કરેલા કર્મનો નાશ અને બીજાને નહિ કરેલા કર્મનું આગમન થાય. એટલે જીવને સંઘાત-ભેદ ધર્મવાળો માનવો એ સર્વથા અયોગ્ય છે.

રોહગુપ્તઃ—અસ્તુ, ઉપરોક્ત દોષથી જીવથી ભિન્ન જીવદેશ ને નોજીવ ન માનો, પરન્તુ જેમ ધર્માસ્તિકાયાદિથી અભિન્ન એવો તેનો દેશ, તે નોધર્માસ્તિકાયાદિ કહેવાય છે; તેમ જીવથી અભિન્ન એવો જીવદેશ તેને નોજીવ કહીએ તો શું દોષ છે?

આચાર્ય:—એમ માનવાથી આત્માના દરેક પ્રદેશને નોજીવ માનવા પડશે, અને એથી એકજ આત્મામાં અસંખ્યાતા નોજીવ થશે, અને જીવનો તો સર્વથા અભાવ થશે. આજ પ્રમાણે અજીવમાં પણ થશે, ધર્માસ્તિકાયાદિ, દ્વયણુક સ્કંધ અને ઘટાદિ અજીવોમાં દરેક પ્રદેશે અજીવનો એક દેશ હોવાથી તે સર્વને અજીવ કહેવા પડશે, તેમજ પરમાણુઓ પણ પુદ્ગલાસ્તિકાય રૂપ અજીવના દેશ હોવાથી તે પણ નોઅજીવ કહેવાશે, આથી સર્વત્ર અજીવના અભાવે નોઅજીવજ પ્રાપ્ત થશે, અને એમ થવાથી રાજસભામાં જે તેં ત્રણ રાશિ કહ્યા છે, તેની સિદ્ધિ ન થતાં, નોજીવ અને નોઅજીવ એવા બે રાશિનીજ સિદ્ધિ થશે. આ પ્રમાણે અનેક દોષો આવવાથી જીવનો છેદ થતો નથી અને નોજીવની સિદ્ધિ પણ થતી નથી. ૨૪૬૮-થી-૨૪૭૧.

પુચ્છાદિ અવયવોથી જીવપ્રદેશ છેદાયા છતાં પણ તે જીવ છે, નોજીવ નથી. એમ જણાવે છે

छिन्नो व होउ जीवो कह सो तल्लक्खणोऽवि नोजीवो ? ।
अह एवमजीवस्सवि देसो तो नोअजीवोत्ति ॥ २४७२ ॥

एवंपि रासओ ते न तिन्नि चत्तारि संपसज्जंति ।
जीवा तहा अजीवा नोजीवा नोअजीवा य ॥ २४७३ ॥

अह ते अजीवदेसो अजीवसामण्णजाइ-लिङ्गो त्ति ।
भिन्नोऽवि अजीवो च्चिय न जीवदेसोवि किं जीवो ? ॥ २४७४ ॥

छिन्नगिहकोलियाऽवि हु जीवो तल्लक्खणेहिं सयलो व्व ।
अह देसोत्ति न जीवो अजीवदेसोत्ति नोऽजीवो ॥ २४७५ ॥

પુચ્છાદિ અવયવ છેદાયા છતાં પણ તેમાં જીવનાં સ્ફુરણાદિ લક્ષણ છે તેથી તે જીવ છે, નોજીવ નથી; તે છતાં આગ્રહથી તે અવયવોને નોજીવ કહેતો હો, તો એજ પ્રમાણે અજીવના દેશને પણ નોઅજીવ તારે માનવો જોઇએ, અને એથી તારા અભિપ્રાયે ત્રણ રાશિ નહિ, પણ જીવ, અજીવ, નોજીવ અને નોઅજીવ એવા ચાર રાશિ થશે. અને જો અજીવસ્કંધથી છુટો પડેલો દેશ, અજીવની સમાન જાતિ અને લિંગવાળો છે, તેથી તે અજીવજ છે, ( નોઅજીવ નથી, એમ કહેતો હો ) તો જીવના દેશને પણ જીવ કેમ નથી માનતો? કારણ કે ગિરોલીનાં છુંદાએલ પુછાદિ અવયવરૂપ દેશમાં પણ લક્ષણો જીવના જેવાંજ છે. એ અવયવ એક દેશ હોવાથી જીવ નથી, ( એમ કહેતો હો, ( તો ઘટાદિ અજીવનો એક દેશ પણ અજીવ નહિ કહેવાય. ૨૪૭૨-થી-૨૪૭૫.

આચાર્ય:--રોહગુપ્ત! ગિરોલી આદિના પુચ્છાદિ અવયવ છેદાયા છતાં પણ તે જીવજ છે, નોજીવ નથી; કારણ કે સંપૂર્ણ ગિરોલી વિગેરે જીવને સ્ફુરણાદિ લક્ષણો વડે જીવ કહેવાય છે, તે સ્ફુરણાદિ લક્ષણો છેદાએલ અવયવમાં પણ હોય છે, તેથી તેને પણ જીવજ કહેવો જોઇએ. નોજીવ કહેવો એ સર્વથા અયોગ્ય છે.

રોહગુપ્તઃ—ભલે એવા લક્ષણો જણાતા હોય, પણ તે અવયવને તો નોજીવ કહેવો એજ ઠીક લાગે છે.

આચાર્યઃ—જો તને એવો આગ્રહ હોય, તો પછી એજ ન્યાયથી ઘટાદિ અજીવના એક દેશને પણ તારે નોઅજીવ માનવો જોઇએ. અને જો એમ માનીશ તો તું જે ત્રણ રાશિ કહે છે તે ન રહેતા, જીવ, અજીવ, નોજીવ, અને નોઅજીવ એવા ચાર રાશિ થશે.

રોહગુપ્તઃ—સંપૂર્ણ પ્રદેશાત્મક હોય, તેનેજ જીવ કહેવાય છે, અને આ ગિરોલી-આદિનાં છુંદાએલ અવયવ તો એક દેશ હોવાથી તેને જીવ ન કહેવાય, પણ નોજીવજ કહેવાય.

આચાર્યઃ—એ ન્યાયે તો ઘટાદિ અજીવના એક દેશને પણ અજીવ ન કહેવો જોઇએ, કેમકે સંપૂર્ણ અજીવ પ્રદેશાત્મક હોય, તેનેજ અજીવ કહેવાય. અને તદનુસારે અજીવનો એક દેશ નોઅજીવ કહેવાય, પણ અજીવ ન કહેવાય, અને એમ થવાથી પુનઃ ઉપર કહેલ ચાર રાશિજ થાય, પણ ત્રણ રાશિ ન થાય. ૨૪૭૫.

હવે "સમભિરુઢનય જીવ પ્રદેશને નોજીવ માને છે" એ પ્રશ્નનો ખુલાસો કરે છે.

नोजीवंति न जीवादण्णं देसमिह समभिरूढोऽवि ।
इच्छइ बेइ समासं जेण समाणाहिगरणं सो ॥ २४७६ ॥

जीवे य से पएसे जीवपएसे स एव नोजीवो ।
इच्छइ न य जीवदलं तुमं व गिहकोलियापुच्छं ॥ २४७७ ॥

न य रासिभेयमिच्छइ तुमं व नोजीवमिच्छमाणोऽवि ।
अन्नोऽवि नओ नेच्छइ जीवाजीवाहियं किंपि ॥ २४७८ ॥

इच्छउ व समभिरूढो देसं नोजीवमेगनइयं तु ।
मिच्छत्तं सम्मत्तं सव्वनयमयोवरोहेणं ॥ २४७९ ॥

तं जइ सव्वनयमयं जिणमयमिच्छसि पवज्ज दो रासी ।
पयविप्पडिवत्तीएऽवि मिच्छत्तं किं नु रासीसु ? ॥ २४८० ॥

("जीवे य से पएसे य से सेपएसे नोजीवे" આ અનુયોગદ્વારોક્ત આલાવાથી) સમભિરૂઢ નય પણ જીવથી ભિન્ન જીવદેશને નોજીવ માને છે એમ નહિં પરન્તુ (પૂર્વોક્ત આ આલાવાથી) તે સમાનાધિકરણ સમાસ કહે છે. એટલે કાલા કમળની પેઠે જીવ પ્રદેશ પદ વિશેષણ અને વિશેષ્યના અભેદ છે. અને તે જીવથી જુદો નહીં તેજ જીવ પ્રદેશ તે નોજીવ, એમ માને છે, પણ તુ કહે છે તેમ છુટા પડેલા ગિરોલીના પુંછડાની પેઠે જીવથી ભિન્ન જીવ પ્રદેશને નોજીવ નથી ઇચ્છતો; વળી તે નોજીવ માનવા છતાં પણ તારી પેઠે બે સિવાય ત્રીજી રાશિ નથી ઇચ્છતો, એ સિવાય બીજા નૈગમાદિ નયો પણ જીવ અને અજીવ સિવાય બીજુ કંઇ અધિક નથી માનતા. અથવા અસ્તુ, સમભિરૂઢનય જીવના દેશને નોજીવ તરીકે ભલે માને, પરન્તુ તે માન્યતા એકજ નયની હોવાથી મિથ્યાત્વ છે, પણ જે સર્વનયાત્મક વચન હોય તેજ સમ્યક્ત્વ છે. તેથી જો તું તે સર્વનયાત્મક જિનમતને ઇચ્છતો હો, તો જીવ અને અજીવ એવા બે રાશિ અંગીકાર કર, કેમ કે (જિન મત વિરૂદ્ધ) એક પદની પણ વિપ્રતિપત્તિ તે મિથ્યાત્વ છે, તો પછી રાશિમાં વિપ્રતિપત્તિ

હોય, તો તેમાં મિથ્યાત્વ થાય, એમાં શું નવાઇ ? કહેલું છે કે સૂત્રમાંના એક પદમાંનો એક અક્ષર પણ ન રૂચતો હોય અને શેષ આખું પદ રૂચતું હોય તો પણ મિથ્યાત્વ જાણવું. ૨૪૭૬-૨૪૭૭-૨૪૭૮-૨૪૭૯-૨૪૮૦.

ઇત્યાદિ યુક્તિઓ વડે સમજાવ્યા છતાં રોહગુપ્ત ન સમજ્યો, એટલે ગુરૂએ તેનો પરાભવ કરવાને રાજસભામાં વાદ શરૂ કર્યો. ને તેને જીત્યો એ વાત જણાવે છે.

एवंपि भणमाणो न पवज्जइ सो जओ तओ गुरुणा ।
चिंतियमयं पणट्ठो नासिहई मा बहुं लोगं ॥ २४८१ ॥
तो णं रायसभाए निग्गिण्हामि बहुलोगपच्चक्खं ।
बहुजणनाओऽवसिओ होही अग्गेज्झवक्खोत्ति ॥ २४८२ ॥
तो बलसिरिनिवपुरओ वायं नाओवणीयमग्गाणं ।
कुणमाणाणमईया सीसाऽऽयरियाण छम्मासा ॥ २४८३ ॥
एक्कोऽवि नावसिज्जइ जाहे तो भणइ नरवई नाहं ।
सत्तो सोउं सीयंति रज्जकज्जाणि मे भगवं ? ॥ २४८४ ॥
गुरुणाऽभिहिओ भवओ सुणावणत्थमियमेत्तियं भणियं ।
जइ सि न सत्तो सोउं तो निग्गिण्हामि णं कल्लं ॥२४८५ ॥
बीयदिणे वेइ गुरू नरिंद ! जं मेइणीए सब्भूयं ।
तं कुत्तियावणे सव्वमत्थि सव्वप्पतीयमियं ॥ २४८६ ॥
तं कुत्तियावणसुरो नोजीवं देहि जइ न सो नत्थि ।
अह भणइ नत्थि तो नत्थि किंव हेउप्पबंधेणं ॥ २४८७ ॥
तं मग्गिज्जउ मुल्लेण सव्ववत्थूणि किंत्थ कालेण ।
इय होउत्ति पवण्णे नरिंद-पइवाइ-परिसाहिं ॥ २४८८ ॥

सिरिगुत्तेणं छलुगो छम्मास विकड्ढिऊण वाए जिओ ।
आहरण कुत्तिआवण चोयाल सएण पुच्छाणं ॥२४८९॥ मू. भा. १३९

એ પ્રમાણે અનેક યુક્તિયોથી ગુરૂએ કહ્યા છતાં, રોહગુપ્તે તે અંગીકાર ન કર્યું. તેથી ગુરૂએ વિચાર્યું કે આ સમ્યગ્ માર્ગથી નાશ પામ્યો છે, તે ઘણા લોકોને નાશ ન પમાડે, તે માટે રાજસભામાં ઘણાં લોકોની સમક્ષ (વાદ કરીને) તેનો નિગ્રહ કરૂં. કેમકે એથી "આ પરાજય પામ્યો છે" એમ ઘણા લોકો જાણે, તો તેનું વચન કોઇ માન્ય ન કરે. એમ વિચારીને તે પછી બલશ્રી રાજાની આગળ ન્યાયોપનીત માર્ગનું સ્થાપન કરતા શિષ્ય અને ગુરૂને વાદ કરતા છ માસ વ્યતીત થયા. તો પણ એમાંથી એકે પરાજય ન પામ્યા; ત્યારે રાજાએ કહ્યું, ભગવાન્! મારાં રાજકાર્યોમાં વિઘ્ન પડે છે, તેથી હવે હું આ વાદ સાંભળવાને સમર્થ નથી. આથી ગુરૂએ કહ્યું, તમને શ્રવણ કરાવવાને માટે, અત્યારસુધી આ બધું કહ્યું, પણ જો હવે તે સાંભળવાને તમે સમર્થ નથી, તો આવતી કાલેજ તેનો પરાભવ કરીશ. તે પછી બીજે દિવસે ગુરૂએ કહ્યું, રાજન્! ત્રિભુવનમાં જે કોઇ વિદ્યમાન વસ્તુ છે, તે સર્વ કુત્રિકાપણમાં હોય છે, એ વાત સર્વને પ્રતીત છે,

તેથી કુત્રિકાપણમાં નોજીવની યાચના કરતાં, તેનો અધિષ્ઠાયક દેવ, નોજીવને આપે તો તે નથી એમ નહિ, પણ તે નથી એમ કહે, તો તે નોજીવ નથી એમ સિદ્ધ થાય; પછી આવા હેતુ-ઉદાહરણથી કાળક્ષેપ કરવાનું શું પ્રયોજન છે? માટે ત્યાં જઇને મૂલ્યવડે સર્વ વસ્તુઓ માગો, અહીં નિરર્થક કાળવ્યય શા માટે કરવો ? અસ્તુ એમ થાઓ. એ કથન રાજાએ-પ્રતિવાદીએ-અને સભ્યોએ કબુલ કર્યું તે પછી કુત્રિકાપણમાં એક સો ચુમ્માલીસ પ્રશ્નોના ઉદાહરણોથી શ્રીગુપ્ત આચાર્યે રોહગુપ્ત સાથે છ માસ પર્યન્ત વિવાદ કરીને તેને વાદમાં જિત્યો. ૨૪૮૧-થી-૨૪૮૯

કુત્રિકાપણની વ્યાખ્યા આ પ્રમાણે છે. કુ એટલે પૃથ્વી, ત્રિક એ ત્રણ, અને આપણ એટલે હાટ-દુકાન. અર્થાત્ સ્વર્ગ-મૃત્યુ અને પાતાળગત સર્વ વિદ્યમાન વસ્તુઓ જ્યાં વેચાતી મળે, તે કુત્રિકાપણ. અથવા કુત્રિજાપણ એવું બીજું નામ પણ એનું છે, ત્યાં એવો અર્થ થાય છે કે ત્રિભુવનમાંના ધાતુ-જીવ અને મૂળ એ ત્રણથી ઉત્પન્ન થએલ વસ્તુ જ્યાં વેચાતી મળે, તે કુત્રિજાપણ કહેવાય. આવા કુત્રિકાપણ અથવા કુત્રિજાપણ ઉજ્જયિની-ભરૂચ વિગેરે કેટલાક પ્રતિનિયત નગરોમાંજ હતા, એમ આગમમાં કહ્યું છે. એ કુત્રિકાપણમાં કોઇક વણિકને મંત્રારાધનથી વશ થએલ વ્યન્તરદેવ ત્રિભુવનગત સર્વ વસ્તુઓ લાવીને પૂરી પાડતો, તેથી ગ્રાહકને જે કંઇ જોઇએ તે સર્વ ત્યાંથી મળતું, અને તે વેચેલ વસ્તુનું મૂલ્ય તે વણિક લેતો. બીજા આચાર્યો એમ કહે છે કે એવા કુત્રિકાપણ વણિક વિના કેવળ દેવાધિષ્ઠિત-દેવોની માલેકીની હોય છે, અને તેથી તેમાંની વેચેલી વસ્તુનું મૂલ્ય પણ એ દેવોજ ગ્રહણ કરે છે.

એવા કુત્રિકાપણમાં વાદી-પ્રતિવાદી-રાજા-અને સભ્યો ગયા, ત્યાં જઇને એકસો ચુમ્માળીસ ઉદાહરણોના પ્રશ્નોથી જુદી જુદી વસ્તુઓ માગી, તેમાં જીવ અને અજીવથી વ્યતિરિક્ત નોજીવ માગતાં તે ન મળ્યો, ને તેથી રોહગુપ્ત પરાજય પામ્યો.

ઉપરોક્ત એકસો ચુમ્માળીસ પ્રશ્નનાં ઉદાહરણો કહે છે.

भू-जल-जलणा-निल-नह-काल-दिसा-ऽऽया मणो य दव्वाइं ।
भण्णंति नवेयाइं सत्तरस गुणा इमे अण्णे ॥ २४९० ॥
रूव-रस गंध-फासा संखा परिमाणमह-पुहुत्तं च ।
संजोग-विभाग-परा-ऽपरत्तबुद्धी सुहं दुक्खं ॥ २४९१ ॥
इच्छा दोस-पयत्ता एत्तो कम्मं तयं च पंचविहं ।
उक्खेवण-वक्खेवण-पसारणाऽऽकुंचणं गमणं ॥ २४९२ ॥
सत्ता सामण्णंपिय सामण्णविसेसया विसेसो य ।
समवाओ य पयत्था छच्छत्तीसप्पभेया य ॥ २४९३ ॥
पगईण अगारेण य नोगारोभयनिसेहओ सव्वे ।
गुणिआ ओयालसयं पुच्छाणं पुच्छिओ देवो ॥ २४९४ ॥

પૃથ્વી-જળ-અગ્નિ-વાયુ-આકાશ-કાળ-દિશા-આત્મા-ને મન એ નવ દ્રવ્યો કહેવાય છે: એ સિવાય બીજા સત્તર ગુણો છે, તે આ પ્રમાણે રૂપ-રસ-ગંધ-સ્પર્શ-સંખ્યા-પરિમાણ-પૃથક્ત્વ-સંયોગ-વિભાગ-પરત્વ-અપરત્વ-બુદ્ધિ-સુખ-દુઃખ-ઇચ્છા-દ્વેષ-અને-પ્રયત્ન. તથા કર્મ પાંચ પ્રકારે છે, ઉત્ક્ષેપણ-અપક્ષેપણ-પ્રસારણ-આકુંચન અને

ગમન. સામાન્ય-સત્તા અને સામાન્ય વિશેષ, અને વિશેષ એ ત્રિવિધ સામાન્ય વિશેષ, અને સમવાય. એ છ (મૂળ) પદાર્થ, તેના ઉત્તર ભેદ છત્રીસ, એ સર્વને પ્રકૃતિથી, અકારથી, નોકારથી, અને ઉભય નિષેધથી ગુણતાં એકસો ચુમ્માલીસ પ્રશ્ન થાય, એ પ્રશ્નોથી (કુત્રિકાપણના) દેવને પૂછયું. ૨૪૯૦ થી ૨૪૯૪.

પત્થર માટી વિગેરે પૃથ્વી, વરસાદ વિગેરેનું પાણી તે અપ્, અગ્નિ-વિદ્યુત્ વિગેરે તેજ, વાયુ, આકાશ તે સર્વનો આધાર, સમયાદિ સ્વરૂપ કાળ, પૂર્વાદિ દિશા, આત્મા અને મન, એ નવ દ્રવ્યો. શ્વેત-રક્તાદિ વર્ણ તે રૂપ, મધુરાદિ રસ, સુરભિ આદિ ગન્ધ, કોમળાદિ સ્પર્શ, બે ત્રણ વિગેરે સંખ્યા, ગોળ-ચોરસ વિગેરે પરિમાણ, જુદા પાડવામાં હેતુ ભૂત તે પૃથક્ત્વ, એકઠા કરવામાં હેતુ તે સંયોગ, ચીરવું વિગેરે વિભાગ, પરત્વ-અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા દ્વેષ, અને પ્રયત્ન, એ સત્તર ગુણ. ઉત્ક્ષેપણ એટલે ઊંચે ફેંકવું, અવક્ષેપણ એટલે નીચે ફેંકવું, આકુંચન એટલે સંકોચવું, પ્રસારણ એટલે ફેલાવવું, ગમન એટલે ગતિમાન થવું, એ પાંચ કર્મ. સત્તા-સામાન્ય-સામાન્ય વિશેષ અને વિશેષ એ ત્રણ પ્રકારનું સામાન્ય; તેમાં દ્રવ્ય-ગુણ-અને કર્મ એ ત્રણમાં સદ્બુદ્ધિનો હેતુ તે સત્તા. દ્રવ્યત્વ-ગુણત્વ વિગેરે સામાન્ય, અને પૃથિવીત્વ-જલત્વ-કૃષ્ણત્વ વિગેરે અવાન્તર સામાન્ય તે સામાન્યવિશેષ. આ ત્રિવિધ સામાન્યનો અર્થ બીજા આચાર્યો વળી આ પ્રમાણે કરે છે.-કોઇ પણ વિકલ્પરહિત તે મહાસામાન્ય, દ્રવ્યાદિ ત્રણમાં સદ્બુદ્ધિનો હેતુ તે સત્તા, દ્રવ્યત્વ-ગુણત્વ વિગેરે સામાન્ય વિશેષ આથી વિપરીતપણે પણ બીજાઓ આ ત્રણનો અર્થ કરે છે, કોઇ પણ વિકલ્પ રહિત તે સત્તા, દ્રવ્યાદિ ત્રણમાં સદ્બુદ્ધિનો હેતુ તે સામાન્ય, અને દ્રવ્યત્વાદિ રૂપ તે સામાન્ય વિશેષ. વિશેષ એટલે અન્ત્ય અને ગુણ-ગુણીનો સંબંધ તે સમવાય.

એ પ્રમાણે નવ દ્રવ્યો, સત્તર ગુણો, પાંચ કર્મ, ત્રણ સામાન્ય, સમવાય અને વિશેષ એ છત્રીસ ભેદ મૂળ છ પદાર્થના થાય. એ છત્રીસને પ્રકૃતિથી એટલે મૂળ શબ્દથી, અકારથી, નોકારથી અને અકાર નોકાર ઉભયથી, એમ ચાર પ્રકારે ગુણતાં એકસો ચુમ્માળીસ ભેદ થાય, એ સર્વ ભેદોથી કુત્રિકાપણના દેવ પાસે તે તે વસ્તુઓ માગીને પ્રશ્ન કરવા. તેથી જો તે વસ્તુ ત્રિભુવનમાં હશે, તો તે વસ્તુ દેવ આપશે, અને નહિ હોય, તો ના પાડશે. એથી તે વસ્તુની વિદ્યમાનતા કે અવિદ્યમાનતા માટે વિવાદ કરીને કાળ ક્ષેપ કરવાની જરૂર નહિ રહે. ૨૪૯૦ થી ૨૪૯૪.

એ પ્રશ્નો કેવી રીતે કર્યા? તેનાં ઉદાહરણ બતાવે છે; તેમાં પ્રથમ પ્રકૃતિ, અકાર અને નોકાર યુક્ત પ્રશ્નનાં ઉદાહરણ આપે છે.

पुढवित्ति देइ लेट्ठुं देसोवि समाणजाइ-लिंगोत्ति ।
पुढवित्ति सोअपुढवीं देहि त्ति य देइ तोयाई ॥ २४९५ ॥

देसपडिसेहपक्खे नोपुढवीं देइ लेट्ठुदेसं सो ।
लेट्ठुदव्वावेक्खो कीरइ देसोवयारो से ॥ २४९६ ॥

इहरा पुढवि च्चिय सो लेट्ठु व समाणजाइलिंगाओ ।
लेट्ठुदलंति व देसो जइ तो लेट्ठुवि भूदेसो ॥ २४९७ ॥

પૃથ્વી આપો. એમ (પ્રકૃતિથી–મૂળ શબ્દથી) યાચના કરતાં, દેવ ઢેફું આપે છે, કેમ કે તેનો તે દેશ પણ સમાન જાતિ લિંગવાળો હોવાથી પૃથ્વીજ છે. તથા અપૃથ્વી આપો, એમ યાચના કરતાં દેવ (પૃથ્વી સિવાય) જળાદિ આપે છે. દેશપ્રતિષેધ પક્ષમાં નોપૃથ્વી માગતાં તે ઢેફાનો એક દેશ આપે છે, કેમકે ઢેફારૂપ દ્રવ્યની અપેક્ષાએ તે વિભાગમાં દેશનો ઉપચાર કરાય છે; અન્યથા પરમાર્થથી તો તે ઢેફાનો વિભાગ, ઢેફાની પેઠે સમાનજાતિ–લિંગવાળો હોવાથી પૃથ્વીજ છે. ઢેફાનો વિભાગ દેશ હોવાથી પૃથ્વી ન કહેવાય, એમ જો કહેવામાં આવે તો ઢેફું પણ પૃથ્વીનો દેશ હોવાથી પૃથ્વી ન કહેવાય. ૨૪૯૫ થી ૨૪૯૭

સઘળાઓએ કુત્રિકાપણમાં જઇને પ્રકૃતિથી એટલે કેવળ મૂળ શબ્દથી "પૃથ્વી" આપો, એમ યાચના કરીને પ્રશ્ન કર્યો, એટલે તેના અધિષ્ઠાયક દેવે ઢેફું આપ્યું. પૃથ્વીત્વ અને સ્ત્રીલિંગ, એ ઉભય જાતિ અને લિંગથી ઢેફું પૃથ્વીની સમાન હોવાથી ઢેફું પણ પૃથ્વીજ કહેવાય. પછી "અપૃથ્વી આપો" એમ યાચના કરી એટલે દેવે જળ વિગેરે આપ્યું. કેમકે અપૃથ્વી એટલે જે પૃથ્વી નહિ તે. એથી કરીને પૃથ્વી સિવાયના સર્વ પદાર્થ અપૃથ્વીજ કહેવાય.

તે પછી 'નોપૃથ્વી' માગી એટલે દેવે નોશબ્દનો અર્થ દેશનિષેધાર્થમાં સમજીને પૂર્વે સમસ્ત પૃથ્વીપણે ઉપચાર કરેલ જે ઢેફું તેનો એક દેશ આપ્યો. દેશનિષેધાર્થમાં "નોપૃથ્વી" કહેવાથી પૃથ્વીનો એક દેશ સમજાય, પરન્તુ ઢેફાનો એક દેશ તો, પૃથ્વીના દેશનો પણ દેશ છે, એટલે તેને "નોપૃથ્વી" કેમ કહેવાય ? એવી શંકા કરવામાં આવે, તો તેના ઉત્તરમાં એમ સમજવું કે તેમાં દેશનો ઉપચાર કર્યો છે, કારણકે ઢેફામાં પૂર્વોક્ત યુક્તિથી સંપૂર્ણ પૃથ્વીદ્રવ્યનો આરોપ કર્યો છે. તેથી ઢેફારૂપ પૃથ્વી, દ્રવ્યની અપેક્ષાએ, ઢેફાના દેશને–વિભાગને પણ પૃથ્વીના દેશનો આરોપ કરેલો છે; અન્યથા ખરી રીતે તો ઢેફાનો વિભાગ પણ ઢેફાની પેઠે જાતિ આદિ સમાન લક્ષણવાળો હોવાથી પૃથ્વીજ છે. ઢેફાનો દેશ તે ઢેફાનો ખંડ માત્રજ છે; તેથી જાતિ આદિ લક્ષણ સમાન છતાં પણ તે પૃથ્વી ન કહેવાય, એમ શંકા કરવામાં આવે, તો તે અયોગ્ય છે, કારણ કે એ ન્યાયે તો પૂર્વે ઢેફાને પૃથ્વીપણે કહેલ છે, તે ઢેફું પણ પૃથ્વીનો દેશ હોવાથી પૃથ્વી નહિ કહેવાય. ૨૪૯૫–થી–૨૪૯૭.

ઢેફાનો વિભાગ પણ પૃથ્વી છે. એ બાબત દૃષ્ટાન્તથી સિદ્ધ કરે છે.

देहि भुवं तो भणिए सव्वाणेया न यावि सा सव्वा ।
सक्का सक्केण वि याणेउं कि [illegible] यावसेसेणं ? ॥ २४९८ ॥
जह घडमाणय भणिए न हि स[illegible]णयणसंभवो किंतु ।
देसा[illegible] विसिट्ठं चिय त[illegible]सओ समप्पेइ २४९९ ॥
पुढवि त्ति तहा भणिए त[illegible]गदसेऽवि पगरणवसाओ ।
लेट्ठुम्मि जायइ मई जहा तहा लेट्ठुदेसेऽवि ॥ २५०० ॥
ले[illegible]वावेक्खाए तह वि तद्देसभावओ तम्मि ।
उवयारो नोपुढवि पुढवि चिय जा [illegible]क्खणओ ॥ २५०१ ॥

(જો ઢેફાને પૃથ્વી ન કહેવાય.)તો "પૃથ્વી આપો" એમ કહેવાથી તેણે સર્વ-સંપૂર્ણ પૃથ્વી આપવી જોઇએ ને તે તો ઇન્દ્રથી પણ લાવી શકાય નહિ, તો પછી બીજા સામાન્ય દેવથી તો કયાંથીજ લવાય ? ન લવાય. માટે જેમ "ઘડો લાવો" એમ કહેવાથી સામાન્યપણે સર્વ ઘટ લાવવાનો સંભવ નથી. ( કેમકે સર્વનું પ્રયોજન નથી ) પરન્તુ તે અર્થવશાત્ દેશ-કાળાદિ વિશિષ્ટ કોઇ અમુકજ ઘટ લાવીને આપે છે; તેવીજ રીતે "પૃથ્વી આપો." એમ કહેવાથી ( સર્વ પૃથ્વી આપવી અશક્ય, તથા તેનું પ્રયોજન પણ નથી એટલે ) પ્રયોજનવશાત્ પૃથ્વીના એક દેશ રૂપ ઢેફામાં પૃથ્વીપણાની બુદ્ધિ થાય છે. તેમ ઢેફાના દેશમાં પણ "નોપૃથ્વી આપો" એમ કહેવાથી પૃથ્વીપણાની બુદ્ધિ થાય છે. (આ પ્રમાણે ઢેફાનો એક દેશ પૃથ્વીજ છે. ) તો પણ ઢેફા રૂપ દ્રવ્યની અપેક્ષાએ દેશભાવથી ઢેફાના એક દેશમાં ( પૂર્વોક્તન્યાયે ) પૃથ્વીત્વ જાતિ ને લક્ષણથી નોપૃથ્વીપણાનો ઉપચાર કરાય છે. ( તેથી ઢેફાનો એક દેશ "નોપૃથ્વી છે." ૨૪૯૮-થી-૨૫૦૧.

ઉભય નિષેધપક્ષની અપેક્ષાએ યાચવાનું ઉદાહરણ, તથા પ્રસ્તુત અર્થમાં સર્વ યાચનારૂપ પ્રશ્નોનું અવતરણ કરે છે—

पडिसेहदुगं पगइं गमेइ जं तेण नोअपुढविति ।
भणिए पुढवि त्ति गई देसनिसेहेऽवि तद्देसो ॥ २५०२ ॥
उवयाराओ तिविहं ध्रुवमध्रुवं नोध्रुवं च सो देइ ।
[illegible]ओ ध्रुवमध्रुवं तह सावयवाइं सव्वाइं ॥ २५०३ ॥
जीवमजीवं दाउं नोजीवं जाइओ पुणरजीवं ।
देइ [illegible]म्म जीवं न उ नोजीवं स जीवदलं ॥ २५०४ ॥

બે નિષેધ મૂળ અર્થને જણાવે છે, તેથી કરીને "નોઅપૃથ્વી આપો" એમ કહેવાથી (નોશબ્દ સર્વ નિષેધાર્થક માનીને) દેવ પૃથ્વી આપે છે. તથા ( નોશબ્દ દેશ નિષેધાર્થમાં માનીને ) અપૃથ્વીનો એક દેશ આપે છે. (એ પ્રમાણે) સર્વ સાવયવવાળી વસ્તુઓ (વ્યવહારથી) પૃથ્વી-અપૃથ્વી અને નોપૃથ્વી એ ત્રણ પ્રકારે ઉપચારથી દેવ આપે છે. તથા ( નિશ્ચયથી તો ) પૃથ્વી અને અપૃથ્વી એમ બે પ્રકારેજ આપે છે. ૨૫૦૨-થી-૨૫૦૪.

નોકાર તથા અકારરૂપ બે નિષેધથી પ્રકૃત અર્થનું પ્રતિપાદન થાયછે.તેથી કરીને "નોઅપૃથ્વી" આપો એમ કહેવાથી નોશબ્દને સર્વ નિષેધાર્થમાં માનીને દેવ પૃથ્વી-ઢેફું આપે છે. તથા નોશબ્દને દેશનિષેધાર્થમાં માનીને જળાદિરૂપ અપૃથ્વીનો એક દેશ આપે છે

આ પ્રમાણે યાચના કરવાથી કુત્રિકાપણનો દેવ ઉપચારથી વસ્તુ ત્રણ પ્રકારે આપેછે. પૃથ્વીની યાચના કરતા ઉપચારથી ઢેફુ આપે છે. અપૃથ્વી માગતા પાણી આદિ આપે છે અને નોપૃથ્વી માગતાં પૃથ્વીનો એક દેશ આપે છે. નોઅપૃથ્વીની યાચનાનો પ્રશ્ન પહેલા અને બીજા પ્રકારમાં અન્તર્ભૂતથાય છે, એટલે ચોથી વસ્તુ માગી નથી. આ પ્રમાણે ત્રણ પ્રકારે વસ્તુની યાચના વ્યવહાર નયની અપેક્ષાએ ઘટે છે, કેમકે એ નય દેશ તથા દેશીનો વ્યવહાર માને છે. નિશ્ચય નય એ પ્રમાણે નથી માનતો. એ નયની અપેક્ષાએ તો પૃથ્વી અને અપૃથ્વી એ બે પ્રકારે જ વસ્તુ માગી શકાય. નોપૃથ્વીરૂપ ત્રીજો પ્રકાર તો દેશ-દેશીના વ્યવહારમાંજ ઘટી શકે. તેવા વ્યવહારને નિશ્ચય નય માનતો નથી.

એજ પ્રમાણે પૃથ્વી સિવાય બીજી જળાદિ વસ્તુઓની યાચના કરતાં પણ કુત્રિકાપણના દેવ વ્યવહારથી ત્રણ પ્રકારે જ વસ્તુ આપે છે. કારણ કે એ જળ વિગેરે સર્વ વસ્તુઓ અવયવવાળી હોવાથી તેમાં દેશ દેશીનો વ્યવહાર ઘટી શકે. પરન્તુ નિશ્ચય નયના મતે એવો દેશદેશી વ્યવહાર માન્ય નથી, તેથી તેની અપેક્ષાએ અવયવવાળી વસ્તુઓનું દાન પણ બેજ પ્રકારે થઇ શકે. તાત્પર્ય એ છે કે અવયવવાળી વસ્તુનું દાન બે અથવા ત્રણ પ્રકારે થઈ શકે, પરન્તુ નિરવયવ વસ્તુનું તો દાન બેજ પ્રકારે થઇ શકે. ૨૫૦૨-૦૪

અવયવ રહિત વસ્તુ બેજ પ્રકારે આપી શકાય તે કહે છે.

तो निग्गहिओ छलुओ गुरू वि सक्कारमुत्तमं पत्तो ।
धिद्धिक्कारोवहओ छलुओऽवि सभाहिं निच्छूढो ॥ २५०५ ॥
वाए पराजिओ सो निव्विसओ कारिओ नारंदेण ।
घोसावियं च नयरे जयइ जिणो वद्धमाणो त्ति ॥२५०६॥ मू. भा. १४०

જીવ માગવાથી જીવ આપે છે, અજીવ માગવાથી અજીવ આપે છે, નોજીવ માગવાથી પુન: અજીવ આપે છે, અને નોઅજીવ માગવાથી જીવ આપે છે; પરન્તુ જીવના વિભાગ રૂપ નોજીવ નથી આપતો. (આ પ્રમાણે બેજ રાશિ હોવાથી) રોહગુપ્ત પરાભવ પામ્યો, અને ગુરૂ ઉત્તમ સત્કાર પામ્યા. આથી ધિક્કાર પામેલા રોહગુપ્તને સભામાંથી બહાર કાઢયો. ૨૫૦૫-૨૫૦૬.

પૂર્વે કહ્યા મુજબ સાવયવી વસ્તુનું દાન વ્યવહારથી અને નિશ્ચયથી ત્રણ પ્રકારે અને બે પ્રકારે થઇ શકે; પરન્તુ નિરવયવી વસ્તુનું દાન તો બન્ને અપેક્ષાથી બેજ પ્રકારે થઇ શકે છે. "જીવ આપો" એમ યાચના કરી એટલે દેવે શુક-સારિકાદિ જીવ આપ્યા. "અજીવ આપો" એમ યાચના કરી એટલે માટી અથવા પત્થરનો ટુકડો આપ્યો. "નોજીવ આપો" એમ યાચના કરી એટલે દેવે નોશબ્દને સર્વ નિષેધાર્થમાં માનીને પુન: પત્થરનો ટુકડા રૂપ અજીવ આપ્યો. "નોઅજીવ આપો." એમ યાચના કરી, એટલે બે નિષેધ મૂળ અર્થને જણાવતા હોવાથી દેવે શુક-સારિકાદિ જીવ આપ્યો, આ પ્રમાણે ચાર વિકલ્પથી યાચના કરતાં જીવ અને અજીવ એવા બેજ પદાર્થની પ્રાપ્તિ થઇ, પણ તે સિવાય ગધેડાના શીંગડા જેવા અસત્ ત્રીજા નોજીવની પ્રાપ્તિ ન થઇ. આથી રાજા અને સર્વ સભાસદોની ખાતરી થઇ કે જીવ અને અજીવ એવા બેજ રાશી છે, પણ રોહગુપ્ત કહે છે તેવો ત્રીજો નોજીવ રાશિ નામનો પદાર્થ નથી. આ પ્રમાણે સર્વને દૃઢ પ્રતીતિ થઇ એટલે રોહગુપ્ત પરાભવ પામ્યો, તેથી તેનો તિરસ્કાર કરીને સભાથી બહાર કાઢયો, અને આ ગુરૂને અતિશય સન્માન આપ્યું. રોહગુપ્ત વાદમાં પરાભવ પામ્યો, એટલે રાજાએ તેને નિર્વિષય કર્યો, અને નગરમાં ઘોષણા કરાવી કે શ્રી વર્ધમાનજિન જયવન્ત વર્તે છે. (પછી ઉદ્વેગ પામેલા ગુરૂએ પરાજય પામેલા રોહગુપ્તના મસ્તક પર બળખાવાળું રાખથી ભરેલું ચપ્પણીયું ફોડયું.) ૨૫૦૫-૨૫૦૬

રોહગુપ્તનો પરાભવ, અને તેનું બીજું નામ ષડૂલુક કહેવાનું કારણ.

तेणा[illegible] निवेसाओ समई विगप्पियपयत्थमा[illegible]य ।
व सेसियं पणीयं फा[illegible]कयमण्णमण्णेहिं ॥ २५०७ ॥

नामेण रोहगुत्तो गुत्तेण लप्पए स चोलूओ ।
दव्वाइछप्पयत्थोवएसणाओ छलूउ त्ति ॥ २५०८ ॥

આથી અભિનિવેશીત થએલા રોહગુપ્તે પોતાની બુદ્ધિથી કલ્પેલા ( દ્રવ્ય-ગુણ-કર્મ આદિ ) છ પદાર્થો પ્રતિપાદન કરનારૂં વૈશેષિક દર્શન રચ્યું, તે દર્શનને તેના બીજા શિષ્યોએ વિસ્તૃત કરીને આટલા કાળ પર્યન્ત પ્રસિદ્ધ રાખ્યું. આનું રોહગુપ્ત નામ હતું, ઉલૂકગોત્ર હતું, અને દ્રવ્ય-ગુણ-કર્મ-સામાન્ય-વિશેષ-ને સમવાય એ છ પદાર્થની પ્રરૂપણા કરતો હતો, તેથી કરીને એનું બીજું નામ ષડુલૂક પણ કહેવાતું. ૨૫૦૭-૨૫૦૮.

અહીં રોહગુપ્ત નામના છઠ્ઠા નિન્હવનો વાદ સમાપ્ત થયો.

---

હવે ગોષ્ઠામાહીલ નામના સાતમા નિન્હવની વિપ્રતિપત્તી કહે છે.

पंच सया चुलसीया तइया सिद्धिं गयस्स वीरस्स ।
तो अबद्धियदिट्ठी दसउरनयरे समुप्पन्ना ॥ २५०९ ॥ मू. भा. १४१

दसउरनगरुच्छुघरे अज्जरक्खिय पूसमित्ततियगं च ।
गोट्ठामाहिल नवम-ट्ठमेसु पुच्छा य विंझस्स ॥ २५१० ॥ मू. भा. १४२

सोऊण कालधम्मं गुरुणो गच्छम्मि पूसमित्तं च ।
ठवियं गुरुणा किल गोट्ठमाहिलो मच्छरियभावो ॥ २५११ ॥

ભગવન્ત મહાવીરદેવ મોક્ષે ગયા પછી પાંચસોને ચોરાશી વર્ષે દશપુરનગરમાં અબદ્ધિક નિન્હવદૃષ્ટિ ઉત્પન્ન થઈ. દશપુરનગરમાં ઇક્ષુગૃહની અંદર આર્યરક્ષિતસૂરિ રહેતા હતા, તેમને ઘૃતપુષ્પમિત્ર-વસ્ત્રપુષ્પમિત્ર-અને દુર્બલિકાપુષ્પમિત્ર એ નામના ત્રણ શિષ્યો થયા. ગોષ્ઠામાહિલ નામના ચોથા શિષ્યને આઠમા તથા નવમા પૂર્વમાં કર્મ અને પ્રત્યાખ્યાન સંબંધી વિપ્રતિપત્તી થઇ. તે માટે તે વિન્ધ્યની સાથે પ્રશ્નોત્તર કરવા લાગ્યો. એ વાતનો ક્રમ જણાવે છે. ગુરૂનો કાળધર્મ સાંભળીને તથા ગચ્છમાં પુષ્પમિત્રને ગુરૂએ પદપ્રતિષ્ઠિત કર્યા, એમ જાણીને ગોષ્ઠામાહિલ મત્સરભાવવાળો થયો. ૨૫૦૯-થી-૨૫૧૧.

આ નિન્હવ દર્શનની ઉત્પત્તિ આર્યરક્ષિતાચાર્યના કથાનકથી સારી રીતે જાણી શકાય એમ છે. એ કથા મૂળ આવશ્યકમાં વિસ્તારથી છે, પણ અહીં તેનો અધિકાર હોવાથી સંક્ષેપથી કહેવામાં આવે છે.

દશપુર નગરમાં સોમદેવ નામે બ્રાહ્મણ હતો, તેને રૂદ્રસોમા નામે ભાર્યા હતી, તે જિનવચનમાં અનુરાગવાળી પરમ શ્રાવિકા હતી. તેનાથી સોમદેવને રક્ષિત નામનો પુત્ર પ્રાપ્ત થયો, તે ચૌદ વિદ્યામાં પારંગત હતો. તેણે પોતાની માતાની પ્રેરણાથી તોસલીપુત્ર આચાર્ય પાસે દીક્ષા અંગીકાર કરી. ગુરૂ પાસે રહીને તેણે સંપૂર્ણ અગીઆર અંગ, અને બારમા અંગ દૃષ્ટિવાદમાંથી પણ જેટલું ગુરૂ પાસે હતું તેટલું ગ્રહણ કર્યું, તે સિવાય નવ પૂર્વ અને ચોવીસ યવિક, એટલું શ્રુત આર્યવૈરસ્વામિ પાસેથી ગ્રહણ કર્યું. તે પછી ફલ્ગુરક્ષિત નામે પોતાના ભાઇ, માતાની આજ્ઞાથી પોતાને બોલાવવા આવ્યા હતા, તેમને

દીક્ષા આપી. પછી બન્ને ભાઇઓ માતપિતા પાસે આવ્યા, ત્યાં આવીને ઉત્તમબોધ આપી પોતાના માતા પિતા તથા મામા ગોષ્ઠામાહિલ વિગેરે સર્વ સ્વજનવર્ગને કલ્યાણકારિણી દીક્ષા અંગીકાર કરાવી. એ પ્રમાણે જુદા જુદા અનેક ભવ્યાત્માઓને દીક્ષા આપવાથી આર્યરક્ષિતસૂરિના સાધુઓનો ગચ્છ બહુ મોટો થયો. એમાં દુર્બલિકાપુષ્પમિત્ર ઘૃતપુષ્પમિત્ર અને વસ્ત્રપુષ્પમિત્ર એવા નામના ત્રણ પુષ્પમિત્ર થયા. એમાંના દુર્બલિકાપુષ્પમિત્ર નવ પૂર્વ ભણ્યા હતા. વળી આ ગચ્છમાં ચાર મુખ્ય સાધુઓ હતા. દુર્બલિકાપુષ્પમિત્ર, વિન્ધ્ય, ફલ્ગુરક્ષિત, અને ગોષ્ઠામાહિલ. આ ચારમાંથી દુર્બલિકાપુષ્પમિત્રને આચાર્યશ્રીએ વિન્ધ્ય નામના શિષ્યને વાચના આપવા માટે આજ્ઞા કરી, તદનુસારે વાચના આપતાં નવમા પૂર્વની અંદર સ્ખલના થવા લાગી. આથી આચાર્ય મહારાજે વિચાર્યું કે આવા બુદ્ધિશાળીને પણ આ પ્રમાણે જો સૂત્રાર્થની વિસ્મૃતિ થાય, તો પછી બીજા સૂત્રો પણ યાદ રાખવા મુશ્કેલ થશે. એમ વિચારીને પૂર્વે કહ્યા મુજબ જુદા જુદા અનુયોગની વ્યવસ્થા કરી, અને નયો ઘણું કરીને ગુહ્ય મૂઢ રાખ્યા એટલે નયની વ્યાખ્યાનો વિભાગ બંધ કર્યો. અન્યદા આર્યરક્ષિતસૂરિ વિહાર કરતા અનુક્રમે મથુરા નગરીએ આવ્યા ત્યાં આવીને ભૂતગુફામાં વ્યન્તર ગૃહની અંદર રહ્યા.

એ દરમીઆન મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધરસ્વામિ પાસે નિગોદનું સ્વરૂપ સાંભળીને વિસ્મય થયેલા ઇન્દ્રે ભગવન્તને પૂછ્યું. પ્રભો! જેવું સૂક્ષ્મ નિગોદનું સ્વરૂપ આપે કહ્યું, તેવું સ્વરૂપ બરાબર જાણીને પ્રરૂપનાર કોઈ વ્યક્તિ વર્તમાન સમયે ભરત ક્ષેત્રમાં છે? ભગવન્તે ઉત્તરમાં કહ્યું કે દેવેન્દ્ર! એજ પ્રમાણે જાણીને પ્રરૂપનાર અત્યારે આયરક્ષિતસૂરિ છે. એ સાંભળીને વિસ્મય-કૌતુક અને ભક્તિથી પૂર્ણ થએલ ચિત્તવાળા ઇન્દ્રે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને, જ્યારે બીજા સર્વ સાધુઓ ભિક્ષા માટે ગયા, ત્યારે આર્યરક્ષિતસૂરિ પાસે આવીને પૂછ્યું. ભગવન્! મને મહાન્ વ્યાધિ થયો છે, તેથી હવે અનશન કરવાની ઇચ્છા રાખું છું, તો કૃપા કરીને જણાવશો કે મારું આયુષ્ય કેટલું અવશેષ છે? આથી યવિકોમાં આયુશ્રેણિમાં ઉપયોગ આપીને આચાર્યશ્રીએ જાણ્યું કે આ મનુષ્ય નથી, તેમ કોઈ વ્યંતરાદિ પણ નથી, પરન્તુ બે સાગરોપમની આયુસ્થિતિવાળો સૌધર્માધિપતિ ઇન્દ્ર છે, તે પછી આચાર્યશ્રીએ વૃદ્ધાવસ્થાથી નીચે પડતી તેની ભ્રકુટીને ઊંચી કરીને વેશધારી બ્રાહ્મણ તરફ નજર કરીને કહ્યું, અરે! તમે તો ઇન્દ્ર છો. આથી પ્રસન્ન થએલા ઇન્દ્રે તીર્થંકર પાસે બનેલી સર્વ હકીકત જણાવી, અને નિગોદના જીવોનું સ્વરૂપ પૂછ્યું એટલે આચાર્યશ્રીએ પણ વિસ્તારથી નિગોદનું સ્વરૂપ યથાર્થ કહ્યું; આથી અતિપ્રસન્ન થએલા ઇન્દ્રે નમસ્કાર કરીને કહ્યું, પ્રભો! આપે કહ્યું તેવુંજ સ્વરૂપ સીમંધર સ્વામિએ કહ્યું હતું. હવે હું જાઉં છું. આચાર્યશ્રીએ કહ્યું-દેવેન્દ્ર! જ્યાંસુધી સાધુઓ આવે ત્યાંસુધી થોડીવાર ઉભા રહો, કારણ કે તેઓ તમને જોઇને "ઇન્દ્રનું આગમન આવા કાળમાં પણ થાય છે." એમ જાણીને સ્થિરતા પામશે. ઇન્દ્રે કહ્યું-ભગવન્ત! અસ્તુ એમ કરીશ, પરન્તુ મારું સ્વાભાવિક સ્વરૂપ જોઇને હીનસત્ત્વવાળા જીવો નિયાણું કરશે તો? સૂરિએ કહ્યું, તમારું તે કહેવું સત્ય છે, તો હવે તમે જાવ અહીં ન રહેતાં તમારા આગમનનું કોઇ ચિન્હ કરી જાઓ. આથી ઇન્દ્રે તે ઉપાશ્રયનું બારણું જે દીશામાં હતું, ત્યાંથી ફેરવીને બીજી દીશા તરફ કર્યું, અને પછી પોતાના સ્થાનકે ગયો. ઇન્દ્રના ગયા પછી ગોચરી ગએલા સાધુઓ આવ્યા, તેઓ ઉપાશ્રયનું બારણું ફરી ગએલું જોઇને વિસ્મય પામ્યા, તે સંબંધી ગુરૂશ્રીને પૂછતાં ગુરૂએ સર્વ વ્યતિકર તેઓને કહી સંભળાવ્યો.

તે પછી ત્યાંથી નીકળીને કેટલાક દિવસ વિહાર કરી પરિવાર સહિત આચાર્યશ્રી દશપુર-નગરમાં પાછા આવ્યા.

આચાર્યશ્રીના ગયા પછી મથુરાનગરીમાં "માતા-પિતાદિ પણ નથી" ઇત્યાદિ પ્રરૂપણા કરનાર મહાનાસ્તિક ઉત્પન્ન થયો, તે વખતે ત્યાં તેનો કોઈ પ્રતિવાદી ન હતો, એથી ત્યાંના શ્રીસંઘે તે વખતના યુગપ્રધાન આર્યરક્ષિતસૂરિ પાસે કેટલાક સાધુ સમુદાયને તે બનાવ જણાવવાને મોકલ્યા. સાધુઓએ દશપુરનગરમાં આવીને આચાર્યશ્રીને સર્વ હકીકત જણાવી, એટલે પોતે અતિવૃદ્ધાવસ્થાને લીધે જવાને અશક્ત હોવાથી, વાદ-લબ્ધીવાળા ગોષ્ઠામાહિલને મથુરા નગરીએ મોકલ્યા, તેમણે ત્યાં જઇને તે નાસ્તિક-વાદીને પરાભવ કર્યો, એટલે ત્યાંના શ્રાવકોએ તેમને ત્યાંજ ચાતુર્માસ કરાવ્યું.

એ દરમીઆન દશપુરનગરમાં આર્યરક્ષિતસૂરિએ પોતાની પાટે દુર્બલિકા પુષ્પમિત્રને સ્થાપવાનો નિશ્ચય કર્યો; પરન્તુ બીજા સાધુઓનો વિચાર પોતાના સંબંધી ગોષ્ઠામાહિલ અથવા ફલ્ગુરક્ષિતને પાટે સ્થાપવાનો હતો. આ પ્રમાણે મતભેદ પડવાથી આચાર્યશ્રીએ ગચ્છના સર્વ સાધુ સમુદાયને બોલાવીને કહ્યું કે-ત્રણ ઘડા ભરેલા છે, તેમાં એક વાલથી ભરેલો છે, બીજો તેલથી ભરેલો છે, અને ત્રીજો ઘીથી ભરેલો છે. એ ઘડાઓ ઉંધા વાળવાથી વાલ સઘળા નીકળી જાય છે, તેલ અલ્પ માત્ર ચોંટી રહે છે અને ઘીતો ઘણુંજ વળગી રહે છે, એજ પ્રમાણે દુર્બલિકાપુષ્પમિત્ર પાસે, હું વાલના ઘડા જેવો થયો છું, એટલે કે મારી પાસે જેટલું સૂત્રાર્થમય શ્રુત હતું, તે સર્વ તેણે ગ્રહણ કર્યું છે. ફલ્ગુ-રક્ષિત પાસે હું તેલના ઘડા જેવો થયો છું, એટલે કે સર્વ શ્રુત તેણે મારી પાસેથી ગ્રહણ નથી કર્યું; અને ગોષ્ઠામાહિલ પાસે હું ઘીના ઘડા જેવો થયો છું, એટલે કે ઘણુંજ શ્રુત હજી તેને આપ્યા સિવાયનું મારી પાસે અવશેષ છે. આ પ્રમાણે દુર્બલિકા પુષ્પમિત્ર મારા જેટલાજ શ્રુતજ્ઞ હોવાથી તેજ તમારા આચાર્ય થવાને યોગ્ય છે. એ પ્રમાણે ગુરૂશ્રીના ઉપ-દેશથી સર્વ સાધુઓએ દુર્બલિકાપુષ્પમિત્રને આચાર્ય તરીકે કબુલ રાખ્યા, પછી આચાર્ય-શ્રીએ તેમને પોતાના પદે નિયત કરીને કહ્યું કે જેવી રીતે ગોષ્ઠામાહિલ અને ફલ્ગુરક્ષિત તરફ હું વર્તું છું, તેવીજ રીતે તમે પણ વર્તજો, જરા પણ તેમને ખેદ પામવાનું કારણ આપશો નહિ. તે પછી ગચ્છને કહ્યું, કે જે રીતે તમે સર્વ મારી સાથે વિનયથી વર્ત્યા છો, તેવી રાતે આમની સાથે પણ વર્તજો, વળી મારે માટે તમે કાંઇ કર્યું હશે અથવા નહિ કર્યું હોય, તે વખતે હું રોષ ન કરતો, પરન્તુ આસૂરિ તેમ કરશે નહિ, માટે તમે તેમનો વિનય બહુ સારી રીતે કરજો. ઇત્યાદિ બન્ને પક્ષને શિખામણ આપીને આચાર્ય શ્રી "ભક્ત પ્રત્યાખ્યાન" કરીને કાળ ધર્મ પામી દેવલોક ગયા.

તે પછી ગોષ્ઠામાહિલે સાંભળ્યું કે "ગુરૂશ્રી પરલોક ગયા." તેથી તે ચાતુર્માસ વિત્યા પછી મથુરાનગરીથી દશપુરનગરે આવ્યા, અને પૂછતા લોકોથી માલુમ પડ્યું કે ગુરૂએ પોતાના પદપર દુર્બલિકાપુષ્પમિત્રને સ્થાપન કર્યા છે, આથી રોષ પામીને ગોષ્ઠા-માહિલ બીજી અલગ વસતિમાં ઉતર્યા, પછી તે દુર્બલિકાપુષ્પમિત્રના ઉપાશ્રયે, તેમને સ-ર્વને મળવા ગયા, તે ત્યાં ગયા, એટલે બીજા સાધુઓએ ઉભા થઇને માન પૂર્વક કહ્યું કે તમે જુદા શામાટે રહ્યા,? અહીં સર્વની ભેગાજ આવો તો શું હરકત છે.? ગોષ્ઠામાહિલે તે માન્યું નહિ અને જુદા રહ્યા, તે વખતે દુર્બલિકાપુષ્પમિત્ર બીજા સાધુઓને આઠમા પ્રત્યા-ખ્યાનપૂર્વનું વ્યાખ્યાન આપતા હતા, ગોષ્ઠામાહિલ તે વ્યાખ્યાન અભિમાનથી સાંભળતા નહિ, પરન્તુ વ્યાખ્યાન મંડળીમાં બેસીને લક્ષપૂર્વક શ્રવણ કરતા વિન્ધ્યનામના મુનિ પાસે-

થી તે સર્વ સાંભળતા. કેટલાક દિવસ એમ ચાલ્યા પછી એક દિવસે આઠમા કર્મપ્રવાદ અને નવમા પ્રત્યાખ્યાન પૂર્વમાં, કર્મ તથા પ્રત્યાખ્યાનના વિચારમાં ગોષ્ઠામાહિલને વિપ્રતિપત્તિ થઈ, અને તે અભિનિવેશથી તે નિન્હવ થયો. ૨૫૦૯-૨૫૧૦-૨૫૧૧.

મત્સર અધ્યવસાય નિચે મુજબ કર્યો.

वीसु वसहीए ठिओ छिद्दन्नेसणपरो य स कयाए ।
विंझस्स सुणइ पासेऽणुभासमाणस्स वक्खाणं ॥ ॥ २५१२ ॥
कम्मप्पवायपुव्वे बद्धं पुट्ठं निकाइयं कम्मं ।
जीवपएसेहिं समं सूईकलावोवमाणाओ ॥ ॥ २५१३ ॥
उव्वट्टणसंकेरो संथोभो खवणमणुभवो वावि ।
अणिकाइयम्मि कम्मे निकाइय पापमणुभवणं ॥ ॥ २५१४ ॥
सोउं भणइ सदोसं वक्खाणमिणं ति पावइ जओ मे ।
मोक्खाभावो जीवप्पएसकम्माविभागाओ ॥ ॥ २५१५ ॥

છિદ્ર જોવામાં તત્પર એવો ગોષ્ઠામાહિલ જુદા ઉપાશ્રયમાં આવી રહ્યા, અને સાંભળીને વ્યાખ્યાન કરતા વિન્ધ્યની પાસે તે વ્યાખ્યાન સાંભળવા લાગ્યો. સોયોના સમૂહના ઉદાહરણની પેઠે બદ્ધ-સ્પૃષ્ટ-અને નિકાચિત કર્મ જીવના પ્રદેશની સાથેજ હોય છે, અનિકાચિત કર્મમાં, ઉદ્વર્તના-અપવર્તના-સંક્રમ-ક્ષપણા-અને વિપાકાનુભવ થાય છે, અને નિકાચિત કર્મમાં તો પ્રાયઃ વિપાકાનુભવજ થાય છે. ઇત્યાદિ કર્મપ્રવાદ પૂર્વમાનું વ્યાખ્યાન સાંભળીને ગોષ્ઠામાહિલે કહ્યું કે એ વ્યાખ્યાન દોષવાળું છે, કેમકે એ પ્રમાણે જીવપ્રદેશ અને કર્મનો વિભાગ ન થવાથી તમારે મોક્ષનો અભાવ પ્રાપ્ત થશે. ૨૫૧૨-૨૫૧૫.

પૂર્વે કહ્યા મુજબ દુર્બલિકાપુષ્પમિત્રને આચાર્ય પદપર સ્થાપિત થએલા જાણીને ગોષ્ઠામાહિલ મત્સરભાવે તેમની સાથે ન રહેતાં જુદા ઉપાશ્રયમાં રહ્યા. તે દરમિઆન આચાર્ય શ્રીપુષ્પમિત્ર સાધુ સમુદાયને આઠમા કર્મપ્રવાદ અને નવમા પ્રત્યાખ્યાન પૂર્વની વાચના આપતા હતા. અભિમાનથી અન્ધ થએલ ગોષ્ઠામાહિલ વાચના લેવાને આચાર્ય પાસે જતા નહિ, પરન્તુ વાચના લઇને આવેલા બીજા વિન્ધ્ય નામના મુનિ પાસે તે જ વ્યાખ્યાન સાંભળતા, એક દિવસે કર્મપ્રવાદ પૂર્વની વાચના સાંભળીને વિન્ધ્યમુનિ ગોષ્ઠામાહીલને તેજ વાચના કહેવા લાગ્યા કે-કષાયરહિત ઇર્યાપથહેતુક જે કર્મ હોય છે, તે જીવપ્રદેશોની સાથે બદ્ધ માત્ર હોય છે, અને તે સૂકી ભીંત ઉપર પડેલી ચૂર્ણની મુઠીની પેઠે પ્રથમ સમયે બંધાઇને બીજા સમયેજ ભોગમાં આવી અલ્પ કાળાન્તરની સ્થિતિ પામીને તરત જ જીવપ્રદેશથી છુટી જાય છે. કેટલાક કર્મ બદ્ધ-સ્પૃષ્ટ હોય છે, બદ્ધ એટલે જીવપ્રદેશની સાથે જેનો સંયોગ માત્ર થયો હોય તે, અને સ્પૃષ્ટ તે જીવપ્રદેશની સાથે તદ્રુપ થઇ ગએલ હોય. એવા બદ્ધ-સ્પૃષ્ટ કર્મ ભીની ભીંતપર પડેલી ભીંના રજની પેઠે કંઇક વધારે કાળાન્તરે છુટે છે. વળી કેટલાંક કર્મ બદ્ધ-સ્પૃષ્ટ-નિકાચિત હોય છે, એટલે કે ઉપર કહેલ સ્વરૂપવાળું બદ્ધસ્પૃષ્ટ કર્મ ગાઢ અધ્યવસાયથી બાંધીને અપવર્તનાદિ કરણને અયોગ્ય કર્યું હોય, તે નિકાચિત કહેવાય છે. આવું કર્મ કાળાન્તરે પણ વિપાકથી અનુભવ્યા સિવાય ઘણું કરીને દૂર નથી થતું. આ ત્રિવિધ કર્મનો બંધ સોયોના સમૂહના ઉદાહરણથી વધારે સ્પષ્ટ સમજી શકાશે. માત્ર દોરીવડે વીંટાઇને એકત્રિત થએલ સોયોના સમૂહની પેઠે બદ્ધકર્મ હોય છે. લોહાના પટ્ટાથી સખત બંધાએલ સોયોના સમૂહની પેઠે બદ્ધસ્પૃષ્ટ કર્મ હોય છે, અને

અગ્નિથી તપાવી, હથોડાથી ટીપીને સર્વથા એકત્રિત કરેલ સોયોના સમૂહની પેઠે બદ્ધ-સ્પૃષ્ટ નિકાચિત કર્મ હોય છે

નિકાચિત અને અનિકાચિત કર્મમાં એટલો તફાવત છે કે-બંધન-સંક્રમણ-અપવર્તના-ઉદ્વર્તના-ઉદીરણા ઉપશમના-નિધત્તિ-અને નિકાચના કર્મસંબંધી કરણોછે. એમાંના જે અપવર્તનાદિ કરણો છે, તે અનિકાચિત કર્મમાં પ્રવર્તે છે, એટલે કે અનિકાચિત કર્મની સ્થિતિનો હાની વૃદ્ધિ-અન્ય પ્રકૃતિમાં સંક્રમ-પ્રકૃત્યન્તરમાં સંક્રમાવીને પ્રદેશોદયવડે તેનો ક્ષય, તેમજ સ્વ સ્વરૂપે પ્રકૃતિનો વિપાકથી અનુભવ એ સઘળું થાય છે; પરન્તુ નિકાચિત કર્મમાં એવું કંઇ પણ નથી થતું. તેનો તો ઘણા ભાગે વિપાકથીજ અનુભવ થાય છે, પરંતુ ઉત્કૃષ્ટ તપના અધ્યવસાયના બળથી નિકાચિત કમમાં પણ અપવર્તનાદિ કરણો થાય છે. આ પ્રમાણે નિકાચિત અને અનિકાચિત કર્મમાં તફાવત છે.

કર્મ સંબંધી આટલા વ્યાખ્યાનમાં ક્ષીરનીરવત્ અથવા અગ્નિ અને લોહવત્ જીવ પ્રદેશની સાથે કર્મનો સંબંધ છે. એવા તાત્પર્યવાળું વ્યાખ્યાન વિન્ધ્ય મુનિ પાસેથી સાંભળીને તથાવિધકર્મના ઉદયથી અભિનિવેશવડે ગોષ્ઠામાહિલને વિપ્રતિપત્તિ થઇ, અને તેથી તે કહેવા લાગ્યો કે આ વ્યાખ્યાન દોષવાળું છે, કારણ કે જીવ પ્રદેશની સાથે કર્મનો અભિન્નપણે સંબંધ હોવાથી મોક્ષનો અભાવ પ્રાપ્ત થશે. ૨૫૧૨-થી-૨૫૧૫.

જીવકર્મનો સંબંધ ક્ષીરનીરની પેઠે માનવો યોગ્ય નથી, પણ સર્પ કંચુકની પેઠે માનવો યોગ્ય છે.

न हि कम्मं जीवाओ अवेइ अविभागओ पएसो व्व ।
तदणवगमादमुक्खो जुत्तमिणं तेण वक्खाणं ॥ २५१६ ॥
पुट्ठो जहा अबद्धो कंचुइणं कंचुओ समन्नेइ ।
एवं पुट्ठमबद्धं जीवं कम्मं समन्नेइ ॥ ॥ २५१७ ॥ मू. भा. १४३

ગાથાર્થ:--ઉપરોક્ત કથનાનુસાર જીવ કર્મનો સંબંધ (અગ્નિ અને લોહપિંડની પેઠે) તાદાત્મ્ય સંબંધ હોવાથી, જીવના પ્રદેશોની પેઠે, કર્મ, જીવથી (કદિ પણ) જુદાં ન થાય,-જો જીવથી કર્મ જુદા ન થાય, તો મોક્ષ ન થાય; તેથી આ હું કહું છું તે વ્યાખ્યાન કહેવું યોગ્ય છે. જેમ સ્પર્શ માત્રથીજ સંયુક્ત એવો અબદ્ધ કંચુક સર્પ સાથે સંબંધવાળો હોય છે, તેમ સ્પર્શન માત્રથીજ સંયુક્ત એવું અબદ્ધ કર્મ, જીવની સાથે સંબંધવાળું હોય છે, (એમ માનવાથીજ મોક્ષનો સંભવ થાય છે.) ૨૫૧૬-૨૫૧૭.

હવે નવમા પ્રત્યાખ્યાન પૂર્વમાં જે વિપ્રતિપત્તિ થઈ તે કહે છે.

सोऊण भन्नमाणं पच्च-वाण पुणो नवमपुव्वे ।
सो जावज्जीवविहियं तिविहं तिविहेण साहूणं ॥ २५१८ ॥
जंपइ प-क्खाणं अपरिमाणा होइ सेयं तु ।
जेसि तु पा-माणं तं दुट्ठं आससा होइ ॥ २५१९ ॥ मू. भा. १४४
आसंसा जा पुण्णे सिज्झस्सामि त्ति दूसियं तीए ।
जेण ऽयाम्म वि भणियं प-णामाओ अमुद्धं तु ॥ २५२० ॥

विंझपरिपुच्छियगुरुवएसकहियंपि न पडिवन्नो सो ।
जाहे ताहे गुरुणा सयमुत्तो पूसमित्तेणं ॥ २५२१ ॥

"(करेमि भंते ! सामाइयं सव्वं सावज्जं जोगं पच्चक्खामि") ઇત્યાદિરૂપ સાધુઓએ યાવજ્જીવ પર્યન્ત ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન કરવું, ઇત્યાદિ નવમા પૂર્વગત વ્યાખ્યાન વિન્ધ્ય મુનિ પાસેથી સાંભળીને ગોષ્ઠામાહિલે કહ્યું કે, સર્વ પ્રત્યાખ્યાન અવધિ-મર્યાદા-રહિત કર્યું હોય, તોજ કલ્યાણકારી થાય, જેઓ યાવજ્જીવિતાદિ મર્યાદાથી પ્રત્યાખ્યાન કરે છે, તે પ્રત્યાખ્યન આશંસા દોષવડે દૂષિત છે. પ્રત્યાખ્યાન પૂર્ણ થયે દેવાંગનાઓના ભોગાદિ હું સેવીશ, એવા પરિણામ રૂપ જે આશંશા, તેવી આશંસાવડે પ્રત્યાખ્યાન દૂષિત થાય છે, શ્રુતમાં પણ કહ્યું છે કે सोही सद्दहणा जाणणा य विणयेऽणुभासणा चेव । व अणुपालणा विसोही भावविसोही भवे छट्ठो। પરિણામની અશુદ્ધિથી પ્રત્યાખ્યાન પણ અશુદ્ધ-દૂષિત થાય છે. (રાગ અથવા દ્વેષના પરિણામથી જે દૂષિત ન હોય, તેજ પ્રત્યાખ્યાન ભાવ વિશુદ્ધ જાણવું.) આ પ્રમાણે વિપ્રતિપત્તિ પામેલા ગોષ્ઠામાહિલે કહ્યું. એટલે વિન્ધ્ય મુનિએ ગુરૂને પૂછીને તેનો ઉત્તર કહ્યો, તો પણ જ્યારે તેણે તે માન્યું નહિ, ત્યારે સ્વયં ગુરૂશ્રી આચાર્ય મહારાજ પુષ્પમિત્રે તેની પાસે આવીને કહ્યું કે-૨૫૧૮-થી-૨૫૨૧.

જીવકર્મનો સંબંધ સર્પકંચુકવત્ માનવાથી અનેક દોષો પ્રાપ્ત થાય તે જણાવે છે.

किं कंचुओ व्व कम्मं पइप्पएसमह जीवपज्जंते ।
पइदेसं सव्वगयं तदंतरालाणवत्थाओ ॥ २५२२ ॥
अह जीवबहिं तो नाणुवत्तए तं भवन्तरालम्मि ।
तदणुगमाभावाओ वज्झंगमलो व्व मुव्वत्तं ॥ २५२३ ॥
एवं सव्वविमुक्खो निक्कारणउ व्व सव्वसंसारो ।
भवमुक्काणं च पुणो संसरणमओ अणासासो ॥ २५२४ ॥
देहन्तो जा वियणा कम्माभावम्मि किंनिमित्ता सा ? ।
निक्कारणा वा जइ तो सिद्धोऽवि न वेयणारहिओ ॥ २५२५॥
जइ बज्झनिमित्ता सा तदभावे सा न हुज्ज तो अन्तो ।
दिट्ठा य सा सुबहुसो बाहिं निव्वेयणस्सावि ॥ २५२६ ॥
जइ वा विभिण्णदेसंपि वेयणं कुणइ कम्ममेवं तो ।
कह[illegible] न वेयणं कुणइ अण्णस्स ? ॥ २५२७ ॥

( સર્પકંચુકવત્ કર્મનો સંબંધ જીવ સાથે છે, એમ તું માનતો હો. તો તો કર્મ જીવના દરેક પ્રદેશે સ્પર્શીને રહેલ છે કે જીવના પર્યન્તે સ્પર્શીને રહેલ છે? જો દરેક પ્રદેશે સ્પર્શીને રહેલ હોય, તો જીવના મધ્યગત પ્રદેશો પણ કર્મથી વ્યાપ્ત હોવાને લીધે, જીવમાં કર્મ સર્વગત થશે; અને જો જીવનો બાહ્યનો ભાગ ત્વચાને સ્પર્શીને રહેલ હોય, તો બાહ્ય અંગના મેલની પેઠે અનુગમના અભાવે ભવાન્તરાલમાં કર્મ તેની સાથે નહિ જાય, એ સ્પષ્ટ છે. અને એમ થવાથી સર્વનો મોક્ષ થશે, અથવા કારણ સિવાય સર્વને સંસાર પ્રાપ્ત થશે, અને ભવથી મુકાએલા સિદ્ધાત્માઓને પણ પુનઃ સંસરણ થવાથી

મોક્ષમાં અનાશ્વાસ થશે. વળી જો (જીવની અંતરગત) કર્મ ન હોય તો શરીરની અંદર જે વેદના થાય છે, તે વેદના કયા નિમિત્તે થાય છે? જો તે કારણ વિના થતી હોય, તો સિદ્ધ પણ વેદનારહિત નહિ રહે. અને જો તે અન્તર વેદના બાહ્ય નિમિત્તથી થતી હોય તો બાહ્ય નિમિત્તના અભાવે, તે અન્તરવેદના ન થવી જોઇએ; પરન્તુ બાહ્યવેદના વિનાનાને પણ અન્તરવેદના ઘણીવાર જણાય છે. અથવા જો કંચુકવત્ બાહ્ય ભિન્ન દેશમાં રહેલું કર્મ પણ વેદના કરતું હોય, તો એ પ્રમાણે અન્ય શરીરગત કર્મ અન્યને વેદના કેમ ન કરે? ૨૫૨૨-થી ૨૫૨૭.

આચાર્યઃ--સર્પકંચુકની પેઠે જીવના ઉપર કર્મ સ્પર્શીનેજ રહેલું છે, પણ ક્ષીરનીરની પેઠે સંબંદ્ધ નથી, એમ તારી માન્યતા હોય, તો હું તને એ સંબંધમાં પૂછું છું કે જીવના દરેક પ્રદેશે કર્મ સ્પર્શીને રહ્યું છે, કે જીવના પર્યન્તે ત્વચાનેજ માત્ર સ્પર્શીને રહ્યું છે? જો જીવના દરેક પ્રદેશે તે સ્પર્શીને રહેલું હોય, તો જીવની અંદર કર્મને આકાશની પેઠે સર્વગત માનવું પડશે, કેમકે જીવના દરેક પ્રદેશે કર્મ વ્યાપ્ત હોવાથી કોઇપણ પ્રદેશ કર્મ વિનાનો નથી, કે જેથી કર્મ અસર્વગત કહી શકાય, એ પ્રમાણે કર્મનું સર્વગતપણું સિદ્ધ થવાથી કર્મનો સંબંધ જીવ સાથે સર્પકંચુકવત્ છે, એ દૃષ્ટાન્ત અસંબદ્ધ ઠરે છે.

દ્વિતીય વિકલ્પાનુસાર જેમ સર્પની ત્વચાએ કચુંક સ્પર્શીને રહેલ છે, તેમ કર્મ પણ જીવની બહાર શરીરની ત્વચાને સ્પર્શીને રહેલ છે, એમ જો કહેતો હો, તો જીવને એક ભવથી બીજા ભવે જતાં કર્મ તેની સાથે નહી જાય, કેમકે બાહ્ય શરીરના મેલની પેઠે કર્મ ત્વચાનેજ સ્પર્શીને રહેલ માનેલું હોવાથી સાથે ન જાય. એમ નાનું બાળક પણ પ્રગટપણે જાણી શકે છે, અને જો એ પ્રમાણે કર્મ જીવ સાથે ન જાય, તો કર્મના અભાવે સર્વ જીવોનો મોક્ષ થઇ જાય. અને સંસારનો અભાવ થાય. કર્મના અભાવે પણ જો કારણ સિવાય સંસાર માનવામાં આવે, તો જે લોકો બ્રહ્મચર્ય-તપ-નિયમ-વ્રત-અનુષ્ઠાનાદિ કરે છે, તે લોકોને પણ સંસાર પ્રાપ્તિજ થાય, વળી જો સંસારની પ્રાપ્તિ કારણ સિવાય થતી હોય, તો મુક્તાત્માઓને પણ સંસાર પ્રાપ્તિ થાય,અને મોક્ષમાં અનાશ્વાસતા થાય.

વળી જો કંચુકવત્ શરીરની બહાર કર્મ હોય, અને જીવની અંદર ન હોય, તો શરીરની અંદર શૂળ-ચૂક આદિ જે વેદના થાય છે, તે કયા નિમિત્તથી થાય છે? વેદનાના કારણભૂત, શરીરની અંદર કર્મના અભાવે પણ કારણ સિવાય અન્તરવેદના થાય છે, એમ માનવામાં આવે, તો સિદ્ધાત્માઓ પણ વેદનારહિત નહિ ગણાય, કેમકે નિષ્કારણતા ત્યાં પણ સમાન છે.

ગોષ્ઠામાહિલઃ—બાહ્ય વેદનાના નિમિત્તે અન્તર વેદના થાય છે, એટલે કે દંડપ્રહારાદિજન્ય બાહ્યવેદના શરીરની અંદર વેદના કરે છે.

આચાર્યઃ—જો એમ હોય, તો દંડપ્રહારાદિ જન્ય બાહ્યવેદનાના અભાવે અન્તર વેદના પણ ન થવી જોઇએ, પરંતુ એમ થતું નથી, બાહ્ય વેદનાનો અભાવ છતાં પણ શૂળાદિજન્ય અન્તરવેદના ઘણીવાર જણાય છે. જો કદી દંડપ્રહારાદિ જન્ય બાહ્ય વેદના હોય, તોજ અન્તરવેદના થાય, એવો નિયમજ હોય, તો તારા કહેવા મુજબ થાય, પરન્તુ એમ થતું નથી. એટલે અન્તરવેદનાના કારણભૂત કર્મનો પણ અંદર સદ્ભાવ છે એમ માનવું જોઇએ. કર્મ શરીરની અંદર નથી એ માનવું યોગ્ય નથી.

ગોષ્ઠામાહિલઃ—શરીરની બહાર ત્વચાને સ્પર્શીને રહેલું કર્મ શરીરની અંદર વેદનાને ઉત્પન્ન કરે છે, ને તેથી તે પણ તેના કારણભૂત છે.

આચાર્ય:—તમારૂં એ કથન યુક્તિ સંગત નથી, કેમકે શરીર બાહ્યવર્તી ભિન્ન દેશમાં રહેલું કર્મ, અન્ય દેશમાં–શરીરની અંદર વેદના કરે છે, એમ માનવામાં આવે, તો અન્ય વ્યક્તિના શરીરે રહેલું કર્મ અન્ય વ્યક્તિને પણ વેદના ઉત્પન્ન કરે. કેમકે દેશાન્તરપણું ઉભયમાં સમાન છે. ૨૫૨૨–થી–૨૫૨૭.

શરીરની બહાર અને અંદર કર્મ સંચરણ શીલ છે, એમ માનવામાં અનેક દોષ જણાવે છે.

अह तं संचरइ मई न बहिं तो कंचुगो व निश्चत्थं।
जं च जुगवंपि वियणा सव्वम्मिवि दीसए देहे ॥ २५२८ ॥
न भवंतरमन्नेइ य सरीरसंचारओ तदनिलो व।
चलियं निज्जरियं चिय भणियमकम्मं च जं समए ॥ २५२९ ॥
अन्तोऽवि अत्थि कम्मं वियणासब्भावओ तयाए व्व।
मिच्छत्ताईपच्चयसब्भावाओ य सव्वत्थ ॥ २५३० ॥

એકજ શરીરમાં અંદર અને બહાર કર્મ સંચરે છે, એમ કહેવામાં આવે, તો શરીરની બહાર કંચુકની પેઠે નિત્ય કર્મ રહે છે, એમ નહી કહી શકાય. (તથા કર્મ સંચરણશીલ માનવાથી અનુક્રમે વેદના થાય.) પણ એમ ન થતાં એકી સાથે સર્વ શરીરમાં–વેદના થતી જણાય છે. વળી કર્મને શરીરાન્તઃસંચારી માનવાથી વાયુની પેઠે તે ભવાન્તરમાં સાથે નહિ જાય. તથા આગમમાં જે કર્મ ચલિત હોય છે, તે નિર્જરીત એટલે અકર્મ છે, એમ કહ્યું છે. ૨૫૨૮–૨૫૨૯–૨૫૩૦

ગોષ્ઠા૦—દેવદત્તાદિ એકજ વ્યક્તિના શરીરની બહાર રહેલું કર્મ, શરીરની–અંદર અને બહાર સંચરે છે, તેથી તે શરીરની અંદર અને બહાર વેદના કરે છે; પણ અન્ય વ્યક્તિના શરીરગત કર્મ અન્યવ્યક્તિમાં સંચરતું નથી, એટલે તમે કહો છો, તે દોષ આવતો નથી.

આચાર્ય:—જો એમ હોય, તો જીવની બહારજ સર્પકંચુકવત્ કર્મ નિત્ય રહે છે, એમ જે તમારા માન્યતા છે, તે નહી રહે. કેમકે ઉપરોક્ત કથનથી કોઇક વખત કર્મ અંદર અને કોઈક વખત બહાર સંચરતું હોવાથી "કંચુકવત્ કર્મ બહારજ રહે છે." એ નિયમ નહિ ઘટે. વળી કર્મને સંચરણશીલ માનવાથી વેદના પણ અનુક્રમે થવી જોઇએ, પરન્તુ એમ થતું નથી, દંડાદિનો પ્રહાર થતાં શરીરની અંદર અને બહાર, એમ એકીસાથે વેદના થાય છે. માટે કર્મને બહાર રહેવાનું જે સંચરણશીલ માનવું તે યોગ્ય નથી.

વળી જો કર્મને સંચરણશીલ માનીએ, તો મૃતપ્રાણીની સાથે ભવાન્તરમાં કર્મ ન જાય. કેમકે જે શરીરની અંદર અને બહાર સંચરણ શીલ છે, તે ઉચ્છ્વાસનિઃશ્વાસની પેઠે ભવાન્તરમાં સાથે નથી જતું.

ગોષ્ઠામાહિલ:—"[illegible]लमाण चलिए" એ વચનથી આગમમાં કર્મનું સંચરણશીલપણું કહ્યું છે. છતાં તમે તેનો નિષેધ કેમ કરો છો?

આચાર્ય:—એ વચનનો અભિપ્રાય તમે સમજ્યા નથી. તેથી એમ કહો છો. चलमाणे चलिए ઇત્યાદિ તથા नेरइए जाव वेमाणिए जीवाओ चलियं कम्मं निज्जरइ. એટલે નારકીથી વૈમાનિક પર્યન્તના જીવો ચલિત કર્મની નિર્જરા કરે છે. અને निर्जीयमाणं निर्जीर्णम्

એટલે નિર્જરા કરાતું હોય, તે નિર્જીર્ણ કહેવાય. એ વચનથી આગમમાં ચલિત કર્મને નિર્જીર્ણ કર્મ કહ્યું છે, અને એ નિર્જીર્ણ કર્મ તે અકર્મ સમજવું. એવું કર્મ મધ્યમાં હોય, તો પણ આકાશ અને પરમાણુ આદિની પેઠે વેદના કરવાના સામર્થ્યના અભાવે, તે વેદના કરી શકતું નથી. એ પ્રમાણે કર્મને સંચરણશીલ માનવાથી અનેક દોષો પ્રાપ્ત થાય છે, ખરી રીતે અંતર વેદનાના સદ્‌ભાવથી મધ્યે પણ કર્મ છે, મિથ્યાત્વાદિહેતુએ કરીને કર્મબંધ જીવને થાય છે, તે જેમ બાહ્ય પ્રદેશે તેમ મધ્યપ્રદેશે અને જેમ મધ્ય પ્રદેશે તેમ બાહ્ય પ્રદેશે છે, તેમને બાંધવામાં અધ્યવસાય રૂપ હેતુ છે અને તે સમસ્ત જીવોમાં રહેલા છે. તેથી કર્મને મધ્યમાં રહેલું માનવું એજ યોગ્ય અને શાસ્ત્ર સમ્મત છે. ૨૫૨૯-૨૫૩૦

જીવ—કર્મનો સંબંધ ક્ષીર-નીરવત્ છતાં પણ તેનો વિયોગ થવાથી મોક્ષ થાય તે જણાવે છે.

अविभागत्थस्सवि से विमोयणं कंचणो-वलाणं व ।
नाण-किरियाहिं कीरइ मिच्छत्ताईहिं च आयाणं ॥ २५३१ ॥
किह बारा दाणे किरियासाफल्लं नेह तव्विघायम्मि ।
किं पुरिसकारसज्झं तस्सेवासज्झमेक्कं ते ॥ २५३२ ॥
असुभो तिव्वाईओ जह परिणामो [illegible]ऽभिमओ ।
तह तव्विहो च्चिय सुभो किं नेट्ठो तव्विओगेत्ति ? ॥ २५३३ ॥

સુવર્ણ અને પત્થરની પેઠે જીવની સાથે અવિભાગપણે કર્મ રહ્યા છતાં પણ, તેનો જ્ઞાન અને ક્રિયાવડે વિયોગ થાય છે, અને મિથ્યાત્વાદિવડે પુનઃસંયોગ થાય છે. વળી કર્મ ગ્રહણ કરવામાં હિંસાદિ ક્રિયાનું સાફલ્ય છે, અને કર્મનો વિઘાત કરવામાં દયા વિગેરે ક્રિયાનું સાફલ્ય નથી એમ માનો, એનું શું કારણ? શું એક પ્રયત્નથી એક કર્મબંધ-રૂપ કાર્ય સાધ્ય થાય, અને તેવાજ એક શુભ પ્રયત્નથી નિર્જરારૂપ કાર્ય સાધ્ય ન થાય? માટે જેમ તીવ્રાદિ અશુભ પરિણામ, કર્મ ગ્રહણ કરવામાં હેતુરૂપ માનો છો, તેમ તેનો વિયોગ કરવામાં પણ તીવ્રાદિ શુભ પરિણામ કેમ નથી-માનતા! ૨૫૩૧-૨૫૩૨-૨૫૩૩.

જીવની સાથે કર્મનો સુવર્ણ અને પત્થરની પેઠે અવિભાગપણે સંબંધ છે, તે છતાં જ્ઞાન અને ક્રિયાવડે તેનો વિયોગ થાય છે, તથા મિથ્યાત્વાદિવડે જીવ સાથે કર્મનો સંબંધ થાય છે. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે-જીવોનો અવિભાગ સંબંધ બે પ્રકારે છે, એ આકાશની સાથે અને બીજો કર્મની સાથે, તેમાં જે આકાશની સાથે સંબંધ છે, તેનો કદી પણ વિયોગ નથી થતો, અને જે કર્મની સાથે જીવોનો અવિભાગ સંબંધ છે, તેમાં અભવ્ય જીવોની સાથે જે સંબંધ છે, તે તો કદિ પણ વિયોગ પામતો નથી, પરન્તુ જે ભવ્ય જીવોની સાથે કર્મનો સંબંધ છે, તેનો તથાવિધ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપાદિ સામગ્રીના સદ્‌ભાવે વિયોગ થાય છે. પણ જો તથાવિધ જ્ઞાન-દર્શન ચારિત્રાદિ સામગ્રીનો અભાવ હોય, તો ભવ્યજીવોને પણ કર્મનો વિયોગ ન થાય.

ગોષ્ઠા૦—તો પછી તેઓને ભવ્ય કેમ કહી શકાય ?

આચાર્ય—મોક્ષ પ્રાપ્તિની યોગ્યતા માત્રથીજ તે ભવ્ય કહેવાય છે. પણ યોગ્યતા-માત્રથીજ સર્વ કોઇ અમુક પર્યાયરૂપે થઇ જાય છે, એમ ન સમજવું; કારણકે જેમ પ્રતિ-માદિ પર્યાયને યોગ્ય એવા કાષ્ઠ-પાષાણાદિ તથાવિધ સામગ્રીના અભાવે કેટલાક પ્રતિ-

આદિરૂપે નથી થતાં, અને કેટલાક તથાવિધ સામગ્રીના સદ્ભાવે પ્રતિમાદિરૂપે થાય છે, તેમ અહીં ભવ્યોના સંબંધમાં પણ સમજવું.

આ ઉપરથી એ સિદ્ધ થયું કે " જીવ અને કર્મ અન્યોઅન્ય અવિભાગપણે અવસ્થિત હોવાથી, તેનો વિયોગ નથી થતો. " એ કથન અનેકાન્તિક છે. કેમકે ક્ષીર અને નીરનો, કંચન અને ઉપલનો, તથાવિધ ઉપાય કરવાથી વિયોગ થાય છે, તેમ જીવ અને કર્મનો પણ તથાવિધ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ રૂપ ઉપાયથી વિયોગ થાય છે.

ગોષ્ઠામાહિલઃ—કુદેવાદિને દેવાદિની બુદ્ધિથી વંદનાદિ કરવું, તથા હિંસાદિ ક્રિયાવડે જીવનો કર્મ સાથે સંબંધ થાય છે, પણ દયા-દાન-સમિતિ-ગુપ્તિ આદિવડે તેનો વિયોગ નથી થતો.

આચાર્ય:—મહાનુભાવ! કર્મ ગ્રહણ કરવામાં હિંસાદિ ક્રિયાની સફળતા-માનો છો, અને કર્મનો વિઘાત કરવામાં દયા-દાનાદિ ક્રિયાની સફળતા નથી ઇચ્છતા, એમાં કઇ સમર્થ યુક્તિ છે ? અર્થાત્ પાપસ્થાનકમાં કરેલો પ્રયત્ન, કર્મ ગ્રહણ કરવા રૂપ એક કાર્ય સિદ્ધ કરે છે, અને સંયમાદિ સ્થાનમાં કરેલો પ્રયત્ન કર્મની નિર્જરારૂપ કાર્ય સિદ્ધ નથી કરતો, આવી માન્યતામાં તમારી સ્વચ્છંદ વૃત્તિ સિવાય બીજું શું કારણ છે ? વસ્તુત: તમારી કર્મ સંબંધીની બધી માન્યતા કદાગ્રહવાળી છે. ખરી રીતે તો જેમ તીવ્ર-મંદાદિ અશુભ પરિણામ કર્મ ગ્રહણ કરવામાં હેતુભૂત છે, તેમ તીવ્ર મંદાદિ-શુભ પરિણામ કર્મનો વિયોગ કરવામાં પણ હેતુભૂત છે. આજ માન્યતા યુક્તિ સંગત છે, અને આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે જીવની સાથે કર્મ અવિભાગપણે રહેલ છે; તે છતાં પણ તેનો વિયોગ થાય છે. ૨૫૩૧-થી-૨૫૩૩.

હવે પ્રત્યાખ્યાનના સંબંધમાં વિપ્રતિપત્તિ દૂર કરવાને કહે છે.

> किमपरिमाणं सत्ती अणागयद्धा अहापरिच्छेओ ? ।
> जइ जावदत्थि सत्ती तो नणु सच्चेव परिमाणं ॥ २५३४ ॥
> सत्ति-किरियाणुमेओ कालो सूरकिरियाणुमेओ व्व ।
> नणु अपरिमाणहाणी आसंसा चेव तदवत्था ॥ २५३५ ॥

અપરિમાણ એટલે શું ? શક્તિ હોય ત્યાં સુધી કરવું તે ? અનાગત બધો અદ્ધા ? કે અપરિચ્છેદ તે અપરિમાણ ? જો શક્તિ પર્યન્ત કરવું તે અપરિમાણ હોય, તો તેજ પરિમાણ કરે છે. કેમકે સૂર્યાદિની ગતિક્રિયા વડે જેમ સમયાદિ કાળ અનુમિત છે, તેમ શક્તિ ક્રિયા વડે પણ કાળ અનુમિત છે. તેથી કરીને અપરિમાણની હાની થાય છે અને આશંસા દોષ કાયમ રહે છે. ૨૫૩૪-૨૫૩૫.

આચાર્ય:—" જે પ્રત્યાખ્યાન પરિમાણ વિનાજ કર્યું હોય તે કલ્યાણકારી છે. " એમ જે તમે કહો છો, તેમાં અમે પૂછીએ છીએ કે તમે અપરિમાણ કોને કહો છો ? જ્યાં સુધી શક્તિ હોય ત્યાં સુધી કરવું, તે અપરિમાણ છે ? અથવા સર્વ અનાગત કાળ, તે અપરિમાણ છે ? કે અપરિચ્છેદને અપરિમાણ કહો છો ? જ્યાં સુધી શક્તિ હોય, ત્યાં સુધી હું અમુક નહિ સેવું, એ પ્રમાણેની શક્તિને જો અપરિમાણ કહેતા હો, તો તે શક્તિજ પરિમાણ થાય છે. કારણ કે " જ્યાં સુધી શક્તિ હોય, ત્યાં સુધી હું અમુક નહિ સેવું. " એ પ્રકારની શક્તિરૂપ ક્રિયા વડે પ્રત્યાખ્યાનની મર્યાદાનું પરિમાણ થાય છે. જેમ સૂર્યા-

દિની ગતિ વડે સમય આવળી વિગેરે કાળનું પરિમાણ થાય છે, તેમ ઉપરોક્ત શક્તિરૂપ ક્રિયા વડે પણ પ્રત્યાખ્યાનની મર્યાદાનું પરિમાણ થાય છે. અને એ પ્રમાણે માનવાથી "અપરિમાણ પ્રત્યાખ્યાન કરવું જોઈએ." એ તમારા પક્ષની હાની થાય છે, તેમજ આશંસા દોષ કાયમ રહે છે. કેમકે "શક્તિ પૂરી થયા પછી હું એ સેવીશ." એવી આશંસા અવસ્થિત રહે છે. ૨૫૩૪-૨૫૩૫.

શક્તિરૂપ અપરિમાણ માનવામાં બીજા પણ અનેક દોષો છે.

जह न वयभङ्गदोसो मयस्स तह जीवओवि सेवाए ।
वयभङ्गनिब्भयाओ पच्चक्खाणाणवत्था य ॥ २५३६ ॥
इत्तियमेती सत्तीत्ति नाइयारो न यावि पच्छित्तं ।
न य सव्ववयनियमो एगेणवि संजयत्तत्ति ॥ २५३७ ॥

અમારા મતે જેમ મરેલાને પરલોકમાં વ્રત ભંગનો દોષ નથી, તેમ તમારા મતે ( શક્તિરૂપ અપરિમાણથી ) જીવતાને ભોગ ભોગવતાં પણ દોષ નહી લાગે, અને એ પ્રમાણે વ્રત ભંગના ભયના અભાવથી પ્રત્યાખ્યાનની અનવસ્થા થશે. વળી "આટલી જ મારી શક્તિ છે, એથી અધિક નથી." એવા અધ્યવસાયથી વિપરીત સેવન કરતાં તમારા અભિપ્રાયે અતિચાર નહિ લાગે, વ્રત ભંગ નહિ થાય. પ્રાયશ્ચિત્ત પણ નહિ લાગે, સર્વ વ્રત પાળવાનો નિયમ પણ નહિ રહે, અને એકજ વ્રતથી સંયમી કહેવાશે.

જેમ મરણ પામેલાને દેવગતિ આદિ પરલોકમાં દેવાંગનાદિ સાથે ભોગ ભોગવતાં અમારા મતાનુસારે દોષ નથી લાગતો, તેમ તમારા મતાનુસાર શક્તિરૂપ અપરિમાણ માનવાથી જીવતા છતાં પણ ભોગ ભોગવતાં દોષ નહિ લાગે; કેમકે "આટલીજ મારી શક્તિ છે, તે પછી મારૂં પ્રત્યાખ્યાન પૂર્ણ થવાથી જીવતાં છતાં પણ હું ભોગો ભોગવું. આવા અભિપ્રાયે પ્રત્યાખ્યાન લેવાથી ભોગો ભોગવતાં છતાં પણ દોષાનુષંગ નહિ લાગે, પરન્તુ આવી માન્યતા જિન શાસનમાં ઈષ્ટ નથી. વળી "આટલીજ મારી શક્તિ છે" એવા અવલંબનથી વ્રત ભંગનો ભય નહિ રહે, અને પ્રત્યાખ્યાનની અનવસ્થા થશે. કેમકે "આટલીજ મારી શક્તિ છે." એમ માનીને ભોગો ભોગવે, ફરી પાછું પ્રત્યાખ્યાન લે; ફરી એજ પ્રમાણે ભોગ ભોગવે અને પુનઃ પ્રત્યાખ્યાન કરે, એ પ્રમાણે વારંવાર કરવાથી પ્રત્યાખ્યાનની અનવસ્થા પ્રાપ્ત થશે. તથા "આટલીજ મારી શક્તિ છે, તેથી અધિક નથી" એવા અધ્યવસાયથી પ્રતિસેવના કરનાર સાધુને તમારા અભિપ્રાયાનુસાર અતિચાર નહિ લાગે, વ્રત ભંગ નહી થાય, પ્રાયશ્ચિત્ત નહિ આવે અને સર્વ વ્રત પાળવાં જોઇએ એવો નિયમ પણ નહિ રહે; કેમકે શક્તિના બ્હાનાથી તમારા મતાનુસાર એક વ્રત પાળવાથી પણ સંયમી કહેવાય. પણ આ સઘળું શાસન વિરૂદ્ધ અને યુક્તિ રહિત છે, તેથી તેમ માનવું યોગ્ય નથી. ૨૫૩૬-૨૫૩૭.

અપરિમાણ એટલે સર્વ અનાગત કાળ, અથવા અપરિચ્છેદ કહો તો તે પણ અયોગ્ય છે.

अहवा सव्वाणागयकालग्गहणं मयं अपरिमाणं ।
तेणाऽण्णपइण्णामओऽत्रि भग्गवओ नाम ॥ २५३८ ॥

सिद्धोऽवि संजओ च्चिय सवाणागयद्धसंवरधरोत्ति ।
उत्तरगुण–संवरणाभावो च्चिय सवहा चेव ॥ २५३९ ॥
अपरिच्छेएऽवि समाण एस दोसो जओ सुए तेणं ।
वयभंगभयाउ च्चिय जावज्जीवंति निद्दिट्ठं ॥ २५४० ॥

અથવા સર્વ અનાગત કાળનું ગ્રહણ કરવું, તેને તમે અપરિમાણ માનતા હો, તો તેથી અપૂર્ણ પ્રતિજ્ઞાવાળો થવાથી, મરણ પામીને પણ તે ભગ્નવ્રતી કહેવાશે. અને સિદ્ધ પણ સર્વ અનાગત કાળ પર્યન્ત સંવર ધારી હોવાથી સંયમી કહેવાશે, વળી એ પ્રમાણે માનવાથી ઉત્તર ગુણ સંવરણનો સર્વથા અભાવજ થશે. તથા અપરિચ્છેદરૂપ અપરિમાણ માનવામાં પણ એજ દોષ સમાન છે. તે માટે વ્રત ભંગના ભયથી શ્રુતમાં પ્રત્યાખ્યાનનું પરિમાણ યાવજ્જીવ પર્યન્તનું કહ્યું છે.

સર્વ અનાગત કાળનું પ્રત્યાખ્યાન તે અપરિમાણ પ્રત્યાખ્યાન કહેવાય, એમ જો અપરિમાણની વ્યાખ્યા કરતા હો, તો મરણ પામીને દેવલોકાદિમાં ગએલ મુનિ ભોગોનું સેવન કરતા અપૂર્ણ પ્રતિજ્ઞાવાળો થવાથી ભગ્નવ્રતી કહેવાશે; કેમકે સર્વ અનાગત કાળ સુધી પ્રત્યાખ્યાનનું પાલન તેણે નથી કર્યું. વળી અપરિમાણ પ્રત્યાખ્યાનની ઉપરોક્ત વ્યાખ્યાથી મુક્તાત્મા પણ સંયમી કહેવાશે, કેમકે તેઓ સર્વ અનાગત કાળ પર્યન્ત સંવર ધારી છે; પરન્તુ મુક્તાત્માને સંયમી કહેવા એ આગમ વિરુદ્ધ છે, કેમકે-" सिद्धे नो संजए नो असंजए, नो संजयासंजए " એટલે સિદ્ધના જીવો સંયમી નથી, અસંયમી નથી, અને સંયમાસંયમી-દેશવિરતિ પણ નથી.

વળી એ સિવાય બીજા દોષો પણ એ માન્યતામાં આવે છે. પોરિષી-પુરિમાર્ધ, એકાસણ-ઉપવાસાદિ તપરૂપ ઉત્તરગુણ, અને ઘણા આગારોથી ગ્રહણ કરેલ એ એકાસણાદિનાં પ્રત્યાખ્યાનને ભોજનાનંતર આગારો વડે સંક્ષેપવા રૂપ સંવરણ, એ બંને ઉત્તરગુણ અને સંવરણનો સર્વ અનાગત કાળ પર્યન્તના પ્રત્યાખ્યાનમાં સર્વથા અભાવ થાય છે, કેમકે તમારા મતે પોરિષી આદિમાં સર્વ અનાગત કાળનું પ્રત્યાખ્યાન ઘટતુંજ નથી અને એકાસણાદિમાં સંવરણ પણ કદાપિ ઘટતું નથી. એ સ્પષ્ટ જાણી શકાય એમ છે.

તથા ત્રીજા વિકલ્પાનુસાર અપરિચ્છેદરૂપ અપરિમાણ માનવામાં આવે, તોપણ તેમાં ઉપર કહેલા દોષ આવે છે. જેમકે-કાળના પરિચ્છેદ ( નિયમ ) વિના પ્રત્યાખ્યાન કરનાર વ્યક્તિ, ઘટિકાદિરૂપ કિંચિત્ કાળ વીત્યા પછી પ્રતિસેવા કરે, કે સર્વ અનાગતકાળ પર્યન્ત પ્રત્યાખ્યાનનું પાલન કરે ? જો ઘટિકાદિરૂપ કિંચિત્ કાળ વીત્યા પછી પ્રતિસેવા કરે, એમ કહેવામાં આવે, તો અનવસ્થા થશે; કારણ કે જો એક ઘટિકા વીત્યા પછી પ્રતિસેવા કરે, તો પછી બે અથવા ત્રણ ઘટિકા પછી શામાટે એમ ન કરે ? તેમજ એથી વધારે પણ કાળ વીત્યા પછી શામાટે એમ ન કરે? એ પ્રમાણે વારંવાર પ્રશ્ન થતાં અનવસ્થા પ્રાપ્ત થશે. અને બીજા વિકલ્પાનુસાર સર્વ અનાગત કાળ પર્યન્ત પ્રત્યાખ્યાનનું પાલન કરે, એમ કહેવામાં આવે, તો મરણ પામ્યા પછી પરલોકમાં ભોગ ભોગવનારાને વ્રત ભંગ થાય, મુક્તાત્માને સંયમી કહેવા પડે, અને ઉત્તર ગુણ-સંવરણનો સર્વથા અભાવ થાય. આ પ્રમાણે અપરિમાણ પ્રત્યાખ્યાનમાં અનેક દોષો આવતા હોવાથી વ્રત ભંગના ભયને લીધે ઉપરોક્ત ત્રણે વિકલ્પનો પરિહાર કરીને આગમમાં "सव्वं सावज्जं जोगं पच्चक्खामि जावज्जीवाए " એટલે સર્વ સાવદ્ય યોગનો (વ્યાપારનો) જીવનપર્યન્ત ત્યાગ કરૂં છું,

આ પાઠમાં " यावज्जीवम् " એ પદથી સાધુના પ્રત્યાખ્યાનનું જીવન પર્યન્તનું પરિમાણ કહ્યું છે, માટે " અપરિમાણ પ્રત્યાખ્યાન કરવું જોઇએ " એવો આગ્રહ તજી દો, અને આગમોક્ત કથન અંગીકાર કરો. ૨૫૩૮-થી-૨૫૪૦

સપરિમાણ પ્રત્યાખ્યાનમાં આશંસા દોષ નથી.

नासंसा सेविस्सामि किंतु मा मे मयस्स वयभङ्गो ।
होहि सुरेसुं को वा वयावगासो विमुक्कस्स ? ॥ २५४१ ॥

( જીવન પર્યન્તનું પ્રત્યાખ્યાન કરતા, મરણ પામ્યા પછી ) હું ભોગો સેવીશ એવી આશંસા નથી હોતી, પરન્તુ મરણ પામ્યા પછી દેવલોકમાં મારે વ્રત ભંગ ન થાઓ, એવા પરિણામ હોય છે. અને મુક્તાત્માને તો વ્રતનો અવકાશજ કયાં છે ? ૨૫૪૧

યાવજ્જીવત પર્યન્તની મર્યાદાએ પ્રત્યાખ્યાન કરનારાને, " મરણાનન્તર હું ભોગો ભોગવીશ " એવી આશંસા કદી પણ નથી હોતી, એટલે કે એવા પ્રકારના પરિણામથી મર્યાદાવાળું પ્રત્યાખ્યાન તે નથી કરતો, પરન્તુ " મરણ પામ્યા પછી દેવલોકમાં ઉત્પન્ન થવાથી મારે ભોગો ભોગવતાં વ્રત ભંગ ન થાય " એવા શુભ પરિણામથી તે મર્યાદાવાળું પ્રત્યાખ્યાન કરે છે, એટલે તેમાં આશંસા દોષ કયાંથી આવે ? નજ આવે ? કારણ કે પ્રત્યાખ્યાન કરનાર વિરતિને આવરનાર કર્મનો ક્ષયોપશમ થવાથી અહીંઆં તો સ્વાધીન છે, પરન્તુ દેવલોકમાં વિરતિને આવરનાર કર્મનો ઉદય થવાથી તે વ્યક્તિ પરાધીન થાય છે, તેથી જીવન પર્યન્તની મર્યાદાએ પ્રત્યાખ્યાન કરવું શકય છે, પણ તે પછીનું અપરિમાણ પ્રત્યાખ્યાન કરવું શકય નથી.

ગોષ્ઠામહિલ:—અપરિમાણ પ્રત્યાખ્યાન લેતાં પરલોકમાં વ્રતભંગના ભયથી શા માટે ડરવું જોઇએ ? ધારો કે એ પ્રમાણે પ્રત્યાખ્યાન લેનાર મરણ પામ્યા પછી મોક્ષે જશે, ત્યાં ભોગ ભોગવવાના અભાવે, વ્રત ભંગનો ભય નહિ રહે.

આચાર્ય:—તમારી એ દલીલ યોગ્ય નથી, કેમકે આ કાળે અહીંથી કોઇને મુકિત ગમનનો સંભવ નથી, અને મહાવિદેહમાં પણ સર્વ જીવો મોક્ષે જાય એવો નિયમ નથી. એટલે તમારી દલીલ યુકિતસંગત નથી.

ગોષ્ઠામહિલ:—ગમે તે કોઈ મોક્ષે જાય, તેને અને મુકતાત્માને મારા કહ્યા મુજબ અપરિમાણ પ્રત્યાખ્યાન કરતાં કંઇ દોષ નહિ આવે, કેમકે મુક્તિમાં પણ મહા વ્રતો સાથે જવાથી અપરિમાણ પ્રત્યાખ્યાનની સફળતા થશે.

આચાર્ય:—તમારૂં એ કથન પણ યોગ્ય નથી, કેમકે જે મુક્તિમાં જાય છે, તેવા નિષ્ઠિતાર્થ વાળા મુક્તાત્માને વ્રતનો અવકાશજ કયાં છે ? કે જેથી વ્રતોની સફળતા થાય ? તેમને તો સર્વ અર્થ સિદ્ધ થઇ ગએલા હોવાથી વ્રતોની અપેક્ષાજ નથી. એટલે મોક્ષગામી જીવોની અપેક્ષાએ પણ અપરિમાણ પ્રત્યાખ્યાન કરવું તે યોગ્ય નથી. ૨૫૪૧

અપરિમાણ પ્રત્યાખ્યાન કરનાર મૃષાવાદી છે.

जो पुणरव्वयभावं मुणमाणोऽवस्सभाविनं भणइ ।
वयमपरिमाणमेवं पच्चक्खंसो मुसावाई ॥ २५४२ ॥
भावो पच्चक्खाणं सो जइ मरणपरओ वि तो भग्गं ।
अह नत्थि न निद्दिसइ जावज्जीवंति तो कीस ? ॥ २५४३ ॥

जइ अन्नहेव भावो चेययओ वयणमन्ना माया ।
किं वाऽभिहिईं दोसो भावाओ किं वओ गुरुयं ? ॥ २५४४ ॥
अन्नत्थ निवडिए वंजणम्मि जो खलु मणोगओ भावो ।
तं खलु पच्चक्खाणं, न पमाणं वंजणं छलणा ॥ २५४५ ॥

ભવિષ્યમાં દેવગતિ આદિમાં અવિરતીભાવ અવશ્ય થનાર છે, એમ જાણવા છતાં પણ જે અપરિમાણ પ્રત્યાખ્યાનનો ઉચ્ચાર કરે છે, તે પ્રત્યક્ષ મૃષાવાદી છે. તથા વિરતિ પરિણામ રૂપ ભાવ તે પ્રત્યાખ્યાન કહેવાય, એવો ભાવ જો મરણ પછી પણ હોય, તો વ્રતનો ભંગ ન થાય. અને એવો ભાવ ન હોય, તો યાવજ્જીવનની મર્યાદાએ પ્રત્યાખ્યાન શા માટે નથી કહેતા? વિરતિ પરિણામરૂપ ભાવ અન્ય પ્રકારના છે, એમ જાણવા છતાં પણ પરિમાણ રહિત-અન્યથા પ્રકારે વચન કહેવું, એ કેવળ માયાજ છે. અથવા યાવજ્જીવન પર્યન્તનું પ્રત્યાખ્યાન કહેવામાં શો દોષ છે? ( કે જેથી એમ નથી કહેતા. ) અથવા શું ભાવથી વચન વધારે મુખ્ય છે? ( કે જેથી અન્યથા વચનોચ્ચાર કરોછો? આગમમાં તો ભાવનીજ મુખ્યતા છે. ) અન્ય પ્રકારના પ્રત્યાખ્યાનના ભાવ હોય, અને અન્ય પ્રત્યાખ્યાનના વ્યજનનો ઉચ્ચાર થાય, એમાં મનોગત જે ભાવ હોય, તે ભાવજ નિશ્ચય પ્રત્યાખ્યાન છે, પણ વ્યંજનની સ્ખલના ( અન્ય પાઠનો ઉચાર ) પ્રમાણ નથી. ૨૫૪૨–૨૫૪૩–૨૫૪૪–૨૫૪૫

કોઈ વ્યક્તિ શાસ્ત્રથી પરિચિત મતિ હોવાથી વિશેષજ્ઞ હોયને તેથી "દોષરહિત સંપૂર્ણ વ્રત પાળનાર દેવલોકમાં જાય છે, ત્યાં ભવિષ્યમાં તેને અવિરતિભાવ અવશ્ય થવાનો છે." એ પ્રમાણે જાણવા છતાં પણ જો યાવજ્જીવિતના પરિમાણ રહિત પ્રત્યાખ્યાનનો ઉચ્ચાર કરે, તો તે પ્રત્યક્ષ મૃષાવાદી છે. કેમકે અન્યથા કહીને અન્યથા પ્રકારે તે કરે છે,

ચિત્તનો વિરતિ પરિણામરૂપ ભાવ તે પ્રત્યાખ્યાન કહેવાય છે. એવો ભાવ પ્રત્યાખ્યાન કરનારને જીવન પર્યન્તજ હોય છે, કે મરણ પછી પણ હોય છે? જો મરણ પછી પણ એવો ભાવ રહેતો હોય, તો તેનું પ્રત્યાખ્યાન ભંગ થશે. કેમકે દેવલોકાદિમાં અવશ્ય ભોગો સેવવાના હોય છેજ. અને જો જીવન પર્યન્તજ એવો ભાવ રહેતો હોય, તો જીવન પર્યન્તની મર્યાદાવાળું પ્રત્યાખ્યાન શા માટે ન કરવું? અને મનમાં અન્ય છતાં વચનથી અન્ય કહેવું?

ચિત્તમાં જીવન પર્યન્તની મર્યાદાવાળા પ્રત્યાખ્યાનના પરિણામ છે, એમ જાણવા છતાં પણ પરિણામરહિત પ્રત્યાખ્યાનનો ઉચ્ચાર કરવો, એ ઉચ્ચારનું ફળ માયા સિવાય બીજું કંઇ નથી. વળી આ સંબંધમાં હું તમને પૂછું છું કે ચિત્તમાં પ્રત્યાખ્યાનના પરિણામ જીવન પર્યન્તની મર્યાદાવાળા છે, તે છતાં જીવન પર્યન્તની મર્યાદાવાળા પ્રત્યાખ્યાનનો ઉચ્ચાર કરવામાં તમે શું કોઇ દોષ જુઓ છો? કે જેથી સપરિમાણ પ્રત્યાખ્યાન વચનથી પણ નથી કહેતા? અથવા ભાવથી વચનની વધારે મુખ્યતા છે? કે જેથી ભાવ અન્ય પ્રકારનો છતાં વચનોચ્ચાર અન્યથા પ્રકારે કરો છો? આગમમાં તો ભાવનેજ પ્રમાણ કહેલ છે, વચનને પ્રમાણ નથી કહ્યું.

ધારો કે કોઈ ત્રિવિધ આહારાદિનું પ્રત્યાખ્યાન કરવાનો મનમાં નિશ્ચય કર્યો, અને પછી "ચતુર્વિધ આહારનો ત્યાગ કરૂં છું" આવા પ્રકારનો પાઠોચ્ચાર કરે, તેમાં તેને મનના

ભાવની અનુવૃત્તિ સિવાય અન્ય પ્રકારના પ્રત્યાખ્યાનના પાઠનો ઉચ્ચાર થવાથી, તે પ્રત્યાખ્યાન કરનારનો મનોગત ભાવ એજ પ્રમાણભૂત છે, પણ અન્યથા રીતે થએલો શબ્દોચ્ચાર પ્રમાણભૂત નથી. કેમકે એ શબ્દોચ્ચાર ભાવના અનુરોધ સિવાય થએલ હોવાથી છળ માત્ર છે. એ પ્રમાણે આગમમાં વચનની પ્રમાણિકતા નથી કહી. "जावज्जीवाए" એવી મર્યાદાથી સપરિમાણ પ્રત્યાખ્યાન કરવું જોઇએ. એમ અંગીકાર કરીને મિથ્યા આગ્રહનો ત્યાગ કરો. ૨૫૪૫.

ઇત્યાદિ અનેક યુક્તિઓથી સમજાવ્યા છતાં તે ન સમજ્યા, એટલે શ્રીસંઘે તેમને સંઘ બાહ્ય કર્યા.

इय पण्णविओऽवि न सो जाहे सद्दहइ पूसमित्तेण ।
अन्नगणत्थेरेहि य काउं तो संघसमवायं ॥ २५४६ ॥

आहूय देवयं वेइ जाणमाणोऽऽवि पच्चयनिमित्तं ।
वच्च जिणिंदं पुच्छसु गयाऽऽगया सा परिकहेइ ॥ २५४७ ॥

संघो सम्मावाई गुरुपुरोगोत्ति जिणवरो भणइ ।
इयरो मिच्छावाई सत्तमओ निण्हवोऽयं ति ॥ २५४८ ॥

एईए सामत्थं कत्तो गंतुं जिणिंदमूलंमि ।
वेई कडपूयणाए, संघेण तओ कओ बज्झो ॥ २५४९ ॥

એ પ્રમાણે પુષ્પમિત્ર આચાર્યે, અનેક યુક્તિઓથી સમજાવ્યા છતાં ગોષ્ઠામાહિલે તે કબુલ ન કર્યું, ત્યારે તેને બીજા ગચ્છના બહુ શ્રુતસ્થવિરોની પાસે લઇ ગયા, ( સ્થવિરોએ આચાર્યનું કથન સત્ય કહ્યું. અને ગોષ્ઠામાહિલનું અસત્ય કહ્યું, ગોષ્ઠામાહિલે સ્થવિરોને કહ્યું કે હું પ્રરૂપણા કરૂં છું તેવુંજ તીર્થંકરોએ પ્રરૂપેલું છે. હે રૂષિયો તમો શું જાણો છો? ત્યારે તેમણે કહ્યું. તમો મિથ્યાભીમાની છો ભગવાનની (તીર્થંકરોની) આશાતના કરો નહીં. તમે કાંઇપણ જાણતા નથી. ગોષ્ઠામાહિલે તે પણ ન માન્યું એટલે તેમણે શ્રીસંઘને બોલાવ્યો, શ્રીસંઘે કાયોત્સર્ગ કરીને દેવીને બોલાવી, તેમના પ્રભાવથી દેવીએ પ્રગટ થઇને કાર્ય માટે સંઘની આજ્ઞા માગી. શ્રીસંઘે પ્રસ્તુત અર્થને જાણતા છતાં સર્વ લોકોની પ્રતીતિ માટે કહ્યું કે-મહાવિદેહમાં જિનેશ્વર પાસે જઇને પૂછો, ( કે દુર્બલિકાપુષ્પમિત્રાદિ સર્વ સંઘ કહે છે, તે સત્ય છે, કે ગોષ્ઠામાહિલ કહે છે તે સત્ય છે? ) દેવીએ કહ્યું કે મને મહાવિદેહમાં જતાં વિઘ્નના દૂર થવા માટે કાયોત્સર્ગ કરો. સંઘે તેમ કરવાથી દેવીએ તદનુસાર જિનેશ્વરને પુછીને કહ્યું કે આચાર્યાદિ શ્રીસંઘ કહે છે તે સત્ય છે, અને ગોષ્ઠામાહિલ તો મિથ્યાવાદી તેમજ સાતમો નિન્હવ છે, એમ જિનેશ્વરે કહ્યું છે. ( આ સાંભળીને ગોષ્ઠામાહિલે કહ્યું કે, ) આ બિચારી અલ્પ ઋદ્ધિવાલી કટપૂતનાનું એવું સામર્થ્ય ક્યાંથી હોય, કે તે જિનેશ્વર પાસે જઇ શકે? આથી શ્રીસંઘે નિન્હવ જાણીને ગોષ્ઠામાહિલને સંઘ બહાર કર્યા. ૨૫૪૬-૨૫૪૯.

॥ ઇતિ સપ્તમો નિન્હવ ॥

દેશ વિસંવાદી સાત નિન્હવોની માન્યતા કહી, હવે बहुरय पएस ઇત્યાદિ ૨૩૦૦ મી ગાથામાંના ‘ ચ ’ શબ્દથી ગ્રહણ કરેલ આઠમા બોટિક ( દિગમ્બર ) નિન્હવાની માન્યતા કહે છે.

छ व्वाससयाइं नवुत्तराइं तइआ सिद्धिं गयस्स वीरस्स ।
तो बोडियाण दिट्ठी रहवीरपुरे समुप्पण्णा ॥ २५५० ॥ मू० भा० ॥१४५॥

रहवीरपुरं नगरं दीवगमुज्जाणमज्जकण्हे य ।
सिवभूइस्सुवहिम्मि पुच्छा थेराण कहणा य ॥ २५५१ ॥ ,, ॥ १४६ ॥

बोडियसिवभूईओ बोडियलिंगस्स होइ उप्पत्ती ।
कोडिन्नकोट्टवीरा परंपराफासमुप्पन्ना ॥ २५५२ ॥ ॥ १४७ ॥

મહાવીરદેવ મોક્ષે ગયા પછી છસેં ને નવ વર્ષે રથવીરપુરનગરમાં બોટિક દૃષ્ટિ ( દિગમ્બરમત ) ઉત્પન્ન થઇ. રથવીરપુરનગરના દીપકઉદ્યાનમાં આર્યકૃષ્ણસૂરિ આવ્યા, તેમની પાસે શિવભૂતિએ દીક્ષા લીધી. અને ઉપધિ સંબંધી સ્થવિરોને પૃચ્છા કરી, તેમણે યોગ્ય ઉત્તર આપ્યો, તે તેને રુચ્યો નહિ, તેથી શિવભૂતિ બોટિક થયો, તેનાથી બોટક લિંગની ઉત્પત્તિ થઇ, તે પછી તેના કૌંડિન્ય અને કોટ્ટવીર નામના શિષ્યોની પરંપરાએ તે વૃદ્ધિ પામી ૨૫૫૦-૨૫૫૧-૨૫૫૨.

મહાવીર પ્રભુના નિર્વાણ પછી છસો ને નવ વર્ષે, બોટક ( દિગમ્બર ) નિન્હવો થયા, તેની ઉત્પત્તિનો ઇતિહાસ આ પ્રમાણે છે. એક વખત રથવીરપુરનગરની બહારના દીપક નામના ઉદ્યાનમાં આર્યકૃષ્ણ નામે આચાર્ય આવ્યા. તે વખતે તે નગરમાં શિવભૂતિ નામનો રાજસેવક રહેતો હતો, તેનું બીજું નામ સહસ્રમલ્લ હતું. તે રાજાની મહેરબાનીથી અનેક વિલાસ-ભોગ ભોગવતો નગરમાં ફરતો, અને બે પ્રહર રાત્રિ વીત્યા પછી ઘેર આવતો. તેના હમ્મેશના આવા આચરણથી દુઃખી થએલી તેની સ્ત્રીએ એક દિવસ પોતાની સ્નેહાળ સાસુને કહ્યું કે તમારા પુત્ર કદિ પણ રાત્રિએ વેળાસર આવતા નથી, તેથી હું હમ્મેશાં ઉજાગરાથી અને ભૂખથી પીડા પામું છું. આ સાંભળી સાસુએ સ્નેહ પૂર્વક કહ્યું-બેટી ! હમ્મેશાં જો એજ પ્રમાણે થાય છે, તો તે વાત તે મને આજ સુધી કેમ ન કહી ? પણ ફીકર નહિ, આજે તું સૂઈ જા, તારા બદલે હું જાગીશ અને એ અવિનીત છોકરાને શિક્ષા આપીશ. સાસુના કહેવાથી વહુ તે દિવસે સૂઈ ગઇ, અને ડોશી જાગતી બેઠી, રાત્રિના બે પ્રહર વીત્યા એટલે શિવભૂતિએ આવીને દ્વાર ઉઘાડવાનું કહ્યું. તે વખતે ક્રુદ્ધ થએલી માતાએ રોષ પૂર્વક કહ્યું, અરે ? ઉન્માર્ગગામી ! ઉદ્ધત છોકરા ! આટલી બધી રાત્રિ વીત્યા પછી નગરમાં રખડીને આવ્યો છે, તો જ્યાં અત્યારે દ્વાર ખુલ્લાં હોય, ત્યાં જા, તારી પાછળ અમે તને તેડવા આવીશું નહિ, તેમ તારા વિના મરી જઇશું પણ નહિ. માતાના આવા ક્રોધ અને અહંકારવાળા વચનો સાંભળીને શિવભૂતિને ઘણું માઠું લાગ્યું, તેથી તે રિસાઇને ત્યાંથી પાછો ફરીને નગરમાં ફરવા લાગ્યો, ફરતાં ફરતાં તે વખતે સાધુનો ઉપાશ્રય ઉઘાડો જોયો, તે અવસરે ઉપાશ્રયમાં સાધુઓ કાળગ્રહણ કરતા હતા, તેમની પાસે જઇને શિવભૂતિએ વન્દના કરીને વ્રત માટે યાચના કરી. સાધુઓએ તેની સર્વ હકીકત સાંભળ્યા પછી તેને રાજવલ્લભ તેમજ માતા વિગેરે સગાઓએ મુક્ત નથી કર્યો, એમ જાણીને દીક્ષા ન આપી, આથી સહસ્રમલ્લ શિવભૂતિએ

કફ નાખવાના ચપ્પણિઆમાંથી રાખ લઇને સ્વયં-પોતાની મેળેજ લોચ કરી નાખ્યો,તેથી મુનિઓએ સાધુવેશ આપ્યો, અને સઘળા બીજે દિવસ અન્યત્ર વિહાર કરી ગયા. તે પછી કાળાન્તરે પુનઃ તેજ નગરમાં આવ્યા, તેમને સર્વને આવ્યા જાણીને તે નગરના રાજાએ અપૂર્વ સ્નેહથી શિવભૂતિમુનિને બહુમૂલ્યવાળું કંબળરત્ન આપ્યું. આથી આચાર્ય મહારાજે શિવભૂતિને કહ્યું, મુનિ! આવું બહુમૂલ્યવાળું વસ્ત્ર આપણુ સાધુને કલ્પે નહિ, તેમજ માર્ગાદિમાં પણ આથી અનેક અનર્થ થવા સંભવ છે માટે તમારે તે રાખવું ન જોઇએ. શિવભૂતિએ તે કંબલ ઉપરની મૂર્ચ્છાને લીધે તેને ગુરૂને કહ્યા સિવાય ગોપવી રાખી, અને દરરોજ તેને ગોચરીથી આવીને સંભાળતો, પણ કદી તેનો વાપરવામાં ઉપયોગ કરતો નહિ. તેનો આવો વ્યવસાય જોઇને ગુરૂએ જાણ્યું કે આને આ કંબલરત્ન ઉપર ઘણી મૂર્ચ્છા છે, તેથી તેનો નાશ કરવો જોઇએ. એમ વિચારીને ગુરૂશ્રીએ એક દિવસ તે મુનિ બહાર ગયા એટલે તે કંબલરત્નના નાના નાના ટુકડા કરીને દરેક સાધુને પગ સાફ કરવાને આપી દીધા. આ બનાવ શિવભૂતિએ જાણ્યો, એટલે તે અત્યન્ત કષાયિત ચિત્તવાળો થઇને મૌન રહ્યો. એક દિવસ આચાર્ય મહારાજ જિનકલ્પિનું વર્ણન કરતા હતા તેમાં તેમણે એમ કહ્યું કે-" "જિનકલ્પિ બે પ્રકારનાં હોય છે, એક હસ્ત એજ પાત્રવાળા અને બીજા પાત્ર ધારણ કરનારા, પુનઃ તે દરકે વસ્ત્રધારી અને વસ્ત્ર રહિત એમ બબ્બે પ્રકારના હોય છે. વળી બે, ત્રણ, ચાર, પાંચ, નવ, દસ, અગીઆર ને બાર પ્રકાર ઉપધિના જિન કલ્પમાં હોય છે, એટલે કે કેટલાક જિનકલ્પિને રજોહરણ અને મુખવસ્ત્રિકા, એ બે પ્રકારની ઉપધિ હોય છે, કેટલાકને એક કલ્પ સહિત ત્રણ પ્રકારની ઉપધિ હોય છે, કેટલાકને બે કલ્પ સહિત ચાર પ્રકારની, કેટલાકને ત્રણ કલ્પ સહિત પાંચ પ્રકારની, કેટલાકને રજોહરણ,-મુહપત્તિ, પાત્ર, પાત્રબન્ધન, પાત્રસ્થાપન, પાત્ર કેસરિકા, પડલાદિ રજસ્ત્રાણ, ગુચ્છક એ પાત્ર નિર્યોગ એમ નવ પ્રકારે ઉપધિ હોય છે. કેટલાકને એ નવ સાથે એક કલ્પ સહિત દસ પ્રકારે, બે કલ્પ સહિત અગીઆર પ્રકારે અને ત્રણ કલ્પ સહિત બાર પ્રકારે ઉપધિ હોય છે.

એ પ્રમાણે સાંભળીને શિવભૂતિએ કહ્યું, જો એમ હોય, તો હમણા ઔઘિક જે વિના સ્થાવેર કલ્પિપણુંજ ન રહે અને ઔપગ્રહિક કારણસર લેવાય ને વપરાય આટલી બધી ઉપાધિ શા માટે ગ્રહણ કરવામાં આવે છે, અને એ જિનકલ્પ કેમ નથી આદરાતો? એના ઉત્તરમાં આચાર્યશ્રીએ કહ્યું કે જંબુ સ્વામીના નિર્વાણ વખતમાંજ જિનકલ્પનો વિચ્છેદ થયો છે. વળી એવા સંઘયણ આદિના અભાવે હમણા આપણા જેવાથી તે કરી શકાય તેમ નથી. તે વખત શિવભૂતિએ અભિમાન પૂર્વક કહ્યું કે "હું જીવતાં છતાં શું જિનકલ્પ વિચ્છેદ પામશે? હું પોતે એ જિનકલ્પ આદરીશ. પરલોકના અર્થિ મુનિએ, તેજ નિષ્પરિગ્રહ જિનકલ્પ આદરવો જોઇએ, કષાય, ભય, મૂર્ચ્છા વિગેરે દોષો ઉત્પન્ન કરનાર અનર્થકારી આવા પરિગ્રહનું શું પ્રયોજન છે? આજ કારણોથી આગમમાં પરિગ્રહરહિત થવાને કહ્યું છે, વળી જિનેશ્વરો પણ અચેલક હતા, માટે અચેલકપણુંજ સુંદર છે. અને તેજ ધારણ કરવું જોઇએ.

તેનું એ કથન સાંભળીને ગુરૂશ્રીએ કહ્યું, જો એ પ્રમાણે હોય, તો શરીરમાં પણ કષાય-ભય-મૂર્ચ્છા વિગેરે દોષો હોય છે, તેથી વ્રત ગ્રહણ કર્યા પછી તરત શરીર પણ તજી દેવું જોઇએ. અને શ્રુતમાં જે નિષ્પરિગ્રહપણું કહ્યું છે, તે એ પ્રમાણે કહ્યું છે કે ધર્મોપકરણમાં પણ મૂર્છા ન કરવી, મૂર્છાનો અભાવ એજ પરિગ્રહ રહિતપણું છે; પરન્તુ સર્વથા ધર્મોપકરણનો પણ ત્યાગ કરવો, તેનું નામ પરિગ્રહરહિતપણું નથી. વળી જિનેશ્વરો પણ સર્વથા અચેલક

( વસ્ત્રરહિત ) નથી. " सव्वेऽवि एगदूसेण निग्गया जिणवरा चउव्वीसं " એ વચનથી સર્વે ચોવીસે જિનવરો એક દેવદૂષ્ય (વસ્ત્ર) સહિત નીકળેલા છે. આ પ્રમાણે ગુરૂએ તેમજ બીજા વૃદ્ધ સાધુઓએ અનેક યુક્તિઓથી શિવભૂતિને સમજાવ્યા છતાં, તેણે તથાવિધ કષાય મોહનીયાદિ કર્મના ઉદયથી પોતાનો કદાગ્રહ ન તજ્યો; અને વસ્ત્રો તજી દઈ બહાર ઉદ્યાનમાં જઈને રહ્યો, તે પછી તે ઠેકાણે ઉત્તરાનામની તેની બ્હેન તેને વંદન કરવાને ગઈ, તેણે પોતાના ભાઈને વસ્ત્રરહિત જોઈને પોતે પણ વસ્ત્ર ત્યજી દીધા, પછી વંદન કરીને તે ભિક્ષા માટે નગરમાં ગઈ, તેને વસ્ત્રરહિત બીભત્સસ્વરૂપા જોઈને એક ગણિકાએ વિચાર્યું કે આ પ્રમાણે આને વસ્ત્ર વિનાની બીભત્સરૂપવાળી જોઈને લોકો અમારા પર વિરાગ પામશે, માટે હું તેને વસ્ત્ર ઓઢાડું, એમ વિચારીને ગણિકાએ તે સાધ્વીની ઇચ્છા વિના પણ વસ્ત્ર ઓઢાડયું. નગરમાંથી પાછા ફરીને તેણે આ સર્વ બનાવ શિવભૂતિને જણાવ્યો. શિવભૂતિએ તેને કહ્યું કે વસ્ત્ર વિના સ્ત્રી ઘણીજ ખરાબ અને અતિલજ્જા પામવાયોગ્ય થાય છે, માટે તારે વસ્ત્રનો ત્યાગ ન કરવો, કેમકે દેવતાએ તને એ વસ્ત્ર આપ્યું છે. તે પછી કેટલાક દિવસે શિવભૂતિએ કૌંડિન્ય અને કોટ્ટવીર નામના બે શિષ્યોને દીક્ષા આપી. તેમના શિષ્ય-પ્રશિષ્યની પરંપરાએ ઉત્પન્ન થએલી આ બોટિક દૃષ્ટિ ( દિગમ્બર સંપ્રદાય ) વૃદ્ધિ પામી. ૨૫૫૦-૨૫૫૨.

હવે ભાષ્યકાર મહારાજ શિવભૂતિને જે પ્રકારે વિપ્રતિપત્તિ થઇ, તે સવિસ્તર જણાવેછે.

उवहिविभागं सोउं सिवभूई अज्जकण्हगुरुमूले ।
जिणकप्पियाइयाणं भणइ गुरुं कीस नेयाणिं ? ॥ २५५३ ॥
जिणकप्पोऽणुचरिज्जइ वोच्छिन्नोत्ति भणिए पुणो भणइ ।
तदसत्तस्सोच्छिज्जउ [illegible]च्छिज्जइ किं समत्थस्स ? ॥ २५५४ ॥
पुव्वमणापुच्छत्तिण्णकंबलकसायकलुसिओ चेव ।
सो बेइ परिग्गहओ कसाय-मुच्छा-भयाईया ॥ २५५५ ॥
दोसा जओ सुबहुया सुए य भणियमपरिग्गहत्तंति ।
जमचेला य जिणिंदा तदभिहिओ जं च जिणकप्पो ॥ २५५६ ॥
जं च जियाचेलपरीसहो मुणी जं च तोहिं ठाणेहिं ।
वत्थं धरेज्ज नेगंतओ तओऽचेलया सेया ॥ २५५७ ॥
गुरुणाऽभिहिओ जइ जं कसायहेऊ परिग्गहो सो ते ॥
तो सो देहो च्चिय ते क[illegible]त्तिहेउत्ति ॥ २५५८ ॥
अत्थि व किं किंचि जए जस्स व तस्स व कसायबीयं जं ।
वत्थुं न होज्ज एवं धम्मोऽवि तुमे न घेतव्वो ॥ २५५९ ॥
जेण कसायनिमित्तं जिणोऽवि गोसाल-संगमाईणं ।
धम्मो धम्मपराऽवि य पडिणीयाणं जिणवयं च ॥ २५६० ॥
अह ते न मोक्खसाहणमईए गंथो कसायहेऊवि ।
वत्थाइ मोक्खसाहणमए सुद्धं कई गंथो ? ॥ २५६१ ॥

આર્યકૃષ્ણ સૂરિ પાસે જિનકલ્પિક વિગેરેના ઉપધિના વિભાગ સાંભળીને શિવભૂતિએ ગુરૂને કહ્યું, કે હમણા શામાટે જિનકલ્પ કોઇ આચરતું નથી? તથાવિધ સંઘયણના અભાવે જંબુસ્વામિના નિર્વાણના વખતમાં તેનો વિચ્છેદ થયો છે. એમ ગુરૂએ કહ્યું, એટલે શિવભૂતિએ કહ્યું કે અશક્તને માટે તેનો ભલે વિચ્છેદ થાઓ, પણ સમર્થને તેનો વિચ્છેદ શામાટે થાય? (આ પ્રમાણે પૂર્વે રત્ન કંબળમાટે પુચ્છાએલ, તે પછી) તેને પૂછયા સિવાય કંબળના ટુકડા કરી નાંખવાથી કષાયવડે કલુષિત થએલ એવા તેણે પુનઃ કહ્યું કે-પરિગ્રહથી કષાય, મૂર્છા, ભય વિગેરે ઘણા દોષો પ્રાપ્ત થાય છે, અને શ્રુતમાં પણ અપરિગ્રહપણું (ધારણ કરવાને) કહ્યું છે, કેમકે જિનેશ્વરો અચેલક છે, અને તેમણે જ જિનકલ્પ કહેલો છે. વળી જેણે અચેલ પરિસહ જિત્યો હોય, તેજ મુનિ છે, અને તેમને (લજ્જા-જુગુપ્સા-અને અને શીતોષ્ણાદિ પરિસહના હેતુથી) ત્રણ સ્થાનકે વસ્ત્ર ધારણ કરવાનું કહ્યું છે, પણ એકાન્તે (વસ્ત્ર ધારણ કરવાંજ જોઇએ એમ) નથી કહ્યું. માટે અચેલકપણુંજ કલ્યાણકારી છે. (આથી) ગુરૂએ કહ્યું, જો એ પ્રમાણે જે કષાયનો હેતુ હોય, તે પરિગ્રહ હોય તો પોતાનું શરીર પણ કષાયોત્પત્તિનો હેતુ હોવાથી પરિગ્રહ કહેવાય. અને તેથી તેનો પણ મુમુક્ષુએ ત્યાગ કરવો જોઇએ. વળી (શિવભૂતે!) જગતમાં એવી કઇ વસ્તુ છે, કે જે ગમે તેવાને પણ કષાયના હેતુભૂત ન થાય? અને એ પ્રમાણે હોય, તો તમારે શ્રુત-ચારિત્રાત્મક ધર્મ પણ ગ્રહણ કરવો ન જોઇએ. કેમકે જિનેશ્વર પણ કિલષ્ટકર્મિ ગોશાલક અને સંગમક વિગેરેને કષાયના નિમિત્ત થયા, એજ પ્રમાણે જિનશાસનથી વિપરીત વર્તનારાને, જિનેશ્વરે કહેલો ધર્મ, તે ધર્મમાં નિષ્ઠાવાળા સાધુઓ, અને દ્વાદશાંગીરૂપ જિનમત કષાયનું નિમિત્ત થાય છે. (એટલે તેઓનો પણ ત્યાગ કરવો જોઇએ, પરન્તુ તેમ થતું નથી.) જિનેશ્વરે કહેલ શરીરાદિપદાર્થો કષાયના હેતુભૂત હોવા છતાં પણ તે મોક્ષના સાધનભૂત હોવાથી પરિગ્રહ ન કહેવાય. (એમ કહેવામાં આવે છે.) તો શુદ્ધ વસ્ત્રાદિ પણ મોક્ષસાધનની બુદ્ધિએ લેવામાં આવે, તો કેવી રીતે પરિગ્રહ કહેવાય? ન જ કહેવાય. ૨૫૫૩-થી-૨૫૬૧.

વસ્ત્રાદિ, મૂર્છાનો હેતુ તથા ભયહેતુ હોવાથી, ત્યજી દેવા જોઇએ, એનો ઉત્તર આપેછે.

मुच्छाहेऊ गंथो जइ तो देहाइओ कहमगंथो ।
मुच्छावओ ? कहं वा गंथो वत्थादसंगस्स ? ॥ २५६२ ॥
अह देहा-ऽऽहाराइसु न मोक्खसाहणमईय ते मुच्छा ।
का मोक्खसाहणेसुं मुच्छा वत्थाइएसुं तो ? ॥ २५६३ ॥
अह कुणसि थुल्लवत्थाइएसु मुच्छं धुवं सरीरेऽवि ।
अकेज्जदुल्लभयरे काहिसि मुच्छं विसेसेणं ॥ २५६४ ॥
वत्थाइगंथरहिया देहा-ऽऽहाराइमेत्तमुच्छाए ।
तिरिय-सवरादओ नणु हवंति निरओवगा बहुगा ॥ २५६५ ॥
अपरिग्गहाऽवि परसंतिएसु मुच्छा-कसाय-दोसेहिं ।
अविणिग्गहियप्पाणो कम्ममलमणंतमज्जेन्ति ॥ २५६६ ॥
देहत्थवत्थ-मल्ला-ऽणुलेवणा-ऽऽभरणधारिणो केई ।
उवसग्गाइसु मुणओ निस्संगा केवलमुवेंति ॥ २५६७ ॥

जइ भयहेऊ गंथो तो नाणाईण तदुवघाएहिं ।
भयमिइ ताइं गंथो, देहस्स य सावयाईहिं ॥ २५६८ ॥
अह मोक्खसाहणमईए न भयहेऊवि ताणि ते गंथो ।
वत्थाइं मोक्खसाहणमईए सुद्धं कहं गंथो ? ॥ २५६९ ॥

જે મૂર્છાનો હેતુ હોય તે પરિગ્રહ કહેવાય, જો એમ હોય તો મૂર્છાવાળાને શરીરાદિ પણ પરિગ્રહ કેમ ન કહેવાય? (તે પણ મૂર્છાનો હેતુ છે.) અને સંગરહિત એવા મુનિને વસ્ત્રાદિક પરિગ્રહ શાથી કહેવાય? શરીર-આહારાદિને મોક્ષસાધનની બુદ્ધિએ ગ્રહણ કરવામાં આવે છે, તેથી તેમાં મૂર્ચ્છા નથી, (એમ કહેતો હો) તો મોક્ષ સાધનપણું વસ્ત્રોમાં પણ સમાન છતાં, તેમાં મૂર્છા શામાટે માને છે? વળી (શરીરથી અત્યન્ત નિ:સાર, ક્ષણ માત્રમાં અગ્નિ-ચોરાદિકથી ઉપદ્રવવાળા સુલભ, કેટલાક કાળ પછી અવશ્ય નાશ પામનાર) સ્થૂલ વસ્ત્રાદિકમાં તું મૂર્ચ્છા કરે છે, તો પછી શરીરમાં તો અવશ્ય વિશેષે કરીને મૂર્ચ્છા કરીશ; કેમકે શરીર, વસ્ત્રાદિની પેઠે વેચાતું મળતું નથી, પ્રાપ્ત થવું દુર્લભ છે, ઘણા દિવસ રહેવા વાળું છે અને વસ્ત્રાદિ કરતાં-વધારે કાર્ય સાધક છે. (શરીરાદિ માત્રમાં જે મૂર્છા છે, તે અલ્પ છે, અને વસ્ત્રાદિ પરિગ્રહની મૂર્છા તેઘણી છે, તેથી શરીરાદિ માત્રની મૂર્છા હોવા છતાં પણ નગ્ન સાધુઓ મોક્ષ પામશે, અને તમારા જેવા વસ્ત્રવાળા મોક્ષ નહી પામે; એમ કહેવામાં આવે તો) વસ્ત્રાદિ પરિગ્રહ વિનાના, અને શરીર-આહારાદિ માત્રમાંજ મૂર્છાવાળા તિર્યંચ-ભિક્ષુ વિગેરે અનેકવાર નરકગામી થાય છે. દારિદ્રથી પરાભૂત થએલા અને તથાપ્રકારનો પરિગ્રહ ન હોવા છતાં પણ પરવિભવમાં મૂર્છા કષાયાદિ દોષવડે અનિગૃહીત આત્માવાળા મનુષ્યો અનન્ત કર્મ ઉપાર્જે છે; અને બીજા મહામુનિઓ કોઇએ ઉપસર્ગ કરવાની બુદ્ધિથી શરીરે મહામૂલ્યવાળાં વસ્ત્ર-આભરણ-માળા-વિલેપનાદિ ધારણ કરાવ્યા છતાં, તે નિ:સંગ મુનિઓ કેવળજ્ઞાન યુક્ત મોક્ષ પ્રાપ્ત કરે છે. વળી જે ભયનો હેતુ હોય તે પરિગ્રહ કહેવાય, તો જ્ઞાન-દર્શન-ચારિત્રવાળાને તેના ઉપઘાત કરનારાથી ભય છે, અને શરીરને હિંસ્ર પશુઓથી ભય છે, (તેથી તે પણ ભય હેતુ હોવાથી પરિગ્રહ કહેવા જોઇએ.) ભય હેતુ હોવા છતાં પણ તેને મોક્ષ સાધનની બુદ્ધિએ ગ્રહણ કરવાથી પરિગ્રહપણું નથી. (એમ કહેવામાં આવે તો.) દોષ રહિત વસ્ત્રાદિને પણ મોક્ષ સાધનની બુદ્ધિએ ગ્રહણ કરવામાં આવે, તો શાથી પરિગ્રહ કહેવાય? ૨૫૬૨-થી-૨૫૬૯.

વસ્ત્ર વિગેરે રૌદ્ર ધ્યાનનો હેતુ હોવાથી ત્યાગ કરવાં જોઇએ, એમ કહે એનો ઉત્તર કહેછે.

सारक्खणाणुबंधो रोद्दज्झाणंति ते मई होज्जा ।
तुल्लमियं देहाइसु पसत्थमिह तं तहेहावि ॥ २५७० ॥
जे जत्तियापगारा लोए भयहेअवो अविरयाणं ।
ते चेव य विरयाणं पसत्थभावाण मा[illegible] ॥ २५७१ ॥

(વસ્ત્રાદિ) સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાનનો હેતુ છે. (માટે તે તજી દેવા યોગ્ય છે.) એમ તારી માન્યતા હોય, તો શરીરાદિમાં પણ એ સમાન છે. (યતનાથી શરીરાદિનું સંરક્ષણ મોક્ષ હેતુ હોવાથી) પ્રશસ્ત છે. તો તેવી રીતે વસ્ત્રાદિ પણ પ્રશસ્ત છે.

વસ્તુતઃ આ લોકમાં અસંયતિને જે આસન–શયનાદિ જેટલા પ્રકાર ભયના હેતુ છે, તે બધા પ્રશસ્તભાવવાળા સંયતને મોક્ષ માટે છે. ૨૫૭૦-૨૫૭૧

શિવ:–હિંસાનુબંધી રૌદ્રધ્યાન,મૃષાનુબંધી રૌદ્રધ્યાન,સ્તેયાનુબંધી રૌદ્રધ્યાન–અને સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન એમ ચાર પ્રકારે રૌદ્રધ્યાન આગમમાં કહ્યું છે. તેમાં પ્રથમ પ્રાણીવધાદિરૂપ હિંસાનું જેમાં નિરંતર ચિન્તવન થાય તે હિંસાનુબંધી રૌદ્રધ્યાન, જેમાં નિરન્તર અસત્યનું ચિન્તવન થાય તે મૃષાનુબંધી રૌદ્રધ્યાન. જેમાં નિરન્તર–ચોરીનું ચિન્તવન થાય તે સ્તેયાનુબંધી રૌદ્રધ્યાન. અને જેમાં અનેક મારણાદિ ઉપાયોથી ચોરાદિ થકી પોતાના દ્રવ્યને રક્ષણ કરવાનું ચિન્તવાય તે સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન, આ સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન જો વસ્ત્રાદિ ગ્રહણ કરવામાં આવે તો અવશ્ય થાય. આ પ્રમાણે રૌદ્રધ્યાનનો હેતુ હોવાથી વસ્ત્રાદિક શસ્ત્રાદિકની પેઠે દુર્ગતિના હેતુ છે, તેથી તેનો ત્યાગ કરવો જોઇએ.

આચાર્ય:—એ પ્રમાણે સંરક્ષણાનુબંધી રૌદ્રધ્યાન તો શરીરાદિમાં પણ સમાન છે. કારણકે જળ-અગ્નિ-ચોર, સર્પ-હિંસ્રપશુ-વિષ-કંટક આદિથી શરીરનું પણ સંરક્ષણ નિરંતર ચિન્તવાય છે. એટલે તેનો પણ ત્યાગ કરવો જોઇએ.

શિવભૂતિ:—શરીર વિગેરે મોક્ષ સાધનનું અંગ હોવાથી યતના વડે તેના સંરક્ષણનું ચિન્તવન કરવું તે પ્રશસ્ત છે.

આચાર્ય:—જો એમ હોય તો, આગમમાં કહ્યા મુજબ યતનાના પ્રકારથી વસ્ત્રાદિમાં પણ સંરક્ષણાનુબંધ કરવામાં શું દોષ છે? તે પણ પ્રશસ્ત છે એટલે તેનો ત્યાગ શા માટે કરવો જોઇએ?

શિવભૂતિ:—વસ્ત્ર વિગેરે મૂર્ચ્છાદિ દોષના હેતુ હોવાથી પરિગ્રહજ છે, અને તે લોકને ભવભ્રમણનું કારણ છે, એ સર્વ કોઇને પ્રતીત છે. જ્યારે એ પરિગ્રહ લોકોને ભવભ્રમણનું કારણ છે, તો પછી વસ્ત્રાદિ પરિગ્રહવાળા સાધુને પણ તે ભવભ્રમણનું કારણ કેમ ન થાય? થાયજ, માટે તેનો ત્યાગ કરવો જોઇએ.

આચાર્ય:—તારી એ એકાન્ત માન્યતા યોગ્ય નથી, કેમકે આસન શયન પાન ભોજન-ગમન-અવસ્થાન-મન-વચન-અને કાયાની ચેષ્ટા વિગેરે જેટલા પ્રકાર છે, તે બધા અપ્રશસ્ત અધ્યવસાયવાળા અસંયતને આ લોકમાં ભયના હેતુ થાય છે; અને એજ બધા પ્રકારો પ્રશસ્ત અધ્યવસાયવાળા સંયતને મોક્ષના હેતુ થાય છે. એટલે જેણે લોભાદિ કષાયનો મૂળથીજ નાશ કરેલ છે એવા સાધુઓને વસ્ત્રાદિ ગ્રહણ કરવા છતાં પણ કોઇ દોષ નથી લાગતો. વળી જો વસ્ત્રાદિ મૂર્ચ્છા વિગેરે હેતુ હોવાથી સુવર્ણાદિકની પેઠે પરિગ્રહ છે, ઈત્યાદિ હેતુ અને દૃષ્ટાન્તના કથન માત્રથીજ વસ્ત્રાદિકનું પરિગ્રહપણું સિદ્ધ કરે છે, તો અમે પણ એવાજ હેતુ અને ઉદાહરણથી સુવર્ણનું અપરિગ્રહપણું સિદ્ધ કરીએ છીએ. ૨૫૭૦-૨૫૭૧.

आहारो व्व न गंथो देहत्थंति विसघायणत्थाए ।
कणगंपि तहा जुवई धम्मंतेवासिणी मेत्ति ॥ २५७२ ॥
तम्हा किमत्थि वत्थुं गंथोऽगंथो व सव्वहा लोए ? ।
गंथोऽगंथो व मओ मुच्छामुच्छाहि [illegible] ओ ॥ २५७३ ॥
वत्थाइ तेण जं जं संजमसा[illegible]णमराग-दोसस्स ।
तं तमपरिग्गहो च्चिय परि[illegible] जं [illegible] वयाई ॥ २५७४ ॥

યુવતિ, મારી ધર્માન્તેવાસિની છે, તથા સુવર્ણ વિષઘાતક છે, ( વિષઘાત-રસાયન મંગળ-અવિ-નય-પ્રદક્ષિણાવર્ત-ગુરૂતા-અને અદગ્ધકુ થતા આ આઠ ગુણો સુવર્ણમાં છે.) એવી બુદ્ધિથી ગ્રહણ કરતા, (તે બન્ને) આહારની પેઠે શરીરોપકારી હોવાથી પરિગ્રહ નથી (આ કહેલ સર્વ કુયુકિતઓ છે પણ પ્રતિબંદી માટે કરી છે.) તે માટે લોકમાં એવી કઈ વસ્તુ છે કે જે સર્વથા પરિગ્રહ અથવા અપરિગ્રહ કહેવાય ? ( કોઇ નહિ.) (मुच्छा परिग्गहो वुत्ता) એ વચનથી દ્રવ્ય-દેહ-આહાર કનકાદિને વિષે મૂર્છા અને અમૂર્છા વડેજ પરિગ્રહ અને અપરિગ્રહપણું નિશ્ચયથી માનેલ છે. એ કારણથી રાગ-દ્વેષ રહિત વ્યક્તિને વસ્ત્રાદિ જે જે સંયમના સાધન થાય તે અપરિગ્રહ-છે, અને જે જે સંયમનો ઘાત કરનાર થાય તે પરિગ્રહ છે. ૨૫૭૨-૨૫૭૩-૨૫૭૪.

વસ્ત્રાદિ શું સંયમોપકાર કરે છે ?

कं संजमोवयारं करेइ वत्थाइ जइ मई सुणसु ।
सीयत्ताणं ताणं जलणतणगयाण सत्ताणं ॥ २५७५ ॥
तह निसि चाउक्कालं सज्झायऽझाणसा णमिसीणं ।
महि-महिया-वासो-सा-रयाइरक्खानिमित्तं च ॥ २५७६ ॥
मयसंवरुज्झणत्थं गिलाणपाणोवगारे याभिमयं ।
मुहपुत्तियाइ चेवं परूवणिज्जं जहाजोगं ॥ २५७७ ॥
संसत्तसत्त-गोरस-पाणयपाणीयपाणरक्खत्थं ।
परिगलण–पाणघायण–पच्छाकम्माइयाणं च ॥ २५७८ ॥
परिहारत्थं पत्तं गिलाण-बालादुवग्गहत्थं च ।
दाणमयधम्मसाहण समया चेवं परुप्परओ ॥ २५७९ ॥

વસ્ત્ર વિગેરે શું સંયમોપકાર કરે છે ? એમ પૂછતો હો, તો સાંભળ ઠંડીથી સાધુનું રક્ષણ, અગ્નિ અને તૃણગત જીવોનું રક્ષણ, તથા રાત્રિના ચારે કાળમાં મુનિઓને સ્વાધ્યાય અને ધ્યાન કરવાનું સાધન; સચિત્ત પૃથ્વી, મહિકા, વર્ષા, હિમ અને રજથી રક્ષણ કરવાનું નિમિત્ત થાય છે. વળી મરેલાને ઢાંકવાને તથા બહાર લઇ જવાને તેમજ રોગીને વસ્ત્ર પ્રાણોપકારી માન્યું છે. એ પ્રમાણે મુહપત્તિ વિગેરે પણ યથાયોગ્ય સંયમોપકારી છે, એમ કહેવું તથા સંસક્ત સાધુઓ-ગોરસ-પાનક-અને પેયગત પ્રાણિની રક્ષા માટે, હાથમાં ગ્રહણ કરેલ ગોરસાદિ ઝરી જવાથી થતા પ્રાણિઘાત અને પશ્ચાત્કર્માદિદોષોનો ત્યાગ કરવાને, રોગી અને બાળ વિગેરેનો ઉપકાર કરવાને દાનમય ધર્મનું સાધન એવું પાત્ર રાખવું જોઇએ. એ પ્રમાણે રાખવાથી સર્વને પરસ્પર સમતા થાય. ૨૫૭૫-૨૫૭૯

શિવભૂતિ:-વસ્ત્ર-પાત્રાદિ સંયમમાં શો ઉપકાર કરે છે, કે જેથી તે ગ્રહણ કરવું જોઇએ?

આચાર્ય:—સૂતર અથવા ઊનનું વસ્ત્ર, ઠંડીથી પીડાએલા સાધુનું રક્ષણ કરે છે અને આર્તધ્યાનનું હરણ કરે છે, તથા અગ્નિ-ઘાસ-ઇન્ધનાદિગત જીવોનું પણ રક્ષણ કરે છે. કેમકે સાધુ પાસે જો વસ્ત્ર ન હોય, તો ઠંડીથી પીડાતા ઘાસ-ઇન્ધનાદિવડે અગ્નિ પ્રજ્વલિત કરે, અને તેથી તદ્ગત જીવોનો વધ થાય, પરન્તુ જો વસ્ત્ર હોય તો એ પ્રમાણે ન થાય, અને અગ્નિ પ્રજ્વલિત કર્યા વિના પણ ઠંડીથી રક્ષણ થાય. વળી જો પાસે વસ્ત્ર હોય,

તો જેમાં હિમકણની વર્ષા થતી એવી શીતયુક્ત રાત્રિમાં આખી રાત્રિ જાગરણ કરતા મુનિઓને વિઘ્નરહિત સ્વાધ્યાય-ધ્યાન થઈ શકે. તેમજ મહારાત્રિમાં ઊડીને પડતી સચિત્ત પૃથ્વી, મહિકા, વૃષ્ટિ, ઝાકળ, કોઇક રાતે આકાશમાંથી પડતી સચિત્તરજ અને પ્રદીપ તેજ વિગેરેના જીવોનું પણ વસ્ત્રથી રક્ષણ થાય. તથા મૃતવ્યક્તિને ઢાંકવાને અથવા તેને બહાર લઇ જવાને માટે પણ શ્વેત-ઉજ્વલ વસ્ત્ર હોવું જોઇએ. અને રોગી જનોને એવું વસ્ત્ર પ્રાણોપકારી છે, એમ પરમગુરૂએ કહ્યું છે. આજ પ્રમાણે મુહપત્તિ-રજોહરણાદિ ઉપકરણો પણ સિદ્ધાન્તાનુસારે સંયમોપકારી છે, તે યથાયોગ્ય-જ્યાં ઘટે ત્યાં કહેવા.

કલ્પભાષ્યાદિમાં કહ્યું છે કે-તૃણ ગ્રહણ કરીને અગ્નિસેવનનું નિવારણ કરવાને, ધર્મધ્યાનાર્થે અને રોગી તથા મરણ પામેલાના ઉપકાર માટે વસ્ત્ર રાખવું જોઇએ, તે વસ્ત્ર આત્મ પ્રમાણ લાંબું અને અઢી હાથ પહોળું હોવું જોઈએ. તેમાં બે વસ્ત્ર સુતરનાં અને મુખ બાંધવાને મુખવસ્ત્રિકા રાખવી. વસતિ ( ઉપાશ્રય ) નું પ્રમાર્જન કરવા, કોઇ સ્થાનમાં કંઇ લેતા મુકતા, રાત્રિમાં પાથરેલું વસ્ત્ર સંકોચાઇ જતાં પ્રથમ પ્રમાર્જન કરવાને તથા ચિન્હ જણાવવાને માટે રજોહરણ રાખવું. અનાવૃત વિકૃત પુરૂષ ચિન્હ ( અથવા સ્ત્રી ચિન્હ )ને લજ્જાથી આચ્છાદન કરવાને તથા સ્ત્રી દર્શનથી લિંગોદયનું રક્ષણ કરવાને ચોળપટ્ટ રાખવો જોઇએ." આ પ્રમાણે વસ્ત્રો સંયમમાં ઉપકારી છે.

હવે પાત્ર—અને માત્રક પણ સંયમમાં જે રીતે ઉપકારી છે તે સાંભળ, જો મુનિ પાસે પાત્ર હોય, તો ગોરસ દ્રાક્ષાદિ પાનકગત પ્રાણિના પ્રાણની રક્ષા થાય, અને પાત્રના અભાવે એ ગોરસાદિ અનાભોગાદિ કારણથી હાથમાંજ ગ્રહણ કર્યા હોય, તો તદ્ગત જીવોના પ્રાણની હાનિજ થાય, પરન્તુ જો પાત્રમાં લીધેલ હોય, તો તેનું પરિસ્થાપન થાય, તેમ કરવાથી જીવોની રક્ષા થાય. વળી પાત્રના અભાવે હાથમાંજ ગ્રહણ કરેલા ગોરસાદિ ઝરીને ભૂમિપર પડવાથી કુંથુઆ કીડિકાદિ જીવો ત્યાં એકઠા થવાથી તેમના પ્રાણનો ઘાત થાય; પણ જો પાત્ર હોય તો તેમ ન થાય, અને ભાજન ધોવા વિગેરેથી થતા પશ્ચાત્કર્માદિ દોષો પણ ન થાય. તથા પાત્રવડે રોગી-દુર્બળ વૃદ્ધાદિ ઉપર ઉપકાર કરી શકાય, જેમ કે ગૃહસ્થ પાસેથી પથ્ય વસ્તુ લાવીને શૈક્ષોને આપવાથી તેઓપર ઉપકાર થાય, પરન્તુ જો પાત્ર નહોય તો તેમ થઇ શકે નહિ. વળી પાત્રવડે આહાર પાણી લાવીને બીજા સાધુઓને આપતાં તે પાત્ર દાનધર્મનું સાધન થાય, પાત્રના અભાવે આહાર પાણી લાવીને કોઇને પણ આપી શકાય નહિ, વળી પાત્ર હોય, તો લબ્ધિવાળાને તથા લબ્ધિ વિનાનાને, શક્તિવન્તને તથા શકિત રહિતને, વસતિમાં રહેલાને તથા પ્રાહુણાને, એમ સર્વ સાધુઓને પરસ્પર સુગમતા થાય. એટલે કે જો પાત્ર હોય તો, લબ્ધિમાન્ સાધુ તેમાં આહાર-પાણી લાવીને બીજા લબ્ધિ વિનાના મુનિને આપે, એજ પ્રમાણે શક્તિમાન્ અશક્તને, વસતિ ( ઉપાશ્રય )માં રહેલ મુનિ પ્રાહુણાને ( બહારથી આવેલાને ) આપી શકે. પરન્તુ જો પાત્ર નહોય તો એમાંનું કંઇ પણ ન બની શકે. આજ પ્રમાણે માત્રક પણ સંયમોપકારી છે. ૨૫૭૯

હવે सुए भणियमपरिग्गहत्तं તથા 'जमचेला य जिणिंदा' એ કથનનો આચાર્યશ્રી ઉત્તર આપે છે.

अपरिग्गहया सुत्तेत्ति जा य मुच्छा परिग्गहोऽभिमओ ।
सव्वद्व्वेसु न सा कायव्वा सुत्तसब्भावो ॥ २५८० ॥
निरुवमधिइसंघयणा चउनाणाइसयसत्तसंपण्णा ।
अच्छिद्दपाणिपत्ता जिणा जियपरीसहा सव्वे ॥ २५८१ ॥

जम्हा जहुत्तदोसे पावंति न वत्थ-पत्तरहियावि ।
तदसाहणंति तेसिं तो तग्गहणं न कुव्वंति ॥ २५८२ ॥
तहवि गहिएगवत्था सवत्थतित्थोवएसणत्थंति ।
अभिनिक्खमंति सव्वे तम्मि चुएऽचेलया होंति ॥ २५८३ ॥
जिणकप्पियादओ पुण सोवहओ सव्वकालमेगंतो ।
उवगरणमाणमेसिं पुरिसावेक्खा बहुभेयं ॥ २५८४ ॥

સૂત્રમાં જે અપરિગ્રહતા કહી છે. તેમાં મૂર્ચ્છાનિજ પરિગ્રહ માનેલ છે, તે-મૂર્ચ્છા સર્વ દ્રવ્યોમાં ન કરવી, એવો સૂત્રનો પરમાર્થ છે. જિનેશ્વરો અનુપમ ધીરજ-સંઘયણ ચાર જ્ઞાન અને અતિશય શક્તિમાન છે, તેમજ છિદ્ર રહિત હસ્તરૂપ પાત્રવાળા અને સર્વ-પરિષહને જીતેલા હોવાથી, વસ્ત્ર-પાત્ર રહિત હોવા છતાં પણ સંયમ વિરાધનાદિ યથોક્ત દોષ પ્રાપ્ત નથી થતા. તેથી વસ્ત્રાદિ તેમને સંયમોપકારી ન થતા હોવાથી તેનું ગ્રહણ કરતા નથી, તે છતાં "તીર્થમાં ઘણા કાળ સુધી સાધુઓ વસ્ત્ર યુક્ત થશે" એમ જણાવવાને સર્વ જિનેશ્વરો એક વસ્ત્ર ગ્રહણ કરીને નીકળે છે, તે વસ્ત્ર પડી જાય, તો અચેલક ( વસ્ત્ર રહિત ) થાય છે. વળી જિનકલ્પિક વિગેરે પણ સર્વકાળ એકાન્તે ઉપધિવાળાજ હોય છે, તેમના ઉપકરણનું પ્રમાણ પુરૂષની અપેક્ષાએ ઘણા પ્રકારે કહ્યું છે. ૨૫૮૦ થી ૨૫૮૪

"सव्वाओ परिग्गहाओ वेरमणं" ઈત્યાદિ વચનથી સૂત્રમાં કહેલી અપરિગ્રહતા જે તું કહે છે, તે મૂર્ચ્છાનો ત્યાગ કરવાથીજ થાય છે એટલે કે મૂર્ચ્છા, સિવાય અન્ય કોઈ પરિગ્રહ નથી, જેવી મૂર્ચ્છા વસ્ત્રમાં થાય છે, તેવી મૂર્ચ્છા અન્ય સર્વ શરીર આહારાદિ દ્રવ્યોમાં થાય છે, એ મુર્છા સર્વથા ન કરવી, એવો ઉપરોક્ત સૂત્રનો પરમાર્થ છે, પરન્તુ "વસ્ત્રનો સર્વથા ત્યાગ કરવો તે અપરિગ્રહતા," એવો સૂત્રનો અર્થ નથી.

વળી જિનેશ્વરોને તું અચેલક ( સર્વથા વસ્ત્ર રહિત ) કહે છે, તે પણ એકાન્ત સત્ય નથી, કેમકે જિનેશ્વરો છદ્મસ્થ અવસ્થામાં પણ અનુપમ ધીરજ, અનુપમ સંઘયણ, અને ચાર જ્ઞાન યુક્ત હોય છે, તેમજ અતિશય શક્તિ સંપન્ન, છિદ્ર રહિત હસ્તરૂપ પાત્રવાળા અને સર્વ પરિષહોને જિતેલ હોવાથી વસ્ત્ર-પાત્રના અભાવે પૂર્વે કહેલા સંયમ વિરાધનાદિ દોષો તેમને પ્રાપ્ત નથી થતા, અને એથી કરીને વસ્ત્રાદિક તેમને સંયમના સાધક પણ નથી થતા, આ કારણથી આત્મગત સંયમને અનુપકારી વસ્ત્રાદિ નિરર્થક હોવાથી તીર્થંકરો તે નથી ગ્રહણ કરતા, અહીં કદાચ તું એમ કહીશ, કે જો તે વસ્ત્રાદિ નથી ગ્રહણ કરતા તો "सव्वेवि एगदूसेण निग्गया" સર્વ તીર્થંકરો એક વસ્ત્રથી નીકળ્યા છે. એમ શાથી કહ્યું છે? આ કથનના ઉત્તરમાં અમે એમ કહીએ છીએ, કે વસ્ત્ર તેમને સંયમોપકારી નથી, તો પણ "તીર્થમાં સર્વ સાધુઓ વસ્ત્રવાળાજ દીર્ઘકાળ સુધી થશે" એમ જણાવવાને સર્વ જીનેશ્વરો એક વસ્ત્ર લઇને દીક્ષા માટે નીકળ્યા છે. કોઇ વખત કોઈ સ્થળે તે વસ્ત્ર પડી જાય, તો તે વસ્ત્ર રહિત થાય છે, પરન્તુ સર્વકાળ વસ્ત્ર રહિત નથી હોતા, માટે "જીનેશ્વરો વસ્ત્ર રહિત છે" એમ જે તું એકાન્તે કહે છે, તે કેવળ તારી અજ્ઞાનતાજ પ્રગટ કરે છે.

વળી તીર્થંકર અને જીનકલ્પિકના, દૃષ્ટાન્તથી તું અચેલકપણું અંગીકાર કરે છે, તે પણ તારી અજ્ઞાનતાજ છે, કેમકે જીનેશ્વરો પણ ઉપર કહ્યા મુજબ એકાન્તે વસ્ત્ર રહિત

નથી, અને જીનકલ્પિક સ્વયંબુદ્ધ વિગેરે તો સર્વકાળ પર્યન્ત-એકાન્તે ઉપધિવાળાજ હોય છે. એ સંબંધમાં તેઓનાં ઉપકરણનું પ્રમાણ પુરૂષની અપેક્ષાએ અનેક પ્રકારે પૂર્વે કહ્યું છે, પણ સર્વથા ઉપકરણનો અભાવ નથી કહ્યો. તેથી તે જેના ઉદાહરણથી સર્વ ઉપકરણનો ત્યાગ કર્યો છે, તેઓને પણ સર્વથા ઉપકરણનો અભાવ નથી, કેવળ તારો પોતાનોજ આ કોઇ નવીન માર્ગ છે. ૨૫૮૦-થી-૨૫૮૪

હવે "जमचेला य जिणिंदा" એ કથનનો પ્રકારાન્તરે ઉત્તર આપે છે.

अरहंता जमचेला तेणाचेलत्तणं जइ मयं ते ।
तो तव्वयणाउ च्चिय निरतिसओ होहि माऽचेलो ॥ २५८५ ॥
रोगी जहोवएसं करेइ वेज्जस्स होअरोगो य ।
न य वेसं चरियं वा करेइ न य पउणइ करेंतो ॥ २५८६ ॥
तह जिणवेज्जाएसं कुणमाणोऽवेइ कम्मरोगाओ ।
न उ तन्नेवत्थधरो तेसिमाएसमकरंतो ॥ २५८७ ॥
न परोवएसवसया न य छउमत्था परोवएसंपि ।
देंति, न य सीसवग्गं दिक्खेंति जहा जिणा सव्वे ॥ २५८८ ॥
तह सेसेहिवि सव्वं कज्जं जइ तेहिं सव्वसाहम्मं ।
एवं च कओ तित्थं न चेदचेलोत्ति को गाहो ? ॥ २५८९ ॥
जह न जिणिंदेहिं समं सेसाइसएहिं सव्वसाहम्मं ।
तह लिंगेणाभिमयं चरिएणवि किंचि साहम्मं ॥ २५९० ॥

જે કારણથી અરિહન્તો અચેલક છે, તે કારણથી તને અચેલકપણું માન્ય હોય, તો તેમના વચનથી તું અતિશય રહિત અચેલક ન થા. (કારણકે) જેમ વૈદ્યના ઉપદેશાનુસારે રોગી કરે છે તેથી રોગ રહિત થાય છે; પરન્તુ વૈદ્યનો વેશ કે આચરણ નથી કરતો, (કેમકે) તે તેને નિરોગી નથી કરતો. તેવી રીતે જિન વૈદ્યની આજ્ઞાનુસાર કરનાર કર્મ રોગથી રહિત થાય છે, પરન્તુ તેમનો વેશ ધરનાર અને તેમના આદેશાનુસાર-નહિ કરનાર કર્મ રોગથી રહિત નથી થતો. વળી જો તું સર્વથા રીતે તીર્થંકરના વેશ અને ચારિત્રાનુષ્ઠાનવર્તિ હો, તો જેમ સર્વ જીનેશ્વરો પરોપદેશાધીન નથી હોતા, અને બીજાને છદ્મસ્થ અવસ્થામાં ઉપદેશ નથી આપતા. તથા શિષ્ય વર્ગને દીક્ષા પણ નથી આપતા તેમ તેમના શિષ્યોએ પણ કરવું જોઇએ ( પરન્તુ ) એ પ્રમાણે કરવામાં આવે, તો તીર્થ કયાંથી પ્રવર્તે ? અને જો તીર્થંકરોની સાથે સર્વથા સમાનપણું ન હોય, તો અચેલકપણાનો આગ્રહ શા માટે રાખે છે ? જીનેશ્વરોની સાથે શેષ અતિશયો વડે સર્વથા સમાનતા નથી માની, પણ તમે વેશ અને ચારિત્ર વડે કિંચિત્ સમાનતા માનેલ છે. ૨૫૮૫-થી-૨૫૯૦

શિવભૂતિ ! અરિહન્તો વસ્ત્રરહિત છે, તેથી આપણે પણ વસ્ત્રરહિત-નગ્ન થવું જોઇએ, એમ તારી માન્યતા હોય, તથા જેવું ગુરૂનું ચિન્હ તેવું શિષ્યનું પણ હોવું જોઇએ, કેમકે બુદ્ધશિષ્ય શ્વેત વસ્ત્ર ધારી કે નગ્ન નથી હોતો. તે તો બુદ્ધના જેવો જ વેશ ધરનાર હોય છે, તેમ તારે પણ અરિહન્તોના જેવું જ થવું જોઇએ. પરન્તુ જિનેશ્વરના ઉપદેશથી જ તું નિરૂપમ ધીરજ અને સંઘયણના અભાવે વસ્ત્ર રહિત-નગ્ન થતો

હોય તો ન થા. તું તીર્થંકરનો શિષ્ય હોવાથી તને તેમનો વેશ પ્રમાણ હોય, તો તેમનો ઉપદેશ પણ તને પ્રમાણ હોવો જોઇએ. કારણ કે ગુરૂનો ઉપદેશ ઉલ્લંઘીને વર્તન કરનાર શિષ્ય કદિ પણ ઇષ્ટ અર્થનો સાધક નથી થતો. પરમગુરૂ જિનેશ્વરોએ એ સંબંધમાં તો એમ કહ્યું છે, કે અનુપમ ધીરજ અને સંઘયણ આદિ અતિશયના અભાવે (સાધુએ) કદિ પણ અચેલક (વસ્ત્રરહિત) ન થવું. આ પ્રમાણે પરમ ગુરૂએ કહ્યા છતાં તું એમના ઉપદેશની વિરૂદ્ધ વર્તન શા માટે કરે છે?

શિવભૂતિ:—જેમ ગુરૂના ઉપદેશાનુસાર વર્તવું યોગ્ય છે, તેમ તેમના વેશ અને ચારિત્રનું પણ અવશ્ય અનુકરણ કરવું જોઇએ.

આચાર્ય:—તારૂં એ મન્તવ્ય અયોગ્ય છે, કેમકે તેમના ઉપદેશાનુસાર વર્તનજ કાર્યસાધક છે. જેમ રોગી મનુષ્ય વૈદ્યના ઉપદેશાનુસાર વર્તન કરવાથીજ રોગથી મુક્ત થાય છે; પરતું તેના વેશનું કે આચરણનું અનુકરણ નથી કરતો, જો તે પ્રમાણે કરે, તો ઉલટો સન્નિપાતનો ભાગી થાય. તેજ પ્રમાણે અહીં પ્રસ્તુતમાં પણ જિનેશ્વર રૂપ વૈદ્યના ઉપદેશાનુસાર વર્તનાર તેમના વેષ અને ચારિત્રનું આચરણ કર્યાવિના પણ કર્મરૂપ રોગથી મૂકાય છે. પરન્તુ તેમના ઉપદેશાનુસાર વર્તન સિવાય તેમના વેશ અને ચારિત્રનુ આચરણ કરનાર કર્મરોગથી મુક્ત થતો નથી, કેમકે તેવી યોગ્યતા સિવાય તેમનો વેષ અને ચારિત્ર ધારણ કરનાર કેવળ ઉન્માદાદિનું જ ભાજન થાય છે.

વળી જો તું તીર્થંકરનાં વેષ અને ચારિત્રાનુવર્તિ હો, તો તારૂં એ અનુવર્તિપણું તીર્થંકરોની સાથે સર્વથા પ્રકારે સમાન છે? કે દેશથી સમાન છે? જો સર્વથા પ્રકારે સમાનતા હોય, તો જે પ્રમાણે તેઓ કરે છે, તે પ્રમાણે તારે પણ સર્વ કરવું જોઇએ. કારણ કે જેમ તીર્થંકરો સ્વયંબુદ્ધ હોવાથી બીજાના ઉપદેશાનુસાર વર્તતા નથી, છદ્મસ્થ અવસ્થામાં બીજાને પ્રતિબોધવા ઉપદેશ આપતા નથી અને કેવલજ્ઞાન શિવાય શિષ્યવર્ગને દીક્ષા પણ આપતા નથી; તેવી રીતે એમના શિષ્યોએ અને પ્રશિષ્યોએ પણ સર્વ કરવું જોઇએ. અને જો એ પ્રમાણે થાય, તો પછી કોઇને પણ ઉપદેશ દેવાના અભાવે દીક્ષાદિ અપાય નહિ, અને છેવટે તીર્થનો વિચ્છેદ થાય. પરન્તુ જો તેઓની સાથે સર્વ સાધર્મ્ય ન હોય, તો પછી "હું અચેલક થાઉં" એવો મિથ્યા આગ્રહ શા માટે રાખે છે?

હવે જો ઉપરોક્ત કારણથી સર્વથા પ્રકારે તીર્થંકરોની સાથે સાધર્મ્ય ન હોય, અને કિંચિત્ સાધર્મ્ય હોય, તો તે અમારે માન્ય છે. જેમકે લોચ કરવાદિ માત્રથી તેમની સાથે કિંચિત્ લિંગથી-વેષથી સાધર્મ્ય છે, પણ અચેલકપણાથી નથી. એષણીય આહાર-અનિયત વાસ આદિવડે ચારિત્રથી કિંચિત્ સાધર્મ્ય છે, પણ હસ્ત ભોજીપણાથી સાધર્મ્ય નથી; કેમકે અતિશય રહિત હોવાથી આપણે તેમ કરવાને યોગ્ય નથી. આ પ્રમાણે તીર્થંકરની સાથે કિંચિત્ સાધર્મ્ય ઉક્ત ન્યાયે અન્યથા પણ સિદ્ધ થાય છે, તો પછી અચેલકપણાદિનો તને મિથ્યા આગ્રહ શા માટે છે? ૨૫૮૫-થી-૨૫૮૭.

હવે "तदभिहिओ जं च जिणकप्पो" એ કથનનો ઉત્તર આપે છે.

તીર્થંકરોએ જિનકલ્પ કહેલો છે. એ કથન કોણ નથી માનતું? સર્વ કોઇ તે માને છે, પરન્તુ જેવા પુરૂષોને માટે જે વિધિએ તે કહેલ છે, તે સાંભળ.

उत्तमधिइसंघयणा पुव्वविदोऽतिसइणो सया कालं ।
जिणकप्पियावि कप्पं कयपरिकम्मा पवज्जंति ॥ २५९१ ॥

तं जइ जिणवयणाओ पवज्जसि, पवज्ज तो स छिन्नो त्ति ।
अत्थित्ति किह पमाणं किह वोच्छिन्नोत्ति न पमाणं ? ॥ २५९२ ॥
मण-परमोहि-पुलाए आहारग-खवग-उवसमे कप्पे ।
संजमतिय–केवलि–सिज्झणा य जंबूम्मि वोच्छिण्णा ॥ २५९३ ॥

ઉત્તમ ધીરજ અને સંઘયણવાળા, જઘન્યથી પણ કિંચિત્ ન્યૂન નવ પૂર્વ જાણનારા, નિરંતર અનુપમશક્તિ આદિ અતિશય સંપન્ન જિનકલ્પિકો (પૂર્વોક્ત વિધિએ એટલે તપ-શ્રુત અને સત્વ આદિ) પરિકર્મ કરીનેજ જિનકલ્પ અંગીકાર કરે છે. (એવા પુરૂષો માટે જિન-કલ્પની આજ્ઞા જિનેશ્વરોએ આપી છે, પણ તારા જેવા માટે નહિ.) માટે જો જિન વચનથી "જિનકલ્પ" તું માને છે, તો "તે જિનકલ્પ વિચ્છેદ થયો છે" એમ પણ કેમ નથી માનતો? અને જો એ કથન ન માનતો હો, તો "જિનકલ્પ છે" એ કથન કેવી રીતે માને છે, અને "જિનકલ્પ વિચ્છેદ પામ્યો" એ કથન શાથી નથી માનતો? મનઃ પર્ય-વજ્ઞાન-પરમાવધિજ્ઞાન -પુલાકલબ્ધિ-આહારકશરીર, ક્ષપકશ્રેણિ ઉપશમ શ્રેણિ, જિનકલ્પ-પરિહારવિશુદ્ધિ-સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાત એ ત્રણ ચારિત્ર, કેવળી અને મોક્ષ એ સર્વ પદાર્થો જંબૂસ્વામિ પછી વિચ્છેદ થયા છે. ૨૫૯૧-થી-૨૫૯૩.

અચેલક પરીષહનો જવાબ આપતાં કહે છે કે—

जइ चेलभोगमेत्ताद जिआचेलयपरीसहो तेणं ।
अजियदिगिंछाइपरीसहोवि भत्ताइभोगाओ ॥ २५९४ ॥
एवं तुह न जियपरोसहा जिणिदावि सव्वहावन्नं ।
अहवा जो भत्ताइसु स विही चेलेवि कि नेट्ठो ? ॥ २५९५ ॥
जह भत्ताइं विसुद्धं राग-द्दोसरहिओ निसेवंतो ।
विजियदिगिंछाइपरीसहो मुणी सपडियारोवि ॥ २५९६ ॥
तह चेलं परिसुद्धं रागद्दोसरहिओ सुयविहीए ।
होइ जियाचेलपरीसहो मुणी सेवमाणोऽवि ॥ २५९७ ॥

જો વસ્ત્રના પરિભોગ માત્રથીજ અચેલક પરિષહનો જય નથી કર્યો, એમ કહેવાય, તો પછી આહાર-પાણીના ભોગથી પણ ક્ષુધાદિ પરિષહનો જય નથી કર્યો એમ કહેવાય. અને જો એ પ્રમાણે હોય, તો જિનેશ્વરો પણ પરિષહનો જય કરનારા નથી એમ તારા કથનાનુસાર સર્વથા પ્રકારે થશે. અથવા (એષણીય) આહાર-પાણી આદિ ગ્રહણ કરવામાં જે વિધિ છે, તે વિધિ (એષણીય) વસ્ત્રગ્રહણ કરવામાં શું નાશ પામ્યો છે? વિશુદ્ધ આ-હાર-પાણી રાગ-દ્વેષરહિત ભોગવતાં છતાં જેમ સપ્રતિકાર મુનિ ક્ષુધાદિ પરિષહ જીતનાર કહેવાયછે, તેમ વિશુદ્ધ-એષણીય એવા રાગ-દ્વેષ રહિત મુનિ શ્રુતવિધિએ વસ્ત્રને ગ્રહણ કરીને સેવવા છતા પણ અચેલક પરિષહનો જય કરનાર કહેવાય છે. ૨૫૯૪-થી-૨૫૯૭.

"જેણે અચેલક પરિષહનો જય કર્યો હોય, તે મુનિ કહેવાય." તારૂં આ કથન યોગ્ય છે, અને અમે તે માન્ય કરીએ છીએ; પરન્તુ એ સંબંધમાં પૂછીએ છીએ, કે વસ્ત્રના ભોગ માત્રથીજ અચેલક પરિષહનો જય નથી થતો, એમ માનીને તું વસ્ત્રનો સર્વથા ત્યાગ કરે છે? કે અનેષણીયાદિ દોષથી દુષ્ટ એવા વસ્ત્રના ભોગથી વસ્ત્રનો ત્યાગ કરે છે? જો આદ્ય પક્ષાનુસાર એટલે વસ્ત્રના ભોગ માત્રથીજ મુનિવડે અચેલક પરિષહનો જય

નથી થતો, એમ માનીને તું વસ્ત્રનો ત્યાગ કરતો હો, તો તેમાં તારી મોટી ભૂલ છે. કેમકે-એ પ્રમાણે તો આહાર-પાણી આદિના ભોગમાત્રથી પણ મુનિ ક્ષુધાદિ પરિષહનો જીતનાર નહિ કહેવાય, અને તદનુસાર તારા અભિપ્રાયે નિરૂપમ ધીરજ અને સંઘયણુ-વાળા મહાન સત્ત્વના ભંડાર જિનેશ્વર ભગવન્તો પણ પરિષહ જીતનાર ન કહેવાય. કદાચ તું એમ કહીશ કે ઉદ્‌ગમાદિ દોષ રહિત વિશુદ્ધ-એષણીય આહાર-પાણી, રાગ દ્વેષ રહિત ભોગવનાર મુનિ ક્ષુધાદિ પરિષહનો જય કરનાર કહેવાય છે. તો પછી તદનુ-સાર એષણીય વસ્ત્રનો રાગ-દ્વેષ રહિત ઉપભોગ કરનાર મુનિ પણ અચેલક પરિષહનો જય કરનાર કેમ ન કહેવાય? કહેવાયજ. તાત્પર્ય એ છે કે ક્ષુધા-તૃષા-શીત-ઉષ્ણાતાદિકનો, આહાર-પાણી-વસ્ત્રાદિકવડે સૂત્રોક્ત વિધિ પૂર્વક યતનાએ પ્રતિકાર કરનાર મુનિ પરિષ-હનો જય કરનાર કહેવાય છે. આ સર્વ કથનથી એ ફલિતાર્થ થાય છે કે અનેષણી-યાદિ દોષ યુકત વસ્ત્રાદિના પરિભોગથીજ અચેલક પરિષહથી પરાભવ થાય છે, પણ સૂત્રોક્ત વિધિએ તેનો ઉપભોગ કરવાથી નથી થતો. ૨૫૯૪-થી-૨૫૯૭

શિવભૂતિ:—જો સાધુ વસ્ત્રનો ઉપભોગ કરે, તો તેણે અચેલક પરિષહ સહન કર્યો છે, એમ કેવી રીતે કહી શકાય? વસ્ત્રનો અભાવ હોય, તોજ અચેલક પરિષહ સહન કર્યો કહેવાય.

આચાર્ય:—તારી એ માન્યતા અયોગ્ય છે, કેમકે—

सदसंतचेलओऽचेलगो य जं लोग-समयसंसिद्धो ।
तेणाचेला मुणओ संतेहिं जिणा असंतेहिं ॥ २५९८ ॥
परिसुद्ध-जुण्ण-कुच्छिय-थोवाऽनिययन्नभोगभोगेहि ।
मुणओ मुच्छारहिया संतेहिं अचेलया होंति ॥ २५९९ ॥
जह जलमवगाहंतो बहुचेलोऽवि सिरवेढियकडिल्लो ।
भण्णइ नरो अचेलो तह मुणओ संतचेलावि ॥ २६०० ॥
तह थोव-जुन्न-कुच्छियचेलेहिवि भन्नए अचेलोत्ति ।
जह तूर सालिय! लहुं पोत्तिं नग्गिया मित्ति ॥ २६०१ ॥

વસ્ત્રના સદ્‌ભાવે અને વસ્ત્રના અભાવે અચેલકપણું લોકમાં અને આગમમાં પ્રસિદ્ધ છે; તેથી વસ્ત્રના સદ્‌ભાવે મુનિઓ અને વસ્ત્રના અભાવે જિનેશ્વરો અચેલક કહે-વાય છે. પરિશુદ્ધ, જીર્ણ અને અસાર એવા વસ્ત્રને અનિયતપણે મૂર્ચ્છા રહિત ભોગવ-વાથી મુનિઓ વસ્ત્રો છતાં પણ અચેલક છે. જેમ કટીવસ્ત્રને મસ્તકે વીંટીને જળમાં પેસનાર પુરૂષ, ઘણાં વસ્ત્રવાળો છતાં પણ વસ્ત્ર રહિત કહેવાય છે, તેમ મુનિઓ પણ વસ્ત્ર હોવા છતાં અચેલક કહેવાય છે. અથવા અલ્પ-જીર્ણ અને કુત્સિતવસ્ત્ર વડે પણ લોકમાં અચેલક ( વસ્ત્ર રહિત) કહેવાય છે. જેમકે-અરે? વણકર! ત્વરા કર, મને જલ્દીથી સાડલો આપ, હું નગ્ન છું. ૨૫૯૮-થી-૨૬૦૧

મુખ્ય વૃત્તિથી અને ઉપચારથી એમ બે પ્રકારે અચેલકપણું છે. તેમાં મુખ્ય-અચેલકપણું આ સમયમાં સંયમોપકારી નથી, એ કારણથી વસ્ત્રો છતાં પણ સામાન્ય સાધુઓ ઉપચારથી અચેલક કહેવાય છે, અને જિનેશ્વરો વસ્ત્રના અભાવે મુખ્યવૃત્તિએ અચેલક કહેવાય છે. શુદ્ધ-એષણીય, ઘણાં દિવસના જીર્ણ, નિઃસાર, અલ્પ સંક્ષેપિત

અને કોઈક વખતેજ ગૃહસ્થથી જુદી રીતે ઉપયોગમાં લેવાતા, એવા વસ્ત્રોને મૂર્ચ્છા રહિત ભોગવતા-મુનિઓ ઉપચારથી અચેલક કહેવાય છે.

અથવા જેમ કોઈ પુરૂષ કટીવસ્ત્રથી મસ્તક વીંટીને જળમાં પેઠેલો હોય, લોકમાં તે પુરૂષ વસ્ત્ર રહિત કહેવાય છે; તેમ મુનિ પણ ઢીંચણથી ઉપરના ભાગમાં ચોળપટ્ટક ધારણ કરે છે, કચ્છ બાંધતા નથી, અને મસ્તક ઉપર પણ કોઇ વસ્ત્રાદિ ધારણ કરતા નથી, એ પ્રમાણે લોક પ્રસિદ્ધ રીતિથી અન્યથા પ્રકારે વસ્ત્રનો ઉપભોગ કરતા હોવાથી, વસ્ત્રો છતાં પણ તે અચેલક કહેવાય છે.

ઉપચારથી લોક પ્રસિદ્ધ અચેલકપણું એક બીજા દૃષ્ટાન્તથી સમજીએ. જેમ કોઇ સ્ત્રી જીર્ણ અને ઘણાં છિદ્રવાળું વસ્ત્ર પહેરીને વસ્ત્ર વણનારને કહે, કે અરે વણકર? જલ્દીથી મારૂં વસ્ત્ર તૈયાર કરી આપ, કેમકે હું તે વિના નગ્ન છું, અહીં સ્ત્રી વસ્ત્ર યુકત છે, છતાં ઘણા જીર્ણ વસ્ત્રને લીધે નગ્નતા શબ્દનો પ્રયોગ થાય છે. એજ પ્રમાણે મુનિઓ પણ પૂર્વોકત વસ્ત્ર ભોગથી અચેલક કહેવાય છે. ૨૫૯૮-થી-૨૬૦૧.

" जं च तीहिं ठाणेहिं वत्थ धरेज्ज " એ કથનનો ઉત્તર આપીને ઉપસંહાર કરે છે.

विहियं सुए च्चिय जओ धरेज्ज तिहिं कारणेहिं वत्थंति ।
तेणं चिय तद्वस्सं निरतिसएणं धरेयव्वं ॥ २६०२ ॥
जिणकप्पाजोग्गाणं ही-कुच्छ-परीसहा जओऽवस्सं ।
ही लज्जत्ति व सो संजमो तदत्थं विसेसेणं ॥ २६०३ ॥
जइ जिणमयं पमाणं तुह तो मा मुयसु वत्थ-पत्ताइं ।
पुव्वुत्तदोसजालं लब्भिसि मा समिइघायं च ॥ २६०४ ॥
अणुपालेउमसत्तोऽसत्तो न समत्तमेसणासमिइं ।
वत्थरहिओ न समिओ निक्खेवादाणवोसग्गे ॥ २६०५ ॥

શ્રુતમાં કહ્યું છે, કે ત્રણ કારણોએ વસ્ત્ર ધારણ કરવું, તેથી નિરતિશયી અને જિનકલ્પને અયોગ્ય એવા મુનિઓએ ( પૂર્વે કહેલ કારણેજ ) લજ્જા કુત્સા અને પરિષહને લીધે અવશ્ય વસ્ત્ર ધારણ કરવાં, ( કુત્સા અને પરિષહ માટે કદાચ વસ્ત્ર ન ધરે,) પણ લજ્જા એટલે સંયમને અર્થે તો વસ્ત્ર વિશેષે કરીને ધરવા જોઇએ, ( અન્યથા અગ્નિ સળગાવવાદિ વડે મહાન અસંયમ પ્રાપ્ત થાય ) વળી જો તને જિનમત પ્રમાણ હોય, તો વસ્ત્ર-પાત્રાદિકનો તું ત્યાગ ન કર. કેમકે એથી પૂર્વોકત દોષનો સમૂહ પ્રાપ્ત થશે અને સમિતિનો ઘાત થશે. પાત્ર વિના સંપૂર્ણ એષણા સમિતિ પાળવાને તું સમર્થ નહિ થાય, અને વસ્ત્ર વિના નિક્ષેપાદાન તથા ઉત્સર્ગ સમિતિ તેમજ ભાષા સમિતિવાળો નહી થાય ( આ પ્રમાણે સર્વથા ત્રણ સમિતિ રહિત થશે. ) ૨૬૦૨-થી-૨૬૦૫.

પૂર્વોકત રીત્યા સમજાવ્યા છતાં શિવભૂતિ સમજયો નહિ, અને વસ્ત્ર તજી દઇ ઉપાશ્રયથી બહાર નીકળી ગયો.

इय पण्णविओवि बहुं सा मिच्छत्तेदयाकुलियभावो ।
जिणमयमसद्दहंतो छड्डियवत्थो सहुज्जाओ ॥ २६०६ ॥

तस्स भगिणी समुज्झियवत्था तह चेव तदणुरागेणं।
संपत्थिया नियत्था तो गणियाए पुणो मुयइ ॥ २६०७ ॥
तीए पुणोऽवि ब[illegible]रसेगवत्था पुणो विछड्डेत्तो।
अच्छउ ते तेणं चिय समणुण्णाया धरेसी य ॥ २६०८ ।
कोडिन्न–कोट्टवीरे पव्वावेसी य दोण्णि सो सीसे।
तत्तो परंपराफासओऽवसेसा समुप्पन्ना ॥ २६०९ ॥

આચાર્યશ્રીએ એમ બહુ પ્રકારે સમજાવ્યા છતાં તે શિવભૂતિ મિથ્યાત્વના ઉદયથી વ્યાકુળ પરિણામવાળો થઇ, જિનમતને નહિ સદ્દહતો, વસ્ત્ર તજી દઇને ઉપાશ્રયથી બહાર નીકળ્યો; તેની ભગિની પણ તેના અનુરાગથી તેજ પ્રમાણે વસ્ત્ર તજી દઇ ચાલી નીકળી. આથી ગણિકાએ તેને વસ્ત્ર પહેરાવ્યું, પુન: તેણે તે તજી દીધું, ફરી ગણિકાએ હૃદયપર એક વસ્ત્ર પહેરાવ્યું, તેને તે તજતી હતી, ( પણ શિવભૂતિએ કહ્યું, ભલે તારે એક વસ્ત્ર હો. ) એમ તેની આજ્ઞાથી તેણે વસ્ત્ર ધારણ કર્યું. પછી કૌંડીન્ય અને કોટ્ટવીર નામના બે શિષ્યોને શિવભૂતિએ દીક્ષા આપી, તેમની પરંપરાએ શેષ બોટીકદૃષ્ટીઓ ( દીગંબરો ) પ્રવર્ત્યા. ૨૬૦૬-થી-૨૬૦૯

અહીં આઠમા નિન્હવનો વાદ સમાપ્ત થયો; હવે સર્વ નિન્હવો પરસ્પર એક બીજાને બબ્બે દોષો આપે છે, તે સંબંધી વક્તવ્યતા કહે છે.

एवं एए भणिया ओ[illegible]प्पिणिए उ निण्[illegible]गा सत्त।
वीरवरस्स पवयणे सेसाणं पवयणे नत्थि ॥२६१०॥७८४॥२३५॥
मोत्तूणेत्तो एक्कं सेसाणं जावजीविया दिट्ठी।
एक्केक्कस्स य एत्तो दो दो दोसा मुणेयव्वा ॥२६११॥७८५॥२३६॥

એ પ્રમાણે એ સાત નિન્હવો ( ચશબ્દથી આઠમો બોટિક નિન્હવ ) આ અવસર્પિણી કાળમાં શ્રીવીર જિનેશ્વરના તીર્થની અંદર થયા, એ સિવાય બીજા નિન્હવો ( ની સત્તા ) નથી. એક ગોષ્ઠામાહિલ સિવાય બીજા સર્વ જમાલી વિગેરે નિન્હવો. યાવજજીવીક દૃષ્ટિવાળા થયા અને એ દરેકને બેબે દોષો જાણવા. ૨૬૧૦-૨૬૧૧

ભગવત્ મહાવીરદેવના તીર્થમાં જમાલી વિગેરે સાત નિન્હવો થયા છે, એમ નિર્યુક્તિકાર કહે છે, અને એ નિન્હવોના નામ જણાવનારી ગાથામાંના ચશબ્દથી ભાષ્યકાર તથા વૃત્તિકાર બોટિક ( દિગમ્બર ) નિન્હવ સહિત આઠ નિન્હવો આ અવસર્પિણીમાં થયા છે એમ કહે છે એ સિવાય બીજા નિન્હવોની સત્તા નથી માની.

સર્વ નિન્હવોમાં ગોષ્ઠામાહિલ સિવાય જમાલી વિગેરે બધા નિન્હવો યાવજજીવનપર્યન્તનું પરિમાણ યુક્ત પ્રત્યાખ્યાન અંગીકાર કરતા અને તેમજ માનતા, પણ ગોષ્ઠામાહિલ તેમ માનતો નહિ, તે તો અપરિમાણ પ્રત્યાખ્યાન માનતો. આ વાત જો કે મૂળ ગ્રંથ ઉપરથી સમજી શકાય એમ છે, તે છતાં પુન: કહેવાનું પ્રયોજન એ છે કે પ્રત્યાખ્યાન અવશ્ય કરવા યોગ્ય હોવાથી બહુ ઉપયોગી છે, તેથી કોઇ ગોષ્ઠામાહિલની પેઠે ન માને, એટલા માટે ફરી જણાવી છે કહેવાનું તાત્પર્ય એ છે કે નિન્હવો પણ જીવન પર્યન્ત પ્રત્યાખ્યાન-પરિમાણ યુક્ત કરનારા હતા, માટે પરિમાણ રહિત કોઇ પ્રત્યાખ્યાન ન કરવું.

વળી આ સર્વ નિન્હવો એક બીજાને-પરસ્પર બબ્બે દોષો આપે છે. એક તો પોતાનો દોષવાળો મત અંગીકાર કરે છે, અને બીજો પરનો મત અંગીકાર નથી કરતો. આ પ્રમાણે દરેક નિન્હવને બબ્બે દોષ લાગે છે, તે ભાષ્યકાર મહારાજ પોતેજ વિસ્તારથી કહે છે. ૨૬૧૦-૨૬૧૧.

मोत्तूण गोट्ठमाहिलमन्नेसिं जावजीवसंवरणं ।
कम्मं च बद्धपुट्ठं खीरोद व्व अत्तणा समयं　　　॥ २६१२ ॥
मोत्तुं जमालिमन्ने बेंति कडं कज्जमाणमेवं तु ।
एक्केको एक्केक्कं नेच्छइ अब्बद्धिओ दोन्नि　　　॥ २६१३ ॥
अवरोप्परं समेया दो दोसे देंति एक्कमेक्कस्स ।
परमयसंपडिवत्तिं विप्पडिवत्तिं च समयम्मि　　　॥ २६१४ ॥
अबद्धियस्स दोसे दिंति तओ सोऽवि तिन्नि अन्नस्स ।
तिप्पभिइं तु समेया दोसे तिप्पभिइए दिंति　　　॥ २६१५ ॥

ગોષ્ઠામાહિલ સિવાયના બીજા નિન્હવો યાવજ્જીવન પર્યન્તનું સપરિમાણુ પ્રત્યાખ્યાન, અને ક્ષીર-નીરની પેઠે આત્મા સાથે કર્મ બદ્ધ-સ્પૃષ્ટ છે એમ માને છે. અને જમાલિ સિવાયના બીજા નિન્હવો "કરાતું હોય તે કર્યું" એમ માનતા. એ પ્રમાણે એકેક નિન્હવ એકેક પદાર્થ નથી માનતા, અને અબદ્ધિક ( ગોષ્ઠામાહિલ ) બે પદાર્થ નથી માનતો. ( આમ હોવાથી ) તેઓ એકઠા થયા હોય તો પરસ્પર એક બીજાને દરેક જણ બે બે દોષ આપે છે, એક પરમતની સંપ્રતિપત્તિ અને બીજું સ્વમતમાં વિપ્રતિપત્તી. અબદ્ધિકને નિન્હવો ત્રણ ત્રણ દોષ આપે છે, અને તેથી તે પણ બીજાઓને ત્રણ ત્રણ દોષ આપે છે. જ્યારે ત્રણ આદિ નિન્હવો એકઠા થાય, ત્યારે તેઓ એક બીજાને ત્રણ ત્રણ આદિ દોષો આપે છે. ૨૬૧૨-થી-૨૬૧૫.

ગોષ્ઠામાહિલ સિવાયના સર્વ નિન્હવો, યાવજ્જીવન પર્યન્ત સપરિમાણુ-પ્રત્યાખ્યાન અને ક્ષીરનીરવત્ આત્મા સાથે કર્મનો સંબંધ માને છે, ગોષ્ઠામાહિલ એ બેમાંથી એક પણ નથી માનતો. જમાલિ સિવાયના તિષ્યગુપ્ત વિગેરે નિન્હવો-"કરાતું હોય તે કર્યું" એમ માને છે, અને જમાલિ "કરેલું હોય તેજ કર્યું" માને છે. તિષ્યગુપ્ત સિવાયના નિન્હવો સંપૂર્ણ જીવ પ્રદેશોને જીવ માને છે, અને તિષ્યગુપ્ત એક અંતિમ પ્રદેશને જ જીવ માને છે. એ પ્રમાણે દરેક નિન્હવો જીનેશ્વરોક્ત પદાર્થોમાંથી એકેક પદાર્થ નથી માનતા, પણ ગોષ્ઠામાહિલ બે પદાર્થ નથી માનતા, એ સિવાય સર્વ નિન્હવો જિનોક્ત સર્વ પદાર્થોને માને છે.

એ પ્રમાણે દરેકની માન્યતા હોવાથી જ્યારે તેઓ એકઠા થાય, ત્યારે તેઓ એક બીજાને બબ્બે દોષો આપે છે; જેમકે બહુરત નિન્હવ જમાલિ, પ્રાદેશીક નિન્હવ તિષ્યગુપ્તને કહે છે કે "કરેલું હોય તેજ કર્યું." આવો મારો મત નિર્દોષ છતાં તું નથી માનતો એ પહેલો દોષ અને "અન્તિમજ પ્રદેશ જીવ છે" એ તારો મત સદોષ છે છતાં માને છે, એ બીજો દોષ-એ સાંભળીને પ્રાદેશિક નિન્હવ પણ બહુરત નિન્હવને વિપરીતપણે એજ બે દોષ આપે છે. તથા એજ પ્રમાણે અવ્યક્ત વાદીને પણ દોષવાળો તેનો મત માનવારૂપ અને નિર્દોષ છતાં પોતાનો મત નહી માનવારૂપ એમ બે દોષો

આપે છે. અવ્યક્તવાદી પણ પ્રાદેશિકને વિપરીતપણે એજ બે દોષ આપે છે. એજ પ્રમાણે યાવત્ ત્રૈરાશિક નિન્હવ અબદ્ધિક નિન્હવને બે દોષ આપે છે, અને અબદ્ધિક ત્રૈરાશિકને બે દોષો આપે છે.

અહીં એક બીજી વિશેષવાત જણાવવાની જરૂર છે, કે વ્યક્તિ વિવક્ષાએ અબદ્ધિક નિન્હવ સ્પૃષ્ટાબદ્ધ કર્મ અને પરિમાણ રહિત પ્રત્યાખ્યાન માનતો હોવાથી તેના બે ભેદો બે મત જુદા માનીએ તો તે અબદ્ધિક તેના પ્રતિયોગી નિન્હવોને ત્રણ દોષ આપે છે, અને તેઓ પણ તેને ત્રણ દોષ આપે છે, પણ જ્યારે તેની બે પદાર્થની માન્યતા ભિન્ન છતાં એકજ માનીએ તો ઉપર કહ્યા મુજબ પરસ્પર બબ્બે દોષોજ લાગે છે. ભાષ્યકાર મહારાજ પણ એ વાત કબુલ કરે છે અને કહે છે કે તેની બે પદાર્થની ભિન્ન ભિન્ન માન્યતાના બે દોષ અને ત્રીજો તેના પ્રતિયોગીની માન્યતાનો, એમ અબદ્ધિક નિન્હવ તેના પ્રતિયોગી નિન્હવને ત્રણ ત્રણ દોષ આપે છે, અને તેઓ પણ તેને ત્રણ ત્રણ દોષ આપે છે, જ્યારે ત્રણ આદિ નિન્હવો એકઠા થાય ત્યારે તેઓ પરસ્પર એક બીજાને ત્રણ ત્રણ આદિ દોષો આપે છે. જેમ કે બહુરતાદિ ત્રણ નિન્હવો એકઠા થયા હોય, ત્યારે બહુરત નિન્હવ બીજાઓને કહે છે કે તમે પોતપોતાનો દોષિતમત પ્રરૂપતા હોવાથી બે દોષ અને મારો નિર્દોષ મત ન માનતા હોવાથી એક દોષ એમ ત્રણ ત્રણ દોષ તમને લાગે છે. આ પ્રમાણે અબદ્ધિક સિવાયના બધા નિન્હવો ત્રણ ત્રણના સંયોગે ત્રણ ત્રણ દોષો આપે છે. પણ અબદ્ધિકની સાથે બીજા બેનો સંયોગ થતા એ ત્રિકમાં એક દોષ વધારીને ચાર દોષ આપે છે. એજ પ્રમાણે ચાર-પાંચ-છ અને સાત નિન્હવોના સમુદાયમાં દરેક નિન્હવ એક બીજા અનુક્રમે ચાર-પાંચ-છ ને સાત દોષો આપે છે. માત્ર અબદ્ધિકના સંયોગે એક દોષ વધારીને કહેવું એટલે કે અબદ્ધિકસહિત ચારના સંયોગમાં પાંચ દોષ, પાંચના સંયોગમાં છ દોષ, છ સંયોગમાં સાત દોષ અને સાતના સંયોગમાં આઠ દોષ, કેમકે અબદ્ધિક નિન્હવ બે પદાર્થ વિપરીત માને છે. ૨૬૧૨-થી-૨૬૨૫.

હવે નિન્હવોની માન્યતા સંસારનો હેતુ છે, કે મોક્ષનો હેતુ છે? તે કહે છે?

> एत्तेया दिट्ठिओ जाइ-जरा-मरणगब्भवसहीणं ।
> मूलं संसारस्स उ हवंति निग्गंथरूवेण ॥२६१६॥७८६॥२३७॥
> पवयणनीहूयाणं जं तेसिं कारियं जहिं जत्थ ।
> भज्जं परिहरणाए मूले तह उत्तरगुणे य ॥२६१७॥७८७॥२३८॥
> जत्थ विसेसं जाणइ लोगो तेसिं च कुणइ भत्ताइं ।
> तं कप्पइ साहूणं सामन्नकयं पुण अकप्पं ॥ २६१८॥

નિર્ગ્રન્થરૂપે એ સાતે નિન્હવ દૃષ્ટિઓ, જન્મ-જરા-મરણ અને ગર્ભના વાસરૂપ સંસારનું મૂળ (કારણ) છે, પ્રવચન તરફ બેદરકાર તે નિન્હવોના માટે આહારાદિ જે કાળે જે ક્ષેત્રમાં કરાવ્યા હોય, તે મૂળગુણ અને ઉત્તરગુણમાં પરિભોગવડે ભાજ્ય છે. એટલે કેજ્યારે લોક "આ નિન્હવ છે" એમ તેમનો તફાવત જાણે છે, અને તે માટે આહારાદિ કરે છે, ત્યારે તે સાધુઓને કલ્પે છે, પણ સામાન્ય રીતે તે માટે કરેલ આહારાદિ નથી કલ્પતા. ૨૬૧૬-થી ૨૬૧૮

શિષ્ય:—પ્રભો! એ નિન્હવોની દૃષ્ટિ સંસારનો હેતુ છે, કે મોક્ષનો હેતુ છે?

ગુરૂ:—એ સાતે નિન્હવ દર્શનો મોક્ષ હેતુ નથી, પણ જન્મ-જરા-મરણ અને ગર્ભના

સ્થાનરૂપ કેવળ સંસારનાજ મૂળ હેતુ છે. માત્ર તેઓ નિર્ગ્રન્થ વેશધારીજ છે. યથાર્થ નિર્ગ્રંથ નથી.

શિષ્ય:--ત્યારે પ્રભો! એ નિન્હવો સાધુઓ ગણાય? અન્યદર્શની ગણાય? કે ગૃહસ્થ ગણાય?

ગુરુ:--હમણાંજ અમે કહ્યું છે, કે તેઓ કેવળ નિર્ગ્રંથનો વેશ ધરનારા છે. યથાર્થ નિર્ગ્રંથ સાધુ નથી; કેમકે એ સાધુને માટે કરેલ આહારાદિ શેષ સાધુઓને કલ્પે નહિ. પરન્તુ નિન્હવોને માટે કરેલમાં એમ નથી. કારણ કે જે ક્ષેત્રમાં જે કાળે નિન્હવોનાંને માટે કરેલાં આહારાદિ હોય, તેનો ઉપભોગ વિકલ્પે થાય, એટલે કે કોઈ વખતે એ આહારાદિનો ત્યાગ કરાય અને કોઇ વખત ન પણ કરાય "આ નિન્હવો સાધુઓથી ભિન્ન છે" એમ લોકો જ્યારે ન જાણતા હોય, ત્યારે તે આહારાદિ ત્યાજ્ય છે, પરન્તુ જ્યારે એમ જાણવામાં આવે કે આ નિન્હવો ખરા સાધુ નથી, ત્યારે તેમના માટે કરેલા આહારાદિ ત્યાજ્ય નથી. આ પ્રમાણે મૂળ ગુણ સંબંધી આધાકર્માદિ અને ઉત્તર ગુણ સંબંધી ક્રીત-કૃતાદિ આહાર વિગેરે વિકલ્પે ભોગ્ય છે. માટે આ નિન્હવો સાધુ ન કહેવાય, કેમકે તેમને માટે કરેલ આહારાદિ એકાન્તે અકલ્પ્ય નથી, વળી તે ગૃહસ્થો નથી, તેમ અન્ય તીર્થીઓ પણ નથી, કેમકે તેમને માટે કરેલ આહારાદિ સાધુને કથંચિત્ કલ્પ્ય પણ છે, આથી કરીને તેઓ અવ્યક્ત કહેવાય.

બોટીક સબંધી કરાવેલા આહારાદિ માટે કહે છે.

मिच्छद्दिट्ठीयाणं जं तेसिं कारियं जहिं जत्थ।
सव्वंपि तयं सुद्धं मूले तह उत्तरगुणे य ।।२६१९।।७८८।।२३९।।
भिन्नमय-लिंग-चरिया मिच्छद्दिट्ठित्ति बोडियाऽभिमया।
जं ते कयमुद्दिसिउं तं कप्पइ जं च जइजोग्गं ।। २६२० ।।

જે કાળે જે ક્ષેત્રમાં મિથ્યાદૃષ્ટિઓના માટે કરેલ જે આહારાદિ તે મૂળગુણમાં અને ઉત્તરગુણમાં સર્વ શુદ્ધ છે. મત-લિંગ-અને ચર્યા જેનાં ભિન્ન હોય, તે મિથ્યાદૃષ્ટિ છે. તેવા મિથ્યાદૃષ્ટિ અહીં બોટીક ( દિગંબરો ) ને માનેલા છે; તેમને ઉદ્દેશીને કરેલ જે આહારાદિ તે સર્વ જે યતિને યોગ્ય હોય તેને કલ્પ્ય છે ૨૬૧૯--૨૬૨૦.

જેની માન્યતા-વેશ અને ભિક્ષાગ્રહણ સંબંધી આચરણ ભિન્ન હોય તે વ્યક્તપણે મિથ્યાદૃષ્ટિ કહેવાય. તેવા મિથ્યાદૃષ્ટિ અહીં બોટીકને માનેલા છે. તેઓને ઉદ્દેશીને જે કાળે જે સ્થળે આહારાદિ કરેલું હોય, તે સર્વ સાધુઓને મૂળગુણ સંબંધી અને ઉત્તરગુણ સંબંધી શુદ્ધ છે, અહીં એટલું વિશેષ જાણવું કે તેઓને ઉદ્દેશીને કાકડી-દાડીમ વિગેરે સચિત્ત આહાર, અને અનન્તકાય-વેંતાક વિગેરે વઘારીને અચિત્ત કરેલ આહાર તે મુનિઓને કલ્પે નહિ, પણ જે મુનિઓને યોગ્ય શાસ્ત્રમાં કહેલ છે તેવો પ્રાશુક આહાર હોય તેજ કલ્પે છે, બીજો નહિ. ૨૬૧૯-થી-૨૬૨૦

આ સ્થળે એક વાત વિશેષ જણાવવી ઊચિત છે, કે-"सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः" આ મુખ્ય સામાન્ય માન્યતામાં શ્વેતામ્બરોનો મતભેદ નથી, પણ બીજી વિશેષ માન્યતાઓમાં મતભેદ છે, જેમકે કેવળીને કવળાહાર, સ્રીને મુક્તિ વિગેરે દિગંબરો નથી માનતા, અને શ્વેતામ્બરો તે માને છે. આ સંબંધી ઘણું લખી શકાય એમ છે, પણ ગ્રંથ વિસ્તારના ભયથી તે અહીં નથી લખતા. તે સંબંધી વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ સ્યાદ્વાદ રત્નાકર-ઉત્તરાધ્યયનાદિ ગ્રંથોમાં જોઇ લેવું.

એવી રીતે નયદ્વાર પછી હવે કયા નયને કયું સામાયિક મોક્ષમાર્ગપણે ઇષ્ટ છે, તેનું સ્વરૂપ જણાવવાને અનુમતદ્વાર કહે છે. તેમાં સામાન્ય જણાવી પ્રથમના ત્રણ નયને જે ઇષ્ટ છે, તે કહે છે.

तवसंजमो अणुमओ नेग्गंथं पवयणं च ववहारो ।
सद्दु-ज्जुसुयाणं पुण निव्वाणं संजमो चेव ॥२६२१॥७८९॥२४०॥
कस्स नयस्साणुमयं किं सामाइयमिह मोक्खमग्गोत्ति ।
भन्नइ नेगम–संगह–ववहाराणं तु सव्वाइं ॥ २६२२ ॥
तवसंजमो चरित्तं निग्गंथं पवयणंति सुयनाणं ।
तग्गहणे सम्मत्तं चग्गहणाओ य बोद्धव्वं ॥ २६२३ ॥
तिन्निवि सामइयाइं इच्छंता मोक्खमग्गमाइल्ला ।
किं मिच्छद्दिट्ठीया, वयंति जं समुइयाइंपि ॥ २६२४ ॥

તપપ્રધાનસંયમ ( ચારિત્રસામાયિક ), નિર્ગ્રંથપણું, અને પ્રવચન ( શ્રુત સામાયિક તથા ચશબ્દથી સમ્યક્ત્વ સામાયિક ) આ ત્રણ સામાયિક વ્યવહારપર્યન્તના ત્રણ નયને મોક્ષમાર્ગપણે ઇષ્ટ છે. પણ શબ્દ-ઋજુસૂત્ર નયને તો સંયમજ (ચારિત્ર સામાયિકજ) મોક્ષમાર્ગપણે ઇષ્ટ છે. ( બીજા બે નહિ, કેમકે સર્વ સંવરરૂપ ચારિત્ર પછી તરતજ મોક્ષ પ્રાપ્ત થાય છે. ) ૨૬૨૧.

કયા નયને કયું સામાયિક અહીં મોક્ષ માર્ગપણે ઇષ્ટ છે? ( તેના ઉત્તરમાં ) કહે છે કે-નૈગમ સંગ્રહ તથા વ્યવહાર નયને સર્વ (ત્રણે) સામાયિક મોક્ષ માર્ગપણે ઇષ્ટ છે. તપસંયમ એટલે ચારિત્ર ( જૈની દીક્ષા ), પ્રવચન એટલે શ્રુત જ્ઞાન, આ બે ગ્રહણ કરવાથી ચશબ્દવડે સમ્યક્ત્વ સામાયિક જાણવું. નૈગમાદિ પ્રથમના ત્રણ નયો ત્રણે સામાયિકને મોક્ષમાર્ગપણે માને છે, તો પછી તેઓ મિથ્યાદૃષ્ટિ કેમ કહેવાય? ( જૈનો પણ એજ ત્રણને મોક્ષમાર્ગપણે માને છે. ) એ ત્રણે સામાયિકને ત્રણે નયો મોક્ષરૂપ કહે છે, પરન્તુ તે નયો હોવાથી સર્વને સમુદિત ભાવે નથી કહેતા "જ્ઞાનાદિકથી મોક્ષ નથી." એમ નિયમ કરે છે ( જૈનો તો ત્રણેને સમુદિતભાવે મોક્ષમાર્ગરૂપે કહે છે. ) આથી તેઓ મિથ્યાદૃષ્ટિ છે. ૨૬૨૨-૨૬૨૪.

હવે ઋજુસૂત્ર તથા તે પછીના ત્રણ નયોને જે સામાયિક મોક્ષમાર્ગપણે ઇષ્ટ છે, તે જણાવે છે.

उज्जुसुयाइमयं पुण नेव्वाणपहो चरित्तमेवेगं ।
न हि नाण–दंसणाइं, भावेऽवि न तेसिं जं मोक्खो ॥ २६२५ ॥
जं सव्वनाण–दंसणलाभेऽवि न तक्खणं चिय विमोक्खो ।
मोक्खो य सव्वसंवरलाभे मग्गो स एवाओ ॥ २६२६ ॥
आह नणु नाण–दंसणरहियस्स न सव्वसंवरो दिट्ठो ।
तस्सहियस्सेव तओ तम्हा तितयंपि मोक्खपहो ॥ २६२७ ॥
जइ तेहिं विणा णत्थित्ति संवरो तेण ताइं तस्सेव ।
जुत्तं कारणमिह न उ संव[illegible]स्स मोक्खस्स ॥ २६२८ ॥

अह कारणोवगारित्ति कारणं तेण कारणं सव्वं ।
भुवणं नाणाईणं जइणो नेयाइभावेणं ॥ २६२९ ॥
तह साहणभावेणवि देहाइपरंपराइबहुभेयं ।
निव्वाणकारणं ते नाणाइतियम्मि को नियमो ? ॥ २६३० ॥
अह पच्चासण्णतरं हेऊ नेयरमिहोवगारिंपि ।
तो सव्वसंवरमयं चारित्तं चेव मोक्खपहो ॥ २६३१ ॥
इट्ठत्थसाहणाइं सद्दहणाइगुणओ समेयाइं ।
सम्मकिरियाउरस्स व इह पुण निव्वाणमिट्ठत्थो ॥ २६३२ ॥

ઋજુસૂત્ર અને તે પછીના ત્રણ શબ્દ નયોને એક ચારિત્રસામાયિકજ મોક્ષ માર્ગરૂપે સમ્મત છે, શ્રુતસામાયિક અને સમ્યક્ત્વસામાયિક માન્ય નથી; કેમકે તે બે હોય, તો પણ ચારિત્ર સામાયિક વિના મોક્ષ નથી થતો. કારણ કે સંપૂર્ણજ્ઞાન દર્શન પ્રાપ્ત થવા છતાં પણ તે વખતે તરતજ મોક્ષ નથી થતો, પરન્તુ સર્વસંવરરૂપ ચારિત્ર સામાયિકનો લાભ થાય ત્યારેજ મોક્ષ થાય છે, તેથી તે ચારિત્ર સામાયિકજ મોક્ષ માર્ગપણે ઇષ્ટ છે. સર્વ સંવરરૂપચારિત્રનો લાભ જ્ઞાન-દર્શનરહિત હોય, તેને અકસ્માત્ ઉત્પન્ન થએલો જણાતો નથી, પણ જે જ્ઞાન-દર્શનયુક્ત હોય તેનેજ તે પ્રાપ્ત થાય છે, માટે એ ત્રણે ( સમ્યક્ત્વ-શ્રુત-અને ચારિત્રસામાયિક ) મોક્ષ માર્ગ છે ( નૈગમાદિ નયોનું એ કથન યોગ્ય નથી-કેમકે) જો તે જ્ઞાન-દર્શન વિના સંવરરૂપચારિત્રની પ્રાપ્તિ ન થતી હોય, તો તે બન્નેને સર્વ સંવરરૂપ ચારિત્રનાં કારણ કહેવા યોગ્ય છે, પણ સર્વસંવરરૂપ ચારિત્રથી સાધ્ય એવા મોક્ષના કારણ કહેવાય નહિ ( કારણ કે સર્વસંવર પછી તરતજ મોક્ષ થાય છે, જ્ઞાનદર્શન પછી તરત નથી થતું. ) ( નૈગમાદિ નયોનું આ કથન યોગ્ય નથી, કારણકે ) જો જ્ઞાન-દર્શન વિના સર્વસંવરરૂપ ચારિત્ર લાભ ન થતો હોય, તો તે તેનાં કારણ છે, એમ કહેવું યોગ્ય છે, પરન્તુ સર્વ સવંરરૂપ ચારિત્રથી સાધ્ય એવા મોક્ષનું કારણ છે, એમ કહેવું યોગ્ય નથી. ( કેમકે જ્ઞાન-દર્શનાનન્તર મોક્ષ નથી થતો, પણ સર્વસંવરરૂપ ચારિત્રાનન્તર થાય છે. ) મોક્ષના કારણરૂપ સર્વ સંવર ચારિત્રાત્મકના જ્ઞાન-દર્શન ઉપકારી છે, તેથી તે પણ મોક્ષનું કારણ છે, એમ કહેવામાં આવે, તો જ્ઞેય-શ્રદ્ધેય-પ્રવૃત્તિ અને નિવૃત્તિ ભાવે સર્વભુવન, યતિના જ્ઞાનાદિકના ઉપકારી હોવાથી તે પણ તેનાં કારણ થાય તથા સાધનભાવે પણ શરીર વિગેરે (માતા-પિતા-વસ્ત્ર-પાત્ર-આહાર-ઔષધ વિગેરે) પરંપરાથી બહુ પ્રકારે મોક્ષનું કારણ થાય એટલે જ્ઞાનાદિ ત્રણમાંજ મોક્ષનાં કારણનો ક્યાં નિયમ રહ્યો ? ( બહુ પ્રકારના કારણ હોય તે છતાં ) જે વધારે નજીકનું કારણ હોય, તેજ મોક્ષનો હેતુ કહેવાય, બીજા શરીર વિગેરે પરંપરાથી ઉપકારી હોય, તો પણ તે તેના હેતુ ન કહેવાય. ( માટે જ્ઞાનાદિ ત્રણજ મોક્ષના હેતુ છે. ) એમ કહેવામાં આવે, તો તો સર્વસંવરાત્મક ચારિત્રજ મોક્ષ માર્ગ થયો, કેમકે તેજ તેનું નજીકનું કારણ છે. ( એ પ્રમાણે જુદા જુદા નયોનો મત છે, પણ ખરી રીતે તો ) રોગી મનુષ્યને સમ્યક્ ક્રિયાની પેઠે જ્ઞાનાદિ ત્રણ સમુદિત હોય તોજ તે શ્રદ્ધાનાદિ ગુણથી ઇષ્ટ અર્થના સાધક છે. અહીં મોક્ષ એ ઇષ્ટ અર્થ છે. ૨૬૨૫-થી-૨૬૩૨.

ઉપર કહ્યા મુજબ જુદા જુદા નયોનો મત છે, એટલે કે નૈગમાદિ ત્રણ નયો જ્ઞાનાદિ ત્રણે સામાયિકને ભિન્ન ભિન્નપણે મોક્ષના કારણ માને છે, અને ઋજુસૂત્ર વિગેરે

નયો એક ચારિત્રનેજ મોક્ષના હેતુપણે માને છે. પરન્તુ વસ્તુતઃ જ્ઞાનાદિ ત્રણે સામાયિક સમુદિત હોય. તોજ તે ઇષ્ટ અર્થનાં સાધક છે, એમાંનું એક અથવા જુદાં જુદાં ત્રણ ઇષ્ટાર્થ સાધક નથી. જેમ રોગથી પીડાતા મનુષ્યને વૈદ્ય-ઔષધ વિગેરે સમુદિત સમ્યક્ ક્રિયા, નીરોગી થવામાં ઉપકારી છે, પણ એમાંની એક અથવા સર્વની જુદી જુદી ક્રિયા ઉપકારક નથી, તેમ અહીં સંસારરૂપ રોગથી પીડાતા જન્તુને એ જ્ઞાનાદિ ત્રણે અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવામાં ઉપકારી છે. શ્રદ્ધાનાદિ ગુણયુક્ત થવાથી તે આત્મા સમ્યક્ત્વવડે શ્રદ્ધા કરે છે, જ્ઞાનવડે જાણે છે, અને ચારિત્રવડે સર્વસાવદ્ય વ્યાપારથી વિરમે છે. આથી એ ફલિતાર્થ થાય છે કે-" સામગ્રીજ ઇષ્ટાર્થની સાધક છે પણ એકાદ વસ્તુ નથી." અહીં પ્રસ્તુતમાં મોક્ષ પ્રાપ્તિ ઇષ્ટાર્થ છે, તેને સાધનાર જ્ઞાનાદિ ત્રણનો સમુદાય છે, એમાંનું એક અથવા જુદા જુદા સર્વ સાધનાર નથી. ૨૬૨૫-થી-૨૬૩૨.

અહીં અનુમતદ્વાર સમાપ્ત થયું, તે સમાપ્ત થવાથી " उद्देसे निद्देसे " ઇત્યાદિ ઉપોદ્ઘાતના પ્રથમ દ્વારમાં (૯૭૩) ગાથાની વ્યાખ્યા પૂરી થઇ.

હવે " किं कइविहं " ઇત્યાદિ ૯૭૪ બીજા દ્વાર ગાથામાંના " किं દ્વારની વ્યાખ્યાનો આરંભ કરે છે.

किं सामइयं जीवो अहजीवो दव्वमह गुणो होज्जा ।
किं जीवाजीवमयं होज्ज तदत्थंतरं वत्ति ? ॥ २६३३ ॥
आया खलु सामाइयं पच्चक्खायंतओहवइ आया ।
तं खलु पच्चक्खाणं आवाए सव्वदव्वाणं ॥ २६३४ ॥७९०॥२४१ ॥
सद्दहइ जाणइ जओ पच्चक्खायंतओ जओ जीवो ।
नाजीवो नाभावो सो च्चिय सामाइयं तेण ॥ २६३५ ॥
सामाइयभावपरिणइभावाओ जीव एव सामाइयं ।
सद्धेय-नेय-किरिओवओगओ सव्वदव्वाइं ॥ २६३६ ॥

સામાયિક જીવ છે, કે અજીવ છે? તેમાં એ સામાયિક દ્રવ્ય છે, કે ગુણ છે? અથવા જીવાજીવાત્મક ઉભય સ્વરૂપ સામાયિક છે? કે તેથી કોઇ અર્થાન્તર છે? પ્રત્યાખ્યાન કરનાર આત્માજ સામાયિક છે, અને તેથીજ તે આત્મા સામાયિક થાય છે, કેમકે તે પ્રત્યાખ્યાન જીવપરિણતિરૂપ હોવાથી વિષયની અપેક્ષાએ સર્વ દ્રવ્યોના આપાતમાં ( સંબંધમાં ) તે ઉત્પન્ન થાય છે. જીવજ શ્રદ્ધા કરે છે, જાણે છે, અને પ્રત્યાખ્યાન કરે છે, અજીવ અથવા અભાવ એમાંનું કંઇ નથી કરતો, તેથી જીવજ સામાયિક છે. સામાયિકના ભાવની પરિણતિરૂપ જીવજ સામાયિક છે, કેમકે શ્રદ્ધેય-જ્ઞેય-અને ક્રિયાના ઉપયોગથી સર્વ દ્રવ્યો તેનો વિષય છે. ૨૬૩૩-થી-૨૬૩૬.

શિષ્યઃ—ગુરૂદેવ! સામાયિક શું વસ્તુ છે? જીવ સામાયિક છે? અજીવ સામાયિક છે? જીવ જીવાત્મક ઉભયરૂપ સામાયિક છે? કે વન્ધ્યાપુત્રની પેઠે અભાવ સ્વરૂપ સામાયિક છે?

આચાર્યઃ—આત્માજ સામાયિક છે, પણ અજીવાદિ સામાયિક નથી. કારણ કે સમ્યક્ત્વસામાયિક શ્રુતસામાયિકવડે આત્મા સર્વદ્રવ્યોની શ્રદ્ધા કરે છે અને જાણે છે, તેવી રીતે અજીવાદિ નથી જાણતા. વળી ચારિત્ર સામાયિકથી સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કરનાર આત્મા તે પ્રત્યાખ્યાનની ક્રિયા વખતે સામાયિકરૂપ થાય છે, કારણ કે " કરાતું હોય તે

કર્યું" એ ન્યાયે ક્રિયાકાળ અને સમાપ્તિકાળમાં નિશ્ચયનયના મતે ભેદ નથી. આ સાથે એ પણ સમજી લેવું કે જેણે પૂર્વે પ્રત્યાખ્યાન કરેલું હોય, તે આત્મા પણ સામાયિક રૂપ થાય છે. શ્રદ્ધા-જ્ઞાન-અને સાવદ્ય નિવૃત્તિરૂપ સ્વભાવમાં અવસ્થિત હોવાથી પ્રત્યાખ્યાનયુક્ત જે હોય, તેજ પરમાર્થથી આત્મા છે, તે સિવાયના શેષ સંસારીજીવો પ્રચુર ઘાતિકર્મ વડે સ્વાભાવિક ગુણથી આવૃત્ત હોવાને લીધે આત્મા નથી. પ્રત્યાખ્યાન એ જીવની પરિણતિરૂપ હોવાને લીધે જીવાદિ સર્વ દ્રવ્યો સામાયિકવન્તને શ્રદ્ધેય-જ્ઞેય-અને પ્રવૃત્તિ નિવૃત્તિ ભાવે ઉપયોગમાં આવે છે, તેથી સર્વ દ્રવ્યો તેના વિષયભૂત છે. સમકત્વ અને શ્રુત સામાયિક વડે જીવ શ્રદ્ધા કરે છે અને જાણે છે. અને પ્રત્યાખ્યાન કરે છે. અજીવાદિ તેમ નથી કરતા. ૨૬૩૬.

હવે એક મહાવ્રતાત્મક ચારિત્ર સામાયિકમાં સર્વ દ્રવ્યેનો ઉપયોગ બતાવે છે.

पढमम्मि सव्वजीवा बितिए चरिमे य सव्वदव्वाइं ।
सेसा महव्वया खलु तदेक्कदेसेण दव्वाणं ॥ २६३७ ॥ ७९१॥२४२॥

जं सव्वजीवपालणविसयं पाणाइवायवेरमणं ।
मिच्छा-मुच्छोवरमा सव्वदव्वेसु विणिउत्ता ॥ २६३८ ॥

रूवेसु सहगएसु बंभवयं गहण-धारणिज्जेसु ।
तइयं, छट्ठवयं पुण भोयणविणिवित्तिवावारं ॥ २६३९ ॥

एवं चारित्तमयं सव्वदव्वविसयं तह सुयंपि ।
देसे देसोवरई सम्मत्तं सव्वभावेसु ॥ २६४० ॥

किं तंति पत्थुए किं थ विसयचिंताए, भण्णइ तओवि ।
सामाइयंगभावं जाइ जओ तेण तग्गहणं ॥ २६४१ ॥

दव्वं गुणोत्ति भइयं सामइयं सव्वनयमयाधारं ।
तं दव्वपज्जवट्ठियनयमयमंगीकरेऊणं ॥ २६४२ ॥

પહેલા મહાવ્રતમાં સર્વ જીવો વિષયપણે છે, બીજામાં અને છેલ્લામાં સર્વ દ્રવ્યો, અને શેષ વ્રતોમાં દ્રવ્યોનો એક દેશજ વિષયપણે છે. કારણકે સર્વ જીવોનું પાલન કરવા માટે પ્રાણાતિપાત વિરમણ છે, મૃષાવાદ અને મૂર્ચ્છાનો ઉપરમ સર્વ દ્રવ્યોના સંબંધમાં છે, સચેતન સ્ત્રી કે સ્ત્રીનું સબ અથવા આભરણ વિનાની સ્ત્રી અથવા આભરણવાળી સ્ત્રીના સંબંધમાં બ્રહ્મચર્ય વ્રત છે, ગ્રહણ અને ધારણ કરવા યોગ્ય વસ્તુના સંબંધમાં ત્રીજુ વ્રત છે, તથા છઠું વ્રત રાત્રિભોજનના વ્યાપારની નિવૃત્તિ માટે છે. એ પ્રમાણે ચારિત્ર સામાયિક સર્વ દ્રવ્ય વિષયી છે, શ્રુત સામાયિક પણ તેવુંજ છે, દેશવિરતિ ચારિત્ર સર્વ દ્રવ્યમાંથી એક દેશના વિષયવાળું છે, અને સમ્યક્ત્વ સામાયિક સર્વ દ્રવ્યના વિષયવાળું છે. સામાયિક શું છે? એ જાણવાનું અહીં પ્રસ્તુત છે, તેમાં તેના વિષયનો વિચાર કરવાનું શું પ્રયોજન છે? ઉત્તર-એ વિષય પણ સામાયિકના હેતુભાવને પામે છે, તેથી તેના વિષયનું અહીં ગ્રહણ કર્યું છે. સામાયિક સર્વ નયમતનો આધાર છે, તેથી દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક નયનો મત અંગીકાર કરીને સામાયિક દ્રવ્ય છે, કે ગુણ છે? તેનો વિચાર કરાય છે. ૨૬૩૭-થી-૨૬૪૨.

પહેલા પ્રાણાતિપાત વિરમણ વ્રતમાં વિષય દ્વારાએ વિચાર કરતાં સૂક્ષ્મ-બાદરના ભેદે સર્વ ત્રસ-સ્થાવર જીવો આવે છે, કેમકે તે વ્રતમાં તે સર્વ જીવોનું સર્વથા પ્રકારે રક્ષણ કરવાનું કહ્યું છે. બીજા મૃષાવાદ વિરમણ વ્રતમાં અને છેલ્લા પરિગ્રહ વિરમણ વ્રતમાં સર્વ દ્રવ્યો વિષયપણે છે. "આ લોક પંચાસ્તિકાયાત્મક નથી" આ પ્રમાણેના મૃષાવાદમાં સર્વ દ્રવ્યો વિષયભૂત છે, તેની નિવૃત્તિરૂપ બીજું વ્રત છે, મૂર્છાદ્વારાએ વિચાર કરતાં પરિગ્રહ સર્વ દ્રવ્ય વિષયી છે, અને એ છેલ્લું વ્રત પરિગ્રહની નિવૃત્તિરૂપ હોવાથી તે વ્રતના પણ સર્વ દ્રવ્યો વિષયભૂત છે. એ સિવાયના શેષવ્રતો દ્રવ્યના એક દેશનો વિષય કરનારા છે, તેમાં ત્રીજું વ્રત ગ્રહણ કરવા યોગ્ય અને ધારણ કરવા યોગ્ય દ્રવ્યમાં અદત્તાદાનની વિરતિરૂપ છે, અને ચોથું વ્રતરૂપ અથવા રૂપના સહચારી સ્ત્રી સંબંધી અબ્રહ્મચર્યની વિરતિરૂપ છે, અને છઠ્ઠું વ્રત રાત્રિ ભોજનની વિરતિ સ્વરૂપ છે. આ પ્રમાણે આ ત્રણ વ્રતો દ્રવ્યના એક દેશને વિષય કરવાવાળાં છે.

ઉપરોક્ત નિર્યુક્તિકારે કહેલી વાત વધારે સ્પષ્ટ કરવાને ભાષ્યકાર મહારાજ તેનું સ્પષ્ટીકરણ કરે છે. ત્રસ-સ્થાવર-સૂક્ષ્મ-બાદર વિગેરે સર્વ જીવોનું પાલન કરવારૂપ પહેલું પ્રાણાતિપાત વિરમણ વ્રત છે તેથી પહેલા વ્રતમાં સર્વ જીવોને વિષયપણે ગ્રહણ કરેલા છે. મિથ્યા-અનૃત-મૃષા-ઇત્યાદિ અસત્યના પર્યાયો છે, અને મૂર્છા-ગૃદ્ધિ વિગેરે પરિગ્રહના પર્યાયો છે, તથા ઉપરમ-નિયમ-વિરમણ વિગેરે વિરતિના પર્યાયો છે. આથી કરીને મિથ્યા-ઉપરમ એટલે મૃષાવાદ વિરમણ, અને મૂર્છાઉપરમ એટલે પરિગ્રહ વિરમણ આ બન્ને વ્રતના સર્વ દ્રવ્યો વિષય છે. કારણ શૂન્યવાદમાં સર્વ દ્રવ્યનો અપલાપ કરવા વડે અથવા વિપરીત પ્રરૂપણા કરવા વડે સર્વ દ્રવ્યો મૃષાવાદનો વિષય થાય છે, અને બીજું વ્રત તો તેની નિવૃત્તિરૂપ છે, તેથી સર્વ દ્રવ્યો બીજા વ્રતના વિષય છે. હું "ત્રિભુવનનો સ્વામિ છું, સર્વ કંઈ મારૂં છે" આવા પ્રકારની મૂર્છાથી નિવૃત્ત થવારૂપ પાંચમું વ્રત છે, તેથી તેના પણ સર્વ દ્રવ્યો વિષય છે. તિર્યંચ-મનુષ્ય અને દેવની સ્ત્રી તથા નપુંસકાદિ રૂપવાળા મૂર્ત પદાર્થો તેમજ સ્તન-નયન-જઘન આદિ રૂપના સહગત અથવા સચેતનાચેતન કે સાભરણતિરાભરણ સ્ત્રીરૂપ પદાર્થોની ભોગની નિવૃત્તિ રૂપ ચોથું બ્રહ્મચર્યવ્રત છે, તેથી આ વ્રતના રૂપ અને રૂપના સહગત મૂર્ત પદાર્થોજ વિષય છે, પણ સર્વ દ્રવ્યો વિષય નથી. ગ્રહણ-ધારણ કરવા યોગ્ય સુવર્ણ આદિ મૂર્ત પદાર્થોના અપહરણની નિવૃત્તિરૂપ ત્રીજું વ્રત છે, તેથી ગ્રહણ-ધારણ કરવા યોગ્ય પદાર્થોજ આ વ્રતના વિષયભૂત છે. બીજા નથી. રાત્રિ ભોજનથી નિવૃત્ત થવા રૂપ છઠ્ઠું રાત્રિ ભોજન વિરમણવ્રત છે, તેથી તે પણ સર્વ દ્રવ્ય વિષયી નથી. આથી કરીને ત્રીજું-ચોથું-ને છઠ્ઠું આ ત્રણે વ્રતનો વિષયભૂતનો સર્વ દ્રવ્યનો એક દેશજ છે.

એ પ્રમાણે સામાન્યથી ચારિત્ર સામાયિક સર્વ દ્રવ્યના વિષયવાળું છે, અને જુદા જુદા વ્રત વિભાગથી વિશેષપણે તેમનો ઉપર કહ્યા મુજબ વિષય છે. "सर्वद्रव्येष्वसर्वपर्यायेषु श्रुतम्" એટલે સર્વ દ્રવ્યના કેટલાક પર્યાયો શ્રુતજ્ઞાનનો વિષય છે. આ વચનથી શ્રુત સામાયિક સર્વ દ્રવ્યના વિષયવાળું છે. અને દેશવિરતિ સામાયિક સર્વ દ્રવ્યના એક દેશના વિષયવાળું છે, કેમકે તે સામાયિકજ દેશ સ્વરૂપવાળું છે. પરંતુ સમ્યકત્વ સામાયિક તો યથાવસ્થિત સર્વ વસ્તુ સમૂહના શ્રદ્ધાન રૂપ હોવાથી સર્વ દ્રવ્યના વિષયવાળું છે. આથી એ સિદ્ધ થયું કે જુદા જુદા ત્રણે સામાયિક, અને ત્રણે સમુદિત સામાયિક સર્વ દ્રવ્યના વિષયવાળા છે.

શિષ્ય:—અહીં 'સામાયિક શું છે' એ જાણવાનું પ્રસ્તુત છે, તેમાં તેના વિષયનો વિચાર કરવાનું શું પ્રયોજન છે?

આચાર્ય:—એ વિષય સામાયિકના અંગભૂત છે, તેથી તેના વિષયનું અહીં કથન કર્યું છે. એટલે અપ્રસ્તુત કંઈ નથી.

અહીં સામાયિક સર્વ નયોના વિચારનો વિષય છે, તેથી કરીને દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક નયનો મત અંગીકાર કરીને સામાયિક દ્રવ્ય છે કે ગુણ છે? તેનો વિચાર કરીએ છીએ. ૨૬૩૭-થી-૨૬૪૨.

હવે દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક નયના મતે સામાયિકનો વિચાર કરે છે.

जीवो गुणपडिवन्नो नयस्स दव्वाट्ठियस्स सामइयं ।
सो चेव पज्जवाट्ठियनयस्स जीवस्स एस गुणो ॥ २६४३ ॥ २७९॥२४३॥
इच्छइ जं दव्वनओ दव्वं तच्चमुवयारओ य गुणे ।
सामइयगुणविसिट्ठो तो जीवो तस्स सामइयं ॥ २६४४ ॥
पज्जाओ च्चिय वत्थुं तच्चं दव्वंति तदुवयाराओ ।
पज्जवनयस्स जम्हा सामइयं तेण पज्जाओ ॥ २६४५ ॥
पज्जायनयमयमिणं पज्जायत्थंतरं कओ दव्वं ।
उवलंभ-व्ववहाराभावाओ खरविसाणं व ? ॥ २६४६ ॥
जह रूवाइविसिट्ठो न घडो सव्वप्पमाणविरहाओ ।
तह नाणाइविसिट्ठो को जीवो नामऽणक्खेओ ? ॥ २६४७ ॥

ગુણાશ્રિત જીવ દ્રવ્યજ દ્રવ્યાસ્તિકનયના અભિપ્રાયે સામાયિક છે અને પર્યાયાર્થિકનયના મતે તે જીવનો ગુણજ સામાયિક છે. દ્રવ્યનેજ સત્યરૂપે દ્રવ્યનય ઇચ્છે છે, ગુણોને તો ઉપચારથી માને છે, તેથી સામાયિક ગુણવિશિષ્ટ જીવદ્રવ્યજ દ્રવ્યનયના મતે સામાયિક છે. પર્યાય નયના મતે પર્યાયજ સત્ય વસ્તુ છે, દ્રવ્ય તો ઉપચારથી છે, તે માટે તે નયના મતે પર્યાયજ સામાયિક છે. પર્યાયનો મત એવો છે, કે ગધેડાના શીંગડાની પેઠે ઉપલબ્ધિ અને વ્યવહારના અભાવે પર્યાયથી ભિન્ન દ્રવ્યજ નથી. જેમ રૂપાદિથી ભિન્ન ઘટ, કોઈપણ પ્રમાણથી નથી, તેમ જ્ઞાનાદિથી ભિન્ન એવો જીવ પણ નથી. ૨૬૪૩-થી-૨૬૪૭.

દ્રવ્યાર્થિક નયના મતે ગુણાશ્રિત આત્મદ્રવ્યજ સામાયિક છે, કારણકે ગુણો તો ઔપચારિક છે, અને દ્રવ્યથી ભિન્ન જણાતા નથી, તેથી તે અસત્ છે. માટે ગૌણભૂત ગુણગ્રામવાળો જીવજ મુખ્ય વૃત્તિએ સામાયિક છે, પણ પર્યાયો નથી, એમ દ્રવ્યનયનું માનવું છે. જો રૂપાદિ ગુણો નજ હોય, તો લોકને દ્રવ્યની અંદર તેની પ્રતીતિ કયાંથી થાય છે? એવી શંકા થાય, તો તેના ઉત્તરમાં કહેવાનું કે જેમ ચિત્રની અંદર ઉંચા-નીચા ભાગની પ્રતીતિ તો થાય છે, પણ તે ભ્રાન્તિરૂપ છે, તેમ દ્રવ્યમાં પણ જે ગુણની પ્રતીતિ થાયછે, તે ભ્રાન્તિ સ્વરૂપજ છે.

પર્યાયનયના મતે સામાયિકાદિ ગુણજ પરમાર્થથી સામાયિક છે, પણ જીવ દ્રવ્ય સામાયિક નથી, કારણ કે તે જીવનો ગુણ છે, અહીં જીવ ગુણ શબ્દમાં ઉત્તરપદ પ્રધાન તત્પુરૂષસમાસ છે. જેમ તેલની ધારા તે તેલધારા, એમાં ધારાથી ભિન્ન તેલ નથી, તેજીજ રીતે

જ્ઞાનાદિ ગુણથી ભિન્ન જીવ દ્રવ્ય નથી. માટે ગુણ-પર્યાયજ આ નયના મતે સામાયિક છે, પણ દ્રવ્ય સામાયિક નથી.

ઉપરોક્ત હકીકત વધારે સ્પષ્ટ કરવાને ભાષ્યકાર મહારાજ એજ વાત કાંઇક વિસ્તારથી કહે છે. દ્રવ્યનય દ્રવ્યનેજ સત્ય માને છે, ગુણોને તો ઉપચારથી માને છે, સત્યપણે નથી માનતો. તેથી ગૌણીભૂત સામાયિકાદિ ગુણવાળો જીવ દ્રવ્યજ મુખ્યપણે દ્રવ્યજ સામાયિક છે, એમ દ્રવ્ય નયનું મન્તવ્ય છે.

પર્યાયનયના મતે પર્યાયજ ઉપચાર રહિત સત્ય વસ્તુ છે, દ્રવ્યનો તો પૂર્વાપર પર્યાયોમાં ઉપચારથી માત્ર વ્યવહાર કરાય છે, વસ્તુત: દ્રવ્ય નથી. આ કારણથી આ નયના મતે મુખ્યપણે પર્યાયજ સામાયિક છે. કારણકે પૂર્વાપર ભાવથી નિરન્તર પ્રવર્તતા પર્યાયોમાં ભ્રાન્તિથીજ દ્રવ્યનો ઉપચાર કરાય છે, ખરી રીતે તો પર્યાયથી ભિન્ન ખરવિષાણ જેવું કોઇ દ્રવ્યજ નથી, અથવા પર્યાયથી ભિન્ન દ્રવ્ય જણાતું નથી અને વ્યવહારમાં-ઉપયોગમાં પણ આવતું નથી, તેથી ખરવિષાણ જેવું દ્રવ્ય નથી. અથવા જેમ રૂપ-રસ-ગન્ધ-સ્પર્શાદિ ભિન્ન એવો ઘટ ગધેડાના શીંગડાંની પેઠે કોઇપણ પ્રમાણોથી જણાતો નથી, તેમ જ્ઞાનાદિગુણ-પર્યાયથી વ્યતિરિક્ત એવો જીવ પણ જણાતો નથી. માટે પર્યાયજ સત્ય વસ્તુ છે, અને તે પર્યાય અથવા ગુણજ સામાયિક છે. પણ દ્રવ્ય નથી. ૨૬૪૩-થી-૨૬૪૭

પર્યાયાર્થિક નયનું કંઇક વિશેષ સ્વરૂપ કહે છે.

उप्पज्जंति वियंति य प[illegible]णमंति य गुणा न दव्वाइं ।
दव्वप्पभवा य गुणा न गुणप्पभवाइं दव्वाइं ॥ २६४८ ॥ ७९४॥२४४॥
उप्पाय–विगमपरिणामओ गुणा पत्तनीलयाइ व्व ।
संति न उ दव्वमिट्ठं त[illegible]ओ खपुप्फं व ॥ २६४९ ॥
ते जप्पभवा जं वा तप्पभवं होज्ज होज्ज तो दव्वं ।
न य तं ते चेय जओ प[illegible]पच्चयप्पभवा ॥ २६५० ॥

ગુણોજ ઉત્પાદ-વ્યયરૂપે પરિણામે છે, દ્રવ્યો નહિ; વળી દ્રવ્યથી ગુણો ઉત્પન્ન થતા નથી, અને ગુણોથી દ્રવ્યો ઉત્પન્ન થતા નથી. પત્રના નીલત્વાદિ ગુણોની પેઠે ઉત્પાદ-વ્યયના પરિણામથી ગુણોજ વસ્તુરૂપે છે; પરન્તુ ઉત્પાદ-વ્યયના પરિણામના અભાવથી આકાશપુષ્પની પેઠે દ્રવ્ય ( વસ્તુ ) નથી. જો ગુણો દ્રવ્યથી ઉત્પન્ન થતા હોય, અથવા ગુણોથી દ્રવ્ય ઉત્પન્ન થતું હોય, તો દ્રવ્ય પરમાર્થિક વસ્તુ થાય, પરન્તુ તેમ નથી, કારણ કે ગુણોજ પરસ્પર પ્રત્યય જન્ય છે. ૨૬૪૮-થી-૨૬૫૦.

ઉત્પાદ-વ્યય પરિણામવાળા પત્રના નીલ-રકતાદિ ગુણોની પેઠે, ગુણોજ ઉત્પાદ-વ્યયરૂપે પરિણામ પામે છે; પણ આકાશપુષ્પની પેઠે તેવા પરિણામરહિત દ્રવ્ય પરિણામ નથી પામતું. કારણ કે જો દ્રવ્યથી ગુણો અથવા ગુણોથી દ્રવ્ય ઉત્પન્ન થતું હોય, તો ગુણોથી વ્યતિરિક્ત દ્રવ્ય પારમાર્થિક વસ્તુ છે, એમ માની શકાય. પરન્તુ એ પ્રમાણે ગુણોનું કારણભૂત અથવા કાર્યભૂત ગુણથી ભિન્ન દ્રવ્ય સત્ય વસ્તુ નથી, વસ્તુતઃ પરસ્પર ઉત્પાદવડે ઉત્પન્ન થએલા નીલ-રક્ત આદિ ગુણોજ પૂર્વાપરભાવથી નિરન્તર પ્રવર્તતા જણાય છે, તેથી અતિરિક્ત દ્રવ્ય કંઇ જણાતું નથી. માટે ગુણો-પર્યાયોજ

સત્ય વસ્તુ છે, દ્રવ્ય નથી. તેથી કરીને ગુણુજ સામાયિક છે. આ પ્રમાણે પર્યાર્થિકનયનું માનવું છે. ૨૬૪૮-થી-૨૬૫૦.

બીજા વ્યાખ્યાતાઓના અભિપ્રાયે દ્રવ્ય અને પર્યાય નયનો ભેદ જણાવે છે.

आहावक्खाणमियं इच्छइ दव्वमिह पज्जवनओऽवि ।
किंतच्चंतविभिन्ने मन्नइ सो दव्व–पज्जाए ॥ २६५१ ॥
उप्पायाइसहावा पज्जाया जं च सासयं दव्वं ।
ते तप्पभवा न तयं तप्पभवं तेण ते भिन्ना ॥ २६५२ ॥
जीवस्स य सामइयं पज्जाओ जं च सासयं दव्वं ।
ते तप्पभवा न तयं तप्पभवं तेण ते भिन्ना ॥ २६५३ ॥
जइ पज्जायनउ च्चिय संमन्नइ दोवि दव्व–पज्जाए ।
दव्वट्ठिओ किमत्थं जइ व मई दोऽवि जमभिन्ने ॥ २६५४ ॥
इच्छइ सो तेणोभयमुभयग्गाहेऽवि सति पिहब्भूयं ।
मिच्छत्तमिहेगंतादेगत्तन्नत्तगाहाओ ॥ २६५५ ॥

ઉપરનું વ્યાખ્યાન અયોગ્ય છે, કેમકે પર્યાય નય પણ દ્રવ્યને ઇચ્છે છે. પરન્તુ તે, દ્રવ્ય-પર્યાય બંનેને માંહોમાંહે અત્યન્ત ભિન્ન માને છે. પર્યાયો ઉત્પાદાદિ સ્વભાવવાળા છે, અને જે દ્રવ્ય છે તે શાશ્વતસ્વભાવવાળું છે. પર્યાયો દ્રવ્યથી ઉત્પન્ન થાય, પણ દ્રવ્ય પર્યાયોથી ઉત્પન્ન નથી થતું, તેથી તે (પરસ્પર) ભિન્ન છે. આ કારણથી સામાયિક તે જીવનો પર્યાય છે અને તે તેનાથી ભિન્ન છે. આ વ્યાખ્યાન બરાબર છે, અને તે પર્યાયનય માને છે. (એ પ્રમાણે) જો પર્યાયનય, દ્રવ્ય-પર્યાય બન્નેને માને છે, તો પછી દ્રવ્યાર્થિકનય શા માટે માનવો જોઇએ.? ઉત્તર-દ્રવ્ય-પર્યાય બન્ને અભિન્ન છે, તેથી તે માનવો જોઇએ, વળી તે ઉભય માનવા છતાં બન્ને પૃથગ્ભૂત છે, અને એકાન્તે એકત્વ અને અન્યત્વ ગ્રહણ કરવાથી મિથ્યાત્વ થાય છે. ૨૬૫૧ થી ૨૬૫૫

કેટલાક અબહુશ્રુત, પર્યાયનય અને દ્રવ્યનયની વ્યાખ્યા કરતાં કહે છે કે-જેઓ પર્યાય નયના મતે દ્રવ્યનો સર્વથા અભાવ કહે છે, તે અયોગ્ય છે. કારણ કે પર્યાયનય પણ દ્રવ્યને ઇચ્છે છે; પરન્તુ તે નય દ્રવ્ય-પર્યાય બન્નેને અત્યન્ત ભિન્ન માને છે. કેમકે પર્યાયો ઉત્પાદવ્યયસ્વભાવવાળા છે, અને દ્રવ્ય શાશ્વત છે. વળી તે ગુણો દ્રવ્યથી આત્મસ્વરૂપ પામે છે, પણ દ્રવ્ય ગુણોથી આત્મસ્વરૂપ નથી પામતું. એ પ્રમાણે દ્રવ્ય-પર્યાય બન્ને ભિન્ન સ્વભાવવાળા હોવાથી પરસ્પર અત્યન્ત ભિન્ન છે, આ કારણથી શાશ્વત જીવ દ્રવ્યના પર્યાયભૂત સામાયિક પણ જીવથી અત્યન્ત ભિન્ન છે, એમ પર્યાયનય માને છે.

ઉપર મુજબ વ્યાખ્યા કરનારાઓની માન્યતા અયોગ્ય છે. કારણકે જો પર્યાયનય દ્રવ્ય તથા પર્યાય બન્નેને માને છે, તો પછી દ્રવ્યાર્થિક નયની કલ્પના શા માટે કરવી જોઇએ? પર્યાયનયની માન્યતાનુસાર દ્રવ્યની પણ સિદ્ધિ થઇ જશે.

દ્રવ્યાર્થિકનય દ્રવ્ય-પર્યાય બન્નેને પરસ્પર અભિન્ન માને છે, એટલે કે દ્રવ્યથી પર્યાયને અવ્યતિરિક્ત માને છે. આ તફાવત જણાવવા માટે દ્રવ્યાર્થિકનય પર્યાયાર્થિક નયથી જુદો માનેલ છે, અને પર્યાયાર્થિકનય દ્રવ્ય-પર્યાય બન્નેને પરસ્પર ભિન્નજ માને છે, આથી

તે દ્રવ્યાર્થિકથી ભિન્ન છે. એ રીતે દ્રવ્યાર્થિકનય દ્રવ્ય-પર્યાય ઉભયને અભિન્ન માને છે અને પર્યાયનય ઉભયને અત્યન્ત ભિન્ન માને છે એ પ્રમાણે માન્યતામાં ભેદ હોવાથી બન્ને નય મિથ્યાદૃષ્ટિ છે. કેમકે એક નય, બન્નેને અભિન્ન માને છે અને બીજો બન્નેને અત્યન્ત ભિન્ન માને છે. ૨૬૫૨-થી-૨૬૫૫.

एगत्ते नणु दव्वं गुणो त्ति परियायवयणमित्तमिदं ।
तम्हा तं दव्वं वा गुणो व दव्वट्ठियग्गाहो ॥ २६५६ ॥
जइ भिन्नोभयगाही पज्जायनओ तदेगपक्खम्मि ।
अविरुद्धं चेव तयं किमओ दव्वट्ठियनएण ? ॥ २६५७ ॥
तम्हा किं सामइयं हवेज्ज दव्वं गुणो त्ति चिंतेयं ।
दव्वट्ठियस्स दव्वं गुणो तयं पज्जवनयस्स ॥ २६५८ ॥
इहरा जीवाणन्नं दव्वनयस्सेयरस्स भिन्नं ति ।
उभयनओभयगाहे घडेज्ज नेक्केक्कगाहम्मि ॥ २६५९ ॥

દ્રવ્ય-પર્યાયની એકતામાં, "દ્રવ્ય-ગુણ" એ માત્ર પર્યાય વચન થાય, અને તેથી તે સામયિક દ્રવ્ય અથવા ગુણરૂપ છે, એમ દ્રવ્યાર્થિક નયની માન્યતા થાય. તથા જો (અત્યન્ત) ભિન્ન દ્રવ્ય-પર્યાય ઉભયગ્રાહી પર્યાયનય છે, તો તેના એક પક્ષમાં તે સામાયિક અવિરૂદ્ધ દ્રવ્યરૂપજ છે. તો પછી દ્રવ્યાર્થિકનય માનવા વડે શું ? અને તેથી કરીને સામાયિક દ્રવ્યરૂપ છે, કે ગુણરૂપ છે, એવી ચિન્તા કરવાનું શું પ્રયોજન છે? દ્રવ્યાર્થિકનયના અભિપ્રાયે સામાયિક દ્રવ્યરૂપ છે, અને પર્યાયાર્થિકનયના અભિપ્રાયે ગુણરૂપ છે. અન્યથા દ્રવ્યાર્થિકનયના અભિપ્રાયે સામાયિક જીવથી અભિન્ન, અને પર્યાયાર્થિક નયના અભિપ્રાયે ભિન્ન એમ ઉભય નયની ઉભય માન્યતામાં સર્વ ઘટે છે, પણ એકેકની માન્યતામાં નથી ઘટતું. ૨૬૫૬-થી-૨૬૫૯.

દ્રવ્ય-પર્યાયની એકતામાં દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ 'દ્રવ્ય અને ગુણ' એ બન્ને શબ્દ ઇન્દ્ર અને પુરન્દરાદિ શબ્દોની પેઠે એકાર્થ વાચી થવાથી પર્યાયવચનરૂપજ થાય, અને તેથી કરીને સામાયિક દ્રવ્યરૂપ અથવા ગુણરૂપ છે, એમ દ્રવ્યનયની માન્યતા ગણાય, પણ સામાયિક દ્રવ્યરૂપજ છે, એવી માન્યતા ન થાય, પરન્તુ એમ નથી, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ સામાયિક દ્રવ્યરૂપેજ પ્રસિદ્ધ છે, તથા દ્રવ્ય-પર્યાયને પરસ્પર અત્યન્ત ભિન્નરૂપે ગ્રહણ કરનાર પર્યાયનય છે, એમ જો માનવામાં આવે, તો તેના એક પક્ષમાં ( દ્રવ્ય પક્ષમાં ) સામાયિક દ્રવ્યરૂપજ છે એમ કંઇપણ વિરોધ સિવાય માની શકાય એમ છે, આ રીતે પર્યાયનયથી ચાલી શકે એમ હોવાથી દ્રવ્યનયનો ઉપન્યાસ કરવાનું શું પ્રયોજન છે.

આ સ્થળે સામાયિક દ્રવ્યરૂપ છે કે ગુણરૂપ છે ? એવો વિચાર કરવાનું પ્રસ્તુત છે, તેમાં દ્રવ્યાર્થિકના અભિપ્રાયે સામાયિક દ્રવ્યરૂપ છે અને પર્યાયાર્થિકનયના અભિપ્રાયે ગુણરૂપ છે, અન્યથા તો દ્રવ્યાર્થિકનયના અભિપ્રાયે સામાયિક જીવથી અભિન્ન છે, અને પર્યાયાર્થિકનયના અભિપ્રાયે જીવથી ભિન્ન છે, એ પ્રમાણે એકેક નયની માન્યતા માનવાથી પૂર્વે ૨૬૫૪ મી ગાથામાં કહેલી યુક્તિઓ વડે કંઇ પણ ઘટતું નથી, પરન્તુ હમણાં ઉપર કહ્યા મુજબ જો દ્રવ્યનય સામાયિકને દ્રવ્યરૂપ અને પર્યાયનય પર્યાયરૂપ અથવા ગુણરૂપ માને છે, એમ સમુદિત ઉભયનયની ઉભય પ્રકારની માન્યતા છે, એમ

કહેવામાં આવે તો કંઇ દોષ નથી, પરન્તુ એકેક નયની ઉભય પ્રકારની માન્યતામાં તો પૂર્વે કહેલા દોષ આવે છે ૨૬૫૬ ૨૬૫૯

હવે " सो चेव पज्जवट्ठियस्स नयस्स " (२६४३ )ઇત્યાદિ ઉત્તરાર્ધનું વ્યાખ્યાન ભાષ્યકાર મહારાજ કરે છે.

नणु भणियं पज्जायट्ठियस्स जीवस्स एस हि गुणोत्ति ।
छट्ठीए तओ दव्वं सो तं च गुणो तओ भिन्नो ॥ २६६० ॥
उप्पाय–भंगुराणं पइक्खणं जो गुणाण संताणो ।
दव्वोवयारमेत्तं जइ कीरइ तम्मि तन्नाम ॥ २६६१ ॥
तब्भेयकप्पणाओ तं तस्स गुणोत्ति होउ सामइयं ।
पण्णस्स नीलया जह तस्संताणोदियत्थमिया ॥ २६६२ ॥
उप्पाय–भंगुरा जं गुणा य न य सोच्चि ते य तप्पभवा ।
न य सो तप्पभवोत्ति य जुज्जइ तं तदुवयाराओ ॥ २६६३ ॥
अहवोदासीणमयं दव्वनय पइ न जीवओ भिन्नं ।
भिन्नमियरं पइ जओ नत्थि तदत्थंतरं जीवो ॥ २६६४ ॥

પર્યાયાર્થિક નયના અભિપ્રાયે ષષ્ઠીનિર્દેશથી સામાયિક જીવને ગુણ છે, એમ કહ્યું છે. તેથી જીવ દ્રવ્ય છે તથા સામાયિક ગુણ છે, અને તે ગુણ તેનાથી ભિન્ન છે. ( આ કથન યોગ્ય નથી, કેમકે ) પ્રતિક્ષણ ઉત્પાદ-વ્યય સ્વભાવવાળા ગુણોને જે સંતાન છે, તેમાં જો દ્રવ્યને ઉપચાર માત્ર કરાતો હોય, તો તે માનવા યોગ્ય છે. અને તેથી પત્રના સંતાનના ઉત્પન્ન થઈને નાશ પામતા નીલતાદિ ગુણોની પેઠે તેના ભેદની કલ્પનાથી તે સામાયિક તે જીવદ્રવ્યને ગુણ થાય તો કંઇ દોષ નથી. ગુણો ઉત્પાદ-વ્યય સ્વભાવવાળા છે, સંતાન નથી; ગુણો સંતાનથી ઉત્પન્ન થયેલા છે, સંતાન ગુણથી ઉત્પન્ન થએલ નથી. માટે ઉપચાર થી તે જીવ દ્રવ્ય ઘટે છે. અથવા આ ઉદાસીન મત કહ્યો છે. દ્રવ્ય નયની અપેક્ષાએ સામાયિક જીવથી ભિન્ન નથી. (જીવજ સામાયિક છે.) અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ ભિન્ન છે, કેમકે સામાયિક ગુણથી જીવ જુદો નથી. ૨૬૬૦-થી-૨૨૬૪.

" सो चेव पज्जवट्ठियस्स " ઇત્યાદિ નિર્યુક્તિના કથનાનુસારે (૨૬૪૩ ગાથાનું ઉત્તરાર્ધ) પર્યાય નયના અભિપ્રાયે સામાયિક જીવને ગુણ છે. આ કથનમાં " સામાયિક જીવને ગુણ છે " એવા ષષ્ઠીનિર્દેશથી એવો નિશ્ચય થાય છે કે, જીવ દ્રવ્ય છે, અને સામાયિક ગુણ છે, તે ગુણ જીવથી ભિન્ન છે. જો એ પ્રમાણે ન હોય તો ષષ્ઠીનિર્દેશ થઇ શકે નહિ, માટે પર્યાય નયના અભિપ્રાયે ભિન્ન ભિન્ન દ્રવ્ય-પર્યાય ઉભયને સદ્‌ભાવ છે. આ પ્રમાણે બીજી રીતે વ્યાખ્યા કરનારાઓ કહેવા માગે, તો તેઓને તે સંબંધમાં પૂછવું જોઇએ કે પર્યાય નયના અભિપ્રાયે દ્રવ્યને પારમાર્થિક રૂપે મનાય છે, કે માત્ર કલ્પના સ્વરૂપજ મનાય છે? જો પારમાર્થિક ( સત્ય ) રૂપે મનાતું હોય, તો તે અયોગ્ય છે, કારણ કે તે સંબંધી પૂર્વે ૨૬૫૪ મી ગાથામાં દોષ બતાવેલ છે.

હવે બીજા પક્ષાનુસાર પર્યાયનયના અભિપ્રાયે દ્રવ્ય માત્ર કલ્પના રૂપજ મનાતું હોય, તો તેમ માનવામાં કંઈ દોષ નથી, કારણ કે પ્રતિસમય ઉત્પાદ-વ્યય સ્વભાવવાળા

ગુણોના સંતાનમાં સમાન બુદ્ધિ અને કથનના હેતુપણે દ્રવ્યનો ઉપચાર માત્ર કરાય તો કંઇ હરકત નથી, કારણ કે કલ્પિત સદ્‌ભાવ માનવામાં કોઈપણ પ્રકારની હાની નથી. અને તેથી કરીને કલ્પિત દ્રવ્યની સાથે ગુણનો ભેદ માનતાં સામાયિક કલ્પિત જીવ દ્રવ્યનો ગુણ છે, એમ માનવામાં કોણ અટકાયત કરી શકે એમ છે? જેમ ગુણ સમુદાયથી વ્યતિરિક્ત કલ્પિત પત્રાદિ દ્રવ્યના નીલતાદિ ગુણો પત્રસંતાનમાં ઉત્પન્ન થઇ નાશ પામે છે. તેથી તે ગુણો તેનાથી ભિન્ન કહેવાય છે, તેમ અહીં પણ કલ્પિત જીવ દ્રવ્યનો સામાયિક ગુણ તેનાથી ભિન્ન છે, એમ માનવામાં કંઇ દોષ નથી. આ સ્થળે એમ ન કહેવું કે "દેવદત્તની ગાયો" ઇત્યાદિ વાસ્તવિક સંબંધવાળી બે વસ્તુની પેઠે દ્રવ્ય-ગુણના વાસ્તવિક સંબંધમાંજ ષષ્ઠીનિર્દેશ ઘટે છે, અન્યત્ર દ્રવ્યના કલ્પિત સંબંધમાં નથી ઘટતો, કેમકે "રાહુનું મસ્તક. શિલાપુત્રનું શરીર." ઇત્યાદિ કલ્પિત પણ ષષ્ઠીનિર્દેશ થાય છે. તદનુસાર દ્રવ્ય-પર્યાયના સંબંધમાં પણ ષષ્ઠીનિર્દેશ થાય છે.

ગુણ-સંતાનનો ભેદ જણાવનાર ધર્મ ભેદના અભાવે સ્વસ્વરૂપની પેઠે ગુણ અને દ્રવ્યરૂપ સંતાનની અભેદતા માનવીજ યોગ્ય છે, તો પછી ગુણથી વ્યતિરિક્ત કલ્પિત દ્રવ્યનો સદ્‌ભાવ શામાટે માનવો જોઇએ! એવી શંકા થાય, તો તે અયોગ્ય છે, કારણ કે ભેદ જણાવનાર ધર્મભેદનો અભાવ છે, એ માન્યતા અસત્ય છે. ઉત્પાદ-વ્યય-સ્વભાવવાળા ગુણો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પણ દ્રવ્ય રૂપ સંતાન તે પ્રમાણે ઉત્પાદ-વ્યય નથી પામતો. આ એક રીતે ગુણ-સંતાનનો ધર્મભેદ છે. તથા સામાયિકાદિ ગુણો અથવા નીલતાદિ ગુણો તે સંતાનમાંથી ઉત્પન્ન થાય છે, પણ સંતાન ગુણોથી ઉત્પન્ન નથી થતો. આથી કરીને સંતાન કારણ છે, પણ કાર્ય નથી; અને ગુણો કાર્ય છે, પણ કારણ નથી. આ બીજી રીતે પણ ગુણ-સંતાનનો ધર્મભેદ છે. માટે જીવાદિ દ્રવ્યનો અભાવ નથી પણ સદ્‌ભાવ છે.

અથવા "સામાયિક શું દ્રવ્ય છે કે ગુણ છે" એ ચિન્તામાં દ્રવ્યનયના અભિપ્રાયે સામાયિક દ્રવ્ય છે, અને પર્યાયનયના અભિપ્રાયે ગુણ છે એમ ૨૬૫૮ મી ગાથામાં પૂર્વે કહ્યું છે. અથવા દ્રવ્ય-ગુણની વિચારણામાં એ નથી કહ્યું: પરન્તુ "સામાયિક શું છે?" એ પ્રસ્તુત દ્વારની અંદર દ્રવ્ય-પર્યાયાસ્તિક નયમાંના કોઇપણ એક નયના મતે ઉદાસીન વૃત્તિવાળા આચાર્યશ્રીએ યુક્તિ વડે આ પ્રમાણે કહ્યું કે-દ્રવ્ય નયના અભિપ્રાયે સામાયિક જીવથી ભિન્ન નથી, પણ જીવરૂપજ છે. આથી કરીને આ નયના અભિપ્રાયે હવે પછી કહેવાશે તે યુક્તિઓ વડે જીવાદિ દ્રવ્યજ વિદ્યમાન છે અને તેથી વ્યતિરિક્ત ગુણો પરમાર્થથી અસત્ છે. તથા પર્યાય નયના અભિપ્રાયે સામાયિક જીવ દ્રવ્યથી અભિન્ન છે, કેમકે પૂર્વોક્ત યુક્તિઓ વડે સામાયિકાદિગુણથી જીવ ભિન્ન નથી. આથી કરીને આ નયના અભિપ્રાએ ગુણોજ પરમાર્થથી વિદ્યમાન છે. જીવાદિ દ્રવ્ય તો કલ્પનામાત્રથીજ વિદ્યમાન છે. પરમાર્થથી નહિ. ૨૬૬૦-થી-૨૬૬૪.

હવે બીજા દ્રવ્યાર્થિક નયનું સ્વરૂપ વિસ્તારથી કહે છે.

वितियस्स दव्वमेत्तं नत्थि तदत्थंतरं गुणो नाम।<br>
सामन्नावत्थाणाभावाओ खरविसाणं व ॥ २६६५ ॥

आविब्भाव–तिरोभावमेत्तपरिणामि [illegible]व्वमेवयं ।<br>
निच्चं बहुरूवंपि नडो व्व वेसंत[illegible]न्ना ॥ २६६६ ॥

जं जं जे जे भावे परिणमइ पओग–[illegible] दव्वं ।<br>
तं तह जाणाइ जिणो अपज्जवे जाणणा नत्थि॥ २६६७ ॥७९४॥२४६॥

બીજા દ્રવ્યાર્થિક નયના અભિપ્રાયે દ્રવ્યજ ( સત્ય વસ્તુ ) છે. સામાન્ય અવસ્થાનના અભાવે ખરશૃંગ જેવા ગુણ તેનાથી જુદા નથી. જુદા જુદા વેશ ધારણ કરનાર નટની પેઠે નિત્ય અને બહુ રૂપવાળું કેવળ દ્રવ્યજ આવિર્ભાવ-તિરોભાવ માત્ર પરિણામ વાળું છે. ( કારણ કે ) જે જે પ્રયોગ-વિસ્રસા દ્રવ્ય જે જે ભાવે પરિણામ પામે છે, તે તે દ્રવ્યને તે તે રૂપે પરિણામ પામતું જિનેશ્વર જાણે છે, કેમકે પર્યાય રહિત વસ્તુમાં પરિજ્ઞા નથી. ૨૬૬૫-થી-૨૬૬૭.

બીજા દ્રવ્યાર્થિક નયના અભિપ્રાયે સુવર્ણ-રજતાદિ સર્વ દ્રવ્યજ છે, શ્વેતરક્તાદિ ગુણો ખરશૃંગની પેઠે સામાન્યરૂપે અવસ્થિત ન હોવાથી દ્રવ્યથી જુદા નથી. કુંડળાદિરૂપે આવિર્ભાવ અને મુદ્રિકાદિરૂપે તિરોભાવ પામવાના સ્વભાવવાળું સુવર્ણાદિ કેવળ દ્રવ્યજ છે. ઉદાહરણ તરીકે જેમ કોઇ નટ રામ-રાવણાદિના અનેક વેષ ધારણ કરવા છતાં પણ સર્વઅવસ્થાઓમાં પોતાના મૂળરૂપ દેવદત્તાદિ સ્વભાવને નથી તજી દેતો; તેમ દ્રવ્ય પણ નિત્ય-અવિચલિત સ્વભાવવાળું હોવાથી કંકણ-બાજુબંધ-કુંડળ-મુદ્રિકા વિગેરે અનેક પ્રકારના પરિણામને પામવા છતાં પણ પોતાના સુવર્ણ રૂપતાદિ દ્રવ્યસ્વભાવને નથી તજી દેતું. માટે તેથી વ્યતિરિક્ત ગુણો કોઇ છેજ નહિ.

નિર્યુક્તિકાર પણ આજ હકીકત બીજી રીતે કહે છે. ચેતનવાળાનો વ્યાપાર અથવા પ્રયત્ન તે પ્રયોગ કહેવાય, અને સ્વભાવ તે વિસ્રસા કહેવાય. આ પ્રયોગ-વિસ્રસા વડે ઉત્પન્ન થએલું દ્રવ્ય તે પ્રયોગ-વિસ્રસાદ્રવ્ય કહેવાય છે. તેમાં ઘટ-પટાદિ દ્રવ્ય પ્રયોગ નિષ્પન્ન છે, અને ઇન્દ્રધનુષાદિ વિસ્રસાદ્રવ્ય, જે જે શ્વેત-રક્ત-શ્યામ-પીત આદિ પર્યાયરૂપે પરિણામ પામે, તે તે દ્રવ્ય, તે તે રૂપે પરિણામ પામતું કેવળ દ્રવ્યજ છે. પણ ભિન્ન એવા કોઇ પર્યાયો નથી, તેની વિદ્યમાનતા તો માત્ર ઉત્પ્રેક્ષાથીજ છે. એમ કરૂણાનિધિ શ્રીમાન્ જિનેશ્વર દેવ કહે છે. ઉદાહરણ તરીકે જેમ સર્પાદિ દ્રવ્ય ઉત્ફણ-વિફણ-કુંડલિતા આકારવાળું થવા છતાં, તે ઉત્ફણાદિ આકારરૂપ પર્યાય સર્પરૂપ પર્યાયથી વ્યતિરિક્ત નથી જણાતા, પણ તેવી સર્વ અવસ્થામાં માત્ર સર્પાદિ રૂપ દ્રવ્યજ જણાય છે. માટે પર્યાયો તેથી ભિન્ન નથી..

શિષ્યઃ—જો પર્યાયો ન હોય, તો એમ કેમ કહી શકાય કે-" જે જે ભાવે પરિણામ પામે છે !"

આચાર્યઃ—પર્યાયરહિત વસ્તુમાં કેવળી વિગેરેની પરિજ્ઞા નથી એ વાત જણાવવા માટે એમ કહેવાય છે. બાકી પર્યાયોની વિદ્યમાનતા તો માત્ર ઉત્પ્રેક્ષાથીજ વાસ્તવિકરીતે દ્રવ્યથી વ્યતિરિક્ત કોઇ પણ પર્યાય નથી. કેવળ દ્રવ્યજ પરમાર્થથી વિદ્યમાન છે. ૨૬૬૫-થી-૨૬૬૭.

એ જ વાત વધારે સ્પષ્ટ કરવાને હવે ભાષ્યકાર મહારાજ કહે છે.

जं जाहे जं भावं परिमणइ तयं तया तओऽणन्नं ।
परिणइमेत्तविसिट्ठं दव्वं चिय जाणइ जिणिंदो ॥ २६६८ ॥
न सुवण्णादन्नं कुंडलाइ तं चेय तं तमागारं ।
पत्तं तव्ववएसं लभइ सरूवादभिन्नं ति ॥ २६६९ ॥
जइ वा दव्वादन्ने गुणादओ नूण सप्पएसत्तं ।
होज्ज व रूवाइणं विभिन्नदेसोवलंभो वि ॥ २६७० ॥

जइ पज्जओवयारो लय-प्पयासपरिणाममेत्तस्स ।
कीरइ तन्नाम न सो दव्वादत्थंतरब्भूओ ॥ २६७१ ॥
दव्वपरिणाममेत्तं पज्जाओ सो य न खरसिंगस्स ।
तदपज्जवं न नज्जइ जं नाणं नेयविसयंति ॥ २६७२ ॥

જે દ્રવ્ય જે કાળે જે ભાવે પરિણામ પામે છે, તે દ્રવ્ય તે કાળે તે પર્યાયથી અભિન્ન હોવાથી પરિણતિમાત્ર વિશિષ્ટ દ્રવ્ય છે, એમ જિનેશ્વર જાણે છે. કુંડળાદિ સુવર્ણથી ભિન્ન નથી, પણ તે દ્રવ્યજ તે તે આકારને પ્રાપ્ત થવાથી સ્વરૂપથી અભિન્ન એવા તે તે વ્યપદેશને પામે છે, જો ગુણ વિગેરે દ્રવ્યથી અન્ય હોય, તો અવશ્ય તેમને સપ્રદેશપણું પ્રાપ્ત થાય, અને રૂપાદિ પણ ભિન્ન દેશમાં જણાય. જો આવિર્ભાવ-તિરોભાવરૂપ પરિણામવાળા દ્રવ્યનો પર્યાયરૂપે ઉપચાર કરાતો હોય, તો તે પ્રમાણે માનવામાં કંઇ દોષ નથી, કેમકે તે પર્યાય દ્રવ્યથી જુદો નથી. દ્રવ્ય પરિણામમાત્ર પર્યાય છે, તેવો પર્યાય ખરશૃંગને નથી, માટે પર્યાયરહિત હોવાથી તે જણાતું નથી, કેમકે જ્ઞાન જ્ઞેય વિષયવાળું હોય છે. ૨૬૬૮-થી૨૬૭૨.

ઘટ-પટ-ઇન્દ્રધનુષાદિ દ્રવ્ય, જે કાળે શ્વેત-રક્તાદિ પર્યાયરૂપે પરિણામ પામે છે, તે વખતે પર્યાયથી અભિન્ન પરિણતિ માત્ર વિશિષ્ટ અવિચલિત સ્વરૂપવાળું તે દ્રવ્યજ છે. એમ જિનેશ્વર જાણે છે.

પર્યાયો વસ્તુરૂપ છતાં પણ જો નથી, તો અવિશિષ્ટ સુવર્ણાદિ દ્રવ્યની અંદર કુંડળ-વીંટી-નૂપુર વિગેરે વ્યવહાર કેવી રીતે થઇ શકે? આવી શંકા કરવામાં આવે, તો તેના ઉત્તરમાં સમજવું કે કુંડળાદિ પર્યાય સુવર્ણથી ભિન્ન નથી, કે જે વડે કુંડળાદિ પર્યાયો સુવર્ણાદિ દ્રવ્યથી જુદા હોઇ શકે; પરન્તુ તે સુવર્ણાદિ દ્રવ્ય, કુંડળ-કંકણ આદિ આકારને પામવાથી તે તે આકારરૂપે કહેવાય છે. કારણકે એ કુંડળ-કંકણાદિ આકાર દ્રવ્યથી ભિન્ન નથી, જો ભિન્ન હોય, તો દ્રવ્યને નિરાકારપણું પ્રાપ્ત થાય. માટે ગુણ-પર્યાયો દ્રવ્યથી જુદા નથી. વળી જો રૂપાદિ ગુણો અને નવા પુરાણાદિ પર્યાયો દ્રવ્યથી જુદા માનવામાં આવે, તો અવશ્ય તેમને સપ્રદેશપણું પ્રાપ્ત થાય. કારણ કે "ગુણ વિગેરે દ્રવ્યના પ્રદેશો છે એ પ્રમાણે રૂઢ છે. તે છતાં જ્યારે ગુણ વિગેરેને દ્રવ્યથી જુદા માનવામાં આવે, ત્યારે તે અવયવો-પ્રદેશોને બીજું સ્થાન ન રહેવાથી ગુણોજ પોતાના પ્રદેશો થશે. પરન્તુ ગુણ વિગેરે તો હમ્મેશાં પરાધીનપણે અન્યના પ્રદેશરૂપેજ રૂઢ છે. કોઇ પણ વસ્તુ પોતે પોતાનો અવયવ થાય છે, એવું કયાંઇ જણાતું નથી, અને ઘટતું પણ નથી. વળી જો ગુણ વિગેરે દ્રવ્યથી જુદા હોય તો રૂપ-રસ-ગન્ધ આદિ ઘટાદિ દ્રવ્યથી ભિન્ન સ્થળે જણાવા જોઇએ. જેમ ઘટથી પટ ભિન્ન સ્થળે જણાય છે, તેમ જે જેનાથી ભિન્ન હોય, તે તેનાથી ભિન્ન સ્થળે જણાવું જોઇએ. રૂપાદિ તે પ્રમાણે જણાતા નથી, તેથી તે ઘટથી જુદા નથી. માટે પર્યાય કેવળ દ્રવ્યરૂપજ છે, જુદા પર્યાય નથી. પરન્તુ આવિર્ભાવ-તિરોભાવરૂપ પરિણામ માત્રને જો પર્યાયરૂપે ઉપચાર કરાતો હોય, તો તે પ્રમાણે માનવામાં કંઇ હરકત નથી. કેમકે દ્રવ્યથી જુદા એવો કોઈ વાસ્તવિક પર્યાયજ નથી.

જો પર્યાયો વાસ્તવિક નથી અને કલ્પિત છે, તો પછી ખરશૃંગનો પણ એવો કલ્પિત પર્યાય કેમ નથી માનતા, ત્યાં પણ કલ્પના કરતા કોઇ રોકી શકે એમ નથી. એ પ્રમાણે પૂછવામાં આવે, તો તે અયોગ્ય છે, કારણ કે દ્રવ્યનો વિશિષ્ટ પરિણામ તેજ પર્યાય.

છે, બીજું કંઇ નથી, અને તે પર્યાય દ્રવ્યથી જુદો જણાતો નથી, માટે કલ્પિત છે. તેવી રીતે ખરશૃંગનો પરિણામ થતો નથી કે જેથી તેના પર્યાયની કલ્પના કરી શકાય, કેમકે ખરશૃંગ દ્રવ્યજ નથી. આજ કારણથી-ખરશૃંગ દ્રવ્ય ન હોવાથી પર્યાયરહિત છે. તેથી કેવળીવડે જાણી શકાતું નથી. (તેમના જ્ઞાનનો વિષય થતું નથી.) કેમકે તે અભાવરૂપ છે. ૨૬૬૮-થી-૨૬૭૨.

હવે સામાયિકના પ્રકારનું દ્વાર કહે છે.

सामाइयंपि तिविहं सम्मत्त सुयं तहा चरित्तं च ।
दुविहं चेव चरित्तं अगारमणगारियं चेव ॥ २६७३ ॥ ७९६-२४६

अज्झयणंपि य तिविहं सुत्ते अत्थे अ तदुभए चेव ।
सेसेसुवि अज्झयणेसु होइ एसेव निज्जुत्ती ॥ २६७४ ॥ मू. भा० १५०

સમ્યક્ત્વ સામાયિક-શ્રુત સામાયિક અને ચારિત્ર સામાયિક એમ સામાયિક ત્રણ પ્રકારે છે. તેમાં ચારિત્રસામાયિક દેશવિરતિ અને સર્વવિરતિ એમ બે પ્રકારે છે. તથા શ્રુત સામાયિક પણ સૂત્રથી-અર્થથી-ને સૂત્રાર્થથી એમ ત્રણ પ્રકારે છે. (અપિશબ્દથી સમ્યક્ત્વ સામાયિક પણ ઔપશમિક ક્ષાયિક-ને ક્ષાયોપશમિક એમ ત્રણ પ્રકારે છે.) આ સામાયિક-અધ્યયન સિવાય શેષ ચતુર્વિંશતિસ્તવ આદિ અધ્યયનોમાં પણ (ઉદ્દેશ-નિર્દેશાદિ ઉપોદ્‌ઘાતરૂપ આજ નિર્યુક્તિ હોય છે. ૨૬૭૩-થી-૨૬૭૪

હવે ભાષ્યકાર મહારાજ સમ્યક્ત્વાદિ સામાયિકના ભેદ જણાવે છે.

सम्मं निसग्गओऽहिगमओ य दसहा तप्पभेयाओ ।
कारय-रोयग-दीवगमहवा खइयाइयं तिविहं ॥ २६७५ ॥
सुत्त-त्थ-तदुभयाइं बहुहा वा सुत्तमक्खरसुयाई ।
खइयाइ तिहा सामाइयाइ वा पंचहा चरणं ॥ २६७६ ॥
दुविह-तिविहाइणाणुव्वयाइ बहुहेगदेसचारित्तं ।
वीसुं सव्वाइं पुण पज्जयओऽणंतभेयाइं ॥ २६७७ ॥
चउवीसयत्थयाइसु सव्वज्झयणेसु याणुओगम्मि ।
एस च्चिय निज्जुत्ती उद्देसाइ निरुत्तंता ॥ २६७८ ॥

નિસર્ગથી અને અધિગમથી એમ સમ્યક્ત્વ બે પ્રકારે છે અને તેના ઉત્તરભેદથી દશ પ્રકારે છે, અથવા કારક-રોચક-ને દીપક એમ ત્રણ પ્રકારે, અથવા ક્ષાયિકાદિ ત્રણ પ્રકારે સમ્યક્ત્વ સામાયિક છે. સૂત્ર અર્થ અને સૂત્રાર્થ એમ ત્રણ પ્રકારે અથવા અક્ષર શ્રુતાદિ ત્રણ પ્રકારે શ્રુત સામાયિક છે, અને ક્ષાયિકાદિ ત્રણ પ્રકારે અથવા સામાયિકાદિ પાંચ પ્રકારે ચારિત્ર સામાયિક છે. તથા દ્વિવિધ ત્રિવિધાદિ વડે અણુવ્રતાદિ સંબંધી દેશ-વિરતિ ચારિત્ર બહુ ભેદે છે અને પૃથક્ પૃથક્ એ સમ્યક્ત્વાદિ પર્યાયથી અનન્ત ભેદવાળા છે તથા ચતુર્વિંશતિસ્તવાદિ સર્વ અધ્યયનોના અનુયોગમાં પણ ઉદ્દેશાદિથી આરંભીને નિરૂક્તિ પર્યન્ત જે કહી તેજ નિર્યુક્તિ જાણવાની છે ૨૬૭૫-થી-૨૬૭૮

નિસર્ગથી અને અધિગમથી એમ બે પ્રકારે સમ્યકત્વ થાય છે, તેમાં નારકી વિગેરેને જે સ્વભાવથીજ કોઈના ઉપદેશ વિના સમ્યકત્વ થાય છે, તે નિસર્ગ સમ્યકત્વ; અને તીર્થંકરાદિકની સમીપે ધર્મશ્રવણથી સ્કંદમુનિ વિગેરેની પેઠે તત્ત્વશ્રદ્ધાન રૂપ સમ્યકત્વ થાય, તે અધિગમ સમ્યકત્વ, આ બન્ને પ્રકારના સમ્યકત્વના ઉત્તર ભેદ વિચારતા દશ ભેદ થાય છે, તેમાં ઔપશમિક-સાસ્વાદન-ક્ષાયોપશમિક-વેદક અને ક્ષાયિક, એ પાંચ પ્રકારે નિસર્ગ સમ્યકત્વ, અને એવાજ બીજા પાંચ પ્રકારે અધિગમ સમ્યકત્વ છે. બન્ને મળીને દસ પ્રકાર. તથા કારક-રોચક-ને દીપક, અથવા ક્ષાયિક-ક્ષાયોપશમિક ને ઔપશમિકના ભેદે ત્રણ પ્રકારે પણ સમ્યકત્વ થાય છે. અનન્તાનુબંધી ચતુષ્ક તથા દર્શનમોહનીયની ત્રણ, એ સાત પ્રકૃતિનો સર્વથા નાશ થવાથી જે તત્ત્વશ્રદ્ધાન થાય, તે ક્ષાયિક સમ્યકત્વ. એ સાત પ્રકૃતિમાંથી જે ઉદય પામેલી હોય તેનો ક્ષય, અને અનુદિત પ્રકૃતિનો ઉપશમ થવાથી સમ્યક્ત્વ મોહનીયના રસોદયવન્તને જે તત્ત્વશ્રદ્ધાન થાય, તે ક્ષાયોપશમ સમ્યક્ત્વ છે. અને એ સાતે પ્રકૃતિ સત્તામાં છતાં સર્વથા ઉપશાન્ત હોય, તેથી જે તત્ત્વશ્રદ્ધાન ઉત્પન્ન થાય, તે ઔપશમિક સમ્યકત્વ છે. જે સમ્યકત્વ થવાથી જીવ સદનુષ્ઠાનની શ્રદ્ધા કરે અને તે પ્રમાણે સારી રીતે આચરે. મતલબ કે તે સદનુષ્ઠાન કરાવે માટે તે કારક સમ્યકત્વ કહેવાય છે. આ સમ્યકત્વ સાધુ વિગેરેને હોય છે. જે સમ્યકત્વથી શ્રેણિકાદિકની પેઠે સદનુષ્ઠાનમાં રૂચિ થાય, પણ તે પ્રમાણે આચરણ ન થાય, તે રોચક-સમ્યકત્વ. અંગાર મર્દકાચાર્યની પેઠે સ્વયં તત્ત્વશ્રદ્ધાનરહિત મિથ્યાદૃષ્ટિ હોય છતાં બીજાને ધર્મોપદેશાદિ વડે તત્ત્વશ્રદ્ધાન ઉત્પન્ન કરે, તે દીપક સમ્યક્ત્વ કહેવાય છે.

સૂત્ર-અર્થ-અને સૂત્રાર્થ, એમ ત્રણ પ્રકારે શ્રુત સામાયિક છે. અથવા અક્ષરશ્રુત અનક્ષર શ્રુતાદિના ભેદે બહુ પ્રકારે પણ શ્રુતસામાયિક છે. આ અક્ષરશ્રુતાદિનો વિચાર આગળ શ્રુતજ્ઞાનના અધિકારમાં બહુ વિસ્તારથી કહેલો છે. તેથી તે સંબંધી અહીં કંઈપણ નથી કહેતા.

ક્ષાયિક-ક્ષાયોપશમિક-અને ઔપશમિક એમ ત્રણ પ્રકારે ચારિત્રસામાયિક છે. અથવા સામાયિક-છેદોપસ્થાપનીય-પરિહારવિશુદ્ધિ-સૂક્ષ્મસંપરાય-અને યથાખ્યાત ચારિત્ર એમ પાંચ પ્રકારે પણ ચારિત્ર સામાયિક છે. તથા દ્વિવિધ-ત્રિવિધાદિ ભંગજાળ વડે પ્રતિપાદિત અણુવ્રતાદિ સંબંધી દેશવિરતિ સામાયિકચારિત્ર અનેક પ્રકારે છે.

ઉપરોક્ત સર્વ સામાયિકના જુદા જુદા ભેદો વિચારતાં, બધા સમુદિત ભેદો પર્યાયની અપેક્ષાએ અનન્તા છે, કેમકે સંયમ શ્રેણિમાં અસંખ્યાત લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાય સ્થાનો છે, તે દરેક અધ્યવસાય સ્થાનો અનન્તા પર્યાયવાળા છે.

એ પ્રમાણે શેષ ચતુર્વિંશતિસ્તવાદિ અધ્યયનોમાં અને ચશબ્દથી બીજા શસ્ત્ર પરિજ્ઞાદિ અધ્યયનોમાં પણ અનુયોગ કરતાં ( વ્યાખ્યાન કરતાં ) આજ પ્રમાણે પ્રથમ ઉપદેશાદિકથી આરંભીને નિરૂક્તિ પર્યન્તનાં દ્વારો રૂપ ઉપોદ્ઘાત નિર્યુક્તિ જાણવી. ૨૬૭૫-થી-૨૬૭૮.

હવે " સામાયિક કોને હોય છે ? " તેનું દ્વાર કહે છે,

**जस्स सामाणिओ अप्पा संजम नियमे तवे ।**
**तस्स सामाइयं होइ इइ केवलिभासिअं ॥ २६७९ ॥ ७९७-२४७ ॥**
**जो समो सव्वभूएसु तसेसु थावरेसु य ।**
**तस्स सामाइयं होइ इइ केवलिभासियं ॥ २६८० ॥ ७९८-२४८ ॥**

सावज्जोगपरिरक्खणट्ठा सामाइयं केवलियं पसत्थं ।
गिहत्थधम्मा परमंति नच्चा कुज्जा बुहो आयहियं परत्था ॥२६८१॥७९९–२४९॥

केवलियं पडिपुन्नं परमं जेट्ठं गिहत्थधम्माओ ।
तं हियमिओ परत्था सिवं परं वा तदत्थं वा ॥ २६८२ ॥
गिहिणावि सव्ववज्जं दुविहं तिविहेण छिन्नकालं तं ।
कायव्वमाह सव्वे को दोसो भण्णएऽणुमई ॥ २६८३ ॥

જેનો આત્મા મૂળગુણરૂપ સંયમમાં, ઉત્તરગુણાત્મક નિયમમાં અને અનશનાદિ તપમાં સ્થિત હોય તેને તથા જે ત્રસ-અને સ્થાવર એવા સર્વ જીવો ઉપર સમાનભાવે વર્તતો હોય ( જીવમાત્રને આત્મવત્ ગણતો હોય) તેને સામાયિક હોય છે, એમ શ્રીમાન્ કેવળી ભગવન્તે કહ્યું છે. સાવદ્ય યોગથી (આત્માનું) રક્ષણ કરવાને સંપૂર્ણ અને પવિત્ર સામાયિક ગૃહસ્થધર્મથી શ્રેષ્ઠ છે, એમ જાણીને વિદ્વાન પુરૂષે મોક્ષ માટે આત્મોપકારક એવું સામાયિક કરવું જોઈએ. કેવલિક એટલે પરિપૂર્ણ, પરમ એટલે ગૃહસ્થ ધર્મથી શ્રેષ્ટ, તે આત્મહિતકારક સામાયિક, આલોક-પરલોક માટે, અથવા મોક્ષ તે પર અને તેને માટે કરવું જોઈએ. ( સંપૂર્ણ સામાયિક ન કરી શકે એવા ) ગૃહસ્થોએ પણ બેઘડીકાદિ કાળ-પ્રમાણ સર્વશબ્દ વર્જીને દ્વિવિધ-ત્રિવિધે સામાયિક કરવું જોઇએ. સર્વશબ્દમાં શો દોષ છે, કે જેથી તેમાં તેનો નિષેધ કરાય છે ? ( એમ પૂછવામાં આવે તો ) કહેવાનું કે ( સામાયિકમાં સર્વ સાવદ્ય યોગનો નિષેધ કરતાં ગૃહસ્થને વ્રત ભંગ થાય, કેમકે ગૃહાદિકમાં પૂર્વે અનેક આરંભ પ્રવર્તાવેલા હોય છે, તેથી સામાયિકમાં રહેલા ગૃહસ્થને તેની ) અનુમતિ-રૂપ દોષ લાગે છે. ૨૬૭૯-થી-૨૬૮૩

સર્વ સાવદ્યયોગની વિરતિ કરતાં, ગૃહસ્થને કેવી રીતે અનુમતિ દોષ લાગે છે ? તે નિર્યુક્તિકાર અને ભાષ્યકાર મહારાજ કહે છે.

सव्वंति भाणिऊणं विरइ खलु जस्स सव्विया नत्थि ।
सो सव्वविरइवाइ चुक्कइ देसं च सव्वं च ॥ २६८४ ॥ ८००–२५०

सव्वं ति भाणिऊणं विरइ खलु जस्स सव्विया नत्थि ।
पुव्वपउत्तसावज्जकम्मसाइज्जणं मोत्तुं ॥ २६८५ ॥
नणु तिविहं तिविहेणं पच्चक्खाणं सुयम्मि गिहिणोऽवि ।
तं थूलवहाईणं न सव्वसावज्जजोगाणं ॥ २६८६ ॥
जइ किंचिदप्पओयणमप्पप्पं वा विसेसियं वत्थुं ।
पच्चक्खेज्ज न दोसो सयंभूरमणाइमच्छं व्व ॥ २६८७ ॥
जो वा निक्खमिउमणो पडिमं पुत्ताइसंतइनिमित्तं ।
पडिवज्जेज्ज तओ वा करेज्ज तिविहंपि तिविहेणं ॥ २६८८ ॥
जो पुण पुव्वारद्धाणुज्झियसावज्जकम्मसंताणो ।
तदणुमइपरिणइं सो न तरइ सहसा निरोद्धुं ॥ २६८९ ॥

सामाइयम्मि उ कए समणो इव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं बहुसो सामाइयं कुज्जा ॥ २६९०॥ ८०१–२५१
जो नवि वट्टइ रागे नवि दोसे दोण्ह मज्झयारम्मि ।
सो होइ उ मज्झत्थो सेसा सव्वे अमज्झत्या ॥ २५९१ ॥ ८०३–२५२

કર્મારંભની અનુમતિના સદ્ભાવથી જેને સર્વ વિરતિ નથી ( એવા ગૃહસ્થ ) સર્વસાવદ્ય યોગનો ત્રિવિધ ત્રિવિધે ત્યાગ કરૂં છું એમ કહીને ( વિરતિ કરે છે ) તે સર્વ વિરતિ કહેનાર દેશવિરતિ અને સર્વવિરતિ ઉભયનો નાશ કરે છે. (જેમ સાવદ્યયોગ કરવા કરાવવાનું ગૃહસ્થ પ્રત્યાખ્યાન કરે છે ) તેમ અનુમતિનું પણ પ્રત્યાખ્યાન કેમ નથી કરતો? એ ( પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે ) પૂર્વે ગૃહાદિમાં પ્રવર્તાવેલા સાવદ્યકર્મ ઉપરનો અભિષ્વંગ તજવાને ગૃહસ્થ શક્તિમાન નથી. ( તેથી સાવદ્યયોગની અનુમતિનું તે પ્રત્યાખ્યાન નથી કરતો. ) ગૃહસ્થને પણ ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન સિદ્ધાન્તમાં કહ્યું-છે. ( ભગવતી સૂત્રમાં કહ્યું છે કે-" समणोवासगस्स णं भंते ! पुव्वमेव थूले पाणाइवाए अपच्चक्खाए भवइ, सेणं भंते ! पच्छा पच्चाइक्खमाणे किं करेइ ? गोयमा ! तीयं पडिक्कमइ, पडुप्पन्नं संवरेइ, अणागयं पच्चक्खाइ । तीयं पडिक्कममाणे किं तिविहं तिविहेण पडिक्कमइ, तिविहं दुविहेण पडिक्कमइ, तिविहं एगविहेण पडिक्कमइ, जाव एगविहं एगविहेण पडिक्कमइ ? गोयमा ! तिविहंतिविहेणं पडिक्कमइ जाव एक्कविहं एक्कविहेण पडिक्कमइ " તો પછી તેનો નિષેધ કેમ કરો છો ? એમ કહેવામાં આવે, ) તો તે ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન સ્થૂલ પ્રાણાતિપાતાદિકનું સમજવું, પણ સર્વસાવદ્યયોગનું નહિ. સ્વયંભૂરમણ સમુદ્રાદિના મત્સ્ય સંબંધી ત્રિવિધ ત્રિવિધે જેમ કોઇ પ્રત્યાખ્યાન કરે તો તે દોષને માટે નથી, તેમ જો ( કાકમાંસાદિ ) કિંચિત્ નિષ્પ્રયોજન, અથવા ( મનુષ્ય ક્ષેત્રની બહારના હસ્તિદન્તાદિ) અપ્રાપ્ય વસ્તુ વિશેષનું ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન કરે, તો તે દોષને માટે નથી, અથવા કોઇ ચારિત્ર લેવાની ઇચ્છાવાળો, પુત્ર-પરિવારાદિના નિમિત્તે ( વિલંબ કરતો ), અગીઆર પ્રતિમા અંગીકાર કરે, અને તે ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન કરે, ( તો દોષ નથી. ) પણ જે પૂર્વે આરંભેલ અને નહિ તજેલ સાવદ્યકર્મસંતાનવાળો હોય, તે તેની અનુમોદના પરિણામને એકદમ નિવર્તવાને શક્તિમાન નથી થતો, તેથી તે ત્રિવિધિ ત્રિવિધે પ્રત્યાખ્યાન ન કરે. સામાયિક કરતી વખતે ગૃહસ્થ શ્રાવક પણ સાધુ જેવો થાય છે. કારણ કે ઘણુ કરીને અશુભયોગ રહીતપણા થકી ઘણી નિર્જરા કરે છે. (મધ્યસ્થ થઇને) ઘણીવાર સામાયિક કરવાં જોઇએ. જે રાગ અથવા દ્વેષમાં ન વર્તતો હોય પણ બન્નેના મધ્યમાં હોય, તે મધ્યસ્થ કહેવાય છે, તે શિવાયના સર્વ અમધ્યસ્થ છે. ૨૬૯૦–૨૬૯૧.

હવે " કયું સામાયક કયાં હોય ? " તે જણાવવાને ત્રણ દ્વાર ગાથાઓ કહેછે.

खेत-दिसि-काल-गइ-भविय-सन्नि-ऊसास-दिट्ठिमाहारे ।
पज्जत्त-सुत्त-जम्म-ठिइ वेय-सण्णा-कसाया-ऽऽउं ॥ २६९२ ॥ ८०४–२५३

---

जीवो पमायबहुलो बहुसोऽवि अ वहुविहेसु अत्थेसु
एएण कारणेणं बहुसो सामाइयं कुज्जा ॥ ८०२ ॥

જીવ ઘણા પ્રકારના શબ્દાદિ અર્થોમાં વારંવાર પ્રમાદી બને છે. તે કારણથી વારંવાર સામાયિક કરવું.

नाणे जोगु-वओगे सरीर-संठाण-संघयण-माणे ।
लेसापरिणामं वेयणा य समुग्धायकम्मे य ॥ २६९३ ॥ ८०५-२५४
निव्वेट्ठणमुव्वट्टे आसवकरणं तहा अलंकारं ।
सयणासणठाणट्ठे चंकमंते य किं कहियं ॥ २६९४ ॥ ८०६-२५५

ક્ષેત્ર-દિશા-કાળ-ગતિ-ભવિક-સંજ્ઞિ-ઉશ્વાસ-દૃષ્ટિ-આહારક-પર્યાપ્ત--સુપ્ત--જન્મ-સ્થિતિ-વેદ સંજ્ઞા-કષાય-આયુષ-જ્ઞાન-યોગ-ઉપયોગ-શરીર-સંસ્થાન-સંઘયણનું પ્રમાણ, તથા લેશ્યાના પરિણામ-વેદના-સમુદ્ઘાત કર્મ-નિર્વેષ્ટન-ઉદ્વર્તન-આશ્રવકરણ-અલંકાર-શયન-આશન અને એક સ્થાનેથી બીજે સ્થાને જતાં, ક્યાં કયું સામાયિક કહ્યું છે? (તે કહીશું) ૨૬૯૨-થી-૨૬૯૪

પ્રથમ ક્ષેત્રદ્વારની અપેક્ષાએ ઉર્ધ્વલોકાદિમાં કયું સામાયિક ક્યાં હોય? તે કહે છે.

सम्मसुयाणं लाभो उड्ढे य अहे य तिरियलोए य ।
विरई मणुस्सलोए विरयाविरई य तिरिएसु ॥ २६९५ ॥ ८०७-२५६
पुव्वपडिवण्णया पुण तीसुवि लोएसु नियमओ तिण्हं ।
चरणस्स दोसु नियमा भयणिज्जा उड्ढलोगम्मि ॥ २६९६ ॥ ८०८-२५७

સમ્યક્ત્વ સામાયિક અને શ્રુતસામાયિકનો લાભ ઉર્ધ્વ-અધો-અને તિર્છા લોકમાં થાય છે. (ચારિત્ર સામાયિકમાંથી) સર્વ વિરતિ મનુષ્ય લોકમાંજ પ્રાપ્ત થાય છે, અને દેશવિરતિ તિર્યંચોમાં પણ થાય છે. ત્રણે સામાયિક પૂર્વે પ્રાપ્ત થયા હોય એવા જીવો તો ત્રણે લોકમાં અવશ્ય હોય છે. ચારિત્ર સામાયિકવાળા અધોલોક અને તિર્છાલોકમાં અવશ્ય હોય છે, ઉર્ધ્વલોકમાં તો હોએ ખરા ને ન પણ હોય. ૨૬૯૫-૨૬૯૬

સમ્યક્ત્વ સામાયિક અને શ્રુતસામાયિક, અધો-ઉર્ધ્વ-અને તિર્છાલોકમાં પ્રાપ્ત થાય છે. તેમાં મેરૂપર્વત તથા દેવલોકાદિ ઉર્ધ્વલોકમાં નિસર્ગથી અથવા અધિગમથી સમ્યક્ત્વ સામાયિકનો લાભ થાય છે. અને તેજ વખતે શ્રુતઅજ્ઞાન શ્રુતજ્ઞાનરૂપે પરિણમતું હોવાથી શ્રુતજ્ઞાનનો લાભ થાય છે. અધોલોકની અંદર અધોગામમાં તથા નરકોમાં જેઓ સમ્યક્ત્વ પામે છે, તેમને પણ યથોક્ત બે સામાયિકની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે તીર્છા લોકમાં પણ ઉપરોક્ત બે સામાયિકનો લાભ થાય છે. એ ત્રણે લોકમાં ઉપરોક્ત બે સામાયિકની પ્રાપ્તિ થાય છેજ, પણ એમ ન સમજવું કે એ બે સામાયિકનીજ પ્રાપ્તી થાય છે, કેમકે તિર્છાલોકમાં અઢી-દ્વીપ અને બે સમુદ્ર પ્રમાણ મનુષ્યલોકની અંદર ત્રીજું ચારિત્ર સામાયિક પણ પ્રાપ્ત થાય છે. આ ચારિત્ર સામાયિક તિર્છાલોકમાંજ પ્રાપ્ત થાય છે. અન્યત્ર નથી થતું, કેમકે તેના અધિકારી મનુષ્યોજ છે, બીજા નથી. એ સંબંધી ક્ષેત્રનો નિયમ તો વિશેષજ્ઞ જાણે. અને દેશવિરતિ સામાયિકનો લાભ તિર્યંચ તથા મનુષ્યોને થાય છે.

ઉપરોક્ત ત્રણે સામાયિક પૂર્વ પ્રતિપન્ન (પૂર્વે પામેલા) જીવો તો અવશ્ય ત્રણે લોકમાં હોય છે, પણ ચારિત્ર સામાયિકવાળા પૂર્વપ્રતિપન્ન જીવો અધોલોક-અને તિર્છાલોકમાં અવશ્ય હોય છે, ઉર્ધ્વલોકમાં ભજના હોય છે, એટલે કે કોઇ વખત હોય, અને કોઇ વખત ન પણ હોય. ૨૬૯૫-૨૬૯૬

હવે દિગ્દ્વાર કહેવાને માટે સાત પ્રકારની દિશાઓ જણાવીને, નામ-સ્થાપના-દિશાનું સ્વરૂપ સુગમ હોવાથી તે કહ્યા સિવાય પ્રથમ દ્રવ્યદિશાનું અને ક્ષેત્રદિશાનું સ્વરૂપ કહે છે.

**नामं ठवणा दविए खेत्त दिसा तावखेत्त पण्णवए ।**
**सत्तमिया भावदिसा परूवणा तस्स कायव्वा ॥ २६९७ ॥ ८०९-२५८**

तेरसपएसियं जं जहण्णओ दसदिसागिईं दव्वं ।
उक्कोसमणंतपएसियं च सा होइ दव्वदिसा ॥ २६९८ ॥
एक्केक्को विदिसासु मज्झे य दिसासुमायया दो दो ।
बिंति दसाणुगमण्णे दसदिसमेक्केक्कयं काउं ॥ २६९९ ॥
तं न दसदिसागारं जं चउरस्संति तन्न दवदिसा ।
खेत्तदिसट्ठपएसियरुयगाओ मेरुमज्झम्मि ॥ २७०० ॥

નામદિક્-સ્થાપનાદિક્-દ્રવ્યદિક્-ક્ષેત્રદિક્-તાપક્ષેત્રદિક્-પ્રજ્ઞાપકદિક્-અને સાતમી ભાવદિગ્ એ સાત દિશા છે તેની પ્રરૂપણા કરવી, જઘન્યથી તેર પ્રદેશના અવગાઢવાળુ ને તેરપ્રદેશવાળુ અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત પ્રદેશાવગાઢવાળું અનન્તપ્રદેશવાળું, દસદિશાની આકૃતિવાળું જે દ્રવ્ય, તે ( દશદિશાની ઉત્પત્તિનું કારણ હોવાથી ) દ્રવ્યદિગ્ કહેવાય છે. વિદિશાઓમાં એકેક અને મધ્યમાં એક તથા દિશાઓમાં બે બે દીર્ઘ. ( એમ જઘન્ય તેર પ્રદેશિક, દ્રવ્યદિક્ થાય છે. ) બીજાઓ વળી એમ કહે છે કે દસદિશામાં એકેક પરમાણું સ્થાપીને દસદિશાકારવાળું જે દ્રવ્ય થાય, તે દ્રવ્યદિગ્. પણ તે દશ પ્રદેશવાળું દ્રવ્ય દસદિશાકારવાળું નથી, કેમકે તે ચોખંડુ થાય છે. તેથી તે દ્રવ્યદિગ્ ન કહેવાય, મેરૂમધ્યે આઠરૂચક પ્રદેશથી ક્ષેત્રદિક્ કહેવાય છે; ૨૬૯૭-થી-૨૭૦૦

નામદિક્-સ્થાપનાદિક્-દ્રવ્યદિક્-ક્ષેત્રદિક્-પ્રજ્ઞાપકદિક્-તાપક્ષેત્રદિક્--અને સાતમી ભાવદિગ્. આ સાત પ્રકારમાંથી પ્રથમના બે પ્રકાર સુગમ હોવાથી, તેનો વિસ્તાર કર્યા સિવાય પ્રથમ દ્રવ્યદિશાનું સ્વરૂપ કહીએ છીએ; દ્રવ્યજ દસ દિશાઓના ઉત્થાનનો હેતુ હોવાથી તેને દ્રવ્યદિક્ કહેવાય છે. અથવા દ્રવ્યપ્રધાન-દ્રવ્યસંબંધી દિશા તે દ્રવ્યદિક્ કહેવાય છે. તેમાં જઘન્યથી તેર પ્રદેશી અને ઉત્કૃષ્ટથી અનન્તપ્રદેશી એવું દસદિશાની આકૃતિવાળું દ્રવ્ય, સંપૂર્ણ દસદિશાઓના ઉત્થાનનું કારણ હોવાથી તે દ્રવ્યદિગ્ કહેવાય છે. ઉદાહરણ તરીકે એક પરમાણુ મધ્યમાં અને ચાર પરમાણુ ચાર વિદિશામાં સ્થાપવા, તથા ચાર દિશાઓમાં બેબે દીર્ઘપણે સ્થાપવા. એમ તેર પ્રદેશાવગાહી સ્કંધરૂપે એક પરિણામ પામેલું દ્રવ્ય, તેને જઘન્યથી દ્રવ્યદિગ્ કહેવાય છે. તેની સ્થાપના આ પ્રમાણે છે.—



એક પરમાણુને સ્થાને જો બેથી માંડીને અનન્ત પરમાણુ સુધીની અવગાહના કરવામાં આવે, તો પણ તે દશ દિશાઓના ઉત્થાનનો હેતુ હોવાથી દ્રવ્યદિક્ થાય છે. આ કારણથી ઉત્કૃષ્ટ અનન્ત પ્રદેશી દ્રવ્ય કહ્યું છે. તેનો પણ જઘન્યથી તેર પ્રદેશમાં અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત પ્રદેશમાં અવગાહ હોય છે.

શિષ્ય:—જે દ્રવ્યથી દસ દિશાઓનું ઉત્થાન થાય છે, તે દ્રવ્યને આપ દ્રવ્યદિશા કહો છો. તેમાં જઘન્યથી તેર પ્રદેશો વડેજ તે થાય છે, ન્યૂનાધિક પ્રદેશો વડે નથી થતું. એમ કહેવામાં કઇ યુક્તિ છે ?

આચાર્ય:—મધ્યમાં એક પરમાણુ સ્થાપવો જોઇએ. તે સિવાય દિશાઓની વ્યવસ્થા કરી શકાય નહિ. તે પછી મધ્ય પરમાણુની ચારે દિશામાં એકેક પરમાણુની સ્થાપના કરીએ, એટલે છ દિશાઓનું ઉત્થાન થાય, પણ ચાર વિદિશાઓનું ઉત્થાન ન થાય. કેમકે એક પરમાણુથી વિદિશા ન ઉત્પન્ન થાય. " एगपएसो गाढं सत्तपएसा य से फुसणा " એકપ્રદેશાવગાહી પરમાણુને સાત આકાશ પ્રદેશની સ્પર્શના હોય છે. એ વચનથી એક પરમાણુનો છ દિશાઓ સાથેજ સંબંધ હોય છે. જો પરમાણુનો વિદિશાઓની સાથે સંબંધ હોય, તો તેને અગીઆર આકાશ પ્રદેશની સ્પર્શના થાય, પણ સાત પ્રદેશની ન થાય. એ કારણથી બીજા પણ ચાર પરમાણુ ચાર દિશાઓમાં સ્થાપવા એટલે બધા મળીને નવ થાય. આ નવ પરમાણુથી પણ વિદિશાઓનું ઉત્થાન ન થાય, કેમકે દિશાઓમાં જે બીજા ચાર પરમાણુઓ સ્થાપ્યા છે, તેથી પણ દિશાઓનુંજ ઉત્થાન થાય છે. તે કારણથી વિદિશાઓના ઉત્થાન માટે બીજા પણ ચાર પરમાણુ ચાર ખુણામાં સ્થાપીએ એટલે દશ દિશાઓના ઉત્થાનનું ક્ષેત્ર જઘન્યથી તેર પ્રદેશવાળું થાય, ન્યૂનાધિક ન થાય. આની સ્થાપના જે બતાવી છે, તે મુગ્ધ શિષ્યજનને સમજાવવા માટે માત્ર કહી છે. યથાર્થ પણે તો તે બતાવી શકાય નહિ.

બીજા કેટલાક વ્યાખ્યાતાઓ દસે દિશાઓમાં એકેક પરમાણુ સ્થાપીને જઘન્યથી દસ પરમાણુવાળા દ્રવ્યને દ્રવ્યદિક કહે છે, તે યોગ્ય નથી. કેમકે દસદિસાના આકારવાળા દ્રવ્યને વિશેષજ્ઞ પુરૂષોએ ચતુષ્કોણ રૂપે જોયું છે. તે પૂર્વે બતાવેલ સ્થાપનાના અનુસારે જોવાથી જણાશે, તથા જે તે દશદિશામાં સ્થાપેલું દશપરમાણુવાળું દ્રવ્ય વૃત્તાકારજ થાય છે. આથી અચતુષ્કોણ હોવાથી તે દ્રવ્યદિગ્ ન થાય. વળી મધ્યમાં એક પરમાણુ ન મુકવામાં આવે, તો તેની અપેક્ષા સિવાય દિશાઓની કલ્પનાજ ન કરી શકાય, અને જો તે પરમાણુ મધ્યમાં મૂકવામાં આવે તો અગીઆર પરમાણુ થવાથી દશની સંખ્યાની હાનિ થાય, માટે આ માન્યતા ઉપેક્ષા કરવા યોગ્ય છે.

મેરૂના મધ્યમાં અષ્ટપ્રદેશી રૂચકથી બીજી ક્ષેત્રદિગ્ થાય છે. તિર્ચ્છાલોકના મધ્ય ભાગમાં લંબાઇ–પહોળાઇવડે એક રાજ પ્રમાણ, સર્વ પ્રતરોમાંના બે ક્ષુલ્લક આકાશ પ્રદેશના પ્રતર છે. તે બન્ને પ્રતરો મેરૂના મધ્ય પ્રદેશમાં મધ્ય ભાગ પામે છે. તે મધ્ય ભાગમાં ઉપરના પ્રતરના ચાર આકાશ પ્રદેશ અને નીચેના પ્રતરના ચાર આકાશ પ્રદેશ એ આઠે પ્રદેશને સિદ્ધાન્ત પરિભાષાથી રૂચક કહેવામાં આવે છે. સમસ્ત તિર્ચ્છાલોકના મધ્ય ભાગમાં રહેલ આ અષ્ટ પ્રદેશીરૂચક છે, તે ક્ષેત્રથી છએ દિશા અને ચાર વિદિશાઓનું ઉત્પત્તિ સ્થાન છે. જેમકે યથોક્તરૂચકથી બહાર ચારે દિશાઓમાં પ્રથમ બબ્બે આકાશ પ્રદેશ હોય છે. તેની આગળ ચાર ચાર પ્રદેશો હોય છે, તેની આગળ છ છ પ્રદેશો હોય છે, અને તેની આગળ આઠ આઠ પ્રદેશો હોય છે, એ પ્રમાણે ઉત્તરોત્તર શ્રેણિવડે ચારે

દિશાઓમાં પૃથક પૃથક સમજવું. એ પ્રમાણે કરવાથી ગાડાની ઉધીના આકારે પૂર્વાદિ ચાર મહાદિશાઓ થાય છે, અને એ ચાર દિશાઓના ચાર અન્તરાલ ખુણાઓમાં ઉપર કહેલ વૃદ્ધિ રહિત છેદાએલી મુકતાવળીના આકારે ચાર વિદિશિઓ થાય છે. તથા ઉપરની દિશા તરફ ચાર આકાશ પ્રદેશોથી આરંભીને, ઉપરોકત વૃદ્ધિ રહિત હોવાથી માત્ર ચાર પ્રદેશી અને રૂચક જેવી, ચાર ખુણાવાળી દંડાકાર એક ઉર્ધ્વ દિશા થાય છે. એજ પ્રમાણે નીચેની તરફ પણ અધો દિશા થાય છે. એ પૂર્વાદિ દસ દિશાઓનાં નામ આ પ્રમાણે છે. इंदग्गेइ जम्मा य नेरइ वारुणीय वायव्या। सोमाइसाणा चिय विमलाथ तवायबोधव्वा ॥ १ ॥ इंदा विजयद्राराणुसारओ सेसिया पइखणओ। अट्ठवि तिरिय दिसाओ उड्ढं विमचा तवाचाहो॥२॥

હવે તાપક્ષેત્રદિશા-પ્રજ્ઞાપકદિશા-અને ભાવદિશાનું સ્વરૂપ કહે છે--

जेसिं जत्तो सूरो उएइ तेसिं तई हवइ पुवा ।
तावक्खित्तदिसाओ पयाहिणं सेसियाओ सिं ॥ २७०१ ॥

पण्णवओ जदभिमुहो सा पुवा सेसिया पयाहिणओ ।
अट्ठारस भावदिसा जीवस्स गमागमो जेसु ॥ २७०२ ॥

पुढवि-जल-जलण-वाया मूल-खंध-ग्ग-पोरबीया य ।
बि-ति-चउ-पंचिंदिय-तिरिय-नारगा-देवसंघाया ॥ २७०३ ॥

संमुच्छिम-कम्मा-ऽकम्मभूमगनरा तहंतरद्दीवा ।
भावदिसा दिस्सइ जं संसारी निययमेयाहिं ॥ २७०४ ॥

ભરતાદિ ક્ષેત્રમાં રહેનારા જે મનુષ્યોને જે દિશામાંથી સૂર્ય ઉદય પામે છે, તે તેમની પૂર્વ દિશા કહેવાય છે. (સૂર્યોદયની અપેક્ષાએ પૂર્વદિશાનો વ્યવહાર પ્રવર્તે છે, તેથી તેને તાપક્ષેત્ર દિશા કહેવાય છે.) શેષ દક્ષિણાદિ દિશાઓ એ તાપક્ષેત્ર દિશાની પ્રદક્ષિણાથી જાણવી. (સૂર્ય સન્મુખ ઉભા રહેતાં જમણિ બાજુએ દક્ષિણ દિશા, પાછળ પશ્ચિમાદિશા, અને ડાબી તરફ ઉત્તર દિશા છે.) જે દિશાની સન્મુખ રહીને વ્યાખ્યાતા સૂત્રાર્થનું કથન કરે, તે પ્રજ્ઞાપક પૂર્વદિશા કહેવાય, અને શેષ દક્ષિણાદિ (ઉપર મુજબ) તેની પ્રદક્ષિણાએ જાણવી. જે પૃથ્વી આદિસ્થાનોમાં કર્મની પરાધીનતાથી જીવની ગત્યાગતિ થાય, તે ભાવદિશા કહેવાય છે. તેના અઢાર ભેદ છે. પૃથ્વી-જળ-અગ્નિ-વાયુ-વનસ્પતિ (કમળકન્દ વિગેરે) મૂળબીજ, સ્કંધબીજ (શલ્લકી વિગેરે), અગ્રબીજ (કોરંટક વિગેરે), પર્વબીજ (શેરડી વિગેરે) તથા (કૃમિ વિગેરે) બે ઈન્દ્રિય, (કીડી વિગેરે) તેઇન્દ્રિય, (ભ્રમરાદિ) ચૌરિંદ્રિય, પંચેન્દ્રિયમાં (જળચર-થલચર-ખેચર આદિ) તિર્યંચ, નારકી, દેવસમૂહ, તેમજ કર્મભૂમિ-અકર્મભૂમિ-અને અન્તરદ્વિપના સંમૂર્છિમ મનુષ્યો આ અઢાર પ્રકારે ભાવદિશા છે. કેમકે એ પૃથ્વી આદિ પર્યાયોવડે સંસારી જીવ નિયતપણે જણાય છે. (તેથી તે પરમાર્થથી ભાવદિશા કહેવાય છે.) ૨૭૦૧-૨૭૦૪.

અહીં પ્રસ્તુતમાં કઇ દિશાનું પ્રયોજન છે? તે જણાવીને ક્ષેત્રદિશાનું જે પ્રયોજન છે તે કહે છે.

खेत्तदिसासु पगयं सेसदिसाओ पसंगओऽभिहिया ।
संभवओ वा वच्चं सामइयं जत्थ जं हुज्जा ॥ २७०५ ॥

पुव्वाइयासु महादिसासु पडिवज्ज[illegible]णओ होइ ।
पुव्वपडिवण्णओ पुण अण्णयरीए दिसाए ये उ ॥ २७०६ ॥ ८१०-२५१

छिण्णावलि-रुयगागिइदिसासु सामाइयं न जं तासु ।
सुद्धासु नावगाहइ जीवो ताओ पुण फुसिज्जा ॥ २७०७ ॥

( અહીં દિગ્દ્વારમાં ) ક્ષેત્રદિશાથી પ્રયોજન છે, શેષદિશાઓ ( નામસ્થાપનાદિ ) તો પ્રસંગથી કહી છે. અથવા શેષદિશાઓની અંદર જ્યાં જે સામાયિક સંભવે, તે વિચારીને કહેવું, ( અથવા મૂળ આવશ્યકથી જાણી લેવું ) પૂર્વાદિ ચારે મહાદિશાઓમાં ( વિવક્ષિત કાળે, ચારે સામાયિક ) પ્રતિપદ્યમાન હોય છે, ( એકાન્તે હોય જ એવો નિશ્ચય નહિ, કદાચિત્ હોય, અને કદાચિત્ નપણ હોય. ) પરન્તુ પૂર્વ પ્રતિપન્નતો ગમે તે દિશામાં અવશ્ય હોયજ. છિન્ન મુક્તાવળી જેવી ચાર વિદિશાઓમાં અને ચતુષ્પ્રદેશી રૂચકાકારવાળી ઉર્ધ્વ તથા અધોદિશામાં કોઇપણ સામાયિક નથી હોતું, કેમકે તે છએ શુદ્ધ દિશાઓમાં જીવ સંપૂર્ણ અવગાહતો નથી. ( જઘન્યથી પણ જીવ અસંખ્યાત પ્રદેશમાં અવગાહે અને એ દિશાઓ તો એક પ્રદેશી તથા ચારપ્રદેશી હોવાથી તેટલા પ્રમાણમાં તેનો અવગાહ થઇ શકે નહિ. ) પરન્તુ આમ તેમ ફરવામાં સામાયિકવાન જીવ છએ દિશાને સ્પર્શે છે. ૨૭૦૭

હવે કાળદ્વાર કહે છે.

सम्मत्तस्स सुयस्स य पडिवत्ती छव्विहेवि कालम्मि ।
विरइं विरयाविरइं पडिवज्जइ दोसु तिसु वावि ॥ २७०८ ॥ ८११-२६०

तइयाइसु तिसु ओसप्पिणीए उस्सप्पिणीए दोसुं तु ।
नोउस्सप्पुवसप्पिणिकाले तिसु सम्म-सुत्ताइं ॥ २७०९ ॥

पलिभागम्मि चउत्थे चउव्विहं चरणवज्जियमकाले ।
चरणंपि हुज्ज गमणे सव्वं सव्वत्थ साहरणे ॥ २७१० ॥

છએ પ્રકારના કાળમાં સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિકની પ્રતિપત્તિ સંભવે છે. તથા સર્વવિરતિ અને દેશવિરતિ (ઉત્સર્પિણીના) બે આરામાં, અને (અવસર્પિણીના) ત્રણ આરામાં પ્રાપ્ત થાય છે. અવસર્પિણીના ત્રીજા આદિ ત્રણ આરામાં અને ઉત્સર્પિણીના બે આરામાં (દેશવિરતિ અને સર્વવિરતિ પામનારા હોય છે.) તથા નોઉત્સર્પિણીઅવસર્પિણી કાળમાં ત્રણ આરાની અંદર સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક ( જીવ પામે છે. ) ચોથા આરાના પ્રતિભાગમાં ચારે પ્રકારનાં સામાયિક પ્રાપ્ત થાય છે, અકાળે (બાહ્ય દ્વીપ સમુદ્રમાં ) ચારિત્ર વિના ( પ્રથમના ત્રણ સામાયિક) પ્રાપ્ત થાય છે, (નંદીશ્વરદ્વીપમાં) જતા વિદ્યાચારણ મુનિઓને ચારિત્રસામાયિક પણ હોય છે. અને ( દેવાદિના ) સંહરણથી સર્વ કાળે સર્વ સામાયક હોય છે. ૨૭૦૮-થી-૨૭૧૦

સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિકની પ્રાપ્તિ સુષમદુઃષમાદિક છએ પ્રકારના કાળમાં સંભવે છે. તેમાં પૂર્વ પ્રતિપન્નતો હોય છેજ. તથા અવસર્પિણી કાળના સુષમ-દુષ્ષમાદિ ત્રણ આરામાં સર્વવિરતિ અને દેશવિરતિ સામાયિકને પ્રાપ્ત કરનારા હોય છે, અને પૂર્વ પ્રતિપન્નતો ચાર સામાયિકવાળા હોય છે. આજ પ્રમાણે આગળ પણ પૂર્વ પ્રતિપન્નના સંબંધમાં સમજવું. ઉત્સર્પિણી કાળના દુઃષમસુષમમાં અને સુષમ દુઃષમા નામના બે આરામાં સર્વવિરતિ અને દેશવિરતિ સામાયિકને પ્રાપ્ત કરનારા હોય છે, અને પૂર્વ પ્રતિપન્નતો હોય છે જ. પ્રતિભાગની અપેક્ષાએ દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં સુષમ સુષમાઆરો વર્તે છે, હરિવર્ષ અને રમ્યકમાં સુષમા આરો વર્તે છે, હૈમવત અને ઐરણ્યવત માં સુષમ દુઃષમા આરોવર્તે છે, તથા પાંચ મહાવિદેહમાં દુઃષમ સુષમા આરો વર્તે છે. આ ચારે સ્થળે ઉત્સર્પિણી અવસર્પિણી કાળનો અભાવ હોવાથી ત્યાં નોઉત્સર્પિણી અવસર્પિણી કાળ કહેવાય છે. સુષમસુષમાદિકાળ

વિશેષની સાથે ત્યાંના કાળની સમાનતા હોવાથી એ ચારે સુષમસુષમાદિ આરા કહેવાય છે, એવા સ્વરૂપવાળા નોઉત્સર્પિણી અવસર્પિણી કાળની અંદર પ્રથમના ત્રણ આરામાં એટલે દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં, હરિવર્ષ અને રમ્યકમાં, હૈમવત અને ઐરણ્યવતમાં સમ્યકત્વસામાયિક તથા શ્રુતસામાયિક જીવ પ્રાપ્ત કરે છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છેજ. જ્યાં દુઃષમ સુષમાના જેવો કાળ વર્તે છે એવા મહાવિદેહ ક્ષેત્રની અંદર ચારે પ્રકારના સામાયિક પ્રાપ્ત થાય છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોયછે જ.

જ્યાં ઉપરોક્ત સ્વરૂપવાળા કાળનો અભાવ છે એવા બહારના દ્વીપ-સમુદ્રોમાં ચારિત્ર સામાયિક સિવાય પ્રથમનાં ત્રણ સામાયિક મત્સ્યાદિ જીવો પ્રાપ્ત કરે છે, અને નંદીશ્વરાદિદ્વીપમાં વિદ્યાચરણાદિ મુનિઓના ગમનથી પૂર્વપ્રતિપન્ન ચારિત્ર સામાયિકપણ હોય છે. તથા દેવ વિગેરેના સંહરણની અપેક્ષાએ વિચાર કરવામાં આવે, તો સર્વ-ચારે પ્રકારના સામાયિક સર્વ કાળની અંદર હોય છે. ૨૭૦૮-થી-૨૭૧૦

હવે ગતિ દ્વાર-અને સંજ્ઞિદ્વારથી સામાયિકનો વિચાર કરે છે.

चउसुवि गईसु नियमा सम्मत्तसुयस्स होइ पडिवत्ती ।
मणुएसु होइ विरई विरयाविरई य तिरिएसु ॥ २७११ ॥ ८१२-२६१
भवसिद्धीउण जीवो पडिवज्जइ सो चउण्हमएण्णयरं ।
पडिसेहो पुण असण्णि-मीसए सण्णि पडिवज्जे ॥ २७१२ ॥ ८१३-२६२

पुणसद्दादस्सण्णी सम्म-सुए होज्ज पुव्वपडिवन्नो ।
मीसो भवत्थकाले सम्मत्त-चरित्तपडिवन्नो ॥ २७१३ ॥

ચારે ગતિમાં શ્રુતસામાયિક અને સમ્યકત્વસામાયિકની પ્રતિપત્તિ અવશ્ય હોય છે, મનુષ્યોમાં સર્વવિરતિ અને તિર્યંચોમાં દેશવિરતિ સામાયિકની પ્રતિપત્તિ થાય છે. જે ભવ્ય સિદ્ધિ જીવ છે, તે ચાર સામાયિકમાંથી કોઈ પણ એક સામાયિક પામે છે, પણ અસંજ્ઞિ અને મિશ્રક ( સિદ્ધ ) કોઈપણ સામાયિક પામતા નથી. ( પરન્તુ ) સંજ્ઞી જીવ તો ( ચારમાંથી કોઇપણ એક સામાયિક ) પામે છે. પુનઃશબ્દથી અસંજ્ઞીજીવ સમ્યકત્વ અને શ્રુતસામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે, તથા મિશ્રકાત્મા (ભવસ્થકેવળી) ભવસ્થ કાળમાં સમ્યકત્વ અને ચારિત્ર સામાયિકના પૂર્વ પ્રતિપન્ન હોય છે. ૨૭૧૧-થી-૨૭૧૩.

નારકી-તિર્યંચ-મનુષ્ય-અને દેવ, એ ચારે ગતિમાં સમ્યકત્વસામાયિક અને શ્રુત સામાયિકની પ્રતિપત્તિ અવશ્ય થાય છે. પરન્તુ તેની પ્રતિપ્રત્તિ સદૈવ થાય છે એમ ન સમજવું, કોઈવખત તેનું અન્તર પણ પડે છે. એ વાત આગળ કહેવાશે. આ બે સામાયિકના પૂર્વ પ્રતિપન્ન હોય એવા જીવો તો સદૈવ હોય છે. સર્વ વિરતિ સામાયિકની પ્રતિપત્તિ મનુષ્યોમાંજ થાય છે, અન્યગતિમાં નથી થતી. આ સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોયએવા જીવો તો આ ગતિમાં સદૈવ હોય છે. તથા તિર્યંચોમાં દેશવિરતિ સામાયિકની પ્રતિપત્તિ સંભવથી હોય છે, અવશ્ય સર્વને હોય એવો નિયમ નથી, કોઇ વખત કોઇને હોય અને કોઇને ન પણ હોય. પૂર્વ પ્રતિપન્ન તો તેમાં સદૈવ હોય છે.

જેને ભવિષ્યમાં મોક્ષ પ્રાપ્ત થનાર હોય, તે ભવ્ય સિદ્ધિક કહેવાય છે. તેવો જીવ ચારમાંથી કોઇપણ એક સામાયિક પામે છે એટલે કે કોઈ વખત સમ્યકત્વ અને કોઈ વખત શ્રુતસામાયિક પામે છે, કોઇ વખત દેશવિરતિ પામે છે તથા કોઇ વખત સર્વ વિરતિ પણ પામે છે. અનેક ભવ્ય જીવોની અપેક્ષાએ પૂર્વ પ્રતિપન્ન ચારે સામાયિકવાળા જીવો સદૈવ હોય છે.

એજ પ્રમાણે સંજ્ઞી પણ ચાર સામાયિકમાંથી કોઇ પણ એક સામાયિક કોઇ વખત પામે છે. પૂર્વપ્રતિપન્ન સંજ્ઞી જીવો ભવ્યની પેઠે સદૈવ હોય છે, તથા અસંજ્ઞિ-સિદ્ધ અને અભવ્ય જીવોની અંદર ચારમાંથી કોઇ પણ સામાયિક પૂર્વપ્રતિપન્ન નથી તેમજ પ્રતિપદ્યમાન પણ નથી હોતા. પુન: શબ્દથી સાસ્વાદન ગુણસ્થાનવર્તી અસંજ્ઞિ જીવ સમ્યકત્વસામાયિક અને શ્રુતસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે. તથા ભવસ્થ કેવળી સમ્યકત્વસામાયિક અને ચારિત્રસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે.

શિષ્ય:—એ પ્રમાણે તો સિદ્ધના જીવો પણ સમ્યકત્વસામાયિકના પૂર્વ પ્રતિપન્ન કહી શકાય. શા માટે તેમને સર્વસામાયિકનો નિષેધ કર્યો ?

આચાર્ય:—સમ્યકત્વસામાયિક સિવાય બાકીના ત્રણ સામાયિક સંસારી જીવોનેજ સંભવે છે; તેના સાહચર્યથી સમ્યકત્વ સામાયિક સંસારી જીવોના સંબંધમાં વિચારાય છે. તેવો પ્રકાર સિદ્ધમાં નથી હોતો, તેથી તેમને તેનો નિષેધ કર્યો છે. ૨૭૧૧-૨૭૧૩

હવે ઉચ્છ્વાસ નિઃશ્વાસકદ્વાર અને દૃષ્ટિદ્વાર કહે છે.

ऊसासय-नीसासय मीसे पडिसेह दुविहपडिवण्णो ।
दिट्ठीय दो नया खलु ववहारो निच्छओ चेव ॥ २७१४ ॥ ८१४ २६३

मीसो नोउस्सासयनोसासो तेहिं जो अपज्जत्तो ।
हुज्ज पवण्णो दोन्नि उ सेलेसिगओ चरित्तं च ॥ २७१५ ॥
पढमस्सासामइगो पडिवज्जइ बिइयगस्स साम इगो ।
ववहार-निच्छयमयं नेयं मइनाणलाभो व्व ॥ २७१६ ॥

ઉચ્છ્વાસ નિઃશ્વાસક જીવ (ચારે સામાયિક પ્રતિપદ્યમાન હોય છે) મિશ્ર (શ્વાસોશ્વાસ પર્યાપ્તિરહિત) ચાર સામાયિકનો પ્રતિપદ્યમાન નથી, પણ (બે સામાયિક) પૂર્વપ્રતિપન્ન હોય છે. અહીં બે દૃષ્ટિએ વિચાર કરવાનો છે, વ્યવહારનય અને નિશ્ચયનય. મિશ્ર એટલે ઉશ્વાસ નિઃશ્વાસરહિત અયોગી કેવળી, અથવા શ્વાસોશ્વાસ પર્યાપ્તિરહિત જીવ તે અપર્યાપ્તજીવ સમ્યકત્વ અને શ્રુતસામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે. તથા શૈલેશીગત (અયોગી કેવળી) સમ્યકત્વસામાયિક અને ચારિત્રસામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે. પ્રથમ વ્યવહાર નયની દૃષ્ટિએ સામાયિકરહિત જીવ સામાયિક પામે છે, અને બીજા નિશ્ચયનયની દૃષ્ટિએ સામાયિકવાન્ જીવ સામાયિક પામે છે, એ પ્રમાણે મતિજ્ઞાનના લાભની પેઠે વ્યવહારનય અને નિશ્ચયનયનો મત જાણવો. ૨૭૧૪-થી-૨૭૧૬.

ઉશ્વાસ નિશ્વાસક એટલે શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિવાળો જીવ, તેને ચારે સામાયિકની પ્રતિપત્તિ સંભવે છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છેજ. તથા મિશ્ર એટલે શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ રહિત જીવ, તેને ચારે પ્રકારના સામાયિકની પ્રતિપત્તિ નથી સંભવતી, પણ સમ્યકત્વ અને શ્રુતસામાયિક દેવાદિના જન્મકાળે પૂર્વપ્રતિપન્ન હોય છે. અથવા મિશ્ર એટલે સિદ્ધાત્મા કે શૈલેશીગત અયોગી કેવળી. તેમાં સિદ્ધાત્માને પૂર્વોક્ત યુક્તિથી ચારે પ્રકારના સામાયિકની પ્રતિપ્રત્તિ ઉભય પ્રકારે પણ નથી, એટલે પ્રતિપદ્યમાન નથી, તેમ પૂર્વ પ્રતિપન્ન પણ નથી. અહીં ઉશ્વાસનિઃશ્વાસ રહિતપણાવડે શરીર રહિત હોહોવાથી મિશ્ર એટલે શૈલેશીગત્ અયોગી કેવળી ગ્રહણ કરેલ છે. ને અયોગી કેવળી સમ્યક્ત્વસામાયિક અને ચારિત્રસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે. પણ પ્રતિ પદ્યમાન નથી હોતા.

આ પ્રતિપત્તિના સંબંધમાં વ્યવહારનય અને નિશ્ચયનયની દૃષ્ટિએ વિચાર કરીએ તો જેમ મતિજ્ઞાનના વિચારમાં વ્યવહાર નયની અપેક્ષાએ અજ્ઞાની જ્ઞાન પામેછે, તેમ અહિં પણ સામયિક રહિત જીવ સામાયિક પામે છે, તથા અસામાયિકી (દીર્ઘકાલિકી) તેની પ્રતિપત્તિ હોય છે. બીજા નિશ્ચય નયની અપેક્ષાએ જેમ જ્ઞાની જ્ઞાન પામે છે, તેમ અહીં પણ સામાયિકવાન જીવ સામાયિક પામે છે, અને સામાયિકી તેની પ્રતિપત્તિ હોય છે, કેમ કે ક્રિયાકાળ અને નિષ્ઠાકાળનો ભેદ નથી. ૨૭૧૪ થી ૨૭૧૬.

હવે આહારક દ્વાર અને પર્યાપ્તક દ્વાર કહે છે.

आहारगो उ जीवो पडिवज्जइ सो चउण्हमण्णयरं।
एमेव य पज्जत्तो सम्मत्त-सुए सिया इयरो ॥ २७१७ ॥ ८१५-२६४

पुव्वपवण्णोऽणाहारगो दुगं सो भवंतरालम्मि।
चरणं सेलेसाइसु इयरोत्ति दुगं अपज्जत्तो ॥ २७१८ ॥

આહારક જીવ ચારમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે, ( પૂર્વપ્રતિપન્ન તો હોય છેજ. એજ પ્રમાણે (છ પર્યાપ્તિએ) પર્યાપ્ત જીવ પણ (પ્રતિપદ્યમાન અને પૂર્વપ્રતિપન્ન) હોય છે. એથી ઇતર (એટલે અનાહારી અને અપર્યાપ્ત જીવ) તેમાં અપાન્તરાલગતિમાં રહેલ અનાહારી જીવ સમ્યકત્વ અને શ્રુતસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, ( પણ પ્રતિપદ્યમાન નથી હોતા. ) તથા સમુદ્ઘાતઅવસ્થામાં અને શૈલેશીઅવસ્થામાં અયોગીકેવળી અનાહારક હોય, તે સમ્યકત્વસામાયિક અને ચારિત્રસામાયિક પૂર્વના પ્રતિપન્ન હોય છે. ( પ્રતિપદ્યમાન નથી હોતા.) અપર્યાપ્ત જીવ ( દેવાદિ-તેના જન્મકાળે ) સમ્યકત્વ તથા શ્રુતસામાયિકના પૂર્વ પ્રતિપન્ન હોય છે, (પણ પ્રતિપદ્યમાન નથી હોતા.) ૨૭૧૭ ૨૭૧૮.

હવે સુપ્તદ્વાર અને જન્મદ્વાર કહે છે.

निद्दाए भावओऽवि य जागरमाणो चउण्हमण्णयरं।
अंडयं तह पोय-जरा-उवाइ दो तिण्णि चउरो वा ॥२७१९॥८१६-२६५

सम्मद्दिट्ठी किर भावजागरो दुण्णि पुव्वपडिवन्नो।
होज्ज पडिवज्जमाणो चरणं सो देसविरइं च ॥ २७२० ॥
मिच्छो उ भावसुत्तो न पवज्जइ सोऽहवा नयमयाओ।
सम्मो वा मिच्छो वा निच्छय-ववहारओऽभिहिओ ॥ २७२१ ॥
चउसे जराउजम्मे हुज्ज पवण्णो पवज्जमाणो वा।
सेसे तिन्नि पवण्णो दोण्णि तओ वा पवज्जेज्ज ॥ २७२२ ॥

નિદ્રાથી અને ભાવથી જાગૃત જીવ, ચારમાંથી કોઇપણ એક સામાયિક પામે છે. અંડજ-પોતજ-જરાયુજ-તથા ઔપપાતિક જન્મવાળાને યથાસંભવ બે-ત્રણ-અથવા ચાર સામાયિક હોય છે. સમ્યગ્દૃષ્ટિ ભાવજાગૃત કહેવાય છે, તે બે સામાયિકનો પૂર્વપ્રતિપન્ન હોય છે, અને સર્વવિરતિ તથા દેશવિરતિ પ્રતિપદ્યમાન હોય છે. મિથ્યા દૃષ્ટિ ભાવસુપ્ત કહેવાય છે, તે કોઇ સામાયિક પામતો નથી, અથવા વ્યવહાર અને નિશ્ચય નયના અભિપ્રાયથી તેને સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ કહેલ છે. જરાયુજ

જન્મમાં ચારે સામાયિક પૂર્વપ્રતિપન્ન અથવા પ્રતિપદ્યમાન હોય છે. શેષજન્મમાં ત્રણ સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, અને ઔપપાતિક જન્મવાળા બે સામાયિકના પૂર્વ પ્રતિપન્ન અને પ્રતિપદ્યમાન હોય છે- ૨૭૧૯-થી-૨૭૨૨

સુપ્ત બે પ્રકારે હોય છે, દ્રવ્યસુપ્ત અને ભાવસુપ્ત. એજ પ્રમાણે જાગૃત પણ બે પ્રકારે-હોય છે, દ્રવ્યજાગૃત અને ભાવજાગૃત. તેમાં જે નિદ્રાસ્થ હોય તે દ્રવ્યસુપ્ત અને મિથ્યાદૃષ્ટિ તે ભાવસુપ્ત કહેવાય છે. તથા નિદ્રા રહિત હોય તે દ્રવ્યજાગૃત અને સમ્યગ્દૃષ્ટિ હોય તે ભાવજાગૃત કહેવાય છે. એ ભાવજાગૃત-સમ્યગ્દૃષ્ટિ જીવ, વ્યવહારનયના અભિપ્રાયે પ્રથમના બે સામાયિકનો પૂર્વપ્રતિપન્ન હોય છે, અને નિશ્ચય નયના અભિપ્રાયે પ્રતિપદ્યમાન હોય છે; સર્વવિરતિ અને દેશવિરતિ સામાયિકનો તો પૂર્વપ્રતિપન્ન તથા પ્રતિપદ્યમાન પણ હોય છે.

નિદ્રાસુપ્ત જીવ ચારે સામાયિકનો પૂર્વપ્રતિપન્ન હોય છે, પણ પ્રતિપદ્યમાન નથી હોતા કેમકે નિદ્રસ્થજીવને તથાવિધ વિશુદ્ધિ આદિ સામગ્રીનો અભાવ હોય છે. ભાવ સુપ્ત જીવ-મિથ્યાદૃષ્ટિ હોવાથી ( કોઇ પણ સામાયિકનો ) પૂર્વપ્રતિપન્ન નથી, તેમ પ્રતિ પદ્યમાન પણ નથી, અથવા ભાવસુપ્ત-મિથ્યાદૃષ્ટિજીવ વ્યવહાર તથા નિશ્ચયનયના અભિપ્રાયે, સમ્યક્ત્વ-સામાયિક અને શ્રુતસામાયિક પામતી વખતે સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. એટલે કે નિશ્ચયનયના અભિપ્રાયે સમ્યગ્દૃષ્ટિ જીવ સમ્યકત્વ પામે છે, અને વ્યવહારનયના અભિપ્રાએ મિથ્યાદૃષ્ટિ જીવ સમ્યકત્વ પામે છે. આ ઉપરથી-વ્યવહાર નયના અભિપ્રાયે ભાવસુપ્ત-મિથ્યાદૃષ્ટિ, પ્રથમના બે સામાયિકના પામે છે, એમ સિદ્ધ થયું.

જન્મ ચાર પ્રકારે છે, અંડજ-પોતજ-જરાયુજ-અને ઔપપાતિક, તેમાં હંસ વિગેરે અંડજ જાણવા, હસ્તિ વિગેરે પોતજ જાણવા, મનુષ્ય વિગેરે જરાયુ જન્મવાળા અને દેવ-નારકી ઔપપાત જન્મવાળા છે; તેઓને યથાસંભવ બે-ત્રણ-અથવા ચાર સામાયિક હોય છે. હંસ વિગેરે પ્રથમના બે અથવા ત્રણ સામાયિક કોઇ વખત પામે છે, પણ પૂર્વપ્રતિપન્ન તો તેઓ હોય છેજ, એજ પ્રમાણે હસ્તિ વિગેરેમાં પણ સમજવું. જરાયુ જન્મવાળા મનુષ્યાદિ ચારે સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન તો અવશ્ય હોય છે દેવ-નારકી પ્રથમના બે સામાયિક પામે છે, અને તે બે સામાયિકના પૂર્વ પ્રતિપન્ન પણ અવશ્ય હોય છે.

મૂળ આવશ્યક નિર્યુક્તિમાં "अंड-पोयज-जरायुय तिग तिग चउरो भवे कमसो" એવો પાઠ છે, તેની ટીકામાં એજ અનુસારે વ્યાખ્યાન કર્યું છે કે-અંડજ-પોતજ-અને જરાયુજ એમ ત્રણ પ્રકારે જન્મ છે, તેઓને અનુક્રમે ત્રણ-ત્રણ-અને ચાર સામાયિક હોય છે. એ પ્રમાણે અંડજાદિ ત્રણ જન્મ વાળાનું વ્યાખ્યાન કર્યા પછી " ઔપપાતિક જન્મવાળાને પ્રથમના બંને સામાયિક હોય છે " એમ કહ્યું છે. ભાષ્યમાં પણ પ્રાય: એ સર્વ મૂળ આવશ્યકની ટીકા ગતજ લખ્યું છે; પરન્તુ મૂળ ભાષ્યમાં ઔપપાતિક જન્મનું ગ્રહણ કર્યું છે. એ બન્ને પ્રકારનું કથન ગંભીર છે, તેનું સમાધાન બહુશ્રુત હોય તેજ જાણે. ટીકાકારે તો જે પ્રમાણે ભાષ્યમાં જોયું તે પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે, અમે પણ તદનુસારેજ લખ્યું છે. એ સંગત છે કે અસંગત છે તે બહુશ્રુત વિદ્વાનો જાણે. ૨૭૧૯-થી-૨૭૨૨.

હવે સ્થિતિદ્વાર કહે છે.

**उक्कोसयट्ठिईए पडिवज्जंते य नत्थि पडिवण्णो ।**
**अजहण्णमणुक्कोसे पडिवज्जे यावि पडिवण्णे ॥२७२३ ॥ ८१७-२६६**

उक्कोसट्ठिइकम्मो न पवज्जंतो न यावि पडिवण्णो ।
आउक्कोसे दुण्णि उ पवज्जमाणो पवण्णो वा ॥ २७२४ ॥

न जहण्णाउट्ठिईए पडिवज्जइ नेय पुव्वपडिवण्णो ।
सेसे पुव्वपवण्णो देसविरइवज्जिए होज्जा ॥ २७२५ ॥

ઉત્કૃષ્ટ કર્મસ્થિતિવાળા જીવ કોઇ પણ સામાયિક પામતા **નથી** અને પામેલા હોતા નથી; પરન્તુ અજઘન્ય-અનુત્કૃષ્ટ સ્થિતિવાળા સામાયિક પામે છે અને પામેલા પણ હોય છે, ઉત્કૃષ્ટ કર્મસ્થિતિવાળા જીવ સમાયિક પામતા નથી અને પામેલા પણ નથી; પરન્તુ આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા જીવ બે સામાયિક પામે છે અને પામેલા પણ હોય છે. જઘન્ય આયુષ્યની સ્થિતિવાળા સામાયિક પામતા નથી અને પામેલા પણ નથી, શેષ સ્થિતિમાં દેશવિરતિ વર્જીને બાકીના ત્રણ સામાયિક પૂર્વ પ્રાતપન્ન હોય છે. ૨૭૨૩-થી-૨૭૨૫

આયુ રહિત જ્ઞાનાવરણીયાદિ કર્મની ત્રીસ કોડા કોડી આદિ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્તનાર જીવ, ચારમાંથી કોઈ પણ સામાયિક પામતો નથી અને પૂર્વપ્રતિપન્ન (પામેલ) પણ નથી. કેમકે અતિસંકિલષ્ટપણાવડે તેને તે સામાયિકોનો અસંભવ છે. આયુષની તેત્રીસ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્તનાર અનુત્તરવિમાનવાસી દેવ, પ્રથમના બે સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, અને સાતમી નારક પૃથ્વીના અપ્રતિષ્ઠાન નરકાવાસનો જીવ, છમાસ આયુ અવશેષ રહે ત્યારે તથાવિધ વિશુદ્ધિયુક્ત થવાથી તે બે સામાયિક પામે છે, અને પૂર્વ પ્રતિપન્ન પણ હોય છે. ક્ષુલ્લકભવપ્રમાણ જઘન્ય આયુષ્યની સ્થિતિમાં વર્તનાર નિગોદાદિ જીવો કોઈ પણ સામાયિક પામતા નથી અને પૂર્વપ્રતિપન્ન પણ નથી હોતા, કેમકે અવિશુદ્ધપણાથી તે તેને યોગ્ય નથી. બાકીના જ્ઞાનાવરણીયાદિ સાતકર્મની અન્તમુહૂર્ત પ્રમાણ-જઘન્ય સ્થિતિ આદિક બાંધનાર, દર્શન સપ્તક અતિક્રમેલ, અંતકૃત્કેવળીપણું પામનાર ક્ષપક આત્મા, દેશવિરતિ સિવાય શેષ સમ્યકત્વ-શ્રુત-અને સર્વવિરતિ સામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે. આ જીવને અતિવિશુદ્ધિપણા વડે અતિજઘન્ય સ્થિતિ બંધાય છે, વળી તે ક્ષપકને દેશવિરતિ નથી હોતી, સમ્યકત્વાદિકની પ્રાપ્તિ તો તેને પૂર્વેજ થએલી હોય છે.

આઠે કર્મની અજઘન્યોત્કૃષ્ટ મધ્યમ સ્થિતિમાં વર્તનાર જીવ ચારે સામાયિકનોપ્રતિપદ્યમાન ( પામનાર છે ) હોય છે અને પૂર્વપ્રતિપન્ન ( પામેલ ) પણ હોય છે. ૨૭૨૩ થી ૨૭૨૫.

હવે વેદદ્વાર-સંજ્ઞાદ્વાર-અને કષાયદ્વાર કહે છે.

**चउरो वि तिविहवेए चउसुवि सण्णासु होइ पडिवत्ती ।**
**हेट्ठा जहा कसाएसु भणिय तह चेव इहइं पि ॥ २७२६॥ ८१८-२६७**

**ચારે સામાયિકની પ્રાપ્તિ ત્રિવિધ વેદમાં થાય છે, ચાર સંજ્ઞાઓમાં પણ ચાર સામા-**

યિકની પ્રતિપત્તિ થાય છે, અને કષાયોમાં પણ જેમ પૂર્વે કહ્યું છે, તેમ અહીં પણ સમજવું. ૨૭૨૬.

સ્ત્રીવેદ-પુરૂષવેદ-અને નપુંસકવેદ. એ ત્રિવિધ વેદમાં વિવક્ષિત કાળે ચારે સામાયિકની પ્રાપ્તિ થાય છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છેજ. અવેદી આત્માઓ દેશવિરતિ સિવાય ત્રણ સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, પણ પ્રતિપદ્યમાન નથી હોતા.

આહારસંજ્ઞા ભયસંજ્ઞા-મૈથુનસંજ્ઞા-અને પરિગ્રહસંજ્ઞા. આ ચારે પ્રકારની સંજ્ઞાઓમાં ચારે સામાયિકની પ્રાપ્તિ થાય છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છેજ.

સામાન્યથી સકષાયી આત્મા ચારે સામાયિક પામે છે અને પૂર્વ પ્રતિપન્ન પણ હોય છે. અકષાયી-છદ્મસ્થવીતરાગ દેશવિરતિ સિવાય બાકીના ત્રણ સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, પણ પ્રતિપદ્યમાન નથી હોતા.

હવે આયુદ્વાર અને જ્ઞાન દ્વાર કહે છે.

संखेज्जाऊ चउरो भयणा सम्म-सुयऽसंखवासम्मि ।
ओहेण विभागेण नाणी पडिवज्जए चउरो ॥ २७२७ ॥ ८१९-२६८

दोसु जुगवं चिय दुगं भयणा देशविरइए य चरणे य ।
ओहिम्मि न देसवयं पडिवज्जइ होइ पडिवन्नो ॥ २७२८ ॥
देसव्वयवज्जं माणसे पवन्नो समंपि च चरित्तं ।
भवकेवले पवन्नो पुव्वं सम्मत्त-चारित्तं ॥ २७२९ ॥

સંખ્યાત વર્ષાયુવાળા ચારે સામાયિક પામે છે, અને અસંખ્યાતવર્ષાયુવાળાને સમ્યક્ત્વ તથા શ્રુતસામાયિક ભજનાએ પ્રાપ્ત થાય છે. ઓઘે ચાર સામાયિક જ્ઞાની પામે છે. અને વિભાગથી બે સામાયિક પામે છે. મતિ અને શ્રુત જ્ઞાનમાં સમ્યક્ત્વ સામાયિક તથા શ્રુતસામાયિક યુગપદ્ પ્રાપ્ત થાય છે, અને દેશવિરતિ તથા સર્વવિરતિ ભજનાએ પ્રાપ્ત થાય છે, અવધિજ્ઞાનમાં દેશવિરતિ સામાયિક પ્રાપ્ત થતું નથી. ( પણ ) પૂર્વપ્રતિપન્ન હોય છે, મનઃપર્યવ જ્ઞાનમાં દેશવિરતિ સિવાય ( ત્રણ સામાયિક ) પૂર્વપ્રતિપન્ન હોય છે, સમ્યક્ત્વસામાયિક અને ચારિત્રસામાયિક પણ પૂર્વપ્રતિપન્ન હોય છે. ભવસ્થ કેવળી સમ્યક્ત્વ સામાયિક અને ચારિત્ર સામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે. ૨૭૨૭ થી ૨૭૨૯.

સંખ્યાતા વર્ષના આયુષવાળો જીવ ચારે સામાયિક પામે છે, અને પૂર્વ પ્રતિપન્ન પણ હોય છે. તથા અસંખ્યાત વર્ષના આયુષવાળા જીવને સમ્યક્ત્વસામાયિક અને શ્રુત સામાયિકની પ્રાપ્તિ ભજનાએ હોય છે. મતલબ કે અસંખ્યાતવર્ષના આયુષવાળાને અમુક કાળે સમ્યક્ત્વ અને શ્રુતસામાયિકની પ્રાપ્તિનો સંભવ છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છે જ.

જ્ઞાનદ્વારમાં સામાયિકની પ્રતિપત્તિનો વિચાર કરતાં સામાન્યથી નિશ્ચયનયના અભિપ્રાયે જ્ઞાની જીવ ચારે સામાયિક પામે છે, અને વ્યવહારનયના અભિપ્રાયે અજ્ઞાની જીવને સમ્યક્ત્વ તથા શ્રુતસામાયિકની પ્રાપ્તિ થાય છે, બન્નેના અભિપ્રાયે પૂર્વપ્રતિપન્ન તો ચારેના સામાયિક હોય છે.

વિભાગથી એટલે જુદા જુદા ભેદથી જ્ઞાની જીવનો વિચાર કરવામાં આવે, ત્યારે મતિ-શ્રુત જ્ઞાની યુગપત્ સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક પામે છે, દેશવિરતિ

અને સર્વવિરતિ સામાયિક ભજનાએ પામે છે. પૂર્વપ્રતિપન્ન તો ચારે સામાયિકના આ જ્ઞાનવાલા હોય છે. અવધિજ્ઞાની સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, પણ પ્રતિપદ્યમાન નથી હોતા, દેશવિરતિસામાયિક પણ અવધિજ્ઞાની ન પામે, કારણ કે-દેવ-નારક-યતિ અને શ્રાવક એ ચાર અવધિજ્ઞાનના સ્વામી છે; તેમાં પ્રથમના ત્રણને તો દેશવિરતિનો સંભવજ નથી, અને શ્રાવક પણ અવધિજ્ઞાન પામ્યા પછી દેશ-વિરતિ ન પામે, પરન્તુ પ્રથમ દેશવિરતિ ગુણ અનુભવેલ હોય, તો પછી અવધિજ્ઞાનની પ્રાપ્તિ થાય, કેમકે દેશવિરતિ આદિ ગુણની પ્રાપ્તિ પૂર્વક અવધિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, એમ ગુરૂજન પાસેથી અમે જાણ્યું છે. તત્ત્વ તો કેવળી જાણે. અવધિજ્ઞાની સર્વવિરતિ સામાયિક પામે, અને પૂર્વપ્રતિપન્નમાં તો સર્વ સામાયિક હોય. મનઃપર્યવજ્ઞાની દેશ વિરતિ શિવાય પ્રથમના ત્રણ સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, પણ પ્રતિપદ્યમાન નથી હોતા. અથવા "पडिवन्नम्मि चरित्ते चउनाणो जाव छउमत्थो" એ વચનથી તીર્થંકરની અપેક્ષાએ મનઃપર્યવજ્ઞાનની સાથે સર્વવિરતિ ચારિત્રસામાયિક પણ પામે છે. ભવસ્થ કેવળી સમ્યક્ત્વસામાયિક અને ચારિત્રસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે, પણ પ્રતિપદ્યમાન નથી હોતા. ૨૭૨૭ થી ૨૭૨૯.

હવે યોગદ્વાર-ઉપયોગદ્વાર-અને શરીરદ્વાર કહે છે.

**चउरोवि तिविहजोए उवओगदुगम्मि चउर पडिवज्जे ।**
**ओरालिए चउक्कं सम्म-सुय विउव्विए भयणा ॥ २७३० ॥ ८२०-२६९**

सव्वाओ लद्धीओ जइ सागरोवओगभावम्मि ।
इह कहमुवओगदुगे लब्भइ सामाइयचउक्कं ? ॥ २७३१ ॥
सो किर निअमो परिवड्ढमाणपरिणामयं पइ, इहं तु ।
जोऽवट्ठियपरिणामो लभेज्ज स लभिज्ज बीएवि ॥ २७३२ ॥
पायं पवड्ढमाणो लभए सागारगहणया तेण ।
इयरो उ जइच्छाए उवसमसम्माइलाभम्मि ॥ २७३३ ॥
ऊसरदेसं दड्ढिल्लयं व विज्झाइ वणदवो पप्प ।
इय मिच्छस्स अणुदए उवसमसम्मं मुणेयव्वं ॥ २७३४ ॥
उवसामगसेढिगयस्स होइ उवसामगं तु सम्मत्तं ।
जो वा अकयतिपुंजो अखवियमिच्छो लहइ सम्मं ॥ २७३५ ॥
जं मिच्छस्साणुदओ न हायए तेण तस्स परिणामो ।
जं पुण सयमुवसंतं न वड्ढए तेण परिणामो ॥ २७३६ ॥
दुगपडिवत्ती वेउव्वियम्मि सव्वाइं पुव्वपडिवन्नो ।
देसव्वयवज्जाइं आहाराईसु तीसुं तु ॥ २७३७ ॥

ત્રિવિધ યોગમાં ચારે સામાયિક હોય છે, (સાકાર-અનાકાર રૂપ) બે ઉપયોગમાં (પણ) ચાર સામાયિક પ્રાપ્ત થાય છે, ઔદારિક શરીરમાં ચારે સામાયિક હોય છે અને વૈક્રિય શરીરમાં સમ્યક્ત્વસામાયિક તથા શ્રુતસામાયિક ભજનાએ હોય છે. સર્વ લબ્ધિઓ

જો સાકાર ઉપયોગમાં થાય છે, તો બન્ને ઉપયોગમાં ચારે સામાયિક પ્રાપ્ત થાય છે, એમ અહીં શાથી કહો છો ? ઉત્તર-એ નિયમ તો પરિવર્ધમાનપરિણામ વાળા જીવની અપેક્ષાએ છે અને અહીં તો જે અવસ્થિતપરિણામવાળો જીવની અપેક્ષાએ (એક ઉપયોગમાં સામાયિક પામે) તે બીજામાં પણ પામે છે. પ્રાયઃ વૃદ્ધિ પામતા પરિણામવાળો જીવ લબ્ધિઓ પામે છે. તેથી સાકાર ઉપયોગ કહ્યો છે; અને ઇતર (અવસ્થિતપરિણામવાળો જીવ ) તો યદ્દચ્છાએ-ઉપશમ સમ્યક્ત્વાદિ પ્રાપ્ત થાય ત્યારે પામે છે. ઉખર દેશ પામીને જેમ દાવાનળ ઓલવાઇ જાય છે, તેમ (અન્તરકરણ પામીને) મિથ્યાત્વનો અનુદય થવાથી ઉપશમ સમ્યક્ત્વ થાય છે એમ જાણવું. ઉપશમશ્રેણિ પામેલાને આ ઉપશમ સમ્યક્ત્વ થાય છે, અથવા જેણે ત્રણ પુંજ ન કર્યા હોય અને મિથ્યાત્વનો નાશ પણ ન કર્યો હોય તેને તે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. મિથ્યાત્વના અનુદયથી તેના પરિણામની હાનિ નથી થતી, અને સત્તામાં રહેલું મિથ્યાત્વ ઉપશાન્ત હોવાથી પરિણામની વૃદ્ધિ નથી થતી, (તેથી તે અવસ્થિત પરિણામવાળો થાય છે. ) વૈક્રિયશરીરમાં બે સામાયિકની પ્રાપ્તિ થાય છે, અને પૂર્વપ્રતિપન્ન તો સર્વ સામાયિકના હોય છે તથા દેશવિરતિ શિવાય ત્રણ સામાયિક આહારકાદિ ત્રણ શરીરમાં હોય છે. ૨૭૩૦ થી ૨૭૩૭

મનોયોગ-વચનયોગ અને કાયયોગમાં સામાન્યથી વિચાર કરતાં વિવક્ષિતકાળે ચારે સામાયિકની પ્રાપ્તિ સંભવે છે, અને પૂર્વપ્રતિપન્ન તો તેઓ હોય છેજ; પણ વિશેષ પ્રકારે વિચાર કરતાં ઔદારિકશરીરવાળાને ત્રિવિધ યોગમાં ચારે સામાયિક ઉભયપ્રકારે હોય છે, વૈક્રિય શરીરવાળાને ત્રિવિધ યોગમાં સમ્યક્ત્વ સામાયિક અને શ્રુત સામાયિકની પ્રાપ્તિ બન્ને પ્રકારે હોય છે અને દેશવિરતિ તથા સર્વવિરતિ માત્ર પૂર્વપ્રતિપન્ન હોય છે. આહારક શરીરવાળાને ત્રિવિધયોગમાં દેશવિરતિ શિવાય ત્રણ સામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે. તૈજસ-કાર્મણ કાયયોગ અન્તરાલ ગતિમાં હોય છે, ત્યાં પ્રથમના બે સામાયિક (સમ્યક્ત્વ-શ્રુત સામાયિક ફક્ત ) પૂર્વ પ્રતિપન્ન હોય છે, પ્રતિપદ્યમાન નથી હોતાં. અને કેવલીસમુદ્ઘાત વખતે સમ્યક્ત્વ સામાયિકના અને ચારિત્ર સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે. એકલા વચનયોગ કે એકલા મનોયોગમાં કોઇ સામાયિકની પ્રાપ્તિ યા પૂર્વપ્રાપ્તિ નથી હોતી; પણ કાયયોગ અને વચનયોગ એ બે યોગવાળા બે ઇન્દ્રિયાદિમાં ઉત્પન્ન થએલા સાસ્વાદનગુણસ્થાનવર્તિ જીવને સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે.

સાકાર અને અનાકાર એ બન્ને પ્રકારના ઉપયોગમાં ચારે સામાયિકની પ્રાપ્તિ થાય છે અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે.

ઔદારિક શરીરમાં ચારે સામાયિકની પ્રાપ્તિ બન્ને પ્રકારે હોય છે. વૈક્રિય શરીરમાં સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિકની ભજના હોય છે, એટલે કે દેવાદિક કોઇ વખત તે સામાયિક પામે છે અને કોઇ વખત નથી પામતા, તથા વૈક્રિય શરીરવાળા તિર્યંચ, મનુષ્યો દેશવિરતિ અને સર્વ વિરતિ પણ નથી પામતા, કારણ કે તેઓ પ્રમત્ત હોય છે, એ શરીરમાં પૂર્વપ્રતિપન્ન તો ચારે સામાયિક હોય છે. બાકીના શરીરોમાં સામાયિક પ્રાપ્તિનો વિચાર ઉપર કહી ગએલા યોગાનુસારે સમજી લેવો.

શિષ્ય:—“ सव्वाओ लद्धीओ सागारोवओगोवउत्तस्स भवंति” એ આગમોક્ત વચનથી સર્વ લબ્ધિઓ સાકાર ઉપયોગવન્તનેજ થાય છે, તો પછી અહીં બન્ને ઉપયોગમાં ચારે સામાયિક હોય છે, એમ કેવી રીતે કહો છો ?

આચાર્ય—એ આગમોક્ત નિયમ, વૃદ્ધિ પામતા પરિણામવાળા જીવની અપેક્ષાએ છે, પણ જે અવસ્થિત પરિણામવાળો જીવ સાકાર ઉપયોગમાં સામાયિક પામે છે, તે બીજા અનાકાર ઉપયોગમાં પણ પામે છે.

શિષ્ય:—જો એ પ્રમાણે અનાકાર ઉપયોગમાં પણ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તો આગમમાં "સાકાર ઉપયોગવન્તને લબ્ધિઓ થાય છે" એમ શાથી કહ્યું હશે?

આચાર્ય:—ઘણા ભાગે વર્ધમાન પરિણામવાલો જ લબ્ધિઓ પામે છે, તેથી આગમમાં "સાકાર ઉપયોગવન્તને લબ્ધિઓ થાય છે." એમ કહ્યું છે, અને અવસ્થિત પરિણામવાળો જીવ તો યદૃચ્છાએ કોઇ વખત ઔપશમિક સમ્યક્ત્વાદિ પામે ત્યારેજ લબ્ધિ પામે છે. એ રીતે અનાકાર ઉપયોગવન્તને ભાગ્યેજ લબ્ધિ પ્રાપ્ત થતી હોવાથી આગમમાં અનાકાર ઉપયોગવન્તને લબ્ધિઓ નથી કહી. જેમ—सव्वाओ लद्धीओ सागारोवओगोवउत्तस्स સર્વ લબ્ધિઓ સાકાર ઉપયોગવન્તને થાય છે," ઇત્યાદિ આગમમાં કહ્યું છે; તેમ "उवओगदुगम्मि चउरो पडिवज्जे" બન્ને પ્રકારના ઉપયોગમાં ચારે સામાયિક પ્રાપ્ત થાય છે" ઇત્યાદિ પણ આગમમાં કહ્યું છે, આ પરસ્પરવિરૂદ્ધ આગમવચનની વ્યવસ્થા કરવી જોઇએ, તે આ પ્રમાણે-સમ્યક્ત્વ પામીને મિથ્યાત્વે ગએલા હોય અને ફરીથી કોઇ શુભ કર્મના ઉદયથી દરેક સમયે વૃદ્ધિ પામતા અધ્યવસાયવાળા જીવોને જે સમ્યક્ત્વ-ચારિત્રાદિ લબ્ધિઓ થાય છે, અને અવધિજ્ઞાનાદિ લબ્ધિઓ ઉત્પન્ન થાય છે, તે સર્વ લબ્ધિઓ-સાકાર ઉપયોગવન્તને જાણવી; અને પ્રથમ સમ્યક્ત્વ પામતી વખતે અન્તરકરણમાં પેઠેલા અવસ્થિત અધ્યવસાયવાળા જીવને જે સમ્યક્ત્વાદિ લબ્ધિઓ થાય છે, તે અનાકાર ઉપયોગવન્તને પણ હોય છે, એમ જાણવું. અન્તરકરણમાં વર્તનાર જીવ સમ્યક્ત્વ સામાયિક અને શ્રુતસામાયિકનો લાભ થતાની સાથેજ કોઇક અતિ વિશુદ્ધપણાથી દેશવિરતિ પામે છે, કોઇ વળી તેથી પણ અતિવિશુદ્ધિથી સર્વવિરતિ પણ પામે છે, કોઇ એ પ્રમાણે ઔપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ વખતે અવસ્થિત પરિણામવાળા અનાકાર ઉપયોગમાં વર્તનારા જીવને ચારે સામાયિક હોય છે. પરન્તુ અલ્પપણાથી કોઇ વખતજ થાય છે, તેથી આગમમાં અનાકાર ઉપયોગનું ગ્રહણ નથી કર્યું.

શિષ્ય:—એ ઔપશમિક સમ્યક્ત્વ કયારે અને કેવી રીતે જીવને પ્રાપ્ત થાય છે?

આચાર્ય:—ઊખર (ઘાસાદિરહિત ભૂમિ) પામીને વનનો અગ્નિ જેમ સ્વયં ઓલવાઇ જાય છે, તેવી રીતે અન્તરકરણ પ્રાપ્ત કરીને મિથ્યાત્વનો અનુદય થએથી મિથ્યાત્વરૂપ અગ્નિ શાન્ત થાય છે એટલે જીવ ઉપશમ સમકિત પામે છે. એ ઉપશમ સમ્યક્ત્વ-ઉપશમશ્રેણિગત જીવને, અથવા જેણે મિથ્યાત્વના ત્રણ પુંજ ન કર્યા હોય, અને તેનો ક્ષય પણ ન કર્યો હોય, તેને પ્રાપ્ત થાય છે.

શિષ્ય:—ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિમાં અવસ્થિત પરિણામ કેવી રીતે હોય?

આચાર્ય:—જેમ કાષ્ઠાદિ દાહ્ય પદાર્થના અભાવે દાવાનળ વધતો નથી પણ ઓલવાઇ જાય છે, તેવી રીતે અન્તરકરણમાં મિથ્યાત્વના અનુદયથી જીવના પરિણામ હાનિ પામતા નથી, અને સત્તામાં રહેલ મિથ્યાત્વ ઉપશાન્ત હોવાથી તેના પરિણામ વૃદ્ધિ પણ પામતા નથી. આ કારણથી ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિમાં જીવના અવસ્થિત પરિણામ હોય છે, આહારક શરીરે દેશવિરતિ વર્જીને ત્રણે સામાયિકના પૂર્વપ્રતિપન્ન હોય છે અને તૈજસકાર્મણમાં કેવલીસમુદ્ઘાતના ત્રીજે, ચોથે ને પાંચમે એ સમયોમાં સમકીત અને ચારિત્રસામાયિક અને વિગ્રહગતિમાં સમકીત અને શ્રુતસામાયિક પમાય છે, અને તેના પૂર્વપ્રતિપન્ન હોય છે. ૨૭૩૪-થી-૨૭૩૭.

હવે સંસ્થાન-સંઘયણ-અને માનદ્વાર કહે છેઃ—

सव्वेसुवि संठाणेसु लहइ एमेव सव्वसंघयणे ।
उक्कोसजहन्नं वज्जिऊण माणं लभे मणुओ ॥ २७३८ ॥ ८२१-२७०

न जहन्नोगाहणओ पवज्जए, दोण्णि होज्ज पडिवन्नो ।
उक्कोसोगाहणगो दुहावि दो तिन्नि उ तिरिक्खो ॥ २७३९ ॥

સર્વસંસ્થાનોમાં સર્વ સામાયક બન્ને પ્રકારે પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે સર્વે સંઘયણમાં થાય છે. ઉત્કૃષ્ટ અને જઘન્ય શરીર પ્રમાણ વર્જીને (મધ્યમ પ્રમાણવાળા) મનુષ્યને સર્વ સામાયિક બંને પ્રકારે હોય છે. જઘન્ય અવગાહનાવાળાને કોઇ સામાયિક પ્રાપ્ત થતું નથી, (પણ) પહેલા બે સામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે, ઉત્કૃષ્ટ અવગાહનાવાળો બે સામાયિક બન્ને પ્રકારે પામે છે. અને તિર્યંચો બે અને ત્રણ સામાયિક બન્ને પ્રકારે પામે છે. ૨૭૩૮-થી-૨૭૩૯.

આકાર વિશેષ તે સંસ્થાન કહેવાય. તે સંસ્થાન સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડળ, સાદિ, વામન, કુબ્જ અને હુંડક એમ છ પ્રકારે છે. તે સર્વ સંસ્થાનોમાં ચારે સામાયિક પ્રાપ્ત થાય છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે.

હાડકાંનો સંચય વિશેષ તે સંહનન કહેવાય. એ સંહનન વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, અર્ધનારાચ, કીલિકા, અને સેવાર્ત એમ છ પ્રકારે છે. તે છએ ભેદમાં સંસ્થાનની પેઠે ચારે સામાયિક પ્રાપ્ત થાય છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે.

શરીરનું પ્રમાણ તે અવગાહના કહેવાય. મનુષ્યના શરીરની અવગાહના ઉત્કૃષ્ટથી ત્રણ ગાઉની અને જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. આ ઉત્કૃષ્ટ અને જઘન્ય અવગાહના વર્જીને શેષ મધ્યમ અવગાહનાવાળો મનુષ્ય ચારે સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે, જઘન્ય અવગાહનાવાળો મનુષ્ય સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક કદાચ પૂર્વપ્રતિપન્ન હોય પણ પ્રતિપદ્યમાન ન હોય. ઉત્કૃષ્ટ અવગાહનાવાળા મનુષ્ય એ સમ્યક્ત્વ અને શ્રુત એ બન્ને સામાયિકનો પૂર્વપ્રતિપન્ન હોય અને પ્રતિપદ્યમાન પણ હોય

જઘન્ય અવગાહનાવાળા નારકી અને દેવો સમ્યક્ત્વ તથા શ્રુતસામાયિક કદાચ પૂર્વપ્રતિપન્ન હોય પણ પ્રતિપદ્યમાન ન હોય, મધ્યમ તથા ઉત્કૃષ્ટ અવગાહનાવાળા દેવ-નારકીઓ એ બે સામાયિક પ્રતિપદ્યમાન પણ કદાચ હોય. પૂર્વપ્રતિપન્ન તો હોયજ.

જઘન્ય અવગાહનાવાળા તિર્યંચ પંચેન્દ્રિય સમ્યક્ત્વ-શ્રુતસામાયિકના પૂર્વપ્રતિપન્ન કદાચિત્ હોય, પરન્તુ પ્રતિપદ્યમાન્ ન હોય. છગાઉની-ઉત્કૃષ્ટ અવગાહનાવાળા તિર્યંચો એ બન્ને સામાયિકના પૂર્વપ્રતિપન્ન અને પ્રતિપદ્યમાન પણ હોય મધ્યમ અવગાહનાવાળા તિર્યંચ સર્વવિરતિ શિવાય બે-અથવા ત્રણ સામાયિક પ્રતિપદ્યમાન કદાચિત્ હોય, અને પૂર્વપ્રતિપન્ન તો હોયજ. ૨૭૩૮-૨૭૩૯.

હવે લેશ્યાદ્વાર કહે છેઃ-

सम्मत्त सुयं सव्वासु लहइ सुद्धासु तिसु य चरित्तं ।
पुव्वपडिवन्नओ पुण अन्नयरीए उ लेसाए ॥ २७४० ॥ ८२२-२७१

नणु मइ-सुयाइलाभोऽभिहिओ सुद्धासु तीसु लेसासु ।
सुद्धासु असुद्धासु य कहमिह सम्मत्त-सुयलाभो ? ॥ २७४१ ॥
सुर-नेरइएसु दुगं लब्भइ य, दव्वलेसया सव्वे ।
नाणेसु भावलेसाऽधिगया इह दव्वलेसाओ ॥ २७४२ ॥

સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક સર્વ લેશ્યાઓમાં પ્રાપ્ત થાય છે, અને ચારિત્ર સામાયિક છેલ્લી ત્રણ શુદ્ધ લેશ્યાઓમાંજ પ્રાપ્ત થાય છે. પણ પૂર્વ-પ્રતિપન્ન તો છમાંથી કોઈ પણ એક લેશ્યામાં હોય છે. પૂર્વે મતિ-શ્રુત જ્ઞાનની પ્રાપ્તિ ત્રણ શુદ્ધ લેશ્યાઓમાંજ કહી છે, અને અહીં શુદ્ધ તથા અશુદ્ધ લેશ્યામાં પણ સમ્યક્ત્વ અને શ્રુતનો લાભ કહો છો, તેનું શું કારણ? દેવ-નારકીમાં સમ્યક્ત્વ અને શ્રુતસામાયિકનો લાભ કહ્યો છે, કેમકે તે સર્વ અવસ્થિત દ્રવ્ય લેશ્યાવાળા છે. જ્ઞાનપ્રાપ્તિમાં ભાવલેશ્યા અધિકૃત છે, અને અહીં દ્રવ્ય લેશ્યા અધિકૃત છે. ૨૭૪૦-થી-૨૭૪૨.

કૃષ્ણ-નીલ-કાપોત-તેજો-પદ્મ-અને શુકલ એ છએ લેશ્યાઓમાં નારકાદિ જીવો સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક પામે છે. દેશવિરતિ-અને સર્વવિરતિ ( ચારિત્ર ) સામાયિક ઉપરની ત્રણ તેજો-પદ્મ-ને શુકલ એ શુદ્ધ-લેશ્યાઓમાંજ પ્રાપ્ત થાય છે. તથા પૂર્વપ્રતિપન્ન તો છમાંથી કોઈ પણ લેશ્યામાં હોય છે.

શિષ્ય:—મહારાજ! પૂર્વે પાંચ જ્ઞાનના વિચારમાં મતિ-શ્રુતાદિ જ્ઞાનનો લાભ તેજો આદિ ત્રણ શુદ્ધ લેશ્યાઓમાંજ કહ્યો છે, અને અહીં તો આપ શુદ્ધ તથા અશુદ્ધ છએ લેશ્યાઓમાં સમ્યક્ત્વ અને શ્રુતનો લાભ કહો છો, તેનું શું કારણ?

આચાર્ય:—દેવ-નારકીને વિષે સમ્યક્ત્વ તથા શ્રુતસામાયિકનીજ પ્રાપ્તિ થાય છે. અને તે દેવ-નારકીઓ સઘળા અવસ્થિત દ્રવ્ય લેશ્યાવાળા હોય છે. એટલે કે યથાસંભવ કૃષ્ણાદિ છએ દ્રવ્ય લેશ્યાઓ તેઓમાં અવસ્થિત હોય છે, ભાવલેશ્યા તો તેમને પરાવૃત્તિએ હોય છે. તિર્યંચ તથા મનુષ્યોને દ્રવ્યલેશ્યા અવસ્થિત નથી હોતી, તેમને તો દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યા બન્ને પરાવૃત્તિએ હોય છે, તેથી દેવ-નારકીઓ જ્યારે સમ્યક્ત્વાદિ પામે છે, ત્યારે તેમને તેજસાદિ ત્રણ શુદ્ધ લેશ્યામાં કોઇ પણ એક હોય છે, અશુદ્ધલેશ્યા તો તેઓને અવસ્થિત હોવાથી તેઓ દ્રવ્યલેશ્યાવાળાજ કહેવાય છે. આથી કરીને પૂર્વે જ્ઞાનના વિચારમાં મતિ આદિ જ્ઞાનોની પ્રાપ્તિમાં ભાવલેશ્યાને અપેક્ષીને જ્ઞાનપ્રાપ્તિનો વિચાર કહ્યો છે; અને અહીં સમ્યક્ત્વ તથા શ્રુત સામાયિકની પ્રાપ્તિના વિચારમાં દેવ નારકીને અપેક્ષીને દ્રવ્યલેશ્યા અધિકૃત છે, તેથી શુદ્ધ અને અશુદ્ધ સર્વ લેશ્યાઓમાં તેનો લાભ કહેલ છે. ભાવલેશ્યાની અપેક્ષાએ તો અહીં પણ તેજસાદિ ત્રણ શુદ્ધલેશ્યાઓમાંજ તેની પ્રાપ્તિ જાણવી.

શિષ્ય:—ભગવન્! જો દેવ-નારકીઓને કૃષ્ણાદિ અશુભ દ્રવ્યલેશ્યાઓ હંમેશાં અવસ્થિત છે, તો પછી તેઓને સમ્યક્ત્વાદિ પ્રાપ્ત થતી વખતે શુભ ભાવલેશ્યાઓ કેવી રીતે થઈ શકે? દ્રવ્યલેશ્યાઓ ભાવલેશ્યાઓને ઉત્પન્ન કરે છે, એમ કહેવામાં આવે, તો તે યોગ્ય નથી, કેમકે કૃષ્ણાદિ લેશ્યાનાં અશુભ દ્રવ્યો શુભભાવ લેશ્યાને કેવી રીતે ઉત્પન્ન કરી શકે? અશુભ કારણથી શુભ કાર્ય થવું સંભવિત નથી.

આચાર્ય:—તારૂં કહેવું સત્ય છે, કે અશુભ કારણથી શુભ કાર્ય થઇ શકે નહિ. પરન્તુ અહીં તો એમ છે કે-નારકી વિગેરેને સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ વખતે કોઇ પ્રકારે યથાપ્રવૃત્તિકરણવડે તેજસાદિ દ્રવ્યલેશ્યાનાં શુભ દ્રવ્યો, અશુભ લેશ્યાના દ્રવ્યમાં

નંખાય છે, તેથી કરીને જેમ દર્પણ શ્વેત છતાં પણ વિવિધ રંગની પુષ્પાદિ વસ્તુના પ્રતિબિંબથી તે દર્પણ રકતાદિ વર્ણવાળો જણાય છે, તેમ કૃષ્ણાદિ અશુભ દ્રવ્યો પણ તૈજસાદિ શુભ દ્રવ્યના પ્રતિબિંબથી સ્વસ્વરૂપની ઉત્કટતા-તજી દઇને તત્સ્વરૂપે ભાસે છે. તેમાં તૈજસાદિ શુભ દ્રવ્યો, કૃષ્ણાદિ અશુભ દ્રવ્યના સ્વભાવને મંદ કરીને શુભ ભાવલેશ્યાને ઉત્પન્ન કરે છે. આથી કરીને દેવ-નારકીઓને કૃષ્ણાદિ દ્રવ્યલેશ્યા અવસ્થિત છતાં પણ, સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ વખતે, શુભ ભાવ લેશ્યાનો સંભવ વિરૂદ્ધ નથી. આ સંબંધમાં વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ " से नुणं भंते ! किण्हलेसा नील लेस " ઈત્યાદિ પ્રજ્ઞાપનાસૂત્ર તથા મૂળ આવશ્યકની ટીકાથી જાણી લેવું, ૨૭૪૦-૨૭૪૨.

હવે પરિણામ-વેદના-અને સમુદ્દ્ઘાત દ્વાર કહે છે.

वड्ढंते परिणामे पडिवज्जइ सो चउण्हमण्णयरं ।
एमेव वड्ढियम्मि वि हायंते न किंचि पडिवज्जे ॥२७४३॥ ८२३-२७१

दुविहाए वेयणाए पडिवज्जइ सो चउण्हमण्णयरं ।
असमोहओ वि एमेव पुव्वपडिवण्णए भयणा ॥ २७४४ ॥ ८२४-२७३

વર્ધમાન પરિણામવાળો જીવ પરિણામની વૃદ્ધિમાં ચારમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે, પણ હીયમાન શુભ પરિણામમાં કોઇ પણ સામાયિક નથી પામતો. બન્ને પ્રકારની વેદનામાં તે જીવ ચારમાંથી કોઇ પણ એક-સામાયિક પામે છે. અસમવહત જીવ પણ એજ પ્રમાણે ચારમાંથી કોઇ એક સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન તો ભજનાએ હોય છે. ૨૭૪૩-૨૭૪૪.

અધ્યવસાય વિશેષ તે પરિણામ કહેવાય. તે પરિણામ શુભ-શુભતરરૂપે વૃદ્ધિ પામતા હોય એવો જીવ સમ્યક્ત્વાદિ ચાર સામાયિકમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે. એજ પ્રમાણે અન્તરકરણાદિમાં અવસ્થિત શુભ પરિણામમાં પણ તે જીવ ચારમાંથી કોઇ એક સામાયિક પામે છે; પરન્તુ શુભ પરિણામ હીયમાન-ઘટતા હોય, ત્યારે તે જીવ સંકિલષ્ટ પરિણામવાળો થતો હોવાથી કોઇ પણ સામાયિક પામતો નથી. પૂર્વપ્રતિપન્ન તો એ ત્રણે પ્રકારના પરિણામમાં હોય છે.

શાતા તથા અશાતા એમ બન્ને પ્રકારની વેદના હોય, ત્યારે જીવ, ચારમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છેજ.

વેદના-કષાય આદિ અનુભવના પરિણામની સાથે એકીભાવ પામેલા જીવના વેદનીય આદિ કર્મ પુદ્‌ગળોનો સમ્યક્ પ્રકારે અત્યન્ત નાશ થયો, તે સુમદ્ઘાત કહેવાય છે. એવી સમુદ્દ્ઘાત સાત પ્રકારે છે. કેવળી સમુદ્દ્ઘાત, કષાય સમુદ્દ્ઘાત, મરણસમુદ્દ્ઘાત, વેદના-સમુદ્દ્ઘાત, વૈક્રિય સમુદ્દ્ઘાત, તૈજસ સમુદ્દ્ઘાત, અને આહાર સમુદ્દ્ઘાત, આ કેવળી આદિ સમુદ્દ્ઘાતવડે અસમવહત (નહિ સમુદ્દ્ઘાત કરતો) જીવ, ચારે સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે. તથા જે કેવળી આદિ સાત સમુદ્દ્ઘાતવડે સમવહત હોય, તે કોઇ પણ સામાયિક પામતો નથી; પરન્તુ પૂર્વપ્રતિપન્નની અપેક્ષાએ ભજના છે. એટલે કે સમવહત ( સમુદ્દ્ઘાતને કરતા) જીવને બે અથવા ત્રણ સામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે, તેમાં કેવળી-સમુદ્દ્ઘાતમાં સમ્યક્ત્વ સામાયિક અને ચારિત્રસામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે, બાકીના સમુદ્દ્ઘાતમાં દેશવિરતિ શિવાય ત્રણ, અથવા સર્વવિરતિ શિવાય ત્રણ, સામાયિક પૂર્વપ્રતિપન્ન હોય છે. ૨૭૪૩-૨૭૪૪.

હવે નિર્વેષ્ટન તથા ઉદ્વર્તનદ્વાર કહે છે.

दव्वेण य भावेण य निव्वेढंतो लहेज्ज अण्णयरं ।
नरएसु अणुव्वट्टे दुग तिग चउरो य उव्वट्टे ॥ २७४५ ॥ ८२५-२७४

कम्मं निव्वेढंतो पवज्जइ विसेसओ तदावरणं ।
दव्वं कम्मपएसे भावे कोहाइ हाविंतो ॥ २७४६ ॥

तिरिएसु अणुवट्टे तिगं चउक्कं सिया उ उव्वट्टे ।
मणुएसु अणुव्वट्टे चउरो वि तियं सिया उव्वट्टे ॥२७४७ ॥ ८२६-२७५
देवेसु अणुव्वट्टे दुग तिग चउरं सिया उ उव्वट्टे ।
उव्वट्टमाणओ पुण सव्वो वि न किंचि पडिवज्जे ॥ २७४८ ॥ ८२७-२७६

દ્રવ્યથી અને ભાવથી નિર્જરા કરનાર જીવ ચારમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે. નરકમાંથી નહિ નીકળેલો બે સામાયિક પામે છે, અને તેમાંથી નીકળેલો ત્રણ અથવા ચાર સામાયિક પામે છે. દ્રવ્યને સામાન્યથી સર્વ કર્મ અને વિશેષથી તદાવરણીય કર્મની નિર્જરા કરનાર, તથા ભાવથી ક્રોધાદિનો ત્યાગ કરનાર, (ચારે સામાયિક) પામે છે. તિર્યંચમાંથી નહિ નીકળેલાને ત્રણ સામાયિક હોય, અને નીકળેલાને કદાચિત્ ચાર સામાયિક પણ હોય. મનુષ્યમાંથી નહીં નીકળેલાને ચાર સામાયિક હોય, અને નીકળેલાને કદાચિત્ બે અથવા ત્રણ સામાયિક પણ હોય. દેવોમાંથી નહીં નીકળેલાને બે સામાયિક હોય, અને નીકળેલાને કદાચિત્ ત્રણ અથવા ચાર સામાયિક હોય. પણ ચારે ગતિમાંથી નીકળતા (અપાન્તરાલગતિમાં) કોઈ પણ જીવ એકે સામાયિક પામે નહિ. ૨૭૪૫-થી-૨૭૪૮.

દ્રવ્યથી સામાન્યપણે સર્વ કર્મપ્રદેશોની તથા વિશેષથી ચતુર્વિધ સામાયિકને આવરનાર જ્ઞાનાવરણ-મોહનીય રૂપ કર્મપ્રદેશોની નિર્જરા કરનાર, તેમજ ભાવથી ક્રોધાદિ અધ્યવસાયોને દૂર કરનાર, ચારમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છે જ. અનન્તાનુબંધી કર્મના ઉદયે કોઇ પણ સામાયિક પ્રાપ્ત થતું નથી, શેષ-કર્મની અપેક્ષાએ તો ઉભય પ્રકારે સામાયિક હોય છે.

નરકમાં રહેલો જીવ પ્રથમનાં બે સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે. નારકીમાંથી નીકળીને તિર્યંચમાં ઉત્પન્ન થએલો જીવ સર્વવિરતિ શિવાય ત્રણ સામાયિક પામે છે, અને મનુષ્યમાં ઉત્પન્ન થયો હોય, તો ચારે સામાયિક પામે છે. પૂર્વપ્રતિપન્ન તો હોય છે જ.

ગર્ભજ તિર્યંચ ગતિમાં રહેલો જીવ, સર્વવિરતિ વિના, શેષ ત્રણ સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે. તિર્યંચમાંથી નીકળીને મનુષ્યમાં આવેલો જીવ કદાચિત્ ચાર-ત્રણ-અથવા બે સામાયિક પણ પામે છે, અને પૂર્વપ્રતિપન્ન તો હોય છેજ.

મનુષ્ય ગતિમાં રહેલો જીવ ચારે સામાયિક પામે છે, અને પૂર્વપ્રતિપન્ન પણ હોય છે. મનુષ્યમાંથી નીકળીને દેવ-નારકીમાં ઉત્પન્ન થએલો જીવ પ્રથમનાં બે સામાયિક ઉભય પ્રકારે પામે છે. તિર્યંચમાં ઉત્પન્ન થયો હોય તો સર્વવિરતિ વિના બન્ને પ્રકારે ત્રણ સામાયિક પામે છે.

દેવગતિમાં રહેલો જીવ પ્રથમનાં બે સામાયક પામે છે, દેવમાંથી નીકળીને તિર્યંચમાં આવેલો સર્વવિરતિ શિવાય ત્રણ સામાયિક બન્ને પ્રકારે પામે છે, અને મનુષ્યમાં આવેલો ચાર સામાયિક બન્ને પ્રકારે પામે છે. પરન્તુ ચારે ગતિમાંથી નીકળતાં અપાન્તરાલ ગતિની અંદર, કોઈ પણ જીવ, કોઇ સામાયિક પામતો નથી. પણ પૂર્વપ્રતિપન્ન બે સામાયિક તો હોય છે. ૨૭૪૫-થી ૨૭૪૮.

હવે આશ્રવકરણ-અલંકાર-શયન-આસન-સ્થાન-અને ચંક્રમણ દ્વારો કહે છે.

नीसवमाणो जीवो पडिवज्जइ सो चउण्हमण्णयरं ।
पुव्वपडिवन्नओ पुण सिय आसवओ व नीसवओ ॥ २७४९ ॥ ८२८-२७७
उम्मुक्कमणुम्मुक्कं उम्मुच्चंते य केसलंकारे ।
पडिवज्जेज्जन्नयरं सयणाईसुं पि एमेव ॥ २७५० ॥ ८२९-२७८

(સમ્યક્ત્વાદિ સામાયિકને આવરનાર મિથ્યાત્વાદિ કર્મની) નિર્જરા કરતા, અને શેષ-કર્મ બાંધતા જીવ, ચારમાંથી કોઇ પણ એક સામાયિક પામે છે. અને પૂર્વપ્રતિપન્ન તો કર્મ બાંધનાર અથવા નિર્જરા કરનાર પણ હોય છે. ( ઉપરના નિર્વેષ્ટનદ્વારમાં કહેલી વાત જ અહીં બીજી રીતે કહી છે, વસ્તુત: કંઇ ભેદ નથી. ) કેશ-કેયૂરાદિ અલંકાર ત્યાગ કર્યા પછી, નહિ ત્યાગ કર્યાથી, અને ત્યાગ કરતા, ચારમાંથી કોઈ પણ એક સામાયિક પામે છે. ( અહીં ભરત ચક્રિ આદિનાં ઉદાહરણ જાણવાં ). એજ પ્રમાણે શયન-આસન-સ્થાન-અને ચંક્રમણનો ત્યાગ કરવાથી, નહિ કરવાથી, અને કરતા ચારમાંથી એક સામાયિક પામે છે. અને પૂર્વપ્રતિપન્ન તો સર્વત્ર હોય છે. ૨૭૪૯-૨૭૫૦.

હવે કયા દ્રવ્ય-પર્યાયમાં સામાયિક હોય ? તે દ્વાર કહે છે.

सव्वगयं सम्मत्तं सुत्ते-चरित्ते न पज्जवा सव्वे ।
देसविरइं पडुच्चा दोण्ह वि पडिसेहणं कुज्जा ॥ २७५१ ॥ ८३०-२७९

एगं पि असद्दहओ जं दव्वं पज्जवं च मिच्छत्तं
विणिउत्तं सम्मत्तं तो सव्वदव्व-भावेसु ॥ २७५२ ॥
नाणभिलप्पेसु सुयं जम्हा न य दव्वमणभिलप्पं ति ।
सव्वद्दव्वेसु तयं तम्हा न उ सव्वभावेसु ॥ २७५३ ॥
बिइय-चरिमव्वयाइं पइ चारित्तमिह सव्वदव्वेसु ।
न उ सव्वपज्जवेसुं सव्वाणुवओगभावाओ ॥ २७५४ ॥

સમ્યક્ત્વ સામાયિક સર્વ દ્રવ્ય-પર્યાયગત છે, શ્રુત સામાયિક અને ચારિત્ર સામાયિકમાં ( સર્વ દ્રવ્યો છે, પણ ) સર્વ પર્યાયો નથી. દેશવિરતિની અપેક્ષાએ તો બન્નેનો ( દ્રવ્ય-પર્યાયનો ) નિષેધ કરવો. એક પણ દ્રવ્ય અથવા પર્યાયને નહિ સદ્દહતાં મિથ્યાત્વ કહ્યું છે, તેથી સર્વ દ્રવ્ય-પર્યાયમાં સમ્યક્ત્વ વિનિયુક્ત છે. અનભિલાપ્ય ભાવોમાં શ્રુત નથી, કેમકે દ્રવ્ય અનભિલાપ્ય નથી, તેથી તે સર્વ દ્રવ્યોમાં છે, પણ સર્વ ભાવોમાં-પર્યાયોમાં નથી. અહીં બીજા અને છેલ્લા વ્રતોની અપેક્ષાએ ચારિત્ર સર્વ દ્રવ્યોમાં પણ સર્વ પર્યાયોમાં નથી, કેમકે ચારિત્રમાં સર્વ પર્યાયોનો ઉપયોગ નથી. ૨૭૫૧-થી-૨૭૫૪.

એક પણ દ્રવ્ય અથવા પર્યાયની શ્રદ્ધા નહિ કરવાથી મિથ્યાત્વ થાય છે એમ સિદ્ધાન્તમાં કહ્યું છે. તેથી શ્રદ્ધાનભાવે સર્વ દ્રવ્ય-પર્યાયોમાં સમ્યક્ત્વ વિનિયુક્ત છે, શ્રુતજ્ઞાન અનભિલાપ્ય ભાવોમાં નથી પ્રવર્તતું, કેમકે તે તેનો વિષય નથી; પરન્તુ અભિલાપ્ય ભાવોમાંજ તે પ્રવર્તે છે. ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય અનભિલાપ્ય નથી, પણ અભિલાપ્યજ છે, તેથી શ્રુતજ્ઞાન સર્વ દ્રવ્યોમાં પ્રવર્તે છે, સર્વ પર્યાયોમાં નથી પ્રવર્તતું, કેમકે પર્યાયો તો અભિલાપ્ય અને અનભિલાપ્ય છે, શ્રુતજ્ઞાન તો કેવળ અભિલાપ્ય વિષયવાળુંજ છે; અભિલાપ્ય ભાવો અનભિલાપ્ય ભાવોના અનન્તમે ભાગે છે.

બીજા મૃષાવાદ વ્રત અને છેલ્લા પરિગ્રહ વ્રતની અપેક્ષાએ ચારિત્ર સામાયિક, સર્વ દ્રવ્યોમાં પ્રવર્તે છે પણ સર્વ પર્યાયોમાં નથી; કેમકે મૃષાવાદ વચનરૂપ છે અને પરિગ્રહ મૂર્છાત્મક છે, તેથી તે સર્વ દ્રવ્યોમાં પ્રવર્તે છે, કેમકે તે અભિલાપ્ય વિષયવાળા છે. અને પર્યાયો તો અનભિલાપ્ય વિષયવાળા છે. આથીજ ચારિત્રમાં સર્વ પર્યાયોનો ઉપયોગ નથી એમ કહ્યું છે. આ બે શિવાયના બાકીના ત્રણ વ્રતો સર્વ દ્રવ્યના વિષયવાળા નથી, તો પછી સર્વ પર્યાયના વિષયવાળા તો ક્યાંથીજ હોય? એ કારણથીજ બીજા અને છેલ્લા વ્રતની અપેક્ષાએ ચારિત્રના સર્વ દ્રવ્યો અસર્વપર્યાયોયુક્ત વિષયરૂપ કહ્યા છે, અને દેશવિરતિ સામાયિક તો સર્વ દ્રવ્ય તેમજ સર્વ પર્યાયવાળું નથી. ૨૭૫૧-થી-૨૭૫૪.

સર્વ પર્યાયોનો ચારિત્રમાં ઉપયોગ નથી, એમ કહ્યું છે, તે માટે હવે કહે છે.

नणु सव्वनहपएसाणंतगुणं पढमसंजमट्ठाणं ।
छव्विहपरिवुड्ढिए छट्ठाणा संखेया सेढी ॥ २७५५ ॥
अण्णे के पज्जाया जेऽणुवउत्ता चरित्तविसयम्मि ।
जे तत्तोऽणंतगुणा जेसिं तमणंतभागम्मि ॥ २७५६ ॥
अन्ने केवलिगम्म त्ति ते मई, ते व के तदब्भहिया ।
एवं पि होज्ज तुल्ला नाणंतगुणत्तणं जुत्तं ॥ २७५७ ॥
सेढी सनाण-दंसणपज्जाया तेण तप्पमाणा सा ।
इह पुण चरित्तमेत्तोवओगिणो तेण ते थोवा ॥ २७५८ ॥
नणु सामाइयविसओ किंदारम्मि वि परूविओ पुव्वं ।
किह न पुणरुत्तदोसो होज्ज इहं को विसेसो वा? ॥ २७५९ ॥
किं तं ति जाइभावेण तत्थ इह नेयभावओऽभिहितो ।
इह विसय-विसइभेओ तत्थाभेओवयारो त्ति ॥ २७६० ॥

સર્વ આકાશ પ્રદેશથી અનન્ત ગુણું પ્રથમ સંયમ સ્થાનક છે, તે છ પ્રકારની વૃદ્ધિવડે છ સ્થાનવાળી સંખ્યાતી શ્રેણિ છે. તે શિવાય બીજા કયા પર્યાયો છે, કે જે ચારિત્ર વિષયમાં અનુપયોગી છે? અને ચારિત્રથી અનન્તગુણા, તથા તે ચારિત્ર પર્યાયોના અનન્તમા ભાગે છે, એમ શાથી કહેવાય છે? કેવળજ્ઞાનથી ગમ્ય બીજા ( અનભિલાપ્ય ) પર્યાયો છે, એમ કહેવામાં આવે, તો તે પણ તેનાથી અધિક કેવી રીતે થાય? એથી પણ તે પર્યાયો તુલ્યજ થાય, પણ અનન્તગુણા કહેવા યુક્ત નથી. શ્રેણિમાં જ્ઞાન-દર્શનના પર્યાયો કહ્યા છે, તેથી તે શ્રેણિ તેટલા પ્રમાણવાળી કહી છે. અહીં માત્ર ચારિત્રોપયોગી પર્યાયોજ કહ્યા છે, તેથી તે થોડા છે. પૂર્વે કિંદ્વારમાં સામાયિકનો વિષય કહ્યો હતો, અને અહીં પણ ( સ-

મ્યક્ત્વ સર્વ દ્રવ્ય પર્યાયગત છે. ) એમ કહેવાથી પુનરૂક્તિ દોષ કેમ ન થાય ? અથવા એ બેમાં શો તફાવત છે ? ત્યાં ( કિંદ્વારમાં ) તે સામાયિક શું છે ? ( એ પ્રશ્નના ઉત્તરમાં ) સામાયિક જાતિભાવે કહ્યું છે. અને અહીં જ્ઞેયભાવે કહ્યું છે. ત્યાં વિષય-વિષયીનો અભેદ ઉપચાર છે, અહીં ભેદ છે. ( એટલો એમાં ને આમાં તફાવત છે.) ૨૭૫૫-થી-૨૭૬૦.

શિષ્ય:—સંયમશ્રેણિમાં સર્વ જઘન્યથી પ્રથમ સંયમસ્થાનક સર્વ આકાશ પ્રદેશથી એટલે લોકાલોકના અનંતા પ્રદેશથી અનન્તગુણા પર્યાય રાશિયુક્ત છે, એમ આગમમાં કહ્યું છે. તેનાથી વિશુદ્ધ બીજું સંયમસ્થાનક ૧ અનન્તમા ભાગે વધારે છે. વલી તેથી બીજુ ૨ અસંખ્યાતમા ભાગે વધારે છે, વલી તેથી બીજુ ૩ સંખ્યાત ભાગે વધારે છે, વલી તેથી બીજુ ૪ સંખ્યાત ગુણ વધારે છે, ૫ વલી તેથી બીજુ અસંખ્યાત ગુણ વધારે છે અને તેથી બીજુ ૬ અનંત ગુણ વધારે છે. એ પ્રમાણે વારંવાર કરાતી છ પ્રકારની વૃદ્ધિવડે અસંખ્યાત લોકાકાશ પ્રદેશ પ્રમાણ છ સ્થાનકવડે નિષ્પન્ન સંયમશ્રેણિ છે. તેથી કરીને હવે આ શિવાય બીજા કયા અધિક પર્યાયો છે, કે જેને આપ ચારિત્રના વિષયમાં અનુપયોગી કહો છો ? અને એ ચારિત્રથી પર્યાયો અનન્તગુણા તથા તે પર્યાયોના અનન્તમા ભાગે ચારિત્ર છે, એમ પણ શાથી કહો છો ? અભિલાપ્ય પર્યાયના વિષયવાળું ચારિત્ર છે. અને તે પર્યાયો અનભિલાપ્ય પર્યાયોના અનન્તમા ભાગેજ છે, તેથી અનુપયોગી પર્યાયો ચારિત્રથી અનન્તગુણા છે, અને ચારિત્ર તેમના અનન્તમા ભાગે છે. આ પ્રમાણે કદાચ આપ કહો તો તે પણ યોગ્ય નથી. કારણ કે સર્વથી જઘન્ય સંયમસ્થાન પણ સર્વ આકાશપ્રદેશથી અનન્તગુણા પર્યાયના વિષયવાળું છે. અને પર્યાયો પણ જગતની અંદર તેટલાજ છે, તેથી ચારિત્રમાં અનુપયોગી પર્યાયો તો છેજ નહિ. એટલે અનુપયોગી પર્યાયો અનન્તગુણા અને ચારિત્ર તેનાથી અનન્તમા ભાગે છે, એમ ક્યાંથી બને ?

હવે આપ કદાચ એમ કહેશો, કે કેવળજ્ઞાનથી ગમ્ય અનન્તા અનભિલાપ્ય પર્યાયો છે, તે ચારિત્રથી અનન્તગુણા છે, અને ચારિત્ર તેના અનન્તમા ભાગે છે. આ કથન પણ ઠીક નથી, કેમકે સર્વ જગતના પર્યાયરાશિનો સંયમસ્થાનના પર્યાયમાં સંગ્રહ કરી લીધો છે, એટલે ચારિત્રોપયોગી પર્યાયોથી બીજા અતિરિક્ત અધિકપર્યાયો છેજ નહિ. વળી એ પ્રમાણે પણ ચારિત્રના પર્યાયો, કેવળજ્ઞાનગમ્યજ્ઞેયગત પર્યાયોના જેટલાજ થશે. પણ તે અનન્ત ગુણા નહીં થાય. કારણ જેટલા જ્ઞેયના પર્યાયો તેટલાજ તેને જણાવનારા જ્ઞાનના પર્યાયો માનવા જોઇએ, અન્યથા તેનું જ્ઞાનત્વ ઘટે નહિ. માટે જ્ઞાન-દર્શન-ચરિત્રના અધ્યવસાયાત્મક સંયમશ્રેણિની અન્તર્ગત કેવળજ્ઞાન હોવાથી, સંયમશ્રેણ્યાત્મક ચારિત્ર પર્યાયો કેવળજ્ઞાનથી ગમ્ય જ્ઞેયગત પર્યાયોની તુલ્યજ છે, પણ તેથી હીન નથી.

આચાર્ય:--જ્ઞાન-દર્શન-ચારિત્રના અધ્યવસાયાત્મક સંયમશ્રેણિમાં જ્ઞાન-દર્શનના પર્યાયો મધ્યમાં કહ્યા છે, તેથી સર્વ આકાશ પ્રદેશથી અનન્તગુણા પર્યાયરાશિ પ્રમાણ સંયમશ્રેણિ કહેલ છે. પરન્તુ અહીં તો ગ્રહણ-ધારણાદિના વિષયભૂત જે ચારિત્રમાં ઉપયોગી પર્યાયો હોય, તેજ કહ્યા છે, તેથી તે ચારિત્રપર્યાયો થોડા છે.

શિષ્ય:—પૂર્વે કિંદ્વારમાં બધા સામાયિકનો વિષય પ્રરૂપ્યો છે, અને અહીં કેષુદ્વારમાં પણ " સમ્યક્ત્વ સર્વગત છે " ઇત્યાદિ કહેવાથી શું પુનરૂક્તિ દોષ નથી થતો ? અથવા એમાં અને આ દ્વારમાં શો તફાવત છે ?

આચાર્ય:—પૂર્વે કિંદ્વારમાં વિષય અને વિષયિનો અભેદ માનીને " સામાયિક શું છે ? " એમ સામાયિકની જાતિ માત્ર જાણવાની ઇચ્છાવાળાને ઉત્તરમાં આયા ખલુ સામાઈયં " આત્માજ સામાયિક છે." એ કથનથી મુખ્યપણે તે વિષયિ-સામાયિકજ કહ્યું છે. તેનો

વિષય તેનાથી અભિન્ન હોવાને લીધે ગૌણવૃત્તિથી કહેલ છે. અને અહીં કેષુદ્વારમાં મુખ્ય-પણે સામાયિકનો વિષયજ જાણવાની ઇચ્છાવાળાને જ્ઞેયભાવે તેના વિષયનું સ્વરૂપજ કહ્યું છે. અથવા अभिहियं ના બદલે अभिहिउ પાઠ ભણવામાં આવે, તો તેના અર્થમાં કેષુદ્વારની અંદર વિષય તથા વિષયિનો ભેદ માનીને મુખ્યપણે જ્ઞેયભાવે સામાયિકનો વિષયજ કહ્યો છે, અને કિંદ્વારમાં વિષય તથા વિષયિનો અભેદ માનીને મુખ્યપણે જ્ઞેય-ભાવથી વિષયિભૂત સામાયિકનું સ્વરૂપજ કહ્યું છે. એટલે કિંદ્વારમાં અને કેષુ દ્વારના વ્યા-ખ્યાનમાં તફાવત છે. ૨૭૫૫-થી-૨૭૬૦

હવે "સામાયિક કેવી રીતે પ્રાપ્ત થાય ?" એ દ્વાર કહેવું જોઇએ. તેની પ્રાપ્તિનો ક્રમ બતાવનાર माणुस्स ઇત્યાદિ ગાથાથી આરંભીને अब्भुट्ठाणे विणए એ ગાથા પર્યન્ત અઢાર ગાથાઓ છે, તેનો અર્થ સુગમ હોવાથી અહીં તેની વ્યાખ્યા નથી કરી, કોઇ સ્થળે કંઇક વિષમતા હોય તો તે મૂળ આવશ્યકની ટીકાથી જાણી લેવું.

---

माणुस्स खेत्त जाई कुलरूवारोग्गमाउयं बुद्धी ।
सवणोग्गह सद्धा संजमो य लोगंमि दुलहाइं ॥ ८३१ ॥

મનુષ્યપણું, આર્યક્ષેત્ર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુલ, ઉત્તમ રૂપ, પચેન્દ્રિય સમ્પૂર્ણપણુ, રોગરહિતપણુ, આયુષ્ય, બુદ્ધિ, સમજણ, શ્રદ્ધા, અને સંજમ એ વસ્તુ લોકમાં મલવી દુર્લભ છે. ॥ ૮૩૧ ॥

[ ઇન્દ્રિયોની શક્તિ, ઇન્દ્રિયોનું બનવું, ઇન્દ્રિયની વિષય ગ્રહણ કરવાની તાકાત, ઇન્દ્રિયોને ઉપઘાતરહિતપણું, વિષયગ્રહણનું નિરૂપદ્રવપણું, સુકાલ, રોગરહિતપણું, ભક્તિ, ગુરૂ ઉપયોગ, અને ધર્મનું અર્થીપણુ મલવા મુશ્કિલ છે. ॥ ( પ્રક્ષિપ્ત ) ॥ ]

चोल्लग पासग धण्णे जूए रयणे य सुमिण चक्के य ।
चम्मजुगे परमाणू दस दिट्ठन्ता मणुयलंभे ॥ ८३२ ॥

એ બધી વસ્તુની દુર્લભતા જણાવતાં મનુષ્યપણું પામવાની દુર્લભતામાં દશ દૃષ્ટાન્તો જણાવે છે ?—

ચક્રવર્તીના રાજમાં વારાફરતી ભોજન કરતાં વારો આવવો જેમ મુશકેલ છે, તેમ આવું પ્રાપ્ત થએલુ મનુષ્યપણું વ્યર્થ જાય તો ફેર પ્રાપ્ત થવુ મુશકેલ છે એવી રીતે આગ-લના દૃષ્ટાન્તોમાં પણ ઘટના કરવી (૧) જેમ દેવતાઈ પાશાવાલાને જીતવો મુશકેલ છે (૨) જગતના બધા ધાન્યને એકઠા કરી તેમાં એક પ્રસ્થ જેટલું અનાજ જુદી નિશાનીવાલું ભેળવીને, તે બધા ધાનને હલાવી નાખવામાં આવે, પછી એક ડોશી કે જેના હાથ કંપતા હોય, દૃષ્ટિની નિર્મલતા ન હોય, તેવીને પેલા ઢગલામાંથી નિશાનીવાલું બધુ અનાજ જુદું પાડવુ મુશકેલ છે (૩) જેમ રાજસભાના ૧૦૮ થાંભલાના એક એક થાંભલાના ૧૦૮ ખુણામાંથી એક ખુણાને ૧૦૮ વખત વગર હાર્યે રાજપુત્ર રાજાથી જીતે એ મુશ્કિલ છે (૪) જેમ કોટિધ્વજના છોકરાએ બાપના પરદેશ જવાથી કરોડોના હીરા વેચ્યા, પછી કાલાન્તરે બાપના ઓલંભાથી તે હીરા પાછા મેલવવા મુશ્કિલ છે (૫) જેમ ચન્દ્રપીવાનું આવેલું સ્વપ્ન, વિધિરહિતપણાને લીધે, નિષ્ફલ ગયું, પછી બીજાને તેવા સ્વપ્નથી રાજ્ય મલ્યું હતું તેમ સાંભલીને ફેરતે ચંદ્રનું સ્વપ્ન મલવું મુશ્કિલ છે (૬) જેમ તેલમાં દૃષ્ટિ રાખી થંભા ઉપર રહેલી પુતલીની ડાબી આંખની કીકી જેના વચમાં આઠ આડા અવળા ચક્ર ફરતા હોય તેને વિંધવી મુશ્કીલ છે. (૭) જેમ હજાર યોજનના સરોવરમાં રહેલો કાચબો વાય-

હવે ઉપર મુજબ ક્રમથી પ્રાપ્ત થએલું સામાયિક કેટલો કાળ રહે છે? એ પ્રશ્ન-રૂપ કાળદ્વારમાં સામાયિકનો જઘન્ય તથા ઉત્કૃષ્ટ કાળ કહે છેઃ—

**सम्मत्तस्स सुयस्स य छावट्ठी सागरोवमाइ ठिइं ।**

**सेसाण पुव्वकोडी देसूणा होइ नायव्या    ॥ २७६१ ॥ ८४९-२८०**

---

રાના જોગે ઉપરથી ચારે તરફ છવાયેલી સેવાલના બાકામાંથી આશ્વિન પૂર્ણિમાએ, મધ્ય રાત્રીએ ચંદ્ર દેખી પોતાના કુટુંબને દેખાડવા અંદર ડુબકી મારે, પછી તેવીજ રીતે તે બાકુ, તે કાલ, ને તેવો ચંદ્ર દેખાડવો મુશ્કિલ છે (૮) સ્વયંભૂરમણ સમુદ્રના એક કાંઠે ધુસરૂ અને બીજે કાંઠે સમોલ હોય અને તે સમોલ પાણીના જોરે ધુસરાના છિદ્રમાં સજ્જડ થાય તે મુશ્કિલ છે (૯) જેમ દેવતા એક થાંભલાને ચુરીને તેના પરમાણુઓ મેરૂ ઉપર ચઢીને ચારે તરફ ફુંકી દે, પછી તેજ રજકણોથી તેવોજ સ્તમ્ભ બનવો મુશ્કિલ છે (૧૦) એ દશ દૃષ્ટાન્તો પ્રમાણે મનુષ્યપણું પણ આવીને જાય તો ફેર પામવું મુશ્કિલ છે ॥૮૩૨॥

पुव्वंते होज्ज जुगं अवरंते तस्स होज्ज समिला उ ।
जुगछिड्डंमि पवेसो इय संसइओ मणुयलंभो    ॥ ८३३ ॥
जह समिला पब्भट्ठा सागरसलिले अणोरपारंमि ।
पविसेज्ज जुगछिड्डं कहवि भमंति भमंतंमि    ॥ ८३४ ॥
सा चंडवायवीचीपणुल्लिया अवि लभेज्ज युगछिड्डं ।
ण य माणुसाए भट्ठो जीवो पडिमाणुसं लहइ    ॥ ८३५ ॥

સમુદ્રના પૂર્વ છેડે યુગ (ધુસરૂ) હોય અને તેના પશ્ચિમ છેડે સમોલ હોય તે સમોલનો યુગના છિદ્રમાં જેમ પ્રવેશ દુર્લભ છે એવી રીતે મનુષ્યપણાની પ્રાપ્તિ પણ શંકાસ્પદ છે ॥ ૮૩૩ ॥ જેમ છુટી પડેલી સમોલ અપાર સમુદ્રના પાણીમાં ભમતી ભમતા એવા યુગના છિદ્રમાં પેસે તે દુર્લભ છે તેમ મનુષ્યપણું દુર્લભ છે ॥ ૮૩૪ ॥ તે ( સમોલ ) પ્રચણ્ડ વાયરાના કલ્લોલોથી પ્રેરાયલી કદાચિત યુગ ( ધુસરા ) નું છિદ્ર પામે એ સમ્ભવ છે તો પણ મનુષ્યપણાથી ભ્રષ્ટ થયેલો જીવ બીજી વખત મનુષ્યપણું પામે ( એ સંભવે નહીં ) ॥ ૮૩૫ ॥

इय दुल्लहलंभं माणुसत्तणं पाविऊण जो जीवो ।
ण कुणइ पारत्तहियं सो सोयइ संकमणकाले    ॥ ८३६ ॥
जह वारिमज्झछूढोव्व गयवरो मच्छउव्व गलगहिओ ।
वग्गुरपडिउव्वमओ संवट्टइओ जह व पक्खी    ॥ ८३७ ॥
सो सोयइ मच्चुजरासमोच्छुओ तुरियणिद्दपक्खित्तो ।
तायारमविंदंतो कम्मभरपणोल्लिओ जीवो    ॥ ८३८ ॥
काऊणमणेगाई जम्ममरणपरियट्टणसयाई ।
दुक्खेण माणुसत्तं जइ लहइ जहिच्छया जीवो    ॥ ८३९ ॥
तं तह दुल्लहलंभं विज्जुलयाचंचलं माणुसत्तं ।
लद्धूण जो पमायइ सो कापुरिसो न सप्पुरिसो    ॥ ८४० ॥

विजयाइसु दो वारे गयस्स तिण्णच्चुए व छावट्ठी ।
नरजम्मपुव्वकोडीपुहत्तमुक्कोसओ अहिअं ॥ २७६२ ॥
अंतोमुहुत्तमित्तं जहन्नयं चरणमेगसमयं तु ।
उवओगंतमुहुत्तं नानाजीवाण सव्वद्धं ॥ २७६३ ॥

સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિકની ( લબ્ધિથી ) ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ સાગરોપમ અને પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક છે. તથા શેષ દેશવિરતિ અને સર્વ-

---

એવી રીતે જેની પ્રાપ્તિ દુર્લભ છે એવા મનુષ્યપણાને પામીને જે જીવ પરભવના હિતને કરનાર ધર્મને કરતો નથી, તે મરણની વખતે અફસોસ કરે છે ॥ ૮૩૬ ॥ જેમ બંધનમાં પડેલો હાથી, જાલમાં આવેલો માછલો, હાંસામાં આવેલો મૃગલો, અને છટકામાં સપડાઈ ગયેલો પંખી. ( પાછલથી પશ્ચાત્તાપ કરે તેમ ) મૃત્યુ અને વૃદ્ધપણાથી વ્યાપ્ત અને મરણ રૂપી નિદ્રાથી ઘેરાયલો, રક્ષણ કરનારને નહીં પામતો, એવો પુણ્ય રહિત કર્મના ભારવાલો જીવ અફસોસ કરે ॥ ૮૩૮ ॥ તે જીવ અનેક જન્મ મરણના સેંકડો પરાવર્તો કરીને કદાચિત્ ભવિતવ્યતાએ દુઃખે મનુષ્યપણુ પામે તો પામે ( ધર્મ કરનાર આરાધના થી મરે તે મનુષ્યપણું પામે છે) ॥ ૮૩૯ ॥ તેવી રીતે દુર્લભ મલવાવાલા, અને વિજલીના જેવા ચંચલ, મનુષ્યપણાને પામીને જે મનુષ્ય પ્રમાદ કરે, તે કાપુરૂષ કહેવાય પણ સત્પુરૂષ કહેવાય નહીં ॥ ૮૪૦ ॥

आलस्स मोहऽवण्णा थंभा कोहा पमाय किवणत्ता ।
भयसोगा अण्णाणा वक्खेव कुतूहला रमणा ॥ ८४१ ॥

एतेहिं कारणेहिं लद्धूण सुदुल्लहंपि माणुस्सं ।
ण लहइ सुतिं हियकरिं संसारुत्तारणिं जीवो ॥ ८४२ ॥

जाणावरणपहरणे जुद्धे कुसलत्तणं च णीती य ।
दक्खत्तं ववसाओ सरीरमारोग्गया चेव ॥ ८४३ ॥

दिट्ठे सुएऽणुभूए कम्माण खए कए उवसमे अ ।
मणवयणकायजोगे अ पसत्थे लब्भए बोही ॥ ८४४ ॥

अणुकंपऽकामणिज्जर बालतवे दाणविणयविब्भंगे ।
संयोगविप्पओगे वसणूसवइड्ढिसक्कारे ॥ ८४५ ॥

वेज्जे मेंठे तह इंदणाग कयउण्ण पुप्फसालसुए ।
सिवदुमहुरवणिभाउय आहीरदसण्णिलापुत्ते ॥ ८४६ ॥

सो वाणरजूहवती कंतारे सुविहियाणुकंपाए ।
भासुरवरबोंदिधरो देवो वेमाणिओ जाओ ॥ ८४७ ॥

अब्भुट्ठाणे विणए परक्कमे साहुसेवणाए य ।
संमद्दंसणलंभो विरयाविरईइ विरईए ॥ ८४८ ॥

વિરતિ સામાયિકની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશે ઉણી પૂર્વકોડ વર્ષની છે. બેવાર વિજયાદિ વિમાનોમાં ગએલાને અથવા ત્રણવાર અચ્યુત દેવલોકમાં ગએલાને મનુષ્ય જન્મના પૂર્વકોડ પૃથક્ત્વ વર્ષ અધિક છાસઠ સાગરોપમનો ( ઉત્કૃષ્ટ ) કાળ પૂર્ણ થાય છે. ( લબ્ધિથી ) પ્રથમના ત્રણ સામાયિકની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત માત્રની છે, અને ચારિત્રની એક સમય માત્ર છે. ( કારણ કે સર્વવિરતિના પરિણામના આરંભની પછીના સમયે પણ આયુ ક્ષય થવાનો સંભવ છે, દેશવિરતિમાં તેવું નથી, તેથી તેની અન્તર્મુહૂર્ત્ત સ્થિતિ છે.) ઉપયોગથી બધા સામાયિકની સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે, અને સર્વ જીવોની અપેક્ષાએ તો સર્વ કાળ છે. ૨૭૬૧-થી ૨૭૬૩

---

આવું દુર્લભ મનુષ્યપણું મલ્યા છતાં પણ નીચેના કારણોથી સામાયિકની પ્રાપ્તિ થવી મુશ્કિલ છે.

આલસથી સાધુ પાસે જાય નહીં કે સાંભલે નહીં. (૧) ઘરના કામમાં મુંઝાઇ રહે (૨) સાધુઓની અવજ્ઞા કરે (૩) ગર્વવાલો હોય (૪) સાધુદર્શનથી ક્રોધ કરનારો હોય (૫) વ્યસનાદિકમાં ચકચુર હોય ( ) કંજુસ પણાને લીધે કંઇ દેવું પડશે એવો ડર લાગતો હોય (૭) નરકાદિનાં દુઃખો સાંભલીને ભય પામતો હોય (૮) કુટુમ્બના શોકને આગલ કરતો હોય (૯) દૃષ્ટિરાગથી મુંઝાયો હોય (૧૦) ઘણાં કામોમાં દોરાયો હોય (૧૧) નટ વિગેરે દેખવાના કુતુહલવાલો હોય (૧૨) કુકડા વિગેરેની ક્રીડાવાલો હોય ( ૧૩ ) ॥ ૮૪૧ ॥ એ પૂર્વે જણાવેલ આલસ્યાદિ કારણોથી અત્યન્ત દુર્લભ એવા મનુષ્યપણાને પામીને હિત કરનાર અને સંસારથી પાર ઉતારનાર એવા સામાયિકના શ્રવણને જીવ પામતો નથી ॥ ૮૪૨ ॥

હાથી આદિ યાન, કવચ આદિ આવરણ, ખડ્ગ વગેરે પ્રહરણ, યુદ્ધની અંદર કુશલપણું, નિર્ગમ પ્રવેશ રૂપ નીતિ, દક્ષત્વ, શૌર્ય ( વ્યવસાય ), શરીર આરોગ્યતા આ ગુણો સહિત હોય તેજ યોધો જયશ્રી પામે છે, તેમ વ્રતરૂપ યાન, ઉત્તમ ક્ષાન્તિ રૂપ આવરણ, ધ્યાનરૂપ પ્રહરણ, ગીતાર્થત્વ રૂપ કુશલતા, દ્રવ્યાદિ યથોપાય અનુરૂપ પ્રતિપત્તિરૂપ નીતિ, સર્વ કાલ ક્રિયાઓ કરવામાં દક્ષપણું, તપ કરવા વગેરેમાં શૌર્ય, આ સર્વને લીધે નિરોગી જીવરૂપ યોદ્ધો કર્મરૂપ દુશ્મનને જીતે છે ૮૪૩ ભગવાન વગેરેની પ્રતિમા દેખવાથી, શ્રુતજ્ઞાનથી, અનુભૂત ક્રિયાકલાપથી, કર્મનો ક્ષય કરવાથી, કર્મનો ઉપશમ કરવાથી, અને પ્રશસ્ત મન વચન અને કાયાના યોગથી સામાયિક પમાય છે. ૮૪૪.

વૈદ્યની પેઠે અનુકમ્પાથી ભિંજાએલા ચિત્તવાલો, મિણ્ઠની પેઠે અકામ નિર્જરાવાલો, ઇન્દ્રનાગની પેઠે બાલ તપસ્વી, કૃતપુણ્યકની પેઠે સુપાત્રને યથાશક્તિ શ્રદ્ધાથી દાન દેનાર, પુષ્પશાલસુતની પેઠે વિનયનો આરાધક, તાપસ શિવરાજ ઋષિની પેઠે વિભંગજ્ઞાની, મથુરાવાસી બે વાણીયાની પેઠે જોયેલ દ્રવ્ય મેળવી ખોનાર, પ્રિય દ્રેષ્યના બે પુત્રની પેઠે વ્યસન અનુભવેલ, આભીરની પેઠે ઉત્સવ અનુભવેલ, દશાર્ણભદ્ર રાજાની પેઠે મહર્દ્ધિ જોએલ, ઇલા પુત્રની પેઠે સત્કારની કાંક્ષા રાખનાર, જીવ, સામાયિક પામે છે. ૮૪૫-૮૪૬.

વાનર યૂથપતિ અરણ્યમાં સાધુનુ શલ્ય કાઢવા રૂપ અનુકંપા કરીને ભાસ્વર વૈમાનિક દેવ થયો. ૮૪૭.

અભ્યુત્થાનથી, વિનયથી, પરાક્રમ એટલે કષાયના જયથી, અને સાધુસેવનાથી સમ્યગ્દર્શનની, દેશવિરતિની, અને સર્વવિરતિની પ્રાપ્તિ થાય છે. ૮૪૮.

હવે સમ્યક્ત્વાદિ સામાયિક અમુક સમયે કેટલા પામતા હોય, કેટલા પૂર્વે પામેલા હોય, અને કેટલા તેથી પડેલા હોય, તે જણાવવાને કતિદ્વાર કહે છેઃ--

सम्मत्त-देसविरया पलियस्स असंखभागमेत्ताओ ।
सेढीअसंखभागो सुए सहस्सग्गसो विरई ॥ २७६४ ॥ ८५०-२८१
सम्मत्त-देसविरया पडिवण्णा संपई असंखेज्जा ।
संखेज्जा य चरित्ते तीसु वि पडिया अणंतगुणा ॥ २७६५ ॥ ८५१-२८२
सुयपडिवण्णा संपइ पयरस्सासंखभागमेत्ताओ ।
सेसा संसारत्था सुअपडिवडिया हु ते सव्वे ॥ २७६६ ॥ ८५२-२८३

સમ્યક્ત્વ સામાયિક તથા દેશવિરતિ સામાયિક પામનારા એક સમયે ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા માત્ર હોય, શ્રુત સામાયિક પામનારા શ્રેણિના અસંખ્યાતમા ભાગે હોય, અને સર્વવિરતિ પામનારા હજાર પૃથક્ત્વ હોય છે. સમ્યક્ત્વ અને દેશવિરતિ પામેલા વર્તમાન સમયે ઉત્કૃષ્ટથી અસંખ્યાતા હોય, સર્વવિરતિ પામેલા સંખ્યાતા હોય, અને એ ત્રણે સામાયિકથી પડેલા ( એકેકથી ) અનન્તગુણા હોય છે. સામાન્ય શ્રુત પામેલા વર્તમાન સમયે પ્રતરના અસંખ્યાતમા ભાગ જેટલા માત્ર હોય, અને તે શિવાયના શેષ પૃથ્વીઆદિ સંસારી જીવો તે સર્વ શ્રુતથી પડેલા છે. ૨૭૬૪થી૨૭૬૬

ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગની અંદર જેટલા પ્રદેશો હોય તેટલા જીવો ઉત્કૃષ્ટથી એક સમયમાં સમ્યક્ત્વ સામાયિક અને દેશવિરતિ સામાયિક પામનારા હોય છે; પરન્તુ તેમાં દેશવિરતિ કરતાં સમ્યક્ત્વ સામાયિક પામનારા અસંખ્યાત ગુણા હોય છે. અને જઘન્યથી તો એક અથવા બે પામનાર હોય છે.

સમચતુરસ્ર ઘનીકૃત લોકની એક પ્રદેશી સાતરાજ પ્રમાણ શ્રેણિના અસંખ્યાતમા ભાગે જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા જીવો ઉત્કૃષ્ટથી એક સમયે શ્રુતસામાયિક પામનારા હોય છે. અહીં તે શ્રુત સમ્યક્શ્રુત યા મિથ્યાશ્રુતના ભેદરહિત સામાન્યથી અક્ષરાત્મક શ્રુત સમજવું તથા જઘન્યથી એવું શ્રુતસામાયિક પામનારા એક અથવા બે હોય છે.

સર્વવિરતિ સામાયિક પામનારા એક સમયે ઉત્કૃષ્ટથી હજાર પૃથક્ત્વ, ( એટલે બે હજારથી નવહજાર પર્યન્ત) હોય છે. અને જઘન્યથી એક અથવા બે હોય છે.

સમ્યક્ત્વ સામાયિક તથા દેશવિરતિ સામાયિક પૂર્વે પામેલા હોય એવા જીવો વર્તમાન સમયે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા હોય છે, પરન્તુ જઘન્ય કરતાં ઉત્કૃષ્ટ વિશેષાધિક હોય છે. આ બન્ને પૂર્વે પામેલા, પામનારા કરતાં અસંખ્યાતગુણા હોય છે. સર્વવિરતિ સામાયિક પૂર્વે પામેલા જીવો સંખ્યાતા હોય છે, તે પણ પામનારા કરતાં સંખ્યાત ગુણા હોય છે.

એ ત્રણેથી તે ગુણો પામીને પડેલા જીવો અનન્તગુણા છે. તેમાં સમ્યગ્દષ્ટિ આદિ પામનારા જીવો અને પામેલા જીવો કરતાં ચારિત્રથી પડેલા જીવો અનન્તગુણા છે, તે કરતાં દેશવિરતિથી પડેલા અસંખ્યાતગુણા છે, અને તે કરતાં સમ્યક્ત્વથી પડેલા જીવો અસંખ્યાતગુણા છે.

સામાન્ય-અક્ષરાત્મક શ્રુત પૂર્વે પામેલા જીવો વર્તમાન સમયે સમચતુરસ્ર ઘનીકૃત લોકના પ્રતરની અંદર અસંખ્યાતી શ્રેણિઓને વિષે જેટલા આકાશપ્રદેશો હોય, તેટલા

હોય છે, શ્રુત પામેલા અને પામનારા જીવો શિવાય, જે ભાષાલબ્ધિ વિનાના પૃથ્વીકાયાદિ સંસારી જીવો છે, તે સર્વ ભાષાલબ્ધિ પામીને તેથી પડેલા હોવાથી સામાન્ય શ્રુતથી પણ પડેલા જાણવા. કારણ કે તે પૃથ્વીકાયાદિ જીવોએ અનાદિ અનન્ત સંસારમાં ભ્રમણ કરતાં પૂર્વે ભાષાલબ્ધિ પ્રાપ્ત નથી કરી એમ નહિ, કિંતુ કરી છે, માટે તે જીવો સમ્યક્ત્વાદિથી પડેલા જીવો કરતાં અનન્તગુણા જાણવા. ૨૭૬૪-થી-૨૭૬૬

હવે "सेढी असंखभागो सुपत्ति" એ પદની વ્યાખ્યા કરે છે:—

संवट्टियचउरसीकयस्स लोगस्स सत्त रज्जूओ ।
सेढी, तदसंखेज्जइभागो समए सुयं लहइ ॥ २७६७ ॥
सा सेढी सेढिगुणा पयरं तदसंखभागसेढीणं ।
संखाईयाण पएसरासिमाणा सुयपवन्ना ॥ २७६८ ॥
सई संखाईयत्ते थोवा देसविरया दुविण्हंमि ।
तदसंखगुणा सम्मद्दिट्ठी तत्तो य सुयसहिया ॥ २७६९ ॥
मीसे पवज्जमाणा सुयस्स सेसपडिवन्नएहिंतो ।
संखाईयगुण च्चिय तदसंखगुणा सुयपवन्ना ॥ २७७० ॥
सट्ठाणे सट्ठाणे पुव्वपवण्णा पवज्जमाणेहिं ।
हुति असंखिज्जगुणा संखेज्ज[illegible]णा चरित्तस्स ॥ २७७१ ॥
चरणपडिया अणंता तदसंखगुणा य देसविरईओ ।
सम्माद[illegible]या तओ सुयाओ अणंतगुणा ॥ २७७२ ॥
सामण्णं सुयगहणं ति तेण सव्वत्थ बहुतरा तम्मि ।
इहरा पइ सम्मसुयं सम्मत्तसमा मुणेयव्वा ॥ २७७३ ॥
पडिय-पडिवन्नयाणं सट्ठाणे समहिअं जहन्नाओ ।
सव्वत्थुक्कोसपयं पवज्जइ जहण्णओ चेगो ॥ २७७४ ॥

ઘનીકૃત સમચોરસ લોકની સાતરાજ પ્રમાણ શ્રેણિના અસંખ્યાતમા ભાગે જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા જીવો એક સમયમાં શ્રુતસામાયિક ( ઉત્કૃષ્ટથી ) પામે છે. તે શ્રેણિ ને શ્રેણિવડે ગુણવાથી પ્રતર થાય, તેના અસંખ્યાતમા ભાગે તેવી અસંખ્યાત શ્રેણિના પ્રદેશરાશિપ્રમાણ શ્રુતસામાયિક પૂર્વે પામેલા હોય. સમ્યક્ત્વ સામાયિક તથા શ્રુત સામાયિક પ્રતિપદ્યમાન જીવો અસંખ્યાતા છે, તો પણ દેશવિરતિ થોડા છે, પ્રતિપદ્યમાન સમ્યગ્દૃષ્ટિ તેનાથી અસંખ્યાતા છે અને તે કરતાં સામાન્ય શ્રુત પ્રતિપદ્યમાન અસંખ્યાતગુણા છે. મિશ્રમાં–શેષ સમ્યગ્દૃષ્ટિ-દેશવિરતિ પૂર્વ પ્રતિપન્ન થકી સામાન્યશ્રુત પ્રતિપદ્યમાન અસંખ્યાતગુણા–તેથી પણ અસંખ્યાત ગુણા શ્રુત પૂર્વપ્રતિપન્ન છે. સમ્યક્ત્વ સામાયિક–શ્રુત સામાયિક-અને દેશવિરતિ સામાયિક પ્રતિપદ્યમાન જીવો કરતાં સ્વસ્વસ્થાનમાં પૂર્વપ્રતિપન્ન સામાયિકવાળા જીવો અસંખ્યાત ગુણા છે, અને સર્વવિરતિ પ્રતિપદ્યમાન જીવો કરતાં પૂર્વપ્રતિપન્ન જીવો સંખ્યાતગુણા છે. સમ્યક્ત્વાદિ સામાયિક પામતા અને પામેલા સર્વ જીવો કરતાં, ચારિત્રથી પડેલા જીવો અનન્ત ગુણા છે, તેથી દેશવિરતિથી પડેલા જીવો

અસંખ્યાત ગુણા છે, તેનાથી અસંખ્યાત ગુણા સમ્યક્ત્વથી પડેલા જીવો છે, અને તેનાથી અનન્તગુણા શ્રુતથી પડેલા જીવો છે. સામાન્ય-અક્ષરાત્મક શ્રુતગ્રહણ કર્યું છે, તેથી તેમાં ઘણા જીવો છે. અન્યથા સમ્યક્ શ્રુતની અપેક્ષાએ તો સમ્યક્ત્વસમાન જીવો જાણવા. સમ્યક્ત્વાદિથી પડેલા જીવોની જઘન્ય સંખ્યાથી ઉત્કૃષ્ટ સંખ્યા સર્વત્ર સ્વસ્થાનમાં વિશેષાધિક જાણવી. એજ પૂર્વપ્રતિપન્ન સામાયિકવાળા જીવોમાં પણ જઘન્ય પદથી ઉત્કૃષ્ટ પદ વિશેષાધિક જાણવું. સમ્યક્ત્વાદિ પ્રતિપદ્યમાન જીવો જઘન્યથી એક અથવા બે હોય, (અને ઉત્કૃષ્ટથી પ્રથમનાં ત્રણ સામાયિક પ્રતિપદ્યમાન અસંખ્યાતા હોય, તથા ચારિત્ર પામનારા સંખ્યાતા હોય.) તેથી સ્વસ્થાનમાં પ્રતિપદ્યમાનની અપેક્ષાએ જઘન્યથી ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણા અથવા સંખ્યાતગુણા જાણવા. ૨૭૬૭-થી-૨૭૭૪.

હવે સાન્તરદ્વાર-અવિરહદ્વાર-અને વિરહદ્વાર કહે છે:—

कालमणंतं च सुए अद्धापरियट्टओ य देसूणो ।
आसायणबहुलाणं उक्कोसं अन्तरं होइ ॥ २७७५ ॥ ८५३-२८४

मिच्छसुयस्स वणस्सइकालो सेसस्स सेससामण्णो ।
हीणं भिण्णमुहुत्तं सव्वेसिमिहेगजीवस्स ॥ २७७६ ॥

सुयसम्मागारीणं आवलियअसंखभागमेत्ताओ ।
अट्ठ समया चरित्ते सव्वेसि जहण्ण दो समया ॥ २७७७-८५४-२८५ ॥

सुय-सम्म सत्तयं खलु विरयाविरईय होइ बारसगं ।
विरईए पण्णरसगं विरहियकालो अहोरत्ता ॥ २७७८-८५५-२८६ ॥

શ્રુતસામાયિકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી અનન્ત કાળ સુધીનું છે. શેષ ત્રણ સામાયિકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્તનું અને ઉત્કૃષ્ટ અન્તર અર્ધપુદ્ગલ પરાવર્તનમાં કંઇક ઓછું છે. તે અન્તર અતિશય આશાતનાવાળા જીવોને હોય છે. મિથ્યાશ્રુતનો કાળ વનસ્પતિના કાળ જેટલો જાણવો. શેષ સમ્યક્શ્રુતનો અન્તરકાળ સમ્યક્ત્વાદિ સામાયિકના કાળ જેટલો છે. એ સર્વનો જઘન્ય અન્તર કાળ અન્તર્મુહૂર્તનો છે, તે એક જીવની અપેક્ષાએ જાણવો. સમ્યક્ત્વ-શ્રુત અને દેશવિરતિ સામાયિક નિરન્તર પામનારા ઉત્કૃષ્ટથી આવળીના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમય સુધી હોય, અને ચારિત્ર પામનારા આઠ સમય સુધી હોય, તથા જઘન્યથી બે સમય સુધી હોય, (તે પછી વિરહકાળ થાય.) સમ્યક્ત્વ અને શ્રુત સામાયિક પ્રાપ્તિનો વિરહકાળ ઉત્કૃષ્ટથી સાત અહોરાત્રિનો છે, દેશવિરતિનો બાર અહોરાત્રિનો, અને સર્વવિરતિનો પંદર અહોરાત્રિનો વિરહકાળ છે. ૨૭૭૫-થી-૨૭૭૮

કોઇ જીવ એકવાર સમ્યક્ત્વાદિ સામાયિક પામીને તેથી ભ્રષ્ટ થયા પછી ફરી જેટલા કાળ પછી તે સામાયિક પામે, તેની વચ્ચેનો કાળ તે અન્તર કહેવાય. એવું અન્તર સામાન્ય અક્ષરાત્મક શ્રુતમાં જઘન્યથી અન્તર્મુહૂર્તનું છે, અને ઉત્કૃષ્ટથી અનન્ત કાળ પર્યન્તનું છે. કારણ કે કોઇ બેઇન્દ્રિયાદિ જીવ શ્રુત પામીને મરી ગયો હોય, તે પૃથ્વીકાયાદિ ઉત્પન્ન થઈ અન્તર્મુહૂર્ત સુધી રહીને, ફરી પાછો બેઇન્દ્રિયાદિમાં આવીને શ્રુત પામે, ત્યારે તેને જઘન્યથી અન્તર્મુહૂર્તનું અન્તર થાય. તથા જે બેઇન્દ્રિયાદિ જીવ મરણ

પામીને પૃથ્વીકાયાદિ પાંચેમાં વારંવાર ઉત્પન્ન થઈને અનન્ત કાળ સુધી તેમાં રહે, ફરી ત્યાંથી નીકળીને બે ઇન્દ્રિયાદિમાં આવીને શ્રુત પામે, ત્યારે તેને તે ઉત્કૃષ્ટ અનન્તકાળ સુધીનું અન્તર થાય. આ અનન્તકાળ અસંખ્યાતા પુદ્ગળપરાવર્ત પ્રમાણ જાણવો.

શ્રુતસામાયિક શિવાયના શેષ સમ્યક્ત્વસામાયિક-દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક. એ ત્રણ સામાયિકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્તનું છે, અને ઉત્કૃષ્ટ અન્તર અર્દ્ધ પુદ્ગળપરાવર્તમાં કંઇક ઓછું છે. આ ઉત્કૃષ્ટ અન્તર અતિશય આશાતનાવાળા જીવની અપેક્ષાએ જાણવું. કેમકે-"તીર્થંકર-પ્રવચન-શ્રુત આચાર્ય-ગણધર-અને મહર્દ્ધિકની ઘણીવાર આશાતના કરનાર અનન્ત સંસારી થાય છે."

અહીં જે વનસ્પતિના કાળ એટલે એકેંદ્રિયના કાળ જેટલો અસંખ્યાત પુદ્ગળપરાવર્તાત્મકકાળ શ્રુતના ઉત્કૃષ્ટ અન્તરપણે કહ્યો છે, તે મિથ્યા શ્રુતની અપેક્ષાએ કહ્યો છે. તે શિવાય શેષ સમ્યક્શ્રુતનો ઉત્કૃષ્ટ અન્તર કાળ સમ્યક્ત્વાદિ સામાયિકના કાળ જેટલો અર્દ્ધ પુદ્ગળપરાવર્તમાં કંઇ ઓછો જાણવો. તથા એ સર્વ સમ્યક્ત્વાદિ સામાયિકનો જઘન્ય અન્તરકાળ અન્તર્મુહૂર્તનો જાણવો. ઉપરોક્ત જઘન્ય અથવા ઉત્કૃષ્ટ અન્તર એક જીવની અપેક્ષાએ જાણવું, નાનાવિધ જીવોની અપેક્ષાએ તો એ સમ્યક્ત્વાદિ સામાયિકનું અન્તરજ નથી.

સમ્યક્ત્વ સામાયિક-શ્રુત સામાયિક-અને દેશવિરતિ સામાયિક પામનારા જીવો ઉત્કૃષ્ટથી આખા વિશ્વમાં આવલિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમય સુધી નિરન્તર તે તે સામાયિક પામનારા એક અથવા બે વિગેરે હોય છે, ને પછી તેની પ્રાપ્તિનો ઉપરમ થવાથી અવશ્ય વિરહકાળ થાય છે. અને ચારિત્ર પામનારા જીવો આઠ સમય સુધી નિરન્તર એક બે આદિ ચારિત્ર પામે છે, તે પછી તેનો વિરહકાળ થાય છે. જઘન્યથી સર્વ સમાયિકની બે સમય સુધી પ્રાપ્તિ થાય છે, તે પછી વિરહકાળ થાય છે.

સમ્યક્ત્વ સામાયિક અને શ્રુત સામાયિકની પ્રાપ્તિ આખા વિશ્વમાં જો ન થાય, તો ઉત્કૃષ્ટથી સાત અહોરાત્રિ પર્યન્ત ન થાય. તે પછી કોઇ પણ જીવ તે સામાયિક અવશ્ય પામે. દેશવિરતિ સામાયિક વધારેમાં વધારે બાર અહોરાત્રિ પર્યન્ત ન પામે, તે પછી અવશ્ય કોઇ જીવ દેશવિરતિ પામેજ. સર્વવિરતિ સામાયિક ન પામે તો ઉત્કૃષ્ટ પંદર અહોરાત્રિ સુધી ન પામે, તે પછી અવશ્ય પામે. એ પ્રમાણે તે તે સામાયિકની પ્રાપ્તિનો વિરહકાળ છે. ૨૭૭૫-થી-૨૭૭૮.

હવે ભવદ્વાર અને આકર્ષદ્વાર કહે છે:-

**समत्त-देसविरया पलियस्स अंसखभाग मेत्ता ओ।**

**अट्ठ भवा उ चरित्ते अणंतकालं च सुअसमए ॥ २७७९-८५६-२८७ ॥**

**तिण्ह सहस्सपुहत्तं सयपुहत्तं च होई विरईए।**

**एगभवे आगरिसा एवइया हुंति नायव्वा ॥ २७८०-८५७-२८८ ॥**

**दोण्ह पुहत्तमसंखा सहस्सपुहत्तं च होई विरईए ।**

**नाणभवे आगरिसा सुए अणंता उ नायव्वा ॥ २७८१-८५८-२८९ ॥**

ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જેટલા પ્રદેશો હોય તેટલા ભવ

સુધી સમ્યક્ત્વ સામાયિક અને દેશવિરતિ સામાયિક પામે છે. (જઘન્યથી એકભવ સુધી તે પછી મોક્ષ પામે. અહીં સમ્યક્ત્વપ્રાપ્તિના અસંખ્યાતા ભવ કરતાં દેશવિરતિના અસંખ્યાતા ભવ ઓછા જાણવા.) ઉત્કૃષ્ટથી આઠ ભવ સુધી સર્વવિરતિ સામાયિક પામે (જઘન્યથી એક ભવ સુધી. તે પછી મોક્ષ પામે.) સામાન્ય અક્ષરાત્મક શ્રુત અનન્તા ભવ સુધી પામે છે, (અને જઘન્યથી મરૂદેવી માતાની પેઠે એક ભવ સુધી પામે છે, તે પછી મોક્ષ પામે.) આકર્ષણ એટલે ખેંચી લેવું તેનું નામ આકર્ષ એટલે પ્રથમપણાએ અથવા મુકેલાનું ગ્રહણ તે સમ્યક્ત્વ સામાયિક-શ્રુત સામાયિક-અને દેશવિરતિ સામાયિક મુકેલાનું ગ્રહણ કરનારા એવા આકર્ષ એક ભવમાં વધારેમાં વધારે હજાર પૃથક્ત્વ-હોય છે. (બે હજારથી નવ હજાર) સર્વવિરતિ મુકેલાનું ગ્રહણ કરનારા એવા આકર્ષ એક ભવમાં વધારેમાં વધારે શતપૃથક્ત્વ (બસોથી નવસો) હોય છે. (અને જઘન્ય સઘળા એક ભવમાં એક જ હોય છે.) નાનાવિધ ભવોની અપેક્ષાએ સમ્યક્ત્વ સામાયિક અને દેશવિરતિ સામાયિક મુકેલાનું ગ્રહણ કરનારા આકર્ષ અસંખ્યાતા હજાર પૃથક્ત્વ હોય છે. ચારિત્ર મુકેલાનું ગ્રહણ કરનારા આકર્ષ હજાર પૃથક્ત્વ હોય છે, અક્ષરાત્મક શ્રુત પામનારા અનન્તા ભવોમાં અનન્તા આકર્ષ હોય છે. ૨૭૭૬-થી-૨૭૮૧.

હવે સ્પર્શનાદ્વાર કહે છે.

**सम्मत्त-चरणसहिया सव्वं लोगं फुसे निरवसेसं।**
**सत्त य चोद्दसभागा पंच य सुय-देसविरईए ॥ २७८२-८५९-२९० ॥**
**सव्वजीवेहिं सुयं सम्म-चरित्ताइं सव्वसिद्धेहिं।**
**भागेहिं असंखिज्जेहिं फासिया देसविरई उ ॥ २७८३-८६०-२९१ ॥**

સમ્યક્ત્વ અને ચારિત્રસહિત જીવ સમગ્ર લોકને નિરવશેષપણે સ્પર્શે છે. શ્રુત અને દેશવિરતિવાળા જીવો અનુક્રમે ચૌદ ચા સાત અને પાંચ ભાગ સ્પર્શે છે. સર્વ જીવોએ શ્રુત સ્પર્શેલું છે, સમ્યક્ત્વ અને ચારિત્ર સર્વ સિદ્ધોએ સ્પર્શેલું છે. અને દેશવિરતિ (સર્વ સિદ્ધોના) અસંખ્યાતમા ભાગ પ્રમાણ જીવોએ સ્પર્શેલ છે. ૨૭૮૨-૨૭૮૩.

સમ્યક્ત્વ અને ચારિત્રયુક્ત જીવો ઉત્કૃષ્ટથી દરેક પ્રદેશની વ્યાપ્તિવડે અસંખ્ય પ્રદેશાત્મક સમગ્ર લોક સ્પર્શે છે. આ સ્પર્શના કેવળીસમુદ્ઘાત અવસ્થામાં કેવળીની અપેક્ષાએ જાણવી. તથા જઘન્યથી તે જીવો લોકના અસંખ્યાતમા ભાગને સ્પર્શે છે.

કોઇક તપસ્વી શ્રુતજ્ઞાની અનુત્તર વિમાનમાં ઇલિકા ગતિએ ઉત્પન્ન થઇને સાત રાજલોકને સ્પર્શે છે, અને કોઇક સમ્યગ્દૃષ્ટિ શ્રુતજ્ઞાની પૂર્વે નરકાયુષ બાંધ્યું હોય, તે પછીથી સમ્યક્ત્વ વિરાધીને ઇલિકાગતિએ છઠ્ઠી નરક પૃથ્વીમાં ઉત્પન્ન થાય, તે પાંચ રાજલોકને પણ સ્પર્શે છે.

દેશવિરતોવાળો જીવ અચ્યુત દેવલોકમાં ઇલિકાગતિએ ઉત્પન્ન થઇને પાંચ રાજલોકને સ્પર્શે છે, અને ચ શબ્દથી બીજા દેવલોકોને વિષે ઇલિકા ગતિએ ઉત્પન્ન થતો બે આદિ રાજલોકને સ્પર્શે છે.

શિષ્ય:—અચ્યુત દેવલોક સુધીમાં છરાજ કહેવાય છે, તો પછી આપ અચ્યુતમાં ઉત્પન્ન થનારાને પાંચ રાજની સ્પર્શના કેમ કહો છો?

આચાર્ય:—અચ્યુત અને ગ્રૈવેયકની અપેક્ષાએ અન્યત્ર છરાજ કહ્યા છે, પરંતુ અહીં તો અચ્યુત દેવલોકની અપેક્ષાએ પાંચ રાજ છે એમ વૃદ્ધ પુરૂષોનો સંપ્રદાય છે, તેથી પાંચ રાજની સ્પર્શના કહી છે. વળી દેશવિરતિવાળા જીવો, તે પરિણામ તજીને નીચે નરકાદિમાં નથી જતા, તેથી ઉર્ધ્વ લોકમાંજ તેની સ્પર્શના કહી છે, પણ અધોલોકમાં નથી કહી.

એ પ્રમાણે ક્ષેત્રની અપેક્ષાએ સ્પર્શના કહી, હવે ભાવની અપેક્ષાએ સ્પર્શના કહેછે.

સંસારી અને મોક્ષના એમ બે પ્રકારે જીવો છે. તેમાં સંસારી જીવો સંવ્યવહાર રાશિના અને અસંવ્યવહાર એમ બે પ્રકારે છે. આમાંના સંવ્યવહાર રાશિના સર્વ જીવોએ સામાન્ય-અક્ષરાત્મક શ્રુત સ્પર્શેલું છે. કેમકે વ્યવહાર સર્વ જીવોએ બેઇંદ્રિયાદિ ભાવ પ્રાપ્ત કરેલ હોય છે, તેથી તેઓને સામાન્ય શ્રુતનો સદ્ભાવ હોય છે. અહીં સંવ્યવહારરાશિગત વિશેષણ પૂર્વના ટીકાકારોએ કરેલું છે, એમાં અમારી બુદ્ધિની સંભાવના નથી.

સમ્યક્ત્વ અને ચારિત્ર સર્વ સિદ્ધાત્માઓએ પૂર્વે સ્પર્શેલ છે, કેમકે તેમને સ્પર્શ્યા વિના સિદ્ધપણુંજ ઘટે નહિ. સર્વ સિદ્ધોના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જીવોએ પૂર્વે દેશવિરતિ સ્પર્શેલ છે. માત્ર એક મરૂદેવી માતાએ તેની સ્પર્શના નથી કરી. સમ્યક્ત્વ વિગેરે જીવના પર્યાયો હોવાથી તે ભાવો કહેવાય છે, તેથી તેઓની સ્પર્શના તે ભાવસ્પર્શના કહેવાય છે. ૨૭૮૨-૨૭૮૩.

હવે નિરૂક્તિદ્વાર કહે છે.

सम्मद्दिट्ठि अमोहो सोही सब्भावदंसणं बोही ।
अविवज्ज उ सुदिट्ठि त्ति एवमाईनिरुत्ताइं ॥ २७८४ ॥ ८६१ ॥ २९२

अक्खर सन्नी सम्मं साईयं खलु सपज्जवसियं च ।
गमियं अंगपविट्ठं सत्त वि एए सपडिवक्खा ॥२७८५॥ ८६२ ॥ २९३

विरयाविरई संपुडमसंपुड बालपंडियं चेव ।
देसेक्कदेसविरई अणुधम्मोअगारधम्मो त्ति ॥२७८६ ॥ ८६३ ॥ २९४

सामाइयं समइयं सम्मावाओ समास संखेवो ।
अणवज्जं च परिन्ना पच्चक्खाणेय ते अट्ठा ॥ २७८७ ॥ ८६४ ॥ २९५

સમ્યગ્દૃષ્ટિ, અમોહિ-શુદ્ધિ-સદ્ભાવદર્શન-બોધિ-અવિપર્યય અને સુદૃષ્ટિ એ વિગેરે સમ્યગ્દર્શનના શબ્દાર્થ છે. અક્ષરશ્રુત-સંજ્ઞીશ્રુત-સમ્યક્શ્રુત-સાદિશ્રુત-સપર્યવસિતશ્રુત-ગમિકશ્રુત-અંગપ્રવિષ્ટશ્રુત. એ સાતના બીજા સાત પ્રતિપક્ષી(મળીને ચૌદ ભેદ શ્રુતના.) વિરતાવિરતિ (કિંચત્ ત્યાગ) વિરતિ-સંવ્રતાસંવ્રત (સાવદ્યના જોગનો કંઇ ત્યાગ અને કંઇ નહિ ત્યાગ.) બાલપંડિતપણું-દેશ અને એક દેશની વિરતિ (પ્રાણાતિપાતાદિક અને એક દેશ તે વૃક્ષનું છેદનાદિ-એ બેનું વિરમણ તે ) અણુધર્મ-( મહાવ્રતની અપેક્ષાએ અણુ. ) અને ગૃહસ્થ ધર્મ. ( એ દેશવિરતિના શબ્દાર્થ છે. ) સામાયિક-સામાયિક-સમ્યગ્વાદ-સમાસ-સંક્ષેપ-અનવદ્ય-પરિજ્ઞા અને પ્રત્યાખ્યાન એ આઠ ( સર્વ વિરતિ ) સામાયિકના પર્યાયો છે. ૨૭૮૪-થી-૨૭૮૭.

ક્રિયા—કારકભેદ-અને પર્યાયોવડે શબ્દોના અર્થનું કથન કરવું, તે નિરૂક્તિ-કહેવાય. તેમાં પ્રથમ સમ્યક્ત્વસામાયિકની નિરૂક્તિ કહે છે:-

तच्चा सम्म दिट्ठि त्ति दंसणं त्ति तेण सम्मदिट्ठित्ति ।
मोहो वितहग्गाहो तदन्नहा दंसणममोहो ॥ २७८८ ॥
मिच्छत्तमलावगमो सोही सब्भावया जिणाभिहियं ।
दंसणमिह तग्गाहो बोही तच्चत्थसंबोहो ॥ २७८९ ॥
अविवरीयं अविवज्जओ सुदिट्ठि त्ति सोहणा दिट्ठी ।
सम्मत्तनिरुत्ताइं वचाणीहेवमाईणि ॥ २७९० ॥
एमेव सेससामाइयाण सव्वंपरियायवयणाइं ।
वच्चाइं निरुत्ताइं निरुत्तसद्दत्थमग्गेणं ॥ २७९१ ॥

સમ્યક્ એટલે અવિપરીત, દૃષ્ટિ એટલે દર્શન, ( અવિપરીત દર્શન ) તે સમ્યગ્-દર્શન. મોહ એટલે વિતથગ્રાહ, તેથી અન્યથા દર્શન ( સત્ય દર્શન ) તે અમોહી. મિથ્યાત્વમળનો અપગમ તે શુદ્ધિ. જિનોક્તપ્રવચનની પ્રાપ્તિ તે સદ્ભાવ દર્શન, સત્ય અર્થનો બોધ તે બોધિ. અવિપરીત બોધ તે અવિપર્યય. સારી દૃષ્ટિ તે સુદૃષ્ટિ. ઈત્યાદિ સમ્યક્ત્વના નિરૂક્ત-પર્યાયો કહેવા. એ પ્રમાણે શેષ સામાયિકનાં પર્યાય વચનોની નિરૂક્તિયો-વ્યુત્પત્તિયો નિરૂક્ત શબ્દાર્થના માર્ગે કહેવી. (અક્ષરશ્રુત-સંજ્ઞીશ્રુત-સમ્યક્શ્રુત-આદિશ્રુત-સપર્યવસિત-શ્રુત-ગમિકશ્રુત-અંગપ્રવિષ્ટશ્રુત, એ સાતના પ્રતિપક્ષી સાત, મળી ચૌદ પ્રકાર. શ્રુતના પર્યાય જાણવા. વિરતાવિરતિ-સંવૃતાસંવૃત-બાલપંડિતપણું-દેશ, એક દેશની વિરતિ-અણુ ધર્મ અને ગૃહસ્થ ધર્મ. એ દેશવિરતિ સામાયિકના પર્યાયો છે. ) ૨૭૮૮-૨૭૯૧

હવે સર્વવિરતિ ચારિત્રની નિરૂક્તિ-વ્યુત્પત્તિ અથવા પર્યાય કહે છે.

राग-द्दोसविरहिओ समो त्ति, अयणं आउ त्ति गमणं ति ।
समयागमो समाओ स एव सामाइयं होइ ॥ २७९२ ॥
सम्ममओ समओत्तिय सम्मं गमणं ति सव्वभुएसु ।
सो जस्स तं समइयं जम्मि व भेओवयारेण ॥ २७९३ ॥
रागाइरहो सम्मं वयणं वाओऽभिहाणमुत्ति त्ति ।
रागाइरहिअवाओ सम्मावाओ त्ति सामइयं ॥ २७९४ ॥
अप्पक्खरं समासो अहवाऽऽसोऽसण महासणं सदा ।
सम्मं समस्स वासो हीइ समासो त्ति सामइयं ॥ २७९५ ॥
संखिवणं संखेवो सो ज थोवक्खर महत्थं च ।
सामाइयं संखेवो चोद्दसपूवत्थपिंडो त्ति ॥ २७९६ ॥
पावमवज्जं सामाइयं अपावं ति तो तदणवज्जं ।
पावमणं ति व जम्हा वज्जिज्जइ तेण तदसेसं ॥ २७९७ ॥

पावपरिच्चायत्थं परितो नाणं मया परिण्ण त्ति ।
पइवत्थुमिहक्खाणं पच्चक्खाणं निवित्ति त्ति ॥ २७९८ ॥

**दमदंते मेयज्जे कालगपुच्छा चिलाय अत्तेय ।**
**धम्मरुइ इला तयालि सामइए अट्ठुदाहरणा ॥२७९९॥**

સમ એટલે રાગદ્વેષનો અભાવ, આય એટલે અયન અથવા ગમન, સમતા પ્રત્યે ગમન તે સમાય (એકાન્તે પ્રશાન્ત ગમન) તેજ સામાયિક છે. સમ્યક્ અય તે એટલે સર્વે જીવો ઉપર દયાપૂર્વક પ્રવૃત્તિ જેને હોય અથવા જેને વિષે હોય, તે ભેદોપચારવડે સામાયિક છે. સમ્યગ્ એટલે રાગ-દ્વેષરહિત, વાદ એટલે વચન-અભિધાન-અથવા-ઉક્તિ, અર્થાત્ રાગદ્વેષરહિતવાદ તે સમ્યગ્વાદ-સામાયિક છે. (મહાઅર્થવાળું છતાં "સામાયિક") અલ્પ અક્ષરવાળું હોવાથી સમાસ કહેવાય છે. અથવા જીવથી કર્મને દૂર ફેંકવા તે સમાસ અથવા સમનો એટલે રાગદ્વેષરહિત જીવનો કર્મક્ષેપ, તે સમાસસામાયિક છે. સંક્ષેપ કરવો તે સંક્ષેપ. કેમકે તે થોડા અક્ષરવાળું અને મહા અર્થવાળું હોવાથી તેમાં ચૌદ પૂર્વના અર્થનો સંગ્રહ છે, તેથી તે સામાયિકને સંક્ષેપ કહેવાય છે. અવદ્ય એટલે પાપ જેમાં નથી તે, પાપરહિત સામાયિક હોવાથી તે અનવદ્ય કહેવાય છે. અથવા અન એટલે પાપ, જેનાથી સર્વથા વર્જ્ય, તે અનવદ્ય કહેવાય છે. પાપનો પરિત્યાગ કરવાને સર્વ હેયો-પાદેયવસ્તુનું સમસ્ત પ્રકારે જ્ઞાન તે પરિજ્ઞા. દરેક વસ્તુનું ગુરૂસમીપે નિવૃત્તિ કથન તે પ્રત્યાખ્યાન. (સામાયિક અર્થના અનુષ્ઠાન ઉપર) દમદાન્ત ઋષિનું દૃષ્ટાન્ત, (સામાયિકના અર્થાનુષ્ઠાન ઉપર મેતાર્ય મુનિનું દૃષ્ટાન્ત (સામાયિક ઉપર) સામ્યવાદ ઉપર કાલિકાચાર્યની પૃચ્છાનું દૃષ્ટાન્ત (સમાસ ઉપર) ચિલાતિપુત્રનું, (સંક્ષેપ ઉપર) આત્રેય (તથા કપિલાદિ)નું, (અનવદ્ય ઉપર) ધર્મરૂચિનું, (પરિજ્ઞા ઉપર) ઈલાપુત્રનું, (પ્રત્યાખ્યાન ઉપર) તેતલી પુત્રનું ઉદાહરણ જાણવું ૨૭૯૨-થી-૨૭૯૯.

અહીં उद्देसे निद्देसे ઇત્યાદિ બે ગાથામાં કહેલા દ્વારોના સમુદાયરૂપ ઉપોદ્ઘાત નિર્યુક્તિ પૂરી થઈ.

निक्खंतो हत्थिसीसा दमदंतो कामभोगमवहाय ।
णवि रज्जइ तेसु दुट्ठेसु ण दोसमावज्ज ॥ २५२ ॥ मू. भा.

---

મુનિયો કેવા હોય તે જણાવે છેઃ--

वंदिज्जमाणा न समुक्कसंति, हीलिज्जमाणा न समुज्जलंति ।
दंतेण चित्तेण चरंति धीरा, मुणि समुग्घाइयरागदोसा ॥ ८६६ ॥

(ચક્રવર્તિ આદિથી) જેઓને વન્દના મળતી હોય તો પણ અભિમાન ન કરે, (અધમ મનુષ્યો) નિન્દા કરતા હોય તો પણ ક્રોધ ન કરે, શાન્ત ચિત્તથી રહે, રાગ દ્વેષને વર્જે અને ધૈર્યવાળા હોય, તે મુનિઓ કહેવાય છે. ૮૬૬.

तो समणो जइ सुमणो भावेण य जइ ण होइ पावमणो ।
सयणे य जणे य समो समो य माणावमाणेसुं ॥ ८६७ ॥
णत्थि य सि कोइ वेसो पिओ व सव्वेसु चेव जीवेसु ।
एएण होइ समणो एसो अण्णोवि पज्जाओ ॥ ८६८ ॥

હવે સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ કહે છે.

इइ एस उवग्घाओऽभिहिओ सामाइयस्स तस्सेव ।
अहुणा सुत्तप्फासिय निज्जुत्तो सुत्तवक्खाणं ॥ २८०० ॥

જો અન્તઃકરણથી સારા મનવાલો હોય અને પાપ મનવાલો ન હોય તો (સત્) મન કહેવાય. (તેવીજ રીતે) પોતાના કુટુમ્બી અને ઇતર જનમાં (સન્મન) હોય (તેમજ વલી જે) માન અને અપમાનમાં (સન્મન) હોય ॥ ૮૬૭ ॥ તે સાધુને સર્વ જીવોમાં કોઈપણ શત્રુ ન હોય અને મિત્ર પણ ન હોય તેથી તે શ્રમણ કહેવાય, એ સામાયિકનો બીજો પર્યાય કહ્યો. ॥ ૮૬૮ ॥

આ જગો પર દીવો ઓલાય ત્યાંસુધી કાયોત્સર્ગમાં રહેનાર ચંન્દ્રાવતંસકનું દૃષ્ટાન્ત છે. વલી મેતાર્યનું દૃષ્ટાન્ત જણાવનાર ગાથા કહે છેઃ—

जो कोंचगावराहे पाणिदया कोंचगं तु णाइक्खे ।
जोवियमणपेहंतं मेयज्जरिसिं णमंसामि ॥ ८६९ ॥
णिप्फेडियाणि दोण्णिवि सीसावेढेण जस्स अच्छीणि ।
ण य संजमाउ चलिओ मेयज्जो मंदरगिरिव्व ॥ ८७० ॥

જે મેતાર્ય મુનિએ ક્રૌંચનો અપરાધ છતાં જીવદયાથી ક્રૌંચને ન જણાવ્યો, તે જીવિતની અપેક્ષા ન રાખનાર મેતાર્ય મુનિને નમસ્કાર કરૂં છું ॥ ૮૬૯ ॥ વલી જે મેતાર્ય મુનિને માથે વાધરને વીંટવાથી બન્ને આંખો નિકલી ગઇ તોપણ સંજમથી ચલાયમાન થયા નહીં એવા મેતાર્ય મુનિ મેરૂ વગેરેની પેઠે નિશ્ચલ રહ્યા. ॥ ૮૭૦ ॥

दत्तेण पुच्छिओ जो जण्णफलं कालओ तुरुमिणीए ।
समयाए आहिएणं संमं वुइयं भदंतेणं ॥ ८७१ ॥

દત્ત નામના ભાણેજ એવા બ્રાહ્મણ રાજાએ તુંગી નગરીમાં જે કાલકાચાર્યને યજ્ઞનું ફલ પૂછ્યું ત્યારે મધ્યસ્થપણાથી જે ભગવાને સાચું કહ્યું તે કાલકાચાર્ય (સમ્યગ્વાદમાં દૃષ્ટાન્ત છે) ॥ ૮૭૧ ॥

जो तिहिं पएहिं सम्मं समभिगओ संजमं समारूढो ।
उवसमविवेयसंवरचिलायपुत्तं णमंसामि ॥ ८७२ ॥
अहिसरिया पाएहिं सोणियगंधेण जस्स कीडीओ ।
खायंति उत्तमंगं तं दुक्करकारयं वंदे ॥ ८७३ ॥

જે ચિલાતિપુત્ર ઉપશમ, વિવેક અને સંવર એવા ત્રણ પદોથી સમ્યક્ત્વને પામીને સંજમમાં લીન થયા તે ચિલાતીપુત્રને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૭૨ ॥ જેના લોહીના ગંધથી આવેલી કીડીઓ પગથી પેસીને માથા સુધી ખાય છે. (છતાં સ્થિર રહેલા એવા) તે દુષ્કરકારક ચિલાતીપુત્રને હું વંદના કરૂં છું. ॥ ૮૭૩ ॥

धीरो चिलायपुत्तो मूयइंगलियाहिं चालिणिव्व कओ ।
सो तहवि खज्जमाणो पडिवण्णो उत्तमं अट्ठं ॥ ८७४ ॥

सुत्तं सुत्ताणुगमो तं च नमोक्कारपूव्वयं जेण ।
सो सव्वसुयक्खंधब्भंतरब्भुओ त्ति निद्दिट्ठो ॥ २८०१ ॥

સત્ત્વવાલા તે ચિલાતીપુત્ર કીડિયોએ ચાલણી જેવા કર્યા તોપણ કીડિયોથી ખવાતા એવા તે મુનિ ઉત્તમ અર્થ ( આરાધના ) પામ્યા. ॥ ૮૭૪ ॥

अड्ढाज्जेहिं राइंदिएहिं पत्तं चिलाइपुत्तेणं ।
देविंदामरभवणं अच्छरगणसंकुलं रम्मं ॥ ८७५ ॥

ચિલાતીપુત્રે અઢી દિવસ ( આરાધના કરવા ) થી દેવીઓના સમુદાયવાલુ, દેવેન્દ્રના જેવું, મનોહર સુરવિમાન પ્રાપ્ત કર્યું. ॥ ૮૭૫ ॥

सयसाहस्सा गंथा सहस्स पंच य दिवड्डमेगं च ।
ठविया एगसिलोए संखेवो एस णायव्वो ॥ ८७६ ॥
सोऊण अणाउट्टि अणभीओ वज्जिऊण अणगं तु
अणवज्जयं उवगओ धम्मरुई णाम अणगारो ॥ ८७७ ॥

જેવી રીતે લાખ લાખ શ્લોકના ગ્રન્થોનો સંક્ષેપ હજારમાં, પાંચસોમાં, દોઢસોમા, યાવદ્ ચારે ઋષિએ એક શ્લોકમાં કર્યો (એવી રીતે સામાયિક ચૌદ પૂર્વનો સંક્ષેપ સાર છે.)

જે ધર્મરૂચિ સાધુ પેલાં તાપસપણામાં અમાવસ્યાના દિવસે અનાકુટ્ટિ (હિંસારહિતપણું) કરતો, સાધુને હમેંશા અનાકુટ્ટિપણું સાંભલીને પાપથી ડરેલો સાવદ્ય છોડીને નિરવદ્યપણાને પામ્યો તેથી સામાયિકનું નામ અનાકુટ્ટિપણો છે. ॥ ૮૭૭ ॥

परिजाणिऊण जीवे अज्जीवे जाणणापरिण्णाए ।
सावज्जजोगकरणं परिजाणइ सो इलापुत्तो ॥ ८७८ ॥

જ્ઞાનથી જીવ અને અજીવનું સ્વરૂપ જાણીને સાવદ્યયોગ ક્રિયાનો ત્યાગ કરનારો એલાચીપુત્ર થયો તેથી પરિજ્ઞા કહેવાય છે. ॥ ૮૭૮ ॥

पच्चक्खे दट्ठुणं जीवाजीवे य पुण्णपावं च ।
पच्चक्खाया जोगा सावज्जा तेतलिसुएणं ॥ ८७९ ॥

પ્રત્યક્ષ પોટ્ટિલ દેવતાને દેખવાથી જીવ, અજીવ અને પુણ્ય પાપને પ્રત્યક્ષ માફક જાણીને ૬૩ સ્વપ્નાનો કણક ધ્વજ રાજાના પ્રધાને સર્વ સાવદ્યયોગનાં પચ્ચખાણ કર્યાં તેથી સામાયિક પચ્ચકખાણ તરીકે પણ કહેવાય, એવી રીતે નિરૂક્તિનું દ્વાર સમાપ્ત થયું. અને ઉપોદ્ઘાતનિર્યુક્તિ પણ સમાપ્ત થઈ. ॥ ૮૭૯ ॥

સૂત્રનાં લક્ષણો જણાવે છે.

જેમાં શબ્દો થોડા હોય, વલી જેમાં અર્થ ઘણો હોય, તથા અલીક વગેરે જેમાં ૩૨ દૂષણો ન હોય, એવું લક્ષણયુક્ત અને ૮ ગુણવાલુ હોય તે સૂત્ર કહેવાય.

ઉપર વર્જવાને જણાવેલા ૩૨ દોષો નીચે પ્રમાણેઃ—

अप्पगंथमहत्थं बत्तीसादोसविरहियं जं च ।
लक्खणजुत्तं सुत्तं अट्ठहि य गुणेहि उववेयं ॥ ८८० ॥
अलियमुवघायजणयं निरत्थयमवत्थयं छलं दुहिलं ।
निस्सारमधियमूणं पुणरुत्तं वाहयमजुत्तं ॥ ८८१ ॥

तं चावसाणमंगलमवं मन्नंति तं च सत्थस्स।
सव्वस्स भणियमंते इयमाईए कहं जुत्तं ? ॥ २८०२ ॥

कमभिण्णवयणभिण्णं विभत्तिभिन्नं च लिंगभिन्नं च।
अणभिहियमपएव य सभावहीणं ववहियं च ॥ ८८२ ॥
कालजतिच्छविदोसा समयविरुद्धं च वयणमित्तं च।
अत्थावत्तीदोसो य होइ असमासदोसो य ॥ ८८३ ॥
उवमारूवगदोसाऽनिद्देस पदत्थसंधिदोसो य।
एए उ सुत्तदोसा बत्तीसं होंति णायव्वं ॥ ८८४ ॥

અછતી વાત કહેવા અગર છતી વાત ઓલવવી તે કૂટ (૧) હિંસા ધર્મને માટે થાય તે કહેવું તે ઉપઘાતજનક. (૨) હિત્થાદિ જેવા નકામા શબ્દ કહેવાથી નિરર્થક. (૩) સંબન્ધ-વગરનું બોલવું એ અનર્થ. (૪) નવ (૯ નવ) કમ્બલવાલો દેવદત્ત એમ કહેવું તે છલ વાક્ય (૫) હિંસા છતાં પાપ નથી અથવા પુણ્ય પાપને ઓલવવું તે દ્રોહ નામ દોષ (૬) વેદના વચનો માફક બોલવું તે અસાર (૭) જેમાં વર્ણઆદિ વધારે હોય તો અધિક દોષ અને ઓછા હોય તો હીન દોષ અથવા હેતુ ઉદાહરણ વધારે ઓછા કહેવા તે અધિક અને હીન દોષ (૮-૯) શબ્દ અથવા અર્થની સમજાતી વાત ફેર કહેવી તે પુનરૂક્ત દોષ (૧૦) કર્મ છે અને કર્ત્તા નથી એવું બોલવું તે વ્યાહુત દોષ (૧૧) અયુક્ત બોલવું તે દોષ. (૧૨) પ્રક્રમ, વચન, લિંગ, અને વિભક્તિનો વ્યત્યય કરી બોલવું તે દોષ (૧૩, ૧૪, ૧૫, ૧૬,) પોતાના સિદ્ધાન્તવિરૂદ્ધ બોલવું તે અનભિહિત દોષ (૧૫) છેદ ભેદ કરવું તે અપદ દોષ (૧૮) ઉલટો સ્વભાવ કહેવો તે સ્વભાવહીન દોષ (૧૯) ચાલુ વાત છોડીને વચમાં બીજી વાતો વિસ્તારથી કહેવી તે વ્યવહિત દોષ (૨૦) અતીતાદિ કાલનો વ્યત્યય કરવો તે કાલ દોષ (૨૧) અસ્થાને વિરતિ કરવી અગર તે મુદ્દલ ન કરવી તે યતિ દોષ (૨૨) અલંકારરહિત બોલવું તે છબી દોષ (૨૩) જે વાત પોતાને ખંડન કરવાની હોય તે વાત સ્થાપવી તે સમયવિરૂદ્ધ દોષ (૨૪) વિના પ્રમાણ બોલવું તે વચન માત્ર દોષ (૨૫) જ્યાં ભાવાર્થથી અનિષ્ટ થાય તે અર્થાપત્તિ દોષ (૨૬) સમાસમાં માસ ન કરે અથવા લટો કરે તે અસમાસ દોષ (૨૭) હીણાધિક ઉપમા દેવી તે ઉપમા દોષ (૨૮) અન્યોન્ય અવયવનો વ્યત્યય કરે તે રૂપક દોષ (૨૯) એકવાક્યતા ન થાય તે અનિર્દેશ દોષ (૩૦) છતો પદાર્થ કહેવો તે પદાર્થ દોષ (૩૧) સન્ધિનો વ્યત્યય કરવો તે સંધિ દોષ(૩૨)૮૮૧-૮૨-૮૩-૮૪

સૂત્રના આઠ ગુણ નીચે પ્રમાણે:—

निद्दोसं सारवन्तं च हेउजुत्तमलंकियं।
उवणीयं सोवयारं च मियं महुरमेव य ॥ ८८५ ॥
अप्पक्खरमसंदिद्धं सारवं विस्सओमुहं।
अत्थोभमणवज्जं च सुत्तं सव्वण्णुभासियं ॥ ८८६ ॥

દોષરહિત હોય (૧) સામાયકનીમાફક ઘણા પર્યાય વાલો હોય (૨) હેતુવાલો હોય (૩) ઉપમાદિ અલંકાર વાલો હોય તે (૪) ઉપસંહાર વાલો હોય તે (૫) ગામડીયા ભાષા વાલો ન હોય તે સોપચાર (૬) વર્ણાદિ નિયત પ્રમાણવાલો હોય તે (૭) અને સાંભળતાં

होज्जाइ मंगलं सो तं कयमाइए किं पुणो तेणं ।
अहवा कयं पि कीरइ कत्थावत्थाणमेवं ति ? ॥ २८०३ ॥
तम्हा सो सुत्तं चिय तदाइभावादओ तयं चेव ।
पुव्वं वक्खाणेउं पच्छा वोच्छामि सामाइयं ॥ २८०४ ॥

એ પ્રમાણે આ સામાયિકનો ઉપોદ્ઘાત કહ્યો, હવે તેજ સામાયિકની સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ-સુવ્યાખ્યાન કહેવાશે. ("करेमि भंते। सामाइयं" ઇત્યાદિ) સૂત્ર તે સૂત્રાગમ છે, તે નમસ્કારપૂર્વક કહેવાય છે, કારણ કે એ નમસ્કાર સર્વ શ્રુતસ્કંધની અભ્યન્તર છે, એમ પ્રથમજ કહ્યું છે. આ નમસ્કારને બીજાઓ (ઉપોદ્ઘાત નિર્યુક્તિનું) અન્ત્ય મંગળ માને છે, (તે યોગ્ય નથી.) કારણ કે તે અન્ત્યમંગળ (ષડધ્યયનાત્મક) સમગ્ર શાસ્ત્રના અન્તે (પ્રત્યાખ્યાન કહેવા રૂપે) કહેલું છે, એટલે તે (સામાયિકની) આદિમાં કહેલું કેવી રીતે યોગ્ય કહેવાય? તે નમસ્કાર (સામાયિકનું) આદિ મંગળ થાય, (તો તે યોગ્ય નથી, કેમકે) આદિમાં મંગળ કર્યા છતાં ફરીથી કરવાનું શું કારણ; કર્યા છતાં પણ ફરી કરાય, તો એ પ્રમાણે તેનું અવસ્થાન ક્યાં થાય? માટે તે નમસ્કાર સૂત્રની આદિમાં હોવાથી સૂત્રરૂપજ છે, તેથી પ્રથમ તેનું વ્યાખ્યાન કરીને પછી સામાયિકનું વ્યાખ્યાન કરીશું. ૨૮૦૦ થી ૨૮૦૪

એ રીતે-પૂર્વે કહ્યા મુજબ સામાયિકનો આ ઉપોદ્ઘાત કહ્યો, હવે તેજ સામાયિકની સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ-સૂત્રવ્યાખ્યાન કહેવાશે. "करेमि भंते ! सामाइयं" ઇત્યાદિ સૂત્ર છે, તે સૂત્રાનુગમરૂપ વ્યાખ્યાન છે, અને તે સૂત્રાનુગમ નમસ્કારપૂર્વકજ કહેવાય છે, કારણ કે નમસ્કાર સર્વ શ્રુતસ્કંધની અભ્યંતર છે, એમ પ્રથમજ કહેલું છે, તેથી પ્રથમ નમસ્કારનું વ્યાખ્યાન કરીને પછીથી સામાયિક સૂત્રનું વ્યાખ્યાન કરાશે.

અહીં સામાયિક સૂત્રની આદિમાં જે નમસ્કાર કહ્યો છે, તે નમસ્કારને ઉપોદ્ઘાત-નિર્યુક્તિરૂપ શાસ્ત્રનું અન્ત્ય મંગળ કહે છે, પણ સૂત્રની આદિમાં નમસ્કાર છે, એમ નથી માનતા. કારણ કે શાસ્ત્રની આદિમાં-મધ્યમાં અને અન્તમાં એમ ત્રણ મંગળ કરવાં જોઇએ. તેમાં પ્રથમ ઉપોદ્ઘાત નિર્યુક્તિની આદિમાં નન્દિરૂપ મંગળ છે, મધ્યમાં જિનેશ્વર તથા ગણધરની ઉત્પત્તિ આદિ ગુણોત્કીર્તનરૂપ મંગળ છે, અને અન્તમાં આ નમસ્કારરૂપ મંગળ છે.

એ પ્રમાણે કહેનારાઓની માન્યતા યોગ્ય નથી, કારણ કે શાસ્ત્રનું જે અન્ત્ય મંગળ તેઓ કહે છે, તે અન્ત્ય મંગળ તો ભગવાન્ ભદ્રબાહુસ્વામીએ ષડધ્યયનાત્મક સમગ્ર આવશ્યક શાસ્ત્રના અન્તે પ્રત્યાખ્યાન રૂપે કહેલ છે. પ્રત્યાખ્યાન તે તપ છે, તપ એ ધર્મ છે, અને "ધર્મ તે ઉત્કૃષ્ટ મંગળ છે" માટે આ નમસ્કાર રૂપ મંગળ, તે સામાયિકની આદિમાં આ પ્રસ્તુત હોવાથી કહી શકાય નહિ.

શિષ્યઃ—નમસ્કાર સામાયિકની આદિમાં કહેલ છે, તેથી તેને આદિ મંગળ કહેવામાં શું હરકત છે ?

---

મનોહર લાગે (૮) એ આઠ ગુણવાલાં સૂત્ર હોય છે. ॥ ૮૮૫ ॥ અથવા સૂત્રના બીજા ગુણો કહે છેઃ—

સામાયિક માફક અલ્પાક્ષર વાલો હોય, (૧) સંદેહરહિત હોય (૨) ઘણા પર્યાય વાલો હોય (૩)દરેક સૂત્રમાં ચાર અનુયોગ હોવાથી અથવા અનેક અર્થવાલો હોવાથી સારવત્ હોય, વૈયાદિ નકામા નિપાતો ન હોય તે અસ્તો પથ હિંસાને જણાવનાર ન હોવાથી અનવદ્ય એવુ સૂત્ર સર્વજ્ઞોનું કહેલું છે. ॥ ૮૮૬ ॥

આચાર્ય:—પ્રથમ નન્દિનું સ્વરૂપ કહેવાથી આદિ મંગળ તો કરેલુંજ, તો પછી પુનઃ કરવાનું શું કારણ? કરેલું આદિ મંગળ પુનઃ પણ કરાય, તો પછી તેનું અવસ્થાન ક્યાં થાય? વારંવાર કરવાથી કેવળ અનવસ્થાજ પ્રાપ્ત થાય.

શિષ્ય:--જો એમ હોય તો અહીં પ્રથમ નમસ્કાર કહેવાનું શું કારણ છે.

આચાર્ય:—"करेमिभंते सामाइयं" ઇત્યાદિ સૂત્રાવયવની પેઠે, નમસ્કાર સામાયિકની આદિમાં કહેલ હોવાથી પરમાર્થથી સામાયિક સૂત્રજ છે, પણ મંગળ માટે નથી. આ કારણથી પ્રથમ નમસ્કારનું વ્યાખ્યાન કરીને પછી સામાયિકના અર્થનું વ્યાખ્યાન કરાશે. ૨૮૦૦-થી-૨૮૦૪.

હવે નમસ્કારનું વ્યાખ્યાન કહેવાને અનુયોગદ્વારો કહે છે:-

उप्पत्ती निक्खेवो पयं पयत्थो परूवणा वत्थुं ।
अक्खेव पसिद्धि कमो पओयण फलं नमोक्कारो ॥२८०५॥ ८८७-२९७

उप्पण्णाणुप्पण्णो एत्थ नया (भाइ) णेगमस्सणुप्पण्णो ।
सेसाणं उप्पण्णो जइ कत्तो तिविहसामित्ता ॥ २८०६ ॥ ८८८-२९८

समुट्ठाण-वायणा-लद्धिओ य पढमे नयत्तिए तिविहं ।
उज्जुसुय-पढमवज्ज सेसनया लद्धिमिच्छंति ॥ २८०७ ॥ ८८९-२९९

ઉત્પત્તિ-નિક્ષેપ-પદ-પદાર્થ-પ્રરૂપણા-વસ્તુ-આક્ષેપ-પ્રસિદ્ધિ-ક્રમ-પ્રયોજન અને ફળ. એટલાં દ્વારોથી નમસ્કારનો વિચાર કરાશે. ઉત્પન્નાનુત્પન્ન નમસ્કાર છે. તેમાં નૈગમ નયાનુસારે અનુત્પન્ન છે, અને શેષ નયાનુસારે ઉત્પન્ન છે. જો ઉત્પન્ન છે, તો તે કેવી રીતે? સમુત્થાન-વાચના અને લબ્ધિ એ ત્રિવિધ સ્વામિત્વ રૂપ કારણથી નૈગમાદિ ત્રણ નયોમાં એ ત્રિવિધ કારણ છે, ઋજુસૂત્રમાં પ્રથમ શિવાયના બે કારણ છે, અને શેષ નયો એક લબ્ધિ કારણજ માને છે. ૨૮૦૫-થી-૨૮૦૭.

નૈગમાદિ નયોની અપેક્ષાએ નમસ્કારને ઉત્પન્ન અને અનુત્પન્ન માનવો. સર્વસંગ્રાહી અને દેશસંગ્રાહી એમ બે પ્રકારે નૈગમ નય છે. તેમાં સર્વસંગ્રાહી નૈગમ સામાન્ય માત્રનુંજ અવલંબન કરતો હોવાથી તેના અભિપ્રાયે સર્વ કંઇ ઉત્પાદ-વ્યયરહિત છે. તેથી નમસ્કાર પણ ઉત્પાદ-વ્યય રહિત હોવાને લીધે અનુત્પન્ન છે. શેષ વિશેષગ્રાહી નૈગમ તથા બીજા નયો વિશેષગ્રાહી હોવાથી વસ્તુને ઉત્પાદ વ્યય સ્વરૂપ માને છે, ઉત્પાદ-વ્યય શૂન્ય વસ્તુ વંધ્યાપુત્રની પેઠે અવસ્તુ રૂપ છે. તેથી કરીને નમસ્કાર રૂપ વસ્તુ ઉત્પાદ-વ્યય સ્વરૂપ હોવાથી બીજા વિશેષગ્રાહી નયોની અપેક્ષાએ તે ઉત્પન્ન છે. કારણ કે સમુત્થાન ( જેનાથી સમ્યક્ ઉત્પત્તિ થાય તે ) એટલે નમસ્કારના આધાર રૂપ દેહ, વાચના એટલે ગુરૂ સમીપે શ્રવણ કરવાથી અને લબ્ધિ એટલે તદાવરણીય કર્મના ક્ષયોપશમથી એમ ત્રણ પ્રકારના કારણથી વિશેષગ્રાહી નૈગમ-સંગ્રહ અને વ્યવહાર નયની અપેક્ષાએ નમસ્કાર ઉત્પન્ન થાય છે. ઋજુસૂત્ર નયના અભિપ્રાયે દેહરૂપ સમુત્થાન સિવાય વાચના અને લબ્ધિથી નમસ્કાર થાય છે, કારણ કે એ બે કારણરહિત જીવને શરીર માત્રના સદ્ભાવથી નમસ્કારાત્મક કાર્યનો વ્યભિચાર જણાય છે. શબ્દાદિ નયો એક લબ્ધિનેજ નમસ્કારનું કારણ માને છે, કેમકે લબ્ધિરહિત અભવ્ય જીવોને વાચનાથી પણ નમસ્કારની ઉત્પત્તિ નથી થતી, અને લબ્ધિયુક્ત પ્રત્યેક બુદ્ધાદિને વાચનાના અભાવે પણ નમસ્કારની ઉત્પત્તિ થાય છે. માટે તે નયોના અભિપ્રાયે એક લબ્ધિજ નમસ્કારોત્પત્તિનું કારણ છે. ૨૮૦૫-થી-૨૮૦૭.

હવે "उप्पन्नाणुप्पन्नो तथा सेसाणं उप्पन्नो" એ વિગેરે પદોની ભાષ્યકાર મહારાજ વ્યાખ્યા કરે છે.

सत्तामेत्तग्गाही जेणाइमनेगमो तओ तस्स ।
उप्पज्जइ नाभूयं भूयं न य नासए वत्थुं ॥ २८०८ ॥

तो तस्स नमोक्कारो वत्थुत्तणओ तहं व सो निच्चो ।
संतं पि न तं सव्वो मुणइ सरूवं वावरणाओ ॥ २८०९ ॥

सेसमयं नत्थि तओऽणुप्पाय-विणासओ खपुप्फं व ।
जदिहत्थि तदुप्पाय-व्वय-धुवधम्मं जहा कुंभो ॥ २८१० ॥

आवरणादग्गहणं नाभावाउ त्ति तत्थ को हेऊ ? ।
भत्ती य नमोक्कारो कहमत्थि य सा न तग्गहणं ॥ २८११ ॥

આદ્ય નૈગમ, સત્તા માત્ર ગ્રાહી હોવાથી, તેના અભિપ્રાયે કોઇ વસ્તુ અવિદ્યમાન નથી અને કોઇ ઉત્પન્ન નથી થતી, જે વિદ્યમાન છે, તેનો નાશ નથી. તેથી તેના અભિપ્રાયે નમસ્કાર વસ્તુ સ્વરૂપ હોવાથી, તે પ્રમાણે તે નિત્ય છે. તે વિદ્યમાન છે, તોપણ આવરણથી આત્મસ્વરૂપની પેઠે તેને સર્વ કોઈ જાણતું નથી. શેષ નયોના મતે તે નમસ્કાર ઉત્પાદ-વ્યય રહિત હોવાથી આકાશ પુષ્પની પેઠે વસ્તુ નથી; જે વિદ્યમાન છે, તે ઘટની પેઠે ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વરૂપ ધર્મવાળું છે. અભાવથી નમસ્કાર નથી જણાતો એમ નહિ, પણ આવરણથી નથી જણાતો. (એમ કહેવામાં આવે તો) તેમાં હેતુ શો છે? (તીર્થંકર પ્રત્યે) ભક્તિ, તે નમસ્કાર છે. (તે ભક્તિ સર્વદા છે) તો તે (મિથ્યાત્વ અવસ્થામાં) કેમ નથી જણાતો? ૨૮૦૮-થી-૨૮૧૧.

આદ્યનૈગમનય સત્તા માત્રગ્રાહી હોવાથી તેના મતે સર્વદા સત્ છે-વિદ્યમાન છે. જે સર્વદા સત્ છે, તે આકાશની પેઠે કદી ઉત્પન્ન નથી થતું. જો તેનો પણ ઉત્પાદ માનવામાં આવે, પણ ઉત્પાદ થવાના પ્રસંગથી અનવસ્થા પ્રાપ્ત થાય. વળી જે નિત્ય વિદ્યમાન છે, તે કદીપણ નાશ પામતું નથી. તેથી આદ્યનૈગમનયના અભિપ્રાયે નમસ્કાર વસ્તુ સ્વરૂપ હોવાથી આકાશની પેઠે (ઉત્પન્ન થતો નથી અને નાશ પણ પામતો નથી.) નિત્ય વિદ્યમાન છે. માટે આ નયના મતે નમસ્કાર અનુત્પન્ન સ્વરૂપ કહેવાય છે.

અહીં કોઇ એમ કહેવા માગે કે જો નમસ્કાર સર્વદા વિદ્યમાન છે, તો તે મિથ્યાત્વદશામાં કેમ નથી જણાતો? આના ઉત્તરમાં કહેવાનું કે નમસ્કાર સર્વ અવસ્થાઓમાં વિદ્યમાન છે. પરન્તુ અતિશય જ્ઞાની વિના બીજાઓ આવારક કર્મના સદ્ભાવથી આત્મસ્વરૂપની પેઠે તેને જાણી શકતા નથી. મતલબ કે-જેમ આત્મસ્વરૂપ અમૂર્ત હોવાથી, તે સર્વદા વિદ્યમાન છતાં પણ કેવળી શિવાય બીજા કોઇ તેને જોઇ કે જાણી શકતા નથી; તેવી રીતે નમસ્કાર દ્રવ્યરૂપે મિથ્યાત્વ અવસ્થામાં પણ વિદ્યમાન છે, જો સર્વથા અવિદ્યમાન હોય, તો ગધેડાના શીંગડાની પેઠે પાછળથી તેની ઉત્પત્તિ ન થાય, માત્ર કેવળજ્ઞાનાવરણથી આવૃત હોવાથી છદ્મસ્થ જીવો, તે નમસ્કારને તે રૂપે જોઇ શકતા નથી. માટે આદ્યનૈગમનયના અભિપ્રાયે સર્વ વસ્તુ સર્વદા વિદ્યમાન હોવાથી નમસ્કારને અનુત્પન્ન કહેવાય છે.

આ શિવાયના બીજા વિશેષવાદી નયો એથી વિપરીત માને છે, તેઓનો અભિપ્રાય એવો છે કે-ઉત્પાદ વ્યય રહિત વસ્તુ આકાશપુષ્પની પેઠે અસત્-અવિદ્યમાન છે, અને જે વસ્તુ વિદ્યમાન છે, તે સર્વ ઘટની પેઠે ઉત્પાદ-વ્યય અને ધ્રુવસ્વભાવવાળી છે. તેથી ઉત્પાદ-વ્યયરહિત-અનુત્પન્ન નમસ્કાર જેઓ માને છે તે અયોગ્ય છે.

અનુત્પન્ન નમસ્કાર નથી, માટે તે જણાતો નથી એમ નહિ, પણ જ્ઞાનાવરણના ઉદયથી તે વિદ્યમાન છતાં પણ સર્વથી જણાતો નથી. એ પ્રમાણે કહેવામાં આવે તો તે કથનમાં પ્રમાણ શું છે? કંઇજ નહિ. વસ્તુતઃ તેના નમસ્કારનો અભાવ હોવાથીજ, તેથી સર્વ જનોથી સર્વદા નથી જણાતો, આવરણના ઉદયથી નથી જણાતો એમ નહિ.

તીર્થંકરાદિકમાં ભક્તિ, તે નમસ્કાર કહેવાય છે, તે ભક્તિ સદૈવ હોય છે, એમ કહેવામાં આવે, તો તે પણ યોગ્ય નથી, કારણ કે મિથ્યાત્વ અવસ્થામાં તે ભક્તિ જણાતી નથી, એટલે એ કથન પણ નિત્ય વિદ્યમાનતામાં વિરોધી છે. માટે ઉત્પન્ન નમસ્કાર છે, અનુત્પન્ન નમસ્કાર નથી, એમ માનવું એજ વધારે સારૂં છે, આવરણાદિની કલ્પના કરવાથી શું ફલ? ૨૮૦૮-૨૮૧૧.

પુનઃ આદ્યનૈગમનયના મતની શંકા કરીને વિશેષવાદીનયો પોતાનો પક્ષ સિદ્ધ કરવાને કહે છે કે-

> अह परसंत्तो त्ति तओ संतो, किं नाम कस्स नासंतं ?।
> अहणाइव्ववएसो नेवं न य परघणाफलदा ॥ २८१२ ॥
> सव्वधणं सामण्णं पावइ भत्तिफलं च सेसं च ।
> किरियाफलमेवं चाऽकयागमो कयविणासो य ॥ २८१३ ॥
> अह भत्तिमंतसंताणओ स निच्चो त्ति कहमणुप्पण्णो ? ।
> नणु संताणित्तणओ स होइ बीयंकुराइ व्व ॥ २८१४ ॥
> होज्जाहि नमोक्कारो णाणं सद्दो व कायकिरिया वा ।
> अहवा तस्संजोगो न सव्वहा सो अणुप्पादी ॥ २८१५ ॥

પર સંતાનમાં તે છે, એમ કહેવામાં આવે, તો કોને કઇ વસ્તુનો અભાવ થાય? વળી એ પ્રમાણે નિર્ધનતાનો વ્યપદેશ નહિ થાય અને પરધનની નિષ્ફળતા પણ નહિ થાય. તેથી સર્વ ધન, ભક્તિનું ફળ, અને શેષ ક્રિયાનું ફળ સર્વ સામાન્ય થશે, તેમજ અકૃત આગમ અને કૃત નાશ પ્રાપ્ત થશે. ભક્તિમાનના સંતાનથી તે નિત્ય છે, એમ કહેવામાં આવે, તો એ રીતે પણ તે અનુત્પન્ન કેમ કહેવાય? સંતાનીપણાને લીધે બીજાંકુરાદિની પેઠે તે પણ ઉત્પન્ન થાય છે. વળી નમસ્કાર એ જ્ઞાન-શબ્દ-કાયક્રિયા-અથવા તે બે આદિનો સંયોગ થાય, તો પણ તે ( ઉત્પાદાદિ ધર્મવાળા હોવાથી ) સર્વથા અનુત્પન્ન નથી. ૨૮૧૫

આદ્યનૈગમ નયવાદી અહીં એમ કહેવા માગે કે નાનાવિધ જીવોમાં નમસ્કારનો સર્વ કાળ અવ્યવચ્છેદ હોવાથી અહીં નથી જણાતો તે છતાં પણ ત્યાં પર સંતાપમાં તે સદૈવ વિદ્યમાન છે. જો આ પ્રમાણે અન્ય સંતાનવર્તિ વસ્તુ અન્યની વિદ્યમાન છે એમ કહેવાય, તો પછી ધનાદિક એવી કઇ વસ્તુ છે, કે જે કોઇને અવિદ્યમાન ન હોય? અર્થાત્ સર્વને અભાવ પ્રાપ્ત થાય, તેમજ ઉપલક્ષણથી સર્વ વસ્તુ સર્વને વિદ્યમાન થાય, અને તેથી કરીને ધનવાનના ધનવડે નિર્ધન પણ ધનવાળો કહેવાય, કોઇપણ નિર્ધન ન કહેવાય. અને આ પ્રમાણે માનવાથી તેનું ફળ પણ ત્યાં વિદ્યમાન હોય છે.

આ પ્રમાણે થવાથી એક ધનવાનનું ધન, તે સર્વ દરિદ્રિઓને પણ સામાન્યપણે પ્રાપ્ત થાય, અથવા એક નમસ્કારવાળાનું અર્હદાદિની ભક્તિનું ફળ, તે નમસ્કારરહિત મિથ્યાત્વીઓને પણ સાધારણપણે પ્રાપ્ત થાય, તથા બીજું જે દાન-ધ્યાન-હિંસા-મૃષાવાદ વિગેરે ક્રિયાનું ફળ તે સર્વને સાધારણ પ્રાપ્ત થાય, અને તેમ થવાથી સુખ-દુઃખ, પુન્ય-પાપ, વિગેરે નહિ કરેલાનું આગમન થાય, અને કરેલા પુન્ય-પાપાદિનો વિનાશ થાય.

વળી કદાચ એમ કહેવામાં આવે, કે ભક્તિમાન્ સમ્યગ્દૃષ્ટિ જીવોનો જે સન્તાન-પ્રવાહ છે, તેની અપેક્ષાએ નમસ્કાર નિત્ય છે. કારણ કે સમ્યગ્દૃષ્ટિ જીવોનો સંતાન કદી પણ વિચ્છેદ પામતો નથી, તેથી તે નિત્ય છે. "જે નિત્ય છે તે આકાશની પેઠે ઉત્પન્ન નથી થતું." માટે નમસ્કાર અનુત્પન્ન છે. આ કથન પણ ઠીક નથી, કેમકે એ રીતે પણ નમસ્કાર અનુત્પન્ન થતો નથી, જો કે સમ્યગ્દૃષ્ટિ જીવો તો અનિત્યજ છે, મનુષ્યાદિ ભાવે તેમનો ઉત્પાદ-વ્યય થાય છે. તેથી કરીને સમ્યગ્દૃષ્ટિ અભિન્ન એવો નમસ્કાર પણ સંતાની હોવાથી ઉત્પન્ન થાય છે. જે સંતાની છે, તે બીજાંકુરાદિની પેઠે ઉત્પન્ન થાય છે, તેવી રીતે અહીં પણ સમ્યગ્દૃષ્ટિ સંતાનીથી અભિન્ન એવો નમસ્કાર પણ સંતાની હોવાથી ઉત્પન્ન થાય છે, માટે નમસ્કાર અનુત્પન્ન નથી પણ ઉત્પન્ન છે.

અથવા નમસ્કાર એ જ્ઞાનરૂપ હોય, "नमो अरिहंताणं" ઇત્યાદિ શબ્દરૂપ હોય, શિરોનમન-હાથ જોડવા-અમુક અવયવો સંકોચવાદિ કાયિક ક્રિયારૂપ હોય, કે એ જ્ઞાનાદિ સંયોગરૂપ હોય. તોપણ તે નમસ્કાર અનુત્પન્ન કહી શકાય, કારણ કે જ્ઞાનાદિ ચારે વિકલ્પો ઉત્પાદાદિ ધર્મવાળા છે. માટે તે ઉત્પન્ન થાય છે એમ માનવું તેજ વધારે લાભદાયિ છે. ૨૮૧૨-થી-૨૮૧૫.

હવે ઉપરોક્ત જ્ઞાનાદિ ચારે વિકલ્પોને આદ્યનૈગમ નિત્યરૂપે સિદ્ધ કરવાને કહે છે.

नणु जीवाओऽणण्णं नाणं, णिच्चो य सो तओ तं पि ।
निच्चुग्घाडो य सुए जमक्खावखराणांतभागो त्ति ॥ २८१६ ॥
अहवा अरूवगुणओ नाणं निच्चं नहावगाहो व्व ।
लयण-प्पयासपरिणामओ व्व सव्वं जहा अणवो ॥ २८१७ ॥
दरिसणपरत्थयाओ अइंदियत्थत्तओऽणवत्थाओ ।
संबंधनिच्चयाओ सद्दावत्थाणमणुमेअं ॥ २८१८ ॥

જ્ઞાન જીવથી અનન્ય છે, અને જીવ નિત્ય છે, તેથી તે જ્ઞાન પણ નિત્ય છે. વળી સૂત્રમાં અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય અનાવૃત કહ્યો છે. અથવા જ્ઞાન અરૂપી ગુણ હોવાથી આકાશના અવગાહની પેઠે નિત્ય છે, અથવા જ્ઞાનાદિ સર્વ તિરોભાવ અને આવિર્ભાવ રૂપ સ્વભાવવાળા હોવાથી પરમાણુની પેઠે નિત્ય છે. શબ્દોચ્ચાર પર પ્રત્યાયક હોવાથી, અતીન્દ્રિય અર્થનો અભિધાયક હોવાથી, અનવસ્થાથી અને નિત્ય સંબંધથી શબ્દનું અવસ્થાન-નિત્યપણું સાધ્ય છે. ૨૮૧૬-થી-૨૮૧૮.

નિત્ય જીવથી જ્ઞાન અભિન્ન છે તેથી જ્ઞાન પણ નિત્ય છે. જ્ઞાન આકાશની પેઠે નિત્ય હોવાથી ઉત્પાદાદિ ધર્મવાળું નથી. વળી "सव्वजीवाणं पि य णं अक्खरस्स अणन्तभागो निच्चुग्घाडियओ" સર્વ જીવોને અક્ષરનો-કેવળજ્ઞાનનો અનન્તમો ભાગ હમ્મેશાં અનાવૃત છે." એમ શ્રુતમાં કહ્યું છે, તેથી પણ આકાશની પેઠે તે અનાવૃત હોવાથી નિત્ય છે. અથવા આકાશ દ્રવ્યના અવગાહ ગુણની પેઠે જ્ઞાન અરૂપી દ્રવ્યનો ગુણ હોવાથી નિત્ય છે. અથવા જ્ઞાન-શબ્દ વિગેરે સર્વ કંઇ પરમાણુઓની પેઠે આવિર્ભાવ-તિરોભાવ રૂપ ધર્મવાળું હોવાથી નિત્ય છે.

એ પ્રમાણે પૂર્વે વિશેષવાદીનયોએ જ્ઞાનાદિ ચાર વિકલ્પોને ઉત્પાદાદિ સ્વભાવવાળા માનીને નમસ્કારને ઉત્પન્ન કહ્યો હતો, તેમાંના પહેલા પક્ષને જ્ઞાનને ઉપર મુજબ નિત્યપણે સિદ્ધ કરીને હવે આદ્યનૈગમ નયવાદી શબ્દને નિત્યપણે સિદ્ધ કરે છે.

શબ્દનો ઉચ્ચાર બીજાને પ્રતીતિ કરાવનાર હોવાથી શબ્દ સદા અવસ્થિત છે-નિત્ય છે. મતલબ એ છે કે વક્તા જે શબ્દનો પ્રયોગ કરે છે, તે કેવળ શબ્દને ઉત્પન્ન કરવામાટે જ કરે છે એમ નહિ, પરન્તુ બીજાને પ્રતીતિ કરાવવા માટે શબ્દ પ્રયોગ કરે છે. એ ઉપરથી એવો ન્યાય સિદ્ધ થાય છે કે-જે બીજાને માટે વ્યાપારાય છે, તે તે વ્યાપારકાળની પૂર્વે પણ હોય છે. ઉદાહરણ તરીકે જેમ વૃક્ષ છેદવા માટે વ્યાપારાતો કુહાડો, વૃક્ષ છેદન ક્રિયા કાળની પૂર્વે પણ હોય છે, તેમ અહીં પણ સમજવું. માટે શબ્દ સદા અવસ્થિત હોવાથી નિત્ય છે.

અથવા મેરૂ સ્વર્ગ વિગેરે અર્થો શબ્દના અભિધેયપણે હોવાથી કેવળજ્ઞાનની પેઠે શબ્દ નિત્ય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે-ઘટ-પટાદિ ઇન્દ્રિય ગ્રાહ્ય જે અર્થો છે, તેઓમાં સંકેતના વશથી વાચકપણાનો સંબંધ કરાએલો છે, તેથી શબ્દનું નિત્યપણું સિદ્ધ નહિ થાય, પરન્તુ જે મેરૂ વિગેરે અતીન્દ્રિય અર્થો છે, તેઓનો અતીન્દ્રિયપણાને લીધે સંકેત નહિ કરી શકાય, તેઓમાં તો અનાદિ કાળથી સંસિદ્ધ, શબ્દનો વાચ્ય-વાચકપણાનો સંબંધ અકૃતક છે. આથી કરીને અતીન્દ્રિય અર્થોની સાથે અકૃતકપણાવડે અનાદિકાળથી સિદ્ધ એવા વાચ્ય-વાચકભાવ રૂપ શબ્દના નિત્ય સંબંધથી શબ્દનું નિત્યપણું સિદ્ધ થાય છે, પણ સ્વયં અનિત્ય એવા શબ્દનો અનાદિ સિદ્ધ નિત્ય મેરૂ આદિ અર્થોની સાથે વાચ્ય-વાચક ભાવનો સંબંધ સિદ્ધ નથી થતો.

જો એ પ્રમાણે હોય, તો ઘટાદિ અર્થના વાચક શબ્દોનું નિત્યપણું કેવીરીતે સિદ્ધ થશે ? એમ પૂછવામાં આવે, તો તેના ઉત્તરમાં કહેવાનું કે-મેરૂ આદિ અર્થના વાચક શબ્દોનું નિત્યપણું સિદ્ધ થવાથી ઘટાદિ વાચક શબ્દોનું પણ નિત્યપણું સિદ્ધ થાય છે. જેમકે-ઘટાદિ અર્થ વાચક શબ્દો, મેરૂ આદિ અર્થવાચક શબ્દોની પેઠે નિત્ય છે, કેમકે તેમાં પણ શબ્દપણું છે.

અથવા બધાએ ઘટાદિ વાચક શબ્દો અનાદિ કાળથી તદ્વાચકપણે સિદ્ધ હોવાથી નિત્ય છે. જે અનાદિકાળથી સિદ્ધ છે, તે ચન્દ્ર-સૂર્ય-વિમાન-આદિની પેઠે નિત્ય હોય છે, ઘટાદિ વાચક શબ્દો અનાદિકાળથી સિદ્ધ છે, તેથી તે નિત્ય છે.

ઘટાદિ વાચક શબ્દો સાંકેતિક હોવાથી અનાદિ કાળથી સિદ્ધ નથી, એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કારણ સંકેત કરી શકાતોજ નથી. જે શબ્દવડે સંકેત કરાય તેમાં બીજા સંકેતકારક શબ્દની અપેક્ષા રાખવી પડે, તેમાં ત્રીજા શબ્દની, પુન: તેમાં ચોથા શબ્દની અપેક્ષા રાખવી પડે, એમ વારંવાર અન્યની અપેક્ષાથી અનવસ્થા પ્રાપ્ત થાય, તેથી સંકેત કરી શકાય નહિ. કદાચ એમ કહેવામાં આવે કે છેલ્લે ગમે તે કોઇ એક અકૃત સંકેતવાળો શબ્દ માની લઇશું, તો પૂર્વના પણ બધા શબ્દો, અન્ત્ય શબ્દની પેઠે શબ્દપણાથી અકૃત સંકેતવાળાજ છે. માટે ઘટાદિવાચક શબ્દો પણ અસાંકેતિક હોવાથી અનાદિ કાળથી સિદ્ધ છે.

એ ઉપરોક્ત ન્યાયે ઘટાદિ પદાર્થો સાથે શબ્દનો વાચ્ય-વાચકભાવ સંબંધ નિત્ય છે, જો શબ્દ અનિત્ય હોય, તો વાચ્ય-વાચક ભાવનો સંબંધ નિત્ય ઘટી શકે નહિ. આ પ્રમાણે જ્ઞાનાદિનું નિત્યપણું સિદ્ધ થવાથી જ્ઞાનાત્મક નમસ્કાર પણ આદ્ય નૈગમનયના અભિપ્રાયે અનુત્પન્ન-નિત્ય છે, એમ સિદ્ધ થયું. ૨૮૧૬-થી-૨૮૧૮.

હવે બીજા નયો, એજ ઉપરોક્ત હેતુથી જ્ઞાનાદિનું અનિત્યપણું સાધે છે:—

जेणं चिय जीवाओऽणन्नं तेणेय नाणमुप्पाइं ।
उप्पज्जइ जं जीवो बहुहा देवाइभावेण ॥ २८१९ ॥

अविसिट्ठक्खरभागो सुत्तेऽभिहिओ न सम्मनाणं ति ।
कोऽवसरो तस्स इहं सम्मंनाणाहिगारम्मि ? ॥ २८२० ॥

अवगाहणादओ नणु गुणत्तओ चेव पत्तधम्म व्व ।
उप्पायाइसहावा तह जीवगुणा वि को दोसो ? ॥ २८२१ ॥
अवगाढारं च विणा कुओऽवगाहो त्ति तेण संजोगो ।
उप्पाई सोऽवस्सं गच्चुवगारादओ चेवं ॥ २८२२ ॥

न य पज्जवओ भिन्नं दव्वमिहेगंतओ जओ तेणं ।
तन्नासम्मि कहं वा नहादओ सव्वहा निच्चा ? ॥ २८२३ ॥
निच्चत्तसाहणाणि य सद्दस्सासिद्धयाइदुट्ठाइं ।
संभवओ वच्चाइं पक्खो–दाहरणदोसा य ॥ २८२४ ॥

घणिरूप्पाई इंदियगज्झत्ताओ पयत्तजत्ताओ ।
पुग्गलसंभूईओ पच्चयभेए य भेयाओ ॥ २८२५ ॥
उप्पाइं नाणमिहं निमित्तसब्भावओ जहा कुंभो ।
तह सद्द–कायकिरिया तस्संजोगो व जोऽभिमओ ॥ २८२६ ॥

જે કારણથી જ્ઞાન જીવથી અભિન્ન છે, તે કારણથી તે ઉત્પન્ન થાય છે. કેમકે જીવ બહુધા દેવાદિ ભાવે ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. (અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય અનાવૃત્ત ) સૂત્રમાં કહ્યો છે, તે અવિશિષ્ટ ભાગ કહ્યો છે, સમ્યગ્જ્ઞાનરૂપ કહ્યો; તેથી અહીં સમ્યગ્જ્ઞાનના અધિકારમાં તેનો શો અધિકાર છે? વળી અવગાહનાદિ ગુણો હોવાથી પત્રના નીલ–રક્તાદિ ગુણોની પેઠે ઉત્પાદાદિ ધર્મવાળા છે, તેવી રીતે નમસ્કારાદિ જીવના ગુણો પણ ઉત્પાદાદિ ધર્મવાળા છે, એમ કહેવામાં શો દોષ છે ? ( તથા જીવ અને પરમાણુ આદિ ) અવગાહક વિના અવગાહ કયાંથી હોય ? ( આકાશની સાથે જીવાદિનો ) સંયોગ તે અવગાહ, ( એમ કહેવામાં આવે, ) તો તે સંયોગ (બે આંગળીના સંયોગની પેઠે ) અવશ્ય ઉત્પાદાદિ સ્વભાવવાળો છે. એજ પ્રમાણે ગતિ ઉપકારાદિ ધર્માસ્તિકાયાદિના ગુણો પણ ઉત્પાદાદિ સ્વભાવવાળા જાણવા. વળી ( ઘટાદિનો સંયોગ વર્ણ–ગન્ધ વિગેરે) પર્યાયોથી ( આકાશ–પરમાણુ આદિ ) દ્રવ્ય, એકાન્તે ભિન્ન નથી ( પરન્તુ અભિન્ન પણ છે. ) કેમકે પર્યાયનો નાશ થવાથી ( તે દ્રવ્યનો પણ નાશ થાય છે ) એટલે આકાશાદિ સર્વથા નિત્ય કેમ કહી શકાય? નજ કહી શકાય. તથા શબ્દનું નિત્યપણું સાધનારાં દર્શન પરાર્થતાદિ હેતુઓ અસિદ્ધતાદિ દોષોથી દુષ્ટ છે, વળી સંભવથી પક્ષ અને ઉદાહરણાદિ દોષો પણ કહેવા. માટે શબ્દ (નિત્ય નથી પણ) ઉત્પન્ન થાય છે. કેમકે ( ઘટની પેઠે ) તે ઇન્દ્રિયથી ગ્રાહ્ય થાય છે, પ્રયત્નથી ઉત્પન્ન થાય છે, પુદ્‌ગલોથી ઉત્પત્તિ છે, અને તાલુઆદિ પ્રત્યયના ભેદથી ભેદવાળો છે; તેવીજ રીતે જ્ઞાન પણ ઘટની પેઠે નિમિત્તના સદ્‌ભાવથી ઉત્પન્ન થાય છે. તથા શબ્દ–(શિરોનમન આદિ કાયિક ક્રિયા, અને તેનો દ્વિકાદિકસંયોગ ( જે નિત્યપણે કહેલ છે ) તે પણ સ્વસ્વનિમિત્તથી થાય છે, તેથી તે પણ ઘટની પેઠે ઉત્પન્ન થાય છે. ( માટે જ્ઞાનાદ્યાત્મક નમસ્કાર ઉત્પન્ન થાય છે, એ સિદ્ધ થયું; ) ૨૮૧૯–થી–૨૮૨૬.

હવે " जइ कत्तो तिविहसामित्त " २८०६ ઇત્યાદિ ગાથાનું વ્યાખ્યાન કરે છે.

उप्पत्तिमओऽवस्सं निमित्तमस्स उ नयत्तियं तिविहं ।
इच्छइ निमित्तमेत्तो जमण्णहा नत्थि संभूई ॥ २८२७ ॥
देहसमुत्थाणं चिय हेऊ भवपच्चयावहिस्सेव ।
पुव्वुप्पण्णस्स वि से इहभवभावो समुत्थाणं ॥ २८२८ ॥
अण्णे सयमुत्थाणं सविरियमन्नोवगारविमुहं ति ।
तदजुत्तं तदवत्थे चुयलद्धे लद्धिओ णण्णं ॥ २८२९ ॥
परओ सवणमहिगमो परोवएसो त्ति वायणाऽभिमिया ।
लद्धी य तदावरणक्खओवसमओ सयं लाहो ॥ २८३० ॥
उज्जुसुयणयमयमिणं पुव्वुप्पन्नस्स किं समुत्थाणं ।
अह संपयमुप्पज्जइ न वायणा लद्धिभिन्नं तं ॥ २८३१ ॥
परओ सयं व लाभो जइ परओ वायणा, सयं लद्धी ।
जं न परओ सयं वा तओ किमन्नं समुत्थाणं ? ॥ २८३२ ॥
उप्पज्जइ नाईयं तक्किरिओवरमओ कयघडो व ।
अहवा कयं पि कीरइ कीरउ निच्चं कओ णिट्ठा ? ॥ २८३३ ॥
होउ व पुव्वुप्पाओ तह वि न सो लद्धि-वायणाभिन्नो ।
जेण पुरा वि सयं वा परओ वा होज्ज से लाहो ॥ २८३४ ॥

ઉત્પત્તિમાન વસ્તુનું અવશ્ય નિમિત્ત હોય છે, આ નમસ્કારના ત્રિવિધ નિમિત્ત ત્રણ નયો ઇચ્છેછે, કેમકે તે નિમિત્ત વિના અન્યથા તેની ઉત્પત્તિ નથી થતી. ભવપ્રત્યયિક અવધિજ્ઞાનને જેમ દેહસમુત્થાનજ હેતુ છે, તેમ પૂર્વે ઉત્પન્ન થયા છતાં પણ તે નમસ્કારને આ ભવનું શરીર કારણરૂપ છે. બીજા આચાર્યો અન્ય ઉપકારથી વિમુખ સ્વવીર્યને પોતાનું ઉત્થાન માને છે, તે યોગ્ય નથી; કેમકે વીર્ય છતાં ( કોઇને નમસ્કાર પ્રાપ્ત થાય છે ) અને કોઈને પુન: પણ ચ્યૂત થયા છતાં પ્રાપ્ત થાય છે, માટે લબ્ધિ વિના બીજું કારણ નથી. બીજા પાસેથી સાંભળવું, બોધ લેવો, અથવા પરોપદેશ તે વાચના કહેવાય છે; અને તદાવરણીય કર્મના ક્ષયોપશમથી જે સ્વયં લાભ થાય તે લબ્ધિ કહેવાય છે. ઋજુસૂત્ર-નયનો મત એવો છે કે પૂર્વોત્પન્ન નમસ્કારને ( દેહરૂપ ) સમુત્થાન શું કરે છે ? ( કંઇજ નહિ. ) અને જો હમણાં આ ભવમાં તે ઉત્પન્ન થાય છે, તો વાચન અને લબ્ધિ સિવાય બીજું કોઇ કારણ નથી. કેમકે નમસ્કારનો લાભ પરથી અથવા સ્વયં થાયછે, જો પરથી થાય તો તે વાચના છે, અને સ્વયં થાય તો તે લબ્ધિ છે. પરથી અથવા સ્વયં જો ન થાય, તો બીજુ સમુત્થાન એ શું છે ? અતીત ક્રિયાવાળી વસ્તુ કરેલા ઘડાની પેઠે તેને ક્રિયા ઉપરમ થવાથી પુનઃ ઉત્પન્ન થતી નથી. અને જો કરેલી વસ્તુ પણ કરાતી હોય, તો નિત્ય કરાઓ, ( પણ ) તેને નિષ્ઠા કયાંથી થશે ? અથવા ભલે નમસ્કારનો પૂર્વોત્પાદ હો, તો પણ તે લબ્ધિ અને વાચનાથી ભિન્ન નથી. કારણ કે પૂર્વે પણ સ્વયં અથવા બીજાથી નમસ્કારનો લાભ થાય છે. ૨૮૨૭-થી-૨૮૩૪.

જે વસ્તુ ઉત્પત્તિમાન હોય છે, તે અવશ્ય નિમિત્તવાળી હોય છે, એ નિયમાનુસાર અશુદ્ધ નૈગમ-સંગ્રહ-અને વ્યવહાર, એ ત્રણ નયો નમસ્કારને ઉત્પત્તિમાન માનતા હોવાથી, તેના સમુત્થાન-વાચના-અને લબ્ધિ એ ત્રણ નિમિત્ત માને છે, કારણ કે એ ત્રિવિધ નિમિત્ત-કારણ વિના બીજી રીતે નમસ્કારની ઉત્પત્તિ નથી થતી.

ઉપરોક્ત નમસ્કારના ત્રણ નિમિત્તોમાંનું પહેલું નિમિત્ત સમુત્થાન ( શરીર ) છે, કેમકે શરીરથી નમસ્કાર ઉત્પન્ન થાય છે. અહીં એવી શંકા કરવામાં આવે કે સ્વઆવરણના ક્ષયથી અન્ય ભવમાં નમસ્કાર ઉત્પન્ન થયો હોય, તો તેને આ ભવનું શરીર કેવી રીતે હેતુભૂત થઇ શકે ? આના ઉત્તરમાં કહેવાનું કે જેમ તીર્થંકરાદિ સંબંધી ભવ પ્રત્યયિક અવધિજ્ઞાન પૂર્વે ઉત્પન્ન થયા છતાં પણ આ ભવના શરીર સિવાય તે નથી હોતું, તેવી રીતે આ ભવનું શરીર પણ તે નમસ્કારનું કારણ થાય છે. અથવા જેમ ઘટાદિક પૂર્વે ઉત્પન્ન થયા હોય છે, છતાં તે દીપકવડે પ્રગટ કરાય છે, તેવી રીતે નમસ્કાર પણ પૂર્વે ઉત્પન્ન થએલ હોય, છતાં પણ તે આ ભવના શરીરથી પ્રગટ થાય છે, તેથી સમુત્થાન-દેહ નમસ્કારનું નિમિત્ત કહેવાય છે.

બીજા આચાર્યો અન્ય ઉપકારની અપેક્ષાથી વિમુખ એવા સ્વવીર્યને નમસ્કારનું સમુત્થાનકારણ કહે છે, તે અયોગ્ય છે, કેમકે નમસ્કારના અનન્તર કારણપણે તે વ્યભિચારી છે. વીર્ય વિદ્યમાન છતાં કોઇકને નમસ્કાર પ્રાપ્ત થયો હોય, તે સ્વઆવરણના ઉદયથી પુન: ભ્રષ્ટ થાય છે, અને ભ્રષ્ટ થયા છતાં પણ પુન: તદાવરણના ક્ષયોપશમથી પ્રાપ્ત પણ થાય છે. એ પ્રમાણે વીર્ય છતાં નમસ્કારનો લાભાલાભ થાય છે, તેથી જણાય છે કે લબ્ધિ સિવાય નમસ્કારનું કારણ વીર્ય નથી. કેમકે નમસ્કારના લાભાલાભમાં વીર્ય અન્વય-વ્યતિરેકાનુસારી નથી, તેથી તે વ્યભિચારી છે; અને લબ્ધિ તો અન્વય-વ્યતિરેકાનુસારી હોવાથી અવ્યભિચારી કારણ છે.

હવે બીજું નિમિત્ત વાચના અને ત્રીજું નિમિત્ત લબ્ધિ, તેનું સ્વરૂપ કહીએ છીએ. પરથી શ્રવણ એટલે ગુરૂ પાસેથી સાંભળીને બોધ લેવો, અથવા પરોપદેશ, તે વાચના કહેવાય છે. અને એ વાચના સિવાય તદાવરણના ક્ષયોપશમથી જે નમસ્કારનો લાભ થાય તે લબ્ધિ કહેવાય છે. વસ્તુત: તો તદાવરણ એટલે નમસ્કારાવરણ કર્મનો ક્ષયોપશમ તે જ લબ્ધિ છે, અને નમસ્કારનો લાભ તે તેનું કાર્ય છે, પરન્તુ અહીં જે નમસ્કારના લાભને લબ્ધિ કહી છે, તે કાર્યમાં કારણનો ઉપચાર કરીને કહી છે. એ પ્રમાણે અશુદ્ધ નૈગમ-સંગ્રહ-અને વ્યવહાર નયના અભિપ્રાયે નમસ્કારનાં ત્રણ કારણ છે. ઋજુસૂત્ર નય તો વાચના અને લબ્ધિ એ બેજ કારણ માને છે.

ઋજુસૂત્ર નયની એવી માન્યતા છે કે જો નમસ્કાર પૂર્વે ભવમાં ઉત્પન્ન થયો હોય, તો તેને આ ભવનું શરીરરૂપ સમુત્થાન કારણ શું ઉપકાર કરે છે ? કે જેથી તેને કારણરૂપે માનો છો ? તે કંઇ જ કરતું નથી. કેમકે ઉત્પન્ન થએલાને કારણની અપેક્ષા નથી હોતી. હવે જો આ ભવમાં નમસ્કાર ઉત્પન્ન થાય છે, એમ માનવામાં આવે, તો તેમાં વાચના અને લબ્ધિ સિવાય બીજું કંઇ કારણ જણાતું નથી. કારણ કે નમસ્કારનો લાભ પરથી થાય, અથવા સ્વયં થાય. જો પરથી થાય, તો ગુરૂપદેશરૂપ વાચનાજ તેમાં કારણ છે, અને સ્વયં પ્રાપ્ત થાય, તો તદાવરણ ક્ષયોપશમરૂપ લબ્ધિ સિવાય બીજું કોઇ તેમાં કારણ નથી. જે પરથી અથવા સ્વયં ઉત્પન્ન નથી થતું, તે ગધેડાના શીંગડાની પેઠે અવસ્તુરૂપજ છે. જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તેમાં વાચના અને લબ્ધિ વિના બીજું કોઈ કારણ નથી.

આ ભવમાં અથવા પરભવમાં ઉત્પન્ન થએલા નમસ્કારની ઉત્પત્તિનું કારણ (દેહ-રૂપ) સમુત્થાન છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે; કારણ કે જેની ઉત્પાદક ક્રિયા થઈ ગઈ હોય, તે અતીત વસ્તુ કહેવાય. તદનુસાર પૂર્વ ભવમાં થએલ નમસ્કાર-રૂપ વસ્તુ પુન: આ ભવમાં ઉત્પન્ન થતી નથી. જેમ ઉત્પન્ન થએલા ઘડાની ક્રિયાનો ઉપ-રમ થવાથી પુન: ઘડો ઉત્પન્ન નથી થતો, તેવી રીતે પૂર્વ ભવમાં ઉત્પન્ન થએલા નમસ્કા-રની ઉત્પાદક ક્રિયાનો ઉપરમ થવાથી, પુનઃ આ ભવમાં તે ઉત્પન્ન નથી થતો. કરાએલ વસ્તુ પણ પુન: કરાતી હોય, તો પુન: પુન: નિરન્તર કરે જાઓ, પણ તેમ કરવાથી કરણ-ક્રિયાની સમાપ્તિ ક્યાં થશે? કેવળ અનવસ્થાજ થશે.

અથવા ભલે કદાચ પૂર્વ જન્મમાં નમસ્કાર ઉત્પન્ન થયો હોય, તો પણ તે ઉત્પાદ વાચના અને લબ્ધિ સિવાય સમુત્થાનરૂપ કારણથી નથી થયો. કારણ કે પૂર્વ ભવમાં જે નમસ્કારનો લાભ થએલ છે, તે સ્વયં થએલ છે, કે પરથી થએલ છે? જો સ્વયં થએલ હોય, તો તેમાં લબ્ધિજ કારણ છે, અને પરથી થએલ હોય, તો તેમાં વાચના હેતુભૂત છે. એ બે સિવાય ત્રીજું સમુત્થાનરૂપ કારણ એમાં ક્યાંઈ જણાતું નથી. માટે વાચના અને લબ્ધિ એ બેજ નમસ્કાર ના કારણ છે. એમ ઋજુસૂત્ર નયનો અભિપ્રાય છે. ૨૮૨૮-થી-૨૮૩૪.

હવે "सेसनया लद्धिमिच्छन्ति" ૨૮૦૭ એ પદની વ્યાખ્યા કરતા આચાર્ય શ્રી શબ્દાદિ ત્રણ નયોના અભિપ્રાયે નમસ્કારની ઉત્પત્તિનું કારણ કહે છે.

सद्दाइमयं न लहइ जं गुरुकम्मा पवायणाए वि ।
पावइ य तयावरणक्खओवसमओ जओऽवस्सं ॥ २८३५ ॥
तो हेऊ लद्धि च्चिय न वायणा जइ मईक्खओवसमो ।
तक्कारणो त्ति तम्मि वि ननु साऽणेगंतिगी दिट्ठा ॥ २८३६ ॥
जस्स वि स तन्निमित्तो तस्स वि तम्मत्तकारणं होज्जा ।
न नमोक्कारस्स तई कम्मक्खओवसमलंभस्स ॥ २८३७ ॥
अह कारणोवगारि त्ति कारणं तेण कारणं सव्वं ।
पाएण बज्झवत्थुं को नियमो सद्दमेत्तम्मि ? ॥ २८३८ ॥
अह पच्चासण्णतरं कारणमेगं तियं च तो (तओ) लद्धिं ।
पडिवज्ज, न चेदेवं, न वायणामित्तनियमो ते ॥ २८३९ ॥

શબ્દાદિ નયોનો એવો મત છે, કે ભારે કર્મી જીવ વાચના છતાં પણ નમસ્કાર નથી પામતો, પરન્તુ લઘુકર્મી જીવ વાચના વિના પણ તદાવરણ કર્મના ક્ષયોપશમથી તે અવશ્ય પામે છે, માટે લબ્ધિજ તેનો હેતુ છે, વાચના નથી. (વાચના જન્ય) મતિજ્ઞાના-વરણનો ક્ષયોપશમ હોવાથી, (પરંપરાએ) વાચના (નમસ્કારનું કારણ છે, એમ જો કહેવામાં આવે, તો (તે અયોગ્ય છે, કારણ કે) તેવા ક્ષયોપશમમાં પણ તે વાચના (ગુરૂ કર્મીને યથોક્ત ક્ષયોપશમ કરતી નથી, તેથી) અનેકાન્તિક જણાય છે. (વાચનાથી કોઇકને કર્મનો ક્ષયોપશમ થતો જણાય છે, તેથી તેની અપેક્ષાએ વાચના નમસ્કારનું કારણ છે, એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે) જેને વાચનાથી મતિજ્ઞાના-વરણનો ક્ષયોપશમ થાય છે, તેને તે વાચના, માત્ર તે ક્ષયોપશમનુંજ કારણ છે, પણ તદાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થવા યોગ્ય નમસ્કારનું કારણ નથી. ક્ષયોપશમરૂપ

કારણને તે વાચના ઉપકારી હોવાથી ( કારણનું કારણ હોવાથી ) નમસ્કારનું કારણ છે, એમ કહેવામાં આવે, તો ( પૃથ્વી-આસન-શયન-આહાર-વસ્ત્ર-પાત્ર આદિ ) સર્વ બાહ્ય વસ્તુ ( ક્ષયોપશમને ઉપકારી હોવાથી પરંપરાએ નમસ્કારનું ) કારણ થશે, વાચનારૂપ શબ્દ માત્રમાંજ કારણનો નિયમ શામાટે કહો છો ? ( પરંપરાએ સર્વ બાહ્ય વસ્તુ નમસ્કારના કારણને ઉપકારી છે, તોપણ વાચના ) અનન્તર-નજીકનું ઉપકારી હોવાથી તેને તેનું કારણ કહીએ છીએ, એમ કહેવામાં આવે, તો લબ્ધિજ તેનું ( નમસ્કારનું ) એકાન્તિક કારણ માની લ્યો. ( કેમકે તેજ નમસ્કારનું અનન્તર કારણ છે. ) જો એમ નહિ માનવામાં આવે, તો તે વાચના માત્રનો નિયમ સિદ્ધિ નહિ થાય. ( પૂર્વોક્ત-પૃથ્વી-આસન શયનાદિ પણ તેના કારણ થશે. ) એ પ્રમાણે પ્રથમ કહી ગયા મુજબ પહેલા ત્રણ નયોનું ત્રણ પ્રકારનું કારણ, ઋજુસૂત્રને બે પ્રકારનું, શબ્દાદિ નયોનું એકજ લબ્ધિ કારણ છે. ૨૮૩૫-થી-૨૮૩૯.

એ પ્રમાણે પ્રથમના ત્રણ નય, સમુત્થાન-વાચના અને લબ્ધિ એ ત્રણ કારણ માને છે, ઋજુસૂત્ર નય સમુત્થાન સિવાય બેજ નમસ્કાર કારણ માને છે, અને શબ્દાદિ ત્રણ નય એક લબ્ધિનેજ નમસ્કારનું કારણ માને છે.

અહીં ઉત્પત્તિદ્વાર સમાપ્ત થયું. હવે નિક્ષેપદ્વાર કહે છે.

નમસ્કારનો નિક્ષેપ ચાર પ્રકારે છે. નામ નમસ્કાર-સ્થાપના નમસ્કાર-દ્રવ્ય નમસ્કાર અને ભાવ નમસ્કાર. આમાંના નામ અને સ્થાપના નમસ્કારનું સ્વરૂપ સમજી શકાય એવું હોવાથી, તેનું વિવેચન નથી કરતા, પણ શરીર-ભવ્ય શરીરથી વ્યતિરિક્ત દ્રવ્ય નમસ્કારનું સ્વરૂપ કહે છે.

**निह्णाइ दव्व भावोवउत्त जं कुज्ज सम्मदिट्ठी उ ।**
**नेवाइयं पयं दव्व-भावसंकोयण पयत्थो ॥ २८४०.८९०—३०० ॥**

નિન્હવાદિ દ્રવ્ય નમસ્કાર છે, અને ઉપયોગવન્ત સમ્યગ્દૃષ્ટિ જે અરીહંતાદિકને નમસ્કાર કરે તે ભાવ નમસ્કાર છે. નૈપાતિક પદ છે, અને દ્રવ્ય ભાવરૂપ સંકોચ, તે પદાર્થ છે. ૨૮૪૦

નમસ્કાર અને નમસ્કારવાનના અભેદ ઉપચારથી નિન્હવાદિ દ્રવ્ય નમસ્કાર કહેવાય છે. આદિ શબ્દથી દ્રવ્યને માટે જે કોઇ વિદ્યા-મંત્ર દેવતા વિગેરેને નમસ્કાર કરે, તે પણ દ્રવ્ય નમસ્કાર કહેવાય છે. તથા જે ઉપયોગવાન્ સમ્યગ્દૃષ્ટિ અર્હદાદિને નમસ્કાર કરે છે, તે ભાવ નમસ્કાર કહેવાય છે.

હવે પદદ્વાર કહે છે. જેવડે અર્થ જણાય, તે પદ કહેવાય છે. તે પદ નામિક-નૈપાતિક-ઔપસર્ગિક-આખ્યાતિક-અને મિશ્ર. એમ પાંચ પ્રકારે છે. તેમાં 'અશ્વ' એ એ નામિક પદ છે, 'ખલુ' એ નૈપાતિક ( અવ્યય ) પદ છે, 'પરિ' એ ઔપસર્ગિક પદ છે, 'ધાવતિ' એ આખ્યાતિક પદ છે, અને 'સંયત' એ મિશ્ર પદ છે. આ પાંચ પ્રકારનાં પદોમાંથી અહીં નૈપાતિકનો અધિકાર છે. જે પદ અર્હદાદિની આદિમાં કે અન્તમાં આવેલું હોય તે નૈપાતિક પદ છે. નમઃ એ પદ અહીં નૈપાતિક છે.

હવે પદાર્થદ્વાર કહે છે—નમોऽર્હદ્ભ્યઃ ઈત્યાદિ પદોમાં જે નમઃ પદ છે, તેનો દ્રવ્ય સંકોચ અને ભાવસંકોચ રૂપ અર્થ, તે પદાર્થ કહેવાય છે. તેમાં હાથ-મસ્તક-પગ વિગેરેનો સંકોચ તે દ્રવ્ય સંકોચ કહેવાય, અને અર્હદાદિના ગુણોમાં વિશુદ્ધ મનનો પ્રવેશ

તે ભાવ સંકોચ કહેવાય છે. અહીં ચાર ભાંગા થાય તેમાં પ્રથમ પાલકાદિની પેઠે દ્રવ્ય સંકોચ હોય, પણ ભાવસંકોચ ન હોય. બીજો ભાંગો અનુત્તર વિમાનવાસી દેવાદિકની પેઠે ભાવસંકોચ હોય, પણ દ્રવ્યસંકોચ ન હોય. ત્રીજો ભાંગો શાંબકુમારાદિની પેઠે દ્રવ્યસંકોચ હોય અને ભાવસંકોચ પણ હોય. ચોથો ભાંગો દ્રવ્યસંકોચ ન હોય, અને ભાવસંકોચ પણ ન હોય એ ભાંગો શૂન્ય છે. ૨૮૪૦

હવે નામ-સ્થાપનાદિ ચારે પ્રકારના નમસ્કારનું સ્વરૂપ ભાષ્યકાર મહારાજ કહે છે.

नामाइचउब्भेओ निक्खेवो मंगलं व सो नेओ ।
नामं नमोभिहाणं ठवणा नासोऽहवागारो ॥ २८४१ ॥
आगमओऽणुवउत्तो अज्झेया दव्वओ नमोक्कारो ।
नोआगमओ जाणय-भव्वसरीराइरित्तोऽयं ॥ २८४२ ॥
मिच्छोवहया जं भावओ वि कुव्वन्ति निण्हयाईया ।
सो दव्वनमोक्कारो सम्माणुवउत्तकरणं च ॥ २८४३ ॥
सदसदविसेसणाओ भवहेऊ जहिच्छओवलंभाओ ।
नाणफलाभावाओ मिच्छद्दिट्ठिस्स अन्नाणं ॥ २८४४ ॥
जो वा दव्वत्थमसंजयस्स व भयाइणाऽहवा सो वि ।
दव्वनमोक्कारो च्चिय कीरइ दमएण रण्णो व ॥ २८४५ ॥
आगमओ विन्नाया तच्चित्तो भावओ नमोक्कारो ।
नोआगमओ सो च्चिय सेसयकरणोवउत्तो त्ति ॥ २८४६ ॥

નામાદિ ચાર પ્રકારે નમસ્કારનો નિક્ષેપ છે, તે પૂર્વોક્ત મંગળની પેઠે જાણવો. નમઃ એનું નામ તે નામ નમસ્કાર છે, અને નમઃ એવા બે અક્ષરો લખવા તે, અથવા નમસ્કાર કરવાને પ્રવર્તેલા સાધુ આદિના સંકોચિત કર-ચરણાદિયુક્ત ચિત્રકર્માદિગત આકાર તે સ્થાપના નમસ્કાર છે. આગમથી અને નોઆગમથી એમ બે પ્રકારે દ્રવ્ય નમસ્કાર છે, તેમાં ઉપયોગરહિત નમસ્કાર ભણનાર તે આગમથી દ્રવ્ય નમસ્કાર છે. અને નોઆગમથી દ્રવ્ય નમસ્કાર જ્ઞશરીર-ભવ્ય શરીર અને તદ્વ્યતિરિક્ત, એમ ત્રણ પ્રકારે છે. મિથ્યાત્વથી ઉપહત નિન્હવાદિ ભાવથી જે નમસ્કાર કરે છે તે, અને સમ્યગ્દૃષ્ટિ ઉપયોગ રહિત જે નમસ્કાર કરે છે તે તદ્વ્યતિરિક્ત દ્રવ્ય નમસ્કાર છે. સદ્ અને અસદ્‌ના વિશેષ રહિત, ભવહેતુક, યદૃચ્છાથી ઉપલંભ, અને જ્ઞાનના ફળનો અભાવ હોવાથી મિથ્યાદૃષ્ટિનું (જ્ઞાન) અજ્ઞાનરૂપ છે, ( તેથી ભાવથી નમસ્કાર કરનારા નિન્હવાદિને દ્રવ્ય નમસ્કાર છે. ) અથવા જે દ્રવ્યને માટે દેવાદિકને નમસ્કાર કરાય તે, અથવા ભયાદિ કારણથી ભિખારી જેમ રાજાને નમસ્કાર કરે તેમ, અસંયતિને નમસ્કાર કરાય તે પણ દ્રવ્ય નમસ્કારજ છે. નમસ્કાર અર્થને જાણનાર અને તેમાં ઉપયોગવાન હોય તે આગમથી ભાવ નમસ્કાર છે, તથા નમસ્કાર કરવામાં મનવડે ઉપયોગવન્ત, "અરિહંતને નમસ્કાર થાઓ" એમ વચન વડે બોલે, અને હાથ સંકોચવાદિ વડે નમસ્કાર કરે, ત્યારે તેનો આગમથી ભાવ નમસ્કાર કહેવાય છે. ( અહીં 'નો' શબ્દ મિશ્રવાચી છે, તેથી ઉપયોગરૂપ આગમ અને વચન તથા કાયાની ક્રિયા તેમાં મિશ્ર છે. ) ૨૮૪૧-થી-૨૮૪૬.

હવે એ નામાદિ નમસ્કારનો નયોવડે વિચાર કરે છે.

भावं चिय सद्दनया सेसा इच्छंति सव्वनिक्खेवे।
ठवणावज्जे संगह-ववहारा केइ इच्छंति ॥ २८४७ ॥
दव्व-ठ्ठवणावज्जे उज्जुसुओ, तं न जुज्जए जम्हा ।
इच्छइ सुयम्मि भणियं सो दव्वं किंतु न पुहुत्तं ॥ २८४८ ॥
इच्छंतो य स दव्वं तदणागारं पि भावहेउ त्ति।
नेच्छेज्ज कहं ठवणं सागारं भावहेउ त्ति ? ॥ २८४९ ॥
नामं पि होज्ज सन्ना तवच्चं वा तदत्थपरिसुन्नं ।
हेउ त्ति तदिच्छंतो दव्व-ठ्ठवणा कहं नेच्छे? ॥ २८५० ॥
अह नाम भावम्मि वि तो णेच्छइ तेण दव्व-ठवणा वि ।
भावस्सासन्नयरा हेऊ सद्दो उ बज्झयरो ॥ २८५१ ॥
संगहिओ असंगहिओ सव्वो वा नेगमो ठवणमिच्छे।
इच्छइ जइ संगहिओ तं नेच्छइ संगहो कीस ? ॥ २८५२ ॥
अहव मयमसंगहिओ तो ववहारो वि किं न तद्धम्मा ।
अह सव्वो तो तस्समधम्माणो दो वि ते जुत्ता ॥ २८५३ ॥
जं च पवेसो नेगमनयस्स दोसु बहुसो समक्खाओ ।
तो तम्मयं पि भिण्णं मयमियरेसिं विभिन्नाणं ॥ २८५४ ॥
सामण्णाईविसिट्ठं बज्झं पि जमुज्जुसुत्तपज्जंता ।
इच्छंति वत्थुधम्मं तो तेसिं सव्वनिक्खेवो ॥ २८५५ ॥

ત્રણ શબ્દનયો શુદ્ધપણાથી ભાવનમસ્કારનેજ ઇચ્છે છે, અને શેષ ઋજુસૂત્ર સુધીના ચાર નયો ચારે નિક્ષેપા ઇચ્છે છે, તથા કેટલાકના મતે સંગ્રહ-વ્યવહાર નય સ્થાપના સિવાયના ત્રણ નિક્ષેપા ઇચ્છે છે. અને ઋજુસૂત્ર નય દ્રવ્ય અને સ્થાપના નિક્ષેપ વર્જિને બે નિક્ષેપાનેજ માને છે. આ વ્યાખ્યાન યોગ્ય નથી, કેમકે તે દ્રવ્યને માને છે, એમ શ્રુતમાં કહ્યું છે, પરન્તુ તે તેને જુદું નથી માનતો. વળી તે ઋજુસૂત્ર નય ભાવ હેતુક અનાકાર દ્રવ્યને ઇચ્છે છે, તો પછી ભાવ હેતુક સાકાર સ્થાપનાને તે કેમ ન ઇચ્છે ? નામ એ સંજ્ઞાથી વાચ્ય અર્થ અથવા તે અર્થથી શૂન્ય નામ ભાવનો હેતુ હોવાથી ઋજુસૂત્ર તેને ઇચ્છે છે, તો દ્રવ્ય અને સ્થાપનાને કેમ ન ઇચ્છે ? નામ ભાવની અંદર સંનિહિત છે, તેથી તેને ઇચ્છે છે, ( અને દ્રવ્ય-સ્થાપનાને નથી ઇચ્છતો ) એમ કહેવામાં આવે, તો દ્રવ્ય-સ્થાપના પણ ભાવના વધારે નજીકના હેતુ છે, અને શબ્દનો બાહ્ય હેતુ છે, ( તેથી તે બન્નેને તે ઇચ્છે છે જ. ) સંગ્રહિક-અસંગ્રહિક સર્વ નૈગમનય સ્થાપનાને ઇચ્છે છે, જો સંગ્રહિક નૈગમ સ્થાપનાને ઇચ્છે છે, તો પછી સંગ્રહનય તેને કેમ ન ઇચ્છે ? ( ઇચ્છેજ ) અથવા અસંગ્રહિક નૈગમ સ્થાપના ઇચ્છે છે, ( સંગ્રહિક નથી ઇચ્છતો, એમ કહેવામાં આવે,) તો વ્યવહાર પણ તેવાજ ધર્મવાળો છે. તે પણ સ્થાપનાને કેમ નથી ઇચ્છતો? સંપૂર્ણ નૈગમ સ્થાપના ઇચ્છે છે, એમ કહેવામાં આવે, તો તેના સમાન ધર્મવાળા તે બન્ને નય ( સંગ્રહ-વ્યવહાર) સ્થાપનાને ઇચ્છે એ યોગ્યજ

છે. સંગ્રહ તથા વ્યવહાર નયમાં નૈગમનયનો અન્તર્ભાવ પૂર્વે ઘણીવાર કહ્યો છે, તેઓના મતે પણ ભિન્નપણે અને સામાન્યપણે તેઓ સ્થાપનાને ઇચ્છે છેજ. સામાન્યાદિ વિશિષ્ટ જે બાહ્ય વસ્તુધર્મને ઋજુસૂત્ર સુધીના નયો ઇચ્છે છે, તેથી તેઓને પણ નામાદિ સર્વ નિક્ષેપા માન્ય છે. ૨૮૮૭-થી-૨૮૫૫.

શબ્દ-સમભિરૂઢ-અને એવંભૂત, એ ત્રણ નયો શુદ્ધ હોવાથી કેવલ ભાવનેજ-ભાવનમસ્કારનેજ માને છે, અને બાકીના ઋજુસૂત્ર સુધીના ચાર નયો અશુદ્ધ હોવાથી નામાદિ ચારે પ્રકારના નમસ્કારને ઇચ્છે છે. કેટલાક આચાર્યો એમ કહે છે-સદ્‌ભાવ સ્થાપના અને અસદ્‌ ભાવસ્થાપના કેવળ સાંકેતિક નામ માત્ર હોવાથી તેનો નામમાંજ અન્તર્ભાવ થાય છે, તેથી સ્થાપના વિના બાકીના ત્રણ નિક્ષેપાજ સંગ્રહ તથા વ્યવહાર નય માને છે; વળી ઋજુસૂત્ર નય દ્રવ્ય અને સ્થાપના સિવાય બાકીના બે નામ તથા ભાવ નિક્ષેપાનેજ માને છે. તેઓની આ માન્યતા અયોગ્ય છે, કેમકે ઋજુસૂત્ર નય દ્રવ્યને ઇચ્છે છે, પણ તે જુદું નથી ઇચ્છતો, અનુયોગદ્વારમાં એ માટે કહ્યું છે કે-" उज्जुसुयस्स एगे अणुवउत्ते आगमओ एगे दव्वावस्सए पुहत्तं नेच्छइ " ઋજુસૂત્ર નયના મતે અનુપયોગી એક આગમથી દ્રવ્યાવશ્યક ભિન્ન નથી માનતો. "

વળી આ નય સ્થાપના નિક્ષેપને પણ માને છે. કેમકે પિંડાવસ્થામાં તથાવિધ કડાં-કેયુરાદિ આકાર રહિત સુવર્ણાદિ દ્રવ્યને, તથાવિધ કેયુરાદિપર્યાયરૂપ ભાવ હેતુક હોવાથી માને છે, તો પછી વિશિષ્ટ ઇન્દ્રાદિ આકારયુક્ત સ્થાપના, જે ઇન્દ્રાદિ અભિપ્રાયના કારણ ભૂત છે, તેને તે કેમ ન માને? મતલબ કે જે નય અનાકાર એવા દ્રવ્યને ભાવહેતુક માનીને ઇચ્છે છે, તે નય સાકાર સ્થાપના જે ઇન્દ્રાદિ ભાવના હેતુભૂત છે, તેને કેમ ન માને? માને છે જ.

અથવા નામ સંજ્ઞામાત્ર હોય, કે તે નામથી વાચ્ય હોય, અથવા ઇન્દ્રાદિ અર્થ રહિત તે નામ હોય, તો પણ તે નામ ભાવનું કારણ હોવાથી ઋજુસૂત્ર નય તે નામને માને છે, તો પછી દ્રવ્ય અને સ્થાપના પણ ભાવનું કારણ હોવાથી તેને તે કેમ ન માને? માનેજ. ઇન્દ્રાદિક સંજ્ઞારૂપ નામ ભાવ ઇન્દ્રમાં છે, તેથી ઋજુસૂત્ર નય નામને ઇચ્છે છે. એમ કહેવામાં આવે, તો દ્રવ્ય અને સ્થાપના પણ ભાવ ઇન્દ્રમાં વધારે નજીકના હેતુ છે, અને શબ્દ રૂપ નામ તો બાહ્યતર હેતુ છે. મતલબ કે ઇન્દ્રમૂર્તિરૂપ દ્રવ્ય, અને તેની વિશિષ્ટ-આકૃતિરૂપ સ્થાપના એ બન્ને ઇન્દ્રરૂપ પર્યાયના તાદાત્મ્ય સંબંધે રહેલા હોવાથી વધારે નજીકના હેતુ છે, અને નામરૂપ શબ્દ તો વાચ્ય-વાચક ભાવ માત્રના સંબંધરૂપે જ રહેલ હોવાથી બાહ્યતર હેતુ છે, તેથી કરીને દ્રવ્ય-સ્થાપના, નામ કરતા ભાવમાં વધારે નજીકના હેતુ હોવાથી ઋજુસૂત્રનય તે બન્નેને ઇચ્છે છેજ.

સંગ્રહ અને વ્યવહારનય સ્થાપના સિવાય ત્રણ નિક્ષેપા માને છે. એમ જે કેટલાક કહે છે, તેના ઉત્તરમાં હવે કહીએ છીએ કે-સંગ્રહિક અથવા અસંગ્રહિક સર્વ નૈગમનય વિવાદરહિત સ્થાપનાને ઇચ્છે છે. તેમાં સંગ્રહનયના મતાનુસારી સંગ્રહિક નૈગમ સામાન્યવાદી છે, અને વ્યવહારનયના મતાનુસારી અસંગ્રહિક નૈગમ વિશેષવાદી છે. આ બેમાં સંગ્રહનયાનુસારી સંગ્રહિક નૈગમ સ્થાપનાને ઇચ્છે છે, તો પછી તેના જેવી માન્યતાવાળો સંગ્રહનય પણ સ્થાપનાને કેમ ન ઇચ્છે? ઇચ્છેજ. અહીં કદાચ એમ કહેવામાં આવે, કે સામાન્યથી સર્વ નૈગમ સ્થાપનાને ઇચ્છે છે, પણ વિશેષ વ્યાખ્યાથી અસંગ્રહિક નૈગમ સ્થાપનાને ઇચ્છે છે. સંગ્રહિક નૈગમ નથી ઇચ્છતો એમ સમજવું, તેથી કરીને સંગ્રહનયને સ્થાપનાનો નિષેધ નથી. આ પ્રમાણે કહેવામાં આવે, તો એક બાજુ સાંધતા બીજી બાજુ તૂટશે. કેમકે

એ પ્રમાણે તો વ્યવહારનય પણ અસંગ્રહિક નૈગમ નયની સમાન વિશેષવાદી હોવાથી સ્થાપનાને માનશેજ, પરન્તુ "સ્થાપના સિવાય ત્રણ નિક્ષેપા સંગ્રહ તથા વ્યવહારનય માને છે." એ કથનથી વ્યવહાર નયને સ્થાપનાનો નિષેધ જણાવ્યો છે. સંપૂર્ણ નૈગમ સ્થાપનાને ઇચ્છે છે, પણ સંગ્રહિક–અસંગ્રહિકના ભેદથી તે નથી ઈચ્છતો, તેથી કરીને સંગ્રહ વ્યવહાર પણ સ્થાપનાને નથી માનતા એમ કહેવામાં આવે, તો એ બે નયો એક બીજાની અપેક્ષા વિના ભલે સ્થાપના ન માને, પણ તે બન્ને સમુદીતનયો નૈગમનયરૂપ હોવાથી સ્થાપના માનશેજ. કેમકે તે પ્રત્યેક નય નૈગમથી ભિન્ન નથી.

અથવા પૂર્વે जो सामन्नग्गाहि सो नेगमो संगहं गओ ઇત્યાદિ ગાથાવડે સંગ્રહ તથા વ્યવહારનયમાં નૈગમનયનો અન્તર્ભાવ કહેલ છે, તદનુસાર પણ સંગ્રહ–વ્યવહારનય સ્થાપનાને માને છે, કારણ કે જેમ સ્થાપનાને માનનાર નૈગમનયનો એ બે નયમાં અન્તર્ભાવ થાય છે, તેવી રીતે તેની સ્થાપનાની માન્યતાનો પણ તે બે નયમાં અન્તર્ભાવ થાય છે. એટલે કે સ્થાપના સામાન્યને સંગ્રહ ઈચ્છે છે અને સ્થાપના વિશેષને વ્યવહાર ઇચ્છે છે, એમ માનવું યોગ્ય છે, પરન્તુ સર્વથા તે બે નયો તેને નથી માનતા એમ કહેવું તે યોગ્ય નથી. કારણ કે સામાન્યાદિ વિશિષ્ટ બહુ પ્રકારના બાહ્ય વસ્તુધર્મને ઋજુસૂત્ર પર્યન્તના ચાર નયો ઇચ્છે છે, તેથી કરીને તે નયોને નામાદિ ચારે નિક્ષેપા માન્ય છે. ૨૮૪૭–થી–૨૮૫૫.

હવે " नेवाइयं पयं " ઇત્યાદિ ૨૮૪૭ મી ગાથાનું વ્યાખ્યાન કરે છે.

निवयइ पयाइपज्जंतओ जओ तो नमो निवाउ त्ति ।
सो च्चिय नियमत्थपरो पयमिह नेवाइयं नाम ॥ २८५६ ॥
पूयत्थमिणं सा पुण सिर-कर-पायाइदव्वसंकोओ
भावस्स य संकोओ मणसा सुद्धस्स विणिवेसो ॥ २८५७ ॥
एत्थं तु भावकरणं पहाणमेगंतियं ति तस्सेव ।
बज्झं सुद्धिनिमित्तं भावावेयं तु तं विफलं ॥ २८५८ ॥
जं जुज्जंतो वि तयं न तप्फलं लहइ पालगाइ व्व ।
तव्विरहिया लहंति य फलमिह जमणुत्तराईया ॥ २८५९ ॥
तह वि विसुद्धी पाएण बज्झसहियस्स जा न सा इहरा ।
संजायइ तेणोभयमिट्ठं संबस्स वा नमओ ॥ २८६० ॥

नमः પદ, પદની આદિમાં અથવા અન્તમાં પડતું હોવાથી તે નિપાત કહેવાય છે. એ નિપાત સ્વઅર્થમાં તત્પર હોવાથી તેને નૈપાતિક પદ કહેવાય છે. એમાં नमः પદ પૂજાના અર્થમાં છે, તે પૂજા ( બે પ્રકારે છે એક) શિર–કર–પગઆદિ દ્રવ્ય સંકોચરૂપ, અને બીજી શુદ્ધ મનનો વિનિવેશ તે ભાવસંકોચરૂપ, એ બેમાં ભાવ સંકોચજ એકાન્ત શ્રેષ્ઠ છે કેમકે તેજ બાહ્ય શુદ્ધિનું કારણ છે, ભાવરહિત દ્રવ્યસંકોચ નિષ્ફળ છે, ( કારણ કે ભાવરહિત દ્રવ્ય સંકોચથી ) નમસ્કારમાં યોજાએલ હોય, તેને પાલકાદિની પેઠે તેનું ફળ મળતું નથી. પણ દ્રવ્યરહિત ભાવ સંકોચવાળા અનુત્તર વિમાનવાસી દેવોની પેઠે ફળ પામે છે, તો પણ પ્રાયઃ બાહ્ય વિશુદ્ધિસહિત જે ન હોય, તેને તેવા પ્રકારનું ઉત્તમ ફળ ન મળે માટે શાંબકુમારની પેઠે નમસ્કાર કરનારાને ઉભય વિશુદ્ધિ ઉત્તમ ફળને માટે થાય છે. ૨૮૫૬–થી–૨૮૬૦.

હવે પ્રરૂપણાદ્વાર કહે છે.

दुविहा परूवणा छप्पया य नवहा य छप्पयाइ णमो ।
किं कस्स केण व कहिं केवच्चिरं कइविहो व भवे? ॥२८६१॥८९१-३०१
किं जीवो तप्परिणओ पुव्वप्पडिवण्णओ व जीवाणं ।
जीवस्स य जीवाण य पडुच्च पडिवज्जमाणं तु ॥ २८६२ ॥८९२-३०२

પ્રરૂપણા બે પ્રકારે છે, એક છ પ્રકારે પ્રરૂપણા અને બીજી નવ પ્રકારે પ્રરૂપણા તેમાં નમસ્કાર એ શું છે?, કોનો છે?, કોના વડે થાય છે?, કયાં થાય છે?, કેટલો વખત રહે છે?, અને કેટલા પ્રકારે છે?, એ છ પ્રકારે પ્રરૂપણા છે. નમસ્કાર શું છે? તે જીવ છે, અથવા તે પરિણામ છે. પૂર્વપ્રતિપન્નની અપેક્ષાએ ઘણા જીવોનો અથવા એક જીવનો નમસ્કાર છે, અને પ્રતિપદ્યમાનની અપેક્ષાએ એક જીવનો અથવા ઘણા જીવનો નમસ્કાર છે. ૨૮૬૧-૨૮૬૨.

હવે એ છ દ્વારમાંનું પહેલું "નમસ્કાર એ શું છે?" એ દ્વાર કહે છે.

किं होज्ज नमोक्कारो जीवोऽजीवो गुणोऽहवा दव्वं ।
जोवो नो खंधो त्ति य तह नोगामो नमोक्कारो ॥ २८६३ ॥
जं जीवो नाणमओऽणन्नो नाणं च जं नमोक्कारो ।
तो सो जीवो दव्वं गुणो त्ति सामाइएऽभिहियं ॥ २८६४ ॥
सवत्थिमओ खन्धो तदेगदेसो य जं नमोक्कारो ।
देसपडिसेहवयणो नोसद्दो तेण नोखन्धो ॥ २८६५ ॥
भूयग्गामो गामो तदेगदेसो तउ त्ति नोगामो ।
देसो त्ति सो किमेगोऽणेगो नेयो नयमयाओ ॥ २८६६ ॥
तप्परिणउ च्चिय जया सद्दाईणं तया नमोक्कारो ।
सेसाणअणुवउत्तो वि लद्धिसहिओऽहवा जोग्गो ॥ २८६७ ॥
संगहनओ नमोक्कारजाइसामण्णओ सया एक्कं ।
संगहनओ नमोक्कारजाइसामण्णओ सया एक्कं ।
इच्छइ ववहारो पुण एगमिहेगं बहू बहुओ ॥ २८६८ ॥
उज्जुसुयाईणं पुण जेण सयं संपयं व वत्थुं ति ।
पत्तेयं पत्तेयं तेण नमोक्कारमिच्छंति ॥ २८६९ ॥

નમસ્કાર એ શું વસ્તુ છે? જીવ છે, કે અજીવ છે? અથવા ગુણ છે કે, દ્રવ્ય છે? (એ પ્રશ્નના ઉત્તરમાં નૈગમાદિ અશુદ્ધનયની અપેક્ષાએ) નમસ્કાર એ જીવ છે (અજીવ નથી, અને તે જીવ સંગ્રહ નયની અપેક્ષાએ અવિશિષ્ટ પંચાસ્તિકાયાત્મક સ્કંધરૂપ નથી, તેમજ (વિશેષ અપેક્ષાએ અવિશિષ્ટ ગ્રામરૂપ પણ નથી.) તેથી તે નમસ્કારનો સ્કંધ અને નોગ્રામરૂપ છે, (કેમકે જીવરૂપ નમસ્કાર પંચાસ્તિકાયાત્મક સ્કંધનો એક દેશ છે, તથા

ચૌદ પ્રકારના ભૂતગ્રામનો પણ એક દેશ છે. અહીં નોશબ્દ દેશવાચી છે.) જીવ જ્ઞાનમય છે, જ્ઞાન રૂપ છે, અને તે જ્ઞાન જીવથી અભિન્ન છે, તેથી જીવ નમસ્કાર છે. (અજીવ નથી, કેમકે તે જ્ઞાનરહિત છે. ) તે નમસ્કાર ગુણ છે કે દ્રવ્ય છે ? ( એનો ઉત્તર પૂર્વે ૨૬૪૩ મી ગાથામાં ) સામાયિકની અંદર કહેલ છે, તે પ્રમાણે સમજવો. ( પણ તેમાં સામાયિકના સ્થાને નમસ્કાર સમજવો. ) સર્વ પંચાસ્તિકાય સ્કંધ કહેવાય, (જીવ તે સ્કંધનો એક દેશ હોવાથી નમસ્કાર પણ તેનો એક દેશ છે, કેમકે નમસ્કારવાન્ અને નમસ્કાર એ બંનેનો અભેદ ઉપચાર છે તેથી તેનો એક દેશ છે ) અહીં 'નો' શબ્દ દેશ પ્રતિષેધવાચી છે, તેથી નમસ્કારવાન્ જીવનો સ્કંધ રૂપ કહેવાય છે. તથા ( એકેન્દ્રિયાદિ ચૌદ જીવ ભેદરૂપ ) ભૂતગ્રામ, તે ગ્રામ કહેવાય છે, તે ગ્રામનો, દેવ-મનુષ્યાદિરૂપ નમસ્કારવાન્ જીવ એકદેશ હોવાથી નમસ્કારનો ગ્રામ કહેવાય છે. તે નમસ્કાર ભૂતગ્રામનો એક દેશ છતાં પણ એક છે કે અનેક છે ? ( આનો ઉત્તર ) જ્ઞેય નયના અભિપ્રાયથી જાણવો. જ્યારે નમસ્કારના પરિણામવાળો જીવ થાય, ત્યારે શબ્દાદિ ત્રણ નયોના અભિપ્રાયે જીવ નમસ્કાર કહેવાય છે, અને શેષ નૈગમાદિ નયોના અભિપ્રાયે નમસ્કારમાં ઉપયોગરહિત હોય તો પણ જો લબ્ધિસહિત હોય, અથવા નમસ્કારને યોગ્ય હોય, તેવો જીવ પણ નમસ્કાર કહેવાય છે. સંગ્રહનય નમસ્કાર જાતિ સામાન્યથી હમ્મેશાં એકજ નમસ્કાર ઈચ્છે છે, અને વ્યવહારનય (લોક વ્યવહારમાં તત્પર હોવાથી) એક નમસ્કારવાન્ જીવને એક નમસ્કાર માને છે, તથા બહુ જીવોને બહુ નમસ્કાર માને છે. તેમજ ઋજુસૂત્રાદિનયો વર્તમાન સમયવર્તિ સ્વકીય વસ્તુને વસ્તુ માને છે, તેથી તે પ્રત્યેકના જુદા જુદા નમસ્કાર માને છે. ૨૮૬૩-થી-૨૮૬૯.

હવે "નમસ્કાર કોનો છે ?" એ દ્વાર કહેવાને પુવ્વપડિવન્નઓ ઇત્યાદિ ગાથાની વ્યાખ્યા કરે છે.

पडिवज्जमाणओ पुण एगोऽणेगो व संगहं मोत्तुं ।
इट्ठो सेसनयाणं पडिवन्ना णियमओऽणेगे ॥ २८७० ॥ दारं

कस्स त्ति नमोक्कारो पुज्जस्स हि संपयाणभावाओ ।
नेगम-ववहारमयं जह भिक्खा कस्स जइणो त्ति ॥ २८७१ ॥

पुज्जस्सव पज्जाओ तप्पच्चयओ घडाइधम्म व ।
तद्धेउभावओ वा घडविण्णाणाभिहाणं व ॥ २८७२ ॥

अहवा स करेंतो चेय तस्स जं भिच्चभावमावन्नो ।
का तस्स नमोक्कारे चींता दासखरोव्वम्मे ॥ २८७३ ॥

जीवस्स सो जिगस्स व अज्जीवस्स उ जिणींदपडिमाए ।
जीवाण जईणं पिव अज्जीवाणं तु पडिमाणं ॥ २८७४ ॥

जीवस्साजीवस्स य जइणो बीं.स्स चेगओ समयं ।
जीवाणमजीवाण य जईणो पडिमाण चेगत्थं ॥ २८७५ ॥

जीवाणमजीवस्स य जईणं बिम्बस्स चेगओ समयं ।
जीवाणमजीवाण य जईण पडिमाण चेगत्थं ॥ २८७६ ॥

जीवो त्ति नमोक्कारो नणु सव्वमयं कहं पुणो भेओ ।
इह जीवस्सेव सओ भण्णइ सामित्तचींतेयं ॥ २८७७ ॥

નમસ્કાર પામનાર જીવ એક હોય કે અનેક હોય, એ પક્ષ સંગ્રહનય સિવાયના શેષનયોને સંમત છે, અને પૂર્વપ્રતિપન્ન તો તે સર્વને અનેક જીવો ઇષ્ટ છે. નમસ્કાર કોનો છે? પૂજ્યનો ( કેમકે તે તેમને ) અપાય છે. જેમકે ભિક્ષા કોની? યતિની. ( તે પ્રમાણે અહીં પણ સમજવું.) આ મત નૈગમ તથા વ્યવહારનયનો છે. અથવા નમસ્કાર એ પૂજ્યનો પર્યાય છે, કેમકે ઘટના આત્મીય સ્વરૂપની પેઠે તેમાં ( આ પૂજ્ય છે, ) એવો પ્રત્યય થાય છે. અથવા પૂજ્ય નમસ્કારનો હેતુ હોવાથી ઘટ વિજ્ઞાનના અભિધાનની પેઠે નમસ્કાર પૂજ્યનો પર્યાય છે, અથવા તે નમસ્કાર કરનાર પૂજ્યના ભૃત્યભાવને પામે છે, એટલે તે નમસ્કાર કરનારની દાસ અને ખરની ઉપમાવાળા નમસ્કારમાં શી ચિન્તા કરવી? જિનેશ્વરને નમસ્કાર કરવો, તેથી તે જીવનો નમસ્કાર કહેવાય, જિનેશ્વરની પ્રતિમાને નમસ્કાર કરવાથી અજીવનો નમસ્કાર, યતિયોને નમસ્કાર કરવાથી જીવોનો નમસ્કાર, તેમની પ્રતિમાઓને નમસ્કાર કરવાથી અજીવોનો નમસ્કાર, યતિને અને પ્રતિમાને સાથે નમસ્કાર કરવાથી જીવનો તથા અજીવનો નમસ્કાર, યતિને અને પ્રતિમાઓને સાથે નમસ્કાર કરવાથી જીવનો તથા અજીવોનો નમસ્કાર, યતિયોને અને પ્રતિમાને એકીસાથે નમસ્કાર કરવાથી જીવોનો તથા અજીવનો નમસ્કાર, યતિયોને અને પ્રતિમાઓને એકીસાથે નમસ્કાર કરવાથી જીવોનો તથા અજીવોનો નમસ્કાર છે. જીવ એ નમસ્કાર છે, એમ સર્વને સંમત છે, તો પછી એ ભેદ શા માટે? અહીં વિદ્યમાન જીવના અને નમસ્કારના સ્વામિત્વનો વિચાર કરાય છે, તેથી તે ભેદ છે. ૨૮૭૦-થી-૨૮૭૬.

નમસ્કાર પામતા જીવો એક અથવા અનેક હોય છે, એમ સંગ્રહનય સિવાયના બધા નયો માને છે, અને પૂર્વપ્રતિપન્ન નમસ્કારવાળા જીવો તો અવશ્ય અનેક હોય છે, એમ તે નયો માને છે; કેમકે ચારે ગતિમાં પૂર્વપ્રતિપન્ન સમ્યગ્દૃષ્ટિ જીવો અસંખ્યાતા હમેશાં હોય છે. સંગ્રહનય સામાન્યવાદી હોવાથી ઉભય પક્ષમાં બહુત્વ નથી માનતો. આ ઉપરથી "નમસ્કાર કોનો છે?" એ પ્રશ્નના ઉત્તરમાં એક જીવ અથવા અનેક જીવ નમસ્કારના સ્વામિ છે, એમ સિદ્ધ થયું.

શિષ્ય નમસ્કારનો સ્વામી જીવ છે, તો તે નમસ્કાર કરવા યોગ્ય પૂજ્ય જીવ સ્વામી છે, કે નમસ્કાર કરનાર જીવ સ્વામી છે?

આચાર્ય:—તારા એ પ્રશ્નનો જવાબ નય વિચારથી આપવો જોઇએ. તેમાં પ્રથમ નૈગમ તથા વ્યવહારનયના અભિપ્રાય પ્રમાણે નમસ્કાર કરવા યોગ્ય-પૂજ્ય આત્મા નમસ્કારનો સ્વામી છે, પણ નમસ્કાર કરનાર જીવ તેનો સ્વામી નથી, કારણ કે નમસ્કાર પૂજ્યને અપાય છે. જેમ લોકમાં પણ ભિક્ષા કોની છે? એના ઉત્તરમાં યતિની છે, પણ આપનારની નથી, એમ કહેવાય છે, તેવી રીતે અહીં પણ સમજવું.

અથવા ઘટના પોતાના રૂપાદિ ધર્મો, ઘટની અંદર ઘટની પ્રતીતિ કરાવનાર હોવાથી, ઘટના પર્યાયો છે; તેમ નમસ્કાર પણ પૂજ્યની અંદર "આ પૂજ્ય છે" એવી પ્રતીતિ કરાવનાર હોવાથી તે પૂજ્યનો પર્યાય છે. અથવા ઘટ સંબંધી જ્ઞાન અને તેનું કથન ઘટના હેતુ હોવાથી ઘટના પર્યાય છે, તેવીજ રીતે નમસ્કાર કરવા યોગ્ય અરિહંતાદિકને જોવાથી ભવ્ય જીવને વિશિષ્ટ ઉલ્લાસથી નમસ્કાર કરવાનો અભિપ્રાય ઉત્પન્ન થાય તેથી તે પૂજ્ય આત્મા નમસ્કારનો હેતુ હોવાથી નમસ્કાર પૂજ્યનો પર્યાય છે.

વળી નમસ્કાર જીવ, નમસ્કાર કરનાર તે પૂજ્ય આત્માનું દાસત્વ પામે છે, તેથી દાસ અને ખરની ઉપમાવાળા તે નમસ્કાર ઉપર નમસ્કાર કરનારનો અધિકાર નથી.

કારણ કે જેમ-" दासेव । मे खरो क्रीओ दासो वि मे खरो विमे " નોકરે મારા માટે ખર ખરીદ્યો, તે દાસ પણ મારો છે, અને ખર પણ મારો છે." આ સિદ્ધાન્તોક્ત ન્યાયથી દાસ જેવો નમસ્કાર, અને ખર સમાન નમસ્કાર, એ બન્ને પૂજ્ય આત્મા અર્હદાદિકનાજ છે, પણ નમસ્કાર કરનારના નથી.

અહીં એક વાત વિશેષ સમજવાની છે, તે એ છે કે-પૂજ્ય વસ્તુ બે પ્રકારની છે, એક જીવરૂપ અને બીજી અજીવરૂપ. તેમાં જીવરૂપ પૂજ્ય વસ્તુ તે જિનેશ્વરાદિ, અને અજીવરૂપ પૂજ્ય વસ્તુ તે તેમની પ્રતિમા વિગેરે જાણવી. આ જીવ તથા અજીવ પદના એક વચન અને બહુવચનવડે આઠ ભાગં છે. જેમકે જીવનો ૧ નમસ્કાર, ૨ અજીવનો નમસ્કાર, ૩ જીવોનો, ૪ અજીવોનો, ૫ જીવનો અને અજીવનો, ૬ જીવનો અને અજીવોનો, ૭ જીવોનો અને અજીવનો, ૮ જીવોનો અને અજીવોનો નમસ્કાર. આ આઠે ભાંગા ભાષ્યકાર મહારાજે ઉદાહરણ પૂર્વક કહ્યા છે. તેમાં પ્રથમ જિનેશ્વરને નમસ્કાર કરવો, ૧ તે જીવનો નમસ્કાર, ૨ જિનેશ્વરની પ્રતિમાને નમસ્કાર કરવો તે અજીવનો નમસ્કાર, ૩ મુનિઓને નમસ્કાર કરવો તે જીવોનો નમસ્કાર, ૪ અને પ્રતિમાઓને નમસ્કાર કરવો તે અજીવોનો નમસ્કાર, ૫ મુનિને તથા પ્રતિમાને સાથે નમસ્કાર કરવો તે જીવનો અને અજીવનો નમસ્કાર, ૬ મુનિઓને તથા પ્રતિમાઓને સાથે નમસ્કાર કરવો તે જીવોનો અને સાથે અજીવોનો નમસ્કાર, ૭ ઘણા મુનિઓને અને એક પ્રતિમાને સાથે નમસ્કાર કરવો તે જીવોનો તથા અજીવનો નમસ્કાર, ૮ ઘણા મુનિઓ તથા ઘણી પ્રતિમાઓને સાથે નમસ્કાર કરવો તે જીવોનો અને અજીવોનો નમસ્કાર કહેવાય છે.

શિષ્ય:-મહારાજ પૂર્વે ૨૮૬૨ મી ગાથામાં "જીવનમસ્કાર છે," એમ સર્વ નયોને સંમત સમાન અધિકરણ આપે કહ્યું છે અને અહીં જિનેશ્વરને નમસ્કાર કરવો તે "જીવનો નમસ્કાર," ઇત્યાદિ છઠ્ઠી વિભક્તિનો નિર્દેશ કરીને બન્નેનો ભેદ શાથી કહો છો?

આચાર્ય:—સમાન અધિકરણવાળો જીવરૂપ નમસ્કાર, એ પૂજ્ય આત્માનો છે ? કે નમસ્કાર કરનારનો છે? એનો વિચાર અહીં પ્રસ્તુત હોવાથી છઠ્ઠી વિભક્તિનો નિર્દેશ કર્યો છે. તેથી કાંઇ હરકત જેવું નથી. ૨૮૭૦ થી ૨૮૭૭.

હવે સંગ્રહ નયના મતે નમસ્કારનું સ્વામિત્વ વિચારે છે.

सामण्णमेत्तगाही स-परजिए-यरविसेसनिरवेक्खो ।
संगहनओऽभिमण्णइ तमिहेगस्साविसिट्ठस्स ॥ २८७८ ॥

जोवस्साजीवस्स व सस्स परस्स व विसेसणेऽभिण्णो ।
न य भेयमिच्छइ सया स नमो सामण्णमेत्तस्स ॥ २८७९ ॥

जोवो नमो त्ति तुल्लाऽहिगरण तं बेइ न उ स जोवस्स ।
इच्छइ वाऽसुद्धयरो तं जीवस्सेय नन्नस्स ॥ २८८० ॥

ગાથાર્થ:—સ્વ-પર, જીવાજીવ આદિ વિશેષની અપેક્ષારહિત સંગ્રહનય સામાન્યમાત્રગ્રાહી હોવાથી તે નમસ્કારને એક અવિશિષ્ટ સત્તારૂપનો માને છે. જીવનો કે અજીવનો અથવા સ્વ-પરનો અભેદ વિશેષણમાં અભિન્ન આ નયભેદ નથી માનતો પણ નમસ્કાર સામાન્ય રૂપેજ તેને માને છે. જીવ એજ નમસ્કાર છે, એ પ્રમાણે સમાન અધિકરણ આ નય કહે છે. પણ જીવનો નમસ્કાર એમ ભિન્ન અધિકરણ નથી માનતો. અથવા આ

અશુદ્ધતર સંગ્રહનય તે નમસ્કારને જીવનોજ માને છે, બીજા સાત ભાંગે નથી માનતો. ૨૮૭૮ થી ૨૮૮૦.

સંગ્રહનય સામાન્યમાત્રગ્રાહી હોવાથી જીવનો નમસ્કાર-અજીવનો નમસ્કાર ઈ-ત્યાદિ વિશેષણરહિત સત્તા માત્રરૂપે નમસ્કારને માને છે, કારણ કે જીવનો યા અજીવનો, સ્વનો કે પરનો નમસ્કાર ઇત્યાદિ વિશેષણોવડે આ નય નમસ્કારનો ભેદ નથી માનતો પણ સત્તા-સામાન્ય રૂપે એકજ માને છે.

અહીં કદાચ એમ પૂછવામાં આવે કે નમ: શબ્દ રૂપ નમસ્કારનો સ્વસ્વરૂપે આ-ધારાદિ ભેદે આ નય ભેદ માને છે કે નહિ ? એના ઉત્તરમાં કહેવાનું કે નમસ્કાર સામાન્ય માત્રનો આધારાદિ ભેદમાં પણ આ નય સર્વકાળ ભેદ નથી માનતો, સામાન્યમાત્રગ્રાહિ હોવાથી સર્વત્ર એકજ માને છે. અથવા જીવનો નમસ્કાર " એ પ્રમાણે છઠ્ઠી વિભક્તિવડે જે ભેદ કહ્યો છે, તેનો ભેદ આ નય મૂળથીજ સર્વથા નથી માનતો, એટલે જીવનો નમસ્કાર કે અજીવનો નમસ્કાર, એવો સ્વામિત્વનો વિચાર તો કયાંથી થઇ શકે ? કારણ કે "જીવ એજ નમસ્કાર છે " એ પ્રમાણે સમાન અધિકરણતાજ ( એક વિભક્તિ ) આ નય માને છે, પણ " જીવનો નમસ્કાર " એવું ભિન્ન અધિકરણ ( જુદી વિભક્તિ ) નથી માનતો. અથવા અશુદ્ધતર સંગ્રહનય, પૂર્વોક્ત આઠ ભાંગામાંથી પહેલો ભાંગો માને છે. એટલે કે જીવ સામાન્યનો નમસ્કાર છે, એમ આ નય માને છે, બાકીના સાત ભાંગા નથી માનતો.૨૮૮૦

હવે ઋજુસૂત્રના અભિપ્રાયે નમસ્કારનું સ્વામિત્વ વિચારે છે.

उज्जुसुयमयं नाणं सद्दो किरिया च जं नमोक्कारो।
होज्ज नहि सव्वहा सो जुत्तो तक्कत्तुरन्नस्स ॥ २८८१ ॥
नाणं जीवाणन्नं तं कहमत्थंतरस्स पुज्जस्स ।
जीवस्स होउ किह वा पडिमाए जीवरहियाए ? ॥ २८८२ ॥
एवं सद्दो किरिया य सद्द-किरियावओ जओ धम्मो।
न य धम्मो दव्वंतरसंचारो तो न पुज्जस्स ॥ २८८३ ॥
एवं च कयविणासा-ऽकयागमे-गत्त-संगराईया ।
अन्नस्स नमोक्कारे दोसा बहवो पसज्जंति ॥ २८८४ ॥
जइ सामिभावओ होज्ज पूअणिज्जस्स सो तो को दोसो ?।
अत्थंतरभूयस्स वि जह गावो देवदत्तस्स ॥ २८८५ ॥
असमेदं ववएसो हवेज्ज दव्वम्मि न उ गुणे जुत्तो।
पडयस्स सुक्कभावो भन्नइ न हि देवदत्तस्स ॥ २८८६ ॥

ઋજુસૂત્ર નયનો એવો મત છે કે જે નમસ્કાર છે, તે ઉપયોગાત્મક જ્ઞાન, રૂપ અરિહંતોને નમસ્કાર થાઓ ઇત્યાદિ શબ્દરૂપ, અથવા શિરોનમનાદિ ક્રિયારૂપ છે; તેથી તે નમસ્કાર તેના કર્તા સિવાય બીજાનો કોઇ પણ રીતે કહી શકાય નહિ. કારણ કે જ્ઞાનરૂપ નમસ્કાર તે જીવથી અભિન્ન છે, તે અર્થાન્તર રૂપ પૂજ્યનો છે એમ કેમ કહી શકાય ? અથવા ( અઘટમાન છતાં પણ વિચારની ખાતર માની લઈએ કે ) ભલે જીવનો નમસ્કાર હો, પરન્તુ જીવરહિત-અચેતન પ્રતિમાનો તે કેવી રીતે હોઈ શકે ? ( નજ હોઈ શકે. )

એજ પ્રમાણે શબ્દરૂપ અને ક્રિયારૂપ નમસ્કાર પણ, શબ્દ કરનાર અને ક્રિયાવાન્ ( નમસ્કાર કરનાર ) ના ધર્મ છે, તે ધર્મ અન્ય દ્રવ્યમાં જાય નહિ. માટે પૂજ્યનો નમસ્કાર નથી. જો એ પ્રમાણે ( પૂજકે કરેલો નમસ્કાર પૂજ્યનો માનવામાં આવે તો, કૃતનાશ-અકૃતઆગમ એકત્વ-અને સંકરાદિ ઘણા દોષો પ્રાપ્ત થાય. જેમ ગાયો અન્યત્ર છતાં તે દેવદત્તની છે, એમ કહેવાય છે, તેવી રીતે નમસ્કાર પૂજકને વિષે હોય, તો પણ સ્વામિભાવે અર્થાન્તરભૂત પૂજ્યનો નમસ્કાર માનવામાં શો દોષ છે? ( એમ કહેવામાં આવે તો ) આ આનું છે, એવો વ્યવહાર દ્રવ્યમાં કરી શકાય, પણ ગુણની અંદર ન કરી શકાય. કારણ કે પટનો શુકલભાવ તે દેવદત્તનો ન કહી શકાય. ( કેમકે એથી સાંકર્ય આદિ દોષો પ્રાપ્ત થાય. ) ૨૮૮૨-થી-૨૮૮૬.

ववएसाभावम्मि वि नणु सामित्तमणिवारियं चेव ।
अन्नाधाराणं पि हु सगुणाण व भोगभावाओ ॥ २८८७ ॥
एवं पि न सो पुज्जस्स तप्फलाभावओ परधणं व ।
जुत्तो फलभावाओ सधणं पिव पूजयंतस्स ॥ २८८८ ॥
नणु पुज्जस्सेव फलं दीसइ पूजा न पूजयंतस्स ।
नाणुवजीवितणओ तं तस्स फलं जहा नभसो ॥ २८८९ ॥
न य दिट्ठफलत्थोऽयं जुत्तो पुज्जस्स वोवगाराय ।
किंतु परिणामसुद्धी फलमिट्ठं सा य पूजयओ ॥ २८९० ॥
कत्तुरहीणत्ताओ तग्गुणाओ तप्फलोवभोगाओ ।
तस्स य खओवसमओ तज्जोगाओ य सो तस्स ॥ २८९१ ॥

અન્ય આધારવાળા ગુણોનો એવા વ્યવહારનો અભાવ છતાં પણ સ્વગુણોની પેઠે ભોગભાવથી તેનું સ્વામિત્વ નિવારી નહિ શકાય. ( એમ કહેવામાં આવે તો ) એ પ્રમાણે પણ પારકા ધનની પેઠે તેના ફળના અભાવે, તે નમસ્કાર પૂજ્યનો નહિ કહેવાય; પરન્તુ સ્વધનની પેઠે ફળના સદ્‌ભાવથી પૂજકનો નમસ્કાર કહેવો યોગ્ય છે. પૂજારૂપ ફળ પૂજ્યનેજ જણાય છે, પૂજકને નથી જણાતું; ( એમ કહેવામાં આવે, તો ) આકાશની પેઠે વીતરાગ અનુપજીવી હોવાથી તે ફળ તેમનું નથી. વળી નમસ્કાર દૃષ્ટ ફળરૂપ પ્રયોજનવાળો નથી, અથવા પૂજ્યના ઉપકાર માટે પણ નથી; પરન્તુ પરિણામની વિશુદ્ધિ એ નમસ્કારનું ફળ માન્યું છે, અને તે વિશુદ્ધિ પૂજકનેજ થાય છે. નમસ્કાર કર્તાને આધીન હોવાથી, તેનો ગુણ હોવાથી, તેના ફળના ઉપભોગથી, તેના ક્ષયોપશમથી અને તેના યોગથી તે નમસ્કાર પૂજકનોજ છે, ૨૮૮૭-થી-૨૮૯૧.

અન્ય આધારવાળા-પટાદિગત શુકલાદિગુણો દેવદત્તના એવા વ્યવહારનો અભાવ છતાંપણ તેને તેનું સ્વામિત્વ નિવારી નહિ શકાય. કારણ કે જેમ પોતાના રૂપાદિ ગુણોનો ભોગવનાર દેવદત્ત પોતાના ગુણોનો સ્વામી છે, તેવી રીતે પોતાના વસ્ત્રના શુકલાદિ ગુણો દેવદત્તવડે ભોગવાતા હોવાથી તેનો તે સ્વામી છે. એજ પ્રમાણે જો નમસ્કાર પૂજકની અંદર હોય અને પૂજ્ય તેનો સ્વામી થાય, તો શું દોષ છે?

એ પ્રમાણે કહેવામાં આવે, તો પણ તે નમસ્કાર પૂજ્યનો નહિ કહી શકાય, કારણકે પારકાના ધનની પેઠે નમસ્કારના સ્વર્ગાદિરૂપ ફળનો પૂજ્યને અભાવ છે, અને

પૂજનારને તે સ્વધનની પેઠે સ્વર્ગાદિ ફળના સદ્‌ભાવવાળો હોવાથી પૂજકનો તે છે એમ કહેવું યોગ્ય છે.

પૂજ્યને પૂજારૂપ ફળ પ્રત્યક્ષથી જણાય છે, અને પૂજકને તે નથી જણાતું, માટે પૂજ્યને નમસ્કારના ફળનો અભાવ છે, એમ જે કહ્યું છે, તે અયોગ્ય છે. આ પ્રમાણે નૈગમાદિ નયવાદીઓ કહેવા માગે તો તે અયોગ્ય છે, કેમકે આકાશની પેઠે અનુપજીવી હોવાથી તે પૂજારૂપ ફળ પૂજ્યનું નથી. જે જેનો અનુપજીવી હોય, તે તેનું ફળ ન કહેવાય." જેમ દહ્યમાન અગરૂ-કર્પૂરાદિનો ધુમ પ્રસરના પુષ્પ સુવાસાદિ ફળ આકાશનું નથી, પરંતુ તેના ઉપજીવક દેવદત્તાદિકનું છે; તેની રીતે અહીં પણ વીતરાગદેવ પૂજાના અનુપજીવી હોવાથી તે તેનું ફળ નથી, પણ પૂજકનુંજ છે. વળી દૃષ્ટફળવાળો નમસ્કાર પૂજકને છે એમ નહિ, તેમજ પૂજ્યના ઉપકાર માટે છે, એમ પણ નહિ, પરન્તુ પરિણામની વિશુદ્ધિ એ નમસ્કારનું અનન્તર ફળ છે, અને સ્વર્ગ-અપવર્ગ આદિ પરંપરાએ ફળ છે. એ પરિણામની વિશુદ્ધિ તથા સ્વર્ગપ્રાપ્તિ વિગેરે ફળ પૂજકનુંજ છે, પૂજ્યનું નથી, માટે નમસ્કાર પણ પૂજકનોજ કહેવાય, પૂજ્યનો ન કહેવાય.

વળી નમસ્કાર પૂજકથી કરાતો હોવાથી તે તેનેજ આધીન છે, તેથી સ્વધનની પેઠે નમસ્કાર તેના કર્તાનો છે. તથા નમસ્કાર જ્ઞાન-શબ્દ-ક્રિયારૂપ હોવાથી નમસ્કાર કરનારના ગુણરૂપ છે, તેથી તે તેનો છે, નમસ્કારનાં સ્વર્ગાદિ ફળનો ભોક્તા તે પૂજક હોવાથી તે સ્વધનની પેઠે તે તેનો છે, તેમજ નમસ્કારના કારણભૂત જે કર્મનો ક્ષયોપશમ તે પણ તેના કર્તામાંજ હોવાથી તે તેનો છે, કેમકે કારણ વિના કાર્ય અન્યત્ર હોઈ શકે નહિ. તથા નમસ્કાર એ તેના કર્તાના પરિણામરૂપે હોવાથી પણ તે તેના કર્તાનોજ છે અન્યનો નથી. ૨૮૯૧.

હવે શબ્દાદિ ત્રણ નયના મતે નમસ્કારનું સ્વામિત્વ કહે છે.

जं नाणं चेय नमो सद्दाईणं न सद्द-किरियाओ ।
तेण विसेसेण तयं बज्झस्स न तेऽणुमण्णंति ॥ २८९२ ॥ दारं

શબ્દાદિ ત્રણ નયોના મતે ઉપયોગરૂપ જ્ઞાનજ નમસ્કાર છે, પણ શબ્દ તથા ક્રિયા નમસ્કાર નથી. (કેમકે એ નયો શુદ્ધ હોવાથી જ્ઞાનવાદી છે.) તેથી વિશેષે કરીને બાહ્ય જિનેશ્વરાદિનો અથવા તેમની પ્રતિમાનો નમસ્કાર તે નયો નથી માનતા. (પરન્તુ તદુપયોગવાન્ પૂજકનોજ નમસ્કાર માને છે.) ૨૮૯૨.

હવે केन દ્વાર-નમસ્કાર શા વડે થાય છે, તે કહે છે,

नाणावरणिज्जस्स य दंसणमोहस्स तह खओवसमो ।
जीवमजीवे अट्ठसु भंगेसुं होइ सव्वत्थ ॥ २८९३ ॥ ८९३-३०३

केणं ति नमोक्कारो साहिज्जइ लब्भए व भणियम्मि ।
कम्मखओवसमाओ किं कम्मं को खओवसमो ? ॥ २८९४ ॥

मइ-सुय-नाणावरणं दंसणमोहं च तदुवघाईणि ।
तप्फड्डयाइं दुविहाइं सव्व-देसोवघाईणि ॥ २८९५ ॥

सव्वेसु सवघाइसु हएसु देसोवघाइयाणं च ।
भागेहिं मुच्चमाणो समए समए अणंतेहिं ॥ २८९६ ॥

पढमं लहइ नकारं एक्केकं वन्नमेवमन्नं पि ।
कमसो विसुज्झमाणो लहइ समत्तं नमोक्कारं ॥ २८९७ ॥

खीणमुइन्नं सेसयमुवसंतं भण्णए खओवसमो ।
उदय-विघाय उवसमो जा समुइन्नस्स य विसुद्धी ॥ २८९८ ॥

सो सुयनाणं मइमणुगयं च तं जं च सम्मदिट्ठिस्स ।
तो तल्लाभे जुगवं मइ-सुय-सम्मत्तलाभो त्ति दारं ॥ २८९९ ॥

જ્ઞાનાવરણીય અને દર્શનમોહનીયનો જે ક્ષયોપશમ, (તે વડે નમસ્કાર પ્રાપ્ત થાય છે.) અને જીવમાં-અજીવમાં ઇત્યાદિ આઠે ભાંગામાં સર્વત્ર નમસ્કાર-હોય છે. નમસ્કાર શાથી પ્રાપ્ત થાય? એમ પૂછવામાં આવે, તો તે કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે. કર્મ કયું? અને ક્ષયોપશમ કયો? મતિ-શ્રુતજ્ઞાનાવરણ-અને દર્શનમોહનીય કર્મના નમસ્કારને ઉપઘાતક સ્પર્ધકો બે પ્રકારનાં છે, સર્વઘાતિ અને દેશઘાતી સ્પર્ધકો એમાંનાં સર્વઘાતિ સ્પર્ધકો સર્વ નાશ-પામવાથી અને દેશઘાતિ સ્પર્ધકોના અનન્તમાં ભાગોથી સમયે સમયે મુકાતા પ્રથમ નકાર અક્ષર પ્રાપ્ત થાય છે, તે પછી વિશુદ્ધ થતા અનુક્રમે બીજા પણ એકેક અક્ષર પ્રાપ્ત થવાથી સમસ્ત નમસ્કાર પ્રાપ્ત થાય છે. ઉદીત કર્મનો ક્ષય, અને શેષ અનુદીત કર્મનો ઉપશમ તે ક્ષયોપશમ કહેવાય છે. ઉદયનો વિઘાત તે ઉપશમ, અને ઉદીતની જે વિશુદ્ધિ તે ક્ષય કહેવાય છે. (ક્ષયસહિત ઉપશમ તે ક્ષયોપશમ.) નમસ્કાર સ્વયં શ્રુતરૂપ છે, અને તે શ્રુત મતિપૂર્વક છે. એ બન્ને સમ્યગ્દૃષ્ટિને હોય છે, તેથી કરીને તે નમસ્કારનો લાભ થવાથી યુગપત્-એકી સાથે મતિજ્ઞાન-શ્રુત-જ્ઞાન અને સમ્યક્ત્વનો લાભ થાય છે. (આ કારણથી મતિ-શ્રુત જ્ઞાનાવરણ અને દર્શનમોહનીયનો ક્ષયોપશમ અહીં ગ્રહણ કર્યો છે.) ૨૮૯૩-થી-૨૮૯.

હવે कस्मिन् દ્વાર-નમસ્કાર શામાં હોય છે? તે કહે છે.

कम्मि नमोक्कारोऽयं बाहिरवत्थुम्मि कत्तुराधारो ।
नेगम-ववहारमयं जीवाइयट्ठभेयम्मि ॥ २९०० ॥

जं सो जीवाणन्नो तेण तओ जत्थ सो वि तत्थेव ।
एगम्मि अणेगेसु व जीवाजीवोभएसुं वा ॥ २९०१ ॥

नणु नेगमाइवयणं पुज्जस्स तओ कहं न तत्थेव ?
तस्स य न य तम्मि तओ धन्नं व नरस्स खेत्तम्मि ॥ २९०२ ॥

सामण्णमेत्तगाही स-परजिए-परविसेसनिरवेक्खो ।
संगहनओऽभिमन्नइ आहारं तमविसिट्ठम्मि ॥ २९०३ ॥

जीवम्मि अजीवम्मि व सम्मि परम्मि व विसेसणेऽभिन्नो ।
न य भेयमिच्छइ स नमो सामन्नमेत्तस्स ॥ २९०४ ॥

जीवो नमो त्ति तुल्लाहिगरणयं बेइ न उ स जीवम्मि ।
इच्छइ वाऽसुद्धयरो तं जोवे चेव नन्नम्मि ॥ २९०५ ॥
उज्जुसुयमयं नाणं सद्दो किरिया च जं नमोक्कारो ।
होज्ज न हि सव्वहा सो मओ तदत्थंतरब्भूओ ॥ २९०६ ॥
सगुणिम्मि नमोक्कारो तग्गुणओ नीलया व पण्णम्मि ।
इहरा गुणसंकरओ सव्वेगत्तादओ दोसा ॥ २९०७ ॥
भिन्नाधारं पेच्छइ नणु रिजुसुत्तो जहा वसइ खम्मि ।
दव्वं तत्थाहिगयं गुण-गुणिसंबंधिचिंतेयं ॥ २९०८ ॥
सो संमन्नइ न गुणं निययाहारं तया सयं इहरा ।
को दोसो जइ दव्वं हवेज्ज दव्वंतराहारं? ॥ २९०९ ॥
जं नाणं बेइ य नमो सद्दाईणं न सद्द-किरिया वि ।
तेण विसेसेण तयं बज्झम्मि न तेऽणुमन्नंति ॥ २९१० ॥
इच्छइ अवि उज्जुसुओ किरियं पि स तेण तस्स काए वि ।
इच्छंति न सद्दनया नियमा तो तेसिं जीवम्मि दारं ॥ २९११ ॥

આ નમસ્કાર કઈ વસ્તુમાં હોય છે? એ પ્રશ્નના ઉત્તરમાં જીવાદિ આઠ ભાંગામાં કર્તાના આધારભૂત જીવાદિ બાહ્ય વસ્તુની અંદર તે હોય છે, એમ નૈગમ તથા વ્યવહાર નયનો મત છે. કારણ તે નમસ્કાર જીવથી અભિન્ન હોતો નથી. જ્યાં એક જીવ કે અજીવ હોય અથવા અથવા અનેક જીવો કે અજીવો હોય, અથવા ઉભયરૂપે હોય, ત્યાં તે નમસ્કાર પણ હોય છે. (અન્યથા અભેદ ઘટી શકે નહિ.) નૈગમાદિ નયોના વચનાનુસાર નમસ્કાર પૂજ્યનો છે, તો તે તેમાં (પૂજ્યમાં)કેમ ન હોય? (નૈગમાદિ નયોના મતે નમસ્કાર પૂજ્યનો છે, એ વાત સત્ય છે, પરન્તુ) તે નમસ્કાર તે પૂજ્યમાંજ હોય, એવો નિયમ નથી. કેમકે જે વસ્તુ જેના સંબંધી હોય, તે તેનોજ આધાર હોય, એવું કંઈ નથી. (અન્યથા પણ જણાય છે) જેમ ધાન્ય દેવદત્તાદિ મનુષ્યનું હોય છે, તે તેની અંદરજ નથી હોતું, પરન્તુ આધારભૂત ક્ષેત્રની અંદર હોય છે. (તેમ અહીં પણ સમજવું.) સ્વ-પરજીવાજીવાદિ વિશેષની અપેક્ષારહિત સંગ્રહનય સામાન્યમાત્ર ગ્રાહી હોવાથી નમસ્કારને અવિશિષ્ટ-સામાન્ય આધારમાં માને છે. (કેમકે જીવમાં યા અજીવમાં અથવા સ્વમાં કે પરમાં ઇત્યાદિ વિશેષણની અંદર આ નય અભિન્નવાદી હોવાથી નમસ્કાર સામાન્ય માત્રનો આધારાદિ ભેદે ભેદ નથી માનતો. "જીવ-નમસ્કાર છે" એ પ્રમાણે (આ નય) તુલ્ય અધિકરણ કહે છે, પરન્તુ તે નમસ્કાર જીવમાં-છે, એમ વ્યધિકરણ નથી માનતો, અથવા જો એ પ્રમાણે માને છે, તો તે અશુદ્ધતર સંગ્રહ જીવમાંજ નમસ્કાર માને છે, પણ અજીવમાં નથી માનતો. ઋજુસૂત્રનયના મતે જે નમસ્કાર છે, તે જ્ઞાનરૂપ, શબ્દરૂપ-અથવા ક્રિયારૂપ થાય, તેથી તે નમસ્કાર કર્તાથી સર્વથા અર્થાન્તરભૂત નથી માનતો. કેમકે પત્રમાં નીલત્વ ગુણની પેઠે, નમસ્કાર તેના કર્તાનો ગુણ હોવાથી તે પોતાના ગુણીની અંદરજ હોય છે. અન્યથા (અન્યનો ગુણ અન્યત્ર જાય તો) ગુણોની સાંકર્યતા થાય, અને સર્વ ગુણીઓને સાંકર્યતા-એકતા વિગેરે

દોષો પ્રાપ્ત થાય. " આકાશમાં રહું છું " ઈત્યાદિની પેઠે ઋજુસૂત્રનય ભિન્ન આધાર માને છે. ( તો પછી અહીં તેના મતે ભિન્ન આધારનો નિષેધ કેમ કરાય છે ? એમ કહેવામાં આવે તો તે ભિન્ન આધાર ) દ્રવ્યની અપેક્ષાએ માને છે. ( દેવદત્તાદિ દ્રવ્ય આકાશાદિ દ્રવ્યાન્તરમાં રહે છે, એમ આ નય માને છે ) કેમકે ત્યાં અધિકૃત છે, અને અહીં તો ગુણ-ગુણીના સંબંધનો વિચાર પ્રસ્તુત છે. (તેથી અન્યનો ગુણ અન્યમાં હોય એમ આ નય નથી માનતો ) શબ્દાદિનયો જ્ઞાનનેજ નમસ્કાર કહે છે, શબ્દ-તથા ક્રિયાને નથી કહેતા, તેથી વિશેષે કરીને નયો નમસ્કાર કરનાર જીવથી બાહ્ય વસ્તુમાં નમસ્કાર નથી માનતા. ઋજુસૂત્રનય પણ એ પ્રમાણે (નમસ્કાર કરનાર જીવમાંજ નમસ્કાર) માને છે, ( એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે. કેમકે ) તે નય નમસ્કારને ક્રિયારૂપ અને શબ્દરૂપ પણ માને છે, તેથી તેના મતે નમસ્કાર કરનારના શરીરમાં પણ નમસ્કાર છે, અને શબ્દનયો એ પ્રમાણે ( શબ્દરૂપે તથા ક્રિયારૂપે નમસ્કારને નથી માનતા, ( પણ ઉપયોગ રૂપેજ માને છે તેથી તેઓના મતે નમસ્કાર અવશ્ય જીવની અંદરજ છે. ( શરીરમાં નથી ) ૨૯૦૧-થી-૨૯૧૧

હવે નમસ્કાર કેટલોક કાળ હોય છે ? તે દ્વાર કહે છે.

**उवओग पडुच्चंतोमुहुत्त लद्धी जहण्णयं चेव ।**
**उक्कोसं छावट्ठी सागर, अरिहाइ पंचविहो ॥ २९१२ ॥८९४-३०४**

सो कइविहो त्ति भणिए पंचविहो भणइ नणु पुराभिहियं ।
इक्कं नमोऽभिहाणं केण विहाणेण पंचविहं ? ॥ २९१३ ॥
एगं नमोऽभिहाणं तदरुहयाइयसंनिवायाओ ।
जायइ पंचविगप्पं पंचविहत्थोवओगाओ ॥ २९१४ ॥
अहवन्नपयाइनिवायणाहि नेवाइयं ति ताइं च ।
पंचारुहयाईणि पयाणिं तं निवयए जेसु ॥ २९१५ ॥
अहवा नेवाइयपयपयत्थमेत्ताभिहाणओ पुव्वं ।
इहमरिहदाइपंचविधपयपयत्थोवदेसणया ॥ २९१६ ॥
नणु वत्थुम्मि पयत्थो न जओ तच्चकहणं तहि जुत्तं ।
तह वि पयत्थं तत्थेव लाघवत्थं पवोच्छिहिइ ॥ २९१७ ॥ दारं

ઉપયોગની અપેક્ષાએ નમસ્કારની સ્થિતિ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત્તની છે; તથા લબ્ધિની અપેક્ષાએ જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ સાગરોપમથી અધિક છે. અરિહંતાદિ પાંચ પ્રકારે નમસ્કાર છે. તે નમસ્કાર કેટલા પ્રકારે છે ? એમ પૂછવામાં આવે, તો તે પાંચ પ્રકારે છે. પૂર્વે नमः એવું નામ એકજ કહ્યું છે, તો કયા ભેદે તેના પાંચ પ્રકાર કહો છો ? ( એમ પૂછવામાં આવે તો ) તે नमः એવું નામ એકજ છે, પરન્તુ તે અરિહંતાદિ પાંચ પદોની આદિમાં આવતું હોવાથી અરિહંતાદિ પાંચ પ્રકારના અર્થોપયોગી પાંચ પ્રકારે થાય છે. અથવા અન્ય પદોની આદિમાં તે नमः પદ પડતું હોવાથી તે નૈપાતિક પદ કહેવાય છે, જે અન્ય પદોની આદિમાં તે પડે

છે તે અન્ય પદો અરિહંતાદિ પાંચ છે, (તેથી તે નમસ્કાર પાંચ પ્રકારે છે.) અથવા પૂર્વે (પદદ્વારમાં) નૈપાતિક પદનો પદાર્થ માત્ર કહેવાથી (પાંચ પ્રકારનો નમસ્કાર કહ્યો છે; અને અહીં (નમસ્કાર કેટલા પ્રકારે છે, તે દ્વારમાં) અરિહંતાદિ પાંચ પ્રકારના પદોનો પદાર્થ કહેવાથી નમસ્કાર પાંચ પ્રકારનો કહ્યો છે. આગળ વસ્તુદ્વારમાં અરિહંતાદિ પદોનો અર્થ કહેવાશે, (તો પછી તે અહીં કહેવાશે એમ શાથી કહો છો? એમ કહેવામાં આવે તો) તે યોગ્ય નથી, (કેમકે અહીં અરિહંતાદિ પદોનો અર્થ કહ્યો હોય તો) ત્યાં તેમનું સ્વરૂપ નિવેદન કરવું યોગ્ય ગણાય. તોપણ ત્યાંજ લાઘવાર્થે તે પદોનો અર્થ કહેવાશે. એ પ્રકારે છ પ્રકારની પ્રરૂપણા કહી. ૨૯૧૨ થી ૨૯૧૭.

હવે નવ પ્રકારની પ્રરૂપણા કહે છેઃ—

संतपयपरुवणया दव्वपमाणं च खेत्त फुसणा य ।
कालो य अंतरं भाग-भाव-अप्पाबहुं चेव ॥ २९१८ ॥८९५-३०५
संतपयं पडिवन्ने पडिवज्जंते य मग्गआ गईसु ।
इंदिय काए जोए वेयकसाए य लेस्सा य ॥ २९१९ ॥८९६-३०६
सम्मत्त-नाण-दंसण-संजयं-उवओगओ य आहारे ।
भासग-परित्त-पज्जत्त-सुहुम-सण्णी य भवचरिमे ॥२९२०॥८९७-३०७
पलियमसंखेज्जइमो पडिवन्नो होज्ज खेत्तलोगस्स ।
सत्तसु चोद्दसभागेसु होज्ज फुसणा वि एमेव ॥ २९२१ ॥८९८-३०८
एगं पडुच्च हेट्ठा जहेव नाणाजियाण सव्वद्धा ।
अंतर पडुच्चमेगं जहन्नमंतोमुहुत्तं तु ॥ २९२२ ॥ ८९९-३०९
उक्कोसणंतकालं अवट्टपरियट्टगं च देसूणं ।
णाणाजीवे णत्थि उ भावे य भवे खओवसमे ॥ २९२३ ॥ ९००-३१०
जीवाणणंतभागो पडिवन्नो सेसगा अणंतगुणा । दारं ।
वत्थुं तरहंताई पंच भवे तेसिमो हेऊ ॥ २९२४ ॥ ९०१-३११

अहवोसप्पु-सप्पिणिकालो नियओ य तव्विसिट्ठो य ।
कत्थत्थि नमोक्कारो नव त्ति जेयं जहा सुत्तं ॥ २९२५ ॥
मइ-सुयनाणं नवहा नंदीए जह परूवियं पुव्वं ।
तह चेव नमोक्कारो सोवि सुयब्भंतरो जम्हा ॥ २९२६ ॥

સત્યપદપ્રરૂપણા, દ્રવ્યપ્રમાણ, ક્ષેત્ર, સ્પર્શના, કાળ, અન્તર, ભાગ, ભાવ, અને અલ્પબહુત્વ. આ નવ દ્વારોથી નમસ્કારની નવ પ્રકારે પ્રરૂપણા કરવી.) નમસ્કારરૂપ

સત્પદને પૂર્વે પામેલા અને પામતા જીવોની અપેક્ષાએ, ગતિ, ઇન્દ્રિય કાય, યોગ, વેદ, કષાય, લેશ્યા, સમ્યક્ત્વ જ્ઞાન, દર્શન, સંયમ, ઉપયોગ, આહારક, ભાષક, પરીત, પર્યાપ્ત સુક્ષ્મ, સંજ્ઞી, ભવ્ય, અને ચરમદ્વારમાં વિચારણા કરવી. ચારે ગતિમાં નમસ્કાર પૂર્વપ્રતિપન્ન નિયમથી હોય છે. અને પામતાની ભજના ? (નમસ્કારપામતા જીવ દ્રવ્યો કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય, જો હોય તો જઘન્યથી એક બે અથવા ત્રણ હોય, અને ઉત્કૃષ્ટથી સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યેય ભાગના પ્રદેશરાશિપ્રમાણ હોય.) નમસ્કાર પૂર્વપ્રતિપન્ન જીવદ્રવ્યો, જઘન્યથી સુક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગના પ્રદેશરાશિપ્રમાણ હોય, અને ઉત્કૃષ્ટથી તે કરતાં વિશેષાધિક હોય. ૨ (નમસ્કારવાન્ જીવ ઉંચે અનુત્તર વિમાનમાં જતા) લોકના સાત ભાગ પ્રમાણ ક્ષેત્રમાં હોય, (અને નીચે છઠ્ઠી પૃથ્વીમાં જતાં પાંચ ભાગ પ્રમાણ ક્ષેત્રમાં હોય છે.) ૩ નમસ્કારવાન્ જીવની સ્પર્શના પણ એજ પ્રમાણે સમજવી. (ક્ષેત્ર અને સ્પર્શનાનો તફાવત પૂર્વે કહ્યો છે.) એક જીવની અપેક્ષાએ નમસ્કારનો કાળ પૂર્વે ૨૬૨૨મી ગાથામાં કહ્યા મુજબ છે. અને નાનાવિધ જીવોની અપેક્ષાએ સર્વ કાળ છે. ૫ એક જીવની અપેક્ષાએ નમસ્કારનું અન્તર જઘન્યથી અન્તર્મુહૂર્ત્તનું અને ઉત્કૃષ્ટથી અર્દ્ધ પુદ્દગળ પરાવર્તમાં કંઇક ન્યૂન અનન્તકાળ સુધીનું છે; નાનાવિધ જીવોની અપેક્ષાએ તો અન્તરજ નથી. ૬ ભાવની અંદર ક્ષયોપશમ ભાવમાં ઘણું કરીને નમસ્કાર હોય છે, (ક્ષાયિક અને ઔપશમિક ભાવમાં પણ તે હોય છે, એમ કેટલાક કહે છે.) ૭. ક્ષાયિકમાં શ્રેણિકાદિકને અને ઉપશમમાં શ્રેણિમાં રહેલાને નમસ્કાર પામેલા જીવો સર્વ જીવોના અનન્તમા ભાગે હોય છે, અને શેષ નહિ પામેલા તેથી અનન્તગુણા હોય છે. ૮. (અલ્પબહુત્વદ્વાર મતિજ્ઞાનની પેઠે જાણી લેવું, તેથી તે અહીં નથી કહ્યું. ૯). નમસ્કારને યોગ્ય અરિહંતાદિ પાંચ વસ્તુ દ્રવ્ય છે, તેઓની તે યોગ્યતામાં (હવે કહેવાશે તે) હેતુ છે. અથવા (ભરતાદિ ક્ષેત્રમાં) ઉત્સર્પિણી-અવસર્પિણિ રૂપ નિયતકાળ છે, અને (હેમવતાદિ ક્ષેત્રમાં) તેના વિશિષ્ટ ભાગાદિરૂપ કાળ છે, એ બન્ને પ્રકારના કાળમાં નમસ્કાર છે, કે નહિ? એ જાણવા માટે પૂર્વે જેમ શ્રુત સામાયિકમાં કહ્યું છે, તેમ સમજવું. (કેમકે નમસ્કાર પણ શ્રુત વિશેષ રૂપજ છે.) પૂર્વે નંદીમાં મતિ શ્રુતજ્ઞાન જેમ (સત્પદાદિ) નવ પ્રકારે કહ્યું છે, તેમ નમસ્કાર પણ નવ પ્રકારે જાણવો, કેમકે તે પણ શ્રુતની અન્તર્ગત છે. ૨૯૧૮ થી ૨૯૨૬.

હવે શબ્દથી સૂચવેલી પાંચ પ્રકારની પ્રરૂપણા કહે છે.

आरोवणा य भयणाय पुच्छणा दायणा य निज्जवणा ।
एसा वा पंचविहा परूवणा रोवणा तत्थ ॥ २९२७ ॥९०२-३१२

किं जीवो होज्ज नमो नमो व जीवो त्ति जं परोप्परओ ।
अज्झारोवणमेसो पज्जणुओगो मया रुवणा ॥ २९२८ ॥ १
जीवो नमोऽनमो वा नमो उ निअमेण जीव इइ भयणा ।
जह चूओ होइ दुमो दुमो उ चूओअचूओ वा ॥ २९२९ ॥ २
तो जह सव्वो जीवो न नमोकारो त्तो मया पुच्छा ।
सो होज्ज किंविसिट्ठो को वा जीवो [illegible] ? ॥ २९३० ॥ ३

अह दायणा नमोक्कारपरिणओ जो तओ नमोक्कारो ।
निज्जवणाए सो च्चिय जो सो जीवो नमोक्कारो ॥ २९३१ ॥ ४
दायण-निज्जवणाणं को भेओ दायणा तयत्थस्स ।
वक्खाणं निज्जवणा पच्चब्भासो निगमणं ति ॥ २९३२ ॥ ५
तप्परिणय एव जहा जीवो वहिओऽहवा तहा मुज्जो ।
तप्परिणओ स एव हि निज्जवणाए मओऽणन्नो ॥ २९३३ ॥ ६

આરોપણા-ભજના-પૃચ્છા-દાયના, દર્શના, અથવા દાપના અને નિર્યાપના એ પાંચ પ્રકારની પ્રરૂપણા તેમાં કરવી. જીવજ નમસ્કાર છે, કે નમસ્કારજ જીવ છે, ? એ પ્રમાણે પરસ્પર અવધારણથી જે અધ્યારોપ કરવો, અથવા પર્યનુયોગ કરવો તે આરોપણા માની છે. ( સમ્યગ્દૃષ્ટિ જીવ નમસ્કાર હોય, અને મિથ્યાદૃષ્ટિ ન હોય, તેથી ) જીવ નમસ્કાર હોય અથવા ન હોય; પરન્તુ નમસ્કાર તો અવશ્ય જીવ હોય છે. જેમ આંબો વૃક્ષ છે, પરન્તુ વૃક્ષ તો આંબો હોય અથવા ખદીરાદિ પણ હોય, આ ભજના જાણવી. જો સર્વ જીવ નમસ્કાર ન હોય, તો શું કોઇક જીવજ નમસ્કાર છે ? ( જો એમ હોય, ) તો તે કેવા પ્રકારનો જીવ નમસ્કાર છે ? અથવા કયો જીવ નમસ્કાર છે ? ( આ પ્રમાણે કહ્યું ) તે પૃચ્છા જાણવી. નમસ્કારથી પરિણત જે જીવ તે નમસ્કાર, ( અને તેથી અપરિણત તે અનમસ્કાર એ પ્રમાણે અનન્તરોકત પ્રશ્નની નિર્વચના ) તે દાપના કહેવાય; તથા નિર્યાપનામાં નમસ્કારપરિણત જે જીવ તેજ નમસ્કાર, અને નમસ્કાર પણ જીવપરિણામજ છે ( અજીવ પરિણામ નથી. ) દાપના અને નિર્યાપનામાં શો ભેદ છે ? દાપના નમસ્કારના અર્થનું વ્યાખ્યાન કરે છે, અને નિર્યાપના એ બતાવેલા અર્થનું વારંવાર ઉચ્ચારણ કરવા રૂપ નિગમન થાય છે. ( દાપના અને નિર્યાપનામાં માત્ર નિગમનથી કરાએલોજ ભેદ છે, આત્યન્તિક ભેદ નથી. ) અથવા ( દાપનામાં ) જેમ નમસ્કારપરિણત જે જીવ હોય તેજ નમસ્કાર છે, ( અન્ય નથી. ) એમ નિયમિત છે. તેવી રીતે ( નિર્યાપનામાં ) નમસ્કારપરિણત જે જીવ હોય તેજ નમસ્કાર માનેલ છે, અન્ય નહિ એ પ્રમાણે વારંવાર અવધારણ કરાય છે. કેમકે તે બન્ને અભિન્ન છે. એટલો નિર્યાપના અને દાપનામાં તફાવત છે. ૨૯૨૭ થી ૨૯૩૩

હવે ચાર પ્રકારે નમસ્કારની પ્રરૂપણા કહે છે.

पयईए अगारेण य नोगारो-भयनिसेहओ वावि ।
इह चिन्तिज्जइ मुज्जो को होज्ज तओ नमोक्कारो ? ॥ २९३४ ॥ ७
पयइ त्ति नमोक्कारो जीवो तप्परिणओ स चाभिहिओ ।
अनमोक्कारो । परिणइरहिओ तल्लद्धिरहिओ वा ॥ २९३५ ॥ ८
नोपुव्वो तप्परिणयदेसो देसपडिसेहपक्खम्मि ।
[illegible]नमोक्कारो च्चिय सो सव्वनिसेहपक्खम्मि ॥ २९३६ ॥ ९
नोअनमोक्कारो पुण दुनिसेहण्णय गमकभावाओ ।
होइ न[illegible] च्चिय, देसनिसेहम्मि तद्देसो ॥ २९३७ ॥ १०

उवयारदेसणाओ देस पएसो त्ति नोनमोक्कारो ।
नोअनमोक्कारो वा पयइनिसेहाउ सब्भूया ॥ २९३८ ॥ ११
सव्वो वि नमोक्कारो अनमोक्कारो य वंजणनयस्स ।
होउं चउरूवो वि हु सेसाणं सव्वभेया वि । दारं ॥ २९३९ ॥ १२

પ્રકૃતિ, અકાર, નોકર, અને ઉભય નિષેધ સહિત, એ નમસ્કાર શું છે? એવો પુનઃ પણ અહીં વિચાર કરવો. પ્રકૃતિથી ( વિચાર કરતા નમસ્કાર શું છે ? તેના ઉત્તરમાં ) નમસ્કારપરિણામ યુકત જીવ તે નમસ્કાર કહેલ છે, અને અનમસ્કાર એટલે નમસ્કારના પરિણામરહિત અથવા તદ્લબ્ધિ રહિત જીવ જાણવો. દેશ પ્રતિષેધ પક્ષમાં તો નમસ્કાર તે તેના પરિણામવાળા જીવનો એક દેશ જાણવો. અને સર્વ નિષેધ પક્ષમાં તે પુનઃ અનમસ્કારજ છે. તથા નોઅનમસ્કાર એ બે નિષેધ વચન વડે પ્રકૃતિ ભાવ જણાવનાર હોવાથી નમસ્કારજ થાય છે, અને દેશ નિષેધ પક્ષમાં નમસ્કારનો એક દેશ સમજાય છે તો નમસ્કારથી દેશ અને નોઅનમસ્કારથી પ્રદેશ એ બે ભાંગા ઉપચારથી કહ્યા છે, તથા નમસ્કાર અને અનમસ્કાર એ બે ભાંગા સદ્ભૂત કહ્યા છે. વ્યંજન નયના ( શબ્દાદિ ત્રણ નયોના ) અભિપ્રાયે સર્વ ચારે ભાંગા થઇને નમસ્કાર તથા અનમસ્કાર એ બે ભાંગાજ સદ્ભૂત છે, શેષનયોના અભિપ્રાયે ચારે ભાંગા થાય છે. ૨૯૩૪ થી ૨૯૩૯

પ્રકૃતિથી, આકારથી, નોકારથી, અને નોકાર અકાર ઉભય નિષેધ વચનથી પુનઃ પણ નમસ્કારનો અહીં વિચાર કરવો તેમાં પ્રકૃતિથી નમસ્કાર, અકાર સહિત કરતાં અનમસ્કાર, નોકારસહિત નોનમસ્કાર અને ઉભય નિષેધ વચનથી નોઅનમસ્કાર આ ચાર ભાંગાનો વિચાર કરવો. એટલે નમસ્કાર શું વસ્તુ છે? અનમસ્કાર શું વસ્તુ છે? નોનમસ્કાર શું વસ્તુ છે ? અને નોઅનમસ્કાર શું વસ્તુ છે? એ પ્રમાણે વિચાર કરવો તે ચાર પ્રકારની પ્રરૂપણા જાણવી.

પ્રથમ ભાંગે પ્રકૃતિથી વિચાર કરતાં નમસ્કાર અને અનમસ્કાર એ શું વસ્તુ છે ? એમ પૂછવામાં આવે, તો તેના ઉત્તરમાં કહ્યું કે નમસ્કારના પરિણામવાળો સમ્યગ્દૃષ્ટિ જીવ તે નમસ્કાર છે અને નમસ્કાર પરિણતિરહિત–અનુપયોગી સમ્યગ્દૃષ્ટિ જીવ, અથવા તદાવરણીય કર્મના ક્ષયોપશમરૂપ લબ્ધિ રહિત મિથ્યાદૃષ્ટિ જીવ તે અનમસ્કાર છે.

નોનમસ્કાર અને નોઅનમસ્કાર એટલે શું ? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવું કે નો શબ્દનો અર્થ દેશ પ્રતિષેધ વાચી માનીએ તો નમસ્કારના પરિણામવાળા સમ્યગ્દૃષ્ટિ જીવનો એક દેશ તે નોનમસ્કાર, અને નો શબ્દનો સર્વ પ્રતિષેધવાચી માનીએ તો પૂર્વે કહ્યા મુજબ નમસ્કારના પરિણામરહિત મિથ્યાદૃષ્ટિ જીવ તે નોનમસ્કાર કહેવાય. તથા નો શબ્દને સર્વનિષેધવાચી માનીએ, અને અકાર તો સર્વ નિષેધવાચી છેજ, તેથી બે નિષેધવડે મૂળ અર્થ જણાય છે એટલે ચોથા ભાંગામાં પૂર્વોક્ત સમ્યગ્દૃષ્ટિ જીવ તે નોઅનમસ્કાર કહેવાય, અને 'નો' શબ્દને દેશ પ્રતિષેધવાચી માનીએ તો પૂર્વોક્ત અનમસ્કારનો એક દેશ તે નોઅનમસ્કાર છે.

ઉપરોક્ત ચાર ભાંગામાનાં નોનમસ્કાર રૂપ ત્રીજા ભાંગાને નમસ્કારનો દેશ કહેલ છે. ચોથાનો અનમસ્કાર રૂપ ભાંગાને અનમસ્કારનો એક દેશ કહ્યો છે, તે ઉપચારથી કહેલ છે, કેમકે નો શબ્દના દેશ પ્રતિષેધવાચી અર્થથી નોનમસ્કાર અને નોઅનમસ્કાર

રૂપ સંપૂર્ણ વસ્તુનો અભાવ છે. આ બે સિવાયના પહેલા બે ભાંગા નમસ્કાર અને અનમસ્કાર એ બન્ને ઉપચારરહિત સદ્‌ભૂત છે, કેમકે નમસ્કાર અને અનમસ્કાર રૂપ સંપૂર્ણ વસ્તુનો સદ્‌ભાવ છે, તથા ઉપરના બે ભાંગા એટલે ત્રીજો અને ચોથો ભાંગો, તે પણ નો શબ્દને સર્વ નિષેધાર્થમાં માનીએ તો સદ્‌ભૂત છે. કેમકે એ ભાંગાથી વાચ્ય જે નમસ્કાર અને અનમસ્કાર રૂપ સંપૂર્ણ વસ્તુનો સદ્‌ભાવ છે.

એ ચારે ભાંગાનો નયોથી વિચાર કરવામાં આવે, તો ત્રણ શબ્દનયો શુદ્ધ હોવાથી વસ્તુને દેશ-પ્રદેશરહિત સંપૂર્ણ-અખંડરૂપે જ માને છે, અને બાકીના નૈગમાદિ નયો અશુદ્ધ હોવાથી વસ્તુને દેશ-પ્રદેશવાળી પણ માને છે. તેથી કરીને ત્રિવિધ શબ્દ નયના અભિપ્રાયે નમસ્કાર-અનમસ્કાર-નોનમસ્કાર અને નોઅનમસ્કાર એ ચાર પ્રકારનો નમસ્કાર વસ્તુતઃ નમસ્કાર અને અનમસ્કાર એ બે રૂપેજ રહે છે, કેમકે નોનમસ્કાર અને નોઅનમસ્કારથી વાચ્ય દેશ-પ્રદેશનો તેમના મતે અભાવ છે, તેથી તે બે ભાંગા શૂન્ય છે. અને બાકીના નૈગમાદિનયોના અભિપ્રાયે તો એ ચારે પ્રકારના નમસ્કાર સદ્‌ભૂત છે, કેમકે તેમને મતે દેશ પ્રદેશ પણ વિદ્યમાન છે. ૨૯૩૪-થી ૨૯૩૯.

એ પ્રમાણે ચાર પ્રકારની પ્રરૂપણા કહી તે કહેવાથી પ્રરૂપણા દ્વાર પુરૂં થયું.

હવે વસ્તુદ્વાર કહે છે.

वत्थुं अरहा पुज्जा जोग्गा के जे नमोऽभिहाणस्स ।
संति गुणरासओ ते पंचारुहयाइजाईया ॥ २९४० ॥ १३
भेओवयारओ वा वसन्ति नाणादओ गुणा जत्थ ।
तं वत्थुमसाहारणगुणालओ पञ्चजाईयं ॥ २९४१ ॥ १४
ते अरहंता सिद्धा-यरिय-उवज्झाय-साहवो नेया ।
जे गुणमयभावाओ गुणा व्व पुज्जा गुणत्थीणं ॥ २९४२ ॥ १५
मोक्खत्थिणो व जं मोक्खहेअवो दंसणादितियगं च ।
तो तेऽवि वंदणिज्जा जइ व मई हेअवो किह ते ? ॥ २९४३ ॥ १६

જે નમસ્કાર નામને લાયક-પૂજ્ય-અથવા યોગ્ય વસ્તુ છે, તે કોણ છે? (એમ પૂછવામાં આવે, તો તે) ગુણના સમૂહભૂત અરિહંતાદિ પાંચ પ્રકારની વસ્તુ છે. અથવા ભેદોપચારથી (કહીએ તો) જ્યાં જ્ઞાનાદિ ગુણો વસે છે, તે અસાધારણ ગુણોના સ્થાન રૂપ પાંચ પ્રકારની વસ્તુ છે. તે પાંચ પ્રકારની વસ્તુ, અરિહંત-સિદ્ધ આચાર્ય-ઉપાધ્યાય અને સાધુ મહારાજ જાણવા તેઓ ગુણમય-હોવાથી મૂર્તિમાન ગુણો જેવા છે, તેથી ગુણાર્થી ભવ્ય જીવોને તેઓ પૂજવા યોગ્ય છે. અથવા સમ્યગ્દર્શનાદિ ત્રણની પેઠે તે અર્હદાદિ મોક્ષાર્થી જીવોને મોક્ષના હેતુ છે, તેથી તેઓને તે પૂજવા યોગ્ય છે. કેવી રીતે એ અરિહંતાદિ મોક્ષના હેતુ છે? એમ જો પૂછવામાં આવે, (તો તે પણ હવે કહીએ છીએ.) ૨૯૪૦-થી-૨૯૪૩.

અરિહંતાદિ પાંચ મોક્ષના હેતુ છે, તેમાં પ્રથમ અરિહંતને મોક્ષના હેતુ કહે છે.

**मग्गो आविप्पणासो आयारे विणयया सहायत्त।**
**पञ्चवि नमोक्कारं करोम एएहिं हेऊहिं ॥ २९४४ ॥ ९०३-३१३**

मग्गोवएसणाओ अरिहंता हेअवो हि मोक्खस्स ।
तब्भावे भावाओ तदभावेऽभावओ तस्स ॥ १ ॥ २९४५ ॥
मग्गो च्चिय सिवहेऊ जुत्तो तद्धेअवो कहं जुत्ता ? ।
तदहीणत्तणओऽहव कारण कज्जोवयाराओ ॥ २९४६ ॥
मग्गोवकारिणो जइ पुज्जा गिहिणो वि तो तदुवगारं ।
तस्साहणदाणाओ सव्वं पुज्जं परंपरया ॥ २९४७ ॥
जं पच्चासन्नतरं कारणमेगंतियं च नाणाइं ।
मग्गो तद्दायारो सयं च मग्गो त्ति ते पुज्जा ॥ २९४८ ॥
भत्तारओ बज्झयरो हेऊ न य नियमओ सिवस्सेव ।
तद्दायारो गिहिणो सयं न मग्गा त्ति नो पुज्जा ॥ २९४९ ॥

મોક્ષમાર્ગ, અવિનાશીપણું, આચાર, વિનય સહાયત્વ એ હેતુઓ વડે હું પંચવિધ નમસ્કાર કરૂં છું ( કેમકે એ પાંચે હેતુમાં અરિહંતાદિ પાંચ અનુક્રમે હેતુ ભૂત છે.) મોક્ષમાર્ગનો ઉપદેશ કરવાથી અરિહંતો મોક્ષના હેતુ છે, કેમકે સમ્યગ્દર્શનાદિ માર્ગના સદ્ભાવે મોક્ષનો સદ્ભાવ હોય છે, અને તેના-અભાવે તેનો અભાવ હોય છે. ( જો એમ હોય તો ) સમ્યગ્દર્શનાદિ માર્ગજ મોક્ષનો હેતુ કહેવા યોગ્ય છે, પણ તે માર્ગના હેતુભૂત અરિહંતાદિ મોક્ષના હેતુ કેવી રીતે યોગ્ય ગણાય ? ( એમ પૂછવામાં આવે તો ) ઉપદેશકપણાથી તે માર્ગ તેમને આધીન-હોવાથી તેઓ તેના હેતુ છે, અથવા કારણમાં કાર્યનો ઉપચાર કરવાથી તેઓ મોક્ષના હેતુ છે. મોક્ષમાર્ગના ઉપકારીપણાથી જો તે અરિહંતાદિ પૂજ્ય છે, તો ગૃહસ્થો પણ તેના સાધનભૂત આહારવસ્ત્રાદિ આપવાથી મોક્ષ માર્ગના ઉપકારી છે, અને એથી કરીને પરંપરાએ સર્વ કંઇ પૂજ્ય ગણાય. ( એમ કહેવામાં આવે તો ) જે વધારે નજીકનું અને એકાન્તિક કારણ જ્ઞાનાદિ ત્રણ મોક્ષ માર્ગ છે, તે આપનારા અરિહંતો છે, વળી તે પોતેજ મોક્ષમાર્ગભૂત છે, તેથી તેઓ પૂજ્ય છે. ( પણ ગૃહસ્થો કે આહારાદિ સાધનો નથી. ) આહારાદિ વધારે દૂરવર્તિ મોક્ષના હેતુ છે, પણ જ્ઞાનાદિ ત્રણની પેઠે નિયમથી મોક્ષના એકાંતિક હેતુ નથી. તેથી તે બાહ્ય સાધન આપનારા ગૃહસ્થો મોક્ષના હેતુ નથી, વળી તેઓ સ્વયં પણ માર્ગભૂત નથી માટે તેઓ પૂજ્ય નથી. ૨૯૪૪ થી ૨૯૪૯

હવે નમસ્કાર કરવાને યોગ્ય સિદ્ધ ભગવાનનો અવિનાશીરૂપ હેતુ કહે છે.

मग्गेणाणेण सिवं पत्ता सिद्धा जमविप्पणासेणं ।
तेण कयत्थत्तणओ ते पुज्जा गुणमया जं च ॥ २९५० ॥
गुणपूयामेत्ताओ फलं ति तप्पूयणं पवज्जामो ।
जं पुण जिण व्व मग्गोवयारिणो ते तयं कत्तो ? ॥ २९५१ ॥
जइ तग्गुणपूयाओ फलं पवन्नं नणूवगारो सो ।
तेहिं तो तदभावे का पूया किं फलं वा से ? ॥ २९५२ ॥
गंतुरणासाओ वा सम्मग्गोऽयं जहिच्छियपुरस्स ।
सिद्धो सिद्धेहिंतो तदभावे पच्चओ कत्तो ? ॥ २९५३ ॥

मग्गम्मि रुई तदविप्पणासओ तप्फलोवलंभाओ ।
जं जायइ तेहिंतो नेयरहा तदुवगारो सेसो ॥ २९५४ ॥
नणु जिणवयणाउ च्चिय तदत्थिया तप्फलोवलंभो य ।
सच्चं तहावि तप्फलसब्भावाओ रुई होइ ॥ २९५५ ॥
अप्प च्चिय सिवमग्गो निच्छयओ तह विरुइनिमित्तं ति ।
मग्गोवयारिणो जह जिणा तहा खीणसंसारा दारं ॥ २९५६ ॥

આ માર્ગ વડે ( સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ ) જે સિદ્ધો અવિચ્છિન્ન સંતાન ભાવે મોક્ષ પામેલા છે, તેથી તેઓ કૃતાર્થ હોવાથી પૂજ્ય છે; વળી ( જિનેશ્વરાદિકની જેમ ) જ્ઞાનાદિ ગુણમય હોવાથી પણ તેઓ પૂજ્ય છે. સમ્યગ્ જ્ઞાનાદિ ગુણોની પૂજા માત્રથી (સ્વર્ગ-અપવર્ગાદિ રૂપ વિશિષ્ટ) ફળ થાય છે, તેથી તે ગુણવાળાનું પૂજ્યપણું અમે માનીએ છીએ પરન્તુ જિનેશ્વરની પેઠે તેઓ માર્ગોપકારી છે, તે કેવી રીતે ? (એમ પૂછવામાં આવે તો જો એ પ્રમાણે તે ગુણવાનના ગુણોની પૂજાથી વિશિષ્ટ ફળ થાય છે, એમ માનો છો, તો એ ઉપકાર પણ તે સિધ્ધોથીજ તમે માનેલો છે, કેમકે સિદ્ધના અભાવે તેમની પુજા કઇ અને તે પૂજકનું ફળ શું ? ( સિધ્ધોના અભાવે મોક્ષમાં અવિનાશી બુદ્ધિ પણ ન થાય, તેથી એ ઉપકાર પણ સિધ્ધોથી માનવો જોઇએ.) અથવા યથેપ્સિત મોક્ષ નગરનો આ જ્ઞાનાદિ સન્માર્ગ છે, એમ સિધ્ધોથીજ નિશ્ચય થાય છે, કેમકે મોક્ષ નગરે જનારનો નાશ નથી થતો. (તેનો નાશ ન થવાથી સમ્યગ્દર્શનાદિ મોક્ષપુરીનો સન્માર્ગ છે, એવો પ્રત્યય મુમુક્ષુને થાય છે.) તેના અભાવે ( સિદ્ધનો નાશ થાય તો ) એવો પ્રત્યય કયાંથી થાય ? ( માટે સિદ્ધો ઉપરોક્ત પ્રત્યય ઉત્પન્ન કરતા હોવાથી માર્ગોપકારી છે, તેથી તેઓ પૂજ્ય છે.) વળી સિદ્ધોના અવિનાશી ભાવથી તથા તેમના અનુપમ સુખરૂપ ફળને જાણવાથી સમ્યગ્ દર્શનાદિ મોક્ષમાર્ગમાં જે પ્રીતિ થાય છે, તે સિદ્ધોથીજ થાય છે, બીજાથી નથી થતી, માટે ( મોક્ષમાર્ગમાં રૂચિ ઉત્પન્ન કરવારૂપ ) ઉપકાર સિદ્ધોનોજ છે. મોક્ષમાર્ગમાં રૂચિ, અને એ માર્ગનું મોક્ષસુખરૂપ ફળ, તેનું જ્ઞાન જિનેશ્વરના વચનથી થાય છે, ( તો પછી સિદ્ધોનો અવિનાશી હેતુ અહીં કહેવાનું શું પ્રયોજન છે ? ) એમ કહેવામાં આવે, તો તે સત્ય છે, તોપણ તે માર્ગના સિદ્ધત્વ પ્રાપ્તિરૂપ ફળના સદ્ભાવથી મોક્ષમાર્ગમાં વિશેષ પ્રીતિ થાય છે. ( માટે સિદ્ધોનો અવિનાશી હેતુ અહીં કહેવો જોઇએ.) નિશ્ચયનયના મતે આત્માજ મોક્ષમાર્ગ છે, અને રૂચિ તે સમ્યક્ત્વ છે, એ પણ આત્માજ છે, ( બીજું કંઈ નથી તો પછી અવિનાશી રૂપ બાહ્ય હેતુ અહીં કહેવાથી શું ? એમ કહેવામાં આવે, તો તે સત્ય છે. પરંતુ વ્યવહારનયમતે જેમ જિનેશ્વરો માર્ગોપકારી છે, તેમ ક્ષીણ સંસારી સિદ્ધો પણ અવિનાશી ભાવે માર્ગોપકારી છે. ૨૯૫૦ થી ૨૯૫૬.

હવે આચાર્ય ઉપાધ્યાય અને સાધુના નમસ્કારની યોગ્યતામાં હેતુ કહે છે.

आयारदेसणाओ पुज्जा परमोवगारिणो गुरवो ।
[illegible]णा उवज्झाया सुत्तया जंच ॥ दारं ॥ २९५७ ॥
आयार-विणय-सा[illegible]णसाहज्जं साहवो जओ देंति ।
तो पुज्जा तह पंच वि तग्गुण[illegible]फलनिमित्तं ॥ २९५८ ॥

अडवीय देसिगत्तं तहेव निज्जामया समुद्दम्मि ।
छक्कायरक्खणट्ठा महगोवा तेण वुच्चंति ॥ २९५९-९०४-३१४॥

આચારનો ઉપદેશ કરવાથી પરમોપકારી આચાર્ય મહારાજ પૂજ્ય છે, અને વિનયાદિ ગ્રહણ કરાવવાથી સૂત્ર પાઠ આપનાર ઉપાધ્યાય મહારાજ પૂજ્ય છે. આચારવાન્, વિનયવાન્ સાધુ મહારાજ મોક્ષસાધનમાં સહાય આપે છે, તેથી તે પૂજ્ય છે. વળી અરિહંતાદિ પાંચે જ્ઞાનાદિ ગુણોની પૂજાના સ્વર્ગ અપવર્ગાદિ ફળનું નિમિત્ત થાય છે, તેથી તેઓ પૂજ્ય છે. અરિહંતોએ સંસારાટવીમાં માર્ગોપદેશકપણું કર્યું છે, ભવોદધિમાં નિર્યામકપણું કર્યું છે, અને છ કાય જીવોની રક્ષા માટે યત્ન કર્યો છે, તેથી તેઓ મહાગોપ કહેવાય છે. ૨૯૫૭ થી ૨૯૫૯.

આ પછી "जह निव्वुइपुरमग्गं" ઇત્યાદિ સત્તર ગાથાઓ ઉપરોક્ત અર્થ પ્રતિપાદન કરનારી છે, તે સુગમ હોવાથી તેનું વ્યાખ્યાન ભાષ્યકારે અને ટીકાકારે નથી કર્યું.

હવે પ્રકારાન્તરે નમસ્કારની યોગ્યતામાં અરિહંતોના ગુણો કહે છે.

राग-द्दोस-कसाए य इंदियाणि य पंच वि ।
परीसहे उवसग्गे नामयंता नमोरिहा ॥ २९६०-९१०-३१५ ॥

रज्जंति तेण तम्मि व रंजणमहवा निरुत्तिओ राओ ।
नामाइ चउब्भेओ दव्वे कम्मेयरविभिण्णो ॥ २९६१ ॥
जुग्गा बद्धा बज्झंतया य पत्ता उईरणावलियं ।
अह कम्मदव्वराओ चउव्विहा पोग्गला होंति ॥ २९६२ ॥
नोकम्मदव्वरागो पओगओ सो कुसुंभरागाई ।
बितिओ य वीससाए नेओ संझब्भरागाई ॥ २९६३ ॥
जं रागवेयणिज्जं समुइण्णं भावओ तओ राओ ।
सो दिट्ठि-विसय-नेहाणुरायरूवो अहिस्संगो ॥ २९६४ ॥
कुप्पवयणेसु पढमो बिइओ सद्दाइएसु विसएसु ।
विसयादिनिमित्तो वि हु सिणेहराओ सुयाईसु ॥ दारं ॥२९६५ ॥
दुस्संति तेण तम्मि व दूसणमह देसगं व देसो त्ति ।
देसो व सो चउद्धा दव्वे कम्मेयरविभिन्नो ॥ २९६६ ॥
जोग्गा बद्धा बज्झंतगा य पत्ता उदीरणावलियं ।
अह कम्मदव्वदोसो इयरो दुट्ठव्वणाईओ ॥ २९६७ ॥
जं दोसवेयणिज्जं समुइण्णं एस भावओ दोसो ।
वत्थुविकिइस्सहावोऽनिच्छियमपीइलिंगो वा ॥ २९६८ ॥

રાગ, દ્વેષ, કષાય, પાંચ ઇંદ્રિયો, પરિષહ, અને ઉપસર્ગોને જે નમાવે તે નમસ્કારને યોગ્ય છે. તે વડે અથવા તે છતે પ્રાણીઓ સ્ત્રી આદિકમાં પ્રીતિ પામે તે રાગ, અથવા

રંજન થવું તે રાગ. તે રાગ નામાદિ ચાર પ્રકારે કહેલ છે. ( તેમાં નામ, સ્થાપના અને જ્ઞશરીર ભવ્ય શરીર દ્રવ્ય રાગનો વિચાર સમજી શકાય એવો છે, પરન્તુ જ્ઞશરીર, ભવ્ય શરીર વ્યતિરિક્ત ) દ્રવ્ય રાગમાં કર્મ દ્રવ્યરાગ અને નોકર્મ દ્રવ્યરાગ એવા બે ભેદ છે. કર્મ દ્રવ્ય રાગનાં પુદ્ગળો ચાર પ્રકારનાં છે. બંધન યોગ્ય એટલે બંધ પરિણામને સન્મુખ થયેલા બંધાતા, બંધાએલા અને ઉદીરણાવલીકાને પામેલા ( ઉદય નહિ પામેલા.) નોકર્મ દ્રવ્યરાગ ( બે પ્રકારે છે.) પ્રયોગથી તે કસુંબાનો રંગ વિગેરે, અને બીજો વિસ્રસાથી તે સંધ્યાભ્રના રંગ વિગેરે જાણવા. જે રાગવેદનીકર્મ એટલે માયા લોભ લક્ષણ રૂપ કર્મ ઉદય પ્રાપ્ત થવાથી થએલા જીવના પરિણામ તે ભાવથી રાગ કહેવાય છે. તે રાગ દ્રષ્ટિરાગ, વિષયાનુરાગ, અને સ્નેહાનુરાગ. ( એમ ત્રણ પ્રકારે છે.) કુપ્રવચનમાં આસક્તિ તે પહેલો દ્રષ્ટિરાગ, શબ્દાદિ વિષયોમાં બીજો વિષયાનુરાગ, અને વિષયાદિ નિમિત્ત શિવાય પુત્રાદિકમાં જે તે ત્રીજો સ્નેહાનુરાગ કહેવાય છે. તે વડે અથવા તે છતે પ્રાણિઓ વિકાર પામે છે, અને દ્વેષ અથવા દોષ છે. અથવા દૂષણ તે દ્વેષ યા દોષ છે. તે દ્વેષ નામાદિ ચાર પ્રકારે છે. ( નામ સ્થાપના અને જ્ઞશરીર, ભવ્ય શરીર દ્રવ્ય દ્વેષનો વિચાર સુગમ છે ) જ્ઞશરીર, ભવ્ય શરીર વ્યતિરિક્ત દ્રવ્ય રાગની પેઠે દ્રવ્ય દ્વેષના કર્મ દ્રવ્ય દોષ અને નોકર્મ દ્રવ્ય દોષ એ બે ભેદ છે. બંધનયોગ્ય, બંધાતા, બંધાએલા, અને ઉદીરણાવલિકાને પામેલા ( ઉદય નહિ પામેલા ) કર્મ પુદ્ગળો એમ ચારે પ્રકારે કર્મ દ્રવ્ય દોષ છે. અને નોકર્મ દ્રવ્ય દોષ તે ખરાબ વર્ણાદિ જાણવા તથા જે દોષ અથવા દ્વેષ વેદનીય કર્મ ઉદય પામેલું હોય, તે ભાવ દોષ અથવા ભાવદ્વેષ છે. સ્વભાવમાં રહેલી વસ્તુ જે શરીરના દેશાદિકનો વિકૃતિ સ્વભાવ અથવા અનિ-ષ્પિસપત કે અપ્રીતિ એ તેનું ચિન્હ છે. ૨૯૬૦ થી ૨૯૬૮

હવે નયાભિપ્રાયથી રાગ દ્વેષનો વિચાર કહે છે.

कोहं माणं वऽप्पीइजाईओ बेइ संगहो दोसं ।
माया-लोभे य स पीइजाइसामण्णओ रागं ॥ २९६९ ॥
मायं पि दोसमिच्छइ ववहारो जं परोवघायाय ।
नाओवादाणे चिय मुच्छा लोभो त्ति तो रागं ॥ २९७० ॥
उज्जुसुयमयं कोहो दोसो सेसाणमयमणेगंतो ।
रागो ति व दोसो त्ति व परिणामवसेण उ वसेओ ॥ २९७१ ॥
संपयगाहि त्ति तओ न उवओगदुगमेगकालम्मि ।
अप्पीइ-पीइमेत्तोवओगओ तं तहा दिसइ ॥ २९७२ ॥
माणो रागो त्ति मओ साहंकारोवओगकालम्मि ।
सो चेय होइ दोसो परगुणदोसोवओगम्मि ॥ २९७३ ॥
माया लोभो चेवं परोवघाओवओगओ दोसो ।
मुच्छोवओगकाले रागोऽभिस्संगलिंगो त्ति ॥ २९७४ ॥
सद्दाइमयं माणे मायाए चिय गुणोवगाराय ।
उवओगो लोभो च्चिय जओ तत्थेव अवरो ॥ २९७५ ॥

सेसंसा कोहो वि य परोवघायमइय त्ति तो दोसो ।
तल्लक्खणो य लोभो अह मुच्छा केवलो रागो ॥ २९७६ ॥
मुच्छाणुरंजणं वा रागोयं दूसणं ति तो दोसो
सद्दस्स व भयणेयं इयरे एक्केक्कट्ठियपक्खा ॥ २९७७ ॥

ગાથાર્થ:-અપ્રીતિ જાતિવાળા ક્રોધ અને માનને સામાન્યથી સંગ્રહનય દોષ અથવા દ્વેષ કહે છે, અને પ્રીતિ જાતિવાળા માયા લોભને સામાન્યથી સંગ્રહનય રાગ કહે છે. ( ક્રોધ, માનની સાથે ) માયાને પણ વ્યવહારનય દોષ યા દ્વેષ માને છે, કેમકે તે પણ બીજાને વંચના માટે કરાય છે. તથા ન્યાયોપાદાન દ્રવ્યમાં પણ મૂર્ચ્છા થાય છે, તેથી ( વ્યવહાર નયના મતે ) લોભ એ રાગ છે. ( પણ અન્યાયોપાદાન દ્રવ્યમાં માયાદિકને લીધે તે દ્વેષ છે. ) ઋજુસૂત્રનયના મતે ક્રોધ એ દ્વેષ છે, અને બાકીનામાં અનેકાન્તિક મત છે, કોઇ રાગ છે અને કોઇ દોષ છે. એ સર્વ પરિણામના વશથી જણાય છે. આ નય સાંપ્રતગ્રાહી હોવાથી એક કાળમાં બે ઉપયોગ નહી માનતો, અપ્રીતિ અને પ્રીતિ માત્રરૂપ ઉપયોગથી તે તે કષાયને તે તે નામે કહે છે, અહંકારસહિત ઉપયોગ કાળે માન રાગ છે, એમ આ નયને સંમત છે, અને એજ માન પર ગુણના દોષોપયોગ કાળે દ્વેષ છે. એજ પ્રમાણે માયા અને લોભ પરોપઘાત રૂપ ઉપયોગ કાળે દ્વેષ છે, અને પોતાના શરીર ધન સગા સંબંધીને વિષે મૂર્ચ્છારૂપ ઉપયોગ કાળે અભિષ્વંગ લક્ષણ રાગ છે. શબ્દાદિ નયોનો મત આ પ્રમાણે છે. સ્વગુણોપકાર માટે માન-માયાની અંદર જે ઉપયોગ છે, તે લોભજ છે, કેમકે તે તેમાંજ અન્તર્ભૂત છે. તેથી તે રાગ છે. શેષ અંશો અને ક્રોધ પણ પરોપઘાત ઉપયોગમય હોવાથી તેઓ દ્વેષ છે, શું મૂર્ચ્છાત્મક લોભજ માત્ર રાગ છે ? ( એમ પૂછવામાં આવે તો ) મૂર્ચ્છાત્મક જે અનુરંજન તે રાગ છે, અને અપ્રીત્યાત્મક દૂષણ તે દ્વેષ છે. શબ્દ નયના અભિપ્રાયે આ પ્રમાણે ભજના છે, અને બાકીના નયો ( સંગ્રહ-વ્યવહાર ) એકેક પક્ષમાં સ્થિત છે. ૨૯૬૯ થી ૨૯૭૭

અપ્રીતિ રૂપ જાતિ સામાન્યથી ક્રોધ અને માન દ્વેષ છે, તથા માયા અને લોભ પ્રીતિરૂપ સામાન્ય જાતિથી રાગ છે, એમ સંગ્રહ નય માને છે.

ક્રોધ-માન-અને માયા, એ ત્રણેને વ્યવહારનય દ્વેષરૂપ માને છે, કેમકે માયા બીજાને ઠગવા માટે કરાય છે, તેથી માયા પણ ક્રોધ-માનની પેઠે પરોપઘાતનો હેતુ હોવાથી દ્વેષજ છે, અને ન્યાયથી દ્રવ્યાદિ ઉપાર્જન કરવામાં જે મૂર્ચ્છાત્મક લોભ થાય છે, તે લોભ રાગ છે, પરન્તુ અન્યાયોપાદાનમાં માયાદિક કષાયનો સંભવ હોવાથી તેજ લોભ દ્વેષ રૂપ છે.

ઋજુસૂત્રનયના મતે અપ્રીત્યાત્મ ક્રોધજ દ્વેષ છે, શેષ માન-માયા-અને-લોભના સંબંધમાં એકાન્ત નિશ્ચય નથી. એ ત્રણમાં પરિણામવશાત્ કોઇ રાગ છે અને કોઇ દ્વેષ છે. કારણ કે આ નય વર્તમાન એક ક્ષણગ્રાહી હોવાથી ક્રોધ-માન દ્વેષ છે, અને માયા-લોભ રાગ છે, એમ નથી માનતો. જ્યારે પરગુણોમાં અપ્રીતિ રૂપ ઉપયોગ થાય, ત્યારે માન દ્વેષ છે, અન્યથા નહિ. ભલે ક્રોધ-માન વિગેરે સમકાળે હોય, તોપણ એક કાળે બે ઉપયોગ ન હોય, તેથી બે મિશ્ર કષાયના ઉપયોગથી રાગ અથવા દ્વેષ કેવી રીતે થાય ? એમ પૂછવામાં આવે, તો અપ્રીત્યાત્મક અને પ્રીત્યાત્મક ઉપયોગથી

માનાદિ કષાયને આ નય રાગ અથવા દ્વેષ કહે છે. એટલે કે સ્વગુણોમાં બહુમાનરૂપ અભિષ્વંગાત્મક ઉપયોગ કાળે માન તે રાગ છે, અને પરગુણોમાં અપ્રીત્યાત્મક ઉપયોગ વખતે દ્વેષ છે. એજ પ્રમાણે પરોપઘાત માટે કરાતી માયા અને લોભ દ્વેષ છે, અને સ્વશરીર-સ્વધન-સ્વજનાદિકની અંદર મૂર્છાત્મક ઉપયોગ કાળે તેજ માયા-લોભ રાગ છે. કેમકે મૂર્છાત્મક આસકિત તે રાગ છે.

શબ્દાદિ ત્રણ નયોના અભિપ્રાયે માન અને માયા સ્વઉપકાર માટે વ્યાપારાતાં જે ઉપયોગ થાય છે, તે લોભજ છે. કેમકે સ્વગુણોપકારાત્મક ઉપયોગ પોતાની અંદર મૂર્છાત્મક હોય છે, તેથી તે બન્નેનો લોભમાં અન્તર્ભાવ થાય છે, તેમ થવાથી માન-માયાનો સ્વગુણોપકારાત્મક ઉપયોગ મૂર્છાત્મક હોવાથી લોભની પેઠે તે પણ રાગજ છે. સ્વગુણોપકારાત્મક સિવાયના પરોપઘાતાત્મક માન માયાના અંશો, ક્રોધ, અને તે સાથે પરોપઘાતાત્મક ઉપયોગ રૂપ લોભ એ સર્વ પરોપઘાતમય હોવાથી દ્વેષરૂપ સમજવા. મતલબ એ છે કે ક્રોધ સિવાયના માન-માયા-અને લોભની અંદર જે મૂર્છાત્મક અનુરંજન, અથવા જે મૂર્છાત્મક ઉપયોગ તે રાગ છે, અને એ ત્રણેમાં અપ્રીત્યાત્મક ઉપયોગ તે દ્વેષ છે. આ પ્રમાણે શબ્દનય અને ઋજુસૂત્રનયની ભજના છે. બાકીના સંગ્રહ-વ્યવહારનય નિયમિત પક્ષવાળા છે, એટલે કે સંગ્રહનય ક્રોધ તથા માનને દ્વેષ માને છે, અને માયા તથા લોભને રાગ માને છે. વ્યવહારનય એક લોભનેજ રાગ માને છે, બાકીના ત્રણને દ્વેષ માને છે. અને શબ્દાદિનયો ભજનાએ રાગ-દ્વેષ માને છે. નૈગમનયનો અભિપ્રાય જુદો નથી કહ્યો, કેમકે સંગ્રહ-વ્યવહાર નયમાં તેનો અન્તર્ભાવ થાય છે. ૨૯૬૯ થી ૨૯૭૭

હવે કષાયોની વ્યાખ્યા કરે છે.

कम्मं कस भवो वा कसमाओ सिं जओ कसाया ता ।
कसमाययंति व जओ गमयंति कसं कसाय त्ति ॥ २९७८ ॥
आउ व उवायाणं तेण कसाया जओ कसस्साया ।
जीवपरिणामरूवा जेण उ नामाइनियमोऽयं ॥ २९७९ ॥
नामं ठवणा दविए उप्पत्ती पच्चए य आएसे ।
रस-भाव-कसाए वि य परूवणा तेसिमा होइ ॥ २९८० ॥
दुविहो दव्वकसाओ कम्मदव्वे य नो व कम्मम्मि ।
कम्मदव्वकसाओ चउव्विहा पोग्गलाणुइया ॥ २९८१ ॥
सज्जकसायाइओ नोकम्मदव्वओ कसाओऽयं ।
खेत्ताइ समुप्पत्ती जत्तो प्पभवो कसायाणं ॥ २९८२ ॥
होइ कसायाणं बंधकारणं जं स पच्चयकसाओ ।
सद्दाइउ त्ति केई न समुप्पत्तीए भिन्नो सो ॥ २९८३ ॥
आएसओ कसाओ कइयवकयभिउडिभंगुरागारो ।
केई चित्ताइगओ ठवणाणत्थंतरो सोऽयं ॥ २९८४ ॥

रसओ रसो कसाओ कसायकम्मोदओ य भावम्मि ।
सो कोहाइ चउद्धा नामाइ चउविहेक्केक्को ॥ २९८५ ॥
भावं सद्दाइनया अट्ठविहमसुद्धनेगमाईया ।
णाएसुप्पत्तीओ सेसा जं पच्चयविगप्पा ॥ २९८६ ॥
दुविहो य दव्वकोहो कम्मद्दव्वे य नोयकम्मम्मि ।
कम्मद्दव्वे कोहो तज्जोग्गा पोग्गला णुइया ॥ २९८७ ॥
नोकम्मदव्वकोवो नेओ चम्मारकोहनीलादि ।
जं कोहवेयणिज्जं समुइण्णं भावकोहो सो ॥ २९८८ ॥
माणादओ वि एवं नामाई चउव्विहा जहाजोग्गं ।
नेया पिहप्पिहा वा सव्वेऽणंताणुबन्धाई ॥ २९८९ ॥
जल-रेणु-भूमि-पव्वयराईसरिसो चउव्विहो कोहो ।
तिणिसलया-कट्ठ-ट्ठियसेलत्थंभोवमो माणो ॥ २९९० ॥
मायावलेह-गोमुत्ति-मेंढसिंग-घणवंसिमूलसमा ।
लोहो हलिद्द-खंजण-कद्दम-किमिरागसामाणो ॥ २९९१ ॥
पक्ख-चउमास-वच्छर-जावज्जीवाणुगामिणो कमसो ।
देव-नर-तिरिय-नारयगइसाहणहेअवो नेया ॥ दारं ॥ २९९२ ॥

જેથી જીવો પીડા પામે તે કષ-કર્મ-અથવા ભવ તેનો જેથી લાભ થાય તે 'કષાય' કહેવાય. અથવા જેનાથી જીવ યથોક્ત કષ પામે તે "કષાય" અથવા પૂર્વોક્ત કષના આય એટલે ઉપાદાન હેતુ તે કષાય. તે કષના ઉપાદાન હેતુઓ જીવના પરિણામ રૂપ ક્રોધાદિ જાણવા તે કષાય નામાદિ આઠ પ્રકારે છે. નામ કષાય-સ્થાપના-કષાય-દ્રવ્ય કષાય-ઉત્પત્તિ કષાય-આદેશ કષાય-રસ કષાય અને ભાવ કષાય. એમની પ્રરૂપણા આ પ્રમાણે છે. ( નામ સ્થાપના કષાયનો વિચાર સુગમ હોવાથી તે નથી કહેતા. ) જ્ઞશરીર ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યકષાય બે પ્રકારે છે, કર્મદ્રવ્યકષાય અને નોકર્મદ્રવ્યકષાય. તેમાં પૂર્વે ૯૨૬૨મી ગાથામાં કહ્યા મુજબ દ્રવ્યકષાય અનુદિત પુદ્ગળો ચાર પ્રકારના જાણવા. સર્જ, બીભિતક, હરીતકી વિગેરે વનસ્પતિ વિશેષ નોકર્મદ્રવ્યકષાય જાણવા. જેનાથી કષાયોની ઉત્પત્તિ થાય તે ઉત્પત્તિકષાય કહેવાય. ( કેમકે દ્રવ્ય યા ક્ષેત્રાદિ રૂપ વસ્તુ કષાયની ઉત્પત્તિમાં હેતુભૂત હેવાથી તે વસ્તુ ઉત્પત્તિકષાય કહેવાય છે. ) કષાયોના (અવિરતિ આદિરૂપ અંતરંગ) બંધનું જે કારણ તે પ્રત્યયકષાય કહેવાય. શબ્દાદિ વિષયોને કેટલાક પ્રત્યયકષાય કહે છે, તે યોગ્ય નથી, કેમકે તેમ માનવાથી ઉત્પત્તિ કષાયનો ભેદ ન થાય. (અન્તરંગ કષાય સિવાય, આ કુપિત છે. એમ કહેવાય તે ) કૃત્રિમ ભૃકુટિભંગાદિરૂપ કરેલો આકાર આદેશકષાય કહેવાય. કેટલા એક તેવા આકારવાળો ચિત્રાદિગત જીવ તે આદેશકષાય, એમ કહે છે, તે અયોગ્ય છે. કેમકે તેવો આકાર સ્થાપનાથી જુદો ન ગણાય. હરીતકી વિગેરેનો રસ, તે રસ કષાય છે, અને મોહનીય કર્મનો ઉદય તે ભાવકષાય છે. એ ભાવકષાય ક્રોધાદિ ચાર પ્રકારે છે. ( ક્રોધ માન માયા લોભ ) તે દરેક પુનઃ નામાદિ ચાર ભેદે છે. શબ્દાદિ શુદ્ધ નયો ( ભાવ કષાયનેજ માને

છે, ( નામાદિ કષાયને નથી માનતા. ) નૈગમાદિ અશુદ્ધનયો આઠ પ્રકારના નામાદિ કષાયોને માને છે, તથા શેષ નૈગમાદિ વિશુદ્ધનયો અને ઋજુસૂત્રનય આદેશ અને ઉત્પત્તિ કષાય નથી માનતા, કેમકે તે બન્ને પ્રત્યયકષાયના વિકલ્પો છે. ( એટલે પ્રત્યય કષાયથી ભિન્ન નથી.) અથવા (જ્ઞશરીર ભવ્યશરીર વ્યતિરિક્ત) દ્રવ્યક્રોધ બે પ્રકારે છે. કર્મ દ્રવ્યક્રોધ અને નોકર્મ દ્રવ્યક્રોધ તેમાં (બંધયોગ્ય બંધાતા વિગેરે ચાર પ્રકારના) અનુદિત ક્રોધના પુદ્ગળો તે કર્મ છે, અને ચર્મકાર નીલિકોથ વિગેરે નોકર્મ દ્રવ્યક્રોધ જાણવો તથા ક્રોધ વેદનીય કર્મ ઉદય આવવાથી થએલા જે ક્રોધના પરિણામ, તે ભાવક્રોધ છે આજ પ્રમાણે માન વિગેરે પણ યથાયોગ્ય નામાદિ ચાર પ્રકારે જાણવા અથવા એ સર્વે પૃથક્ પૃથક્ ( ક્રોધાદિ ) અનન્તાનુબંધિ આદિ ચાર પ્રકારે જાણવા. પાણીની રેખા જેવો, રેતીની રેખા જેવો, ભૂમિની રેખા જેવો, અને પર્વતની રેખા જેવો, એમ ચારે પ્રકારે ક્રોધ છે. નેતરની લતા જેવો, કાષ્ટના સ્તંભ જેવો, હાડકાના સ્તંભ જેવો અને પત્થરના સ્તંભ જેવો, એમ ચાર પ્રકારે માન છે. વાંસની છોલ જેવી, ગાયના મૂત્ર જેવી, ઘેટાના શીંગ જેવી, અને નક્કર વાંસના મૂળ જેવી.-એમ માયા ચાર પ્રકારે છે. હળદરના રંગ જેવો, અંજન જેવો, કાદવના રંગ જેવો અને કિર્મજના રંગ જેવો એમ લોભ ચાર પ્રકારે છે તેઓ પશ્ચાનુપૂર્વીક્રમથી પક્ષ, ચાર માસ, વરસ અને યાવજ્જીવન પર્યન્ત સ્થિતિવાળા છે, તથા દેવ-મનુષ્ય, તિર્યંચ અને નરકગતિના હેતુભૂત છે એમ જાણવું. ૨૯૭૮-થી-૨૯૯૨.

હવે ઇન્દ્રિયોનું સ્વરૂપ કહે છે.

इंदो जीवो सव्वोवलद्धिभोगपरमेसरत्तणओ ।
सोत्ताइभेयमिंदियमिह तल्लिंगाइभावाओ ॥ २९९३ ॥
तं नामाइ चउद्धा दव्वं निव्वत्ति ओवगरणं च ।
आगारो निव्वत्ति चित्ता बज्झा इमा यंऽतो ॥ २९९४ ॥
पुप्फं फलंबुयाए-धन्नमसूराइमुत्तचंदो य ।
होइ खुरु(भ)प्पो नाणाकिनो य सोइंदियाईणं ॥ २९९५ ॥
विसयग्गहणसमत्थं उवगरणं इंदियंतरं तंपि ।
जं नेह तदुवघाए गेण्हइ निव्वत्तिभावे वि ॥ २९९६ ॥

સર્વ ઉપલબ્ધિ અને સર્વ ભોગના પરમેશ્વરપણાથી ઇન્દ્ર એટલે જીવ કહેવાય છે, તે જીવના લિંગાદિ ભાવથી શ્રોત્રાદિ ભેદે ઇન્દ્રિયો છે. તે ઇન્દ્રિય નામાદિ ચાર ભેદે છે તેમાં દ્રવ્ય ઇન્દ્રિય નિવૃત્તિ અને ઉપકરણ એમ બે પ્રકારે છે બાહ્ય નિવૃત્તિ તે વિચિત્ર પ્રકારની આકૃતિ છે, અને અન્તર નિવૃત્તિ અનુક્રમે કદંબ, પુષ્પ, મસૂર, ધાન્ય, અતિમુક્તપુષ્પના ચાંદલા અથવા ચંદ્ર, ક્ષુરપ્ર (અસ્ત્રો) અને વિવિધ પ્રકારના આકારવાળી શ્રોત્રાદિ ઇન્દ્રિયો છે. વિષય ગ્રહણ કરવાને સમર્થ ઇન્દ્રિયાન્તર તે પણ ઉપકરણેન્દ્રિય છે, કેમકે તેનો ઉપઘાત થવાથી અને નિવૃત્તિના સદ્ભાવે પણ વિષય ગ્રહણ થતો નથી. ૨૯૯૩-થી-૨૯૯૬

પરમૈશ્વર્યપણાના યોગથી ઇન્દ્ર જીવ કહેવાય છે કારણકે આવરણનો અભાવ થવાથી સર્વ વસ્તુ તેને જણાય છે, વળી નાનાવિધ ભાવોમાં ભમતા સર્વ વસ્તુનો તેને ઉપભોગ થાય છે, તેથી જીવ પરમૈશ્વર્યવાન્ કહેવાય છે, એ પરમૈશ્વર્યના યોગથી ઇન્દ્ર જીવ કહેવાય છે. તે ઇન્દ્રનું જીવનું લિંગ ચિન્હ તે ઇન્દ્રિય

અથવા ઇન્દ્રિયવડે દેખાએલ યા સરજાએલ તે ઇન્દ્રિય કહેવાય તે ઇન્દ્રિય શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસના અને સ્પર્શન એમ પાંચ પ્રકારે છે. પુનઃ તે ઇન્દ્રિયો નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એમ ચાર ભેદે છે. નામ અને સ્થાપના ઇન્દ્રિયનું સ્વરૂપ સુગમ હોવાથી તેનું વ્યાખ્યાન મૂકી દઇને જ્ઞશરીર ભવ્ય શરીર વ્યતિરિકત દ્રવ્ય ઇન્દ્રિયનું સ્વરૂપ કહીએ છીએ. તે દ્રવ્યેન્દ્રિય નિવૃત્તિ અને ઉપકરણ એમ બે પ્રકારે છે. તેમાં કાનના ફાફડાદિ નિવૃત્તિ એટલે આકાર. તે આકાર બાહ્ય અને અભ્યન્તર એમ બે પ્રકારે છે. તેમાં બાહ્ય નિવૃત્તિ મનુષ્ય, અશ્વ, શશલા, વિગેરેની અપેક્ષાએ વિવિધ આકારની છે, અને અભ્યન્તર નિવૃત્તિ સર્વની સરખી છે. શ્રોત્રેન્દ્રિયની અભ્યન્તર નિવૃત્તિ કદંબ પુષ્પાકારે માંસના ગોળારૂપે છે, ચક્ષુની મસૂર ( ધાન્ય વિશેષ ) ના જેવી છે, ઘ્રાણેન્દ્રિયની અતિમુક્ત પુષ્પના ચાંદલા જેવી છે, રસનેદ્રિયની ક્ષુરપ્ર (અસ્રા) ના આકારે અને સ્પર્શનેન્દ્રિયની વિવિધાકારવાળી છે.

ઉપરોકત આકારવાળી અભ્યન્તર નિવૃત્તિની વિષય ગ્રહણ કરવાની જે શક્તિ, તે ઉપકરણ દ્રવ્યેન્દ્રિય છે.

શિષ્ય—જેને આપ ઉપકરણેન્દ્રિય કહો છો, તે અન્તર્નિવૃત્તિની શક્તિરૂપ હોવાથી અન્તર્નિવૃત્તિજ છે, તેનાથી કોઇ ભેદ જણાતો નથી.

આચાર્ય:—એ ઉપકરણેન્દ્રિય પણ દ્રવ્યેન્દ્રિયનો ભેદ છે. કેમકે કદંબપુષ્પાદિ આકારવાળી શ્રોત્ર આદિ ઇન્દ્રિયોની શબ્દાદિ વિષય જાણનારી જે શક્તિ છે, તે શક્તિનો વાત-પિત્તાદિવડે ઉપઘાત થવાથી યથોકત અન્તર્નિવૃત્તિનો સદ્ભાવ હોય, તો પણ જીવ શબ્દાદિ વિષય ગ્રહણ કરી શકતો નથી તેથી જણાય છે કે અન્તર્નિવૃતિની શક્તિરૂપ ઉપકરણેન્દ્રિય તે દ્રવ્યેન્દ્રિયનો બીજો ભેદ છે. ૨૯૯૩-થા-૨૯૯૬.

लद्धु-वओगा भाविंदियं तु लद्धि त्ति जो खओवसमो ।
होइ तदावरणाणं तल्लाभे चेव सेसं ति ॥ २९९७ ॥
जो सविसयवावारो सो उवओगो स चेगकालम्मि ।
एगेण चेय तम्हा उवओगेगिंदिओ सव्वो ॥ २९९८ ॥
एगिंदियाइभेया पडुच्च सेसेंदियाइं जीवाणं ।
अहवा पडुच्च लद्धिंदियं पि पंचिंदिया सव्वे ॥ २९९९ ॥
जं किर बउलाईणं दीसइ सेसेंदिओवलंभो वि ।
तेण त्थि तदावरणक्खओवसमसंभवो तेसिं ॥ ३००० ॥
पंचेंदिउ व्व बउलो नरो व्व सव्वविसओवलंभाओ ।
तहवि न भण्णइ पंचिंदिउ त्ति बज्झेंदियाभावा ॥ ३००१ ॥
सुत्तो वि कुंभनिव्वत्तिसत्तिजुत्तो त्ति जह स घडकारो ।
लद्धिंदिएण पंचेंदिओ तहा बज्झरहिओ वि ॥ ३००२ ॥
लाभक्कमो उ लद्धी निव्वत्तु-वगरण तोओवओगो य ।
दव्विंदिय-भाविंदियसामण्णाओ कओ भिण्णो ॥ दारं ॥ ३००३ ॥

લબ્ધિ અને ઉપયોગ એ બે ભાવેન્દ્રિય છે, તેમાં ઇન્દ્રિયાવરણીય કર્મનો જે ક્ષયોપશમ તે લબ્ધિ છે, તે લબ્ધિ પ્રાપ્ત થાય તોજ બીજી દ્રવ્યેન્દ્રિય પ્રાપ્ત થાય. શ્રોત્રાદિ

ઇન્દ્રિયોનો જે પોતાના શબ્દાદિ સ્વવિષયમાં પરિછેદ વ્યાપાર તે ઉપયોગ છે, એ ઉપયોગ એક કાળમાં દેવાદિકોને પણ એકજ હોય છે, તેથી ઉપયોગને આશ્રીને સર્વ જીવ એકેન્દ્રિયવાલા કહેવાય છે, કેમકે સર્વકાલમાં દેવાદિકોને પણ પાંચ આવી ઇન્દ્રિયોમાંથી એક ઇન્દ્રિયના ઉપયોગનો સદ્ભાવ હોય છે, શેષ ઇન્દ્રિયો (નિવૃત્તિ, ઉપકરણ લબ્ધિ)ની અપેક્ષાએ જીવોના એકેંદ્રિય બેઇન્દ્રિયાદિ ભેદો છે. જેને જેટલી દ્રવ્ય ઇન્દ્રિયો હોય તેને તેવા વહેવાર કર્યા પછી અથવા લબ્ધિ ઇન્દ્રિયની અપેક્ષાએ સર્વ જીવો પંચેન્દ્રિય છે. કેમકે બકુલાદિ વનસ્પતિઓને શેષ બીજી ઇન્દ્રિયોનો ઉપલંભ પણ જણાય છે, તેથી તેઓને તદાવરણ કર્મના ક્ષયોપશમનો સંભવ છે, એમ જણાય છે. જો ના હોય તો બકુલને શ્રૃંગારયુક્ત સજ્જ થયેલી સ્ત્રી, સુંદર મદીરાના કોગળાવડે તથા ચંપકને અત્યંત સુગંધી જળના સીંચવાવડે તથા તિલકને અવબોધથી સ્ત્રીના કટાક્ષવડે તથા વિરહકને પંચમ સ્વરવડે કરીને ફુલ અંકુરાદિકનો સંભવ ના થાય, વલી એકલા બકુલ વૃક્ષને શ્રૃંગારવાલી સુંદર સ્ત્રીએ કરેલા મદિરાના કોગળાવડે તથા શરીરના સ્પર્શ આલિંગનવડે તથા ચંદનાદિમાં પડેલા ગંધવડે સારૂંરૂપ જોવાથી તથા મધુર શબ્દોના ઉચ્ચારવડે ફલવાપણું છે તેથી તે પંચેન્દ્રિય છે. સર્વ ઇન્દ્રિયોના વિષયના ઉપલંભથી મનુષ્યની પેઠે બકુલ પંચેન્દ્રિય જેવો છે, તોપણ બાહ્ય ઇન્દ્રિયોના અભાવે તે પંચેન્દ્રિય કહેવાતો નથી. જેમ ઘટ બનાવવાની શક્તિયુક્ત કુંભકાર સૂતેલો હોય, તો પણ તે કુંભકાર કહેવાય છે, તેમ બાહ્ય ઇંદ્રિય રહિત છતાં પણ (બકુલાદિ) લબ્ધિ ઇન્દ્રિયવડે પંચેન્દ્રિય કહેવાય છે. દ્રવ્ય અને ભાવ ઇંદ્રિયોના પ્રાપ્તિ ક્રમમાં ( પ્રથમ લબ્ધિ ભાવેન્દ્રિય પ્રાપ્ત થાય, તે પછી દ્રવ્યેન્દ્રિય પ્રાપ્ત થાય.) જ્યારે દ્રવ્યેન્દ્રિય-ભાવેન્દ્રિના સામાન્યથી ભિન્ન કરાયેલો લાભ પૂછવામાં આવે, ત્યારે પ્રથમ ઇન્દ્રિયાવરણી ક્ષયોપશમ રૂપ લબ્ધિ ઇન્દ્રિય પ્રાપ્ત થાય, તે પછી બાહ્ય અન્તર નિર્વૃત્તિ ઇન્દ્રિય પ્રાપ્ત થાય, તે પછી અંતરનિર્વૃત્તિની શક્તિરૂપ ઉપકરણેન્દ્રિય પ્રાપ્ત થાય, અને તે પછી ઇન્દ્રિયોના અર્થનો એટલે વિષયોનો ઉપયોગ થાય. ૨૯૯૭ થી ૩૦૦૩.

હવે પરિષહોની અને ઉપસર્ગોની વ્યાખ્યા કરે છે.

परिसोढव्वा जइणा मग्गाविच्चुइ-विणिज्जराहेउं ।
जंतो परीसहा ते खुहादओ होंति बावीसं ॥ दारं ॥ ३००४ ॥
उवसज्जणमुवसग्गो तेण तओ म उवसज्जए जम्हा ।
सो दिव्व-मणुय-तेरिच्छिआ-ऽऽयसंवेयणाभेओ ॥ ३००५ ॥
हास-प्पओस-वीमंसओ विमायाए वा भवो दिव्वो ।
एवं चिय माणुस्सो कुसीलपडिसेवणचउत्थो ॥ ३००६ ॥
तिरिओ भय-प्पओसा-हारावच्चाइरक्खणत्था वा ।
घट्टण-थंभण-पवडण-लेसणओ वाऽऽसंवेओ ॥ ३००७ ॥

જૈનમાર્ગથી નહિ ડગવા અને વિશેષ નિર્જરા માટે જે વિશેષે સહન કરવા યોગ્ય છે, તે પરીષહો કહેવાય છે, તે પરીષહો ક્ષુધા, પીપાસા વિગેરે બાવીસ છે. પીડા પામવી તે ઉપસર્ગ અથવા જેવડે યા જે થકી જીવવડે પીડા પમાય તે ઉપસર્ગ છે તે ઉપસર્ગ દેવથી, મનુષ્યથી, તિર્યંચથી અને આત્મસંવેદનથી એમ ચાર પ્રકારે થાય છે. હાસ્યથી, પૂર્વભવના દ્વેષથી, ( પોતાની પ્રતિજ્ઞાથી આ ચલાયમાન થાય છે કે નહિ ?

એવા ) વિમર્શથી અને વિમાત્રાથી ( કંઈક હાસ્ય, કંઇક દ્વેષ, કંઇક વિમર્શથી ) દેવો ઉપસર્ગ કરે છે એ પ્રમાણે મનુષ્ય પણ ચાર પ્રકારે ઉપસર્ગ કરે છે, એમાં ચોથો પ્રકાર કુશીલપ્રતિસેવનાથી જાણવો. તિર્યંચોના ભયથી, દ્વેષથી, આહાર માટે, બચ્ચાંઓનાં તથા માલવા ગુફાદિ સ્થાનના રક્ષણ માટે ઉપસર્ગ કરે છે, અને નેત્રમાં પડેલા કણાદિ ખુંચવાથી, અંગો સ્તબ્ધ થવાથી, ખાડા વિગેરેમાં પડવાથી તથા બાહુ વિગેરે અંગોને પરસ્પર મસળવાથી આત્મ સંવેદનીય ઉપસર્ગો, થાય છે. ૩૦૦૪-થી-૩૦૦૭

અહીં રાગ વિગેરેનાં ઉદાહરણો છે, તે "रागे रहदत्ता" ઇત્યાદિ છ ગાથાઓનો અર્થ મૂળ આવશ્યકથી જાણી લેવો.

હવે "नामयंता नमोरिहा" એ પદની વ્યાખ્યા તથા નમસ્કારનું ફળ કહે છે.

पहवीकरणं नामणमहवा नासणमओ जहाजोग्गं ।
नेयं रागाईणं तन्नामाओ नमोरिहया ॥ ३००८ ॥

**अरहंतनमोक्कारो जीवं मोएइ भवसहस्साओ ।**
**भावेण कीरमाणो होइ पुणो बोहिलाभाए ॥३००९-९२६-२१६॥**

अरहंतागारवई ठवणा नामं मयं नमोक्कारो ।
भावेणं ति य भावो दव्वं पुण कीरमाणो त्ति ॥ ३०१० ॥
इय नामाइचउव्विहबज्झब्भंतरविहाणकरणाओ ।
सो मोएइ भवाओ होइ पुणो बोहिबीयं च ॥ ३०११ ॥

**अरहंतनमोक्कारो धन्नाण भवक्खयं करंताणं ।**
**हियय अणुम्मुयंतो विसोत्तियावारओ होइ ॥३०१२-९२४-२१७॥**

धन्ना नाणाइधणा परित्तसंसारिणो पयणुकम्मा ।
भवजीवियं पुणभवो तस्सेहक्खयं करेंताणं ॥ ३०१३ ॥
इह विस्सोओगमणं चित्तस्स विस्सोत्तिया अवज्झाणं ।
अरहंतनमोक्कारो हिययगओ तं निवारेइ ॥ ३०१४ ॥

રાગાદિને વશ કરવા અથવા તેમનો સમૂળ નાશ કરવો તે નમન કહેવાય એ નમનથી અર્હન્તો નમસ્કારને યોગ્ય છે. ભાવથી કરાતો અરિહંતનો નમસ્કાર જીવને હજારો ભવથી મૂકાવે છે, અને પુનઃ બોધિબીજના લાભ માટે થાય છે. અર્હદાકારવાળી બુદ્ધિ તે સ્થાપના, તેનો જે નમસ્કાર તે સ્થાપનાનમસ્કાર, નમસ્કાર શબ્દવડે નામ નમસ્કાર, 'ભાવથી' એ શબ્દ વડે ભાવ નમસ્કાર અને અંજલીગ્રહણાદિવડે કરાતો નમસ્કાર તે દ્રવ્યનમસ્કાર એ પ્રમાણે નામાદિ ચાર પ્રકારના બાહ્ય અભ્યન્તર વિધાન કરવાથી, તે નમસ્કાર જીવને સંસારથી મૂકાવે છે, અને બોધિ બીજ માટે થાય છે. ભવક્ષય કરતા જ્ઞાનાદિ ધનવાળા આત્માના હૃદયને નહિ મૂકતો અર્હન્નમસ્કાર અપધ્યાનને દૂર કરે છે. ધન્ય એટલે જ્ઞાનાદિ ધનવાળા, પરીત સંસારી પતનુકર્મી જીવના ભવ એટલે જીવિત અથવા પુનર્ભવનો ક્ષય કરનાર ચિત્તનું વિસ્રોતગમન તે વિસ્રોતિકા અથવા અપધ્યાન, તેને હૃદયમાં રહેલો અર્હન્નમસ્કાર નિવારે છે. ૩૦૦૮-થી-૩૦૧૪

હવે અરહન્નમસ્કારની મહાર્થતા બતાવે છે.

**अरहंतनमोक्कारो एवं खलु वण्णिओ महत्थो त्ति ।**
**जो मरणम्मि उवग्गे अभिक्खणं कीरए बहुसो ॥३०१५--९२५-३१८॥**

जलणाइभए सेसं मोत्तुं पगरणं महामोल्लं ।
जुधि वातिभए घेप्पइ अमोहसत्थं जह तहेह ॥ ३०१६ ॥
मोत्तुं पि बारसंगं स एव मरणंमि कीरए जम्हा ।
अरहंतनमोक्कारो तम्हा सो बारसंगत्थो ॥ ३०१७ ॥
सव्वं पि बारसंगं परिणामविसुद्धिहेउमित्तागं ।
तक्कारणभावाओ कहं न तयत्थो नमोक्कारो ? ॥ ३०१८ ॥
न हु तम्मि देसकाले सक्को बारसविहो सुयक्खंधो ।
सव्वो अणुचिंतेउं धणियं पि समत्थचित्तेणं ॥ ३०१९ ॥
एगम्मि वि जम्मि पए संवेगं कुणइ वीयरायमए ।
तं तस्स होइ नाणं जेण विरागत्तणमुवेइ ॥ ३०२० ॥
एगम्मि वि जम्मि पए संवेगं कुणइ वीयरायमए ।
सो तेण मोहजालं छिंदइ अज्झप्पओगेणं ॥ ३०२१ ॥
ववहाराओ मरणे तं पयमेक्कं मयं नमुक्कारो ।
अन्नं पि निच्छयाओ तं चेव य बारसंगत्थो ॥ ३०२२ ॥
जं सोऽविनिज्जरत्थो पिंडयत्थो व न्नओ महत्थो त्ति ।
कीरइ निरंतरमभिक्खणं तु बहुसो बहूवारा ॥ ३०२३ ॥

**अरहंतनमोक्कारो सव्वपावप्पणासणो ।**
**मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं ॥ ३०२४ ॥ ९२६-३१९ ॥**

पंसेइ पिबइ व हियं पाइ भवे वा जियं जओ पावं ।
तं सव्वमट्ठसामन्नजाइभेयं पणासेइ ॥ ३०२५ ॥
नामाइमंगलाणं पढमं ति पहाणमहव पंचण्हं ।
पढमं पहाणतरयं व मंगलं पुव्वऽभिहियत्थं ॥ ३०२६ ॥

એ પ્રમાણે નિશ્ચય વર્ણવેલો અર્હન્નમસ્કાર મહા અર્થવાળો છે, કેમકે જે નમસ્કાર, મૃત્યુ સમિપ થયે છતે નિરંતર બહુવાર કરાય છે, અને મોટી આપત્તિમાં દ્વાદશાંગીને મૂકી તેનું સ્મરણ થાય છે. અગ્નિ આદિનો ભય છતે, શેષ સર્વ મૂકીને મહામૂલ્યવાળું મેઘરત્ન ગ્રહણ કરાય છે, અથવા યુધમાં યા અતિભયમાં જેમ અમોઘ શસ્ત્ર ગ્રહણ કરાય છે, તેમ અહીં પણ મરણાદિ ભયોમાં દ્વાદશાંગી મૂકીને અરિહંતને નમસ્કાર કરાય છે, તેથી તે નમસ્કાર દ્વાદશાંગાર્થ છે. સર્વ દ્વાદશાંગી પરિણામની વિશુદ્ધિનો હેતુ માત્ર છે,

તેવાજ કારણભાવથી નમસ્કાર પણ તદર્થવાળો ( દ્વાદશાંગાર્થવાળો ) કેમ ન કહેવાય? મરણરૂપ તેવા દેશકાળમાં બાર પ્રકારનો સર્વ શ્રુતસ્કંધ અત્યન્ત સમર્થ ચિન્તકવડે પણ ચિન્તવી શકાય નહિ. ( તેથી તે નમસ્કાર દ્વાદશાંગાર્થ છે. ) વીતરાગના મતમાં જે એક પદ પણ જીવને સંવેગ કરે છે, તે તેને જ્ઞાનરૂપ થાય છે, કેમકે તેવડે તેને વીતરાગપણું પ્રાપ્ત થાય છે. વીતરાગના મતમાં જે એક પણ પદ સંવેગ કરે છે, અને તેથી તે અધ્યાત્મ યોગે મોહજાળને છેદે છે. મરણ વખતે કરાતો નમસ્કાર ( અનેક પદાત્મક છતાં પણ ) વ્યવહારથી એક પદ કહેવાય છે, અને નિશ્ચયથી તે તથા બીજું પણ ( નિર્જરારૂપ ફળવાળું ) પદ દ્વાદશાંગાર્થ છે. તે નમસ્કાર અતિનિર્જરા માટે છે, અને દ્વાદશાંગરૂપ ગણુ પિટકાર્થ છે, એમ એની મહાર્થતા કહેલી છે, તેથી અભિક્ષ્ણ એટલે નિરન્તર, અને બહુસો એટલે ઘણીવાર ( તે નમસાર ) કરાય છે. અરિહંતનો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે, અને સર્વ મંગળોમાં પ્રથમ મંગળભૂત છે. જે જીવને મલિન કરે, જીવના હિતને પીયે, અથવા જીવને સંસારમાં પાડે, તેથી તે પાપ કહેવાય છે, એ આઠ સામાન્ય જાતિભેદવાળા ( આઠ કર્મને ) સર્વ પાપને ( નમસ્કાર ) નાશ કરે છે. નામાદિ મંગળોમાં (અર્હંન્નમસ્કાર ) પ્રથમ છે, અથવા ( મોક્ષરૂપ મુખ્ય પુરૂષાર્થને સાધનાર હોવાથી ) પ્રધાન છે, અથવા ( અર્હંત્-સિદ્ધ આદિ પાંચ ભાવ મંગળોમાં આને પ્રથમ કહેલ હોવાથી ) પાંચે મંગળોમાં પ્રથમ છે, અથવા પ્રધાનતર પરોપકાર સાધક હોવાથી મૂખ્ય છે એવું એ મંગળ, તેનો અર્થ પૂર્વે ( ૨૪ મી ગાથામાં ) કહેલો છે. ૩૦૧૫-થી-૩૦૨૬

॥ ઇતિ અર્હંન્નમસ્કાર સમાપ્તઃ ॥

હવે સિદ્ધના નમસ્કારની વ્યાખ્યા કરે છે.

જે ગુણવડે જે નિષ્પન્ન હોય, તે સિદ્ધ કહેવાય છે. તે સિદ્ધ ( સામાન્યથી ) નામાદિ ચૌદ પ્રકારે જાણવા ( નામ-સ્થાપના સિદ્ધ સુગમ છે. ) ઓદનસિદ્ધાદિ દ્રવ્ય-સિદ્ધ જાણવા ( આદિ શબ્દથી પાકેલા ઘટાદિ સમજવા. ઓદનાદિનિષ્પન્નત્વાદિ ગુણવડે સંપૂર્ણ છે, વળી અપ્રધાનપણે તે દ્રવ્ય પણ છે ) કર્મસિદ્ધ. શિલ્પસિદ્ધ, વિદ્યાસિદ્ધ, મંત્રસિદ્ધ, યોગસિદ્ધ, આગમસિદ્ધ, અર્થસિદ્ધ, યાત્રાસિદ્ધ, અભિપ્રાયસિદ્ધ, તપસિદ્ધ, અને કર્મક્ષયસિદ્ધ ( આ અગીઆર ને પ્રથમના ત્રણ મળી સિદ્ધના ચૌદ પ્રકાર જાણવા.) ૩૦૨૭-૩૦૨૮

આ પછી કર્મસિદ્ધાદિ સિદ્ધોનું સ્વરૂપ પ્રતિપાદન કરનારી कम्मं जमणायरिया ઇત્યાદિ ગાથાથી આરંભીને न किलम्मइ जो तवसा ઇત્યાદિ ગાથા પર્યન્ત એકતાળીસ ગાથાઓ કથાનક અને ભાવાર્થસહિત છે, તે મૂળ આવશ્યકની ટીકાથી જાણી લેવી.

હવે કર્મક્ષયસિદ્ધનું સ્વરૂપ વિસ્તારથી કહે છે.

सिद्धो जो [illegible] जेण गुणेण सय चोदसविगप्पो ।
नेओ नामाईओ ओयणासिद्धाइओ दव्वे ॥ ३०२७ ॥
कम्मे सिप्पे य विज्जाए मंते जोगे य आगमे ।
अत्थ-जत्ता-आभिप्पाए तवे कम्मख[illegible] विय ॥३०२८॥ ९२७-९२०॥

दहिकालरयं जं-तु-कम्मं से-सियमट्ठहा ।
सियं धंतं ति सिद्धस्स सिद्धत्तमुवजायइ ॥ ३०२९ ॥ १२८-३२१ ॥
नाऊण वेयणिज्जं अइबहुयं आउगं च अइथोवं ।
गंतूण समुग्घायं खवेइ कम्मं निरवसेसं ॥ ३०३० ॥ १२९-३२२ ॥
दंड कवाडे मंथंतरे य साहरणया सरीरत्थे ।
भासाजोगनिरोहो सेलेसी सिज्झणा चेव ॥ ३०३१ ॥ १३०-३२३ ॥
जह उल्ला साडीया आसुं सुक्कइ विरल्लिया संती ।
तह कम्मलहुयसमए वच्चंति जिणा समुग्घायं ॥३०३२॥१३१-३२४॥

પ્રવાહની અપેક્ષાએ દીર્ઘકાળની સ્થિતિવાળું જે બાંધેલું આઠ પ્રકારનું કર્મ, તે બાંધેલા કર્મને ભવ્ય જીવ ધ્યાનરૂપ અગ્નિવડે જેણે બાળી નાખ્યું છે, એવા સિદ્ધને સિદ્ધપણું ઉત્પન્ન થાય છે. વેદનીય કર્મ અતિ વધારે અને આયુકર્મ થોડું છે, એમ જાણીને કેવળી સમુદ્ઘાત પામીને સમગ્ર કર્મ ક્ષય કરે છે. શરીરમાં રહ્યે છતે આત્મપ્રદેશોનો દંડ, કપાટ, મંથાન અને અન્તરપૂર્ણ કરવા વડે ભાષાયોગનો નિરોધ કરીને શૈલેશિકરણ પામ્યા બાદ સિદ્ધ થાય છે. જેમ ભીનું વસ્ત્ર પહોળું કર્યું હોય, તો તે શીઘ્ર સૂકાઇ જાય છે, તેમ કર્મની લઘુતા વખતે જિનેશ્વરો સમુદ્ઘાત પામે છે. (અને કર્મનો નાશ કરે છે) ૩૦૨૯ થી ૩૦૩૨

"હવે દીહકાલરય જંતુ" એ ગાથાની ભાષ્યકાર વ્યાખ્યા કરે છે.

संताणओ अणाई दीहो ठिइकाल एव बंधाओ ।
जीवाणुरंजणाओ रय त्ति जोगो त्ति सुहुमो वा ॥ ३०३३ ॥
सो जस्स दीहकालो कम्मं तं दीहकालरयमुत्तं ।
अइदीहकालरंजणमहवा चेट्ठाविसेसत्थं ॥ ३०३४ ॥
जं कम्मं ति तुसद्दो विसेसगो पूरणोऽहवा जीवो ।
जंतु त्ति, तस्स जंतो कम्मं से जं सियं बद्धं ॥ ३०३५ ॥
अहवा से सियमसियं गहियं वत्तमइसंसिलिट्ठं वा ।
जं वा विसेसियंअट्ठह त्ति खयसेसियं व त्ति ॥ ३०३६ ॥
नेरुत्तिओ सियं धंतमस्स तवसा मलो व लोहस्स ।
इय सिद्धस्सेय सओ सिद्धत्त सिज्झणा समए ॥ ३०३७ ॥
उवजायइ त्ति ववहारदेसणमभाववयानिसेहो वा ।
पज्जायंतरविगमे तप्पज्जयंतरं सिद्धो ॥ ३०३८ ॥

બંધની અપેક્ષાએ સંતાનભાવે અનાદિ હોવાથી દીર્ઘ સ્થિતિકાળવાળું, જીવને મલિન કરવાથી રજ, અથવા બંધયોગ્ય હો યા સૂક્ષ્મ હોવાથી કર્મરૂપ રજ, તે દીર્ઘકાળ જે કર્મનો હોય, તે દીર્ઘવાળી રજ કહેવાય છે, અથવા દીર્ઘકાળ પર્યન્ત જીવને મલિન

કરતું હોવાથી રજ કહેવાય. અથવા દીર્ઘકાળ પર્યન્ત જેનો અનુભવ છે, તે દીર્ઘ કાળ રજ કહેવાય, જે દીર્ઘકાળની રજ એટલે કર્મનું, શબ્દ વિશેષણાર્થે અથવા પૂરણાર્થે છે, અથવા જંતુ એટલે જીવ, તેનું જે કર્મ તે જંતુ કર્મ, તેનું સિત એટલે જીવનું બાંધેલું અથવા જીવનું સર્વ કર્મ (સંસારાનુબંધી હોવાથી) સિત એટલે અશુભ. અથવા સિત એટલે જીવે ગ્રહણ કરેલું, વ્યાપ્ત થએલ વા સંશ્લિષ્ટ થએલું, અથવા આઠ પ્રકારે વિશેષિત કરેલું, યા ક્ષય કરેલું તે શેષિત કહેવાય. જેમ અગ્નિવડે લોહનો મળ ભસ્મ કરાય છે, તેમ તપવડે, બાંધેલું કર્મ જેનું ભસ્મ થયું છે, તે સિદ્ધ કહેવાય. એ પ્રમાણે સિદ્ધિના સમયે વિદ્યમાન સિદ્ધને સિદ્ધપણું ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થાય છે એ કથન વ્યવહાર બતાવવાને અથવા અભાવરૂપ સિદ્ધનો નિષેધ કરવા માટે છે. પર્યાયાન્તરનો વિરામ થતા તે સિદ્ધરૂપ પર્યાયાન્તરની પ્રાપ્તિ તે સિદ્ધ કહેવાય છે. ૩૦૩૩થી ૩૦૩૮.

હવે नाउण वेयणिज्जं ઈત્યાદિ ગાથાનું ભાષ્યકાર વ્યાખ્યાન કરે છે.

कम्मचउक्कं कमसो समं ति खयमेइ तस्स भणियम्मि ।
समयं ति कए भासइ कत्तो तुल्लट्ठिईनियमो ? ॥ ३०३९ ॥
किह व अपुन्नट्ठिइयं खवेउ कत्तो व तस्समीकरणं ।
कयनासाइभयाउ तो तस्स कमक्खओ जुत्तो ॥ ३०४० ॥
भण्णइ कमक्खयम्मी जयाउराईए तस्स निट्ठेज्जा ।
तो कहमत्थउ स भवे सिज्झउ व कहं सकम्मंसो ? ॥ ३०४१ ॥
तम्हा तुल्लठितीयं कम्मचउक्कं सभावओ जस्स ।
सोअकयसमुग्घाओ सिज्झइ जुगवं खवेऊणं ॥ ३०४२ ॥
जस्स पुण थोवमाउं हवेज्ज सेसं तयं च बहुतरयं ।
तं तेण समीकुरुए गंतूण जिणो समुग्घायं ॥ ३०४३ ॥
कयनासाइविघाओ कओ पुरा जह य नाण-किरियाहिं ।
कम्मस्स कीरइ खओ न चेदमोक्खादओ दोसा ॥ ३०४४ ॥
असमट्ठिईण निअमो को थोवं आउयं न सेसं ति ।
परिणामसभावाओ अद्धुवबंधो व्व तस्सेव ॥ ३०४५ ॥
विसमं स करेइ समं समोहओ बंधणेहिं ठिईए य ।
कम्मद्दवाइं बंधणाई कालो ठिई तेसिं ॥ ३०४६ ॥
आउयसमयसमाए गुणसेढीए तदसंखगुणियाए ।
पुव्वरइयं खवेहिइ जह सेलेसीए पइसमयं ॥ ३०४७ ॥

તે મુમુક્ષુ જીવના ભવોપગ્રાહી ચાર કર્મનો અનુક્રમે ક્ષય થાય છે, કે એકી સાથે ક્ષય થાય છે? એમ પૂછવામાં આવે, તો તેનો એકી સાથે ક્ષય થાય છે, પુનઃ પૂછવામાં આવે કે એવો સમાનસ્થિતિનો નિયમ કેવી રીતે છે? અથવા અપૂર્ણ સ્થિતિવાળા કર્મ કેવી રીતે ક્ષય કરે? કેવી રીતે વેદનીયાદિ કર્મની સાથે આયુષ્યની સમાન સ્થિતિ કરે? માટે કૃતનાશાદિ દોષના ભયથી અનુક્રમે તે કર્મનો

ક્ષય યોગ્ય છે. એનો ઉત્તર કહે છે કે કર્મ ક્ષય વખતે જો તેનું આયુષ્ય પ્રથમ પૂર્ણ થાય, તો તે ( આયુષ્યના અભાવે બીજા કર્મોનો ક્ષય કરવાને ) સંસારમાં કેવી રીતે રહી શકે? જો મોક્ષે જાય, તો તે કર્મસહિત કેવી રીતે જાય? માટે જેના ચારે કર્મ સ્વભાવથીજ સમાનસ્થિતિવાળા હોય, તે સમુદ્ઘાત કર્યા શિવાય એકી સાથે કર્મ ક્ષય કરીને સિદ્ધ થાય છે. પરન્તુ જેનું આયુષ્ય થોડું હોય, અને શેષ કર્મત્રય વધારે હોય, તો જિનેશ્વર સમુદ્ઘાત પામીને કર્મત્રયને આયુષ્યની સમાન કરે છે જેમ જ્ઞાન અને ક્રિયાવડે કર્મનો ક્ષય કરાય છે, ઇત્યાદિ પૂર્વે ( ઉપક્રમ કાળના વિચારમાં ) કૃતનાશાદિ દોષોનો વિઘાત કર્યો છે. જો એમ ન માનવામાં આવે, તો અમોક્ષાદિ દોષો થશે. આયુષ્ય થોડું અને શેષ કર્મત્રય થોડાં નહિ, એવો નિયમ અસમાન સ્થિતિવાળા કર્મોનો શાથી છે? (એમ પૂછવામાં આવે તો ) બંધ પરિણામના સ્વભાવથી અધ્રુવ બંધની પેઠે તેનો તેવો બંધ થાય છે. કેવળીસમુદ્ઘાત પામેલો જીવ વિષમ સ્થિતિવાળાં કર્મને બંધનવડે અને સ્થિતિવડે સમાન કરે છે. કર્મ દ્રવ્યબંધનો છે અને સ્થિતિ તે તેમનો કાળ છે. આયુષ્યના અવશેષ સમય સમાન અસંખ્યેયગુણી ગુણશ્રેણિવડે વેદનીયાદિ પૂર્વરચિત કર્મત્રયને, જેમ શૈલેશી અવસ્થિતિમાં ખપાવે છે, તેમ તે ખપાવશે. ૩૦૩૯ થી ૩૦૪૭.

શિષ્ય:—વેદનીય આયુ નામ અને ગોત્રકર્મ એ ચાર ભવોપગ્રાહી કર્મ મુમુક્ષુ જીવને મોક્ષગમન વખતે અનુક્રમે ક્ષય પામે છે, કે યુગપદ્ એકીસાથે ક્ષય પામે છે?

આચાર્ય:—એ ચારે કર્મ યુગપદ્ ક્ષય પામે છે, ક્રમશ: નથી પામતાં.

શિષ્ય:—એ પ્રમાણે એ ચારે કર્મની સમાન સ્થિતિનો નિયમ શાથી હોઇ શકે? સ્થિતિજ તેઓને હોઇ શકે. અથવા આયુષ્યની અપેક્ષાએ દીર્ઘ સ્થિતિવાળા વેદનીયાદિ કર્મત્રયને તે મુમુક્ષુ જીવ કેવી રીતે અલ્પ સ્થિતિવાળા કરી શકે? અધિક સ્થિતિવાળા કર્મને અનુભવ્યા શિવાય નાશ કરવાથી કૃતનાશ દોષ પ્રાપ્ત થાય. આયુષ્યકર્મ વધારીને વેદનીયાદિ કર્મ વધારીને વેદનીયાદિ કર્મની સમાન સ્થિતિવાળું કરીને એકીસાથે તે સર્વ ખપાવે છે, એમ કહેવામાં આવે, તો હ્રસ્વસ્થિતિવાળાને દીર્ઘ સ્થિતિવાળાની સમાન કરવાથી અકૃત આગમ દોષ પ્રાપ્ત થાય. માટે મુમુક્ષુ જીવના કર્મનો ક્ષય અનુક્રમે કહેવોજ યોગ્ય છે, એટલે કે પ્રથમ આયુષ્યનો ક્ષય અને પછી બાકીનાં ત્રણે કર્મોનો ક્ષય થાય છે.

આચાર્ય:—એમ તારા કહેવા પ્રમાણે જો પ્રથમ આયુષ્યનો ક્ષય થાય, અને પછી અનુક્રમે બીજાં કર્મોનો ક્ષય થાય, તો સંસારમાં રહેવાના હેતુભૂત આયુષ્યના અભાવે ક્ષીણકર્મી જીવ શેષ કર્મનો ક્ષય કરવાને સંસારમાં કેવી રીતે રહી શકે? આયુષ્યના અભાવે તે જીવ મોક્ષ પામે, એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કારણ કે આયુષ્યનો ક્ષય થયા છતાં પણ વેદનીયાદિ કર્મો જીવને હોય છે, એટલે કર્મસહિત જીવ મોક્ષે કેવી રીતે જાય? "સર્વ કર્મનો ક્ષય થવાથીજ મોક્ષ થાય છે."

શિષ્ય:—ત્યારે એ બે પક્ષમાં કયો પક્ષ સત્ય માનવા યોગ્ય છે?

આચાર્ય:— જે જીવનાં ચારે કર્મ સ્વભાવથીજ તુલ્ય સ્થિતિવાળા હોય, તે જીવ સમુદ્ઘાત કર્યા શિવાય એકી સાથે સર્વ કર્મનો ક્ષય કરીને સિદ્ધ થાય છે; પરન્તુ જે જીવને આયુષ્ય કર્મ થોડું હોય, તથા શેષ કર્મ તેનાથી વધારે હોય, તે જીવ અપવર્તના કરણથી કર્મ ત્રયને સમુદ્ઘાત પામીને આયુષ્યની સમાન કરે છે.

શિષ્ય:—એ પ્રમાણે તે કૃતનાશાદિ દોષો પ્રાપ્ત થશે.

આચાર્ય:—કૃતનાશાદિ દોષોનો પરિહાર પૂર્વે ( ૨૦૪૮મી ગાથામાં ) ઉપક્રમ

કાળના વિચારમાં કર્યો છે, તે પ્રમાણે અહીં પણ સમજવો. આ સંબંધમાં ઉપક્રમ જો ન માનવામાં આવે, તો અમોક્ષાદિ દોષો પ્રાપ્ત થાય.

શિષ્ય:—વેદનીયાદિ કર્મ અતિ બહુ અને આયુષ થોડું છે, એવો નિયમ શા કારણથી છે ? એથી ઉલટું આયુષ અતિ બહુ અને વેદનીય થોડું એવો નિયમ કેમ નથી ?

આચાર્ય:— આયુષના બંધનો પરિણામ કોઇ એવાજ પ્રકારનો છે, કે જેથી છેવટે તે આયુષ વેદનીય આદિ કર્મની અપેક્ષાએ થોડું અથવા સમાન રહે છે, પરન્તુ અધિક નથી હોતું કારણ કે આયુષનો બંધ કાળ અન્તર્મુહૂર્ત્ત માત્ર હોવાથી બંધ પરિણામના સ્વભાવથી તેનો અધ્રુવ બંધ થાય છે, અને વેદનીયાદિ કર્મ ધ્રુવબંધી હોવાથી તેના બંધનો પરિણામ તેવો નથી. તેથી આયુષજ થોડી સ્થિતિવાળું રહે છે, વેદનીયાદિ કર્મ તેવું નથી રહેતું.

કેવળીસમુદ્ઘાત પામેલો જીવ, આયુષથી અધિક વેદનીય આદિ કર્મોનું અપવર્તન કરીને બંધન વડે અને સ્થિતિવડે આયુષની સમાન કરે છે. અહીં બંધન તે કર્મ દ્રવ્ય જાણવાં અને સ્થિતિ તે કાળ સમજવો. વિશિષ્ટદલિકના નિષેકવડે સમાન કરીને સર્વ કર્મ અન્તર્મુહુત્તની સ્થિતિવાળાં કરે છે, એટલે કે વેદ્યમાન આયુષના જેટલા સમય અવશેષ હોય, તેટલા સમય પ્રમાણ ગુણશ્રેણિવડે પ્રતિ સમય અસંખ્યાત ગુણાદલનિષે કરીને વેદનીયાદિ ત્રણ કર્મને ખપાવતા ચરમ સમયે સર્વ ખપાવે છે. વેદનીય આદિ ત્રણ કર્મને ખપાવવાની ગુણશ્રેણિની સ્થાપના આ પ્રમાણે છે.



આયુષની ગુણશ્રેણિ નથી થતી, તે તો જેવું બાંધ્યું હોય, ૯. તેની સ્થાપના આ પ્રમાણે છે. ૩૦૩૯ થી ૩૦૪૭.



હવે “ જહઉલ્લા સાડીયા ” ઇત્યાદિ ગાથાના ઉત્તરાર્ધની વ્યાખ્યા કહે છે.

कम्मलहुयाए समओ भिन्नमुहुत्तावसेसओ कालो ।
अन्ने जहन्नमेयं छम्मास ुक्कोसमिच्छंति ॥ ३०४८ ॥
तं नाऽणन्तरसेलेसिवयणओ जं च पाडिहारी ।
[illegible] सुए इहरा गहणं पि होज्जाहि ॥ ३०४९ ॥
तत्थाउपसेसाहियकम्मसमुग्घायणं समुग्घाओ ।
तं गन्तुमणो पुव्वं आवज्जीकरणमब्भेइ ॥ ३०५० ॥
आवज्जणमुवओगो वावारो वा तदत्थमाईय ।
अंतोमु [illegible]त्तमेत्तं काउं कुरुए समुग्घायं ॥ ३०५१ ॥

આયુકર્મની લઘુતાનો સમય અન્તર્મુહૂર્તકાળ અવશેષ રહે (ત્યારે કેવળી સમુદ્ઘાત કરે છે.) બીજા આચાર્યો એટલો કાળ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી છ માસ પર્યન્તનો માને છે, તે માન્યતા યોગ્ય નથી, કેમકે સમુદ્ઘાતાન્તર શૈલેશીકરણ પ્રાપ્ત થાય છે, એ વચનથી (આગમવિરોધ થાય છે.) વળી જે પ્રાતિહાર્ય વિગેરેનું પ્રત્યર્પણ શ્રુતમાં કહ્યું છે, અન્યથા તેનું ગ્રહણ પણ થાય. આયુ સિવાયના શેષ અધિક કર્મનો સમ્યક્ પ્રકારે અત્યંત ઘાત, તે સમુદ્ઘાત કહેવાય. ને સમુદ્ઘાત પામવાની ઇચ્છાવાળો જીવ પ્રથમ આવર્જિકરણ કરે છે. એટલે સમુદ્ઘાત કરવા માટે પ્રથમ અન્તર્મુહૂર્ત સુધી આવર્જન એટલે ઉપયોગ અથવા વ્યાપાર કરીને પછી સમુદ્ઘાત કરે છે. ૩૦૪૮ થી ૩૦૫૧

જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત પ્રમાણ પોતાનું આયુ અવશેષ જાણીને આયુથી અધિક સ્થિતિવાળા વેદનીયાદિ કર્મોની સ્થિતિનો વિઘાત કરવાને કેવળી ભગવાન સમુદ્ઘાત આરંભે છે. બીજા આચાર્યો જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી છ માસ પર્યન્તનું આયુ અવશેષ રહે ત્યારે કેવળી સમુદ્ઘાત કરે છે, એમ માને છે, તે માન્યતા આગમ વિરુદ્ધ હોવાથી અયોગ્ય છે, કારણકે સમુદ્ઘાત પછી શૈલેશી અવસ્થા પ્રાપ્ત થાય છે અને શૈલેશી અવસ્થા પછી મોક્ષ ગમન થાય છે, એટલે છ માસનું આયુ ક્યાંથી અવશેષ રહે? વળી સમુદ્ઘાતથી નિવર્તીને શરીરસ્થ જીવને પ્રતિહારક-પીઠફલક વિગેરેનું પ્રત્યર્પણ કરવાનું પન્નવણા સૂત્રમાં કહ્યું છે, તે કેવી રીતે ઘટે? અન્યથા છ માસ આયુ અવશેષ હોય, તો તે સર્વનું ગ્રહણ પણ થાય, પરન્તુ એવું કંઈ ત્યાં સૂત્રમાં કહ્યું નથી, માટે અન્તર્મુહૂર્ત આયુ અવશેષ રહે, ત્યારે જ સમુદ્ઘાત કરે છે, એ માન્યતા આગમસમ્મત છે. આયુ કરતાં અધિક સ્થિતિવાળા વેદનીયાદિ કર્મનો સમ્યક્ પ્રકારે અત્યંત ઘાત કરે તે સમુદ્ઘાત કહેવાય, તે સમુદ્ઘાત પામવાની ઇચ્છાવાળો જીવ પ્રથમ આવર્જીકરણ કરે છે. એટલે કે સમુદ્ઘાત કરવા માટે પ્રથમ "મારે હવે આ કરવું જોઈએ" એવા પ્રકારનો કેવળીનો જે ઉપયોગ તે અથવા ઉદયાવળિકામાં કર્મ પ્રક્ષેપરૂપ વ્યાપાર તે આવર્જિકરણ કહેવાય. એ આવર્જિકરણ અન્તર્મુહૂર્ત સુધી કરીને પછી કેવળી સમુદ્ઘાત કરે છે. ૩૦૪૮ થી ૩૦૫૧

હવે दंड कवाडे ઇત્યાદિ ગાથાનું વ્યાખ્યાન કરે છે.

उद्वाहाययलोगंतगामिणं सो सदेहविक्खंभं ।
पढमसमयम्मि दंडं करेइ बिइयम्मि य कवाडं ॥ ३०५२ ॥
तइयसमयम्मि मंथं चउत्थए लोगपूरणं कुणइ ।
पडिलोमं साहरणं काउं तो होइ देहत्थो ॥ ३०५३ ॥
न किर समुग्घायगओ मण वईजोगप्पओयणं कुणइ ।
ओरालियजोगं पुण जुंजइ पढमट्ठमे समए ॥ ३०५४ ॥
उभयव्वावाराओ तम्मीसं बिति–छट्ठ–सत्तमए ।
ति–चउत्थ–पंचमे कम्मयं तु तम्मत्तचेट्ठाओ ॥ ३०५५ ॥
विणिवत्तसमुग्घाओ तिन्नि वि जोए जिणो पउंजेज्ज ।
सच्चमसच्चामोसं च सो मणं तह वईजोगं ॥ ३०५६ ॥
ओरालियकाओगं गमणाई पाडिहारियाणं वा ।

पच्चप्पणं करेज्जा जोगनिरोहं तओ कुणए ॥ ३०५७ ॥
किं न सजोगो सिज्झइ स बंधहेउ त्ति जं सजोगो य ।
न समेइ परमसुक्कं स निज्जराकारणं झाणं ॥ ३०५८ ॥
पज्जत्तमित्तसन्निस्स जत्तियाइं जहन्न जोगिस्स ।
होंति मणोदव्वाइं तव्वावारो य जम्मत्तो ॥ ३०५९ ॥
तदसंखगुणविहीणं समए समए निरुंभमाणो सो ।
मणसो सव्वनिरोहं कुणइ असंखेज्जसमएहिं ॥ ३०६० ॥
पज्जत्तमेत्तबिंदियजहन्नवइजोगपज्जवा जे उ ।
तदसंखगुणविहीणे समए समए निरुंभंतो ॥ ३०६१ ॥
सव्ववइजोगरोहं संखाईएहिं कुणइ समएहिं ।
तत्तो य सुहुमपणयस्स पढमसमओव वन्नस्स ॥ ३०६२ ॥
जो किर जहन्नजोगो तदसंखेज्जगुणहीणमेक्केक्के
समए निरुंभमाणो देहतिभागं च मुंचंतो ॥ ३०६३ ॥
रुंभइ स कायजोगं संखाईएहिं चेव समएहिं ।
तो कयजोगनिरोहो सेलेसीभावयामेइ ॥ ३०६४ ॥

ઉર્ધ્વ, અધો, દીર્ઘ, લોકાન્તગામી આત્મ પ્રદેશનો દંડ પોતાના દેહપ્રમાણ પહોળો તે કેવળી પહેલા સમયમાં કરે, બીજા સમયે પૂર્વ પશ્ચિમ ફેલાવીને કપાટ કરે, ત્રીજા સમયે દક્ષિણોત્તર દિશામાં ફેલાવીને મંથાન કરે. એ પ્રમાણે લોક કાંઇ ન્યૂન પૂરાય છે. અને ચોથા સમયે જીવ અને પુદ્ગલનું સમશ્રેણી ગમન હોવાથી આંતરાં પૂર્યા વિનાનાં રહે છે. આન્તરાં પૂરીને લોક પૂર્ણ કરે. તે પછી પ્રતિલોમપણે સંહરણ કરીને દેહમાં રહે. સમુદ્ઘાત પામેલ કેવળી પ્રયોજનના અભાવથી મનોયોગ તથા વચનયોગનો વ્યાપાર નજ કરે, પરન્તુ ઔદારિક કાયયોગ પહેલા તથા આઠમા સમયે વ્યાપારે છે. બીજા છઠ્ઠા ને સાતમા સમયે ઉભય યોગના વ્યાપારથી ઔદારિકમિશ્રયોગ વ્યાપારે છે, અને ત્રીજા ચોથા તથા પાંચમા સમયે માત્ર કાર્મણયોગજ વ્યાપરે છે, કેમકે ત્યાં માત્ર તેનીજ ચેષ્ટા હોય છે. સમુદ્ઘાતથી નિવર્ત્યા બાદ કેવળી અંતર્મુહૂર્ત્ત સુધી સંસારમાં રહે છે ત્યાં ત્રણે યોગનો વ્યાપાર કરે છે, તેમાં સત્ય અને અસત્યામૃષા મનોયોગ તથા વચનયોગ વ્યાપારે છે, અને ઔદારિક કાયયોગ વડે ગમનાદિ તથા પ્રાતિહાર્ય વિગેરેનું પ્રત્યર્પણ કરે છે, અને તે પછી એ સર્વ યોગોનો નિરોધ કરે છે. યોગસહિત જીવ કેમ ન મોક્ષ પામે? એમ પૂછવામાં આવે, તો તે યોગ બંધનો હેતુ છે, વળી સયોગી જીવ નિર્જરાના કારણભૂત પરમ શુકલ ધ્યાનને ન પામે, તેથી તે સયોગી સિદ્ધ ન થાય. જઘન્યયોગવાળા પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિયનાં જેટલાં મનો દ્રવ્ય હોય છે, અને જેટલો તેનો વ્યાપાર હોય છે, તેથી અસંખ્યાતગુણહીન સમયે સમયે તે કેવળી મનનો નિરોધ કરતા અસંખ્યાત સમયે સર્વથા નિરોધ કરે. તે પછી પર્યાપ્તા બે ઇન્દ્રિયના જઘન્ય વચન યોગના જે પર્યાયો હોય, તેથી અસંખ્યાતગુણાહીન પર્યાયો સમયે સમયે રૂંધતા અસંખ્યાત સમયે સર્વ વચન યોગનો નિરોધ કરે, તે પછી પ્રથમ સમયે ઉત્પન્ન થએલા સૂક્ષ્મ પનકનો જે જઘન્ય કાયયોગ હોય

તેથી અસંખ્યાત ગુણો હીન દરેક સમયે રૂંધતા અને દેહના ત્રીજા ભાગને મૂકતા અસંખ્યાત સમયે તે સંપૂર્ણ કાયયોગને રૂંધે. કાયયોગનો નિરોધ કરીને પછી શૈલેશીભાવ પામે છે. ૩૦૫૨ થી ૩૦૬૪.

હવે શૈલેશી શબ્દનો અર્થ, તેનું કાળમાન અને ત્યાં કયું ધ્યાન હોય, તે કહે છે.

सेलेसो किल मेरू सेलेसी होइ जा तहाऽचलया ।
होउं व असेलेसी सेलेसीहोइ थिरयाए ॥ ३०६५ ॥
अहवा सेलो व्व इसी सेलेसो होइ सोऽतिथिरयाए ।
से व अलेसी होई सेलेसीहोयऽलोवाओ ॥ ३०६६ ॥
सीलं व समाहाणं निच्छयओ सव्वसंवरो सो य ।
तस्सेसो सीलेसो सेलेसी होइ तदवत्था ॥ ३०६७ ॥
हस्सक्खराइं मज्झेण जेण कालेण पंच भण्णंति ।
अच्छइ सेलेसिगओ तत्तियमेत्तं तओ कालं ॥ ३०६८ ॥
तणुरोहारंभाओ झायइ सुहुमकिरियानियट्टिं सो
वोच्छिन्नकिरियमप्पडिवाइं सेलेसिकालम्मि ॥ ३०६९ ॥

શૈલેશ એટલે મેરૂ, તેની પેઠે જે અવસ્થામાં સ્થિરતા હોય, તે શૈલેશી. અથવા અશૈલેશ એટલે શૈલેશની પેઠે સ્થિરપણું થાય તે શૈલેશી. અથવા સ્થિરતા વડે શૈલની પેઠે ઋષિ, જે અવસ્થામાં થાય તે શૈલેશી. અથવા જે અવસ્થામાં તે અલેશી થાય, તે અને લોપ થવાથી શૈલેશી. અથવા શીલ એટલે સમાધાન યા નિશ્ચયથી સર્વ સંવર, તેનો જે ઇશ તે શીલેશ તેની અવસ્થા તે શૈલેશી છે પાંચ હ્રસ્વ અક્ષરો જે મધ્યમકાળે બોલાય, તેટલો કાળ માત્ર શૈલેશી ગત જીવ રહે છે, કેમકે તેનો તેટલોજ કાળ છે. કાયયોગના નિરોધ કરવાના સમયથી માંડીને તે સૂક્ષ્મક્રિયા નિવૃત્તિરૂપ ધ્યાન કરે છે, અને ( સર્વ યોગનો નિરોધ કર્યા પછી ) શૈલેશી કાળમાં વ્યુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતિ ધ્યાન કરે છે. ૩૦૬૫ થી ૩૦૬૯

મનના અભાવે ધ્યાન કેવી રીતે થાય? તે માટે કહે છે.

झाणं मणोविसेसो तदभावे तस्स संभवो कत्तो ।
भण्णइ भणियं झाणं समए तिविहे वि करणंमि ॥ ३०७० ॥
सुदृप्पयत्तवावारणं निरोहो व विज्जमाणाणं ।
झाणं करणाण मयं न उ चित्तनिरोहमेत्तागं ॥ ३०७१ ॥
होज्ज न मणोमयं वाइयं व झाणं जिणस्स तदभावे ।
कायनिरोहपयत्तस्सभावमिह को निवारेइ ? ॥ ३०७२ ॥
जइ छउमत्थस्स मणोनिरोहमेत्तप्पयत्तयं झाणं ।
किह कायजोगरोहप्पयत्तयं होइ न जिणस्स ? ॥ ३०७३ ॥
आहाभावे मणसो छउमत्थस्सेव तं न झाणं से ।
अह तदभावे वि मयं झाणं तं किं न सुत्तस्स ? ॥ ३०७४ ॥

अहव मई सुत्तस्स हि न कायरोहप्पयत्तसब्भावो ।
एवं चित्ताभावे कत्तो व तओ जिणस्सावि ? ॥ ३०७५ ॥
होज्ज व किंचिम्मत्तं चित्तं सुत्तस्स सव्वहा न जिणे ।
जइ सुत्तस्स न झाणं जिणस्स तं दूरएण ॥ ३०७६ ॥
जुत्तं जं छउमत्थस्स करणमेत्ताणुसारिनाणस्स ।
तदभावम्मि पयत्ताभावो न जिणस्स सो जुत्तो ॥ ३०७७ ॥
छउमत्थस्स मणोमेत्तविहियजत्तस्स जइ मयं झाणं ।
किह तं न जिणस्स मयं केवलविहियप्पयत्तस्स ? ॥ ३०७८ ॥
पुव्वपओगओ च्चिय कम्मविणिज्जरणहेउओ आ वि ।
सद्दत्थबहुत्ताओ तह जिणचंदागमाओ य ॥ ३०७९ ॥
चित्ताभावे वि सया सुहुमोवरयकिरियाई भण्णंति ।
जीवोवओगसब्भावओ भवत्थस्स झाणाइं ॥ ३०८० ॥
जइ अमणस्स वि झाणं केवलिणो कीस तं न [illegible] ? ।
भण्णइ जं न पयत्तो तस्स जओ न य निरोद्धव्वं ॥ ३०८१ ॥

મનની કોઇ પણ એક નિશ્ચળ અવસ્થા વિશેષ તે ધ્યાન કહેવાય છે. કેવળીને મનનો અભાવ હોય છે, તેથી તેમને ધ્યાનનો સંભવ કયાંથી હોય ? એમ પૂછવામાં આવે તો તેનો ઉત્તર કહીએ છીએ કે સિદ્ધાન્તમાં ત્રણે પ્રકારના યોગમાં ધ્યાન કહ્યું છે. ( કેવળ મન વિશેષજ ધ્યાન છે એમ નહિ, વચન અને કાયાના વ્યાપારમાં પણ ધ્યાન કહ્યું છે.) કારણ કે મન વચન અને કાયારૂપ વિદ્યમાન કારણોનો સુદૃઢ પ્રયત્ન વડે વ્યાપાર તેને ભગવન્તોએ ધ્યાન માન્યું છે, ચિત્તના નિરોધ માત્રનેજ ધ્યાન નથી માન્યું. અને તેથી કરીને મનના અભાવે જિનેશ્વરને મન સંબંધી અને વચન સંબંધી ધ્યાન ભલે ન હોય, પરન્તુ કાય નિરોધ પ્રયત્ન રૂપ સ્વભાવવાળું ધ્યાન, તેનો અહીં કોણ નિષેધ કરી શકે છે ? વળી જો છદ્મસ્થને મનોનિરોધ માત્ર પ્રયત્ન રૂપ ધ્યાન છે, તો જિનેશ્વરને કાયયોગનો નિરોધ કરવારૂપ પ્રયત્નવાળું ધ્યાન કેમ ન હોય ? ( હોયજ. ) જિનેશ્વરને મનના અભાવે છદ્મસ્થની પેઠે તે ( સૂક્ષ્મ ક્રિયા નિવૃત્ત્યાદિ ) ધ્યાન સંભવતું નથી, મનના અભાવે પણ જો ધ્યાન માનતા હો, તો સૂતેલા જીવને પણ તે કેમ નથી માનતા ? ( મનનો અભાવ ત્યાં પણ સમાન છે ) અથવા એમ કહેવામાં આવે કે સુતેલા જીવને કાયનિરોધ કરવાના પ્રયત્નનો સદ્‌ભાવ નથી, (તેથી તેને ધ્યાન નથી, અને જિનેશ્વરને તેવા પ્રયત્નનો સદ્‌ભાવ છે, તેથી તેમને તે ધ્યાન છે. એમ કહેવામાં આવે તો ) જિનેશ્વરને પણ ચિત્તના અભાવે તે કાયનિરોધના પ્રયત્નનો સદ્‌ભાવ કયાંથી હોય ? અથવા સુતેલાને કિંચિત્ માત્ર મન હોય, જિનેશ્વરને તો તે સર્વથા નથી અને તેથી જો સુતેલાને ધ્યાન નથી, તો જિનેશ્વરને તો દૂરજ રહ્યું. આ યોગ્ય છે કે મનરૂપ કરણમાત્રાનુસારી જ્ઞાનવાળા છદ્મસ્થને સુપ્તાવસ્થામાં મનકરણના અભાવે કાયનિરોધના પ્રયત્નનો અભાવ છે; પરન્તુ જિનેશ્વરને તે યોગ્ય નથી ( મનના અભાવે પણ તેમને કેવળજ્ઞાન છે.) વળી મનોમાત્ર વિહિત યત્નવાળા છદ્મસ્થને જો ધ્યાન માન્યું છે, તો કેવળજ્ઞાનથી વિહિત પ્રયત્નવાળા જિનેશ્વરને તે કેમ નથી માન્યું ? ભવસ્થ કેવળી ચિંતાનો અભાવ છતાં પણ હંમેશાં સૂક્ષ્મ ક્રિયા નિવૃત્તિ

અને ઉપરાંત ક્રિયા પ્રતિપાતિ એ બે ધ્યાન કહ્યાં છે, કેમકે તે અવસ્થામાં તથાવિધ જીવના સ્વભાવથી પૂર્વવિહિત ધ્યાનના સંસ્કારથી અને કર્મનિર્જરાના હેતુથી તથા 'ધ્યૈ' ધાતુરૂપ શબ્દના બહુ અર્થથી જિનેશ્વરના આગમમાં તે બે ધ્યાન કહ્યાં છે. જો અમનસ્ક કેવળીને ધ્યાન મનાય છે, તો સિદ્ધને તે કેમ નથી માનતા? એમ પૂછવામાં આવે, તો તેમને કરણના અભાવે પ્રયત્ન નથી અને કોઇ યોગનો નિરોધ પણ કરવાનો નથી, તેથી તેમને ધ્યાન નથી. ૩૦૭૦ થી ૩૦૮૧

હવે શૈલેશી અવસ્થામાં શું કરે છે? તે કહે છે.

तदसंखेज्जगुणाए गुणसेढीए रइयं पुरा कम्मं ।
समए समए खवयं कमसो सेलेसिकालेणं ॥ ३०८२ ॥

सव्वं खवेइ तं पुण निल्लेवं किंचिदुवरिमे समए ।
किंचिच्च होइ चरिमे सेलेसीए तयं वोच्छं ॥ ३०८३ ॥

मणुयगइ–जाइ–तस–बायरं च पज्जत्त–सुभगमाएज्जं ।
अन्नयरवेयणिज्जं नराउमुच्चं जसोनामं ॥ ३०८४ ॥

संभवओ जिणनामं नरअणुपुव्वी य चरिमसमयम्मि ।
सेसा जिणसंता ओ दुचरिमसमयम्मि निट्ठंति ॥ ३०८५ ॥

ओरालियाहि सव्वाहिं चयइ विप्पजहणाहिं जं भणियं ।
निस्सेसतया न जहा देसच्चाएण सो पुव्वं ॥ ३०८६ ॥

तस्सोदइयाईया भवत्तं च विणियत्तए समयं ।
सम्मत्त–नाण–दंसण–सुह–सिद्धत्ताइं मोत्तूणं ॥ ३०८७ ॥

અસંખ્યાત ગુણી ગુણશ્રેણિમાં પૂર્વે રચેલું તે કર્મ શૈલેશી કાળે અનુક્રમે સમયે સમયે ખપાવેછે. તે સર્વ ખપાવેછે, અને કિંચિત્ ઉપરિમ સમયે નિર્લેપ થાયછે, તથા કિંચિત્ શૈલેશી અવસ્થામાં ચરમ સમયે થાય છે, તે હવે કહીશું મનુષ્યગતિ-પંચેન્દ્રીય જાતિ-ત્રસનામ-બાદર નામ-પર્યાપ્ત નામ-સુભગ નામ-આદેય નામ-એમાંથી એક વેદનીય-મનુષ્યાયુ-ઉચ્ચ-ગોત્ર-યશ નામ-જિનનામ હોય તો તે, અને મનુષ્યાનુપૂર્વી (એ તેર પ્રકૃતિ તીર્થંકર) ચરમ સમયે ખપાવે છે, અને સામાન્ય કેવળી તો જિનનામ સિવાય શેષ બાર પ્રકૃતિઓ ચરમ સમયે ખપાવે છે. વળી ઔદારિકાદિ શરીરત્રય સર્વથા પ્રકારે નિઃશેષપણે ત્યજે છે, પણ પૂર્વે જેમ તે દેશ ત્યાગથી (સંઘાત-ભેદવડે) તજતા હતા તેમ નહિ. મોક્ષે જતા તે જીવને સમ્યક્ત્વ-જ્ઞાન-દર્શન-સુખ-અને સિદ્ધ સિવાય ઔદયિકાદિ ભાવો તથા ભવ્યત્વ યુગપત્ નિવર્તન પામે છે. (કેમકે सिद्धे नो भव्वे नो अभव्वे=સિદ્ધના જીવ ભવ્ય નથી અને અભવ્ય પણ નથી.) ૩૦૮૨-થી-૩૦૮૭.

આ સ્થળે, ઔદારિકાદિ શરીરોનો સર્વથા ત્યાગ કેવી રીતે થઇ શકે? કેમકે કર્મસંતાન અનાદિ છે, અને અનાદિ હોય તે અનન્ત હોય છે. ઇત્યાદિ શંકા સમાધાન પ્રતિપાદન કરનારી नणसंताणोऽणाइ ઇત્યાદિ બાવીસ ગાથાઓ છે, તે પૂર્વે છઠ્ઠા ગણધર-વાદમાં ઘણે ભાગે વિસ્તારથી કહી છે, એટલે ફરી અહીં નથી કહેતા.

હવે કેટલા કાળે સિદ્ધ થાય? ઇત્યાદિ કહે છે.

रिजुसेढीपडिवन्नो समयपएसंतरं अफुसमाणो ।
एगसमएण सिज्झइ अह सागारोवउत्तो सो ॥ ३०८८ ॥
सव्वाओ लद्धीओ जं सागारोवओगलाभाओ ।
तेणेह सिद्धलद्धी उप्पज्जइ तदुवउत्तस्स ॥ ३०८९ ॥
एवं च गंमइ धुवं तरतमजोगोवओगया तस्स ।
जुगवोवओगभावे सागारविसेसणमजुत्तं ॥ ३०९० ॥
अहव मई सव्वं चिय सागारं से अओ अदोसो त्ति ।
नाणं ति दंसणं ति व न विसेसो तं च नो जम्हा ॥ ३०९१ ॥
सागारमनागारं लक्खणमेयं ति भणियमिह चेव ।
तह नाण-दंसणाइं वीसुं समए पसिद्धाइं ॥ ३०९२ ॥
पत्तेयावरण तं इहरा बारसविहोवओगो य ।
नाणं पंचवियप्प चउव्विहं दंसणं कत्तो? ॥ ३०९३ ॥
भणियमिहेव य केवलनाणुवउत्ता मुणंति सव्वं ति ।
पासंति सव्वउ त्ति य केवलदिट्ठीहिणंताहिं ॥ ३०९४ ॥

ઋજુશ્રેણિ પામેલો તે જીવ સમય પ્રદેશાન્તરને એટલે બીજા સમયા-અવગાહ કરેલા પ્રદેશથી બીજા પ્રદેશને સ્પર્શ્યા વિના એકજ સમયમાં સાકાર ઉપયોગે અચિંત્ય-શક્તિવડેકરીને સિદ્ધિ પામે છે. સાકાર ઉપયોગના લાભથી સર્વ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેથી અહીં તે સાકાર ઉપયોગવન્તને સિદ્ધલબ્ધિ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે તેને ( સિદ્ધને ) અવશ્ય તરતમ યોગોપયોગતા પ્રાપ્ત થાય છે. (અન્ય કાળે સાકારોપયોગ અને અન્ય કાળે અનાકારોપયોગ થાય છે.) એકી સાથે બે ઉપયોગ માનવામાં આવે, તો ( પ્રજ્ઞાપનામાં કહેલું ) સાકાર વિશેષણ અયોગ્ય થાય. તે સિદ્ધને જ્ઞાન-દર્શન સર્વ સાકારમયજ છે, તેથી સાકાર વિશેષણ આપવામાં દોષ નથી. ( કેમકે તે સ્વરૂપ વિશેષણ છે. ) જો કે સિદ્ધને કેવળ જ્ઞાન-કેવળદર્શન કહેવાય છે, પણ તેમાં કંઈ તફાવત નથી. એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે સિદ્ધોનું સાકાર-અનાકારમય લક્ષણ કહેલું છે. અને સિદ્ધાન્તમાં જ્ઞાનદર્શન જુદા જુદા પ્રસિદ્ધ છે, ( એટલે બન્નેમાં અવિશેષતા કેમ કહેવાય? ) વળી બન્નેમાં અવિશેષતા માનવાથી પ્રત્યેકના-જ્ઞાન-દર્શનનાં આવરણ, બાર પ્રકારનો ઉપયોગ,પાંચ પ્રકારે જ્ઞાન અને ચાર પ્રકારે દર્શન, એ સર્વ કયાંથી ઘટે? ( નજ ઘટે. ) તથા આજ ગ્રંથમાં આગળ કહ્યું છે કે સિદ્ધાત્મા અનંત કેવળ દ્રષ્ટિવડે કેવળ જ્ઞાનોપયોગવન્ત થઇને સર્વથા પ્રકારે સર્વ વસ્તુ જાણે છે અને જુએ છે. ( માટે સિદ્ધાત્માને જ્ઞાન-દર્શનની એકતા માનવી તે અયોગ્ય છે. )

પુનઃ બે ઉપયોગની એકતાના સંબંધમાં શંકા-સમાધાન કહે છે.

आह पिहभावम्मि वि उवउत्ता दंसणे य णाणे य ।
भणियं तो जुगवं सो नणु भणियमिणं पि तं सुणसु ॥ ३०९५ ॥

नणाम्मि दंसणम्मि य एत्तो एगतरगम्मि उवउत्तो ।
सव्वस्स केवलिस्सवि जुगवं दो नत्थि उवओगा ॥ ३०९६ ॥
अह सव्वस्सेव न केवलिस्स दो किंतु कस्सइ हवेज्ज ।
सो य जिणो सिद्धो वा तं च न सिद्धाहिगाराओ ॥ ३०९७ ॥
अहवा पुव्वद्धेणव सिद्धमिक्को त्ति किंच बिइएण ।
एत्तो च्चिय पच्छद्धे वि गमए सव्वपडिसेहो ॥ ३०९८ ॥
तो कहमिहेव भणियं उवउत्ता दंसणे य नाणे य ? ।
समुदायवयणमेयं उभयनिसेहो य पत्तेयं ॥ ३०९९ ॥

કેવળજ્ઞાન-દર્શનનો પૃથગ્ ભાવ માનવામાં આવે, તો પણ કંઇ દોષ નથી, કેમકે દર્શનવડે અને જ્ઞાનવડે સિદ્ધાત્મા ઉપયુક્ત કહેલ છે, અને તેથી બન્ને ઉપયોગ યુગપત્ સિદ્ધ થાય છે. ( જો અન્યમતે ) એ પ્રમાણે કહ્યું છે, તો આ પ્રમાણે પણ કહ્યું છે. તે સાંભળો. જ્ઞાન અથવા દર્શન એ બેમાંથી એકમાં ઉપયોગવન્ત હોય છે. સર્વ કેવળીને એકીસાથે બે ઉપયોગ નથી હોતા. ( આ પ્રમાણે ભદ્રબાહુસ્વામિએ યુગપદ્ બે ઉપયોગનો નિષેધ કર્યો છે. ) સર્વ કેવળીને યુગપદ્ બે ઉપયોગ ન હોય, પરન્તુ કોઇને બે હોય અને કોઇને એક હોય. ભવસ્થ કેવળીને એક વખતે એક હોય છે, અને સિદ્ધ કેવળીને એકીવખતે બે ઉપયોગ હોય છે. આ પ્રમાણે કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે સિદ્ધના અધિકારથી યુગપદ્ બે ઉપયોગનો નિષેધ કર્યો છે. અથવા नाणम्मि दंसणम्मि य એ ગાથાના પૂર્વાર્ધવડે એક સમયમાં એક ઉપયોગ સિદ્ધ છે, તો પછી બીજા પશ્ચાર્ધના કથનવડે શું ? અને તેથી જ પશ્ચાર્ધમાં પણ ( સર્વ કેવળીને યુગપદ્ બે ઉપયોગ નથી ) એમ સર્વનો પ્રતિષેધ જણાય છે. ( જો એમ છે, તો ) જ્ઞાન અને દર્શનમાં યુગપદ્ ઉપયોગવન્ત છે, એમ શા માટે કહ્યું છે ? ( એમ પૂછવામાં આવે, તો એ કથન સમુદાય અપેક્ષાએ છે. ( અનન્તા સિદ્ધોમાંથી કોઈ જ્ઞાનોપયોગી હોય, અને કોઇ દર્શનોપયોગી હોય. ) પરન્તુ પ્રત્યેકની વિવક્ષામાં તો ઉભય ઉપયોગનો યુગપદ્ નિષેધ છે. ૩૦૯૬-થી-૩૦૯૯.

પુનઃ એ સંબંધમાંજ શંકા-સમાધાન કહે છે.

जमपज्जंताइं केवलाइं तेणोभओवओगो त्ति ।
भण्णइ नायं निअमो संतं तेणोवओगो त्ति ॥ ३१०० ॥
ठिइकालं जह सेसदंसण-नाणाणमणुओगे वि ।
दिट्ठमवत्थाणं तह न होइ किं केवलाणं पि ? ॥ ३१०१ ॥
नणु सनिहणत्तमेवं मिच्छावरणक्खओ त्ति व जिणस्स ।
इयरेयरावरणया अहवा निक्कारणावरणं ॥ ३१०२ ॥
एगयराणुवउत्ते तदसव्वन्नु-दरिसणत्तण न तं च ।
भण्णइ छउमत्थस्स वि समाणमेगन्तरे सव्वं ॥ ३१०३ ॥
सव्वक्खोणावरणो अह मवसि केवली न छउमत्थो ।
उभओवओगविग्घो तो छउमत्थस्स न जिणस्स ॥ ३१०४ ॥

देसक्खए अजुत्तं जुगवं कसिणोभओवओगित्तं।
देसोभओवओगो पुणाइ पतिसिज्झए किं से ?    ॥ ३१०५ ॥
अह जम्मि नोवउत्तो तं नत्थि तओ न दंसणाइतिगे।
अत्थि जुगवोवओगो त्ति होउ साहू कहं विगलो ?  ॥ ३१०६ ॥
ठिइकालविसंवाओ नाणाणं न विय ते चउन्नाणी।
एवं सइ छउमत्थो अत्थि न य तिदंसणी समए    ॥ ३१०७ ॥

કેવળજ્ઞાન-દર્શન અપર્યવસિત હોવાથી તે બન્નેને યુગપદ્ ઉપયોગ છે. ( એમ કહેવામાં આવે, તો તેનો ઉત્તર ) કહીએ છીએ કે એવો કંઇ નિયમ નથી, વિદ્યમાન હોવાથી સર્વદા ઉપયોગ છે. ( કારણ કે ) જેમ શેષજ્ઞાન-દર્શનોનો સ્વસ્વસ્થિતિ કાળ પર્યન્ત ઉપયોગ નહિ છતાં પણ તેનું અવસ્થાન જણાય છે, તેવી રીતે કેવળ જ્ઞાન-દર્શનનું પણ કેમ ન હોય ? એ પ્રમાણે ( ક્રમસર ઉપયોગ માનવાથી કેવળ જ્ઞાન-દર્શનને પ્રતિ સમય ) શાન્તપણું પ્રાપ્ત થશે, અથવા જિનેશ્વરને થએલો આવરણનો ક્ષય તે મિથ્યા થશે. પરસ્પર આવરણ રૂપ થશે, અથવા નિષ્કારણ આવરણ થશે, એમાંથી એકનો ઉપયોગ નહિ છતે અસર્વજ્ઞપણું અને અસર્વદર્શીપણું થશે. ( એમ કહેવામાં આવે, તો તેનો ઉતર ) કહીએ છીએ કે એકાન્તર ઉપયોગમાં એ સર્વ ( દોષજાળ ) છદ્મસ્થને પણ સમાન છે. કેવળી સર્વથા ક્ષીણાવરણ છે, છદ્મસ્થ તેવો નથી, તેથી ઉભય ઉપયોગમાં આવરણયુક્ત હોવાથી છદ્મસ્થને વિઘ્ન છે, જિનેશ્વરને નથી, ( કેમકે તે આવરણરહિત છે. ) અને જો તું માનતો હોય, તો ( છદ્મસ્થને ) દેશથી આવરણનો ક્ષય થએ છતે સમગ્ર ઉભય ઉપયોગનો સદ્‌ભાવ યુગપદ્ માનવો અયોગ્ય છે, પરન્તુ દેશથી તે ઉભય ઉપયોગનો યુગપદ્ સદ્‌ભાવ તેને શામાટે નિષેધાય છે ? જેમાં ઉપયોગ ન હોય, તે નથી. એમ કહેવામાં આવે, તો દર્શનાદિ ત્રણમાં યુગપદ્ ઉપયોગ ન હોવાથી, એમાંના એકથી પણ રહિત હોય, તો સાધુકેમ થાય ? વળી એ પ્રમાણે તારા અભિપ્રાયે જ્ઞાન-દર્શનના સ્થિતિ કાળનો વિસંવાદ થાય, તેમજ ચાર જ્ઞાની અને ત્રણ દર્શની છદ્મસ્થ છે, એમ સિદ્ધાન્તમાં કહ્યું છે, તે પણ તેવા નહિ થાય. ૩૧૦૦-થી-૩૧૦૭.

કેવળજ્ઞાન—કેવળદર્શન અવિનાશી હોવાથી સદા અવસ્થિત છે, તેથી તેનો ઉપયોગ યુગપદ્ છે, એમ અમે માનીએ છીએ, કેમકે જે બોધસ્વરૂપ અને સદા અવસ્થિત હોય છે, તેનો ઉપયોગ પણ હમ્મેશાં હોય છે, અન્યથા તેનો બોધસ્વભાવ ન ઘટે. સદા ઉપયોગ હોવાથી બન્ને ઉપયોગ પણ એકી વખતે સિદ્ધ થાય છે. એમ કહેવામાં આવે, તો તે યોગ્ય નથી, કેમકે એવો કંઇ નિયમ નથી કે જે લબ્ધિની અપેક્ષાએ કેવળ જ્ઞાન દર્શન સદા વિદ્યમાન છે, તેથી તે બન્નેનો ઉપયોગ પણ સદાય હોવો જોઇએ. કારણકે જેમ કેવળજ્ઞાન-કેવળદર્શન સિવાયના શેષ જ્ઞાન દર્શનોનો ઉપયોગ સ્વસ્વસ્થિતિ કાળ પર્યન્ત નહિ છતાં પણ તેઓની વિદ્યમાનતા જણાય છે, તેવી રીતે કેવળજ્ઞાન-દર્શનનો ઉપયોગ સ્વસ્થિતિ કાળપર્યન્ત ન હોય, તો પણ તેની વિદ્યમાનતા કેમ ન હોય ? હોયજ. જો એ પ્રમાણે હોય, તો પછી "વિદ્યમાન જ્ઞાન-દર્શનનો ઉપયોગ નિરન્તર હોય" એ અનેકાંતિકજ થયું. મતલબ એ છે કે-પ્રજ્ઞાપનામાં કાયસ્થિતિની અંદર શેષ જ્ઞાન-દર્શનોનો દીર્ઘ સ્થિતિ કાળ કહ્યો છે. " मइनाणीणं, भंते ! मइनाणि त्ति कालओ केच्चिरं होइ ? गोयमा ! जहन्नेणं अन्तोमुहुत्तणं उक्कोसेणं छावट्ठिं सागारोवमाइं साइरेगाइं । एवं सुयनाणीवि । ओहीनाणी वि एवं चेव, नवरं जहन्नेणं एक्कं समयं । मण-

पज्जवनाणी जहन्नेणं एकं समयं, उक्कोसेणं देसूणं पुव्वकोडिं। चक्खुदंसणी जहन्नेणं अन्तोमुहुत्तं, उक्कोसेणं सागरोवमसहस्सं साइरेगं। अचक्खुदंसणि अणाइए वा समज्जवसिए, अणाइए अपज्जवसिए वा।ओहिदंसणी जहा ओहिनाणित्ति" । હે ભગવન્ત! મતિજ્ઞાની કાળથી કેટલો વખત હોય છે? ગૌતમ! જઘન્યથી અન્તર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી છાસઠ સાગરોપમ અધિક એજ પ્રમાણે શ્રુતજ્ઞાની પણ જાણવા. અવધિજ્ઞાની પણ એજ પ્રમાણે, માત્ર એટલું વિશેષ કે જઘન્યથી એક સમય સુધી મન:પર્યવજ્ઞાની જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી પૂર્વક્રોડ વર્ષમાં કંઇક ન્યૂન કાળ પર્યન્ત. ચક્ષુદર્શની જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી હજાર સાગરોપમથી અધિક. અચક્ષુદર્શની અનાદિ સપર્યવસિત, અથવા અનાદિ અપર્યવસિત કાળ સુધી. અવધિદર્શનીનો કાળ અવધિજ્ઞાનીના જેટલો જાણવો. આ પ્રમાણે એ સર્વની સ્વસ્વ સ્થિતિ કાળ પર્યન્ત વિદ્યમાનતા કહી છે, પણ ઉપયોગ તો અન્તર્મુહૂર્તનોજ છે, આથી "વિદ્યમાન જ્ઞાન દર્શનનો ઉપયોગ નિરન્તર હોવો જોઇએ." એ અનેકાન્તિકજ છે. લબ્ધિથી એ સર્વ એટલા કાળ સુધી હોય છે, બોધાત્મક ઉપયોગથી નથી હોતા. એ પ્રમાણે કેવળ જ્ઞાન-દર્શન પણ લબ્ધિથી અનન્તકાળાવસ્થાયિ છે, પરન્તુ ઉપયોગથી તો એક સમયની જ સ્થિતિવાળા છે.

એક સમયે કેવળજ્ઞાનોપયોગ અને બીજા સમયે કેવળદર્શનોપયોગ એ પ્રમાણે ક્રમસર ઉપયોગ માનવામાં આવે, તો તે જ્ઞાન-દર્શનનો પ્રતિ સમય અન્ત થશે, અને તેથી સિદ્ધાન્તમાં કહેલ તેમના અનન્તપણાનો પણ અભાવ થશે. વળી સેંકડો કષ્ટ કરીને જ્ઞાનાવરણાદિ કર્મનો ક્ષય કર્યો હોય, તે પણ જિનેશ્વરને નિરર્થક થાય, કેમકે દરેક સમય પછી કેવળ જ્ઞાન-દર્શનનો વારંવાર અભાવ થાય છે તથા આવરણરહિત થએલા બે પ્રદીપ જેમ વસ્તુને અનુક્રમે નથી પ્રકાશતા, પરન્તુ સાથેજ પ્રકાશે છે, તેવી રીતે સર્વથા આવરણ રહિત થએલ આ કેવળ જ્ઞાન-દર્શન પણ સર્વ વસ્તુને યુગપત્ એકી સાથેજ પ્રકાશે છે. અથવા કેવળ જ્ઞાન કેવળ દર્શન એક બીજાને આવરનારા થશે, કેમકે કર્માવરણનો અભાવ છતાં પણ એકના સદ્ભાવે બીજાનો અભાવ થાય છે. જો એક બીજાને તે આવરનાર નહિ માનો તો એકના ઉપયોગ કાળે બીજાને નિષ્કારણ આવરણ પ્રાપ્ત થશે, અને તેમ થવાથી "નિત્ય સત્તા વા અસત્તા પ્રાપ્ત થશે." તથા જ્ઞાન અથવા દર્શનમાં અનુપયુક્ત કેવળીને માનવાથી તેને અસર્વજ્ઞપણું અથવા અસર્વદર્શીપણું પ્રાપ્ત થશે, એટલે કે જ્ઞાનના અનુપયોગ કાળે અસર્વજ્ઞપણું અને દર્શનના અનુપયોગ કાળે અસર્વદર્શીપણું થશે. તેવું અસર્વજ્ઞપણું અને અસર્વદર્શીપણું જિનેશ્વરને માનવું ઇષ્ટ નથી, કેમકે તેતો સર્વદા સર્વજ્ઞ અને સર્વદર્શી છે.

એ પ્રમાણે કોઇ કહેવા માગે, તો છદ્મસ્થને પણ જ્ઞાન-દર્શનનો એકાન્તર ઉપયોગ માનવાથી એ સર્વ દોષોનો સમૂહ સરખીજ રીતે લાગુ થશે, એટલે કે જ્ઞાનના અનુપયોગ વખતે અજ્ઞાનીપણું, દર્શનના અનુપયોગ વખતે અદર્શીપણું, મિથ્યા આવરણનો ક્ષય, અને નિષ્કારણ આવરણતા એ દોષો છદ્મસ્થને પણ લાગુ થશે.

કેવળી સર્વથા આવરણ રહિત છે, અને છદ્મસ્થ સર્વથા આવરણરહિત નથી, તેથી જ્ઞાન-દર્શનના યુગપદ્ ઉપયોગમાં છદ્મસ્થને વિઘ્ન છે, કેમકે તે આવરણયુકત છે. અને જિનેશ્વર સર્વથા આવરણરહિત હોવાથી યુગપદ્ ઉપયોગમાં તેમને કંઇ વિઘ્ન નથી. એમ કહેવામાં આવે, તો છદ્મસ્થ જો કે સર્વથા આવરણરહિત નથી, તો પણ તેને દેશથી આવરણનો ક્ષય તો છે તેથી કરીને સર્વ વસ્તુ વિષયી જ્ઞાન-દર્શનનો ઉપયોગ

યુગપદ્ તેને ન કહી શકાય; પરન્તુ દેશથી-અસર્વવસ્તુ વિષયી જ્ઞાન દર્શનનો ઉપયોગ તો કહી શકાય, તો પછી છદ્મસ્થને તેનો નિષેધ શા માટે કરાય છે? જો છદ્મસ્થને યુગપદ્ ઉપયોગ ન હોય, તો કેવળીને પણ તે યોગ્ય નથી.

કેવળીને ક્રમસર ઉપયોગવાળા માનવામાં આવે, તો જે વખતે જે જ્ઞાન અથવા દર્શનમાં ઉપયુકત હોય, તેજ જ્ઞાન અથવા દર્શન હોય છે, અને જેમાં અનુપયુકત હોય છે, તે વખતે તે ખરશૃંગવત્ નહિ જણાતું હોવાથી નથીજ. એ પ્રમાણે કહેવામાં આવે, તો દર્શન-જ્ઞાન અને ચારિત્રમાં છદ્મસ્થ સાધુને યુગપદ્ ઉપયોગ નથી, કેમકે છદ્મસ્થને યુગપદ ઉપયોગનો અભાવ માનેલ છે, અને તેથી દર્શનાદિ ત્રણમાં જ્યાં અનુપયુકત તે હોય, તે પણ એ અભિપ્રાયે નથીજ એમ ઠર્યું. અને જો એમ હોય તો એમના એક પણ દર્શનાદિથી રહિત્ હોય, તો તેને સાધુ ન કહેવાય; પરન્તુ લોકમાં અને સિદ્ધાન્તમાં તેવાને સાધુ કહેલ છે માટે ક્રમસર ઉપયોગમાં આ દૂષણ નકામું છે.

વળી સિદ્ધાન્તમાં જ્ઞાન-દર્શનનો ઉપયોગ અન્તર્મુહૂર્તનો કહ્યો છે, તે પણ "જ્યાં ઉપયોગ ન હોય તે અવિદ્યમાન છે" એ કથનાનુસાર અવિદ્યમાન ઠરશે. અને એમ થવાથી જ્ઞાન-દર્શનનો ઉપયોગ જે છાસઠ સાગરોપમથી અધિક કાળ પર્યન્તનો કહ્યો છે, તે પણ અયોગ્ય ગણાશે વળી ચાર જ્ઞાનવાળા અને ત્રણ-દર્શનવાળા છદ્મસ્થ ગૌતમાદિ પ્રસિદ્ધ છે, તે પણ અવિદ્યમાન ઠરશે કેમકે એક વખતે એકજ ઉપયોગ હોય છે, અને અનપયોગવાન્ અવિદ્યમાન માનેલ છે ૩૧૦૦-થી-૩૧૦૭.

आह भणियं नणु सुए केवलिणो केवलोवओगेण ।
पढम त्ति तेण गम्मइ सओवओगोभयं तेसिं ॥ ३१०८ ॥
ऊवओगग्गहणाओ इह केवलनाण-दंसणग्गहणं ।
जइ तदणत्थंतरया हवेज्ज सुतंमि का दोसो ? ॥ ३१०९ ॥
तग्गहणे किमिह फलं नणु तदणत्थंतरोवएशत्थं ।
तह वत्थुविसेसत्थं सयसो सुत्ताइं समयम्मि ॥ ३११० ॥
सिद्धा काइय-नोसजयाइपज्जायओ स एवेगो
सुत्तेसु विसेसिज्जइ जहेह तह सव्ववत्थूणि ॥ ३१११ ॥ अपि च
भणियं पि य पन्नती-पन्नवणाईसु जइ जिणो समयं ।
जं जाणइ न वि पासइ तं अणु-रयणप्पभाईणि ॥ ३११२ ॥

શ્રુતમાં કહ્યું છે કે કેવળી કેવળોપયોગ વડે પ્રથમ છે, તેથી તેઓને હમ્મેશાં ઉભય ઉપયોગ જણાય છે. કેવળોપયોગ ગ્રહણ કરવાથી અહીં કેવળજ્ઞાન અને કેવળ દર્શન ગ્રહણ થાય છે ( અને તેથી તે બેની અનર્થાન્તરતા થાય છે.) જો તે બેની અનર્થાન્તરતા થાય, તો સૂત્રમાં શો દોષ છે ? તે બેને અનર્થાન્તરપણે ગ્રહણ કરવામાં શું ફળ છે ? તે બેનું અનર્થાન્તરપણું જણાવવા માટે તથા વસ્તુના વિશેષણ માટે સિદ્ધાન્તમાં સેંકડો સૂત્રો તેવાં છે. જેમ સિદ્ધ અકાયિક નોસંયત વિગેરે પર્યાયથી સૂત્રોમાં તેજ એક સિદ્ધ કહેવાય છે, તેમ અહીં પણ સર્વ વસ્તુઓ ( અનેક પર્યાયથી કહેવાય છે ) જેમ પ્રજ્ઞપ્તિ અને પન્નવણાદિ સૂત્રમાં કહ્યું છે, કે જિનેશ્વર જે સમયે પરમાણુ, રત્નપ્રભા વિગેરે

વસ્તુઓ જાણે છે, તે સમયે તેને જોતા નથી. ( આમ છતાં ક્રમસર ઉપયોગ શા માટે નથી માનતા.) ૩૧૦૮ થી ૩૧૧૨

ભગવતી સૂત્રના અઢારમા શતકના પહેલા ઉદ્દેશામાં કહ્યું છે કે:—

**केवलीणं भंते ! केवलोवओगेणं किं पढमा अपढमा ? गोयमा ! पढमा नो अपढमा** "હે ભગવન્ત ! કેવળીઓ કેવળોપયોગ વડે પ્રથમ છે કે અપ્રથમ છે ? ગૌતમ ! પ્રથમ છે અપ્રથમ નથી." અહીં જે કોઇ જે ભાવે પ્રથમ ન હોય, અને હમણાં થયો હોય, તે તે ભાવે પ્રથમ કહેવાય છે, અને તેથી કેવળીઓ કેવળોપયોગથી પ્રથમ છે, અર્થાત્ કેવળજ્ઞાન અને કેવળદર્શનનો ઉપયોગ તે કેવળોપયોગ છે, તે કેવળોપયોગ વડે કેવળી પ્રથમ છે, પણ અપ્રથમ નથી, કેમકે તેમને તે પૂર્વે પ્રાપ્ત થએલ નથી, અને પ્રાપ્ત થએલાનો પુન: ધ્વંસ થતો નથી, તેથી જણાય છે કે તેમને હમ્મેશાં ઉભય ઉપયોગ વર્તે છે. જો ક્રમવડે ઉપયોગ માનીએ તો ફરી ફરી નાશ અને ફરી ફરી ઉત્પાદ થાય અને તેથી કેવલીઓ અપ્રથમ થાય.

એ પ્રમાણે સૂત્રના બહાનાથી "કેવળોપયોગવડે" કેવળજ્ઞાન અને કેવળદર્શનનું ગ્રહણ કરવામાં આવે, તો તે એક ઉપયોગથી અવ્યતિરિક્ત હોવાથી પરસ્પર અનર્થાન્તરતા થશે, એટલે કે જ્ઞાન-દર્શન એકજ વસ્તુ થશે. ભલે બન્નેની એક રૂપતા થાય, એમ થવાથી સૂત્રમાં શું દોષ આવે છે, કંઇજ નહિ, અમારે તો તે અનુકુળ છે. એમ કહેવામાં આવે, તો અમે પૂછીએ છીએ કે "કેવળોપયોગવડે" કેવળજ્ઞાન અને કેવળદર્શનનું ગ્રહણ કરવાથી ફળ શું સિદ્ધ થાય છે? એમ કહેવામાં આવે, કે કેવળજ્ઞાન અને કેવળદર્શનની એકરૂપતા જણાવવા માટે એમ ગ્રહણ કર્યું છે, અથવા એકજ કેવળ રૂપ વસ્તુ કેવળજ્ઞાન અને કેવળ દર્શનરૂપ પર્યાય શબ્દવડે વિશેષિત છે. સિદ્ધાન્તમાં અને લોકવ્યવહારમાં પણ એ પ્રમાણે એકજ વસ્તુ અનેક પર્યાય શબ્દોવડે વિશેષિત છે. જેમકે સિદ્ધાન્તની અંદર એકજ મુક્તાત્માને સિદ્ધ, અકાયિક, નોસંયત, નોભવ્ય, નોબાદર, નોપર્યાપ્ત, નોપરીત, નો સંજ્ઞી, પરિનિવૃત્ત આદિ પર્યાયો વડે વિશેષિત કરાય છે, તેવીજ રીતે અહીં પણ એકજ ક્ષાયિક જ્ઞાન વસ્તુ કેવળજ્ઞાન અને કેવળ દર્શનરૂપ પર્યાય શબ્દવડે વિશેષિત કરાય છે. એજ પ્રમાણે લોક વ્યવહારમાં પણ ઇન્દ્ર, પટ, વૃક્ષ વિગેરે વસ્તુઓ સ્વ સ્વ પર્યાયવાચી શબ્દોવડે વિશેષિત કરાય છે. તો પછી અહીં કેવળોપયોગમાં પણ એવા પર્યાય શબ્દવડે વિશેષિત માનવામાં શું હરકત છે ?

એ પ્રમાણે આગમવિરૂદ્ધ યુક્તિથી કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કેમકે ભગવતીમાં અને પ્રજ્ઞાપનામાં સ્ફુટ રીતે કહેલું છે, કે જિનેશ્વર પરમાણુ અને રત્ન પ્રભા વિગેરે વસ્તુઓને જે સમયે જાણે છે, તે સમયે જોતા નથી; પરન્તુ અન્ય સમયે જાણે છે, અને અન્ય સમયે જુએ છે. ભગવતી સૂત્રના અઢારમા શતકના આઠમાં ઉદ્દેશામાં એજ વાત સ્ફુટ રીતે કહી છે.

**छउमत्थेणं भंते ! मणुस्से परमाणु पोग्गलं किं जाणइ न पासइ, न ताहो न जाणइ न पासइ ? गोयमा ! अत्थेगइए जाणइ, न पासइ; अत्थेगइए न जाणइ न पासइ; एवं जाव असंखिज्ज पएसिए खंधे । एवं ओहिए वि। परमोहिए णं भंते ! मणूसे परमाणुपोग्गलं जं समयं जाणइ तं समयं पासइ, जं समयं पासइ तं समयं जाणइ ? नो इणट्ठे समट्ठे । से केणट्ठेणं भंते ? एवं वुच्चइ ? गोयमा ! सागारे से नाणे भवइ, अणागारे से दंसणे भवइ, तेणट्ठेणं एवं वुच्चइ" ॥ હે ભગવન્ત ! છદ્મસ્થ મનુષ્ય પરમાણુ પુદ્ગળ**

જાણે છે અને નથી જોતો, અથવા નથી જાણતો અને નથી જોતો? ગૌતમ! કેટલાક જાણે છે અને જોતા નથી, અને કેટલાક જાણતા નથી તેમ જોતા પણ નથી. એ પ્રમાણે યાવત્ અસંખ્યાત પ્રદેશી સ્કંધોમાં પણ સમજવું. (અહીં જે છદ્મસ્થ કહેલ છે, તે નિરતિશયી છદ્મસ્થ સમજવા. તેમાં ઉપયોગવાન શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાન વડે પરમાણુ જાણે છે, પણ જોતા નથી. કેમકે શ્રુતમાં દર્શનનો અભાવ હોય છે. અનુપયુક્ત શ્રુતજ્ઞાની તો જાણતા નથી, અને જોતાએ નથી.) એજ પ્રમાણે અવધિ જ્ઞાનમાં પણ સમજવું. હે ભગવન્ત! પરમાવધિ જ્ઞાનવાળો મનુષ્ય જે સમયે પરમાણુ પુદ્ગળને જાણે છે, તે સમયે જુએ છે? અને જે સમયે જુએ છે તે સમયે જાણે છે? ગૌતમ! એ અર્થ યોગ્ય નથી. ભગવન્ત! શા કારણથી એમ કહો છો? ગૌતમ! તેને સાકાર જ્ઞાન હોય છે, અને અનાકાર દર્શન હોય છે, તેથી એમ કહેવાય છે."

એ પ્રમાણે સિદ્ધાન્તમા પણ યુગપદ્ ઉપયોગનો નિષેધ કર્યા છતાં પણ જેઓ ક્રમસર ઉપયોગ નથી માનતા તે તેઓને કદાગ્રહજ છે. ૩૧૦૮-થી ૩૧૧૨.

इवसद्द-मतुप्पच्चयलोवा तं बिंति केइ छउमत्थो ।
अन्ने पुण परतित्थियवत्तव्वमिणं ति जंपंति ॥ ३११३ ॥
जं छउमत्थो-होहिय-परमावहिणो विसेसिउं कमसो ।
निद्दिसइ केवली तेण तस्स छउमत्थया नत्थि ॥ ३११४ ॥
न य पासइ अणुमन्नो छउमत्थो मोत्तुमोहिसंपन्नं ।
तत्थ वि जो परमावहिनाणी तत्तो य किंचूणो ॥ ३११५ ॥
ते दो वि विसेसेउं अन्नो छउमत्थकेवलो को सो ।
जो पासइ परमाणुगहणमिणं जस्स होज्जाहि ? ॥ ३११६ ॥
तेसिं चिय छउमत्थाइयाण मग्गिज्जए जहिं सुत्ते ।
केवल संजम-संवर-बंभाईएहिं निव्वाणं ॥ ३११७ ॥
तिण्णि वि पडिसेहेउं तीसु वि कालेसु केवली तत्थ ।
सिज्झिसु सिज्झइ ति य सिज्झिस्सइ वा विनिद्दिट्ठो ॥ ३११८ ॥

ઇવ શબ્દ અથવા મતુ શબ્દનો લોપ થવાથી તેને કેટલાક છદ્મસ્થ કહે છે. વળી બીજાઓ પરતીર્થિક વક્તવ્યતા સંબંધી એ સૂત્ર છે. એમ કહે છે. (તેથી તે અમારે માન્ય નથી.) (સૂત્રમાં) છદ્મસ્થ, આધોવધિક અને પરમાવધિક એ ત્રણ ક્રમશ: બતાવીને પછી કેવળીનો નિર્દેશ કરે છે તેથી એને છદ્મસ્થતા નથી વળી. અવધિજ્ઞાની સિવાય અન્ય છદ્મસ્થ પરમાણુને જોતા નથી, તેમાં પણ જે પરમાવધિજ્ઞાની અને તેનાથી કંઇ ન્યૂન અધો અવધિ જ્ઞાની છે, (તેજ તે જુએ છે.) તે બન્નેનો (સૂત્રમાં પ્રથમ નિર્દેશ કરેલ છે, તે સિવાય અન્ય છદ્મસ્થ કેવળી કોણ છે કે જે પરમાણુ જુએછે? અને જેનું આ પ્રમાણે ગ્રહણ થાય? તથા જે સૂત્રમાં છદ્મસ્થાદિકને કેવળ સંવર, સંયમ અને બ્રહ્મચર્ય આદિ વડે મોક્ષ વિચારાય છે, અને તેમાં પણ છદ્મસ્થાદિ ત્રણનો નિષેધ કરીને ત્રણે કાળમાં કેવળી સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે, અને સિદ્ધ થશે એમ કહ્યું છે. ૩૧૧૩-થી-૩૧૧૮

ભગવતી સૂત્રમાં કેવળીને યુગપદ્ ઉપયોગનો નિષેધ કર્યો છે, ત્યાં કેટલાએક "કેવળી" શબ્દનો અર્થ "છદ્મસ્થ" કરે છે. केवली इव केवली કેવલી જેવા તે કેવળા

અર્થાત્ કેવળી નહિ પણ કેવળી જેવા તે કેવળી. અહીં ઇવ શબ્દનો લોપ કરીને કેવળીનો એવો અર્થ કરે છે. અથવા केवलो शास्ताऽस्येति केवलिमान् કેવળી જેને શિક્ષાદાતા છે, તે કેવળી એમાં મતુપ્રત્યયનો લોપ કરીને એવો અર્થ કરે છે. આવા છદ્મસ્થ કેવળીને યુગપદ્ ઉપયોગનો નિષેધ છે, એમ તેઓનું માનવું છે, પણ નિરૂપચરિત કેવળીને નથી. બીજાઓ વળી એમ કહે છે કે ભગવતીમાં કેવળીને યુગપદ્ ઉપયોગ નિષેધ કરનારૂં જે સૂત્ર છે, તે અન્યદર્શનીની વક્તવ્યતા સંબંધી છે, તે કોઇક પ્રસંગે અંદર લખાએલું છે, તેથી અમને તે માન્ય નથી. આ કારણથી કેવળીને ક્રમસર ઉપયોગ પણ અમને સમ્મત નથી.

એ પ્રમાણે સૂત્રનો અયોગ્ય અર્થ કરીને જેઓ યુગપદ્ ઉપયોગ માને છે, તે અયોગ્ય છે. કારણ કે ભગવતીના અઢારમા શતકના આઠમા ઉદ્દેશામાં પ્રથમ છદ્મસ્થ–આધોવધિકનો નિર્દેશ કરીને પછી કેવળીનો નિર્દેશ કર્યો છે, તે કારણથી યુક્તિ રહિત મિથ્યા અદૃષ્ટભયથી ઇવ અને મતુ પ્રત્યયનો લોપ કરીને કેવળી શબ્દનો અર્થ છદ્મસ્થ કરવો, એ કેવળ કદાગ્રહજ છે. જો ત્યાં છદ્મસ્થ ઇષ્ટ હોત તો તે સ્થળે કેવળી શબ્દનો પ્રયોગ શામાટે કરત? જે કંઇ છદ્મસ્થને માટે કહેવાનું હોત તે સઘળું છદ્મસ્થનો નિર્દેશ કરતી વખતેજ કહી દેત.

વળી ભગવતીમાં "केवलीणं भंते? परमाणु पोग्गलं जं समयं जाणइ હે ભગવન્ત! કેવળી જે સમયે પરમાણુ પુદ્ગળને જાણે છે." ઇત્યાદિ કહ્યું છે, તે પરમાણુ અવધિજ્ઞાની સિવાય અન્ય છદ્મસ્થ નથી જોઇ શકતા. તેમાં એ બધા અવધિજ્ઞાની પરમાણુ નથી જોઇ શકતા, પરન્તુ જે પરમાવધિ અને આધોવધિક જ્ઞાનવાળા હોય તેજ જોઇ શકે છે ( પરમાવધિ કરતાં કંઇક ન્યૂન અવધિજ્ઞાન હોય તે આધોવધિ કહેવાય. ) તે બન્ને પ્રકારના અવધિજ્ઞાનીનો કેવળીની પહેલાંજ નિર્દેશ કર્યો છે. એ બે સિવાય બીજો કયો છદ્મસ્થ કેવળી છે, કે જે પરમાણુ પુદ્ગળ જુએ છે? અને તે છદ્મસ્થ કેવળીનું ભગવતીમાં ગ્રહણ થાય?

વળી આગમમાં બીજે સ્થળે પણ છદ્મસ્થાદિ પછી કેવળીનો નિર્દેશ કર્યો છે, પરન્તુ ઇવ આદિ શબ્દનો લોપ કરવાથી કેવળી શબ્દનો અર્થ છદ્મસ્થ નથી કર્યો. ભગવતી સૂત્રમાં પહેલા શતકના ચોથા ઉદ્દેશામાં છદ્મસ્થ–આધોવધિક–પરમાવધિ–અને કેવળીને કેવળસંવર, સંયમ અને બ્રહ્મચર્ય આદિવડે મોક્ષના વિચાર કર્યો છે, તેમાં પણ છદ્મસ્થ–આધોવધિક–અને પરમાવધિ જ્ઞાનવાળાનો નિષેધ કરીને તે પછી કેવળી ત્રણે કાળમાં સિદ્ધ થયા, થાય છે, અને થશે. એમ કહ્યું છે. આ વાત પણ જો છદ્મસ્થ સંબંધી હોય, તો પ્રથમ કહેલ છદ્મસ્થની પેઠે આને પણ કેવળ સંવરાદિવડે સિદ્ધિ ન થાય. આ હકીકત પ્રતિપાદન કરનાર સૂત્ર આ પ્રમાણે છે." छउमत्थेणं भन्ते! मणूसे तीयमणंतं सासयं समयं केवलेणं संवरेणं, केवलेणं संजमेणं, केवलेणं बंभचेरवासेणं, केवलाहिं पवयणमायाहिं सिज्झिसु, बुज्झिसु, जाव सव्वदुक्खाणमंतंकरिंसु? गोयमा! नो इणट्ठे समट्ठे। सेकेणट्ठेणं भंते! एवं वुच्चइ तं चेव जाव अन्तकरिंसु?। गोयमा जे के वि अंतकरा वा, अंतिमसरीरया वा, सव्वदुक्खाणमंतं करेंसुवा, करेंतिवा, करिस्संति वा, सव्वेते उप्पन्ननाण-दंसणधरा अरहा जिणा केवली भवित्ता तओ पच्छा सिज्झंति, बुज्झंति, मुच्चंति परिनिव्वायंति, सव्वदुक्खाणमंतं करेंसुवा, करेंतिवा, करिस्संति वा. सेतेणट्ठेणं गोयमा! जाव सव्वदुक्खाणमंतं करिंसु। पडुप्पन्ने वि एवं चेव, नवरं 'सिज्झंति' भाणियव्वं। अणागए वि एवं चेव, नवरं 'सिज्झिस्सं ति' भाणियव्वं। जइ छउमत्थो तहा आहोहिओ परमोहिओ

वि, त्ति तिन्नि आलावगा भाणियव्वा। केवली णं भंते! मणूसे तीयमणंतं सासयं समयं जाव अन्तं करिंसु ।" हन्ता! सिज्झिंसु, जाव अन्तंकरिंसु। एए तिन्नि आलावगा भाणियव्वा छउमत्थे जहा, नवरं सिज्झिंसु, सिज्झंति, सिज्झिस्संति"? આ પ્રમાણે સિદ્ધાન્તમાં છદ્મસ્થાદિ પછી જે કેવળી કહ્યા છે, તે નિરૂપચરિત જ કેવળી કહ્યા છે, ઇત્યાદિ શબ્દનો લોપ કરીને કેવળી એટલે છદ્મસ્થ એમ નથી કહ્યું. જો એમ ન હોય, તો સૂત્રમાં કહ્યા પ્રમાણે મોક્ષગમન ઘટે નહિ. ૩૧૧૩-થી-૩૧૧૮.

एवं विसेसियम्मि वि परमयमेगंतरोवओगो त्ति।
न पुणरुभओवओगो परवत्तव्वं ति का बुद्धी ? ॥ ३११९ ॥
उवओगो एगयरो पणुवीसइमे सए सिणायस्स।
भणिओ वियडत्थो च्चिय छट्ठुद्देसे विसेसेउं ॥ ३१२० ॥
एवं फुडवियडम्मि वि सुत्ते सव्वनुभासिए सिद्धे।
कह तीरइ परतित्थियवत्तव्वमिणं ति वोत्तुं जे ? ॥ ३१२१ ॥
सव्वत्थ सुत्तमत्थिय फुडमेगयरोवउत्तसत्ताणं।
उभओव उत्तसत्ता सुत्ते वुत्ता न कत्थइ वि ॥ ३१२२ ॥
कस्सइ वि नाम कत्थइ काले जइ होज्ज दो वि उवओगा।
उभओवउत्तसत्ताण सुत्तमेक्कं पि तो होज्जा ॥ ३१२३ ॥
दुविहाणं चि य जीवाण भणिअमप्पाबहुं च समयम्मि।
सागारणगाराण य न भणियं उभओवउत्ताणं ॥ ३१२४ ॥
जइ केवलीण जुगवं उवओगा होज्ज, होज्ज तो एवं।
सागार-ऽणगाराणय-मीसाण य तिण्हअप्पबहुं ॥ ३१२५ ॥

હવે બીજાઓ "અન્યદર્શની સંબંધી વક્તવ્યતા માટે આ સૂત્ર છે, એમ કહે છે, તે માટે કહે છે.

એ પ્રમાણે (ક્રમોપયોગ સાધક સૂત્ર) પ્રગટ છતાં પણ ઉભય ઉપયોગ નિષેધક સૂત્ર અન્યદર્શની સંબંધી છે, એમ કહેવું એ કેવી વિપરીત બુદ્ધિ છે! (ભગવતી-સૂત્રના) પચીસમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં સ્નાતકને બેમાંથી એક ઉપયોગ પ્રગટપણે કહેલ છે. એ પ્રમાણે સર્વજ્ઞભાષિત સર્વ સૂત્રમાં સ્ફુટરીતે કહ્યા છતાં "આ સૂત્ર અન્યદર્શની સંબંધી વ્યક્તવ્યતા માટે છે" એમ કેમ કહી શકાય? વળી સર્વ સૂત્રોમાં એકતર ઉપયોગવાળા જીવોનું પ્રતિપાદન કર્યું છે, પરન્તુ કોઇ પણ સૂત્રમાં ઉભય ઉપયોગવાળા જીવો **નથી** કહ્યા. જો કોઈ પણ કેવળીને કોઇ પણ કાળે બે ઉપયોગ હોય, તો ઉભય ઉપયોગવાળા જીવોનું પ્રતિપાદન કરનાર એક પણ સૂત્ર હોત. (પણ તેવું ક્યાંઈ જણાતું નથી.) તેમજ સાકાર અનાકાર દ્વિવિધ ઉપયોગવાળા જીવોનું અલ્પબહુત્વ સિદ્ધાન્તમાં (પ્રજ્ઞાપનામાં) કહ્યું છે. પણ યુગપદ્ ઉભય ઉપયોગવાળા જીવોનું નથી કહ્યું. જો કેવળીને યુગપદ્ બે ઉપયોગ હોય, તો સાકર અનાકાર અને મીશ્ર ઉપયોગવાળા જીવોનું એમ ત્રણ પ્રકારનું અલ્પબહુત્વ કહેત. ૩૧૧૯-૩૧૨૫

अहव मई छउमत्थे पडुच्च सुत्तमिणं तो न केवलिणो।
तं पि न जुज्जइ जं सव्वसत्तसंखाहिगारोऽयं ॥ ३१२६ ॥

काऊं सिद्धग्गहणं बहुवत्तव्वयपदेसु सव्वेसु ।
इह केवलमग्गहणं जइ तो तं कारणं वच्चं ? ॥ ३१२७ ॥
अहवा विसेसियं चिय जीवाभिगमम्मि एय मप्पबहुं ।
दुविह त्ति सव्वजीवा सिद्धासिद्धाइआ जत्थ ॥ ३१२८ ॥
सिद्ध सइंदियकाए जोए वेए कसाय लेसा य ।
नाणुवओगाहारय–भासय–ससरीर–चरिमे य ॥ ३१२९ ॥
अंतोमुहुत्तमेव य कालो भणिओ तहोवओगस्स ।
साई अपज्जवसिउ त्ति नत्थि कत्थइ विणिद्दिट्ठो ॥ ३१३० ॥
जइ सिद्धाइयाणं भणियं साईअपज्जवसियत्तं ।
तह जइ उवओगाणं हवेज्ज तो होज्ज ते जुगवं ॥ ३१३१ ॥
कस्स व नाणुमयमिणं जिणस्स जइ हुज्ज दो वि उवओगा ।
नूणं न हुंति जुगवं जओ निसिद्धा सुए बहुसो ? ॥ ३१३२ ॥
नवि अभिनिवेसवुद्धी अम्हं एगंतरोवओगम्मि ।
तह वि भणिमो न तीरइ जं जिणमयमन्नहा काऊं ॥ ३१३३ ॥
जइ नन्नुन्नावरणं नाकारणया कहं तदावरणं ।
एगंतरोवओगे जिणस्स तं भण्णइ सहावो ॥ ३१३४ ॥
परिणामियभावाओ जीवत्तं पिव सहाव एवायं ।
एगंतरोवओगो जीवाणमणण्णहेउ त्ति ॥ ३१३५ ॥

અથવા અહીં એવી બુદ્ધિ થાય, કે એ સૂત્ર તો છદ્મસ્થ જીવોની અપેક્ષાએ છે, કેવળી સંબંધી નથી; તો તે અયોગ્ય છે, કેમકે સર્વ જીવોની સંખ્યાનો એ આધકાર છે. ( સર્વ જીવોની સંખ્યા સંબંધી એ અધિકાર ન હોય તો ) અલ્પબહુત્વ વક્તવ્યતા સંબંધી સર્વ પદોમાં સિદ્ધને પૃથક્ ગ્રહણ કરીને અહીંજ જો માત્ર તેનું ગ્રહણ ન કર્યું હોય, તો તેનું કારણ કહો ? અથવા એ અલ્પબહુત્વ જીવાભિગમ સૂત્રમાં કહેલુંજ છે, કે સિદ્ધ અને અસિદ્ધાદિ જીવો બે પ્રકારે છે. એમ સૂત્રમાં કહેલું છે તે સૂત્રની ગાથા બંધીમાં આ પ્રમાણે છે. સિદ્ધ અસિદ્ધ સેંદ્રિય અનિંદ્રિયા શકયા અકાયા ઇત્યાદિ સર્વ જીવ આશ્રી સૂત્ર કહેલું છે. તથા ( જ્ઞાન-અજ્ઞાન અને દર્શનનો ) ઉપયોગ કાળ સર્વત્ર અન્તર્મુહૂર્તનોજ કહ્યો છે, કોઇ પણ સ્થળે સાદિ અપર્યવસિત નથી કહ્યો. જેમ સિદ્ધાદિ ભાવોનું સાદિ અપર્યવસિતપણું કહ્યું છે, તેવી રીતે જો ઉપયોગનું ( સાદિ અપર્યવસિતપણું ? કહ્યું હોત, તો યુગપદ્ ઉભય ઉપયોગ હોય. ( પરન્તુ તેમ નથી માટે યુગપદ્ ઉપયોગ પણ નથી. ) જિનેશ્વરને બે ઉપયોગ હોય, એ કોને માન્ય નથી, પણ તે યુગપદ્ નથી, કેમકે સિદ્ધાન્તમાં તેનો ઘણીવાર નિષેધ કર્યો છે. વળી અમને એકાન્તર ઉપયોગ માનવામાં અભિનિવેશ બુદ્ધિ નથી, તો પણ કહીએ છીએ કે જે જિનેશ્વરનો મત છે, તેને અન્યથા કરવાને અમે શક્તિવાન નથી. જો ( ૩૧૦૩ મી ગાથામાં કહ્યા મુજબ ) અન્યોઅન્ય આવરણ નથી અને અકારણતા પણ નથી, તો કેવી રીતે તેને આવરણ છે?

(એમ કહેવામાં આવે, તો તેનો ઉત્તર) કહીએ છીએ કે-જિનેશ્વરને એકાન્તર ઉપયોગમાં સ્વભાવજ આવરણ છે. (એટલે એવો સ્વભાવજ છે કે ક્રમસર ઉપયોગ પ્રવર્તે, યુગપદ્ ન પ્રવર્તે.) પારિણામિક ભાવથી જીવનું જીવત્વ એ જેમ સ્વભાવજ છે, તેવી રીતે જીવોને એકાન્તર ઉપયોગ પણ પારિણામિક હોવાથી સ્વભાવજ છે. ૩૧૨૬-થી-૩૧૩૫

હવે "लाय" ઇત્યાદિ ૩૧૪૧ મી ગાથાની પ્રસ્તાવના કરે છે.

गंतूण सिज्झइ त्ति य भणिए सुत्तम्मि कहमकम्मस्स ।
आह गमणं ति, भण्णइ सकम्मगमणे वि को हेऊ? ॥ ३१३६ ॥
कम्मं पुग्गलमइयं निज्जीवं तस्स नयणसामत्थे ।
को हेऊ पडिवण्णो जइव सहावो इह स एव ॥ ३१३७ ॥
सक्किरियं किमरूवं भण्णइ भुवि चेयणं च किमरूवं? ।
जह से विसेसधम्मो चेयण्णं तह मया किरिया ॥ ३१३८ ॥
जं वेह जेण किरियाकारणमब्भुवगयं तहिं वेसो ।
तुल्लोवालंभो च्चिय जइ न सहावो सरणमिक्को ॥ ३१३९ ॥
अविय असंगत्तणओ बंधच्छेय परिणामभावाओ ।
पुव्वप्पओगउ विय तस्स गई तत्थ दिट्ठंता ॥ ३१४० ॥

**लाउ य एरंडफले अग्गी धूमे य उसू धणुविमुक्के ।**
**गई पुव्वपओगेणं एवं सिद्धाण वि गई ओ ॥ ३१४१-९५७-३२५ ॥**

"ત્યાં જઇને સિદ્ધિ પામે છે" એમ સૂત્ર કહે છતે, કર્મરહિતને કાંઇક ઉણા સાતરાજ કેવી રીતે ગમન સંભવે? (એમ પૂછવામાં આવે તો) કહીએ છીએ કે કર્મસહિત જીવને ગમનક્રિયામાં શો હેતુ છે? (કર્મ હેતુ છે, એમ કહેવામાં આવે તો) પુદ્-ગળમય નિર્જીવ કર્મ જીવને મોક્ષમાં લઇ જવાના સામર્થ્યમાં કયો હેતુ માનેલો છે? જો તેમાં સ્વભાવજ હેતુ છે, તો અહીં પણ તે સ્વભાવજ હેતુ છે. અરૂપી જીવ દ્રવ્ય (મોક્ષ-ગમનરૂપ) ક્રિયાવાળું કેવી રીતે હોય? (એમ પૂછવામાં આવે, તો) અમે કહીએ છીએ કે-અરૂપી જીવ દ્રવ્ય ચૈતન્યવાળું શાથી છે? જેમ ચૈતન્ય તેનો વિશેષ ધર્મ છે, તેવા રીતે મોક્ષગમન રૂપ ક્રિયા પણ તેના વિશેષ ધર્મરૂપે-માનેલ છે અથવા જેઓએ (ઇશ્વર-અદૃષ્ટ આદિ) મોક્ષગમનરૂપ ક્રિયાનું કારણ માન્યું છે, તેમાં પણ આ ઉપાલંભ સરખોજ છે. માટે સ્વભાવ માન્યા સિવાય બીજું કોઇ શરણ નથી. અથવા માટીના સંગરહિત થવાથી જેમ તુંબડું, બંધનોચ્છેદ થવાથી એરંડ ફળ, તથાવિધ પરિણામથી ધુમ અથવા અગ્નિ અને પૂર્વ-પ્રયોગથી ધનુષ્યથી છુટેલા તીરની પેઠે ઉર્ધ્વગતિ થાય છે, તેમ સિદ્ધની પણ ઉર્ધ્વ ગતિ થાય છે. ૩૧૩૬-થી-૩૧૪૧

હવે ઉપરોકત નિર્યુક્તિની ગાથાનું વ્યાખ્યાન કરે છે.

जह मिल्लेवावगमादलावुणोऽवस्समेव गइभावो ।
उद्धं च नियमओ नण्णहा नवा जलतलादुद्धं ॥ ३१४२ ॥

तह कम्मलेवविगमे गइभावोऽवस्समेव सिद्धस्स ।
उड्ढं च नियमओ नऽण्णहा नवा लोगपरउ त्ति ॥ ३१४३ ॥
एरंडाइफलं जह बंधच्छेएरियं दुयं जाइ ।
तह कम्मबंधणच्छेयणेरिओ जाइ सिद्धो वि ॥ ३१४४ ॥
उड्ढंगइपरिणामो जह जलणस्स जह वेह धूमस्स ।
उड्ढंगइपरिणामो सहावओ तह विमुक्कस्स ॥ ३१४५ ॥
जह ते सलाभकाले चेव तहा गइसभावयामेंति ।
परिणमइ तग्गइं वा लेवावगमे जहालाबूं ॥ ३१४६ ॥
तह तग्गइपरिणामं परिणमइ सरूवलाभ एवेह ।
सिद्धो सिद्धत्तं पिव सकम्मपरिणामनिरवेक्खं ॥ ३१४७ ॥
जह धणुपुरिसपयत्तेरिएसुणो भिण्णदेसगमणं तु ।
गइकारणविगमम्मि वि सिद्धं पुव्वप्पओगाओ ॥ ३१४८ ॥
बंधच्छेयणकिरियाविरमे वि तहा विमुच्चमाणस्स ।
तस्सा लोगंताओ गमणं पुव्वप्पओगाओ ॥ ३१४९ ॥
जहवा कुलालचक्कं किरियाहेउविरमे वि सक्किरियं ।
पुव्वप्पओगओ च्चिय तह किरिया मुच्चमाणस्स ॥ ३१५० ॥

ગાથાર્થ:-જેમ માટીનો લેપ દૂર થવાથી તુંબડાનો અવશ્ય ઉર્ધ્વ ગતિ ભાવ થાય છે, તે નિયમથી તે અન્યથા નથી જતું, તેમ જળના તલથી ઉપર પણ નથી જતું; તેવી રીતે કર્મ લેપ દૂર થવાથી અવશ્યમેવ નિયમથી સિદ્ધનો ઉર્ધ્વ ગતિ ભાવ થાય છે, અન્યથા ગતિ નથી થતી, તેમ લોકની ઉપર પણ ગતિ નથી થતી તથા જેમ એરંડાદિકનાં ફળ બંધ છેદ થવાથી પ્રેરાએલા એકદમ જાય છે, તેમ સિદ્ધ પણ કર્મબંધનો છેદ થવાથી પ્રેરણા પામીને જાય છે, જેમ અગ્નિનો અથવા ધુમનો ઉર્ધ્વગતિપરિણામ થાય છે, તેમ વિમુક્ત આત્માનો પણ સ્વભાવથીજ ઉર્ધ્વગતિપરિણામ થાય છે. જેમ અગ્નિ અને ધુમ સ્વલાભ કાળે ઉર્ધ્વગતિ ભાવ પામે છે, અથવા જેમ તુંબડું લેપ દૂર થવાથી ઉર્ધ્વગતિના પરિણામને પામે છે; તેવી રીતે સિદ્ધ પણ સ્વકર્મ પરિણામની અપેક્ષા રહિત સિદ્ધત્વની પેઠે ઉર્ધ્વગતિપરિણામ પામે છે. જેમ ધનુષ અને પુરૂષના પ્રયત્નથી પ્રેરાએલ તીરનું ભિન્ન દેશમાં ગમન થાય છે, તેવી રીતે કર્મરૂપ ગતિનું કારણ દૂર થયા છતાં પણ પૂર્વ પ્રયોગથી સિદ્ધની ગતિ થાય છે. અથવા બંધ છેદન રૂપ ક્રિયા વિરમ્યા છતાં પણ જેમ ગતિ થાય છે, તેમ તે વિમુક્ત આત્માની પૂર્વ પ્રયોગથી લોકાન્ત પર્યન્ત ગતિ થાય છે. અથવા જેમ ક્રિયાનો હેતુ ( કુંભાર ) વિરમ્યા છતાં પણ પૂર્વ પ્રયોગથી કુંભારનું ચક્ર સક્રિય હોય છે, તેવી રીતે મુક્તાત્માની પણ ગતિ રૂપ ક્રિયા હોય છે. ૩૧૪૨-થી-૩૧૫૦

હવે ઉપરોક્ત વિષયનું શંકા સમાધાન કહે છે.

नालाबुगादिसाहम्ममेत्ते सिद्धस्स मुत्तिमत्ताओ ।
तत्तो तग्गइपरिणामसाहम्मओ तेसिं ॥ ३१५१ ॥

जइव न देसोवणओ दिट्ठंतो तो न सव्वहा जुत्तो ।
जं नत्थि वत्थुणो वत्थुणा जए सव्वसाहम्मं ॥ ३१५२ ॥
उड्ढगइहेउउ च्चिय नाहो तिरियगमणं नवाचलया ।
सविसेसपच्चयाभावओ य सव्वन्नुमयओ य ॥ ३१५३ ॥
गइमत्तओ विणासी केसी गच्चागमी य मणुउ व्व ।
होइ गइपज्जयाओ नासी न उ सव्वहाणु व्व ॥ ३१५४ ॥
केसनिमित्तं कम्मं न गई तदभावओ तओ कत्तो ।
अह गइ चेव निमित्तं किमजीवाणं तओ नत्थि ? ॥ ३१५५ ॥
केसो त्ति जीवधम्मो होज्ज मई होउ कहमजीवस्स ।
कह वा भवत्थधम्मो होऊ भवाओ विमुक्कस्स ? ॥ ३१५६ ॥

ગાથાર્થ:-તુંબડું વિગેરે મૂર્તિમાન હોવાથી સિદ્ધની સાથે તેનું સાધર્મ્ય નથી. (એમ કહેવામાં આવે તો તે ) અયોગ્ય છે, કેમકે ( ઉર્ધ્વ ગમનરૂપ ) તે ગતિ પરિણામથી તેઓનું ( સિદ્ધની સાથે ) દેશથી સાધર્મ્ય છે. જો દેશોપનયથી દ્રષ્ટાન્ત ન માનવામાં આવે તો સર્વથા પ્રકારે કોઇ પણ દ્રષ્ટાન્ત સિદ્ધ ન થાય; કેમકે જગતમાં કોઇપણ વસ્તુનું કોઇ પણ વસ્તુ સાથે સર્વથા સાધર્મ્ય નથી; અને તેથી કરીને સવિશેષ પ્રત્યયના અભાવે અધોગમન તિર્યગ્ગમન કે અચલતા નથી, પ્રથમ સંસારમાં ભમતાં કર્મના સદ્ભાવે તે અત્ર હતું અને હમણા તેના અભાવથી સર્વજ્ઞના મતથી ઉર્ધ્વગતિ રૂપ હેતુને લીધે તે ઉંચેજ જાય છે. મુક્તાત્મા ગતિમાન થવાથી મનુષ્યની પેઠે વિનાશી કલેશી અને ગતિથી આવનાર થશે. ( એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે ) ગતિરૂપ પર્યાયની અપેક્ષાએ ભલે તે વિનાશી હો, પરન્તુ પરમાણુની પેઠે સર્વથા વિનાશી નહિ થાય. વળી કલેશનું નિમિત્ત કર્મ છે, ગતિ નથી, તેથી કરીને કર્મના અભાવે કલેશ કયાંથી હોય ? જો ગતિજ કલેશનું નિમિત્ત હોય તો (ગતિમાન) પરમાણુ આદિ અજીવોને પણ તે કેમ નથી ? કલેશ એ જીવનો ધર્મ છે, તે અજીવને કેમ હોઇ શકે ? એમ કહેવામાં આવે, તો એ કલેશ ભવસ્થ જીવનો ધર્મ છે, તે ભવથી મુક્ત થએલાનો ધર્મ કેવી રીતે હોઈ શકે ? ( નજ હોઈ શકે.) ૩૧૫૨-થી-૩૧૫૬

હવે આગળ જે કહેવાનું છે તેની પ્રસ્તાવના કહે છે.

जं गइमओ विघाओऽवस्सं तक्कारणं च जदवस्सं ।
विहियस्सावत्थाणं जओ य गमणं तओ पुच्छा ॥ ३१५७ ॥

**कहिं पडिहया सिद्धा कहिं सिद्धा पइट्ठिया ।**
**कहिं बोंदिं चइत्ताणं कत्थ गंतूण सिज्झइ ? ॥ ३१५८ ॥ ९५८-३२६ ॥**
**अलोगे पडिहया सिद्धा लोगग्गे य पइट्ठिया ।**
**इहं बोंदिं चइत्ताणं तत्थ गंतूण सिज्झइ ॥ ३१५९ ॥ ९५९-३२७ ॥**

जमिहं बोंदिच्चाओ तदेव सिद्धत्तणं च जं चेहं ।
तस्साहणं ति तो पुव्वभावनयओ इदं सिद्धी ॥ ३१६० ॥
जेण उ न बोंदिकाले सिद्धो चायसमए य जं गमणं ।
पच्चुप्पण्णनयमयं सिज्झइ गंतूण तोणेह ॥ ३१६१ ॥
अत्थीसिपब्भारोवलक्खियं मणुयलोगपरिमाणं ।
लोगग्गनभोभागो सिद्धिक्खेत्तं जिणक्खायं ॥ ३१६२ ॥

ગાથાર્થ:-ગતિમાનની ગતિને અવશ્ય વિઘાત થાય છે, અને તે ગતિવિઘાતનું કારણ પણ અવશ્ય હોય છે, તથા જેથી નિષિદ્ધ ગતિવાળાનું અવસ્થાન અને ગમન થાય છે, ( તે અવશ્ય કહેવું જોઇએ. ) તેથી તે સંબંધી પૃચ્છા કરવી જોઇએ. સિદ્ધાત્મા કયાં પ્રતિહત થાય છે? કયાં પ્રતિષ્ઠિત છે? કયાં શરીર તજીને કયાં જઇને સિદ્ધિ પામે છે? ( એ પૃચ્છાના ઉત્તરમાં ) સિદ્ધાત્મા અલોકમાં પ્રતિહત છે, લોકાગ્રે પ્રતિષ્ઠિત છે, અહીં શરીર તજીને ત્યાં જઇ મોક્ષ પામે છે. અહીં શરીરનો ત્યાગ તેજ સિદ્ધપણું છે; કેમકે ( સમ્યકત્વ પ્રાપ્તિ વિગેરે ) તેનું કારણ તે અહીંજ છે. તેથી પૂર્વભાવનય ( કોઈ વ્યવહારનય વિશેષ ) ની અપેક્ષાએ અહીંજ સિદ્ધિ છે. શરીર ત્યાગ કાળે સિદ્ધ નથી, કેમ શરીર ત્યાગ કાળે તો ગમન છે; તેથી પ્રત્યુત્પન્નનયનામતે ( ઋજુસૂત્રાદિ નિશ્ચય નયનામતે ) સિદ્ધિક્ષેત્રમાં જઇને સિદ્ધિ પામે છે. ( અહીં किं सिद्धालय ઇત્યાદિથી આરંભીને भवओ सिद्धो ઇત્યાદિ પર્યન્ત સત્તર ગાથાઓ છે, તે છઠ્ઠા ગણધરવાદમાં વિસ્તારથી કહી છે, તેથી ફરી અહીં નથી કહેતા. ) ઇષત્ પ્રાગ્ભાર નામથી પ્રસિદ્ધ, મનુષ્ય લોકના પ્રમાણેલોકના અગ્ર ભાગે જિનેશ્વરે કહેલું સિદ્ધિક્ષેત્ર છે, ( ત્યાં મુક્તાત્માં સિદ્ધિ પામે છે. ) ૩૧૫૮-થી-૩૧૬૨.

આ સ્થળે ईसी ઇત્યાદિથી માંડીને ओगाहणाइ ઇત્યાદિ ગાથા પર્યન્ત પંદર ગાથાઓ નિર્યુક્તિની છે, તે સુગમ હોવાથી ભાષ્યકારે તેની વ્યાખ્યા નથી કરી તે જાણવાની ઇચ્છાવાળાએ મૂળ આવશ્યકની ટીકાથી જાણી લેવી.

હવે સિદ્ધ ભગવાનની અવગાહના સંબંધી કહે છે.

देहतिभागो सुसिरं तप्पूरणओ तिभागहीणो त्ति ।
सो जोगनिरोहे च्चिय जाओ सिद्धो वि तदवत्थो ॥ ३१६३ ॥ [३८२४]
संहारसंभवाओ पएसमेत्तम्मि किं न संठाइ ? ।
सामत्थाभावाओ सकम्मयाओ सहावाओ ॥ ३१६४ ॥
सिद्धो वि देहरहिओ सपयत्ताभावओ न संहरइ ।
अपयत्तस्स किह गई, ननु भणियाऽसंगयाईहिं ॥ ३१६५ ॥
जेट्ठा य पंचसयधणुतणुस्स मज्झा य सत्तहत्थस्स ।
देहत्तिभागहीणा जहन्निया जा पिहत्थस्स ॥ ३१६६ ॥
किह मरुदेवीमाणं नाभीओ जेण किंचिदूणा सा ।
तो किर पंच सय च्चिय अहवा संकोयओ सिद्धा ॥ ३१६७ ॥
सत्तूसियस्स सिद्धी जहन्नओ कहमिहं पिहत्थे ? ।

सो किर तित्थयरेसुं सेसाणं सिज्झमाणाणं ॥ ३१६८ ॥
ते पुण होज्ज विहत्था कुम्मापुत्तादओ जहन्नेणं ।
अन्ने संवट्टियसत्तहत्थसिद्धस्स होण त्ति ॥ ३१६९ ॥
बाहुल्लओय सुत्तम्मि सत्त पंच य जहन्नमुक्कोसं ।
इहरा हीणब्भइयं होज्जंगुल–धणुपुहुत्तेहिं ॥ ३१७० ॥
अच्छेरयाइ किंचि व सामन्नसुए न देसिअं सव्वं ।
होज्ज व अणिबद्धं चिय पंचसयाएसवयणं व ॥ ३१७१ ॥

ગાથાર્થઃ-શરીરનો ત્રીજો ભાગ પોલાણવાળો છે, તેને જીવ પ્રદેશોવડે પૂર્ણ કરવાથી ત્રીજે ભાગે હીન અવગાહના થાય છે. તે પ્રથમ યોગનિરોધકાળેજ થાય છે, તેથી સિદ્ધ પણ તેટલીજ અવગાહનાવાળા હોય છે. એ પ્રમાણે સ્વપ્રદેશો સંકોચીને જીવ એક આકાશ પ્રદેશમાંજ કેમ નથી રહેતો? ( એમ પૂછવામાં આવે, તો ) તથાવિધ સામર્થ્યના અભાવે ( યોગનિરોધ કાળે ) સકર્મક હોવાથી અને જીવના એવાજ સ્વભાવને લીધે ( તે કરતાં અધિક સંકોચ નથી થતો ) દેહરહિત સિદ્ધ પણ સ્વપ્રયત્નના અભાવે (તે પ્રમાણે સ્વપ્રદેશોનો) સંકોચ નથી કરતા પ્રયત્ન રહિત હોય, તેને ( સિદ્ધ ક્ષેત્રમાં ) ગતિ કેવી થાય? ( એમ પૂછવામાં આવે તો ) પૂર્વે કહેલુંજ છે કે અસંગત્વાદિ કારણોથી ગતિ થાય છે. ત્રીજે ભાગે હીન પાંચસે ધનુષ પ્રમાણ શરીરવાળાની ઉત્કૃષ્ટ અવગાહના સાત હાથ પ્રમાણ વાળાની મધ્યમ અવગાહના અને બે હાથવાળાની જઘન્ય અવગાહના થાય છે. મરૂદેવી-માતાની એ પ્રમાણે અવગાહના કેવી રીતે ઘટે? ( કેમકે નાભિકુલકર અને તેમના શરીરની ઉંચાઇ પરંપ ધનુષ છે એમ પૂછવામાં આવે, તો ) તે નાભિકુલકરથી કંઇક ન્યુન અવગાહનાવાળા છે, તેથી પાંચસો ધનુષનીજ અવગાહના કહેવાય અથવા ( હાથી ઉપર ચડેલા હોવાથી ) સંકુચીત અંગે મોક્ષ પામેલા છે. ( તેથી તે અવગાહનામાં કંઇ વિરોધ નથી ) સિદ્ધાન્તમાં જઘન્યથી સાત હાથ પ્રમાણ ઉંચાઇવાળાને મોક્ષ કહેલ છે, અને અહીં બે હાથ પ્રમાણવાળો શાથી કહો છો ( એમ પુછવામાં આવે તો ) તે સાત હાથ પ્રમાણ તીર્થંકરોને વિષે જાણવું, અને શેષ સામાન્ય કેવળીઓ મોક્ષ પામતા હોય, તેને બે હાથ પ્રમાણ જાણવું. તે બે હાથ પ્રમાણવાળા કુર્માપુત્ર વિગેરે જઘન્યથી હોય છે, અને બીજાઓ કહે છે કે-યંત્ર પીલનાદિ વડે સંવર્તિત સાત હાથ પ્રમાણવાળા સિદ્ધની જઘન્ય અવગાહના છે. અથવા સૂત્રની અંદર-જઘન્યથી સાત હાથ પ્રમાણ અને ઉત્કૃષ્ટથી પાંચસો ધનુષ પ્રમાણ મોક્ષે જનારાની અવગાહના કહી છે, તે બહુલતા છે. અન્યથા ( કોઇ વખત જઘન્યપદે ) અંગુલ પૃથકત્વ અને ( ઉત્કૃષ્ટપદે ) ધનુષ પૃથકત્વ પણ ન્યૂનાધિક હોય છે. સામાન્ય શ્રુતમાં આશ્ચર્યાદિ કંઇ બહુએ નથી કહેલું, જેમ સિદ્ધમાં જનારા બે હાથવાલા અને સવા પાંચશે ધનુષ્યના માનવલા હોય છે આદેશ વચનની પેઠે શ્રુતમાં નહિ કહેલું પણ તે હોય છે. ( માટે તે માનવું જોઇએ. ) ૩૧૬૮-થી-૩૧૭૧

सुसिरपरिपूरणाओ पुव्वागारन्नहावत्थाओ ।
संठाणमणित्थंथं जं भणियं अणिययागारं ॥ ३१७२ ॥
एत्तो चिय पडिसेहो सिद्धाइगुणेसु दीहयाईणं ।
जमणित्थंथं पुव्वागारावेक्खाए नाभावो ॥ ३१७३ ॥

नामुत्तस्सागारो विन्नाणस्सव, न कुंभनभसो व्व ।
दिट्ठो परिणामवओ नेयागारं च विन्नाणं ॥ ३१७४ ॥
जीवाणन्नं च जओ देहागारो य सो तहा तं पि ।
परिमियवत्थुत्तणओ जुत्तं कुंभोव्व सागारं ॥ ३१७५ ॥

ગાથાર્થ:-પોલાણવાળો ભાગ પૂરાઇ જવાથી, અને પૂર્વ આકારની અન્યથા પ્રકારે વ્યવસ્થા થવાથી જે અનિત્થસ્થ સંસ્થાન કહ્યું છે, તે અનિયતાકારવાળું છે. અને તેજ કારણથી સિદ્ધાદિ ગુણોમાં દીર્ઘતા વિગેરેનો પ્રતિષેધ કર્યો છે. જે અનિત્થસ્થ કહ્યું છે, તે પૂર્વ આકારની અપેક્ષાએ કહ્યું છે. સર્વથા આકારનો અભાવ નથી કહ્યો. અમૂર્ત વિજ્ઞાનની પેઠે અમૂર્ત્ત સિદ્ધાત્માનો આકાર સંભવે નહિ. ( એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે ) પરિણામવાળા અમૂર્ત પદાર્થનો આકાર પણ ઘટાકાશની પેઠે જણાય છે. કારણ કે વિજ્ઞાન-પણ જ્ઞેયાકારવાળું છે. ( અન્યથા નીલજ્ઞાનથી પીતાદિ જ્ઞાન થાય, અથવા નીલજ્ઞાનનો પણ અભાવ થાય. ) વિજ્ઞાન જીવથી અભિન્ન છે, અને જીવ શરીરાકારવાળો છે, તેથી તે વિજ્ઞાન પણ દેહપરિચ્છિન્ન વસ્તુરૂપ હોવાથી ઘટની પેઠે સાકાર માનવું યોગ્ય છે. ૩૧૭૨-થી-૩૧૭૫.

હવે સિદ્ધિક્ષેત્રમાં સિદ્ધો કેવી રીતે રહેછે તે તથા સ્પર્શના કહે છે.

जत्थ य एगो सिद्धो तत्थ अणंता भवक्खयविमुक्का ।
अन्नोन्नसमोगाढा पुट्ठा सव्वे य लोगंते ॥ ३१७६ ॥ १७५-३२८ ॥
फुसइ अणंते सिद्धे सव्वपएसेहिं नियमसा सिद्धो ।
ते वि असंखेज्जगुणा देसपएसेहिं जे पुट्ठा ॥ ३१७७ ॥१७६-३२९॥

न जरा-मरणविमुक्का जोवत्तणओ मई मणुस्स व्व ।
नहि जीवणविरहाओ न जोवणं कम्मविरहाओ ॥ ३१७८ ॥
वयसो हाणीह जरा पाणच्चाओ य मरणमाइट्ठं ।
सइ देहम्मि तदुभयं तदभावे तं न खस्सेव ॥ ३१७९ ॥
एगक्खेत्तेऽणंता पएसपरिवुड्ढि-हाणिओ तत्तो ।
होंति असंखेज्जगुणासंखपएसो जमवगाहो ॥ ३१८० ॥
एगक्खेत्तेऽणंता किह माया, मुत्तिविरहियत्ताओ ।
नेयम्मि व नाणाइं दिट्ठीओ वेगरूवम्मि ॥ ३१८१ ॥
मुत्तिमयामवि य समाणदेसया दीसए पईवाणं ।
गम्मइ परमाणूण य मुत्तिविमुक्केसु का संका ? ॥ ३१८२ ॥ [ ३४३ ]

ગાથાર્થ:-જ્યાં એક સિદ્ધ છે, ત્યાં ભવ ક્ષય થવાથી મુક્ત થએલા અનન્તા સિદ્ધો છે. તે સર્વે લોકના અંતે પરસ્પર અવગાહીને સ્પર્શિ રહેલા છે. નિયમથી એક સિદ્ધ સર્વપ્રદેશોવડે અનન્તા સિદ્ધોને સ્પર્શે છે, અને જે એ પ્રમાણે દેશ-પ્રદેશોથી સ્પર્શાએલા છે, તે પણ તેનાથી અસંખ્યાત ગુણા છે, (કેમકે સર્વ પ્રદેશોવડે અનન્તા સિદ્ધો સ્પર્શાએલા છે, એ પ્રમાણે જીવના એકેક દેશપ્રદેશવડે અનન્તાસ્પર્શાએલા છે, એક જીવ અસંખ્યેય પ્રદેશાત્મક હોવાથી

મૂળ અનન્તાને સર્વ જીવના અસંખ્યેય દેશ-પ્રદેશની સાથે ગુણતા યથોક્ત પ્રમાણ થાય છે.) સિદ્ધાત્મા જીવ હોવાથી મનુષ્યની પેઠે જરા અને મરણથી રહિત નથી. ( એવી બુદ્ધિ થાય, તો તે અયોગ્ય છે. કેમકે ) પ્રાણ ધારણરૂપ જીવનનો તેમાં અભાવ છે, જીવનનો અભાવ કર્મના વિરહથી છે. વયની હાનિ તે જરા અને પ્રાણનો ત્યાગ તે મરણ કહ્યું છે. શરીર હોય, તો એ બંને હોય; શરીરના અભાવે એ બન્નેનો અભાવ હોય છે, તેથી આકાશની પેઠે ( સિદ્ધોને તેનો અભાવ છે. ) એક ક્ષેત્રમાં અનન્તા સિદ્ધો અવગાહી રહેલા છે, તેના કરતાં પ્રદેશની વૃદ્ધિ-હાનિથી જે અવગાહી રહ્યા છે, તે અસંખ્યેય ગુણા છે, કેમકે અસંખ્યેય પ્રદેશાત્મક એક સિદ્ધ અવગાહ છે. એક ક્ષેત્રમાં અનન્તા સિદ્ધો કેવી રીતે સમાય? ( એમ પૂછવામાં આવે તો ) જેમ એક જ્ઞેયમાં અનેક જ્ઞાનો છે, અથવા એક રૂપમાં અનેક દ્રષ્ટિઓ છે, તેમ મૂર્તના અભાવે ( એક ક્ષેત્રમાં અનન્તા સિદ્ધો સમાય છે. ) અથવા મૂર્તિમાન પ્રદીપાદિના પરમાણુઓની પણ સમાન દેશતા દેખાય છે અને જણાય છે, તો પછી મૂર્તિ રહિત સિદ્ધોમાં એ પ્રમાણે હોય, એમા શંકા શી? ૩૧૭૬-થી-૩૧૮૨.

આ સ્થળે असरीर ઇત્યાદિ ત્રણ ગાથાઓ નિર્યુક્તિની છે, તે સુગમ છે તે પછી मुत्तोकरणाभावे ઈત્યાદિથી આરંભીને सुबहुयतरं ઈત્યાદિ ગાથા પર્યન્ત નવ ગાથાઓ છે, તે પુર્વે અગીઆરમા ગણધરવાદમાં સવિસ્તર કહી છે, તેથી ફરી અહીં નથી કહેતા. તે પછી नविअत्थि ઇત્યાદિથી આરંભીને रुपसव्वकाल ઇત્યાદિ ગાથા પર્યન્ત સાત ગાથાઓ સુગમ છે, તે આવશ્યકની અંદર સવિસ્તર કહી છે, ત્યાંથી જોઇ લેવી.

तेसिं सिद्धत्तं पिव सोक्खमसाहारणं तओऽणुवमं ।
देसोवणयाओ पुण पुरिसोदाहरणमक्खायं ॥ ३१८३ ॥
जइवा संसारे च्चिय होज्ज तयं कित्थ मोक्खचिंताए ।
तव्विहमच्चंतसुहं जत्थ व सोकेण संसारो ? ॥ ३१८४ ॥
अतुलमणन्नसरिसयं निव्वाणं नेव्वुई परं सोक्खं ।
अन्नेसिं निव्वाणं दीवस्स व सव्वहा नासो ॥ ३१८५ ॥
जं च तणु-कम्मसंतइनासो बीयंकुराण वा मोक्खो ।
अन्नो न य संताणी संताणाओ तओ नासो ॥ ३१८६ ॥
जं नारगाइभावो भवो व न य नारगाइओ भिन्नो ।
कोई जीवो तो नारगाइनासम्मि तन्नासो ॥ ३१८७ ॥
जह तंतुमओ त्तिपडो तंतुविणासम्मि सव्वहा नत्थि ।
तह नारगाइमइओ जीवो तदभावओ नत्थि ॥ ३१८८ ॥

ગાથાર્થ:-તેઓને સિદ્ધત્વની પેઠે અસાધારણ સુખ છે, તેથી તે અનુપમ છે. એ સંબંધમાં દેશોપનયથી પુરૂષનું ઉદાહરણ કહેલું છે. જો સંસારમાંજ મોક્ષ જેવું સુખ હોય, તો મોક્ષની ચિંતા અહીં શામાટે કરવી? અથવા તેવા પ્રકારનું આત્યન્તિક સુખ જ્યાં હોય, તેને સંસાર શાથી કહેવાય? ( મોક્ષજ કહેવાય. ) અતુલ એટલે અનન્ય સદ્રશ, નિર્વાણ એટલે નિર્વૃતિ, તેનું સુખ અત્યંત છે. બીજા મતવાળાઓ દીપની પેઠે જીવનો સર્વથા નાશ, તેને નિર્વાણ કહે છે. કારણ કે બીજ અને અંકુરની પેઠે શરીર અને કર્મ સંતાનનો નાશ,

તે મોક્ષ છે. સંતાનથી સંતાની ( જીવ ) ભિન્ન નથી, તેથી સંતાનનો નાશ થએ જીવનો પણ નાશ ઘટે છે. વળી નારકાદિ ભાવ તેજ સંસાર છે, અને તે નારકાદિ ભાવથી કોઇ પણ જીવ જુદો નથી, તેથી નારકાદિ ભાવનો નાશ થએ, તેનો પણ નાશ થાય છે. જેમ તન્તુમય પટ છે, તે પટ તન્તુનો વિનાશ થએ સર્વથા નથી હોતો, તેવી રીતે નારકાદિ ભાવમય જીવ છે, તે જીવ પણ નારકાદિભાવનો અભાવ થએ સર્વથા નથી. ૩૧૮૩-થી-૩૧૮૮.

આ સ્થળે नहि नारगाइ ઇત્યાદિથી कयगाइ भावओ ઇત્યાદિ ગાથા પર્યન્ત ઓગણત્રીસ ગાથાઓ છે, તે પૂર્વે અગીઆરમા ગણધરવાદમાં કહી ગયા છીએ. તે પછી सिद्धत्तिय ઇત્યાદિ છ ગાથાઓ સુગમ છે, તેથી તેની વ્યાખ્યા નથી કરી.

હવે આચાર્ય ભગવાનનું સ્વરૂપ કહે છે.

नामं ठवणा दविए भावंमि चउव्विहो उ आयरिओ ।
दव्वम्मि एगभवियाइ लोईए सिप्पसत्थाई ।३१८९।९९३-३३०-[३९०४]
पंचविहं आयारं आयरमाणा तहा पयासंता ।
आयारं दंसेता आयरिया तेग वुच्चंति ॥ ३१९० ॥ ९९४-३३१ ॥

आगमदव्वायरिओ आयरियवियाणओ अणाउत्तो ।
नोआगमओ जाणय-भव्वसरीराइरित्तोऽयं ॥ ३१९१ ॥
भविओ बद्धाऊ अभिमुहो य मूलाईनिम्मिओ वावि ।
अहवा दव्वब्भूओ दव्वनिमित्तायरणओ वा ॥ ३१९२ ॥
आ मज्जायावयणो चरणं चारो त्ति तीए आयारो ।
सो होइ नाण-दंसण चरित्त तव-वीरीयवियप्पो ॥ ३१९३ ॥
तस्सायरण-पभासण देसणओ देसिआ विमोक्खत्थं ।
जे ते भावायरिया भावायारोवउत्ता य ॥ ३१९४ ॥
अहवायरंति जं सयमायारेंति व जमायरिज्जंति ।
मज्जादयाभिगम्मंति जमुत्तं तेणवायरिआ ॥ ३१९५ ॥

ગાથાર્થ:-નામ આચાર્ય-સ્થાપના આચાર્ય-દ્રવ્ય આચાર્ય-અને ભાવ આચાર્ય એમ ચાર પ્રકારના આચાર્ય છે. એક ભવિકાદિ અથવા લૌકિકમાં શિલ્પ શાસ્ત્રાદિ જાણનાર દ્રવ્ય આચાર્ય છે, પાંચ પ્રકારના આચારને આચરનાર તથા ઉપદેશ આપનાર અને આચારને બતાવતાર હોવાથી તે આચાર્ય કહેવાય છે. પંચવિધ આચારના વિજ્ઞાનથી અનુપયુક્ત તે આગમથી દ્રવ્યાચાર્ય છે, અને જ્ઞાયક-ભવ્ય શરીરથી વ્યતિરિક્ત તે એક ભવિક, આચાર્ય થવાનું બાંધેલું આયુષ્ય, હોય તે અથવા અપ્રધાન તે નોઆગમથી દ્રવ્યાચાર્ય છે. आ શબ્દ મર્યાદાવાચી છે, चार એટલે આચરણ તે મર્યાદાવડે આચરણ તે આચાર કહેવાય. એ આચારજ્ઞાન દર્શન-ચારિત્ર-તપ-અને વીર્ય એમ પાંચ પ્રકારે છે. તે પાંચ પ્રકારના આચારને આચરનારને મોક્ષ માટે જે આચરનાર,કથન કરનાર, ક્રિયા વિધિના દર્શનથી પરઆત્માનો ઉપદેશ કરનાર તે ભાવાચાર ઉપયુક્ત હોવાથી ભાવાચાર્ય કહેવાય છે. અથવા

જે સ્વયં સદનુષ્ઠાન આચરે છે, અને આચરણ કરાવે છે; અથવા જે મુમુક્ષુવડે આચરાય છે, અને મર્યાદાવડે પમાય છે, તે કારણથી તે આચાર્ય કહેવાય છે. ૩૧૮૯-થી-૩૧૯૫.

હવે ઉપાધ્યાય ભગવાનનું સ્વરૂપ કહે છે.

**नामं ठवणा दविए भावंमि चउव्विहो उवज्झाओ**
**दव्वे लोइयसिप्पा धम्मे तह अन्नतित्थीया ॥ ३१९६ ॥१०००-३३२॥**
**बारसंगो जिणक्खाओ सज्झाओ कहिओ बुहे ।**
**जम्हा तं उवइसंती उवज्झाया तेण वुच्चंति ॥३१९७॥१००१-३३३॥**
**उत्ति उवओगकरणे झत्ति य ज्झाणस्स होइ निद्देसो ।**
**एएण उवज्झाओ एसो अण्णो वि पज्जाओ ॥३१९८॥१००२-३३४॥**

उवगम्म जओऽधीते तेजं चोवगयमज्झयाविंति ।
जं चोवायज्झाया हियस्स तो ते ऽवज्झाया ॥ ३१९९ ॥
आयारदेसणाओ आयरिया विणयणादुवज्झाया ।
अत्थपदायगा वा गुरवो सुत्तस्सुवज्झाया ॥ ३२०० ॥

ગાથાર્થ:-નામ ઉપાધ્યાય-સ્થાપના ઉપાધ્યાય-દ્રવ્યઉપાધ્યાય-અને ભાવ ઉપાધ્યાય. એમ ચાર પ્રકારે ઉપાધ્યાય છે. (નામ-સ્થાપના ઉપાધ્યાય સુગમ છે.) લૌકિક શિલ્પાદિનો ઉપદેશ કરનાર તથા સ્વધર્મનો ઉપદેશ કરનાર અન્યદર્શનીઓ, તે તદ્વ્યતિરિક્ત દ્રવ્ય ઉપાધ્યાય છે. દ્વાદશાંગરૂપ સ્વાધ્યાય જિનેશ્વરે કહેલ છે, તે ગણધરોએ પરંપરાએ ઉપદેશેલો છે. એ સ્વાધ્યાય શિષ્યોને (સૂત્રથી) ઉપદેશે છે, તેથી તે (ભાવ) ઉપાધ્યાય કહેવાય છે. અથવા उ શબ્દ ઉપયોગ કરવાના અર્થમાં છે, અને झा શબ્દ ધ્યાનના નિર્દેશમાં છે. એથી કરીને उज्झा (ઉપયોગપૂર્વક ધ્યાન કરનાર, એવો અર્થ) થાય છે. આ અને બીજા પણ ઉપાધ્યાય શબ્દના પર્યાય છે. જેને પામીને જેના પાસેથી ભણાય, અથવા જે પાસે આવેલા શિષ્યોને ભણાવે, તેમજ જે હિતનો ઉપાય ચિન્તવનાર હોય, તે ઉપાધ્યાય છે. આચારનો ઉપદેશ કરવાથી આચાર્ય કહેવાય, અને ભણાવવાથી ઉપાધ્યાય કહેવાય. અથવા અર્થ પ્રદાયક આચાર્ય અને સૂત્ર પ્રદાયક ઉપાધ્યાય કહેવાય. ૩૧૯૬-થી ૩૨૦૦.

સાધુના નમસ્કારના અધિકારમાં નિર્યુક્તિની દશ ગાથાઓ છે, તે સુગમ હોવાથી અહીં નથી કહી.

અહીં વસ્તુદ્વાર સમાપ્ત થયું.

હવે આક્ષેપદ્વાર અને પ્રસિદ્ધિદ્વાર કહે છે.

**नवि संखेवो न वित्थारो संखेवो दुविह सिद्ध-साहूणं ।**
**वित्थरओऽणेगविहो पंचविहो न जुज्जए तम्हा ॥३२०१॥१०१८-३३५॥**
**अरहंताई नियमा साहू तें(य) तेसु भइयव्वा ।**
**तम्हा पंचविहो खलु हेउनिमित्त हवइ सिद्धो ॥३२०२॥१०१९-३३६॥**

નમસ્કાર સંક્ષિપ્ત નથી તેમ વિસ્તૃત પણ નથી; જો સંક્ષિપ્ત હોય, તો સિદ્ધ અને સાધુનો એમ બે પ્રકારે છે, તથા વિસ્તારથી અનેક પ્રકારે છે માટે પંચવિધ નમસ્કાર યોગ્ય નથી. (એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે.) અરિહંતાદિક નિયમા સાધુ છે, પણ સાધુઓ તેમાં ભજનાએ છે માટે પંચવિધ હેતુ નિમિત્તથી નમસ્કાર પાંચ પ્રકારનો છે.

જે કોઇ સૂત્ર હોય, તે સંક્ષેપરૂપ હોય અથવા વિસ્તૃત હોય. જો સંક્ષિપ્ત હોય, તો સામાયિક સૂત્રની પેઠે હોય, અને વિસ્તૃત હોય, તો ચૌદ પૂર્વની પેઠે હોય. આ નમસ્કારરૂપ સૂત્ર સંક્ષિપ્ત નથી, તેમ વિસ્તૃત પણ નથી; જો સંક્ષિપ્ત હોય, તો નમસ્કાર પંચવિધ ન થાય, પણ દ્વિવિધજ થાય. સિદ્ધ-શબ્દવડે મોક્ષ પામેલા અર્હદાદિનો નમસ્કાર ગ્રહણ થાય, અને સાધુ શબ્દવડે સંસારીનું ગ્રહણ થાય; કેમકે સંસારી અર્હદ્-આચાર્ય વિગેરે સાધુત્વરહિત નથી. તેથી કરીને સંક્ષિપ્તથી સિદ્ધનો અને સાધુનો એમ બે પ્રકારનોજ નમસ્કાર થાય. વિસ્તારથી આ નમસ્કાર છે, એમ કહેવામાં આવે, તો તે અનેક પ્રકારનો થાય. રૂષભદેવ-અજીતનાથ-સંભવનાથ વિગેરે સર્વ તીર્થંકરોના નામ ગ્રહણ પૂર્વક સર્વ અરિહંતોના નમસ્કાર થાય, એક સમયે સિદ્ધ થએલા-બે સમયે સિદ્ધ થએલા-ત્રણ સમયે સિદ્ધ થએલા ઇત્યાદિથી આરંભીને યાવત્ અનંત સમયે સિદ્ધ થએલા સિદ્ધોના અનન્ત નમસ્કાર થાય, તથા તીર્થલિંગ, પ્રત્યેકબુદ્ધ વિગેરે વિશેષણયુક્ત ભેદોવડે પણ વિસ્તારથી અનન્ત ભેદે નમસ્કાર થાય. આ પ્રમાણે બન્ને પક્ષની અપેક્ષાએ વિચાર કરતાં પાંચ પ્રકારનો નમસ્કાર યોગ્ય નથી, પણ બે પ્રકારનોજ યોગ્ય છે.

એ પ્રમાણે કોઇ કહેવા માગે, તો તે અયોગ્ય છે. કેમકે નમસ્કાર સંક્ષેપરૂપ છે. કૃતાર્થ-અકૃતાર્થપણાથી સિદ્ધ અને સાધુનો એમ બે પ્રકારનોજ સંક્ષેપથી નમસ્કાર છે, એમ તો અમે કહીએ છીએ. એમ જો કહેવામાં આવે, તો તે પણ અયોગ્ય છે, કેમકે કૃતાર્થ-અકૃતાર્થપણા સિવાય બીજું પણ કારણ છે. અરિહંતાદિક અવશ્ય સાધુઓ છે, કેમકે સાધુના ગુણોનો તેઓમાં સદ્ભાવ છે, પરન્તુ સાધુઓ અર્હદાદિકમાં ભજનાએ હોય છે. કેમકે બધાએ સાધુઓ અર્હદાદિ નથી હોતા. જેઓને તીર્થંકર નામકર્મનો ઉદય હોય, તે અરિહંતો હોય, કેટલાક સામાન્ય કેવળી હોય, કેટલાક વિશિષ્ટ સૂત્રાદિદાયક આચાર્ય હોય, કેટલાક સૂત્રપાઠક ઉપાધ્યાય હોય, અને કેટલાક અવિશિષ્ટ-સામાન્ય સાધુઓજ હોય. એ પ્રમાણે સાધુઓનો અર્હદાદિમાં વ્યભિચાર હોવાથી તેમને નમસ્કાર કર્યા છતાં પણ અર્હદાદિના નમસ્કારથી સાધ્ય વિશિષ્ટ ફળની સિદ્ધિ નથી, અને તેથી કરીને સંક્ષેપથી દ્વિવિધ-નમસ્કાર અવ્યાપક હોવાથી અયુક્ત છે. "સાધુમાત્રનો નમસ્કાર મનુષ્યમાત્રના નમસ્કારની પેઠે અથવા જીવમાત્રના નમસ્કારની પેઠે તત્સામાન્ય અભિધાન નમસ્કારરૂપ હોવાથી વિશિષ્ટ અર્હદાદિના ગુણના નમસ્કારનું ફળ પ્રાપ્ત કરાવવાને સમર્થ નથી." તેથી કરીને સંક્ષેપથી પણ પંચવિધજ નમસ્કાર છે, દ્વિવિધ નથી. તથા વિસ્તારથી તો નમસ્કાર કરાતોજ નથી, કેમકે તેમ થવું અશક્ય છે. અથવા 'मग्गे अविप्पणासो' ઇત્યાદિ પંચવિધ હેતુ જે પૂર્વે કહેલ છે, તે નિમિત્તથી પણ આ પંચવિધ નમસ્કાર સિદ્ધ થાય છે. ૩૨૦૧-૩૨૦૨

ઉપરોક્ત અર્થ હવે ભાષ્યકાર કહે છે.

निव्वुअ-संसा[illegible] कयाकयत्थलक्खणवि[illegible]णओ जुत्तो ।
संखेवनमोक्कारो दुविहोव्व सिद्ध-साहूणं ॥ ३२०३ ॥
उसमाईणमणंत [illegible]सिद्धाईणं जिणाइयाणं च ।
वित्थरओ पंचविहो नवि संखेवो न वित्था[illegible] ॥ ३२०४ ॥

जइवि जइग्गहणाओ होइ कयं गहणमरूहयाईणं ।
तह वि न तग्गुणपूया जइगुणसामण्णपूयाओ ॥ ३२०५ ॥
परिणामसुद्धिहेउ व पयत्तो सा य बज्झवत्थूओ ।
पायं गुणाहिआओ जा सा न तऊणगुणलंभा ॥ ३२०६ ॥
जह मणुआइग्गहणे होइ कयं गहणमरूहयाईणं ।
न य तव्विसेसबुद्धी तह जइसामण्णगहणम्मि ॥ ३२०७ ॥
जइ एवं वित्थरओ जुत्तो तदणंतगुणविहाणाओ ।
भण्णइ तदसज्झमओ पंचविहो हेउभेयाओ ॥ ३२०८ ॥
मग्गोवएसणाई सोऽभिहिओ तप्पभेअओ भेओ ।
जह लावगाइभेओ दिट्ठो लवणाइकिरिआओ ॥ पसिद्धिदारं ॥ ३२०९ ॥

નિર્વૃત અને સંસારી કૃતાકૃતાર્થરૂપ લક્ષણ વિધાનથી સિદ્ધ અને સાધુનો એમ બે પ્રકારે નમસ્કાર સંક્ષેપથી યોગ્ય છે તથા વિસ્તારથી ઋષભાદિનો-અનંતર સિદ્ધોનો અને બીજા જિનોનો નમસ્કાર કહેવાય; તેથી પંચવિધ નમસ્કાર સંક્ષેપથી નથી, તેમ વિસ્તારથી પણ નથી. એ પ્રમાણે કહેવામાં આવે, તો તે અયોગ્ય છે કેમકે ) જો કે યતિને ગ્રહણ કરવાથી અરિહંતાદિનું ગ્રહણ કર્યું ગણાય છે, તો પણ યતિગુણની સામાન્ય પૂજાથી તેમના ગુણની પૂજા નથી થતી. અથવા તે પૂજા પરિણામની વિશુદ્ધિનો હેતુ છે અને તે વિશુદ્ધિ બાહ્ય વસ્તુના પ્રયત્નથી થાય છે. પ્રાયઃ ગુણાધિકયથી જે શુદ્ધિ થાય છે, તે શુદ્ધિ તેનાથી ન્યૂન્ ગુણથી નથી પ્રાપ્ત થતી. જેમ મનુષ્યાદિનું ગ્રહણ કરવાથી અરિહંતાદિકનું ગ્રહણ કર્યું ગણાય છે, પણ તેમાં તદ્વિશેષ બુદ્ધિ નથી થતી, તેવી રીતે યતિ સામાન્ય ગ્રહણમાં પણ સમજવું. જો એમ હોય તો તેમના અનન્ત ગુણ વિધાનથી નમસ્કારને વિસ્તારથી કહેવો યોગ્ય છે. ( એમ કહેવામાં આવે, તો તેનો ઉત્તર ) કહીએ છીએ કે વિસ્તારથી નમસ્કાર કહેવો અસાધ્ય છે, તેથી હેતુના-ભેદથી પંચવિધ નમસ્કાર યોગ્ય છે. જેમ લવનાદિ ક્રિયાવડે લાવકાદિનો ભેદ જણાય છે, તેમ માર્ગોપદેશનાદિ ભેદ કહેલ છે, તેના પ્રભેદથી નમસ્કારનો ભેદ છે. ૩૨૦૩-થી-૩૨૦૯

હવે ક્રમદ્વાર કહે છે.

**पुव्वाणुपुव्वि न कमो नेव य पच्छाणुपुव्विए स भवे ।**
**सिद्धाईआ पढमा बितियाए साहुणो आई ॥ ३२१० ॥१०२०-३३७॥**

जेण कयत्था सिद्धा न जिणा, सिद्धाइओ कमो जुत्तो ।
पच्छक्कमो व जइ संजयाइसिद्धावसाणा तो ॥ ३२११ ॥
जं च जिणाण वि पुज्जा सिद्धा जं तोऽभिऽनिक्कमणकाले ।
कयसिद्धनमोकारा करेंति सामाइयं सव्वे ॥ ३२१२ ॥

**अरहंतुवएसेणं सिद्धा नज्जंति तेण अरहाई ।**
**न वि कोइ परिसाए पणमित्ता पणमइ रन्नो ॥ ३२१३॥१०२१-३३८ ॥**

जइ एवं आयरिओवएसओ जं जिणाइपडिवत्ती ।
तेण[illegible] कमो जुत्तो नो चेदणेगंतो ॥ ३२१४ ॥
जुत्तो व गणहराणं जिणाइओ जं जिणोवएसेणं ।
जाणंति ते वसेसे, सेसा उ गुरूवएसेणं ॥ ३२१५ ॥
अहवायरिउ च्चिय सो तेसिं विजओ तओ पसत्तो भे ।
आयरियाईउ च्चिय एवं सइ स[illegible] साहूणं ॥ ३२१६ ॥
पढमोव[illegible]सगहणं तं चारुहओ न सेसएहिंतो ।
गुरवो वि तदुवइट्ठस्स चेव अणुभासया नवरं ॥ ३२१७ ॥
अरहंत-गुरु-वज्झायभावओ तस्स गणहराणं पि
जुत्तो तयाइउ च्चिय न गुरु त्ति तओ जिणो न भवे ॥ ३२१८ ॥
स जिणो जिणाइसयओ सो चेव गुरू गुरूवएसाओ ।
करणाइविणयणाओ सो चेव मओ उवज्झाओ ॥ ३२१९ ॥
जइ सिद्धनमोक्कारं छउमत्थो कुणइ न य तदाईओ ।
तं पइ तया न दोसो न हि सो तक्कालमरुहंतो ॥ ३२२० ॥
एवमकयत्थकाले सिद्धाई होउ, भण्णइ तयावि ।
अण्णे संतरुहंता तओ तयाई तओ निच्चं ॥ ३२२१ ॥

આ ક્રમ પૂર્વાનુપૂર્વીથી નથી, તેમ પશ્ચાનુપૂર્વીથી પણ નથી; કેમકે પહેલામાં સિદ્ધાદિ આવે અને બીજામાં સાધુ આદિ આવે કારણકે સિદ્ધો કૃતાર્થ છે, જિનેશ્વરો નથી, તેથી સિદ્ધાદિ ક્રમ યોગ્ય છે. અથવા જો પશ્ચાનુપૂર્વીક્રમ હોય, તો સાધુ આદિથી સિદ્ધ પર્યન્ત ( નમસ્કાર કહેવા "યોગ્ય છે ) જિનોને પણ સિદ્ધો પૂજ્ય છે, કેમકે તેઓ સર્વે નિષ્ક્રમણ કાળે સિદ્ધોને નમસ્કાર કરીને સામાયિક કરે છે. ( એમ કહેવામાં આવે, તો ) અરિહંતના ઉપદેશથી સિદ્ધો જણાય છે, તેથી અરિહંત આદિમાં છે. કોઈ પણ પ્રથમ પર્ષદાને નમસ્કાર કરીને પછી રાજાને નમસ્કાર નથી કરતા જો એમ હોય, તો આચાર્યના ઉપદેશથી જિનેશ્વરાદિની પ્રતિપત્તી થાય છે, અને તેથી કરીને આચાર્યાદિથી ક્રમ યુકત છે, અન્યથા ( કહેલો ક્રમ ) અનેકાન્ત થશે અથવા ગણધરાદિનો આ ક્રમ યુકત છે, કેમકે તેઓ જિનેશ્વરના ઉપદેશથી જિનાદિકને જાણે છે, અને બાકીનાઓ સ્વ સ્વ ગુરૂના ઉપદેશથી તેઓને જાણે છે અથવા તે (જિનેશ્વર) તેમના ( ગણધરાદિના ) આચાર્ય છે, તેથી કરીને તમારા અભિપ્રાએ આચાર્યાદિકનોજ ક્રમ થશે, અને એમ થએ છતે સર્વ સાધુઓનો ક્રમ પ્રાપ્ત થશે જે પ્રથમ ઉપદેશનું ગ્રહણ થાય છે, તે અરિહંતથી થાય છે, બીજાઓથી નથી થતું આચાર્યો પણ જે કહે છે, તે તેમનુંજ કહેલું ઉપદેશે છે. ગણધરાદિને પણ અર્હદાદિનો ક્રમયુક્ત છે, કેમકે અરિહંત, અર્હદ્ આચાર્ય ઉપાધ્યાયપણાના ભાવથી, તે જિનેશ્વરજ જિનાતિશય તે જિન છે, ગુરૂના ઉપદેશથી ગુરૂ છે, અને કરણાદિ શીખવવાથી તેજ ઉપાધ્યાય માનેલ છે, તેથી કરીને તે જિનેશ્વર આચાર્ય ન થાય એમ નહિ, થાયજ. જો છદ્મસ્થ જિન પ્રથમ સિદ્ધને નમસ્કાર કરે છે, તો તેમને તે વખતે કંઇ દોષ નથી, કેમકે તે વખતે તે અરિહંત નથી. ( એમ કહેવામાં આવે, તો )

છદ્મસ્થ જિનને પ્રથમ નમસ્કાર અમે નથી માનતા, જો એમ હોય, તો અકૃતાર્થ કાળે ( છદ્મસ્થ તીર્થંકર કાળે ) પ્રથમ સિદ્ધને નમસ્કાર હો, ( એમ કહેવામાં આવે તો ) તે વખતે પણ અન્યત્ર બીજા અરિહંતો હોય છે, તેથી હમ્મેશાં પ્રથમ અરિહંતનેજ નમસ્કાર યોગ્ય છે. ૩૨૧૦-થી-૩૨૨૧

શિષ્ય:—ભગવન્ ! પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી એમ બે પ્રકારનો ક્રમ હોય છે, અનાનુપૂર્વી તો અસમંજસ હોવાથી ક્રમજ નથી. તેમાં અહીં જે અર્હન્નમસ્કારાદિ ક્રમ કહ્યો છે, તે પૂર્વાનુપૂર્વી ક્રમ નથી, કેમકે " सिद्धाणं नमोक्कारं काऊणमभिग्गहं तु सो गिण्हे " સિધ્ધોને નમસ્કાર કરીને તે અભિગ્રહ ગ્રહણ કરે. એવચનાનુસાર એકાન્ત કૃત કૃત્યપણાને લીધે અરિહંતોને પણ નમવાયોગ્ય એવા સિધ્ધોનું પ્રધાનપણું છતાં તેમનો આદિમાં નમસ્કાર નથી કહ્યો. તથા પશ્ચાનુપૂર્વીક્રમ પણ નથી, કેમકે અપ્રધાનપણાને લીધે સાધુઓનો નમસ્કાર પ્રથમ નથી કહ્યો, પણ અન્તેજ કહ્યો છે, જો તેઓનો નમસ્કાર પ્રથમ કહીને છેલ્લે સિધ્ધોનો નમસ્કાર કહ્યો હોત, તો પશ્ચાનુપૂર્વીક્રમ થાય; પરન્તુ તેમ નથી, તેથી કરીને પશ્ચાનુપૂર્વીક્રમ નથી, તેમ પૂર્વાનુપૂર્વીક્રમ પણ નથી. જો પૂર્વાનુપૂર્વીક્રમ-હોય, તો પ્રથમ સિદ્ધાદિકના નમસ્કારનો ક્રમ યોગ્ય છે, કેમકે સિધ્ધો કૃતાર્થ છે, જિનો નથી. વળી જિનેશ્વરોને પણ સિદ્ધો પૂજ્ય છે, કેમકે નિષ્ક્રમણ કાળે તેઓ તેમને નમસ્કાર કરીને સર્વ વિરતિ સામાયિક અંગીકાર કરે છે, અને જો પશ્ચાનુપૂર્વીક્રમ હોય, તો પ્રથમ સાધુથી સિદ્ધ પર્યન્ત નમસ્કારનો ક્રમ કહેવો જોઇએ. આ બેમાંથી એકે પ્રકાર નથી, તેથી પશ્ચાનુપૂર્વી કે પૂર્વાનુપૂર્વીક્રમ નથી.

આચાર્ય:—તારી માન્યતા અયોગ્ય છે, કેમકે પ્રત્યક્ષાદિ પ્રમાણથી અગોચર સિદ્ધ ભગવન્તો કેવળ આગમગમ્ય હોવાથી અરિહંતના ઉપદેશથીજ જણાય છે, તેથી અર્હદાદિ નમસ્કારનો પૂર્વાનુપૂર્વીક્રમજ યોગ્ય છે. કૃતકૃત્યપણું પણ અરિહંતેને પ્રાય: સમાનજ છે, કેમકે સિદ્ધ થવામાં તેમને બહુ કાળનું વ્યવધાન નથી. વળી અર્હન્નમસ્કાર પૂર્વકજ સિદ્ધત્વની પ્રાપ્તિ થાય છે, તેથી વસ્તુત: અર્હન્તો પણ સિદ્ધને નમસ્કાર કરવા યોગ્ય છે.

શિષ્ય:—ભગવન્ ! જો એમ હોય, તો આચાર્યાદિ વડે પૂર્વાનુપૂર્વીક્રમ પ્રાપ્ત થશે, કેમકે અર્હન્તો પણ આચાર્યના ઉપદેશવડેજ જણાય છે. અન્યથા જેના ઉપદેશથી જે જણાય તેનું પ્રાધાન્ય અને ઇતરનો ગૌણભાવ એ કથન અનેકાન્તિક થશે.

આચાર્ય:—અહીં વસ્તુતઃ સમાન બળવાળા અર્હન્ત અને સિદ્ધનો વિચાર કરવો એ વધારે શ્રેય છે, કેમકે તેજ આ સ્થળે મુખ્યપદવર્તી છે. આચાર્યો તો અરિહંતની પર્ષદા સમાન છે, તેથી કરીને કોઇ પ્રથમ પર્ષદાને નમસ્કાર પછી રાજાને નમસ્કાર નથી કરતું, પણ પ્રથમ રાજાનેજ નમસ્કાર કરીને પછી પર્ષદાને નમસ્કાર કરે છે. માટે આચાર્યાદિથી પૂર્વાનુપૂર્વીક્રમ માનવો તે યોગ્ય નથી.

શિષ્ય:-આપનું કથન પણ મને બરાબર નથી સમજાતું, કેમકે ગૌતમાદિ ગણધરો જિનેશ્વરના ઉપદેશથી સિદ્ધ-આચાર્ય વિગેરેને જાણે છે, અને શેષ ગણધર શિષ્ય-પ્રશિષ્યાદિ પોતપોતાના ગુરૂના ઉપદેશથી સિદ્ધાદિકને જાણે છે. તેથી કેટલાકને આપના અભિપ્રાયનુસાર આચાર્યાદિ પૂર્વાનુપૂર્વીક્રમ થશે અને કેટલાકને અર્હદાદિ થશે. અથવા તે ભગવાનજ ગણધરોના આચારને પ્રવર્તાવનાર હોવાથી આચાર્ય છે, તેથી કરીને આપના મતાનુસાર સર્વ સાધુઓને આચાર્યાદિ ક્રમજ પ્રાપ્ત થશે.

આચાર્ય:-આચાર્ય વિગેરે અર્હદાદિનો ઉપદેશ કરે છે, તો પણ જે પ્રથમ ઉપદે-

શાનું ગ્રહણ ગણધરોને થાય છે, તે અરિહંતોથીજ થાય છે, શેષ આચાર્ય, ઉપાધ્યાય આદિથી નથી થતું; વળી આચાર્ય વિગેરે જે કંઇ ઉપદેશે છે, તે સર્વ અરિહંતોએ કહેલુંજ ઉપદેશે છે, કંઇ પણ સ્વતંત્રપણે નથી ઉપદેશતા અથવા આચાર્ય વિગેરેને ઉપદેશથી અરિહંતાદિક જણાય છે, એમ માનીએ, તો પણ તેમાં અર્હદાદિ ક્રમજ યોગ્ય છે, કારણકે જિનેશ્વરજ અરિહંત-આચાર્ય-અને ઉપાધ્યાય રૂપ છે. અષ્ટ મહાપ્રાતિહાર્યાદિ અતિશયના યોગથી અર્હત્ છે, તત્ત્વોપદેશાદિ કરવાથી આચાર્ય છે, અને ઇન્દ્રિય કષાય યોગ વિગેરેને વશ કરવાથી ઉપાધ્યાય છે આ પ્રમાણે હોવાથી આચાર્યાદિના ક્રમમાં પણ અર્હદાદિ ક્રમજ પ્રાપ્ત થાય છે.

વળી છદ્મસ્થ તિર્થંકર દીક્ષા લેતી વખતે ગુણાધિક સિદ્ધોને નમસ્કાર કરે છે, તેથી તે વખતે તેમને કંઇ દોષ નથી, કેમકે તે વખતે તેમને કેવળજ્ઞાનોત્પત્તિ નથી.

શિષ્યઃ-જો એ પ્રમાણે છદ્મસ્થ તીર્થંકરની અપેક્ષાએ સિદ્ધો ગુણાધિક છે, તો પછી તેમનો આદિમાં નમસ્કાર શા માટે કહે છે?

આચાર્યઃ-છદ્મસ્થ તીર્થંકરનો નમસ્કાર આદિમાં નથી કહ્યો, પરન્તુ જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હોય, એવા સર્વજ્ઞ-અર્હન્તનો નમસ્કાર આદિમાં કહ્યો છે, તેવા અરિહંતજ સિદ્ધાદિ વસ્તુ સમૂહના સ્વરૂપનું યથાર્થ કથન કરે છે, તેથી તેઓજ સિદ્ધ કરતાં અધિક ગુણવાન છે.

શિષ્યઃ-ભગવન્! આપનું એ કથન તો યથાર્થ છે, પરન્તુ છદ્મસ્થ જિનની અપેક્ષાએ સિદ્ધો ગુણાધિક છે, તો પછી જ્યાં સુધી છદ્મસ્થ જિનને કેવળજ્ઞાન ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી પ્રથમ સિદ્ધાદિ નમસ્કાર માનવામાં શું હરકત છે?

આચાર્યઃ-જ્યારે અહીં ભરતાદિ ક્ષેત્રમાં છદ્મસ્થ તિર્થંકર હોય છે, ત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં બાજા કેવળી તીર્થંકરો હોય છે, સર્વજ્ઞ તીર્થંકર વિનાનો અવશેષ કાળ નથી તેથી નિત્યકાળ પર્યન્ત અર્હદાદિ નમસ્કારજ માનવો યોગ્ય છે. ૩૨૧૦-થી-૩૨૨૧

હવે પ્રયોજન તથા ફળ બતાવે છે.

एत्थ य पओयणमिणं कम्मक्खय मंगलागमो चेव ॥ दारं ।
इहलोय-पारलोइयदुविहफलं तत्थ दिट्ठंता ॥ ३२२२ ॥१०२२-३३९
इहलोए अत्थ-कामा आरोग्गं अभिरई य निप्फत्ती ।
सिद्धी य सग्ग-सुकुलेपच्चायाई य परलोए ॥ ३२२३ ॥ १०२३-३४०॥
इहलोगम्मि तिदंडी सा देव्वं माउलुंगवणमेव ।
परलोए चंडपिंगल हुंडियजक्खो य दिट्ठंता ॥ ३२२४ ॥१०२४-३४१॥

અહીં નમસ્કાર કરવામાં કર્મનો ક્ષય અને મંગળનું આગમન, એ પ્રયોજન છે. તથા આ લોકસંબંધી અને પરલોક સંબંધી એમ બે પ્રકારનું ફળ છે; તેમાં (આ પ્રમાણે) દૃષ્ટાન્તો છે (નમસ્કાર કરવાથી) આ લોકમાં અર્થ-કામ-આરોગ્ય અને અભિરતિની પ્રાપ્તિ થાય છે, તથા પરલોકમાં સિદ્ધિ-સ્વર્ગ-અને ઉત્તમ કુળની પ્રાપ્તિ વિગેરે પ્રાપ્ત થાય છે. આ લોકમાં તે ત્રિદંડી અને દિવ્ય માતુલુંગવનનાં દૃષ્ટાન્ત છે, પરલોકમાં ચંડપિંગલ અને હુંડિક યક્ષનાં દૃષ્ટાન્ત છે. ૩૨૨૨-થી-૩૨૨૪.

હવે ભાષ્યકાર મહારાજ ઉપરોક્ત અર્થનું વિવરણ કરે છે.

सयओवओगकिरियागुणलाभो तप्पओयणमिहेव ।
कालंतरनिप्फत्ती फलमिह-परलोग मोक्खेसु ॥ ३२२५ ॥
कम्मक्खओऽणुसमयं तल्लाभे चेव तदुवओगाओ ।
सव्वत्थेसु य मंगलमविग्घहेऊ नमोकारो ॥ ३२२६ ॥
सुयमागमो त्ति य तओ सुओवओगप्पओयणो तं च ।
आयहियपरिण्णाभावसंवराई बहुविगप्पं ॥ ३२२७ ॥
पूयाफलप्पया नहि नहं व कोव-प्पसायविरहाओ ।
जिण-सिद्धा दिट्ठंतो वेधम्मेणं निवाईया ॥ ३२२८ ॥
पूयाणुवगाराओऽपरिग्गहाओ विमुत्तिभावाओ ।
दूराइभावओ विय विफला सिद्धाइपूय त्ति ॥ ३२२९ ॥
जिण-सिद्धा देंति फलं पूयाए केण वा पवण्णमिदं ।
धम्मा-ऽधम्मनिमित्तं फलमिह जं सव्वजीवाणं ॥ ३२३० ॥
ते य जओ जीवगुणा तओ न देया न वा समादेया ।
कयनासा-ऽकयसंभोग-संकरेगत्तदोसाओ ॥ ३२३१ ॥
नाणाणाबाहसुहं मोक्खो पूयाफलं जओऽभिमयं ।
तं नायपज्जयाओ देयं जीवाइभावो व्व ॥ ३२३२ ॥
भत्ताइ होज्ज देयं न तदत्थो पूयणप्पयत्तोऽयं ।
तंपि सकओदयं चिय बज्झनिमित्तं परो नवरं ॥ ३२३३ ॥
कम्मं सुहाइहेउं बज्झं पुण कारणं जओ देहो ।
सद्दाइ बज्झतरयं जइ दायारे कहा का णु ? ॥ ३२३४ ॥
तम्हा सकारणं चिय सुहाइ बज्झं निमित्तमेत्तायं ।
को कस्स देइ हरइ व निच्छयओ का कहा सिद्धे ? ॥ ३२३५ ॥

નમસ્કાર સંબંધી સતત ઉપયોગ અને ક્રિયાવડે કર્મક્ષયાદિ ગુણનો લાભ તે અહીં પ્રયોજન છે, કાળાન્તરે અર્થ-કામાદિની પ્રાપ્તિ તે આ લોકમાં ફળ છે, અને પરલોકમાં સ્વર્ગાદિ, તેમજ મોક્ષમાં જરા-મરણાદિના અભાવરૂપ ફળ છે. નમસ્કારનો લાભ થતી વખતેજ તેના ઉપયોગથી દરેક સમયે કર્મનો ક્ષય થાય છે, તથા સર્વ કાર્યોમાં નમસ્કાર મંગળરૂપ અને અવિઘ્નનો હેતુ થાય છે. આ નમસ્કાર શ્રુત અથવા આગમરૂપ છે, તે શ્રુતોપયોગરૂપ પ્રયોજનવાળો છે, અને તે શ્રુતોપયોગરૂપ પ્રયોજન આત્મહિત-પરિજ્ઞા-ભાવસંવરાદિ બહુ પ્રકારનું છે. (તેથી નમસ્કારના ઉપયોગથી કર્મ ક્ષય થાય છે.) આકાશ પેઠે કોપ અને પ્રસાદરહિત જિન અને સિદ્ધાત્મા પૂજાનું ફળ આપનારા નથી. (જેઓ પૂજાનું ફળ આપનારા છે. તેઓ) વૈધર્મ્ય દૃષ્ટાન્તથી રાજા વિગેરેની પેઠે (કોપ અને પ્રસાદરહિત નથી.) વળી આકાશની પેઠે સિદ્ધાદિકની પૂજા નિષ્ફળ છે, પૂજાનો ઉપકાર નથી કરતા,

તેને ગ્રહણ નથી કરતા, અમૂર્ત છે, અને દૂર છે. (એમ કહેવામાં આવે, તો તેના ઉત્તરમાં કહીએ છીએ કે ) જિનેશ્વર અને સિદ્ધો પૂજાનું ફળ આપે છે, એમ કોણ માને છે? ( અમે તો નથી માનતા. ) કારણકે સર્વ જીવોને જે સ્વર્ગ-નરકાદિરૂપ ફળ થાય છે, તે સર્વ ધર્માધર્મ-નિમિત્તથીજ થાય છે. તે ધર્મ અને અધર્મ ( જ્ઞાનાદિ ગુણોની પેઠે ) જીવના ગુણો છે, તેથી તે કોઈને આપી શકાય એવા નથી, તેમ કોઇ પાસેથી લઈ શકાય એમ પણ નથી. અન્યથા કૃતનાશ-અકૃતઆગમ-સાંકર્ય અને એકત્વ આદિ દોષો પ્રાપ્ત થાય. જ્ઞાન થવાથી અવ્યાબાધ સુખરૂપ જે મોક્ષ, તેને નમસ્કારરૂપ પૂજાનું ફળ માનેલ છે. ( સ્વર્ગાદિ ફળ તો આનુષંગિક છે. ) તે ફળ જીવ-ચૈતન્યાદિ ભાવની પેઠે આત્મપર્યાય હોવાથી કોઇને આપી શકાય તેમ નથી. ભક્તાદિ બીજાને આપી શકાય તેમ છે, પણ આ પૂજાનો પ્રયત્ન તે કંઈ ભક્તાદિ માટે નથી. ( મોક્ષ માટે છે. ) વળી તે ભક્તાદિ પણ ( જે પ્રાપ્ત છે તે ) સ્વકર્મના ઉદયથીજ થાય છે, બીજા દાતા તો બાહ્ય નિમિત્ત માત્ર છે. ( નિશ્ચયથી તો કોઇને કોઈ દાતા કે અપહર્તા નથી. ) સુખાદિનો (અંતરંગ) હેતુ કર્મજ છે, અને શરીર જ્યારે બાહ્ય કારણ છે, શબ્દાદિ વિષય તેથી પણ વધારે બાહ્ય કારણ છે, તો પછી તેથી પણ અતિ વધારે બાહ્યતર દાતારની તો વાતજ શી કરવી? ( નિશ્ચયથી કોઇનો દાતાજ નથી. ) એટલે રાગ-દ્વેષરહિત સિદ્ધાત્મા નમસ્કારનું ફળ આપનાર છે, એમ કેમ કહી શકાય? નજ કહી શકાય. ) ૩૨૨૫-થી-૩૨૩૫.

પુનઃ એજ વિષયનું શંકા-સમાધાન કહે છે.

जइ सव्वं सकयं चिय न दाण-हरणाइफलमिहावन्नं ।
नणु जत्तो च्चिय सकयं तत्तो च्चिय तप्फलं जुत्तं ॥ ३२३६ ॥
दाणाइपराणुग्गहपरिणामविसेसओ सओ चेव ।
पुण्णं हरणाइ-परोवघायपरिणामओ पावं ॥ ३२३७ ॥
तं पुण्णं पावं वा ठियमत्तणि बज्झपच्चयाविक्खं ।
कालंतरपागाओ देइ फलं न परओ लब्भं ॥ ३२३८ ॥
जइवा पडिलभियव्वं तत्तो च्चिय जेण तं परिग्गहियं ।
तो तम्मि सिवं पत्ते कुगइगए वा कुओ लब्भं ॥ ३२३९ ॥
लहइ अदेंतो व्व कओ साहू जं देज्ज पुव्वदाइस्स ? ।
कत्तोऽवहारिणो तं जं पडिहीरेज्ज से धणिणो ? ॥ ३२४० ॥
अहव मई जं तेण वि दिण्णं अण्णस्स तं तओ लद्धुं ।
पडिदेइ तहाहारी हारीओ अण्णओ लद्धुं ॥ ३२४१ ॥
एवं होउणवत्था दाण-ग्गहणाणमपरिभोगो य ।
जइ परओ लद्धव्वं देयं वा तस्स तं चेव ॥ ३२४२ ॥
तम्हा स-पराणुग्गहपरिणामाओ उवत्तावणिओगा ।
दाया पुण्णं पावइ जं तत्तो से फलं होइ ॥ ३२४३ ॥
जइ सो पत्ताणुग्गहपरिणामाओ फलं सओ लहइ ।

तह गेण्हंतो वि फलं तदणुग्गहओ सओ लहइ ॥ ३२४४ ॥
हारी वि हरणपरिणामदूसिओ बज्झपच्चयावेक्खं ।
पावो पावं पावइ जं तत्तो से फलं होइ ॥ ३२४५ ॥
जह सायत्तं दाणे परिणामाओ फलं तहेहावि ।
नियपरिणामउ च्चिय सिद्धं जिण-सिद्धपूयाए ॥ ३२४६ ॥
कज्जा जिणाइपूया परिणामविसुद्धिहेउओ निच्चं ।
दाणादउ व्व मग्गप्पभावणाओ य कहणं व ॥ ३२४७ ॥

જો સર્વ (શુભાશુભ) ફળ સ્વકૃતજ છે, તો દાન-અને અપહરણાદિનું ફળ (દાતા-હર્તાને) અહીં પ્રાપ્ત ન થયું. (એમ કહેવામાં આવે તો) તે સ્વકૃત છે, તેથીજ તેનું ફળ દાતા અને અપહર્તાને ઘટે છે, કેમકે દાનાદિ સમયે પરાનુગ્રહ પરિણામ વિશેષથી દાતા સ્વયં પુન્ય બાંધે છે, અને હરણાદિ કરતી વખતે પરોપઘાતના પરિણામથી અપહર્તા સ્વયં પાપ બાંધે છે. તે પુન્ય-પાપ માત્ર બાહ્ય નિમિત્તની અપેક્ષા રાખીને આત્મામાં રહેલું છે, તે કાળાન્તરે વિપાકથી (શુભાશુભ) ફળ આપે છે (તેથી તે ફળ પરકૃત કહેવાય છે. વસ્તુતા તે ફળ) બીજાથી પ્રાપ્ત થતું નથી. અથવા જો તે ફળ બીજાથી પ્રાપ્ત થવા યોગ્ય છે, એમ માનીએ, તો જેણે તે ગ્રહણ કર્યું, તે મોક્ષ પામે અથવા કુગતિ પામે, તે ફળ કોનાથી પ્રાપ્ત થયું? વળી (જેણે જે આપ્યું હોય, તેને આપવું જોઈએ; અને જેનું હરણ કરાયું હોય, તે તેનું પણ હરણ કરે છે, એમ કહેવામાં આવે, તો આ દોષ આવે છે) દાનાદિ નહિ આપનાર સાધુ (ભવાન્તરમાં આહારાદિ) કયાંથી પામે? અને પૂર્વે આપનારને કયાંથી આપે? (તેમજ પૂર્વ ભવમાં કોઈનું ધનાદિ હરણ કરીને જન્માન્તરમાં નિર્ધન થએલા) તે અપહરણ કરનારનું ધન, પૂર્વભવના ધનવાનવડે કયાંથી અપહરણ કરી શકાય? અથવા (અહીં એમ કહેવામાં આવે કે) જે તેણે પૂર્વભવોમાં બીજાને આપ્યું હોય, તે તેઓ પાસેથી લઇને પૂર્વભવના દાતાને પાછું આપે છે, અને (પૂર્વ-ભવમાં પરધન હરણ કરીને આ ભવમાં નિર્ધન થયો હોય, તેનું ધન જુદા જુદા ભવમાં બીજાઓ વડે હરણ કરાએલું છે, તેથી તે) પોતાનું ધન હરણ કરનારાઓ પાસેથી તે મેળવીને જેનું તેણે પૂર્વે હરણ કર્યું હોય, તેને પાછું આપે છે. (એ પ્રમાણે કહેવામાં આવે, તો તે અયોગ્ય છે. કારણ કે જો દાનાદિ સંબંધી સ્વપરિણામવશાત્ પુન્ય-પાપ ન માનવામાં આવે, પરન્તુ) જે જેને આપ્યું હોય, તે તેનાથી લભ્ય છે, અને જે આહારાદિ તેણે પ્રાપ્ત કર્યા હોય, તે તેને કોઈવખત આપેલાજ છે. (એમાં દાયકે ગ્રાહકને કંઇ અધિક નથી કર્યું.) એમ માનીએ, તો દાન અને ગ્રહણની અનવસ્થા થાય. તથા તેના ફળનો ભોગ પ્રાપ્ત ન થાય. (કેમકે જેને આપ્યું હોય, તેની પાસેથી ગ્રહણ થાય, પુન: અન્યને દાન અને પુન: તેનાથી ગ્રહણ, એમ અનવસ્થા થાય. તેમ થવાથી પરિણામે મોક્ષનો અભાવ થાય, અને અન્યોઅન્ય દાન-ગ્રહણવડે આય-વ્યય વિશુદ્ધ હોવાથી દાનના ફળનો ભોગ પ્રાપ્ત ન થાય.) તે માટે સ્વ-પરાનુગ્રહના પરિણામવડે સુપાત્રને વિત્તાદિ આપવાથી દાતાને જે પુન્ય પ્રાપ્ત થાય છે, તેથી તે દાતાને સ્વર્ગાદિ ફળ થાય છે. જેમ પાત્ર ઉપર અનુગ્રહના પરિણામથી તે દાતા સ્વયં ફળ પામે છે, તેની રીતે ગ્રહણ કરનાર પણ તેના અનુગ્રહથી સ્વત: ફળ પામે છે. હરણ કરનાર પાપી પણ હરણ કરવાના પરિણામથી દૂષિત થયો થકો બાહ્ય હેતુની અપેક્ષાએ પાપ પામે છે, તેથી તેને તે ફળ થાય છે. જેમ દાનના

પરિણામથી તેનું ફળ સ્વાયત્ત છે, તેમ અહીં પણ પોતાના પરિણામથી જિન અને સિદ્ધની પૂજાનું ફળ સ્વયં સિદ્ધ છે. દાનાદિકની પેઠે જિનપૂજા પરિણામની વિશુદ્ધિનો હેતુ હોવાથી હમ્મેશાં કરવી જોઇએ. અથવા ધર્મકથનની પેઠે જિનાદિકની પૂજા મોક્ષમાર્ગની પ્રભાવક હોવાથી હમ્મેશાં કરવી જોઈએ. ૩૨૩૬-થી-૩૨૪૭.

હવે "કોપ અને પ્રસાદરહિત હોવાથી" એ હેતુની અનેકાન્તિકતા અને વિરૂદ્ધતા સિદ્ધ કરે છે.

कोव-प्पसायरहियं पि दीसती फलदमण्ण पाणाई ।
कोव-प्पसायरहियं ति निप्फलं तो अणेगंतो ॥ ३२४८ ॥
कोवाइविरहियं चिय सव्वं जमणुग्गहोवघायाय ।
दीसइ तेग विरुद्धं फलमिह कोव-प्पसायाओ ॥ ३२४९ ॥
हरण-प्पयाणहेऊ हवेज्ज कोवादओ मई तं पि ।
नणु सकयं चिय भणियं निमित्तमेत्तं परो नवरं ॥ ३२५० ॥
जइवा न सकयहेउं तं तो कोव-प्पसाययं राया ।
सो सव्वसेवयाणं समाणफलदो कहं न भवे ? ॥ ३२५१ ॥
दीसइ य विसमफलदो विफलो य समाणसेवयाणं पि ।
भण्णइ य सुकयपुण्णो तो से रायप्पसादो त्ति ॥ ३२५२ ॥
कोवप्पसायहेउं च जं फलं नहि तदत्थमारंभो ।
न परप्पसायणत्थं च किन्तु नियपप्पसायत्थं ॥ ३२५३ ॥
धम्मा-ऽधम्मा न परप्पसाय-कोवाणुवत्तिओ जम्हा ।
तो न परो त्ति पसण्णो धम्मो कुविउ त्ति वाऽधम्मो ॥ ३२५४ ॥

ગાથાર્થ:-કોપ અને પ્રસાદરહિત અન્ન-પાનાદિ વસ્તુ પણ ફળદાયિ જણાય છે. તેથી "કોપ-પ્રસાદ રહિત વસ્તુ નિષ્ફળ છે" એ હેતુ અનેકાન્તિક છે. વળી ( આકાશ-અન્નપાન-અમૃત-વિષ-ચિન્તામણિ વિગેરે ) સર્વ વસ્તુ કોપાદિ રહિત છતાં પણ અનુગ્રહ અને ઉપઘાત માટે જણાય છે. તેથી કોપ અને પ્રસાદથી જે અહીં ફળ કહ્યું છે, તે વિરૂદ્ધ છે કોપ વિગેરે હરણ અને પ્રદાનના હેતુભૂત થાય છે, એમ કહેવામાં આવે, તો તે પણ સ્વકૃત પુન્ય-પાપનુંજ ફળ છે, એમ પૂર્વે કહેલું છે, બીજા તો એમાં નિમિત્ત માત્ર છે, જો તે હરણ-પ્રદાનાદિ સ્વકૃત હેતુવાળા ન માનીએ, તો તે કોપ અને પ્રસાદવાન રાજા સર્વ સેવકોને સમાન ફળ આપનારો કેમ ન થાય ? પરન્તુ સમાન સેવકોને પણ તે વિષમ ફળ આપનાર અથવા નિષ્ફળ થાય છે, તેથી એમ કહેવાય છે, કે આણે સારી રીતે પુન્ય કર્યું હોવાથી તેના પર રાજાની મહેરબાની છે. કોપ-પ્રસાદ હેતુવાળું જે કંઇ ફળ છે, તેને માટે ( આ અર્હદાદિ નમસ્કાર રૂપ પૂજાનો ) આરંભ નથી, તેમજ બીજાને પ્રસન્ન કરવા માટે પણ નથી; પરન્તુ પોતાના ચિત્તની પ્રસન્નતા માટે આ આરંભ છે. ( પરને પ્રસન્ન કરવા માટે આ આરંભ નથી, એમ શા માટે ? એમ કહેવામાં આવે, તો આ આરંભ ધર્મને માટે છે, અને તેથી. ) બીજા પ્રસન્ન થાય એટલે ધર્મ અને કુપિત થાય એટલે અધર્મ, એમ બીજાના પ્રસાદ અને કોપાનુવર્તિ ધર્મા-

ધમ નથી. ( પરન્તુ જીવના શુભા-શુભ પરિણામાનુસારી છે. અર્હદાદિ શુભ પરિણામના આલંબનભૂત થાય છે, શુભ પરિણામથી ધર્મ થાય છે, ધર્મથી અર્થ-કામ અને સ્વર્ગ અપવર્ગાદિ ફળ પ્રાપ્ત થાય છે. ) ૩૨૪૮ થી ૩૨૫૪

હવે ધર્મા-ધર્મ, બીજાની પ્રસન્નતા અને કોપને અનુસરનારા હોય, તો શું દોષ પ્રાપ્ત થાય છે ? તે કહે છે.

तस्साइण्णस्स वि जइवा धम्मो परप्पसायाओ ।
तो जो जस्स स तस्स देज्जो जगद्धम्मं ॥ ३२५५ ॥
कुविओ हरेज्ज सव्वं देज्जा धम्मं व तइय पावं ति ।
अकयागम-कयनासा मोक्खगयाणं पि वा पडणं ॥ ३२५६ ॥
जइ वीयराग-दोसं मुणिमक्कोसेज्ज कोइ दुट्टप्पा ।
कोव-प्पसायरहिओ मुणि त्ति किं तस्स नाधम्मो ? ॥ ३२५७ ॥
सवओ तस्साधम्मो जइ वंदंतस्स तो धुवं धम्मो ।
कोवप्पसायरहिए तह जिण-सिद्धे वि को दोसो ? ॥ ३२५८ ॥
हिंसामि मुसं भासे हरामि परदारमाविसामि त्ति ।
चिंतेज्ज कोइ न थ चिंतियाण कोवाइसंभूई ॥ ३२५९ ॥
तहवि य धम्मा-ऽधम्मोदयाइ संकप्पओ तहेहावि ।
वीयकसाए सवओऽधम्मो धम्मो य संथुणओ ॥ ३२६० ॥
तम्हा धम्मा-ऽधम्मा जुत्ता नियय प्पसाय-कोवाओ ।
धम्मत्थिणा पयत्तो कज्जो तो सप्पसायम्मि ॥ ३२६१ ॥
सो य नियय प्पसाओऽवस्सं जिणप्पसाय विपूहाओ ।
जस्स फलमप्पमेयं तेण तयत्थो पयत्तोऽयं ॥ ३२६२ ॥

ગાથાર્થ:-દયા-દાન પ્રસાદ બ્રહ્મચર્ય આદિ પૂજાદિ ધર્મનાં સાધન જેને ન હોય, એવાને પણ જો પર પ્રસાદથી ધર્મ માનવામાં આવે, તો જે ઇશ્વરાદિ જેને પ્રસન્ન હોય, તે તેને જગતનું સર્વ ધર્મ આપી દે; અને તે કોપાયમાન હોય તો તે દેવદત્તાદિનું સર્વ ધર્મ હરી લે અને સર્વ પાપ આપે. એમ થવાથી અકૃત આગમ-કૃતનાશ-અને મોક્ષે ગએલાનું પણ પતન થાય. અને તેનુ પૂર્વનું સુકૃત બીજાને જાય અને બીજાનું પાપ તેને વિષે સ્થપાય વળી રાગ-દ્વેષ રહિત મુનિને જો કોઈ દુષ્ટાત્મા આક્રોશ કરે, તો તે વખતે " કોપપ્રસાદ રહિત મુનિ છે " એર્થા કરીને તે દુષ્ટાત્માને શું અધર્મ નહિ થાય! ( થાયજ ) મુનિને આક્રોશ કરનારને જો અધર્મ થાય, તો મુનિને વંદન કરનારને અવશ્ય ધર્મ થાયજ તેવીજ રીતે કોપ અને પ્રસાદ રહિત જિન તથા સિદ્ધને નમસ્કાર કરનારાને ( શુભ પરિણામથી યથોકત ફળ પ્રાપ્તિ થવામાં ) શો દોષ છે ? તથા હિંસા કરીશ, જુઠું બોલીશ, ધનાદિ હરણ કરીશ, પરદારા સેવીશ, ઇત્યાદિ કોઇ ચિન્તવન કરે, તે વખતે જેનું તેનું ચિન્તવ્યું હોય, તેને કોપાદિ ઉત્પન્ન થતા નથી, તોપણ હિંસાદિક ચિંતવનારને અધર્મ અને દયાદિના સંકલ્પથી તેને ધર્મ થાય છે, તેવી રીતે અહીં પણ કષાયરહિત અરિહંતાદિકને શ્રાપ આપનારને અધર્મ, અને સ્તુતિ કરનારને ધર્મ

થાય છે. તેથી કરીને સ્વપ્રસાદ અને સ્વ કોપથીજ ધર્મા-ધર્મ યોગ્ય છે. માટે ધર્મના અર્થિએ સ્વપ્રસાદને વિષે યત્ન કરવો. તે સ્વપ્રસાદ જિન અને સિદ્ધની પૂજાથી અવશ્ય થાય છે, જેનું ફળ અપ્રમેય ( અનન્ત ) છે, તેથી સ્વપ્રસન્નતા માટે આ અર્હદાદ નમસ્કારનો પ્રયત્ન છે. " જ્ઞાનાદિ ત્રણની પેઠે પૂજ્ય જિન અને સિધ્ધો સ્વમનઃપ્રસન્નતાના હેતુ છે, કેમકે તેઓ જ્ઞાનાદ્યાત્મક છે તે કોપ અને પ્રસાદ રહિત છે. " જિન-સિદ્ધ સિવાયના શેષ આચાર્યાદિ દ્રવ્યના અર્થી દરિદ્રિની પેઠે મોક્ષને માટે પૂજવા યોગ્ય નથી. કેમકે તેઓ અકૃતાર્થપણાથી રાગ-દ્વેષ સહિત છે. ( એમ કહેવામાં આવે, તો ) એમો શું આશ્ચર્ય છે, કે જે વીતરાગ છે, તે કષાયજનિત ચિત્તની કાલુષ્યતા સાથે નથી જોડાતા, પણ જે છતા કષાયનો નિગ્રહ કરે છે, તે આચાર્યાદિ પણ તેમના ( વીતરાગના ) સમાનજ છે. (તેથી તે રાગ-દ્વેષ સહિત છે, એમ કેમ કહેવાય ?) ૩૨૫૫ થી ૩૨૬૫.

હવે અકૃતાર્થ રૂપ હેતુની અનેકાન્તિકતા અને પાંચેની પૂજ્યતા સિદ્ધ કરે છે.

नाणाइमयत्ते सइ पुज्जा कोव-प्पसायविरहाओ ।
निययप्पसायहेउं नाणाइतियं व जिण-सिद्धा ॥ ३२६३ ॥
पुज्जा जिणाइवज्जा नहि मोक्खत्थं सराग-दोस त्ति ।
अकयत्थभावओ वि य दव्वत्थाए दरिद्द व ॥ ३२६४ ॥
कलुसफलेण न जुज्जइ किं चित्तं तत्थ जं विगयरागो ।
संते वि जो कसाए निगिण्हई सो वि तत्तुल्लो ॥ ३२६५ ॥
न परोवयारओ च्चिय धम्मो न परोवयारहेउं च ।
पूयारंभो नणु सपरिणामसुद्धत्थमक्खाओ ॥ ३२६६ ॥
पुया परोवयाराभावे वि सिवाय जिणवराईणं ।
परिणामसुद्धिहेउं सुभकिरियाओ य बंभं व । ॥ ३२६७ ॥
परहिययगया मेत्ती करेइ भूयाण कमुवयारं सा ।
अवयारं दूरत्थो कं वा हिंसाइसंकप्पो ? ॥ ३२६८ ॥
धम्माधम्म[illegible] तहावि तह चेव निरुवगारो वि ।
पूयासुहसंकप्पो धम्मनिमित्तं जिणाईणं ॥ ३२६९ ॥
दाणे वि पराणुग्गहलक्खणसंकप्पमेत्तओ चेव ।
फलमिह न णु पच्छा तक्कओवगारा-ऽवगाराओ ॥ ३२७० ॥
इ[illegible]रोवउत्त[illegible] वहम्मि दक्खिणेयस्स ।
देन्तस्स वि पावंती तेणादाणप्पसंगोऽयं ॥ दारं ॥ ३२७१ ॥

ગાથાર્થ:-બીજાના ઉપકારથી ( નમસ્કાર કરનારને ) ધર્મ થાય છે, એમ નહિ તેમજ બીજાના ઉપકાર માટે નમસ્કાર રૂપ પૂજાનો આરંભ છે, એમ પણ નહિ. પરંતુ સ્વ પરિણામની શુદ્ધિ માટે આ પૂજાનો આરંભ કરેલો છે. ( તેથી કિંચિત્ અકૃતાર્થ છતાં પણ આચાર્યાદિ પૂજ્ય છે. ) પરોપકારનો અભાવ છતાં પણ જિનેશ્વરાદિકની પૂજા મોક્ષને માટે છે. કેમકે બ્રહ્મચર્યની પેઠે તે શુભ ક્રિયા અને પરિણામની વિશુદ્ધિનો હેતુ છે. વળી પર હૃદયગત

જે મૈત્રી તે જીવોને શું ઉપકાર કરે છે ? અને દુરસ્થ હિંસાદિકનો સંકલ્પ તે શું અપકાર કરે છે ? ( કંઇજ નહિ. ) તો પણ મૈત્રી-હિંસાદિ સંકલ્પ ઉપકાર-અપકાર રહિત છતાં ધર્મા-ધર્મનું કારણ થાય છે; તેવી રીતે પૂજાનો સંકલ્પ જિનાદિકને ઉપકાર રહિત છતાં પણ ધર્મનું કારણ થાય છે. ( જેવી રીતે સાધુ આદિને દાન ઉપકાર કરે છે, તેવી રીતે નમસ્કાર પૂજા જિનેશ્વરાદિકને ઉપકાર નથી કરતી, તો પછી તે ધર્મનું નિમિત્ત કેવી રીતે થાય ? એમ પૂછવામાં આવે તો ) દાનમાં પણ પરાનુગ્રહરૂપ સંકલ્પ માત્રથીજ ( દાતાને ) ફળની નિષ્પત્તિ થાય છે, પણ પછીથી દાનકૃત ઉપકાર-અપકારથી નથી થતી. અન્યથા ઉપયુક્ત સાધુ આદિએ ભોજન કર્યે છતે અજીર્ણાદિ દોષવડે સાધુ આદિનું મૃત્યુ થવાથી દાતાને વધના દોષની પ્રાપ્તિ થાય, અને તેથી અદાનનો પ્રસંગ પ્રાપ્ત થાય. ૩૨૬૬ થી ૩૨૭૧

હવે અપરિગ્રહ હેતુનું નિરાકરણ કરે છે.

न परपरिग्गहउ च्चिय धम्मो किंतु परिणामसुद्धीओ ।
पूयाअपरिग्गहम्मि वि सा य धुवा तो तदारंभो ॥ ३२७२ ॥
इह चोयगमणुमोयगमणिसेहगमेव संपयाणं ति ।
बहु-मुणि-पडिमाइ जओ न दाणमपरिग्गहं तेणं ॥ ३२७३ ॥
दाण परिग्गहणम्मि वि धम्मो निययपरिणामसुद्धीओ ।
अपरिग्गहे वि जइ सा को नाम परिग्गहग्गाहो ? ॥ ३२७४ ॥
किंच परहिययनिहिया मेत्तीभूए हउसंपरिग्गहिया ।
हिंसासंकप्पो वा जं धम्माधम्महेउ त्ति ॥ ३२७५ ॥
एवं जिणाइपूया सद्धासंवेगसुद्धिहेऊओ ।
अपरिग्गहा वि धम्मा य होइ सीलवयाइं व ॥ ३२७६ ॥

ગાથાર્થ:-પૂજ્ય વડે પૂજાનું ગ્રહણ થવાથીજ ધર્મ નથી થતો, પરન્તુ પરિણામની વિશુદ્ધિથી થાય છે. અને તે શુદ્ધિ પૂજાનું ગ્રહણ નહિ થવા છતાં પણ અવશ્ય થાય છે. તેથી આ નમસ્કાર પૂજાનો આરંભ છે. વળી બહુ-મુનિ-અને પ્રતિમાદિની અપેક્ષાએ પ્રેરક-અનુમોદક-અને અનિષેધક એમ ત્રણ પ્રકારે સંપ્રદાન છે. તેથી દાનનું અપરિગ્રહપણું નથી. દાનનું ગ્રહણ નહિ થવા છતાં પણ સ્વ પરિણામની શુદ્ધિથી ધર્મ થાય છે, જો અપરિગ્રહમાં પણ તે શુદ્ધિ થાય છે, તો પછી તેના પરિગ્રહનો શો આગ્રહ ? વળી પરહૃદયગત મૈત્રી અથવા હિંસા સંકલ્પ જીવોએ ગ્રહણ કરેલ હોય, તે ધર્મા-ધર્મનો હેતુ છે, તેવીજ રીતે શ્રદ્ધા-સંવેગ-અને વિશુદ્ધિના હેતુથી જિનાદિકની પૂજા અપરિગ્રહિત હોય, તોપણ શીલવ્રતાદિકની પેઠે મોક્ષને માટે થાય છે. ૩૨૭૨ થી ૩૨૭૬

હવે विमूर्तिभावात् એ હેતુનો તિરસ્કાર કરે છે.

जं चिय मुत्तिविमुक्का मुत्ता गुणरासओ विसेसेणं ।
तेणं चिय ते पूजा नाणाइतियं व मोक्खत्था ॥ ३२७७ ॥
मुत्तिमओ वि न मुत्ती पूइज्जइ किन्तु जे गुणा तस्स ।
ते मुत्तिविमुत्त चिय नणु सिद्धगुणा विसेसेणं ॥ ३२७८ ॥

अहव मई मुत्तिमओ गुणपूया होइ मुत्तिपूयाओ ।
तग्गुणसंबंधाओ सिद्धगुणाणं तु सा नत्थि ॥ ३२७९ ॥
पूया मुत्ति-गुणाणं संबंधे फलमिनोह को हेऊ ? ।
अन्नो परिणामाओ तस्स य को केण संबंधो ? ॥ ३२८० ॥
निययत्थो परिणामो वज्झज्झालंबणनिमित्तमेत्ताओ ।
देइ फलं सव्वो च्चिय सिद्धगुणालंबणो चेवं ॥ दारं ॥ ३२८१ ॥

ગાથાર્થ:-ગુણરાશિ મુક્તાત્મા મૂર્ત્તિ રહિત છે. તેથી મોક્ષને માટે જ્ઞાનાદિ ત્રયની પેઠે તે વિશેષે કરીને પૂજ્ય છે વળી મૂર્તિમાનની મૂર્તિ નથી પૂજાતી, પરન્તુ તેના જે ગુણો હોય છે, તે પૂજાય છે. અને તે ગુણો મૂર્તિ રહિતજ હોય છે, સિદ્ધના ગુણો તો વિશેષ કરીને અમૂર્ત હોય છે, તેથી તે પૂજ્ય છે. મૂર્તિની પૂજાથી તદ્દગુણ સંબંધને લીધે મૂર્તિમાનના ગુણોની પૂજા થાય છે, સિદ્ધના ગુણોને તો તે મૂર્તિ નથી, એમ કહેવામાં આવે, તો પૂજા-મૂર્તિ-અને ગુણોના સંબંધમાં જે ફળ મળે છે, તેમાં સ્વગત પરિણામની વિશુદ્ધિ સિવાય બીજો કયો હેતુ છે ? અને તે પરિણામનો કોની સાથે કયો સંબંધ છે ? (કોઇજ નહિ.) કેવળ સ્વહૃદયગત શુભ પરિણામ બાહ્ય અર્હદાદિ આલંબનના નિમિત્ત માત્રના આલંબનવાળો છે, તે સર્વ ફળ આપે છે, તેવીજ રીતે અમૂર્ત સિદ્ધના ગુણોનું આલંબન પણ સર્વ ફળ આપે છે. ૩૨૭૭-થી-૩૨૮૧

હવે इराद्विभावात् એ હેતુનું નિરાકરણ કરવાને કહે છે.

जह दूरत्थे वि थिई बंधुम्मि सरीरपुट्ठिवज्झहेऊ ।
तणुदोब्बलाइफलो कत्थइ सोगाइसंकप्पो ॥ ३२८२ ॥
तह परिणामो सुद्धो सद्धम्मफलो त्ति दूरसंथे वि ।
अविसुद्धो पावफलो दुरासन्ने ति को भेओ ? ॥ ३२८३ ॥
अहवा तसभावो जं परिणामो तेग सव्वमेवेह ।
दूरमहालंबणओ नस्सासन्नं तओ सव्वं ॥ ३२८४ ॥
जइ सपरिणामउ च्चिय धम्मोऽधम्मो व्व किंत्थ बज्झेण ।
जं बज्झालंबणओ सो होइ तओ तदत्थं तं ॥ ३२८५ ॥
परिणामो बज्झालंबणो सया चेय वितहम्मो त्ति ।
विणगाणं पित्र तम्हा सुहबज्झालंबणपयत्तो ॥ ३२८६ ॥
जत्तो तत्तो व सुभो होइ किमालंबणप्पभेएण ।
जह नाणालंबणओ विवरोयाओ वि सो न तहा ॥ ३२८७ ॥
किंतु सुभालंबणओ पाएण सुभो त्ति धम्मओ इयरो ।
जं होइ तं पयत्तो सुभासुभादाणवोसग्गो ॥ ३२८८ ॥
अन्नाणिणो मुणिम्मि वि न सुभो दिट्ठो सुभो य निस्सीयले ।
जइ परिणामाउ च्चिय फलमिह किं पत्तचिंताए ? ॥ ३२८९ ॥

सुहपरिणामनिमित्तं होज्ज सुहं जइ तओ सुहो होज्ज ।
उम्मत्तस्स व उउसो सुहो विवज्जासभावाओ ॥ ३२९० ॥
नणु मुणिवेसच्छन्ने निस्सीले वि मुणिबुद्धीए देंतो ।
पावइ मुणिदाणफलं तह किं न कुलिंगिदाईवि ॥ ३२९१ ॥
जं थाणं मुणिलिंगं गुणाण सुन्नं पि तेण पडिमव्व ।
पुज्जं थाणमईए न कुलिंगं सव्वहाजुत्तं ॥ ३२९२ ॥
नणु केवलं कुलिंगे वि होउ तं भावलिंगओ न तओ ।
मुणिलिंगमंगभावं जाइ जओ तेण तं पुज्जं ॥ ३२९३ ॥
तेण सुहालंबणओ परिणामविसुद्धिमिच्छया निच्चं ।
कज्जा जिणाइपूया भव्वाण बोहणत्थं च ॥ ३२९४ ॥

ભાવાર્થ:- જેમ દૂર રહેલા બંધુજનને સુખી સાંભળીને ધીરજ તથા શરીરપુષ્ટિ અને બળનો હેતુ થાય છે, ( તેમજ તેમને દુ:ખી સાંભળીને ) કોઇને શોકાદિ સંકલ્પથી તનુ-દૌર્બલ્યાદિ ફળ થાય છે; તેવી રીતે દૂરસ્થ સિદ્ધાત્મા છતે વિશુદ્ધ પરિણામથી ધર્મરૂપ ફળ થાય છે, અને અશુદ્ધ પરિણામથી પાપરૂપ ફળ થાય છે. ( એટલે સિદ્ધાદિ આલંબન ) દુર હોય કે નજીક હોય, એમાં શો ભેદ છે? અથવા તદ્ગુણ બહુમાનરૂપ શુભ પરિણામ તે આત્મ સ્વભાવ છે, તેનાથી ( વિપરીત જે કંઇ અનાત્મરૂપ વસ્તુ હોય ) તે સર્વ દુરજ છે. અને આલંબનથી ( વિચારવામાં આવે, ) તો અર્હદાદિ સર્વ તેની નજીકજ છે. ( એટલે સિદ્ધોની અંદર દુરપણું કેવી રીતે હોઈ શકે. ) જો સ્વપરિણામથીજ ધર્મા-ધર્મ થાય છે, તો પછી અહીં અર્હદાદિ બાહ્ય આલંબનથી શું? ( એમ કહેવામાં આવે તો ) તે શુભ પરિણામ બાહ્ય આલંબનથીજ થાય છે, તેથી તે આલંબનની અપેક્ષા છે. શુભા શુભ પરિણામ, એ ચિત્તનો ધર્મ હોવાથી વિજ્ઞાનની પેઠે હમ્મેશાં બાહ્ય આલંબનથીજ પ્રવર્તે છે, તે માટે ( મોક્ષાધિકારમાં ) બાહ્ય શુભ આલંબનનો પ્રયત્ન છે. ગમે તેવા આલંબનથી શુભ પરિણામ થાય; શુભાશુભ આલંબનનો ભેદ પાડવાનું શું પ્રયોજન છે? ( એમ કહેવામાં આવે, તો ) જેમ આલંબન રહિત શુભ પરિણામ નથી થતા, તેવી રીતે અશુભ આલંબનથી પણ તે નથી થતા. ( અન્યથા નીલાદિકનું શુકલાદિરૂપ જ્ઞાન ઉત્પન્ન થાય. ) પરન્તુ શુભ આલંબનથી પ્રાય: શુભ પરિણામ થાય છે, અને અશુભ આલંબનથી અશુભ થાય છે, તેથી શુભ પરિણામના ગ્રહણ માટે અને અશુભના ત્યાગ માટે યત્ન કરવો જોઇએ. અજ્ઞાની જીવને શુભાલંબનરૂપ મુનિપણામાં પણ શુભ પરિ-ણામ નથી જણાતા, અને નિ:શીલને ( અશુભાલંબનરૂપ નાસ્તિકપણામાં ) શુભ પરિ-ણામ જણાય છે. ( તેથી ઉપર પ્રાયઃ શબ્દ ગ્રહણ કર્યો છે. ) જો શુભાશુભ પરિણામથીજ ફળ થાય છે, તો પછી પાત્રાપાત્રનો વિચાર કરવાથી શું? ( એમ પૂછવામાં આવે તો ) જો શરૂઆતથી જ તેના શુભ પરિણામ હોય, તો શુભ પરિણામના નિમિત્તે શુભ ફળ થાય, પરન્તુ ઉન્મત્તની પેઠે તેના ( નિ:શીલપાત્રના ) શુભ પરિણામ નથી, કેમકે વિપ-ર્યાસના સદ્ભાવથી તેના તે પરિણામ શુભ નથી. મુનિવેષથી ઢંકાએલા નિઃશીલ મુનિને દાન આપનાર દાતા મુનિદાનનું ( સ્વર્ગાદિ ) ફળ પામે છે, તેવી રીતે કુલિંગીને આપ-નાર દાતા પણ મુનિદાનનું ફળ કેમ ન પામે? ( એમ પૂછવામાં આવે, તો ) મુનિલિંગ

એ ગુણોનું સ્થાન છે, તે ગુણોથી તે રહિત હોય, તો પણ પ્રતિમાની પેઠે તે પૂજ્ય છે, પરન્તુ કુલિંગી તો અયોગ્ય હોવાથી સ્થાનશુદ્ધિથી પણ પૂજવા યોગ્ય નથી. કુલિંગીને વિષે પણ કેવળજ્ઞાન થાય છે, ( તો પછી સ્થાનશુદ્ધિથી તે કેમ પૂજ્ય ન ગણાય? એમ કહેવામાં આવે, તો ) તે કેવળજ્ઞાન ભાવલિંગથી થાય છે, કુલિંગથી નથી થતું. કેમકે મુનિલિંગ કેવળ જ્ઞાનનું અંગ થાય છે, તેથી તે પૂજ્ય છે. એ કારણથી પરિણામની વિશુદ્ધિ ઇચ્છનારાએ ભવ્ય જીવોના બોધને અર્થે હમ્મેશાં શુભાલંબનથી જિનાદિકની પૂજા કરવી. ૩૨૮૨-થી-૩૨૯૪

શ્રીનમસ્કાર નિર્યુક્તિ સમાપ્ત.



॥ नमोक्कारनिज्जुत्तीभाष्यम् ॥ ॥ नमो सुयदेवयाए नमो जिनाय ॥

હવે સામાયિક સૂત્ર સંબંધી સૂત્ર સ્પર્શિકિ નિર્યુક્તિ કહે છે.

**कयपंचनमोक्कारो करेइ सामाइयं तु सोऽभिहिओ ॥**
**सामाइयंगमेव य जं सो सेसं अओ वोच्छं ॥३२९५॥१०२६-३४२॥**

एत्थ य सुत्ताणुगमो सुत्तालावयकओ य निक्खेवो ।
सुत्तप्फासनिजुत्ती नया य पइसुत्तमायोज्जा ॥ ३२९६ ॥
अणुगंतव्वं सुत्तं सुत्ताणुगमाणुसारओ तं च ।
सुत्तं करेमि भंते ! सामाइयमेवमाईयं ॥ ॥ ३२९७ ॥
तस्स कयप्पयणासो सुत्तप्फासं भणामि तत्थेव ।
सुत्तालावयणासं नए य वोच्छामि संभवओ ॥ ३२९८ ॥

**करणे भए य अंते सामाइय सव्वए य वज्जे य ॥**
**जोगे पच्चक्खाणे जावज्जीवाए तिविहेणं ॥ ३२९९ ॥१०२८-३४३॥**

सुत्तं करेमि भणिए धाऊ विहिओ जओ डुकञ करणे ।
तेण करेमि वयणओ गम्मइ करणं तदत्थो त्ति ॥ ३३०० ॥
करणं किरिया भावो संभवओ वेह छव्विहं तं च ।
नामं ठवणा दविए खेत्ते काले य भावे य ॥ ३३०१ ॥

ગાથાર્થ:-પંચ નમસ્કાર કરીને (શિષ્ય) સામાયિક કરે છે, કેમકે તે પંચ નમસ્કારને સામાયિકનું અંગ કહેલ છે. તે પછી શેષ-સામાયિક સૂત્રની વ્યાખ્યા કરીશ. અહીં ( સૂત્ર વ્યાખ્યાનમાં ) સૂત્રાનુગમ, સૂત્રાલાપક કૃત નિક્ષેપ, સૂત્ર સ્પર્શિક-નિર્યુક્તિ અને દરેક સૂત્રે યોજવાયોગ્ય નયો ( કહેવાશે. ) અનુયોગ દ્વારોક્ત સૂત્રાનુગમ સારથી ( અહીનાક્ષરાદિરૂપ ) સૂત્રની વ્યાખ્યા કરવી, અને તે સૂત્ર (करेमि भंते सामाइयं ! ) હે ભગવન્ત! હું સામાયિક કરૂં છું. ઇત્યાદિરૂપે કહેવું ( આનો અર્થ મૂળ આવશ્યકની ટીકાથી જાણવો. અહીં તેના દરેક પદનું વ્યાખ્યાન કરાશે.) તે સૂત્રનો પદન્યાસ કરીને ( પદો ઉચ્ચારીને ) સૂત્ર સ્પર્શ કહીશ. તથા તે સૂત્રમાં સૂત્રાલાપકનો નિક્ષેપ અને નયો યથાસંભવ કહીશ

હે ભગવન્ત ? હું સર્વ સાવદ્ય યોગનો ત્યાગ કરીને યાવજ્જીવાદિ પર્યન્ત ત્રિવિધે સામાયિક કરૂં છું. ( करेमि એ પદ આદિમાં છે, તે કરણાર્થમાં શાથી બતાવ્યું છે? એમ પૂછવામાં આવે, તો ) करेमि એ સૂત્ર કહ્યે છતે डुकृञ् करणे-કુધાતુનો અર્થ કરણાર્થે છે, તેથી કરીને करोमि એ વચનથી તેનો અર્થ કરણ જણાય છે. કરણ એટલે ક્રિયા અથવા ભાવ. તેનો શબ્દાર્થ યથાસંભવ અહીં કહેવો તે કરણ નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એમ છ પ્રકારે છે. ૩૨૯૫-થી-૩૩૦૧

હવે નામ-સ્થાપના-અને દ્રવ્ય કરણનું સ્વરૂપ કહે છે.

नामं नामस्स व नामओ व करणं ति नामकरणं ति ।
ठवणा करणंनासो करणागारो द जो जस्स ॥ ३३०२ ॥
तं तेण तस्स तम्मि व संभवओ व किरिया मया करणं ।
दव्वस्स व दव्वेण व दव्वम्मि व दव्वकरणं ति ॥ ३३०३ ॥
दव्वकरणं ति सण्णाकरणं पेलुकरणाइयं बहुहा ।
सण्णा नामं ति मई तं नो नामं जमभिहाणं ॥ ३३०४ ॥
जं वा तदत्थविगले कीरइ दव्वं तु ठवणपरिणामं ।
पेलुकरणाइ न हि तं तदत्थसुन्नं नवा सद्दो ॥ ३३०५ ॥
जइ म तदत्थविहीणं तो किह दव्वकरणं जओ तेणं ।
दव्व कीरइ सण्णाकरणं ति य करणरूढीओ ॥ ३३०६ ॥
नोसन्नाकरणं पिय दव्वस्सारूढकरणसण्णं पि ।
तक्किरियाभावाओ पओगओ वीससाओ य ॥ ३३०७ ॥
साइयमणाइयं वा अजीवदव्वाण वीससाकरणं ।
धम्मा-ऽधम्म-नहाणं अणाइ संघायणाकरणं ॥ ३३०८ ॥

ગાથાર્થ:-નામ એજ કરણ તે નામકરણ, અથવા નામનું કરણ યા નામથી કરણ તે નામ કરણ. કરણનો ન્યાસ અથવા જે કરણનો દાતરડાદિકનો આકાર લાકડાદિકને વિષે સ્થપાય તે સ્થાપના કરણ તથા તે, તે વડે, તેનું, અને તે છતે જે ક્રિયા તે કરણ છે, અથવા યથાસંભવ દ્રવ્યનું, દ્રવ્ય વડે, અને દ્રવ્યને વિષે જે કરણ તે દ્રવ્યકરણ. તે આગમથી અને નોઆગમથી બે પ્રકારનું છે. તેના વળી ભેદ યાવત્ જ્ઞશરીરભવ્યશરીરવ્યતિરિક્ત તે ( સંજ્ઞાકરણ અને નો સંજ્ઞાકરણ એમ વ્યતિરિક્ત દ્રવ્યકરણ બે પ્રકારે છે, ) દ્રવ્યકરણ તે સંજ્ઞાકરણ તે પેલુ કરણાદિ બહુ પ્રકારે છે. સંજ્ઞા એટલે નામ કહેવાય છે, ( તો પછી સંજ્ઞાકરણ અને નામકરણમાં શો તફાવત છે ? ) એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે નામ એ અભિધાન માત્ર છે, અથવા તદર્થશૂન્ય વસ્તુમાં સંકેત માત્ર નામકરણ છે, અને દ્રવ્યકરણ તો પેલુ કરણાદિ દ્રવ્યકરણ તે તદર્થશૂન્ય નથી, તેમ કેવળ શબ્દરૂપ પણ નથી. ( એટલો એ બેમાં તદર્થશૂન્ય નથી, તો તેને દ્રવ્યકરણ કેમ કહેવાય? (ભાવકરણ કહેવું જોઇએ. ) પેલુ કરણાદિ દ્રવ્ય કરાય છે, તેથી કરણ રૂઢિને લીધે તેને સંજ્ઞાકરણ કહેવાય છે. અરૂઢ કરણ સંજ્ઞાવાળું છતાં પણ દ્રવ્યનાં પ્રયોગ અને વિસ્રસાથી તત્ક્રિયાના સદ્‌ભાવથી નો સંજ્ઞાકરણ કહેવાય છે. અજીવ દ્રવ્યોનું વિસ્રસા કરણ સાદિ-અનાદિ હોય છે, અને ધર્મા-ધર્મ-આકાશનું સંઘાતનાકરણ અનાદિ રૂપ હોય છે. ૩૩૦૨ થી ૩૩૦૮

નામ એજ કરણ તે નામકરણ અથવા નામનું કરણ, યા નામથી કરણ તે નામ કરણ કહેવાય છે. કરણ શબ્દનો ન્યાસ તે, અથવા દાતરડાદિ કરણના આકારનો કાષ્ટાદિમાં વિન્યસ્ત કરેલો હોય, તે સ્થાપનાકરણ કહેવાય છે.

જે કરાય તે કરણ. અહીં કરણ શબ્દ કર્મસાધનમાં છે. જે વડે કરાય તે કરણ, આમાં કરણ શબ્દ કરણ સાધન છે. જે દ્રવ્યની કૃતિ તે કરણ. અહીં કરણ શબ્દ ભાવ-સાધનમાં છે. તેમાં કરાય તે કરણ. અહીં અધિકરણ સાધન છે. આ કર્મ–કરણ–અને અધિકરણ પક્ષમાં દ્રવ્ય એજ કરણ સમજવું, અથવા બીજા પણ યથાસંભવ ષષ્ઠિત-ત્પુરૂષાદિ સમાસની અપેક્ષાએ ક્રિયા એજ કરણ માનેલ છે. જેમકે–દ્રવ્યનું કરણ તે દ્રવ્ય-કરણ, અથવા દ્રવ્યવડે કરણ તે દ્રવ્યકરણ, અથવા દ્રવ્યને વિષે કરણ તે દ્રવ્યકરણ. આ દ્રવ્ય કરણ ત્રણ પ્રકારે છે; તેમાં આગમથી દ્રવ્ય કરણ અને નોઆગમથી દ્રવ્યકરણનો વિચાર સુગમ હોવાથી, તે મૂકીને ત્રીજો પ્રકાર જ્ઞશરીર–ભવ્ય શરીર વ્યતિરિક્ત દ્રવ્ય કરણનો વિચાર કહીએ છીએ. તે સંજ્ઞાકરણ અને નોસંજ્ઞાકરણ એમ બે પ્રકારે છે. તેમાં પહેલું દ્રવ્યસંજ્ઞાકરણ પેલુકાદિ બહુ પ્રકારે છે. લાટ દેશમાં રૂની જે પુણીઓ કરાય છે, તે પુણીઓને મહારાષ્ટ્રમાં પેલું કહે છે. એ પુણીઓ બનાવવાને વાંસની જે સળી તેને પેલુકરણ કહેવાય. આદ શબ્દથી સાદડી બનાવવાને વાઇલકાદિ કઠ કરણ કહેવાય, તે સિવાય ઉપકરણ વિશેષ રૂપ કાંડનું કારણ, તે કાંડકરણ કહેવાય, તેમજ વાર્તાકરણ વિગેરે બીજા પણ પ્રસિદ્ધ લોકસંજ્ઞાવિશિષ્ટ કરણ તે દ્રવ્યસંજ્ઞાકરણ જાણવાં.

શિષ્યઃ—ભગવન્ ! સંજ્ઞા એ નામજ કહેવાય છે, અને જો એમ હોય, તો સંજ્ઞા-કરણ અને નામકરણમાં કશો ભેદ ન રહ્યો ?

આચાર્યઃ—" કરણ " એ અક્ષર ત્રયાત્મક કેવળ નામ માત્ર છે, દ્રવ્ય નથી. અથવા કરણ રૂપ અર્થસહિત વસ્તુની અંદર સંકેત માત્રથી " કરણ " એવું નામ કરાય છે, તે નામકરણ કહેવાય છે, અને પેલુકરણાદિ તો દ્રવ્ય છે, તે દ્રવ્ય તે તે પુણી-કરણાદિ રૂપે પરિણામ પામતું હોવાથી કરણ શબ્દાર્થથી રહિત નથી, તેમ તે કરણ શબ્દ અભિધાન માત્ર રૂપ પણ નથી, એ પ્રમાણે નામકરણ અને સંજ્ઞાકરણમાં તફાવત છે.

શિષ્યઃ—જો સંજ્ઞાકરણ તદર્થશૂન્ય નથી, તો પછી તેને દ્રવ્ય કરણ શાથી કહો છો ? તેને તો ભાવકરણજ કહેવું જોઇએ.

આચાર્યઃ—પેલુકરણાદિ સંજ્ઞાકરણ વડે પુણિકાદિ દ્રવ્ય કરાય છે, તેથી કરીને 'દ્રવ્યનું જે કરણ તે દ્રવ્યકરણ ' એ વ્યુત્પત્તિથી દ્રવ્ય કરણ કહેવાય છે, અને સંજ્ઞાકરણ તો કરણ રૂઢિથી કહેવાય છે કેમકે લોકમાં એ કરણ સંજ્ઞાથી રૂઢ છે.

દ્રવ્યના પ્રયોગથી અને વિસ્રસાથી એમ બે પ્રકારે નોસંજ્ઞાકરણ થાય છે. તેમાં કરણ રૂપ સંજ્ઞાનો અભાવ હોવાથી તેને નોસંજ્ઞાકરણ કહેવાય છે

શિષ્યઃ—જો એમાં કરણ સંજ્ઞા નથી, તો તેને કરણ કેમ કહેવાય ?

આચાર્યઃ—શરીર–અભ્ર–ઇન્દ્રધનુષ આદિમાં કરણ સંજ્ઞા નથી, તોપણ તેમાં પ્રયોગ–વિસ્રસાજનિત કરણક્રિયા હોય છે, તેથી તેની અપેક્ષાએ તેઓનું કરણપણું વિરુદ્ધ નથી, એમાં અજીવ દ્રવ્યોનું વિસ્રસાકરણ સાદિ–અનાદિ રૂપ છે. ધર્મા–ધર્મ આકા-શાસ્તિકાયનું સંઘાતનાકરણ ( પ્રદેશોનું પરસ્પર એકત્ર અવસ્થાન રૂપ કરણ ) અનાદિ રૂપ જાણવું. ૩૩૦૨ થ ૩૩૦૮

હવે ધર્માસ્તિકાયાદિનું કરણપણું સાદિ-અનાદિ રૂપે સિદ્ધ કરે છે.

नणु करणमणाईयं च विरुद्धं भण्णए न दोसोऽयं ।
अन्नोन्नसमाहाणं जमिहं करणं न निव्वत्ती ॥ ३३०९ ॥
अहव परपच्चयाओ संजोगाइ करणं नभाईणं ।
सातीउवयाराओ पज्जायादेसओ वावि ॥ ३३१० ॥
चक्खुसमचक्खुसं पिय साईअं रूविवीससाकरणं ।
अब्भाणुप्पभिईणं बहुहा संघाय-भेयकयं ॥ ३३११ ॥
होइ पओगो जीववावारो तेण जं विणिम्माणं ।
सज्जीवमजीवं वा पओगकरणं तयं बहुहा ॥ ३३१२ ॥
सज्जीवं मूलुत्त[रे]ण मूलकरणं जमाईए ।
पंचण्हं देहाणं उत्तरमाइत्तियस्सेव ॥ ३३१३ ॥
मूलकरणं सिरो-रस-पट्ठी-बाहो-दरो-रुनिम्माणं ।
उत्तरमवसेसाणं करणं केसाइकम्मं च ॥ ३३१४ ॥
संठवणमणेगविहं दोण्हं पढमस्स भेसजेहिं पि ।
वण्णाईणं करणं परिकम्मं तइयए नत्थि ॥ ३३१५ ॥

ગાથાર્થ:-અનાદિ કરણ, એ કથનવિરૂદ્ધ છે. ( એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર ) કહીએ છીએ કે તે દોષ નથી, કેમકે અહીં જે કરણ માન્યું છે, તે અન્યોઅન્ય સંહતિ-રૂપ માન્યું છે, પણ નવીન ઉત્પત્તિરૂપ નથી માન્યું. અથવા સંયોગાદિ પર પ્રત્યયથી આકાશાદિનું કરણ ઉપચારથી સાદિમાન જાણવું. અથવા પર્યાયની અપેક્ષાએ પણ તે સાદિમાન જાણવું, અભ્ર-અણુ વિગેરે ચાક્ષુષ-અચાક્ષુસ રૂપી અજીવનું વિસ્રસાકરણ સાદિ-માન છે, તે અભ્ર અણુ આદી સંઘાત-અને ભેદથી બહુ પ્રકારે છે. જીવનો વ્યાપાર તે પ્રયોગ છે, તેનાથી જે નિર્માણ તે પ્રયોગકરણ છે. તે સજીવાજીવાદિ બહુ પ્રકારે છે. સજીવ કરણ મૂલુત્તર ભેદે બે પ્રકારે છે, પાંચે શરીરોનું જે આદ્ય સંઘાત કરણ તે મૂળ કરણ છે, અને ઉત્તર કરણ તે પ્રથમના ત્રણ શરીરનુંજ છે. મસ્તક-ઊર-પીઠ-બાહુ-ઉદર અને ઉરૂદ્વયનું નિર્માણ તે મૂળ કરણ છે, અને શેષ ઉપાંગાદિ તથા કેશાદિ કર્મનું નિર્માણ તે ઉત્તર કરણ છે. પ્રથમનાં બે શરીરનું અનેક પ્રકારે સંસ્થાપન, ઔષધાદિ વડે વર્ણાદિ કરવું, તે પણ તેનું ઉત્તર કરણ છે; ત્રીજા શરીરમાં તો એવું પરિકર્મજ નથી. ૩૩૧૫

શિષ્ય:—ભગવન્ ! વસ્તુને ઉત્પન્ન કરવી, તે કરણ કહેવાય છે, અને તે ઘટ-કટ-શકટાદિની જેમ આદિમાનજ હોય છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી કરણ અનાદિ છે, એમ કહેવું એ " મારી માતા વન્ધ્યા છે " ઈત્યાદિ કથનની પેઠે સર્વથા વિરૂદ્ધ છે.

આચાર્ય:—ધર્માસ્તિકાયાદિના પ્રદેશોનું જે પરસ્પર સમુદીત અવસ્થાન તેને અહીં કરણરૂપે માનેલ છે, પરન્તુ વસ્તુની અપૂર્વ કૃતિ તેને કરણ નથી માન્યું. ધર્માસ્તિ-કાયાદિના પ્રદેશરાશિનું જે સમુદીત અવસ્થાન છે, તે અનાદિ કાળથી હોવાથી તેનું અનાદિપણું કંઈ વિરૂદ્ધ નથી.

અથવા એ ધર્માસ્તિકાયાદિનું કરણ ઉપચારથી આદિમાન પણ હોય છે. જેમકે

આકાશાદિનો ઘટાદિ વિગેરેની સાથે સંયોગ, તે સાદિ-સપર્યવસાન હોય છે, તેથી કરીને તેઓનો ઘટાદિ સાથે જે સંયોગ કરવો, તે સાદિમાન હોય છે. અથવા પર્યાયની અપેક્ષાએ જૈનોના મતે સર્વ વસ્તુ સાદિ-સપર્યવસિત છે. તેથી કરીને આકાશ વિગેરેનું કરણ પર્યાયની અપેક્ષાએ સાદિમાન છે. એ પ્રમાણે અરૂપિ અજીવ દ્રવ્યોનું વિસ્રસાકરણ સાદિ-અનાદિ રૂપે સમજવું.

હવે રૂપી અજીવ દ્રવ્યોનાં વિસ્રસાકરણનો વિચાર કરીએ તે બે પ્રકારે છે અભ્ર ઇન્દ્ર ધનુષ વિગેરેનું વિસ્રસાકરણ ચક્ષુથી જણાય છે, તેથી તે ચાક્ષુષ વિસ્રસાકરણ કહેવાય, અને પરમાણુ દ્વયણુકાદિનું વિસ્રસાકરણ ચક્ષુને અગોચર હોવાથી, તે અચાક્ષુષ વિસ્રસાકરણ કહેવાય. આ બન્ને પ્રકારનું રૂપી અજીવનું વિસ્રસાકરણ સંઘાત-ભેદ કૃત અનેક પ્રકારે સાદિમાન છે. જેમકે અભ્રાદિનાં કેટલાંક પુદ્ગળો એકઠાં થાય છે, અને કેટલાંક છુટાં પડે છે, તેથી તેઓનાં વિવિધ રૂપો થાય છે એજ પ્રમાણે દ્વયણુકાદિ સ્કંધોમાં પણ સમજવું. પરમાણુનું કરણ તો સ્કંધથી ભેદ કૃતજ હોય છે કેમકે भेदादणुः ( ત. ૫-૨૭ ) ભેદથી પરમાણુ થાય છે અહીં જે કરણ કહ્યું છે, તે સ્વભાવથી કૃતિરૂપ કહ્યું છે, પણ જે કરાય તે કરણ, એમ નથી માન્યું. એ પ્રમાણે બન્ને પ્રકારના વિસ્રસાકરણનું સ્વરૂપ કહ્યું.

હવે પ્રયોગકરણનો વિચાર કરીએ. જીવનો વ્યાપાર તે પ્રયોગ કહેવાય. તેવા પ્રયોગવડે જે નિર્માણ કરવું, તે પ્રયોગકરણ કહેવાય. આ પ્રયોગકરણ સજીવ અને અજીવ એમ ઘણા પ્રકારે છે. તેમાં જ્યાં જીવ વિદ્યમાન હોય, તે સજીવ પ્રયોગ કરણ કહેવાય. તે ઔદારિકાદિ પાંચ શરીરોનું જાણવું. આ સજીવ પ્રયોગ કરણ પુનઃ મૂળ કરણ અને ઉત્તર કરણ એમ બે પ્રકારે છે. ઔદારિકાદિ પાંચે શરીરોનાં જે આદ્યપુદ્ગળ સંઘાતકરણ તે મૂળકરણ જાણવું, અને ઉત્તરકરણ તો પ્રથમના ત્રણ શરીરોનુંજ હોય છે. તૈજસ કાર્મણનું નથી હોતું.

શિષ્યઃ— પ્રથમનાં ત્રણ શરીરોને શિર, ઉર વિગેરે અંગો અને હાથ પગ અંગુલીઓ વિગેરે ઉપાંગો હોય છે, તેમાં મૂળકરણ કયું ? અને ઉત્તરકરણ કયું ?

આચાર્યઃ—ઔદારિકાદિ ત્રણ શરીરોમાં શિર, ઉર વિગેરે આઠ અંગોનું નિર્માણ તે મૂળકરણ; અને શેષ હાથ પગ વિગેરે ઉપાંગોનું નિર્માણ તે ઉત્તરકરણ. તેમજ ઔદારિક વૈક્રિય શરીરના કેશ નખ દાંત વિગેરેનાં સંસ્કાર રૂપ જે કેશાદિ કર્મ તે પણ તેમનું ઉત્તરકરણ છે. વળી વિનષ્ટ કરણાદિ અવયવોને સંધાડવાદિ રૂપ, તથા લક્ષપાક તૈલાદિ ઔષધોવડે વર્ણાદિનું વિશિષ્ટ સંસ્કરણ કરવું, તે ઔદારિક શરીરનું ઉત્તરકરણ છે, અને કેશાદિના ઉપરચનરૂપ સંસ્કરણ તે વૈક્રિય શરીરનું ઉત્તરકરણ છે. ત્રીજા આહારક શરીરમાં કેશ નખ આદિનું પરિકર્મજ નથી; કેમકે સ્વરૂપથીજ તે વિશિષ્ટ પ્રકારનાં છે, તેથી તેને તેમ કરવાનું કંઇ પ્રયોજન નથી. ૩૩૦૬-થી-૩૩૧૫.

હવે બીજી રીતે જીવ પ્રયોગ કરણ ત્રણ પ્રકારે કહે છે.

संघायण परिसाडणमुभयं करणमहवा सरीराणं ।
आदाण[illegible]यणसमओ तदंतरालं च कालोत्ति ॥ ३३१६ ॥
खुड्डागभवग्गहणं तिसमय[illegible]गं जहन्नमुभयस्स ।
प[illegible]तियं समओणं [illegible]त्तीसोत्तरालकालोऽयं ॥ ३३१७ ॥

दो विग्ग म्मि समया समओ संघायणाइ तेहूणं ।
खुड्डागभवग्गहणं सव्वज ण्णट्ठिईकाओ ॥ ३३१८ ॥
उक्कोसो समऊणो जो सो संघायणासमयहीणो
किह न दुसमयवि ीणो साडणसमएऽवणीयम्मि ॥ ३३१९ ॥

ગાથાર્થ:-અથવા શરીરોનું સંઘાતન, પરિશાટન, અને સંઘાતપરિશાટન રૂપ એમ ત્રણ પ્રકારે કરણ છે. સંઘાતનનો અને પરિશાટનનો કાળ એક સમયનો છે, તથા સંઘાતપરિશાટનો કાળ હવે કહેવાશે. સંઘાતપરિશાટન ઉભયનો જઘન્યકાળ ત્રણ સમયહીન ક્ષુલ્લક ભવ પ્રમાણ છે. અને ઉત્કૃષ્ટથી એક સમય ન્યૂન ત્રણ પલ્યોપમ પ્રમાણ છે. આ એનો અંતરાલ કાળ છે. વિગ્રહ ગતિમાં બે સમય અને એક સમય સંઘાતાદિનો, એ ત્રણ સમયે હીન ક્ષુલ્લક ભવ પ્રમાણ સર્વથી જઘન્ય સ્થિતિકાળ છે. એક સમય ન્યૂન ત્રણ પલ્યોપમ પ્રમાણ જે ઉત્કૃષ્ટ કાળ કહ્યો છે, તે સંઘાતના સમયથી હીન જાણવો. પરિશાટનનો એક સમય દૂર કરતાં બે સમયહીન ત્રણ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ કાળ કેમ ન કહેવાય? ૩૩૧૬-થી-૩૩૧૯

ઔદારિકાદિ શરીરોનું સંઘાતન, પરિશાટન, અને સંઘાતપરિશાટ ઉભય રૂપ એમ ત્રણ પ્રકારનું કરણ બીજી રીતે પણ છે. પૂર્વભવમાં ઔદારિકાદિ શરીરને ત્યજીને આગળના ભવમાં પુન: પણ તે ગતિમાં જે પુદ્ગળોનો સંગ્રહ કરવો તે સંઘાતન કહેવાય અને તે ઔદારિકાદિ શરીરોને તજતા છેલ્લા સમયે તે પુદ્ગળોનો જે સર્વથા ત્યાગ કરવો, તે પરિશાટન કહેવાય. તથા સંઘાતન સમય અને પરિશાટન સમયની વચ્ચેના સર્વ સમયોમાં સંઘાત પરિશાટ રૂપ ઉભય જાણવું; કેમકે એ સર્વ સમયોમાં પૂર્વગૃહિત પુદ્ગળોનો ત્યાગ અને બીજાનું ગ્રહણ થાય છે. પ્રથમનાં ત્રણ શરીરને સંઘાત પરિશાટ અને એ ઉભયરૂપ ત્રણે પ્રકારનું કરણ હોય છે, તૈજસ કાર્મણ શરીરને સંઘાત કરણ નથી હોતું, કેમકે તે પુદ્ગળોનો ત્યાગ કર્યા પછી પુન: તેનું ગ્રહણ થતું નથી. માત્ર સંઘાત, પરિશાટ ઉભયરૂપ એકજ કરણ તેને હોય છે. એ ઔદારિકાદિ શરીરોનાં સંઘાતનનો અને પરિશાટનનો કાળ એક એક સમયનો છે. તે બન્નેની વચમાં સંઘાત પરિશાટ ઉભયની પ્રવૃત્તિ થાય છે, તેનો જઘન્ય કાળ ત્રણ સમયહીન ક્ષુલ્લક ભવ પ્રમાણ છે, અને ઉત્કૃષ્ટકાળ ત્રણ પલ્યોપમમાં એક સમય ન્યૂન પ્રમાણ છે.

બે સમય વિગ્રહ ગતિમાં અને એક સમય સંઘાતનનો, એમ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લકભવ પ્રમાણ જઘન્ય સ્થિતિકાળ સંઘાતન પરિશાટન ઉભય રૂપનો છે.

શિષ્ય:-વિદિશામાં રહેલો જીવ મરણ પામીને પહેલા સમયે દિશામાં જાય, બીજા સમયે લોકની મધ્યમાં પેસે, ત્રીજા સમયે ઉપર ઉંચે જાય, અને ચોથા સમયે નાડી બહાર જાય, જ્યારે આ પ્રમાણે અધ:ત્રસનાડીની બહારથી ઉર્ધ્વ લોકમાં ત્રસ નાડીની બહાર નિગોદાદિ જીવ ઉત્પન્ન થાય, ત્યારે વિગ્રહ ગતિમાં પ્રથમના ત્રણ સમય જાય, અને ચોથો સમય સંઘાતમાં જાય. એ પ્રમાણે ચાર સમય ન્યૂન ક્ષુલ્લક ભવ પ્રમાણ જઘન્ય સ્થિતિ કાળ સંઘાત, પરિશાટનો થાય. અને આપ તો ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લક ભવ પ્રમાણ જઘન્યકાળ કહો છો તેનું શું કારણ?

આચાર્ય:—ચાર સમયવાળી વિગ્રહગતિમાં જે આદ્ય સમય છે, તે પરભવ સંબંધી નથી ગણ્યો, પણ પૂર્વભવ સંબંધી ગણ્યો છે, કેમકે તે સમયે પૂર્વભવનું શરીર મૂકાય

છે, વ્યવહાર નયની અપેક્ષાએ જે મુકાતું હોય તે અમુક્ત છે, તેથી કરીને વિગ્રહ ગતિમાં ત્રણ સમય નહિ, પણ બે સમય સમજવા, અને ત્રીજો સમય સંઘાતનો, એમ ત્રણ સમય ન્યૂન જાણવા. અથવા અહીં જે વિગ્રહગતિ કહી છે, તે ત્રસ જીવ સંબંધી જાણવી. ત્રસ જીવો વધારેમાં વધારે ત્રીજા સમયે ઉત્પત્તિ સ્થાન પામે છેજ. એટલે ત્રણ સમય ન્યૂન ગણવામાં કંઇ દોષ નથી. એ પ્રમાણે અમારૂં માનવું છે, તત્ત્વ તો બહુ શ્રુત જાણે. ક્ષુલ્લક-ભવનું પ્રમાણ બસો છપ્પન આવળીનું છે. એક શ્વાસોશ્વાસમાં સત્તર અધિક ક્ષુલ્લક ભવ થાય છે.

સંઘાત-પરિશાટ ઉભયરૂપનો ઉત્કૃષ્ટકાળ ત્રણ પલ્યોપમમાં એક સમય ન્યૂન છે, તે આ પ્રમાણે. જ્યારે કોઇ જીવ દેવગુરૂ આદિમાં મનુષ્યપણે ઉત્પન્ન થયો હોય, તે ઉત્પન્ન થવાના પહેલા સમયે ઔદારિક શરીરનું સંઘાતન કરી, ત્રણ પલ્યોપમનું ઉત્કૃષ્ટ આયુ ભોગવીને મરણ પામે, તેને સંઘાતનનો એક સમય બાદ કરતાં ત્રણ પલ્યોપમમાં એક સમય ન્યૂન ઉત્કૃષ્ટકાળ સંઘાત-પરિશાટ ઉભયરૂપનો થાય.

શિષ્ય:—મહારાજ! ત્રણ પલ્યોપમમાં એક સમય ન્યૂન કેમ? બે સમય ન્યૂન થવો જોઇએ. કારણ કે જેમ શરીર ગ્રહણના પ્રથમ સમયે સર્વ સંઘાત છે, તેમ શરીરનો ત્યાગ કરતા છેલ્લા સમયે સર્વ પરિશાટ છે, તેથી સંઘાતનો એક સમય અને પરિશાટનો એક સમય, એમ બે સમય બાદ કરતાં, ત્રણ પલ્યોપમમાં બે સમય ન્યૂન ઉત્કૃષ્ટકાળ સંઘાત-પરિશાટ ઉભયરૂપનો થાય. ૩૩૧૬ થી ૩૩૧૯

હવે ઉપરના કથનનું વ્યવહાર-નિશ્ચયનયની અપેક્ષાએ સમાધાન કરે છે.

भण्णइ भवचरिमम्मि वि समए संघायसाडणे चेव ।
परभवपढमे साडणमओ तदूणो न कालो त्ति ॥ ३३२० ॥
जइ परपढमे साडो निव्विग्गहओ य तम्मि संघाओ ।
नणु सव्वसाड-संघायणाओ समए विरुद्धाओ ॥ ३३२१ ॥
जम्हा विगच्छमाणं विगयं उप्पज्जमाणमुप्पण्णं ।
तो परभवाइसमए मोक्खा-दाणाण न विरोहो ॥ ३३२२ ॥
चुइसमए नेहभवो इहदेहविमोक्खओ जहाऽतीए ।
जइ न परभवो वि तहिं तो सो को होउ संसारो ? ॥ ३३२३ ॥
नणु जह विग्गहकाले देहाभावे वि परभवग्गहणं ।
तह देहाभावम्मि वि होज्जेह भवो वि को दोसो ? ॥ ३३२४ ॥
जं चिय विग्गहकालो देहाभावे वि तो परभवो सो ।
चुइसमए उ न देहो न विग्गहो जइ स को होउ ? ॥ ३३२५ ॥

( ઉપરના પ્રશ્નોના ઉત્તર ) કહે છે કે ભવના છેલ્લા સમયે પણ સંઘાત પરિશાટ ઉભય છે, કેવળ પરિશાટ તો પરભવના પહેલા સમયે છે, તેથી પરિશાટ ન્યૂનકાળ તેનો ન સમજવો. જો પરભવના પ્રથમ સમયે પરિશાટ હોય, તો વિગ્રહરહિત ઉત્પન્ન થનારા-ને તેજ સમયે સંઘાત થાય, અને તેથી એકજ સમયમાં વિરૂદ્ધ એવા સર્વ પરિશાટ અને સંઘાતન પ્રાપ્ત થશે. ( એમ કહેવામાં આવે તો નિશ્ચયનયના મતે ) નાશ પામતું હોય, તે નાશ પામ્યું, અને ઉત્પન્ન થતું હોય, તે ઉત્પન્ન થયું ગણાય, તેથી પરભવના આદ્ય-

સમયે ત્યાગ અને ગ્રહણને વિરોધ નથી. વળી જેમ અતીત જન્મમાં આ ભવનું શરીર નથી, તેમ ચ્યવન સમયે પણ આ ભવના શરીરના અભાવે આ ભવ નથી. જો એ પ્રમાણે તે સમયે પરભવ નથી, તો તે સંસારી જીવ કેવી રીતે કહેવાય? જેમ વિગ્રહકાળે શરીરના અભાવે પણ પરભવનું ગ્રહણ થાય છે, તેમ શરીરના અભાવે પણ આ ભવનું ગ્રહણ થાય, તો શું દોષ છે? દેહના અભાવે (અપાન્તરાલ ગતિમાં) વિગ્રહકાળ છે, તો તે પરભવ છે, પરન્તુ ચ્યવન સમયે જો શરીર નથી અને વિગ્રહ પણ નથી, તો તે શું છે? ૩૩૨૦–થી–૩૩૨૫.

આચાર્ય:—ભવના છેલ્લા સમયે પણ સંઘાત–પરિશાટ ઉભય હોય છે, શરીર પુદ્ગળોનું જે કેવળ પરિશાટનજ થાય છે, તે તો પરભવનો પ્રથમ સમય જાણવો. કેમકે નિશ્ચયનયના મતે परभव पढमे साडण–પરભવના પ્રથમ સમયે પરિશાટન થાય છે. તેથી સંઘાત–પરિશાટ ઉભયનો કાળ સંઘાત સમય અને પરિશાટ સમય, એમ બે સમયથી હીન નહિ, પણ સંઘાતસમયથીજ હીન સમજવો.

વ્યવહારવાદી:—જો એ પ્રમાણે પરભવના પ્રથમ સમયે સર્વ પરિશાટ માનવામાં આવે, તો વિગ્રહરહિત ઋજુગતિએ ઉત્પન્ન થનારા જીવને તેજ સમયે સંઘાત માનવો પડશે. અને તેથી સર્વ પરિશાટ અને સંઘાત એક સમયે સાથે પ્રાપ્ત થશે, સર્વ પરિશાટ એ પૂર્વ ભવ સંબંધી છે, અને સર્વ સંઘાત એ ભવાન્તર સંબંધી છે, બન્ને ભવના શરીરની યુગપદ્ વિદ્યમાનતા અત્યન્ત વિરૂદ્ધ છે, તેથી ઉપરોક્ત કથન અયોગ્ય છે.

નિશ્ચયવાદી:—ક્રિયાકાળ અને નિષ્ઠાકાળનો ભેદ નથી, તેથી કરીને પૂર્વ ભવનું શરીર પરભવના આદ્યસમયે મૂકાતું હોવાથી મૂકાએલુંજ છે, અને આગળના ભવનું શરીર ઉત્પન્ન થતું હોવાથી ઉત્પન્ન થએલુંજ છે. આમ હોવાથી તદ્ભવ યોગ્ય શરીર પુદ્ગળોનો ત્યાગ અને ગ્રહણ એક સમયે માનવામાં કંઇ વિરોધ નથી.

વળી મરણ સમય તે પરભવનો આદ્યસમયજ માનવો જોઇએ, એમ ન માનવામાં આવે તો દોષ પ્રાપ્ત થાય. મરણ સમયે એટલે આ ભવનું શરીર અને આયુપુદ્ગળનો સર્વ પરિશાટ થતી વખતે આ ભવ નથી હોતો, કેમકે તે વખતે આ ભવનું શરીર અને આયુ મુકાય છે, પૂર્વે કહ્યા મુજબ ક્રિયા કાળ અને નિષ્ઠાકાળ અભિન્ન હોવાથી જે મૂકાતું હોય, તે સર્વથા મૂકાએલુંજ છે. જેમ અતીત જન્મની અંદર આ શરીરના અભાવે આ ભવ નથી, તેમ મરણ સમયે પણ તે નથી. કેમકે આ ભવના શરીરનો અભાવ ત્યાં પણ છેજ. આમ હોવાથી તે મરણ સમયે જો પરભવ ન માનવામાં આવે, તો સંસારી જીવને શું કહેવાશે? કેમકે તે વખતે આ ભવનો યુક્તિથી નિષેધ કર્યો છે, અને પરભવ માનતા નથી, વળી સંસારી હોવાથી મુક્તાત્મા પણ નહિ કહેવાય, કેવળ વ્યપદેશ રહિતજ થશે.

વ્યવહારવાદી:—જેમ વિગ્રહકાળે-વિગ્રહગતિથી પરભવમાં જતી વખતે પરભવના શરીરનો અભાવ છતાં પણ જીવને નારકાદિ પરભવનો વ્યપદેશ થાય છે, તેમ મરણ સમયે આ ભવના શરીરનો અભાવ છતાં પણ જો આ ભવનો વ્યપદેશ થાય, તો શું દોષ છે? કંઇજ નહિ, કેમકે ન્યાય ઉભયત્ર સમાન છે.

નિશ્ચયવાદી:—અપાન્તરાલ ગતિમાં જીવનો વિગ્રહકાળ છે, પણ પૂર્વભવકાળ નથી, તેથીજ દેહના અભાવે પણ પરભવનું આયુ ઉદીર્ણ થવાથી પરભવનો વ્યદેશ કરાય છે, પૂર્વ ભવનું આયુ પૂર્વે નિર્જીર્ણ થવાથી આયુરહિત જીવ સંસારમાં રહે નહિ. મરણ સમયે પૂર્વભવનો દેહ નથી, કેમકે તે તજી દીધેલ છે; વિગ્રહકાળ પણ નથી, કેમકે વક્રગતિનો

ત્યાં અભાવ છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી મરણ સમય તે આ ભવ અને પરભવના સમયોમાંથી કયો સમય ગણાય?

વ્યવહારવાદી:--જેમ વિગ્રહકાળે પરભવના શરીરના અભાવે પરભવ કહેવાય છે, તેમ મરણ સમયે પણ આ ભવના શરીરના અભાવે આ ભવ કહેવામાં શું હરકત છે?

નિશ્ચયવાદિ:—તે યોગ્ય નથી, કેમકે દ્રષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકની વિષમતા છે. મરણ સમયે જેમ આ ભવના શરીરનો અભાવ છે, તેમ આ ભવના આયુષનો પણ અભાવ છે, તેથી કરીને આયુષ્ય ઉદયના અભાવે મરણ સમય તે આ ભવ કેવી રીતે થઇ શકે? વિગ્રહકાળે તો પરભવના આયુષનો ઉદય હોવાથી તે વખતે પરભવ કહી શકાય. માટે વિગ્રહકાળની પેઠે પરભવાયુના ઉદયથી મરણ સમય તે પરભવ છે, એમ માનવું યોગ્ય છે, અન્યથા મરણ સમયે જીવ સંસારી અથવા મુક્ત એમાંથી એક પણ નહિ કહી શકાય. એ પ્રમાણે ઔદારિક સંઘાત-પરિશાટ-અને ઉભયનો કાળ કહ્યો. ૩૩૨૦-થી-૩૩૨૫

હવે ઔદારિક સંઘાત-પરિશાટ-અને ઉભયનો અન્તરકાળ કહે છે.

संघायंतरकालो जहन्नओ खुड्डयं तिसमऊणं ।
दो विग्गहम्मि समया तइओ संघायणासमओ ॥ ३३२६ ॥
तेहूणं खुड्डभवं धरिउं परभवमविग्गहेणेव ।
गंतूण पढमसमए संघायअओ स विन्नेओ ॥ ३३२७ ॥
उक्कोसं तेत्तीसं समयाहियपुव्वकोडिअहियाइं ।
सो सागारोवमाइं अविग्गहेणेह संघायं ॥ ३३२८ ॥
काऊण पुव्वकोडिं धरिउं सुरजेट्ठमाउयं तत्तो ।
भोत्तूण इहं तइए समए संघाययं तस्स ॥ ३३२९ ॥
उभयंतरं जहण्णं समओ निव्विग्गहेण संघाए ।
परमं सतिसमयाइं तेत्तीसं उयहिनामाइं ॥ ३३३० ॥
अणुभविउं देवाइसु तेत्तीसमिहागयस्स तइयम्मि ।
समए संघायाओ दुविहं साडंतरं वोच्छं ॥ ३३३१ ॥
खुड्डागभवग्गहणं जहन्नमुक्कोसयं च तेत्तीसं ।
तं सागरोवमाइं संपुण्णा पुव्वकोडी य ॥ ३३३२ ॥

ગાથાર્થ:-સંઘાતનો અન્તરકાળ જઘન્યથી એક ક્ષુલ્લક ભવમાં ત્રણ સમય ન્યૂન પ્રમાણ છે. તેમાં બે સમય વિગ્રહ ગતિમાં અને ત્રીજો સમય સંઘાતનનો એ ત્રણ સમયે ન્યૂન ક્ષુલ્લક ભવ ધારણ કરીને પરભવમાં વિગ્રહ રહિત જઇને પહેલા સમયે સંઘાતન કરવાથી તે અન્તરકાળ જાણવો. તથા ઉત્કૃષ્ટ અન્તરકાળ તેત્રીસ સાગરોપમ ઉપર પૂર્વ કોડી અધિક એક સમય પ્રમાણ છે, અવિગ્રહ ગતિએ સંઘાતન કરીને પૂર્વ કોડી પ્રમાણ આયુ ભોગવીને, તે પછી તેત્રીસ સાગરોપમનું ઉત્કૃષ્ટ દેવાયુ ભોગવીને અહીં ત્રીજા સમયે સંઘાતન કરનારા તેને તેટલો અંતરકાળ જાણવો. વિગ્રહરહિત સંઘાતન કરનારાને સંઘાત-પરિ-

શાટ ઉભયનું જઘન્ય અન્તર એક સમયનું, અને ઉત્કૃષ્ટ અન્તર ત્રણ સમય અધિક તેત્રીસ સાગરોપમનું છે. તે દેવાદિકમાં તેત્રીસ સાગરોપમ આયુ અનુભવીને અહીં આવીને ત્રીજા સમયે સંઘાતન કરનારાને એ થાય છે. હવે બે પ્રકારે પરિશાટનું અન્તર કહીશું. જઘન્યથી ક્ષુલ્લક ભવ પ્રમાણ અને ઉત્કૃષ્ટથી તેત્રીસ સાગરોપમ અધિક સંપૂર્ણ પૂર્વ-કોટી પ્રમાણ છે. ૩૩૨૬-થી-૩૩૩૨

એક વખત ઔદારિક શરીરનો સંઘાત કરીને ફરી તેનો સંઘાત કરતાં ઔદારિક સંઘાતનો જઘન્ય અન્તરકાળ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લક ભવ પ્રમાણ થાય તેટલો કાળ જ્યારે કોઇ એકેન્દ્રિયાદિ જીવ મરણ પામીને બે સમયનો વિગ્રહ કરી ક્ષુલ્લક ભવ પ્રમાણ આયુવાળા પૃથ્વ્યાદિમાં ઉત્પન્ન થયો હોય, ત્યાં ત્રીજા સમયે ઔદારિક શરીરનો સંઘાત કરીને ઉપરોકત ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લક ભવ પ્રમાણ કાળ સુધી સંઘાત-પરિશાટ ઉભય કરીને મૃત્યુ પામી વિગ્રહ રહિત ઋજુગતિએ પુનર્ભવમાં પૃથ્વી આદિકમાં ઉત્પન્ન થઇને ઔદારિક શરીરનો સંઘાત કરે, ત્યારે તે જીવને ઔદારિક શરીરના સંઘાતનો જઘન્ય અન્તર કાળ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લક ભવ પ્રમાણ થાય.

તેત્રીસ સાગરોપમ ઉપર સમયાધિક પૂર્વ કોટિ વર્ષ પ્રમાણ ઔદારિક શરીર સંઘાતનો ઉત્કૃષ્ટ અન્તરકાળ હોય છે, તે આ પ્રમાણે. જ્યારે કોઇ જીવ પૂર્વભવમાંથી વિગ્રહ રહિત અહીં મનુષ્યભવમાં આવી, પ્રથમ સમયે સંઘાત કરી, પૂર્વકોટિ વર્ષ પ્રમાણ આયુ પાળીને, તે પછી ઉત્કૃષ્ઠ આયુ તેત્રીસ સાગરોપમ પ્રમાણ અનુત્તર દેવલોકમાં અનુભવી, ત્યાંથી ચ્યવીને બે સમયનો વિગ્રહ કરે. અહીં વિગ્રહના બે સમયમાંથી એક સમય પ્રથમના પૂર્વકોટીમાં નાખવો, એમ થવાથી તેત્રીસ સાગરોપમ ઉપર સમયાધિક પૂર્વકોટી પ્રમાણ ઔદારિક શરીરના સંઘાતનો ઉત્કૃષ્ટ અન્તરકાળ થાય. ઉપલક્ષણથી પૂર્વકોટી પ્રમાણ આયુવાળા મત્સ્યને અપ્રતિષ્ઠાન નરકમાં ઉત્પન્ન થવાવડે આજ પ્રમાણે પુન:મત્સ્યમાં ઉત્પન્ન થવાથી આટલું ઉત્કૃષ્ટ અંતર જાણવું.

સંઘાત પરિશાટન ઉભયનું અન્તર જઘન્યથી એક સમય પ્રમાણ હોય છે. તે આ પ્રમાણે. ઔદારિક શરીરી જીવ સ્વ આયુ પર્યંત સંઘાત પરિશાટન ઉભય કરીને આગળના ભવમાં અવિગ્રહ ગતિએ ઉત્પન્ન થઇ ઔદારિક સંઘાત કરીને પુન: પણ સંઘાત પરિશાટન ઉભય કરે તેને તે એક સંઘાત સમય જઘન્ય અન્તર હોય; અને ઉત્કૃષ્ટ અન્તર ત્રણ સમય સહિત તેત્રીશ સાગરોપમનું છે, તે આ પ્રમાણે. કોઇ મનુષ્યાદિ જીવ સ્વભવના છેલ્લા સમય સુધી સંઘાતન પરિશાટન ઉભય કરીને અનુત્તર વિમાને અથવા અપ્રતિષ્ઠાન નરકાવાસામાં તેત્રીસ સાગરોપમનું આયુ અનુભવીને પુન: ત્યાંથી બે સમયની વિગ્રહ ગતિએ અહીં આવીને ત્રીજા સમયે ઔદારિક સંઘાતન કરીને તે પછી સંઘાતન પરિશાટન ઉભય કરે, ત્યારે બે સમય વિગ્રહના એક સમય સંઘાતનો અને તેત્રીસ સાગરોપમ દેવાદિ સંબંધી એમ તેત્રીસ સાગરોપમ અધિક ત્રણ સમય પ્રમાણ સંઘાતન પરિશાટન ઉભયનું ઉત્કૃષ્ટ અન્તર થાય છે.

ઔદારિક પરિશાટનું જઘન્ય અન્તર ક્ષુલ્લક ભવ પ્રમાણ છે, અને ઉત્કૃષ્ટ અન્તર તેત્રીસ સાગરોપમ અધિક પૂર્ણ કોટિનું છે.

શિષ્ય:—જઘન્ય અન્તર ક્ષુલ્લક ભવમાં એક સમય ન્યૂન અને ઉત્કૃષ્ટ અન્તર પણ તેત્રીશ સાગરોપમ અધિક પૂર્વ કોટિમાં એક સમય ન્યૂન પ્રમાણ થાય, કેમકે જે જીવ ક્ષુલ્લક ભવ પ્રમાણ આયુવાળા વનસ્પતિ આદિમાં ઉત્પન્ન થાય છે, "પરભવ જતાં

સાવણ પરભવના પ્રથમ સમયે પરિશાટ થાય.” એ વચનથી ક્ષુલ્લક ભવના પ્રથમ સમયે ઔદારિક શરીરનો સર્વ પરિશાટ કરે. તે પછી ક્ષુલ્લક ભવના અન્તે મરીને પુનઃ પણ પરભવના આદ્ય સમયે ઔદારિક શરીરનો સર્વ પરિશાટ કરે. એ પ્રમાણે ઔદારિક પરિશાટનું જઘન્ય અન્તર ક્ષુલ્લક ભવમાં એક સમય ન્યૂન પ્રમાણ થાય. એજ પ્રમાણે ઉત્કૃષ્ટ અન્તરમાં પણ એક સમય ન્યૂન પ્રમાણ થાય કેમકે જ્યારે કોઈ સંયતિ મનુષ્ય મરીને દેવભવમાં ઉત્પન્ન થાય, ત્યાં ઉપર કહ્યા મુજબ આદ્ય સમયે ઔદારિક શરીરનો સર્વ પરિશાટ કરીને તેત્રીસ સાગરોપમનું આયુ અનુભવી પૂર્વકોટિ વર્ષ આયુવાળા મનુષ્યમાં ઉત્પન્ન થઇ, મરીને પુનઃ પણ પરભવના આદ્યસમયે સર્વ પરિશાટ કરે, ત્યારે તેને પૂર્વકોટિમાંથી એક સમય દેવભવાયુમાં નાખતા ઉત્કૃષ્ટ અન્તર તેત્રીસ સાગરોપમ ઉપર પૂર્વકોટિમાં એક સમય ન્યૂન પ્રમાણ થાય, અને આપ તો બન્ને પક્ષમાં સંપૂર્ણ કહો છો તેનું શું કારણ ?

આચાર્યઃ--અહીં ક્ષુલ્લક ભવના આદ્ય સમયે પરિશાટ નથી માન્યો, પરન્તુ વ્યવહાર નયની અપેક્ષાએ પૂર્વ ભવના છેલ્લા સમયે માન્યો છે, એજ પ્રમાણે દેવભવના આદ્ય સમયે પરિશાટ નથી, પણ સંયતિ મનુષ્યના ચરમ સમયે થાય છે. એ પ્રમાણે જઘન્ય તથા ઉત્કૃષ્ટ પદમાં આદિમાં વ્યવહાર નયની અપેક્ષા અને અન્તે નિશ્ચય નયની અપેક્ષા માનતાં ભાષ્યકારના વચનમાં કંઇ વિરોધ નથી. આ પ્રમાણે વૃદ્ધો કહે છે, કે ગંભીરભાષી તેમનું તત્ત્વ તો કેવળી ભગવાન્ જાણે. એ પ્રમાણે ઔદારિક સંઘાત-પરિશાટ-અને ઉભયનો અન્તર કાળ કહ્યો. ૩૩૨૬-થી-૩૩૩૨

હવે વૈક્રિય શરીરના સંઘાત-પરિશાટ-અને ઉભયનું કાળ માન કહે છે.

वेउव्वियसंघाओ समओ सो पुण विउव्वणाईए ।
ओ ालियाणमहवा देवाईणाइगहणम्मि जहण्णओ गओ ॥३३३३॥
उक्कोसो समयदुगं जो समय विउव्विउ मओ बिइए ।
समए सुरेसु वच्चई निव्विग्गहओ तयं तस्स ॥ ३३३४ ॥
उभय जहन्नं समओ सो पुण दुसमयविउव्वियमयस्स ।
परमयराइं [illegible]णाइं तेत्तीसं ॥ दारं ॥ ३३३५ ॥
संघायंतरसमओ समयविउव्वियस्स तइयम्मि ।
सो दिवि संघायओ तइए व मयस्स तइयम्मि ॥दारं ॥ ३३३६ ॥
उभयस्स चिर [illegible] मयस्स देवेसविग्गहगयस्स ॥दारं ।
साउस्संतमुहुत्तं तिण्ह वि तरुका[illegible] क्कोसं ॥ ३३३७ ॥

ગાથાર્થઃ-વૈક્રિય શરીરનો સંઘાતકાળ જઘન્યથી એક સમયનો છે, તે ઔદારિક શરીરને વિકુર્વણા કરતાં થાય, અથવા દેવાદિકને આદિ ગ્રહણમાં થાય. વૈક્રિય શરીરનો ઉત્કૃષ્ટ સંઘાતકાળ બે સમયનો છે, જે કોઇ ઔદારિક શરીરી એક સમય વિકુર્વીને મરણ પામી બીજા સમયે વિગ્રહરહિત દેવગતિમાં જાય તેને તે હોય. વૈક્રિય શરીરના સંઘાત-પરિશાટ ઉભયનો જઘન્યકાળ એક સમયનો છે, તે બે સમય વિકુર્વીને મરણ પામેલાને હોય છે અને ઉત્કૃષ્ટકાળ સંઘાતન સમયહીન તેત્રીસ સાગરોપમનો હોય છે. વૈક્રિય સંઘાતનું જઘન્ય અન્તર એક સમયનું છે, તે એક સમય-ઉત્તર વૈક્રિય કરીને મરણ પામ્યા પછી

ત્રીજા સમયે દેવલોકમાં સંઘાત કરતાં થાય, અથવા ત્રીજા સમયે મરનારને વિગ્રહરહિત ઉત્પન્ન થતાં થાય. વૈક્રિય સંઘાત પરિશાટ ઉભયનું અન્તર ( જઘન્યથી એક સમયનું છે. ) તે અન્તર્મુહૂર્ત્ત વિકુર્વીને મરણ પછી વિગ્રહ રહિત દેવગતિમાં ગએલાને હોય છે, વૈક્રિય પરિશાટનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્તનું છે, અને ( સંઘાતાદિ ) ત્રણેનું ઉત્કૃષ્ટ અન્તર વનસ્પતિના કાળ જેટલું છે. ૩૩૩૩–થી–૩૩૩૭

વૈક્રિય શરીરનો જઘન્ય સંઘાતકાળ એક સમયનો છે, તે ઉતર વૈક્રિય લબ્ધિવાળા ઔદારિક શરીરી તિર્યંચ અથવા મનુષ્યને ઉત્તરવૈક્રિય કરતાં પ્રથમ એક સમયે સંઘાત થાય છે તેની અપેક્ષાએ, અથવા દેવ–નારકીને વૈક્રિય શરીર ગ્રહણ કરતા પહેલા સમયે સંઘાત થાય છે, તેની અપેક્ષાએ વૈક્રિય સંઘાતનો જઘન્યકાળ એક સમયનો છે; તથા ઉત્કૃષ્ટ સંઘાતકાળ બે સમયનો છે, તે આ પ્રમાણે. કોઇ ઔદારિક શરીરી છેલ્લા એક સમયે ઉત્તર વૈક્રિય કરીને મૃત્યુ પામી ઋજુગતિએ દેવલોકમાં જાય, ત્યાં પણ પહેલા સમયે વૈક્રિયસંઘાત કરે, તેવા જીવને એક સમય આ ભવનો અને બીજો સમય દેવભવનો એમ ઉત્કૃષ્ટથી બે સમયનો વૈક્રિયસંઘાત કાળ થાય.

વૈક્રિયસંઘાત–પરિશાટ ઉભયનો જઘન્યકાળ એક સમયનો, અને ઉત્કૃષ્ટ કાળ તેત્રીસ સાગરોપમમાં એક સમય ન્યૂન પ્રમાણ છે. જ્યારે કોઇ ઔદારિક શરીરીએ ઉત્તર વૈક્રિય આરંભ્યું હોય, તે પ્રથમ સમયે સંઘાત કરે અને બીજા સમયે સંઘાત પરિશાટ ઉભય કરીને મૃત્યુ પામે, ત્યારે તેને સંઘાત પરિશાટ ઉભયનો જઘન્ય કાળ એક સમયનો થાય. તથા ઉત્કૃષ્ટ તેનો કાળ તેત્રીસ સાગરોપમ એક સમય ન્યૂન્ય પ્રમાણ અનુત્તર દેવ અથવા અપ્રતિષ્ઠાન નરકને વિષે જાણવો. વૈક્રિય પરિશાટનો જઘન્ય તથા ઉત્કૃષ્ટ કાળ એકજ સમયનો છે એ પ્રમાણે વૈક્રિય સંઘાત, પરિશાટ અને ઉભયનો કાળ છે.

હવે એ ત્રણેના અન્તરકાળનો વિચાર કરીએ. વૈક્રિય સંઘાતનો જઘન્ય અન્તરકાળ એક સમયનો છે તે આ પ્રમાણે. કોઇ ઔદારિક શરીરી એક સમય ઉત્તર વૈક્રિય કરીને મૃત્યુ પામી, બીજે સમય વિગ્રહ ગતિમાં કરી ત્રીજા સમયે દેવલોકમાં વૈક્રિય શરીરનો સંઘાત કરતાં થાય. અહીં પૂર્વના ઉત્તર વૈક્રિય સંઘાતનો અને દેવ સંબંધી વૈક્રિય સંઘાતનો અન્તર એક વિગ્રહ સમય છે. અથવા ઔદારિક શરીરી બે સમય ઉત્તર વૈક્રિય કરીને ત્રીજા સમયે મૃત્યુ પામી વિગ્રહ રહિત દેવલોકમાં ઉત્પન્ન થાય, તેને તેજ ત્રીજા સમયે દેવ સંબંધી વૈક્રય સંઘાત કરતાં વચ્ચે સંઘાત–પરિશાટ ઉભયનો એક સમય અન્તર કાળ થાય.

વૈક્રિય સંઘાત–પરિશાટ ઉભયનો જઘન્ય અન્તર કાળ એક સમયનો છે. જે કોઇ વૈક્રિય લબ્ધિવન્ત ઔદારિક શરીરવાળો તિર્યંચ અથવા મનુષ્ય હોય, તે અન્તર્મુહૂર્ત્ત સુધી વૈક્રિય શરીરમાં રહી, તત્સંબંધી સંઘાત–પરિશાટ કરીને મૃત્યુ પામી અવિગ્રહ ગતિએ દેવલોકમાં ઉત્પન્ન થઇને પ્રથમ સમયે વૈક્રિય સંઘાત કરે, પછી બીજા આદિ સમયોમાં સંઘાત પરિશાટ ઉભય કરે તેવા જીવની અપેક્ષાએ સંઘાત પરિશાટ ઉભયનું અન્તર તે એક સંઘાત સમયનું છે.

શિષ્ય:—જો એમ હોય, તો મૂળમાં ચિર શબ્દરૂપ વિશેષણ નિરર્થક છે, કેમકે અહીં મનુષ્યાદિકમાં દીર્ઘ અથવા સ્તોક કાળ પર્યન્ત વૈક્રિય સંઘાત–પરિશાટ ઉભય કરીને વિગ્રહ રહિત દેવલોકમાં ઉત્પન્ન થાય, એટલુંજ અહીં પ્રયોજન છે, તેમાં ચિર વિશેષણની શી જરૂર છે ?

આચાર્ય:—અહીં એ વિશેષણ પ્રથમ સમયે મરણ તો કરવાને કહ્યું છે. બીજા આદિ સમયોમાં અકસ્માત્ વૈક્રિયશરીર સમાપ્ત કર્યા વિના પણ મરણ કહેલું છે, અહીં એવા અસમાપ્ત વૈક્રિય શરીરવાળાનું મરણ બતાવવામાં કંઇ પ્રયોજન નથી એમ જણાવવાને चिर શબ્દ ગ્રહણ કરીને સંપૂર્ણ અન્તર્મુહૂર્ત મનુષ્યાદિ સંબંધી વૈક્રિય સ્થિતિકાળ કહેલ છે.

એક વખત વૈક્રિય પરિશાટ કરીને પુન: તેનો સર્વ પરિશાટ કરતા જઘન્ય અન્તર અન્તર્મુહૂર્તનું છે. કોઇ વૈક્રિય લબ્ધિવાન ઔદારિક શરીરી જીવ કોઇ પ્રસંગે વૈક્રિય શરીર કરીને, કાર્ય સિદ્ધ થયા પછી પર્યન્તે તેનો સર્વ પરિશાટ કરીને પુન: ઔદારિક શરીરનો આશ્રય કરે, ત્યાં અન્તર્મુહૂર્ત રહીને પુન: કારણવશાત્ વૈક્રિય શરીર કરે, ત્યાં અન્તર્મુહૂર્ત રહીને ફરી પાછો ઔદારિક શરીરમાં આવતા વૈક્રિયનો સર્વ શાટ કરે, એ પ્રમાણે થવાથી વૈક્રિય શરીર સંબંધી પરિશાટનું અન્તર ઔદારિક વૈક્રિયશરીરગત બે અન્તર્મુહૂર્ત થાય, આ બે અન્તર્મુહૂર્તનું અહીં એક મોટું અન્તર્મુહૂર્ત કહ્યું છે. તેથી વૈક્રિયપરિશાટનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત કહેવામાં કંઇ દોષ નથી.

એ પ્રમાણે વૈક્રિયસંઘાત, સંઘાત-પરિશાટ ઉભય, અને પરિશાટનું જઘન્ય અન્તર કહ્યું. તથા એ ત્રણેનો ઉત્કૃષ્ટ અન્તરકાળ વનસ્પતિના કાળ જેટલો છે. જ્યારે કોઈ જીવ વૈક્રિય શરીરનાં સંઘાતાદિ ત્રણે કરીને વનસ્પતિમાં ઉત્પન્ન થાય, ત્યાં અનન્તો કાળ ગુમાવીને, તેમાંથી નીકળ્યા પછી, પુન: પણ કોઇ વખત વૈક્રિય શરીર પામીને તેના સંઘાતાદિ ત્રણે કરે, ત્યારે તે અપેક્ષાએ એ સંઘાતાદિ ત્રણેનો ઉત્કૃષ્ટ અન્તર કાળ અનન્ત ઉત્સર્પિણિ અવસર્પિણિરૂપ વનસ્પતિકાળ પ્રમાણ થાય છે. ૩૩૩૩-થી-૩૩૩૭.

હવે આહારક-તૈજસ-અને કાર્મણ સંબંધી સંઘાતાદિનો વિચાર કરે છે.

आहारोभयकालो दुविहो अन्तरतियं जहन्नं च ।
अंतोमुहुत्तमुक्कोसमद्धपरियट्टमूणं च ॥ ३३३८ ॥
तेया-कम्माणं पुण संताणअणाइओ न संघाओ ।
भव्वाण होज्ज साडो सेलेसीचरिमसमयम्मि ॥३३३९॥भा० १७२ ॥
उभयं अणाइ-निहणं संतं भव्वाण होज्ज केसिंचि ।
अंतरमणाइभावादच्चंतविओगओ य णेसिं ॥३३४०॥भा० १७३ ॥

ગાથાર્થ:-આહારક સંઘાત-પરિશાટ ઉભયનો કાળ બે પ્રકારે છે, આહારક સંઘાતાદિ ત્રણેનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્તનું, અને ઉત્કૃષ્ટ અર્ધપુદ્ગળ પરાવર્તમાં કંઇક ન્યૂન છે. તૈજસ-કાર્મણ સંતાનથી અનાદિકાલીન હોવાથી તેનો સંઘાત નથી, ભવ્યજીવોને શૈલેશીના ચરમ સમયે પરિશાટ થાય છે, ( સંઘાત-પરિશાટ ) ઉભય અભવ્યોને અનાદિ-અનન્ત છે, કેટલાક ભવ્યોને અનાદિ-સાન્ત છે. અભવ્યોને તે અનાદિ-નિધન હોવાથી અને ભવ્યોને અત્યન્ત વિયોગ થવાથી તેમનું અન્તર નથી. ૩૩૩૮-થી-૩૩૪૦

આહારક શરીરનો સંઘાત અને પરિશાટ દરેક એકેક સમયનાં છે, તથા તેના સંઘાત-પરિશાટ ઉભયનો કાળ જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારે છે. તે અન્તર્મુહૂર્ત પ્રમાણ જાણવું, પણ જઘન્યપક્ષે નાનું અને ઉત્કૃષ્ટપક્ષે મોટું અન્તર્મુહૂર્ત સમજવું. કેમકે આહારક શરીરની સ્થિતિ અન્તર્મુહૂર્તનીજ છે.

એક વખત કરેલું આહારક શરીર સર્વ પૂર્ણ થયે ચાદ પૂર્વધર તજી દે, પછી પુનઃ પ્રયોજનવશાત્ અન્તર્મુહૂર્ત પછી ફરી આહારક શરીર કરે, ત્યારે તે સંઘાત, પરિશાટ અને ઉભયનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્તનું થાય. અને એ ત્રણેનું ઉત્કૃષ્ટ અન્તર અર્ધ પુદ્ગળ પરાવર્તમાં કંઇક ન્યૂન હોય છે. તે જ્યારે કોઇ ચાદ પૂર્વધર આહારક શરીર કરીને પ્રમાદથી પતિત થઇ વનસ્પતિ આદિમાં યથોક્તકાળ રહીને પુનઃ ચાદ પૂર્વધર થઇ આહારક શરીર કરે, ત્યારે તે અપેક્ષાએ ઉત્કૃષ્ટ એટલો કાળ અન્તર થાય.

તૈજસ-કાર્મણનો સંઘાત નથી થતો, કેમકે સંતાન ભાવે તે અનાદિ કાળથી પ્રવર્તે છે, અને સંઘાત તો ગૃહ્યમાણ શરીરના પ્રથમ સમયે થાય છે. વળી સર્વ પરિશાટ પણ તેનો અભવ્યોને નથી, કેમકે તે તો ત્યજ્યમાન શરીર વિષયિ છે, પરન્તુ કેટલાક ભવ્ય જીવોને શૈલેશીના છેલ્લા સમયે તેનો સર્વ પરિશાટ થાય છે તેનો કાળ એક સમયનો છે. તથા તૈજસ-કાર્મણના સંઘાત-પરિશાટ ઉભયનો અભવ્યોને અનાદિ-અનન્ત હોવાથી તેનો ત્યાગ નથી થતો, અને કેટલાક ભવ્યોને મોક્ષગમન વખતે તેનો સર્વથા ત્યાગ થાય છે, તેથી તેમને તે અનાદિ-સાંત છે. પણ પુનઃ તેમનું ગ્રહણ ન થવાથી અન્તર નથી. કેમકે તજેલાનું પુનઃ ગ્રહણ થાય, ત્યારે અન્તર થાય, તેવું તેમને નથી. ૩૩૩૮-થી-૩૩૪૦.

એ પ્રમાણે સજીવ પ્રયોગ કરણ કહ્યું, હવે અજીવ પ્રયોગકરણ કહે છે.

अज्जीवाणं करणं नेयं पड-संख-सगड-थूणाणं ।
संघायण-पडिसाडणउभयं तह नोभयं चेव ॥ ३३४१ ॥
जं जं निज्जीवाणं कीरइ जीवप्पओसओ तं तं ।
वन्नाइ रूव-कम्माइ वावि तदजीवकरणं ति ॥ ३३४२ ॥

ગાથાર્થ:-પટનું સંઘાતન, શંખનું પરિશાટન, અને શકટનું સંઘાત-પરિશાટ ઉભયરૂપ એ સર્વ અજીવકરણ જાણવું. સ્થુણાનું સંઘાત-પરિશાટ ઉભય નથી થતું. એ પ્રમાણે જીવના વ્યાપારથી જે જે અજીવોનાં વર્ણાદિ કરાય, અથવા રૂપ કર્માદિ કરાય, તે તે સર્વ અજીવકરણ છે. ૩૩૪૧-થી-૩૩૪૨.

॥ દ્રવ્યકરણ સમાપ્ત ॥

---

હવે ક્ષેત્રકરણનું સ્વરૂપ કહે છે.

इह दव्वं चेव निवाससेत्तपज्जायभावओ खेत्तम् ।
भन्नइ नभं न तस्स य करणं निव्वत्तिओऽभिहियं ॥ ३३४३ ॥
होज्ज व पज्जायाओ पज्जाओ जेण दव्वओऽणन्नो ।
उवयारमेत्तओ वा जह लोए सालिकरणाई ॥ ३३४४ ॥
खेत्ते व जत्थ करणं ति खेत्तकरणं तयं जहा सिद्धं ।
खेत्तं सुण्णमिणं पुण्णकरणसंबंधमेत्तेणं ॥ ३३४५ ॥

ગાથાર્થ:-અહીં આકાશ દ્રવ્યનેજ નિવાસ આશ્રયરૂપ પર્યાય ભાવથી ક્ષેત્ર કહેવાય છે, પણ તેનું નિષ્પાદનભાવવડે કરણ નથી કહ્યું. અથવા (ઘટપટાદિના સંયોગ-વિયોગાદિરૂપ) પર્યાયોની અપેક્ષાએ (ક્ષેત્રનું કરણ થાય, કેમકે સર્વ વસ્તુના પર્યાયો અનાયત્ત છે, તેથી

તેઓનું કરણ સંભવે) કારણ કે પર્યાય દ્રવ્યથી અનન્ય છે. અથવા ઉપચાર માત્રથી પણ ક્ષેત્રકરણ કહેવાય. જેમ લોકમાં શાલિક્ષેત્રાદિ કરવાનું કહેવાય છે, તેમ અથવા (ક્ષેત્રનું કરણ તે ક્ષેત્રકરણ, એમ ન માનતાં, ક્ષેત્રમાં જે કરણ તે ક્ષેત્રકરણ એમ સમજીએ) જે ક્ષેત્રમાં પુન્યાદિનું કરવું, તે ક્ષેત્રકરણ, એ વાત સિદ્ધ છે, જેમકે આ શત્રુંજયાદિ ક્ષેત્ર પવિત્ર છે. અહીં પુન્ય કરવાના સંબંધ માત્રથી તે પુન્યકરણ ક્ષેત્ર કહેવાય છે. ૩૩૪૩-થી-૩૩૪૫.

હવે કાળકરણ કહે છે.

जं वत्तणाइरूवो कालो दव्वस्स चेव पज्जाओ ।
तो तेण तस्स तम्मि व न विरुद्धं सव्वहा करणं ॥ ३३४६ ॥
अहवेहं कालकरणं बवाइ जोइसियगइविसेसेणं ।
सत्तविह तत्थ चरं चउव्विहं थिरमक्खायं ॥ ३३४७ ॥
बवं च बालवं चेव कोलवं तीइवलो य णं ।
गरोहि वणियं चेव विट्ठी हवइ सत्तमा ॥ ३३४८ ॥
पक्खतिहओ दुगुणिया दुरूवरहिया य सुक्कपक्खम्मि ।
सत्तहिए देवसियं तं चिय रूवाहियं रत्तिं ॥ ३३४९ ॥
सउणि चउप्पय नागं किंत्थुग्घं च करणं थिरं चउहा ।
बहुलचउद्दसिरत्तिं सउणी सेसं तियं कमसो ॥ ३३५० ॥ दारं

ગાથાર્થ:--જે વર્તનાદિ રૂપ કાળ છે, દ્રવ્યનોજ પર્યાય છે. તેથી (જેમ દ્રવ્યનું તેમ કાળનું પણ) કરણ સર્વથા વિરૂદ્ધ નથી. કાળ વડે કરણ, કાળનું કરણ અથવા કાળને વિષે કરણ તે કાળકરણ કહેવાય. અથવા બવાદિ રૂપ જ્યોતિષ્ક ગતિ વિશેષ વડે કાળકરણ છે, તેમાં સાત પ્રકારે ચર અને ચાર પ્રકારે સ્થિર કરણ છે તે નિયમિત તીથિમાં રાત અને દિવસ હોય છે તે બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગર, વણિજ, અને સાતમું વિષ્ટિ એ સાત ચર કરણ છે. પક્ષની તિથિઓને બમણી કરીને સાત ભાગે વહેંચતાં જે આવે તે કૃષ્ણ પક્ષમાં દૈવસિકકરણ જાણવું, અને તેમાં એક રૂપ અધિક કરવાથી રાત્રિકરણ જાણવું, શુકલપક્ષમાં તીથિઓને બમણી કરીને બે બાદ કરવાથી દૈવસિકરણ થાય અને તેમાં એક રૂપ અધિક કરવાથી રાત્રિકરણ જાણવું. શકુનિ, ચતુષ્પદ, નાગ, અને કિંસ્તુઘ્ન એમ ચાર પ્રકારનું સ્થિરકરણ છે. કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ (સદા અવસ્થિત) શકુનિ કરણ હોય છે, બાકીનાં ત્રણ અનુક્રમે (અમાવાસ્યાના દિવસે ચતુષ્પદ, રાત્રિએ નાગ, અને પ્રતિપદાના દિવસે કિંસ્તુઘ્ન કરણ) જાણવાં. ૩૩૪૬-થી-૩૩૫૦

હવે ભાવકરણનું સ્વરૂપ કહે છે.

भावस्स व भावेण व भावे करणं च भावकरणं ति ।
तं जीवाजीवाणं पज्जायविसेसओ बहुहा ॥ ३३५१ ॥

अपरप्पओगजं जं अजीवरूवाइपज्जयावत्थं ।
तमजीवभावकरणं तप्पज्जायप्पणाविक्खं ॥ ३३५२ ॥

को दव्ववीससाकरणओ विसेसो इमस्स नणु भणियं ।
इह पज्जायावेक्खा दव्वट्ठियनयमयं तं च ॥ ३३५३ ॥

इह जीवभावकरणं सुयकरणं नो सुयाभिहाणं च ।
सुयकरण दुवियप्पं लोइय लोउत्तरं चेव ॥ ३३५४ ॥

बद्धाबद्धं च पुणो सत्थासत्थोवएसमेयाओ ।
एक्केक्कं सद्दनिसीहकरणभेयं मुणेयव्वं ॥ ३३५५ ॥

ગાથાર્થ:-ભાવનું કરણ, ભાવવડે કરણ, અથવા ભાવને વિષે કરણ તે ભાવકરણ છે. એ ભાવકરણ જીવ-અજીવના પર્યાય વિશેષથી બહુ પ્રકારનું છે. જે પરપ્રયોગ સિવાય થએલ ઇન્દ્રધનુષાદિ અજીવના રૂપાદિ પર્યાયોની અવસ્થા તે તત્પર્યાય મુખ્યાતાની અપેક્ષાએ અજીવ ભાવકરણ છે. દ્રવ્ય વિસ્રસાકરણથી આનો શો ભેદ છે? ( એમ પૂછવામાં આવે, તો) કહેલુંજ છે કે અહીં પર્યાયની અપેક્ષાએ (ભાવકરણ કહ્યું છે,) અને ત્યાં દ્રવ્યાસ્તિક-નયની અપેક્ષાએ તે માન્યું છે. જીવ ભાવકરણ બે પ્રકારે છે. શ્રુત જ્ઞાન ભાવકરણ અને નોશ્રુતજ્ઞાનભાવ કરણ (શ્રુતજ્ઞાન સિવાયનાં બીજાં જ્ઞાનો, ગુરૂપદેશાદિવડે કરાતા નથી, પણ તે સ્વતઃ થાય છે તેથી તેઓ જીવભાવ છતાં પણ અહીં કરણરૂપે નથી કહ્યા. એજ પ્રમાણે સમ્યકૃત્વાદિ જીવ ભાવો પણ એકાન્તે પરાધીન નથી, તેથી તેને પણ કરણરૂપે નથી કહેલ.) શ્રુતજ્ઞાન કરણ બે પ્રકારે છે, લૌકિક અને લોકોત્તર પુનઃ તેદરેક શાસ્ત્ર અને અશાસ્ત્રના ઉપદેશથી બદ્ધ તથા અબદ્ધ એમ બે પ્રકારે છે. વળી એ બદ્ધાબદ્ધ શબ્દકરણ અને નિશીથકરણ એમ પણ બે પ્રકારે જાણવું. ૩૩૫૨ થી ૩૩૫૫

હવે શબ્દકરણાદિ તથા નોશ્રુ-કરણનું સ્વરૂપ કહે છે.

उत्ती ओ सद्दकरण पगासपाढोव सरविसेसो वा ।
गूढत्थं तु निसीहं रहस्ससुत्तत्थमहवा जं ॥ ३३५६ ॥

लोए अणिबद्धाइं अड्डिय-पच्चड्डियाइं करणाइं ।
पंचादेससयाइं मरुदेवाईणि उत्तारए ॥ दारं ॥ ३३५७ ॥

भावकरणाहिगारे किमिहं सद्दाइदव्वकरणेण ।
भण्णइ तत्थवि भावो विवक्खिओ ताव्वसिओ उ ॥ ३३५८ ॥

नोसुयकरणं दुविहं गुणकरणं जुंजणाभिहाणं च ।
गुणकरणं तव-संजमकरणं मूलुत्तरगुणा वा ॥३३५९-१०३६-२४४॥

मण- वयण-कायकिरिया पन्नरसविहा उ जुंजणाकरणं ।
सामाइयकरणमिदं किं नामाईण होज्जाहि ? ॥ ३३६० ॥

सव्वं पि जहाजोग्गं नेयं भावकरणं विसेसेणं ।
सुय–बद्ध–सद्दकरणं सुयसामाइयं न चारित्तं ॥ ३३६१ ॥
गुणकरणं चारित्तं तव संजमगुणमयं ति काऊणं ।
संभवओ सुयकरणं सुपसत्थं जुंजणाकरणं ॥ ३३६२ ॥

ગાથાર્થ:-ઉક્તિવિશેષ, પ્રગટ પાઠ અથવા ઉદાત્તાદિ સ્વર વિશેષ તે શબ્દકરણ કહેવાય; અને જેનો અર્થ ગૂઢ હોય, અથવા (નિશીથ અધ્યયનની પેઠે) જેના સૂત્ર અને અર્થ અપ્રગટ હોય તે નિશીથકરણ કહેવાય. મલ્લોનાં આહિક પ્રત્યહિકાદિ કરણો, તે ઉપદેશ માત્ર રૂપલૌકિક અબદ્ધ શ્રુતકરણ જાણવાં, અને મરૂદેવી માતા, વનસ્પતિમાંથી નીકળીને સિદ્ધ થયાં ઇત્યાદિ પાંચસેં આદેશો, તે લોકોત્તર અબદ્ધ શ્રુતકરણ જાણવાં. અહીં ભાવકરણના અધિકારમાં શબ્દાદિ દ્રવ્યકરણ કહેવાનું શું પ્રયોજન છે? (એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર) કહીએ છીએ કે ત્યાં શબ્દાદિ દ્રવ્યકરણમાં પણ શબ્દ વિશિષ્ટ ભાવશ્રુતજ કહેલ છે. (તેથી કંઇ દોષ નથી.) નોશ્રુતભાવકરણ બે પ્રકારે છે, ગુણકરણ અને યોજનાકરણ. તપ સંયમાદિનું કરવું, અથવા મૂલોત્તર ગુણનું કરવું તે ગુણકરણ કહેવાય તથા સત્યાદિ ચાર પ્રકારે મન, ચાર પ્રકારે વચન, અને ઔદારિક મિશ્રાદિ સાત પ્રકારે કાયાની ક્રિયા એમ પંદર પ્રકારે યોજનાકરણ છે. નામાદિ છ પ્રકારના કરણમાંથી આ સામાયિકકરણ કયું કરણ છે? (એમ પૂછવામાં આવે તો) તે યથાસંભવ છએ પ્રકારનું કરણ અને જાણવું, વિશેષે કરીને ભાવકરણ જાણવું તેમાં એ શ્રુતકરણ, બદ્ધશ્રુતકરણ, અને શબ્દકરણ રૂપ શ્રુતસામાયિક છે, ચારિત્રસામાયિક નથી; ચારિત્રસામાયિક તો તપ સંયમ ગુણાત્મક હોવાથી ગુણકરણ રૂપ નોશ્રુતભાવકરણ (નો પ્રથમ ભેદ) કહેવાય, અથવા યથાસંભવ પ્રશસ્ત મન, વચન, કાયરૂપ હોવાથી તે યોજનાકરણ (નોશ્રુતભાવકરણનો બીજો ભેદ) કહેવાય. ૩૩૫૬ થી ૩૩૬૨

હવે કૃતાકૃતાદિ સાત અનુયોગદ્વારો વડે સામાયિક કરણનો વિચાર કરે છે.

कयाकयं केण कयं केसु व दव्वेसु कीरई वावि ।
काहे व कारओ नयओ करणं कइविहं कहं (व) ? ॥३३६३-१०३९-३४५॥

किं कयमकयं कीरइ किंवातो भगइ सव्वहा दोसो ।
कयमिह सब्भावाओ न कीरए चिरकयघडु व ॥ ३३६४ ॥
निच्चकिरियापसंगो किरियावेफल्लमपरिणिट्ठा वा ।
अकय–कय–कज्जमाणववएसाभावया निच्चे ॥ ३३६५ ॥
अकयं पि नेय कीरइ अवंताभावओ खपुप्फं व ।
निच्चकिरियाइदोसा सविसेसयरा य सुण्णम्मि ॥ ३३६६ ॥
सदसदुभयदोसाओ सव्वं कीरइ न कज्जमाणं पि ।
इह सव्वहा न कीरइ सामाइयमओ कओ करणं ? ॥ ३३६७ ॥
नणु सव्वहा न कीरइ पडिसेहम्मि वि समाणमेवेदं ।
पडिसेहस्साभावे पडिसिद्धं केण सामाइयं ? ॥ ३३६८ ॥

अह कयमकयं न कयं न कज्जमाणं कयं तहावि कयं ।
पडिसेहवयणमेयं तह सामईयं पि को दोसो ? ॥ ३३६९ ॥
अकयम.द्धनयाणं निच्चत्त ओ नभं व सामाइयं ।
पु ण्ण कयं घड इव कयाकयं सम्भसब्भावो ॥ ३३७० ॥
कीरइ कयमकयं वा कयाकयं वेह कज्जमाणं वा ।
कज्जमिह विवक्खा न कीरए सव्वहा किंचि ॥ ३३७१ ॥
रूवि त्ति कीरइ कओ कुंभो संठाणसत्तिओ अकओ ।
दोहि वि कयाकओ सो तस्समयं कज्जमाणो त्ति ॥ ३३७२ ॥
पुव्वकओ उ घडत परपज्जाएहिं तदुभएहिं च ।
ज्जंता य पडतया न कीरए सव्वहा कुंभो ॥ ३३७३ ॥
वोमाइ निच्चयाओ न कीरई दव्वयाइ वा सव्वं ।
कीरइ य कज्जमाण समए सव्वं सपज्जयओ ॥ ३३७४ ॥
उप्पाय–ट्ठिई–भंगस्सभावओ इय कयाकयं सव्वं ।
सामाइयं पि एवं उप्पायाईसहावं ति ॥ ३३७५ ॥
(नणु) दव्वमणत्थंतर [illegible] रंतरा विसेसणाहिं जुज्जेज्ज ।
उप्पायाइसहावं न उ सामा इयं गुणो जम्हा ॥ ३३७६ ॥
सो उप्पण्णो उप्पण्ण एव विगओ य विगय एवेह ।
किं सेसमस्स जेणिह कयाकयादेसया होज्जा ? ॥ ३३७७ ॥
जं च्चिय द [illegible] ो पज्जाओ तं च तिविहसब्भावं ।
तो सो वि तिरूवो च्चिय तत्तो य कयाकयसहावो ॥ ३३७८ ॥
जहवा रूवंतरओ विगमुप्पाए वि रूवसामण्णं ।
निच्चं कयाकयमओ रूवं परपज्जयाओ वा ॥ ३३७९ ॥
तह परिणामंतरओ वय–विभवे वि परिणामसामण्णं ।
निच्चं कयाकयमओ सामइयं परगुणाओ वा । ॥ ३३८० ॥
दव्वाइचउक्कं वा पडुच्च कयमकयमहव सामइयं ।
एगपुरिसाइओ क मकय नाणानराईहिं ॥ ३३८१ ॥

ગાથાર્થ:-સામાયિક કૃતાકૃત કરાય છે? શાથી કરાયું છે? કયા દ્રવ્યોમાં કરાય છે? અથવા એનો કરનાર ક્યારે હોય છે? નયમતે એનો ઉત્તર, તથા કયા પ્રકારે આ સામાયિક પ્રાપ્ત થાય છે? અને કરણ કેટલા પ્રકારે છે? (આ સાતદ્વારોથી સામાયિક કરણનો વિચાર હવે કરાશે.) કરેલું સામાયિક કરાય છે, કે નહિ કરેલું કરાય છે? આવા પ્રશ્નથી શું પ્રયોજન છે? એમ કહેવામાં આવે, તો સર્વથા તે બન્ને પક્ષમાં દોષ છે. કેમકે ચિરકૃત ઘટની પેઠે સદ્ભાવથી કરેલું નથી કરાતું. વળી જો કરેલું પણ કરાય, તો નિત્ય ક્રિયાનો પ્રસંગ થાય, ક્રિયા નિષ્ફળ થાય, અને કરણ સમાપ્તિ પણ ન થાય. તેમજ (કરેલું કરાય છે,

એમ કહેવામાં આવે, તો વસ્તુની સર્વદા સત્તા માની ગણાય, અને તેથી જે સર્વદા સત હોય, તે આકાશની પેઠે નિત્ય હોય છે.) (નિત્ય વસ્તુમાં આ અકૃત છે, આ કરાએલ છે, અને આ કરાતું છે ઈત્યાદિ વ્યવહાર ન થાય. આકાશપુષ્પની પેઠે અત્યન્ત અભાવને લીધે નહિ કરેલું પણ કરાતું નથી, કેમકે એથી વિશેષતર નિત્ય ક્રિયાદિ દોષો પ્રાપ્ત થાય છે. (ક્રિયમાણ કરાય છે, એમ ત્રીજો પક્ષ કહેવામાં આવે, તો તે ક્રિયમાણ વસ્તુ સત્ છે? અસત્ છે? કે સદસત્ છે? જો સત્ હોય, તો કૃતપક્ષમાં કહેલા દોષો પ્રાપ્ત થશે, અસત્ હોય તો અકૃતપક્ષના દોષો પ્રાપ્ત થશે, અને સદસત્ હોય તો ઉભયપક્ષના દોષો પ્રાપ્ત થશે.) એમ સદ્-અસદ્-અને ઉભયના દોષથી ક્રિયમાણ પણ કરાતું નથી. માટે સામાયિક કોઇપણ પ્રકારે સર્વથા કરાતું નથી, એટલે તેનું કરણ કયાંથી હોઇ શકે? (એ પ્રમાણે જો કોઇ કહેવા માગે, તો તેના ઉત્તરમાં કહેવાનું કે) જો સર્વથા પ્રકારે સામાયિક નથી કરાતું, તો પ્રતિષેધમાં પણ એ દોષો સમાન છે, પ્રતિષેધના અભાવે શા વડે સામાયિકનો પ્રતિષેધ કર્યો? આ પ્રતિષેધ વચન છે, તે કરેલું કરાતું નથી, અકૃત કરાતું નથી, તેમ ક્રિયમાણ પણ કરાતું નથી, તો પણ કોઇ ઉચ્ચારણાદિ પ્રકારે આ પ્રતિષેધ વચન કરાય છે. (એમ કહેવામાં આવે તો) જેમ કોઇ પણ પ્રકારે એ પ્રતિષેધ કરાય છે, તેમ આ સામાયિક પણ ગમે તે પ્રકારે કરાય છે, એમ માનવામાં શો દોષ છે? નૈગમાદિ અશુદ્ધ નયોના મતે આકાશની પેઠે સામાયિક નિત્ય હોવાથી અકૃત છે, અને ઋજુસૂત્રાદિ શુદ્ધ નયોના અભિપ્રાયે ઘટની પેઠે સામાયિક કરાએલું છે, પરંતુ સમય સદ્ભાવથી તો કૃતાકૃત સામાયિક કરાય છે. અહીં લોકમાં વિવક્ષાવશાત્ કોઈ કાર્ય કરેલું કરાય છે, કોઇ કાર્ય નહિ કરેલું કરાય છે, કોઈ કૃતાકૃત કરાય છે, કોઇ ક્રિયમાણ કરાય છે અને કોઇ કાર્ય વિવક્ષાવશાત્ સર્વથા પ્રકારે નથીજ કરાતું. ઘટ રૂપી હોવાથી તદ્રૂપપણે કરેલો કરાય છે; (કેમકે મૃતિપંડાદિ અવસ્થામાં પણ રૂપાદિ હોય છે) આકાર અને જળધારણાદિ શક્તિવડે નહિ કરાએલો ઘટ કરાય છે. રૂપવડે અને સંસ્થાન શક્તિવડે કૃતાકૃત ઘટ કરાય છે, અને તે સમયે (ઉત્પત્તિ સમયે) ક્રિયમાણ કરાય છે. તથા પૂર્વકૃત ઘટ ઘટપણે નથી કરાતો, પટાદિ પરપર્યાયોવડે નહિ કરાએલો ઘટ નથી કરાતો, (પરપર્યાયોવડે વસ્તુને ન કરી શકાય.) સ્વ-પર પર્યાયોવડે ઘટ કૃતાકૃત પણ કરાતો નથી. (સ્વપર્યાયો પૂર્વે કરેલા છે, અને પરપર્યાયો પૂર્વે નહિ કરાએલા હોવાથી કરી શકાયજ નહિ.) ક્રિયમાણ ઘટ (ઉત્પત્તિ સમયે) ઘટપણે નથી કરાતો. (એ પ્રમાણે કૃતાદિ ચાર પ્રકારે વસ્તુનું ક્રિયમાણ અક્રિયમાણપણું જાણવું.) અથવા આકાશ-આત્મા આદિ વસ્તુઓ નિત્ય હોવાથી કરાતી નથી, અથવા આકાશાદિ સર્વ વસ્તુ દ્રવ્યપણે સદા અવસ્થિત હોવાથી નથી કરાતી, અને સર્વ વસ્તુ સ્વપર્યાયથી ક્રિયમાણ કરાય છે, કેમકે દરેક સમયે જુદા જુદા સ્વપર્યાયો ઉત્પન્ન થાય છે. સર્વ વસ્તુ ઉત્પાદ-સ્થિતિ-અને વ્યયસ્વભાવવાળી હોવાથી કૃતાકૃત સ્વભાવવાળી છે; એજ પ્રમાણે સામાયિક પણ ઉત્પાદાદિ સ્વભાવવાળું હોવાથી કૃતાકૃત કરાય છે. (અહીં કદાચ એમ પૂછવામાં આવે, કે) દ્રવ્યથી અભિન્ન પર્યાયાન્તર વિશેષણોવડે દ્રવ્યને ઉત્પાદાદિ સ્વભાવ ઘટી શકે, પણ સામાયિકને ન ઘટે, કેમકે તે ગુણ છે. તે ગુણ ઉત્પન્ન થયો હોય તો ઉત્પન્નજ કહેવાય. (પણ વિગત કે અવસ્થિત ન કહેવાય.) અને વિગત હોય તો વિગતજ કહેવાય. (પણ ઉત્પન્ન કે અવસ્થિત ન કહેવાય.) અહીં એનું શું વધે છે, કે જેથી કૃતાકૃત આદેશ થાય? (કૃતાકૃત સ્વરૂપ કહેવાય) એ પ્રમાણે પૂછવામાં આવે તો પર્યાય દ્રવ્યથી અભિન્ન છે, અને તે દ્રવ્ય ઉત્પાદાદિ ત્રણ સ્વભાવવાળું છે, તેથી તે પર્યાય પણ ત્રણ સ્વભાવવાળોજ છે અને તેથી કરીને તે કૃતાકૃતસ્વભાવવાળો છે. અથવા જેમ ઘટાદિકમાં રક્તાદિ રૂપથી શ્વેતાદિ રૂપાન્તરનો નાશ અને ઉત્પાદાદિ ત્રિરૂપતા થાય છે અને

તેથી કૃતાકૃતરૂપતા ધરે છે) તેવી રીતે પરિણામાન્તરથી (ઉત્તરોત્તર વિશુદ્ધિવડે પરિણામ પામતા સામાયિક ગુણના) પૂર્વ પરિણામનો નાશ અને ઉત્તર પરિણામનો ઉત્પાદ થયા છતાં પણ પરિણામ સામાન્ય નિત્ય હોય છે, (આથી સામાયિક ગુણની ત્રિરૂપતા થાય છે, તેથી તે કૃતાકૃત સ્વરૂપવાળું છે, અથવા પરગુણની અપેક્ષાએ તેનું કૃતાકૃતપણું છે, અથવા દ્રવ્યાદિ ચારની અપેક્ષાએ (દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ એ ચારની અપેક્ષાએ) સામાયિક કૃત અને અકૃત છે. એક પુરૂષ દ્રવ્યની અપેક્ષાએ સામાયિક કૃત છે, કેમકે સાદિ સપર્યવસિત છે,) અને અનેક પુરૂષ દ્રવ્યની અપેક્ષાએ (અનાદિ અપર્યવસિત હોવાથી) અકૃત છે અને ભરત એરવત ક્ષેત્રને આશ્રીને સામાયિક કૃત છે. મહાવિદેહ ક્ષેત્રને આશ્રીને અકૃત છે અને ઉત્સર્પિણી અવસર્પિણી કાલને આશ્રીને અકૃત છે અને ભાવથી તો એક પુરૂષના ઉપયોગને આશ્રીને કૃત છે અને અનેક પુરૂષના ઉપયોગ આશ્રીને અકૃત છે. ૩૩૬૩ થી ૩૩૮૧.

હવે સામાયિક "કોણે કર્યું" એ દ્વાર કહે છે.

केण कयं ति य ववहारओ जिणिंदेहिं गणहरेहिं च ।
तस्सामिणा उ निच्छयनयस्स तत्तो जओऽणन्नं ॥ ३३८२ ॥
नणु निग्गमे कय चिय केण कयं तं ति का पुणो पुच्छा ?
भणइ, स बज्झकत्ता इहंतरंगो विसेसोयं ॥ ३३८३ ॥
अहवा सतंतकत्ता तत्थेह पयोज्जकारगोऽभिमओ ।
अहवेह सव्वकारगपरिणामाणन्नरूवो ति ॥ ३३८४ ॥

ગાથાર્થ:—સામાયિક કોણે કર્યું છે? (એમ પૂછવામાં આવે તો) વ્યવહારનયના અભિપ્રાયે જિનેશ્વરોએ અને ગણધરોએ કરેલું છે; પરન્તુ નિશ્ચયનયના અભિપ્રાયે તેના સ્વામિથી કરાએલું છે, કેમકે તે તેનાથી અનન્ય છે. (પૂર્વે) નિર્ગમદ્વારમાં સામાયિક કોણે કર્યું" એમ પ્રશ્ન કરેલો છે, છતાં પુન: તે પૃચ્છા અહીં શા માટે કરાય છે? એમ (કહેવામાં આવે તો તેનો ઉત્તર કહીએ છીએ કે ત્યાં બાહ્ય કર્તા કહ્યા છે, અને અહીં વિશેષે કરીને અંતરંગ કર્તા કહ્યા છે. અથવા ત્યાં સ્વતંત્ર કહ્યા છે, અને અહીં પ્રયોજયકારી કર્તા માનેલ છે, અથવા સર્વકારકના પરિણામથી અનન્યરૂપ કર્તા કહેલ છે. ૩૩૮૨ થી ૩૩૮૪

શિષ્ય:—"સામાયિક કોણે કર્યું? આ પ્રશ્નના ઉત્તરમાં વ્યવહારથી જિનેશ્વર અને ગણધરોએ કર્યું છે, તથા નિશ્ચયથી તેના સ્વામીથી કરાયેલું છે કેમકે તે તેનાથી અનન્ય છે. આવાજ પ્રશ્નોત્તર પૂર્વે સામાયિકનો નિર્ગમ કહેતી વખતે થયા હતા, ત્યાં કહ્યું હતું કે "મહાવીર સ્વામીથી તે નિકળ્યું." ઈત્યાદિ કહેવાથી "સામાયિક કોણે કર્યું." એ કથન ગતાર્થજ છે. તે છતાં ફરી અહીં એવોજ પ્રશ્ન શા માટે પૂછવામાં આવે છે?

આચાર્ય:—ત્યાં તીર્થંકરાદિ સામાયિકના બાહ્ય કર્ત્તા કહ્યા હતા અને અહીં તો વિશેષે કરીને અંતરંગ કર્તા જાણવાને પ્રશ્ન કરેલ છે. નિશ્ચયનયના અભિપ્રાયે અહીં સામાયિકના કર્તા સાધુ આદિ જાણવા કેમકે તે સામાયિકના પરિણામથી અનન્ય છે.

અથવા નિર્ગમ દ્વારની અંદર ભગવાન તીર્થંકર સ્વયંબુદ્ધ હોવાથી સ્વતંત્ર કર્ત્તા તરીકે કહેલ છે અને અહીં સર્વ કારક પરિણામ નથી. કર્ત્તાને અનન્ય રૂપ માનેલ છે, અને તે કર્ત્તા સામાયિક કરનાર સાધુ આદિ જાણવા. જેમકે સામાયિક કરનાર સાધુ આદિ

કર્ત્તા છે, ક્રિયમાણપણાને લીધે કર્મરૂપ સામાયિકથી અનન્ય હોવાથી કર્મ છે, કરણભૂત જે અધ્યવસાય વડે તે સામાયિક કરે છે, તે અધ્યવસાયથી તે અભિન્ન હોવાથી કરણ છે. ગુરૂવડે તેને સામાયિક અપાય છે, તેથી તે સંપ્રદાન છે એનાથી શિષ્ય પરંપરાએ સામાયિક પ્રવર્તશે તેથી તે અપાદાનરૂપ છે, પોતાના પરિણામમાં સામાયિક ધારી રાખી છે, તેથી તે અધિકરણ છે. એ પ્રમાણે સર્વકારક પરિણામથી સામાયિક કર્તા અનન્યરૂપ છે

શિષ્ય:—ભગવન્! જો અન્તરંગ પ્રયોજ્ય, સર્વકારક પરિણામથી અનન્યરૂપ સાધુ આદિને અહીં કર્ત્તા તરીકે કહેલ છે; તો "જિનેશ્વર અને ગણધરોએ તે કરેલું છે." એમ અહીં શા માટે કહ્યું છે?

આચાર્ય:—જિનેશ્વર પણ સામાયિકના અન્તરંગ કર્ત્તા છે, સર્વકારક પરિણામથી અનન્યપણું તેમને પણ પ્રાય: વિરૂદ્ધ નથી, કેમકે તેમણે પણ સામાયિક કરેલું છે અને ગણધરો તો પ્રયોજય કર્ત્તા છે, કેમકે તેઓ જિનેશ્વરથી બોધ પામેલા છે. તેથી જિનેશ્વર અને ગણધરોનો અહીં ઉપન્યાસ કર્યો છે, તે કંઇ વિરૂદ્ધ નથી. ૩૩૮૨-થી-૩૩૮૪

હવે "કયા દ્રવ્યોમાં તે સામાયિક કરાય છે?" તે દ્વાર કહે છે.

दव्वेसु केसु कीरइ सामइयं नेगमो मणुण्णेसु ।
सयणाइएसु भासइ मणुण्णपरिणामकारणओ ॥ ३३८५ ॥
नेगंतेण मणुन्नं मणुन्नपरिणामकारणं दव्वं ।
वभिचाराओ, सेसा बिंति तओ सव्वदव्वेसु ॥ ३३८६ ॥
नणु भणियमुवग्घाए केसु त्ति इहं कओ पुणो पुच्छा? ।
केसु त्ति तत्थ विसओ इह केसु ट्ठिअस्स तल्लाभो ॥ ३३८७ ॥
तो किह सव्वदव्वावत्थाणं जाइमित्तवयणाओ ।
धम्माइसव्वदव्वाधारो सव्वो जओऽवस्सं ॥ ३३८८ ॥
विसओ व उवग्घाए केसु त्ति इहं स एव हेउ त्ति ।
सद्धेय-नेय-किरियानिबंधणं जेण सामइयं ॥ ३३८९ ॥
अहवा कयाकयाइसु कज्जं केण कयं व कत्तत्ति ।
केसु त्ति करणभावो तइयत्थे सत्तमि काउं ॥ दारं ॥ ३३९० ॥

ગાથાર્થ:-કયા દ્રવ્યોમાં સામાયિક કરાય છે? (એ પ્રશ્નના ઉત્તરમાં) નૈગમનય કહે છે કે આસન-શયનાદિ મનોજ્ઞ દ્રવ્યોમાં રહેલાને કરાય છે; કેમકે તે મનોજ્ઞપરિણામના કારણભૂત છે. શેષ સંગ્રહાદિનયો કહે છે કે એકાન્તે મનોજ્ઞ દ્રવ્ય જ મનોજ્ઞ પરિણામનું કારણ છે એમ નહિ, (કેમકે મનોજ્ઞ દ્રવ્યમાં છતાં પણ કોઈકને અમનોજ્ઞ પરિણામ થાય છે, અને કોઇકને અમનોજ્ઞ દ્રવ્યમાં પણ મનોજ્ઞ પરિણામ થાય છે.) એ પ્રમાણે વ્યભિચાર દોષ આવે છે, તેથી સર્વ દ્રવ્યોમાં રહેલાને સામાયિક કરાય છે-થાય છે. પૂર્વે ઉપોદ્દ્ઘાતમાં "શામાં સામાયિક થાયછે?" એમ કહેલુંજ છે, તે છતાં પુન: અહીં એ પ્રશ્ન શામાટે કરવામાં આવે છે? (એમ કહેવામાં આવે, તો) ત્યાં કયા દ્રવ્ય-પર્યાયો સામાયિકનાં વિષય છે, એમ કહ્યું છે; અને અહીં કયા દ્રવ્યોમાં રહેલાને સામાયિકનો લાભ થાય? એમ કહ્યું છે.

(એટલો તેમાં અને આ પ્રશ્નમાં તફાવત છે. (શેષ સંગ્રહાદિનયો કહે છે કે સર્વ દ્રવ્યોમાં રહેલાને સામાયિક થાય છે, એ કથનથી) સર્વ દ્રવ્યોમાં સામાયિકનું અવસ્થાન કેવી રીતે હોઇ શકે? (કોઇ પણ વસ્તુ આકાશાદિ સર્વ દ્રવ્યોમાં નથી રહેતી.) એ પ્રમાણે પૂછવામાં આવે, તો જાતિ માત્ર વચનથી અહીં સર્વ દ્રવ્ય કહેલ છે, (સર્વ દ્રવ્યના એક દેશમાં પણ દ્રવ્યત્વ જાતિ માત્ર હોય છે.) (શું દેશથી પણ સર્વ દ્રવ્યનો આધાર કોઇ હોય છે? હા.) કેમકે ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યનો આધાર અવશ્ય સર્વ જીવલોક છે. અથવા ઉપોદ્ઘાતની અંદર (ક્ષેત્રુએ પ્રશ્નમાં) સામાયિકનાં સર્વ દ્રવ્યો વિષયપણે કહેલાં છે, અને અહીં હેતુભૂત સર્વ દ્રવ્યોમાં સામાયિકનો લાભ થાય છે, એમ કહ્યું છે કેમકે શ્રદ્ધેય-જ્ઞેય-અને ક્રિયારૂપ હેતુવાળું સામાયિક છે. (અને સર્વ દ્રવ્યો પણ શ્રદ્ધેયાદિ રૂપેજ છે.) અથવા કૃતાકૃતાદિ દ્વારોમાં (પ્રથમ કર્તાવડે જે કરાય તે સામાયિક કાર્ય કહ્યું. "કોણે કર્યું?" એ બીજા દ્વારમાં (સામાયિકના કર્તા કહ્યા, અને "શામાં સામાયિક કરાય છે?" એ ત્રીજા દ્વારમાં ત્રીજીના બદલે સાતમી વિભક્તિ કરીને (કરણભૂત કયા દ્રવ્યોવડે સામાયિક કરાય છે? એમ જણાવીને) કરણ ભાવ કહ્યો છે. તેથી ઉપોદ્ઘાતની સાથે પુનરૂક્તિ દોષ નથી. ૩૩૮૫-થી-૩૩૯૦.

હવે ક્યારે સામાયિકનો કરનાર થાય છે? એ પ્રશ્નનો ઉત્તર જુદા જુદા નયોના અભિપ્રાયાનુસાર આપે છે.

उद्दिट्ठ च्चिय नेगमनयस्स कत्ताऽणहिज्जमाणो वि ।
जं कारणमुद्देसो तम्मि य कज्जोवयारो त्ति ॥ ३३९१ ॥
संगह-ववहाराणं पच्चासन्नयरकारणत्तणओ ।
उद्दिट्ठम्मि तदत्थं गुरुपामूले समासीणो ॥ ३३९२ ॥
उज्जुसुयस्स पढंतो तं कुणमाणो व्व निरुवओगो वि ।
आसन्नासाहारणकारणओ सद्द-किरियाणं ॥ ३३९३ ॥
सामाइओवउत्तो कत्ता सद्द-किरियाविउत्तो वि ।
सद्दाईण मणुन्नो परिणामो जेण सामइयं ॥ ३३९४ ॥
कत्ता नयओऽभिहिओ अहवा नयओ त्ति नोइओ नेओ ।
सामाइयहेउपाउज्जकारओ सो नओ य इमो ॥ ३३९५ ॥

ગાથાર્થ:-અનધીયાન એવો પણ શિષ્ય સામાયિકનો કર્તા છે એમ નૈગમનયના અભિપ્રાયે કહેલું છે. કેમકે સામાયિકનું કારણ ઉદ્દેશ છે, અને તે ઉદ્દેશરૂપ કારણમાં સામાયિક રૂપ કાર્યનો ઉપચાર કરાય છે. (તેથી તે તેનો કર્તા છે.) ઉદ્દિષ્ટ સામાયિકમાં સંગ્રહ વ્યવહારનયના મતે સામાયિક ભણવા માટે ગુરૂ સમીપે બેઠેલો શિષ્ય સામાયિકનું નજીકનું કારણ હોવાથી તે કર્તા છે. ઋજુસૂત્રનયના મતે સામાયિક ભણનાર અને તે કરનાર ઉપયોગરહિત હોય તો પણ તે સામાયિકનો કર્તા છે, કેમકે તે સામાયિકનું વધારે નજીકનું કારણ છે, તેનો વિષય શબ્દ અને ક્રિયા છે. શબ્દાદિ નયોના મતે સામાયિકમાં ઉપયોગવન્ત હોય અને શબ્દ ક્રિયા રહિત હોય તો પણ તે સામાયિકનો કર્તા છે; કેમકે આ નયોના મતે મનોજ્ઞ પરિણામ તેજ સામાયિક છે. આ પ્રમાણે નયોથી સામાયિકનો કર્તા કહ્યો અથવા નયથી એટલે નીતિથી સામાયિકનો હેતુ તે સામાયિકનો પ્રયોજ્યકારક કર્તા જાણવો અને તે નય આ છે. ૩૩૯૧-થી-૩૩૯૫.

અહીં "उप्पणाणुप्पन्नं" ઈત્યાદિ કેટલીક ગાથાઓ મૂકી દીધી છે.

હવે નયનો આઠમો પ્રકાર અથવા આલોચના દ્વાર કહે છે.

**आलोयणा य विणए खेत्त दिसाभिग्गहे य काले य ।**
**रिक्ख-गुणसंपदा विय अभिवाहारे य अट्ठमए ॥३३९६ ॥भा० १७८॥**

सामाइयत्थमुवसंपया गिहत्थस्स होज्ज जइणो वा ।
उभयस्स पउत्तालोइयस्स सामाइयं देज्जा ॥ ३३९७ ॥
आलोइयम्मि दिक्खारुहस्स गिहिणो चरित्तसामइयं ।
बालाइदोसरहियस्स देज्ज नियमा न सेसाणं ॥ ३३९८ ॥
सामाइयत्थसमणोवसंपया साहुणो हवेज्जाहि ।
वाघायमेसकालं व पइ सुयत्थं पि होज्जाहि ॥ ३३९९ ॥
सव्वं व बारसंगं सुयसामइयं ति तदुभयत्थं पि ।
होज्जा लोइयभावस्स देज्ज सुत्तं तदत्थं वा ॥ ३४०० ॥

ગાથાર્થ:-( ગુરૂ સમીપે પોતાના દોષ પ્રગટ કરવા તે ) આલોચના (આસન દાનાદિ તથા બહુમાનાદિ એમ બે પ્રકારનો) વિનય, (ઇક્ષુક્ષેત્રાદિ) ક્ષેત્ર, દિશાઓનો અભિગ્રહ, (દિવસાદિ) કાળ, નક્ષત્ર સંપત્ અને પ્રિયત્રંભત્વાદિ ગુણ સંપત્‌ની પ્રાપ્તિ તથા કાલિકાદિ શ્રુત સંબંધી ઉદ્દેશ સમુદ્દેશાદિનું કથન આ આઠમો નય છે. સામાયિક અર્થની ઉપસંપદા ( પ્રાપ્તિ ) ગૃહસ્થને હોય કે યતિને હોય ? (એ પ્રશ્નના ઉત્તરમાં) પ્રયુક્ત આલોચનાવાળા તે ઉભયને સામાયિક આપે છે. બાલાદિ દોષરહિત અને દિક્ષાને યોગ્ય એવા ગૃહસ્થને (દ્રવ્યાદિ ચાર પ્રકારે) જાણ્યા પછી અવશ્ય ચારિત્ર સામાયિક આપે છે, બીજાને નથી આપતા. (દ્રવ્યથી નપુંસકાદિ ન હોવો જોઇએ, ક્ષેત્રથી અનાર્ય ન હોવો જોઇએ, કાળથી શીતોષ્ણ ઋતુમાં ખેદ ન પામવો જોઇએ, અને ભાવથી નિરોગી અપ્રમાદિ હોવો જોઇએ. ઇત્યાદિ બરાબર જાણ્યા પછી તેવા ગૃહસ્થને દીક્ષા આપે.) તથા (જ્યારે ગુરૂ કેવળ સૂત્રનેજ જાણનાર હોય અથવા સૂત્ર માત્ર આપીને પરલોક પામ્યા હોય ત્યારે ) સાધુને અન્યત્ર સામાયિક અર્થશ્રવણની ઉપસંપદા હોય અથવા કોઇ વ્યાઘાતથી કે ભવિષ્યકાળની અપેક્ષાએ સૂત્રાર્થ પણ અન્યત્ર પ્રાપ્ત થાય. અથવા સર્વ દ્વાદશાંગ શ્રુત સામાયિક છે, તે દ્વાદશાંગ સૂત્રાર્થ ઉભય નિમિત્તે ઉપસંપદા હોય, તેથી વિશુદ્ધ આલોચનાવાળાને સૂત્ર અથવા અર્થ આપે છે. ૩૩૯૬-થી-૩૪૦૦

હવે વિનયદ્વાર, ક્ષેત્રદ્વાર-દિગભિગ્રહદ્વાર અને કાળદ્વાર કહે છે.

आलोयणसुद्धस्स वि देज्ज विणोयस्स नाविणोयस्स ।
न हि दिज्जइ आहवणं पलियत्तियकन्नहत्थस्स ॥ ३४०१ ॥

**अणुरत्तो भत्तिगओ अमुई अणुअत्तओ विसेसन्नू ।**
**उज्जुत्तो परितंतो इच्छियमत्थं लहइ साहू ॥दारं॥३४०२॥भा० १८१॥**

विणयवओ विय कयमंगलस्स तदविग्घपारगमणाए ।
देज्ज सुकओवओगो खित्ताइसु सुप्पसत्थेसु ॥ ३४०३ ॥

उच्छुवणे सालिवणे पउमसरे कुसुमिए व वणसंडे ।
गंभीर साणुणाए पयाहिणजले जिणघरे वा ॥ ३४०४ ॥भा० १७२ ॥
देज्ज न उ भग्ग-ब्भामिय-मसाण-सुन्नामणुन्नगेहेसु ।
छारंगारक्खयारामेज्झाइदव्वदुट्ठेसु ॥ ३४०५ ॥
पुव्वाभिमुहो उत्तरमुहो व दिज्जाहवा पडिच्छेज्जा ।
जाए जिणादओ वा दिसाइ जिणचेइयाइं वा ॥ ३४०६ ॥
चाउद्दसिं पण्णरसिं वज्जेज्ज अट्ठमिं च नवमिं च ।
छट्ठिं च चउत्थिं बारसिं च सेसासु देज्जाहि ॥३४०७॥ दारं

ગાથાર્થ:—આલોચના લઇને શુદ્ધ થએલા વિનીત શિષ્યને સામાયિક આપે પણ અવિનીતને ન આપે.

અનુરક્ત, ભક્તિમાન, અમોચક, અનુવર્તક, વિશેષજ્ઞ, ઉદ્યમવાન, અને ખેદરહિત એવો વિનિત સાધુ ઇચ્છિત અર્થને પામે છે. વિનયવાન હોય તોપણ વિઘ્નરહિત પાર પામવાને જેણે મંગળ કર્યું હોય એવાને સારી રીતે ઉપયોગ કરીને સુપ્રશસ્ત ક્ષેત્રાદિકમાં સામાયિક આપે. ઇક્ષુવનમાં, શાલિવનમાં, પદ્મસરમાં, પુષ્પવાળા વનખંડમાં, ગંભીર પ્રદેશમાં, જ્યાં પ્રતિધ્વનિ ઉત્પન્ન થાય એવા સ્થળમાં જ્યાં 'ફરતું' પાણી હોય એવી ભૂમિમાં અથવા જિનગૃહમાં ( ઇત્યાદિ શુભ ક્ષેત્રમાં) સામાયિક આપવું, પણ ભાંગેલું, ભ્રાન્ત, સ્મશાન, શૂન્ય, ખરાબ ઘર, ક્ષાર અને અંગારાના ઢગ હોય એવા તથા અમેધ્ય દ્રવ્યાદિથી દુષ્ટ હોય એવા સ્થળમાં સામાયિક ન આપવું, પૂર્વાભિમુખ યા ઉત્તરાભિમુખ રહીને સામાયિક આપવું અથવા ગ્રહણ કરવું, અથવા જે દિશામાં જિનાદિક યા જિનચૈત્ય હોય તે દિશા તરફ રહીને સામાયિક લેવું યા આપવું ચૌદશ, પૂર્ણિમા, આઠમ, નોમ, છઠ, ચોથ અને બારશ એ દિવસોએ સામાયિક ન આપવું, શેષ દિવસોએ આપવું. ૩૪૦૭

હવે નક્ષત્રદ્વાર, ગુણસંપદ્દ્વાર અને અભિવ્યવહાર દ્વાર કહે છે.

मियसिर अद्दा पुस्सो तिन्नि य पुव्वाइं मूलमस्सेसा ।
हत्थो चित्ता य तहा दस विड्ढिकराइं नाणस्स ॥ ३४०८ ॥
सझागयं रविगयं विड्डेरं सग्गहं वा विलंबं वा ॥
राहुहयं गहभिण्णं च वज्जए सत्त नक्खत्ते ॥ ३४०९ ॥
पियधम्मो दढधम्मो संविग्गोऽवज्जभीरु असढो य ।
खंतो दंतो गुत्तो थिरव्वय जिइंदिओ उज्जू ॥ ३४१० ॥

असढो तुला समगुणा समिओ तह साहुसंगहरओ य ।
गुणसंपओववेओ जुग्गा सेसो अजोगो ॥ दारं ॥ ३४११ ॥

नेओऽभिव्वाहारोऽभिव्वाहरणमहमस्स साहुस्स ।
इयमुद्दिस्सामि सुत्तत्थोभयओ कालियसुयम्मि ॥ ३४१२ ॥

दव्व-गुण-पज्जवेहिं य भूयावायम्मि गुरुसमाइट्ठे ।
वेउ्वाइट्ठमियं मे इच्छामणुसासणं सिस्सो ॥ दारं ॥ ३४१३ ॥

ગાથાર્થ:-મૃગશિર, આર્દ્રા, પુષ્ય, ત્રણ પૂર્વનક્ષત્ર, મૂળ, અશ્લેષા, હસ્તા, તથા ચિત્રા નક્ષત્રોમાં સામાયિક આપવું કેમકે એ દસ જ્ઞાનની વૃદ્ધિ કરનારાં છે પણ સંધ્યાગત, (જ્યાં સૂર્ય રહે તે, અથવા જે નક્ષત્રમાં સૂર્ય હોય તેનાથી ચૌદમું યા પંદરમું નક્ષત્ર તે સંધ્યાગત કહેવાય.) રવિગત, (જેમાં સૂર્ય રહે તે) વિડેર, (પૂર્વ દિશામાં જવાનું હોય છતાં પશ્ચિમ તરફ જતું હોય તે) સંગ્રહ, (ક્રૂર ગ્રહથી અધિષ્ઠિત) વિલંબી (સૂર્યે ભોગવીને મૂકી દીધું હોય તે) રાહુહત (જ્યાં ગ્રહણ થયું હોય) અને ગ્રહભિન્ન (ગ્રહથી ભેદાએલું હોય.) એ સાત પ્રકારનાં નક્ષત્ર વર્જવાં (તેમાં સામાયિક ન આપવું.) પ્રિયધર્મી, દૃઢધર્મી, સંવિગ્ન, પાપથી ભીરૂ, અશઠ, ક્ષમાવાન, દાન્ત, ગુપ્તિવાન, સ્થિરવ્રતી, જિતેન્દ્રિય, સરળ, અશઠ એટલે તુલા સમાન મધ્યસ્થ, સમિતિવાળો અને સાધુ સંગતિમાં આસક્ત ઈત્યાદિ ગુણસંપદ્‌યુક્ત શિષ્ય સામાયિકને યોગ્ય છે અને શેષ અયોગ્ય છે. કાલિક શ્રુતમાં હું આ સાધુને આ અંગ અધ્યયન આદિ સૂત્ર, અર્થ અને સૂત્રાર્થથી વંચાવું. ઇત્યાદિ (ગુરૂ-શિષ્યની ઉક્તિ-પ્રત્યુક્તિ તે) અભિવ્યવહાર નય જાણવો. એજ પ્રમાણે દૃષ્ટિવાદમાં પણ ગુણ, દ્રવ્ય, અને પર્યાયવડે ગુરૂએ કહ્યે છતે, શિષ્ય કહે-આપે મને એ કહ્યું હવે અનુશાસ્તિ ઇચ્છું છું. ૩૪૦૮-થી-૩૪૧૩

હવે "કરણ કેટલા પ્રકારનું છે?" તે કહે છે.

करणं तव्वावारो गुरु-सिस्साणं चउव्विहं तं च ।
उद्देसो वायणया तहा समुद्देसणमणुन्ना ॥ ३४१४ ॥

नणु भणियमणेगविहं पुव्वं करणमिह किं पुणो गहणं ।
तं पुव्वगहियकरणं इदमिह दाणग्गहणकाले ॥ ३४१५ ॥

पुव्वमविसेसियं वा इह गुरु-सीसकिरियाविसेसाओ ।
करणावसरो वाऽयं णेगंतत्थं तु वच्चासो ॥ ३४१६ ॥

ગાથાર્થ:-ગુરૂ-શિષ્યનો સામાયિક સંબંધી વ્યાપાર તે કરણ છે, તે કરણ ઉદ્દેશ-વાચના-સમુદ્દેશ અને અનુજ્ઞા એમ ચાર પ્રકારે છે. પૂર્વે નામાદિ અનેક પ્રકારે કરણ કહ્યું છે, છતાં અહીં પુન: શા માટે તેના ભેદ કહો છો? (એમ પૂછવામાં આવે તો) પૂર્વે પ્રથમ ગ્રહણ કરેલ સામાયિકનું કરણ કહ્યું છે, અને અહીં ગુરૂ-શિષ્યના દાન-ગ્રહણકાળે ઉદ્દેશાદિ વિધિવડે સાધ્ય કરણ કહ્યું છે. અથવા પૂર્વે અવિશેષ કરણ કહ્યું છે, અને અહીં ગુરૂ-શિષ્યોક્ત ક્રિયાવિશેષથી વિશેષ કરણ કહ્યું છે અથવા (ગુરૂ-શિષ્યની ઉક્તિ-પ્રત્યુક્તિ વખતેજ) સામાયિકનું કરણ કહેવાનો આ અવસર છે. (તો પૂર્વે શા માટે કહ્યું? એમ કહેવામાં આવે તો) એવો કંઇ નિયમ નથી, કે જે અન્યત્ર કહેવાતું હોય, તે અહીં ન કહેવાય. કેમકે સૂત્રની ગતિ વિચિત્ર હોવાથી વ્યત્યાસ પણ થાય. (અસ્થાને પણ કહી શકાય.) ૩૪૧૪ થી ૩૪૧૬.

હવે સામાયિક કેવી રીતે પ્રાપ્ત થાય? તે દ્વાર કહે છે.

लब्भइ कहं ति भणिए सुयसामइयं जहा नमोक्कारो ।
सेसाइं तदावरणक्खयोव समओऽहवोभयओ ॥ ३४१७ ॥

नणु भणियमुवक्कमया खओवसमओ पुणो उवग्घाए ।
लब्भइ कहं ति भणियं इहं कहं का पुणो पुच्छा ? ॥ ३४१८ ॥

भणिए खओवसमओ स एव लब्भइ कहं उवग्घाए ।
सो चेव खओवसमो इह केसिं होज्ज कम्माणं ? ॥ ३४१९ ॥

ગાથાર્થ:-કેવી રીતે સામાયિક પ્રાપ્ત થાય? (એમ પૂછવામાં આવે તો નમસ્કારની પેઠે શ્રુત સામાયિક પ્રાપ્ત થાય છે, અને શેષ સામાયિક તદાવરણ કર્મના ક્ષયથી ઉપશમથી અથવા ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે. પૂર્વે ઉપક્રમદ્વારમાં ક્ષયોપશમથી સામાયિક પ્રાપ્ત થાય છે, તે પછી ઉપોદ્ઘાતદ્વારમાં પણ "કેવી રીતે સામાયિક પ્રાપ્ત થાય?" એમ કહ્યું હતું, તે છતાં ફરી અહીં એજ પૃચ્છા શા માટે કરવામાં આવે છે? (એમ કહેવામાં આવે, તો ઉપક્રમમાં સામાયિક) ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે, ઉપોદ્ઘાતમાં તેજ ક્ષયોપશમ કેવી રીતે પ્રાપ્ત થાય છે? (એ જણાવ્યું છે,) અને તે ક્ષયોપશમ કયા કર્મોનો થાય છે? (એ જણાવ્યું છે.) ૩૪૧૭ થી ૩૪૧૯.

સામાયિક કેવી રીતે પ્રાપ્ત થાય? એમ પૂછવામાં આવે, તો જેમ मइ सुयनाणावरणं ઇત્યાદિ ગાથાત્રય વડે નમસ્કારની પ્રાપ્તિ કહી છે, તેમ શ્રુત સામાયિકની પણ પ્રાપ્તિ સમજવી, કેમકે નમસ્કાર શ્રુત અન્તર્ગત છે.

સમ્યગ્દ્રષ્ટિ જીવોને નમસ્કાર પ્રાપ્ત થાય છે, એટલા કારણ ઉપરથી ત્યાં દર્શન મોહનીય કર્મનો ક્ષયોપશમ કહેલ છે, મુખ્યવૃત્તિએ તો નમસ્કાર શ્રુતરૂપ હોવાને લીધે શ્રુતાવરણકર્મના ક્ષયોપશમથીજ પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે શ્રુત સામાયિક પણ મતિ-શ્રુતાવરણના ક્ષયોપશમથીજ પ્રાપ્ત થાય છે. બાકીનાં સમ્યક્ત્વ સામાયિક-દેશવિરતિ સામાયિક-અને સર્વવિરતિ સામાયિક યથાસંભવ તદાવરણીય કર્મના ક્ષયથી-ઉપશમથી અથવા ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે.

શિષ્ય:—ભગવન્! પૂર્વે ઉપક્રમદ્વારમાં "भावे खओवसमिए"- बीयकसायाणुदये तइय कसायाणुदये-बारसविहे कसाये." ઈત્યાદિ ગાથાઓમાં તદાવરણીય કર્મના ક્ષયોપશમથી અને ક્ષયાદિથી સમ્યક્ત્વાદિ સામાયિક લાભ થાય છે, એમ કહ્યું હતું. તે પછી ઉપોદ્ઘાતદ્વારમાં किं कइविहं ઈત્યાદિ ગાથામાં "કેવી રીતે સામાયિક પ્રાપ્ત થાય? મનુષ્યાદિથી" એમ કહ્યું હતું. તે પછી પુનઃ અહીં "કેવી રીતે સામાયિક પ્રાપ્ત થાય? એમ ફરી પૃચ્છા કરવામાં આવે છે, તેનું કારણ?

આચાર્ય:—भावे खओवसमिए ઇત્યાદિ ગાથાઓ છે. ઉપક્રમદ્વારમાં ક્ષયોપશમાદિ હેતુવડે સામાયિક પ્રાપ્ત થાય છે, એમ કહેલું છે. તે પછી ઉપોદ્ઘાતદ્વારમાં " એ ક્ષયોપશમાદિ હેતુ કેવી રીતે પ્રાપ્ત થાય? મનુષ્યાદિ સામગ્રીથી પ્રાપ્ત થાય." એમ કહેલું છે, અને અહીં એ ક્ષયોપશમાદિ કયા કર્મનાં થાય? તેનો વિચાર કર્યો છે. આ પ્રમાણે વિષય વિભાગથી જુદા જુદા ત્રણ સ્થળે ઉલ્લેખ કર્યો છે. ૩૪૧૭ થી ૩૪૧૯.

હવે 'करोमि भदन्त! सामायिकं' એ સંબંધમાં શિષ્યની શંકા અને સમાધાન કહે છે.

को कारओ करेंतो किं कम्मं जं तु कीरए तेणं ।
किं कारओ य करणं च होइ अन्नं अणन्नं ते ? ॥३४२०॥१०४६-३४६॥

को कारउ त्ति भणिए होइ करेंतो त्ति भण्णए गुरुणा ।
किं कम्मं ति य भणिए भण्णइ जं कीरए तेणं ॥ ३४२१ ॥
केणं कयं ति य कत्ता भणिओ तत्थ का पुणो पुच्छा ? ।
तव्विवरणं चिय इमं केणं ति व होज्ज मा करणं ॥ ३४२२ ॥
अहवा कयाकयाइसु कत्तारं कम्म करणभावं च ।
सामाइयस्स सोउं कुलाल-घड-दण्डगाणं व ॥ ३४२३ ॥
पविभागमपेच्छंतो पुच्छइ को कारओ करेंतोऽयं ।
किं कम्मं जं कीरइ तो तेण तु सद्देण करणं च ॥ ३४२४ ॥
किं कारओ य करणं च होइ कम्मं च ते चसद्दाओ ।
अन्नमणन्नं, भण्णइ किंचाह न सव्वहा जुत्तं ॥ ३४२५ ॥
अन्नत्ते समभावाभावाओ तप्पओयणाभावो ।
पावइ मिच्छस्स व से सम्मा-मिच्छाऽविसेसो य ॥ ३४२६ ॥
अहव मई भिन्नेण वि धणेण सधणो धणोत्ति ववएसो ।
सधणो य धणाभागी जह तह सामाइयस्सामी ॥ ३४२७ ॥
तं न जओ जीवगुणो सामाइ तेण विफलया तस्स ।
अन्नत्तणओ जुत्ता परसामाइयस्य वाऽफलया ॥ ३४२८ ॥
जइ भिन्नं तब्भावे वि तओ तस्सभावरहिउ त्ति ।
अन्नाणि चिय निच्चं अंधो व समं पईवेणं ॥ ३४२९ ॥
एकत्ते तन्नासे नासो जीवस्स संभवे भवणं ।
कारगसंकर ।सो तदेगया कप्पणा वावि ॥ ॥ ३४३० ॥

ગાથાર્થ:-સામાયિકનો કર્તા કોણ? સામાયિક કરનાર તેનો કર્તા છે. કર્મ શું (અને કરણ કયું?) જે કર્તા વડે કરાય તે કર્મ, (અને મન વિગેરે કરણ છે.) જો એમ હોય તો ભગવન્! એ ત્રણે પરસ્પર ભિન્ન છે, કે અભિન્ન છે? કોણ કર્તા છે? એમ પૂછવાથી સામાયિક કરનાર તેનો કર્તા છે, એમ ગુરૂએ કહ્યું. કર્મ કયું? એમ પૂછવાથી, જે તેનાવડે કરાય તે કર્મ એમ કહ્યું. સામાયિક કોણે કર્યું? એ દ્વારમાં તેનો કર્તા કહેલ છે, છતાં ફરીથી એ પ્રશ્ન શામાટે કરવામાં આવેછે? (એમ પૂછવામાં આવે, તો) અહીં તેનું વિવરણ છે, "કેન એ કરણ નથી. અથવા કૃતાકૃતાદિ દ્વારોમાં કુંભાર-ઘટ-અને દંડાદિની પેઠે અહીં પ્રસ્તુતમાં સામાયિકનાં કર્તા-કર્મ-અને કરણ સાંભળીને તેનો વિભાગ

ન જોવાથી પૂછે છે કે કર્તા કોણ? (ઉત્તરમાં) સામાયિક કરનાર કર્તા છે. કર્મ શું? (ઉત્તરમાં) જે તેનાવડે કરાય તે કર્મ. અને તુ શબ્દથી કરણ કયું? (ઉત્તરમાં) મન વિગેરે કરણ છે. એમ કહ્યું છે. કર્તા-કરણ અને च શબ્દથી કર્મ, તે તમારે પરસ્પર અન્ય છે, કે અનન્ય છે? (આવો-પ્રશ્ન કરવાનું શું કારણ? એમ કહેવામાં આવે, તો) તે બેમાંથી એકપણ સર્વથા યોગ્ય નથી. કેમકે કર્તાથી કર્મભૂત સામાયિક ભિન્ન હોય, તો મિથ્યાદ્રષ્ટિની પેઠે તેને (સામાયિકજન્ય) સમભાવનો અભાવ થશે, અને તેના પ્રયોજનભૂત મોક્ષનો પણ અભાવ પ્રાપ્ત થશે. વળી (સામાયિક કરનાર) સમ્યગ્દૃષ્ટિ છે, અને બીજા મિથ્યાદૃષ્ટિ છે, એવો તફાવત પણ નહિ રહે. (કેમકે બન્નેને સામાયિક ભિન્ન છે.) અથવા એમ કહેવામાં આવે કે ધન ભિન્ન છતાં પણ 'ધનવાન' એવો વ્યવહાર કરાય છે, અને ધનવાન જેમ ધનના ફળનો ભોક્તા જણાય છે, તેવી રીતે સામાયિકનો સ્વામી પણ તેના ફળનો ભોક્તા થશે. (કેમકે ન્યાય સમાન છે.) આ કથન યોગ્ય નથી, કારણ કે સામાયિક જીવનો ગુણ છે, તેથી તે તેનાથી ભિન્ન હોય, તો જેમ બીજાનું સામાયિક બીજાને ભિન્ન હોવાથી નિષ્ફળ છે, તેમ તેને પણ તેની નિષ્ફળતા થાય. (ધન એ ધનવાનનો ગુણ નથી, તેથી તે તેનાથી ભિન્ન હોય, તો પણ તેનું ફળ થાય, અહીં તેમ નથી, માટે તેમ ન બને) વળી જો કર્તાથી સામાયિક ભિન્ન હોય, તો સમ્યક્ત્વાદિ સામાયિકનો સદ્ભાવ છતાં પણ, જેમ પ્રદીપ સાથે રહ્યા છતાં સ્વભાવભૂત ચક્ષુ વિનાના અન્ધની પેઠે સમ્યક્ત્વાદિ સ્વભાવરહિત હોવાથી તે હમ્મેશાં અજ્ઞાની જ રહેશે. તથા (સામાયિક અને સામાયિકવાન જીવની) એકતા માનવામાં આવે, તો સામાયિકનો નાશ થતાં સામાયિકવાન જીવનો પણ નાશ થાય, અને સામાયિકની ઉત્પત્તિ થતાં જીવની પણ ઉત્પત્તિ થાય. (એમ માનવું એ ઇષ્ટ નથી, કેમકે જીવ નિત્ય છે.) અથવા કર્તા-કર્મ-અને કરણને સંકર દોષ પ્રાપ્ત થાય, તેઓની એકતા થાય, અથવા એ સર્વ કર્તા વિગેરે કલ્પનારૂપજ બને. ૩૪૨૦-થી-૩૪૩૦.

ઉપરોક્ત પ્રશ્નનો હવે આચાર્યશ્રી ઉત્તર આપે છે.

आया हु कारआ मे सामाइयकम्म करणमाया य।
तम्हा आया सामाइयं च परिणामओ एक्कं ॥ ३४३१ ॥
जं नाणाइसभावं सामाइयं जोगमाह करणं च।
उभयं च सपरिणामो परिणामाणन्नया जं च ॥ ३४३२ ॥
तेणाया सामइयं करणं व चसद्दओ न भिन्नाइं।
नणु भणियमणण्णत्ते तन्नासे जोवनासो त्ति ॥ ३४३३ ॥
जइ तप्पज्जयनासो को दोसो होइ सव्वहा नत्थि।
जं सो उप्पाय-व्वय-धुवधम्माणंतपज्जाओ ॥ ३४३४ ॥
सव्वं च्चिय पइसमयं उप्पज्जइ नासए य निच्चं च।
एवं चेव य सुह-दुक्ख-बंध-मोक्खाइसब्भावो ॥ ३४३५ ॥
एगं चेव य वत्थुं परिमामवसेण कारगंतरयं।
पावइ तेणादोसो विवक्खया कारगं जं च ॥ ३४३६ ॥
कुंभो विसिज्जमाणो कत्ता कम्मं स एव करणं च।
नाणाकारयभावं लहइ जहेगो विवक्खाए ॥ ३४३७ ॥

जइ वा नाणाणन्नो नाणी नियओवओगकालम्मि ।
एगो वि तिसहावो सामाइयकारओ एवं ॥ ३४३८ ॥

ગાથાર્થ:-અમારા મતે આત્માજ સામાયિકનો કર્તા છે, સામાયિક કરાતું હોવાથી કર્મ છે, તે પણ આત્માજ છે, અને મન વિગેરે કરણ તે પણ આત્માજ છે. માટે કર્ત્તા-કર્મ-અને કરણ ( એ ત્રણે ) આત્મપરિણામ રૂપ હોવાથી એકજ છે. કારણ કે સામાયિક જ્ઞાનાદિ સ્વભાવરૂપ છે, અને મન વિગેરે કરણને યોગ કહેલ છે, એ ઉભય આત્માના પરિણામ છે, પરિણામ તે પરિણામવાનથી અનન્યરૂપે હોય છે. તેથી કરીને આત્મા-સામાયિક અને च શબ્દથી મન વિગેરે કરણ ( એ ત્રણ ) પરસ્પર ભિન્ન નથી. જો ભિન્ન નથી, તો તેનો નાશ થતાં જીવનો પણ નાશ થાય, એમ હમણાંજ કહ્યું છે. ( આ પ્રમાણે કહેવામાં આવે, તો ) જો સામાયિકાદિરૂપ પર્યાયનો નાશ થતાં, તે પર્યાયરૂપે નાશ, ન પામે તો શો દોષ છે? ( કંઇજ નહિ. ) સર્વથા જીવનો વિનાશ નથી થતો; કેમકે તે ઉત્પાદ-વ્યય-અને ધ્રૌવ્ય સ્વભાવ રૂપ અનન્ત પર્યાયવાળો છે. ( એટલે એક સામાયિકાદિ પર્યાયનો નાશ થતાં સર્વથા તેનો નાશ કેવી રીતે થાય? બાકીના અનન્ત પર્યાયોથી તો સદા અવસ્થિતજ છે. ) એજ પ્રમાણે સર્વ વસ્તુ પ્રતિ સમય ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને સદા અવસ્થિત રહે છે. એમ માનવાથીજ સુખ-દુઃખ-બંધ-મોક્ષ આદિનો સદ્‌ભાવ ઘટે છે. તથા એકજ વસ્તુ-પરિણામના વશથી જુદા જુદા કારકપણાને પામે છે, કેમકે વિવક્ષાથી કારક બને છે, તેથી કારકસંકરાદિ દોષ પણ નથી લાગતા. જેમ વિશીર્યમાણ ઘટ ( વિશરણ ક્રિયાના કર્તાપણાને લીધે ) કર્તા થાય છે, તેજ ઘટ વિશરણ ક્રિયાના વ્યાપ્યપણાવડે કર્મ થાય છે, ઘટપર્યાયવડે લીશી થાય છે, તેથી તેજ ઘટકરણ થાય છે, એ પ્રમાણે એકજ પદાર્થ વિવક્ષાવડે વિવિધ કારકભાવ પામે છે. અથવા જેમ જ્ઞાનથી અનન્ય એવો જ્ઞાની-આત્મા સ્વ-ઉપયોગ કાળમાં એક છતાં પણ ત્રણ સ્વભાવવાળો છે. ( સ્વઉપયોગમાં ઉપયોગવન્ત હોવાથી કર્તા છે, સંવેદ્યમાનપણાથી કર્મ છે, અને કરણભૂત જ્ઞાનથી અનન્ય હોવાને લીધે કરણ છે. ) એજ પ્રમાણે સામાયિકનો કારક પણ ( કર્તા-કર્મ-અને કરણરૂપ ) જાણવો. ૩૪૩૧-થી-૩૪૩૮.

હવે भवन्त ! એ બીજા અવયવની વ્યાખ્યા કરે છે.

भदि कल्लाण-सुहत्थो धाऊ तस्स य भदंतसद्दोऽयं ।
स भदंतो कल्लाणो सुहो य कल्लं किलारुग्गं ॥ ३४३९ ॥
तं तब्बं निव्वाणं कारण कज्जोवयारओ वावि ।
तस्साहणमणसद्दो सद्दत्थो अहव गच्चत्थो ॥ ३४४० ॥
कल्लमणइ त्ति गच्छइ गमयइ व बुज्झइ व बोहयइ व त्ति ।
भणइ भणावेइ व जं तो कल्लाणो स चायरिओ ॥ ३४४१ ॥
अहवा कल सद्दत्थो संखाणत्थो य तस्स कल्लं ति ।
सद्दं संखाणं वा जमणइ तेणं च कल्लाणो ॥ ३४४२ ॥
सुपसंसत्थो खाणिंदियाणि सुद्धिंदिओ सुहोऽभिनओ ।
वस्सिंदिओ जमुत्तं असुहो अजिइंदिओऽभिमओ ॥ ३४४३ ॥

सुहमहवा -[illegible] तच्चं सेस[illegible]वयारओऽभिमयं ।
तस्साहणं गुरु त्ति य सुहमन्ने पाणसण्ण व्व ॥ ३४४४ ॥
जं च सियं खेहिंतोअणुग्गहरूवं तओ सुहं तं च ।
अभयाइं तप्पयाया सुहमिह तब्भत्तिभावाओ ॥ ३४४५ ॥

ગાથાર્થ:-भद् ધાતુ કલ્યાણ અને સુખ અર્થમાં છે, તેનો આ ભદન્ત શબ્દ બનેલો છે. તેથી ભદન્ત એટલે કલ્યાણ અને સુખ. (તેમાં કલ્યાણ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે) કલ્ય એટલે નિશ્ચિત આરોગ્ય, તે આરોગ્ય તથ્ય નિરૂપચરિત નિર્વાણ સમજવું. અથવા કારણમાં કાર્યનો ઉપચાર કરીને નિર્વાણનાં કારણભૂત જ્ઞાનાદિ ત્રણ તે આરોગ્ય સમજવું અણ ધાતુ શબ્દાર્થ અથવા ગત્યર્થમાં છે. તેથી ' કલ્ય' એટલે યથોકત આરોગ્ય ' અણુતિ ' એટલે પોતે પામે, અને બીજાને પમાડે. અથવા પોતે જાણે અને બીજાને જણાવે. (અણ ધાતુનો અર્થ શબ્દાર્થ લઇએ તો ) યથોક્ત આરોગ્ય પોતે કહે અને બીજાને કહાવે. તેથી તે કલ્યાણ કહેવાય. એ કલ્યાણ અહીં આચાર્ય જાણવા. અથવા कल ધાતુ શબ્દ અને સંખ્યા અર્થમાં છે, તેનો નિપાત કરવાથી કલ્ય થાય તેથી શબ્દશાસ્ત્ર અને સંખ્યાન એટલે ગણિત તેને જે અણુતિ એટલે જાણે અથવા જણાવે તે કલ્યાણ-ગુરૂ ( સુખ શબ્દનો અર્થ ઘટાવે છે.) सु શબ્દ પ્રશંસાર્થે છે, खानि એટલે ઇન્દ્રિયો જેની શુદ્ધ ઇન્દ્રિયો હોય, અથવા જેની ઇન્દ્રિયો વશ હોય, તેને સુખ માનેલ છે, કેમકે જે અજિતેન્દ્રિય હોય તેને અસુખ માનેલ છે. અથવા સુખ એટલે તથ્ય સુખ નિર્વાણ જાણવું. બાકીનું સંસારી સુખ ઉપચરિત માનેલ છે. અથવા તેના સુખનું કારણ જે ગુરૂ, તે સુખ છે. જેમ " અન્ન એ પ્રાણ કહેવાય છે." તેમ અહીં પણ સમજવું અથવા કરણભૂત ઇન્દ્રિયોવડે જે સારી રીતે પ્રાપ્ત થયું હોય તે સુખ. તે સુખ અહીં અભયદાનાદિ અનુગ્રહ રૂપ જાણવું. તે અભયદાનાદિ આપનાર પણ તદ્ભક્તિભાવથી અહીં સુખ કહેવાય છે. ૩૪૩૯-થી-૩૪૪૫

હવે भदन्त શબ્દના પર્યાય શબ્દોની વ્યાખ્યા કરે છે.

अहवा भय सेवाए तस्स भयंतो त्ति सेवए जम्हा ।
सिवगइणो [illegible] सेव्वो य जओ तदत्थीणं ॥ ३४४६ ॥
अहवा भा भाजो वा दित्तीए तस्स होइ भंतो त्ति ।
भाजंतो वायरिओ सो नाण-तवोगुणजुईए ॥ ३४४७ ॥
अहवा भंतोवेओ जं मिच्छत्तइबंधहेऊओ ।
अहवेसरियाइभगो विज्जइ से तेण भगवंतो ॥ ३४४८ ॥
नेरयाइभवस्स व अंतो जं तेण सो भवंतो त्ति ।
अहवा भयस्स अंतो होइ भयंतो भयं तासो ॥ ३४४९ ॥
नामाइ छव्विहं तं भावमयं सत्तहे[illegible]ई ।
इहलोगजं सभवओ परलोगभयं परभवाओ ॥ ३४५० ॥
किंचणमादाणं तब्भयं तु नासहरणाइओ नेयं ।
बज्झनिमित्ताभावे जं भयमाकम्हि कं तं ति ॥ ३४५१ ॥
असिलोगभयमजसओ [illegible]भयं नाम ।

पाणपरिच्चायभयं मरणभयं नाम सत्तमयं ॥ ३४५२ ॥
अम गच्चाइसु तस्सेह अमणमंतोऽवसाणमेगत्थं ।
अमइ व जं तेणं तो भयस्स अंतो भयंतो त्ति ॥ ३४५३ ॥
अम रोगे वा अंतो रोगो भंगो विणासपज्जाओ ।
जं भवभयभंगो सो तओ भवंतो भयंतो य ॥ ३४५४ ॥
एत्थ भयंताईणं पागयवागरणलक्खणगईए ।
संभवओ पत्तेयं द-य-ग-वगाराइलोवाओ ॥ ३४५५ ॥
हस्सेकारंतादेसओ य भंते त्ति सव्वसामण्णं ।
गुरुआमंतणवयणं विहियं सामाइयाईए ॥ ३४५६ ॥

ગાથાર્થ:-અથવા भज् ધાતુ સેવાના અર્થમાં છે, તેનો 'ભજન્ત' શબ્દ બને છે. તેથી 'ભજન્ત' એટલે મોક્ષ પામેલાઓને અથવા મોક્ષ માર્ગને જે સેવે છે, તે 'ભજન્ત.' અથવા મોક્ષ માર્ગના અર્થીઓને જે સેવવા યોગ્ય છે, તે (ગુરૂ) ભજન્ત કહેવાય છે. અથવા भा તથા भ्राज् ધાતુ દીપ્તિના અર્થમાં છે, તેનો भ्रान्त તથા भ्राजन्त શબ્દ બને છે. એટલે જે જ્ઞાન અને તપગુણવડે પ્રકાશે છે, તે આચાર્ય भान्त અથવા भ्राजन्त કહેવાય છે. અથવા भ्रम् ધાતુ (અનવસ્થાન અર્થમાં છે) તેનો भ्रान्त શબ્દ બને છે, એટલે જે મિથ્યાત્વાદિ બન્ધ હેતુથી રહિત છે, તે भ्रान्त કહેવાય છે અથવા ઐશ્વર્યાદિ છ પ્રકારનો 'ભગ' જેને છે, તે ભગવાન્ (ગુરૂ છે) અથવા જે નારકાદિ ભવના અન્તનો હેતુ છે, તેથી તે 'ભવાન્ત' કહેવાય છે. અથવા ભયનો અન્ત કરનાર.તે ભયાન્ત કહેવાય. ભય એટલે ત્રાસ. તે ભય નામાદિ છ પ્રકારે છે. (નામ ભય-સ્થાપના ભય-દ્રવ્ય ભય-ક્ષેત્ર ભય-કાળ ભય-અને ભાવ ભય) તેમાં ભાવ ભય સાત પ્રકારે છે. ૧ આલોકજન્યભય તે ઇહલોક ભય, ૨ પરભવથી જન્ય ભય તે પરલોક ભય. ૩ ન્યાસ (થાપણ) હરણાદિજન્યદ્રવ્યગ્રહણ ભય. ૪ બાહ્ય નિમિત્તના સદ્ભાવથી જે થાય તે આકસ્મિક ભય. ૫ અપયશજન્ય ભય શ્લાઘા ભય. ૬ દુ:ખે જીવિકા થાય તે આજીવિકા ભય, અને સાતમો પ્રાણપરિત્યાગનો ભય તે મરણ ભય. તથા अम् ધાતુ ગત્યાદિ અર્થમાં છે, તેનો અહીં अन्त શબ્દ થાય છે. अम्-नम्-अन्त्-अवसान् એ બધા શબ્દ એ કાર્યવાચી છે. તેથી अमति એટલે જે ભયનો અન્ત કરે છે, તે भयन्त કહેવાય. અથવા अम શબ્દ રોગના અર્થમાં અન્ત-રોગ-ભંગ વિનાશ. એ બધા પર્યાય શબ્દો છે. તેથી કરીને ભવનો અને ભયનો જેનાથી નાશ થાય તે (ગુરૂ) ભવાન્ત અથવા ભયાન્ત કહેવાય છે. અહીં ભદન્તાદિ શબ્દો (આદિ શબ્દથી ભજન્ત-ભાન્ત-ભ્રાજન્ત-ભ્રાન્ત-ભગવન્ત-ભવાન્ત-ભયાન્ત) યથાસંભવ પ્રત્યેકમાં દ-ય-ગ અને વકરાદિ અક્ષરોનો લોપ કરવાથી, સ્વઅકારન્તના આદેશથી भन्ते એ સર્વ સામાન્યપદ બને છે. (ભદન્તમાંથી 'દ' કારનો ભયાન્તમાંથી યકારનો, ભગવન્તમાંથી ગકાર અને વકારનો, ભજન્તમાંથી જકારનો લોપ કરવાથી; भान्त ઇત્યાદિમાં હ્રસ્વ આદેશ કરવાથી 'ભંત' પદ રહે છે. તેમાં અકારનો આદેશ કરવાથી 'ભંતે' એવું પદ) ગુરૂ આમંત્રણ વચનરૂપ સામાયિક સૂત્રની આદમાં મૂકેલું છે. ૩૪૪૬ થી ૩૪૫૬.

હવે भदन्त પદ કેવી રીતે ગુરૂને આમંત્રણ વચનરૂપ છે, તે કહે છે.

आमंतेइ करेमि भंते सामाइयं ति सीसोऽयं ।
आमंतणवयणं गुरुणो [illegible] ति ? ॥ ३४५७ ॥

भण्णइ गुरुकुलवासे वसं गहत्थं जहा गुणत्थीह ।
निच्चं गुरुकुलवासी हविज्ज सोसो जओऽभिहियं ॥ ३४५८ ॥
नाणस्स होइ भागी थिरतरओ दंसणे चरित्ते य ।
धन्ना गुरुकुलवासं आवकहाए न मुंचंति ॥ ३४५९ ॥
गीयावासो रई धम्मे अणाययणवज्जणं ।
निग्गहो य कसायाणं एयं धीराण सासणं ॥ ३४६० ॥
आवस्सयं पि निच्चं गुरुपामूलम्मि देसियं होइ ।
वीसुं पि हि संवसओ कारणओ जदभिसेज्जाए ॥ ३४६१ ॥
एवं चिय सव्वावस्सयाइं आपुच्छिऊण कज्जाइं ।
जाणावियमामंतणवणाओ जेण सव्वेसिं ॥ ३४६२ ॥
सामाइयमाइमयं भदंतसद्दो य जं तदाईए ।
तेणाणुवत्तइ तओ करेमि भंते त्ति सव्वेसु ॥ ३४६३ ॥
किच्चाकिच्चं गुरवो विदंति विणयपडिवत्तिहेउं च ।
उस्सासाइ पमोत्तुं तदणापुच्छाए पडिसिद्धं ॥ ३४६४ ॥
गुरुविरहम्मि य ठवणा गुरूवएसोवदंसणत्थं च ।
जिणविरहम्मि वि जिणबिंबसेवणामंतणं सफलं ॥ ३४६५ ॥
रन्नो व परोक्खस्स वि जह सेवा मंतदेवयाए वा ।
तह चेव परोक्खस्स वि गुरुणो सेवा विणयहेउं ॥ ३४६६ ॥
अहवा गुरुगुणनाणोवओगओ भावगुरुसमाएसो ।
इह विणयमूलधम्मोवएसणत्थं जओऽभिहियं ॥ ३४६७ ॥
विणओ सासणे मूलं विणीओ संजओ भवे ।
विणयाओ विप्पमुक्कस्स कओ धम्मो कओ तवो ? ॥ ३४६८ ॥
विणओवयारमणस्स भंजणा पूयणा गुरुजणस्स ।
तित्थयराण य आणा सुयधम्माराहणा किरिया ॥ ३४६९ ॥

ગાથાર્થઃ-" करेमि भंते ! सामाइयं " એ પ્રમાણે આ પદથી શિષ્ય ગુરૂને આમંત્રણ કરે છે. આ ગુરૂનું આમંત્રણ વચન પ્રથમ કહેલું છે, છતાં ફરી અહીં શાકારણથી કહેવામાં આવે છે? (એમ પૂછવામાં આવે તો) કહીએ છીએ કે-ગુરૂકુળવાસમાં વસતા, જેમ ગુણ ગ્રહણ કરવાને ગુણાર્થી શિષ્ય નિત્ય ગુરૂકુળવાસી થાય છે. જે માટે કહ્યું છે કે-ગુરૂકુળવાસી જ્ઞાનને ભાગી થાય છે, દર્શન અને ચારિત્રમાં અતિશય સ્થિર થાય છે, તેઓને ધન્ય છે, કે જેએ જીવનપર્યન્ત ગુરૂકુળવાસ મૂકતા નથી. ગીતાર્થ પાસે વાસ, ધર્મમાં રતિ, અનાયતનનું વર્જન, અને કષાયનો નિગ્રહએ ધીર પુરૂષોનું શાશન છે. વળી કારણવશાત્ અન્યવસાતમ જુદા રહેનારાને આવશ્યક-પ્રતિક્રમણ પણ ગુરૂના ચરણ સમીપે કરવું જોઇએ. એમ આમંત્રણ વચનથી બતાવ્યું છે. એજ પ્રમાણે બીજાં પણ સર્વ આવશ્યકો ગુરૂને પૂછીને કરવાં

એમ આમંત્રણ વચનથી જણાવેલું છે. કારણ કે સર્વ આવશ્યકોમાં સામાયિક આવશ્યક પહેલું છે, અને આ ભદંત શબ્દ પણ તેની આદિમાં છે. તેથી કરેમિ भंते ! એ વચન સર્વ આવશ્યકોમાં અનુવર્તે છે. વિનયની પ્રાપ્તિ માટે કરવા યોગ્ય કે નહિ કરવાયોગ્ય સર્વ ગુરૂમહારાજ જાણે છે. તેથી તેમને પૂછ્યા વિના ઉશ્વાસાદિ મૂકવાને પણ નિષેધ કર્યો છે. જેમ જિનેશ્વરના વિરહમાં જિનેશ્વરના બિંબની સેવા અને આમંત્રણ સફળ થાય છે, તેમ ગુરૂનો વિરહ હોય ત્યારે ગુરૂનો ઉપદેશ બતાવવાને ગુરૂની સ્થાપના ( ની સેવા અને આમંત્રણ સફળ થાય છે. ) જેમ પરોક્ષ રાજા અથવા મંત્રદેવતાની સેવા સફળ થાય છે, તેમ પરોક્ષ એવા ગુરૂની સેવા પણ વિનયનો હેતુ છે. અથવા ગુરૂગુણના જ્ઞાનોપયોગથી વિનયમૂળ ધર્મનો ઉપદેશ બતાવવાને અહીં ભાવગુરૂનો સમાદેશ છે. જે માટે કહ્યું છે, કે વિનય શાસનમાં ધર્મનું મૂળ છે, વિનિત હોય તે સંયમી થાય છે, વિનયથી રહિત હોય તેને ધર્મ ક્યાંથી? અને તપ પણ ક્યાંથી? વિનયોપચાર મનથી (કરેલી) ગુરૂજનની ભજના અને પૂજન, તીર્થંકરોની આજ્ઞા-શ્રુતધર્મની આરાધના અને ક્રિયા ( સર્વ સફળ થાય છે.) ૩૪૫૭-થી-૩૪૬૯.

અથવા भंते ! એ પદ ગુરૂ આમંત્રણ નહિ પણ આત્મ આમંત્રણ છે.

आयामंतणमहवाऽवसेसकिरियाविसग्गओ तं च ।
सामाइएगकिरियानिमायगं तदुवओगाओ ॥ ३४७० ॥
एवं च सव्वकिरियाऽसवत्तया तदुवउत्तकरणं च ।
वक्खायं होइ निसीहियादि किरिओवओगु व्व ॥ ३४७१ ॥
अहवा जहसंभवओ भदंतसद्दो जिणाइसक्खीणं ।
आमंतणाभिधाई तस्सक्खिज्जे थिरव्वयया ॥ ३४७२ ॥
गहियं जिणाइसक्खं मए त्ति तलज्ज-गोरव-भयाओ ।
सामाइयाइयारे परिहरओ तं थिरं होइ ॥ ३४७३ ॥
अहवा भंतं च तयं सामइयं चेइ भंतसामइयं ।
एत्तमलक्खणमेवं भंतेसामाइयं तं च ॥ ३४७४ ॥
नामाइवुदासत्थं नणु सो सावज्जजोगविरईओ ।
गम्मइ भण्णइ न जओ तत्थवि नामाइसब्भावो ॥ ३४७५ ॥
भंतस्स व सामइयं भंते सामाइयं जिणाभिहियं ।
न परप्पणीयसामाइयं ति भंतेविसेसणओ ॥ ३४७६ ॥

ગાથાર્થ:-અથવા અવશેષ ક્રિયાનો ત્યાગ કરવાથી, અને એક સામાયિક ક્રિયાના નિયામક ભૂત તે પદ સામાયિકના ઉપયોગથી આત્માને આમંત્રણરૂપ છે. તેથી કરીને જેમ બાહ્ય ક્રિયાના નિષેધથી અભ્યંતર ક્રિયાનો ઉપયોગ કહેલો ગણાય છે, તેમ પડિલેહણાદિ સર્વ ક્રિયાઓની અનાબાધતાવડે આરબ્ધ ક્રિયામાં ઉપયોગ કરવાનું આત્માના આમંત્રણવડે કહેલું છે. અથવા भदन्त શબ્દ જિનાદિ સાક્ષીઓના આમંત્રણને કહેનાર છે, (જેમકે હે જિનાદિ ભગવન્તો ! હું તમારી સાક્ષીએ સામાયિક કરૂં છું.) તેમની સાક્ષીએ (સામાયિક કરનારને વ્રતમાં સ્થિરતા પ્રાપ્ત થાય છે. કેમકે મેં જિનાદિકની સાક્ષીએ સામાયિક ગ્રહણ

કર્યું છે, એ વાસનાથી સામાયિકના અતિચારોનો ત્યાગ કરતા તેમની લજ્જા, ગૌરવ અને ભયથી તેને તે સામાયિક વ્રત સ્થિર થાય છે. અથવા (ભદન્ત સામાયિકનુંજ વિશેષણ છે જેમકે) ભદંત એવું જે સામાયિક તે ભદન્ત સામાયિક હું કરૂં છું (કલ્યાણ પ્રાપ્ત કરાવનાર સામાયિક હું કરૂં છું.) ભન્તે સામાયિક શબ્દમાંનો એકાર અલાક્ષણિક હોવાથી તેનો લોપ કર્યો છે. નામસ્થાપનાદિ સામાયિકનો ભેદ જણાવવાને ઉપરોક્ત વિશેષણ જણાવ્યું છે. (કેમકે તે સામાયિક કલ્યાણ પ્રાપ્ત કરાવનારાં નથી.) એ ભેદ સાવદ્યયોગની વિરતિથી (સાવજ્જજોગં પચ્ચખ્ખામિ પદોથી) જણાય છે, (કેમકે નામાદિ સામાયિક સાવદ્યયોગની વિરતિરૂપ નથી) એમ કહેવામાં આવે, તો તેનો ઉત્તર કહીએ છીએ કે-તે વચન યોગ્ય નથી, કેમકે તેમાં પણ (સાવદ્યયોગની વિરતિમાં પણ) નામ-સ્થાપનાદિનો સદ્ભાવ છે. અથવા भंते सामाइयं એટલે જિનેશ્વરે કહેલું ભગવન્તનું સામાયિક હું કરૂં છું; પણ પદપ્રરૂપિત સામાયિક નથી કરતો, એમ भंते વિશેષણથી સમજવું. ૩૪૭૦ થી ૩૪૭૬

કરણે-ભએ-ય અન્તે એ ત્રણ પદની વ્યાખ્યા કરી, હવે "सामायिक" એ ચોથા પદની વ્યાખ્યા કરે છે.

राग-द्दोसविरहिओ समो त्ति अयणं अयो त्ति गमणं ति ।
समगमणं ति समाओ स एव सामाइयं नाम ॥ ३४७७ ॥
अहवा भवं समाए निव्वत्तं तेण तम्मयं वावि ।
जं तप्पओयणं वा तेण व सामाइयं नेयं ॥ ३४७८ ॥
अहवा समाइं सम्मत्त-नाण-चरणाइं तेसु तेहिं वा ।
अयणं अओ समाओ स एव सामाइयं नाम ॥ ३४७९ ॥
अहवा समस्स आओ गुणाण लाभो त्ति जो समाओ सो ।
अहवा समाणमाओ तम्हा सामाइयं नाम ॥ ३४८० ॥
अहवा सामं मित्ती तत्थ अओ तेण सामाओ ।
अहवा सामस्साओ लाभो सामाइयं णयं ॥ ३४८१ ॥
सम्ममओ वा समओ सामाइयमुभयविद्धिभावाओ ।
अहवा सम्ममस्साओ लाभो सामाइयं होइ ॥ ३४८२ ॥
अहवा निरुत्तविहिणा सामं सम्मं समं च जं तस्स ।
इकमप्पए पवेसणमेयं सामाइयं नेयं ॥ दारं ॥ ३४८३ ॥

સમ એટલે રાગ, દ્વેષનો વિરહ, અય એટલે અયન-ગમન સમ તરફ ગમન તે સમાય, અને તેજ સામાયિક છે અથવા સમનો લાભ થવાથી નિવૃત્ત એટલે થએલું તે, અથવા તન્મયતે અથવા તેનું (સમનું) જે પ્રયોજન તે સામાયિક જાણવું. અથવા સમનો એટલે સમ્યક્ત્વ, જ્ઞાન, અને ચારિત્ર, તેને વિષે અથવા તેઓવડે અય એટલે ગમન તે સમાય, તેજ સામાયિક છે. અથવા સમનો આય એટલે ગુણોનો જે લાભ તે સમાય. અથવા સમોનો આય તે સામાયિક જાણવું અથવા સામ એટલે સર્વ જીવોમાં મૈત્રી, તેને વિષે અય એટલે ગમન, અથવા તે વડે વર્તન તે સમાય, અથવા સામનો આય એટલે

લાભ તે સામાયિક છે. અથવા સમ્યગ્ અય એટલે સારૂં વર્તન તે સમય. (અહીં ઉભય પ્રકારની) વૃદ્ધિ થવાથી સામાયિક બને છે. અથવા સમનો આય એટલે લાભ તે સામાયિક છે. અથવા નિરૂક્ત વિધિવડે સામ (બીજાને દુઃખ ન કરવું તે,) સમ્યક્ (જ્ઞાનાદિ ત્રયનું પરસ્પર યોજવું તે), અને સમ (માધ્યસ્થ વર્તન), તેનો જે 'ઇક' એટલે આત્મામાં પ્રવેશ તે સામાયિક જાણવું. ૩૪૭૭-થી-૩૪૮૩

હવે સર્વ શબ્દની વ્યાખ્યા કરે છે.

किं पुण तं सामइयं स॰ सावज्जजोगविरइ त्ति ।
सियए स तेण सव्वो तं सव्वं कइविहं सव्वं ॥ ३४८४ ॥

नामं ठवणा दविए आएसे चेव निरवसेसं च ।
तह सव्वधत्तसव्वं च भावसव्वं च सत्त॰यं ॥ ३४८५॥१०४९-३४७॥

कसिणं दव्वं सव्वं तद्देसो वा विवक्खयाभिमओ ।
दव्वे तद्देसम्मि य सव्वासव्वे य चउभंगो ॥ ३४८६ ॥
सव्वासव्वे दव्वे देसम्मि य नायमंगुलिद्दव्वं ।
संपुण्णं देसोणं पव्वं पव्वेगदेसो य ॥ दारं ॥ ॥ ३४८७ ॥
आएसो उवयारो सो बहुतरए पहाणतरए व्व ।
देसे वि जहा सव्वं भत्तं भुत्तं गओ गामो ॥ दारं ॥ ३४८८ ॥
दुविहं तु निरवसेसं सव्वासेसं तदेक्कदेसो य ।
सव्वासेसं सव्वे अणिमिसनयणा जहा देवा ॥ ३४८९ ॥
तद्देसापरिसेसं सव्वे असुरा जहा असियवण्णा ॥
जह जोइसालया वा सव्वे किर तेउलेस्सागा ॥ दारं ॥ ३४९० ॥
जीवाजीवा सव्वं तं धत्ते तेण सव्वधत्त त्ति ।
सच्चे व सव्वधत्तासव्वं जमओ परं णन्नं ॥ ३४९१ ॥
अह दव्वसव्वमेगद्दव्वाधारं ति भिन्नमन्नेहिं ।
एगाणेगाधारोवयारभेएण चादेसं ॥ ३४९२ ॥
भिन्नमसेसं जमिहेगजाइ[illegible] ति सव्वधत्ताओ ।
भिन्ना य सव्वधत्ता सव्वाधार त्ति सव्वेहिं ॥ ॥ दारं ॥ ३४९३ ॥
कम्मोदयस्सभावो सव्वो असुहो सुहो य ओदइओ ।
मोहोवसमसहावो सव्वो उवसामिओ भावो ॥ ३४९४ ॥
कम्मक्खयस्सहावो खइओ सव्वो य मीसओ मीसो ।
अह सव्वदव्वपरिणइरूवो परिणामिओ सव्वो ॥ ३४९५ ॥
अहिगयमसेससव्वं विसेसओ सेसयं जहाजोगं ।
गरहियमवज्जमुत्तं पावं सह तेण सावज्जं ॥ ३४९६ ॥

ગાથાર્થ: તે સામાયિક એટલે શું? સર્વ સાદ્યયોગની વિરતિ તે (સામાયિક.) સૃ ધાતુને ઔણાદિક વ પ્રત્યય લગાડવાથી સર્વ શબ્દ બને છે, તે સર્વ વસ્તુ અર્થમાં છે. એ 'સર્વ' કેટલા પ્રકારનું છે? (એમ પૂછવામાં આવે તો) નામ સર્વ, સ્થાપના સર્વ, દ્રવ્ય સર્વ આદેશ સર્વ, નિરવશેષ સર્વ, સર્વધત્તસર્વ અને સાતમું ભાવ સર્વ. (એમ સાત પ્રકારે સર્વ છે. તેમાં નામ, સ્થાપના સર્વ સુગમ છે, અને જ્ઞ–ભવ્ય શરીર વ્યતિરિક્ત દ્રવ્ય સર્વનું સ્વરૂપ આ પ્રમાણે છે.) અંગુલી આદિ દ્રવ્ય અથવા તેનો એક દેશ સંપૂર્ણ વિવક્ષાવડે કહેવામાં આવે, ત્યારે સર્વ કહેવાય છે. અને અંગુલી તથા તેના એક દેશને અપરિપૂર્ણ વિવક્ષાથી કહેવામાં આવે, ત્યારે 'અસર્વ' કહેવાય છે. એ પ્રમાણે દ્રવ્યમાં અને તેના દેશમાં સર્વાસર્વનાં ચાર ભાંગા થાય છે. જેમકે, સંપૂર્ણ અંગુલી દ્રવ્ય, દ્રવ્ય કહેવાય છે, તેનોજ એક દેશ તે અસર્વ દ્રવ્ય કહેવાય છે, સંપૂર્ણ દ્રવ્ય દેશ સર્વ કહેવાય છે, અને પર્વનો એક દેશ તે દેશ અસર્વ કહેવાય છે. (એ પ્રમાણે દ્રવ્ય સર્વનું સ્વરૂપ જાણવું.) આદેશ એટલે ઉપચાર. તે ઉપચાર બહુ પ્રકારમાં, મુખ્યતામાં અને દેશમાં પણ સર્વપણે પ્રવર્તે છે, જેમકે ગ્રહણ કરેલા ભોજનમાંથી ઘણે ભાગે ખાધું હોય, અને કેટલુંક અવશેષ હોય, તો "આણે સર્વ ભોજન ખાધું" એમ કહેવાય છે. મુખ્ય પુરૂષોમાંથી કેટલાક ગયા હોય અને કેટલાક રહ્યા હોય ત્યારે "સર્વ ગામ ગયા" એમ કહેવાય છે. (એ પ્રમાણે આદેશ સર્વ જાણવું.) નિરવશેષ સર્વ બે પ્રકારે છે, સર્વ વસ્તુ નિરવશેષ અને તદ્દેશ નિરવશેષ. જેમકે સર્વે દેવો અનિમેષ નયનવાળા છે. (અહીં બધાએ દેવોમાં અનિમેષપણું છે, કોઇપણ દેવોમાં સનિમેષપણું નથી. તેથી તે) સર્વ નિરવશેષ કહેવાય. તથા જેમકે, સર્વે અસુરો કૃષ્ણ વર્ણવાળા છે, અથવા જેમ સર્વ જ્યોતિષિ દેવો તેજોલેશ્યાવાળા છે. (અહીં અસુરો અને જ્યોતિષિ દેવો સર્વ દેવોનાં એક દેશમાં છે, તે દરેકમાં યથાસંખ્ય કૃષ્ણવર્ણ અને તેજોલેશ્યા છે, તેથી) તે દરેકે દેશ નિરવશેષ કહેવાય. આ જગતમાં જે કંઇ છે, તે સર્વ જીવો અને અજીવોજ છે, તેને જે કારણથી ધારી રાખે છે, તે કારણથી તે સર્વધત્તા કહેવાય છે, અહીં સર્વ જીવાજીવરૂપ વિવક્ષા તે સર્વધત્તા સર્વ કહેવાય છે; કેમકે એ જીવાજીવ શિવાય જગતમાં બીજું કંઇ છેજ નહિ. (દ્રવ્ય સર્વાદિનો પરસ્પર શો ભેદ છે? એમ પૂછવામાં આવે તો,) દ્રવ્ય સર્વ એક દ્રવ્યાધારવાળું છે તેથી બીજા સર્વથી ભિન્ન છે. આદેશ સર્વ એક–અનેક દ્રવ્યાધારવાળું હોવાથી ઉપચારભેદે બીજાઓથી ભિન્ન છે. અશેષ સર્વ એક જાતીય વિષયવાળું હોવાથી બીજાઓથી અન્ય છે અને સર્વધત્તાસર્વ, સર્વ વસ્તુના આધારભૂત હોવાથી પૂર્વના બધા સર્વથી ભિન્ન છે. શુભાશુભ કર્મના ઉદયનો સ્વભાવ તે ઔદયિક ભાવ સર્વ, મોહોપશમ સ્વભાવ તે ઔપશમિક ભાવ સર્વ, કર્મક્ષય સ્વભાવ તે ક્ષાયિક ભાવ સર્વ, કર્મનો ક્ષયોપશમ ભાવ તે મિશ્ર ભાવ સર્વ, અને સર્વ દ્રવ્યની પરિણતિરૂપ તે પારિણામિક ભાવ સર્વ કહેવાય છે. (અહીં "સર્વ સાવદ્ય યોગનો ત્યાગ કરૂં છું." એ સંબંધમાં, સપ્તવિધ સર્વમાંથી વિશેષે કરીને નિરવશેષ સર્વ અધિકૃત છે, બાકીના છ સર્વ યથાયોગ્ય જ્યાં ઘટે ત્યા યોજવા. (હવે "સાવદ્ય" પદની વ્યાખ્યા કરે છે.) ગર્હિત, નિંદ્ય જે હોય, તે અવદ્ય કહેવાય. તે અવદ્ય એટલે પાપ તે પાપવડે જે સહિત હોય, તે સાવદ્ય કહેવાય. ૩૪૮૪–થી ૩૪૯૬

હવે બીજા પ્રકારે "સાવદ્ય" શબ્દની તથા 'યોગ' શબ્દની વ્યાખ્યા કરે છે.

अहवेह [illegible] वज्जं पावं ति सहसक्कारस्स ।
दिग्घत्तादेसाओ सह वज्जेणं ति सावज्जं ॥ ३४९७ ॥

जोगो जोयणमायकिरिया समाधाणमायवावारो ।
जीवेण जुज्जए वा जओ समाहिज्जए सो त्ति ॥ ३४९८ ॥
जं तेण जुज्जए वा स कम्मणा जं च जुज्जए तम्मि ।
तो जोगो सो य मओ तिविहो कायाइवावारो ॥ ३४९९ ॥
सव्वो सावज्जो त्ति य जोगो संबज्झए तयं सव्वं ।
सावज्जं जोगं ति य पच्चक्खामि त्ति वज्जेमि ॥ ३५०० ॥
पइसद्दो पडिसेहे अक्खाणं खावणाऽभिहाणं वा ।
पडिसेहस्सक्खाणं पच्चक्खाणं निवित्ति त्ति ॥ ३५०१ ॥

ગાથાર્થ:—અહીં વર્જવા યોગ્ય-તજવા યોગ્ય જે વર્જ્ય તે વર્જ્ય એટલે પાપ કહેવાય. તે વર્જ્યસહિત જે હોય તે સવર્જ્ય, સહશબ્દના સકારનો દીર્ઘ આદેશ કરવાથી સાવર્જ્ય-સાવદ્ય થાય. જોડવું તે યોગ, અથવા આત્માનું ચલનાદિ ક્રિયા સાથે સમ્યક્ પ્રકારે જોડાણ તે યોગ. (સકર્મક આત્માનો વ્યાપાર) અથવા જીવ સાથે જોડાય, યા સંબંધ કરાય તે યોગ; કેમકે આત્મા તે કર્મ સાથે જોડાય છે, તેથી તે યોગ કહેવાય. તે યોગ છતે આત્મા કર્મ સાથે જોડાય, માટે તે યોગ કહેવાય. તે યોગ કાયિકાદિ વ્યાપારરૂપ એટલે મન વચ અને કાય એ ત્રણ પ્રકારે માનેલો છે. સર્વ-સાવદ્ય અને યોગ એ ત્રણે પદનો હવે સંબંધ યોજીએ છીએ. તે સર્વ સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કરૂં છું, એટલે ત્યાગ કરૂં છું. प्रति શબ્દ નિષેધ અર્થમાં છે, અને આખ્યાન શબ્દ ખ્યાપના અથવા આદરથી કહેવારૂપમાં છે, તેથી પ્રતિષેધનું આખ્યાન, તે પ્રત્યાખ્યાન એટલે નિવૃત્તિ. ૩૪૯૬ થી ૩૫૦૧

હવે ભેદપૂર્વક પ્રત્યાખ્યાનનું કથન કરે છે.

नामं ठवणा दविए अइत्थपडिसेहभावओ तं च ।
नामाभिहाणमुत्तं ठवणागारक्खनिक्खेवो ॥ ३५०२ ॥

दव्वस्स व दव्वाण व दव्वब्भूयस्स दव्वहेउं वा ।
दव्वं प्पच्चक्खाणं निण्हाईणं व सव्वं पि ॥ ३५०३ ॥
भिक्खयराणमइच्छा पडिसेहो रोगिणो व किरियाए ।
सिद्धं पच्चक्खाओ जह रोगी सव्ववेज्जेहिं ॥ ३५०४ ॥
भावस्स भावओ भावहेउमह भाव एव वाभिमयं ।
पच्चक्खाणं दुविहं तं सुयमिह नोसुयं चेव ॥ ३५०५ ॥
पुव्वं नोपुव्वसुयं पच्चक्खाणं ति पुव्वसुयमुत्तं ।
आउरपच्चक्खाणाइयं च नोपुव्वसुयमुत्तं ॥ ३५०६ ॥
नोसुयपच्चक्खाणं मूलुत्तरगुणविहाणओ दुविहं ।
सव्वे देसे य मयं इह सव्वं [illegible]ओ ॥ दारं ॥ ३५०७ ॥ [४२४०]

ગાથાર્થ:-નામ પ્રત્યાખ્યાન-સ્થાપના પ્રત્યાખ્યાન-દ્રવ્ય પ્રત્યાખ્યાન-અદિત્સા પ્રત્યાખ્યાન-પ્રતિષેધ પ્રત્યાખ્યાન-અને ભાવ પ્રત્યાખ્યાન (એમ છ પ્રકારે પ્રત્યાખ્યાન છે.) તેમાં

"પ્રત્યાખ્યાન" એવું જે નામ, તે નામ પ્રત્યાખ્યાન. આકાર અથવા અક્ષાદિમાં નિક્ષેપ તે સ્થાપના પ્રત્યાખ્યાન. સચિત્તાદિ દ્રવ્યનું અથવા દ્રવ્યોનું જે પ્રત્યાખ્યાન તે, દ્રવ્યભૂતનું (ભાવરહિત અભવ્ય જીવનું) જે પ્રત્યાખ્યાન તે, તેમજ દ્રવ્યને માટે જે પ્રત્યાખ્યાન કરાય તે. નિન્હવાદિકનું જે પ્રત્યાખ્યાન, તે સર્વ દ્રવ્ય પ્રત્યાખ્યાન છે. ભિક્ષાચરને ભિક્ષા ન દેવી તે અદિત્સા પ્રત્યાખ્યાન. અસાધ્ય રોગીની પેઠે ક્રિયાનો નિષેધ તે પ્રતિષેધ પ્રત્યાખ્યાન. લોકમાં પણ આ વાત પ્રસિદ્ધ છે કે "સર્વ વૈદ્યોએ આ રોગીનો પ્રતિષેધ કર્યો છે." (આ સ્થળે નિર્યુક્તિમાં કયાંઇક નિર્વિષયાજ્ઞાપનરૂપ ક્ષેત્ર પ્રત્યાખ્યાન કહેલું જણાય છે.) ભાવનું (સાવદ્યયોગના પરિણામનું) પ્રત્યાખ્યાન તે, તથા ભાવથી (શુભ પરિણામ ઉત્પન્ન થવાથી) કરેલું પ્રત્યાખ્યાન તે, તેમજ ભાવ હેતુક (સર્વ કર્મનો ક્ષય કરવા માટે કરેલું) પ્રત્યાખ્યાન તે, અને (સાવદ્યયોગની વિરતિલક્ષણ) ભાવરૂપ પ્રત્યાખ્યાન તે ભાવ પ્રત્યાખ્યાન માનેલું છે. એ ભાવ પ્રત્યાખ્યાન બે પ્રકારે છે. શ્રુતભાવ પ્રત્યાખ્યાન અને નોશ્રુતભાવ પ્રત્યાખ્યાન. શ્રુતભાવ પ્રત્યાખ્યાન બે પ્રકારે છે. પૂર્વશ્રુતપ્રત્યાખ્યાન અને નોપૂર્વશ્રુતપ્રત્યાખ્યાન તેમાં પ્રત્યાખ્યાન નામનું નવમું પૂર્વ, તે પૂર્વશ્રુતપ્રત્યાખ્યાન કહેવાય છે, અને આતુર પ્રત્યાખ્યાનાદિશ્રુત (પૂર્વગત બાહ્યહોવાથી) તે નોપૂર્વશ્રુતપ્રત્યાખ્યાન કહેવાય છે. તથા શ્રુતનિષેધરૂપ નોશ્રુતપ્રત્યાખ્યાન, તે પણ મૂલોત્તર ભેદે બે પ્રકારે છે. અહીં સર્વ શબ્દથી તે દરેક અને દેશથી એમ બેબે ભેદ માનેલું છે. ૩૫૦૨ થી ૩૫૦૭.

હવે "यावज्जीवया' એ પદની વ્યાખ્યા કરે છે.'

जीव त्ति जीवणं पाणधारणं जीवियं ति पज्जाओ ।
गाहयं न जीवदव्वं गहियं वा पज्जवविसिट्ठं　　॥ ३५०८ ॥
इहरा जीवज्जीवं ति जीवदव्वगहणे मयस्सावि ।
पच्चक्खाणं पावइ गहियमओ जीवियं तं च　　॥ ३५०९ ॥
नामं ठवणा दविए ओहे भव तब्भवे य भोगे य ।
संजम-जसम-ऽसंजमजीवियमिइ तव्विभागोऽयं　　॥ ३५१० ॥
दव्वे हिरण्ण-भेसज्ज-भत्त पुत्ताई जीवियनिमित्तं ।
जं दव्वजीवियं तं दव्वस्स व जीवियमवत्था ॥ दारं　　॥ ३५११ ॥
आउयसद्दव्वंतया सामन्नं पाणधारणमिहोहो ।
भवजीवियं चउद्धा नेरइयाईण जावत्था　　॥ ३५१२ ॥
तब्भव जीवियमोरालियाण जं तब्भवोववन्नाणं ।
चक्कहराईणं भोगजीवियं [illegible]　　॥ ३५१३ ॥
संजमजीवियमिसीणं असंजमजीवियमविरयाणं ।
जसजीवियं जसोनामओ जिणाईण लोगम्मि　　॥ ३५१४ ॥
नरभवजीवियमहिमयं विसेसओ, सेसयं जहाजोगं ।
जावज्जीवामि तयं ता पच्च नाम सावज्जं　　॥ ३५१५ ॥

ગાથાર્થ:-(યાવજ્જીવ પર્યન્ત સર્વ સાવદ્ય યોગનો ત્યાગ કરૂં છું, એવો અર્થ અહીં ઇષ્ટ છે. તેમાં) જીવ એટલે જીવન-પ્રાણ ધારણ-અને જીવિત એ તેના પર્યાય શબ્દો છે. (અહીં જીવ શબ્દથી) જીવ દ્રવ્ય નથી ગ્રહણ કર્યું, (કેમકે તેથી વક્ષ્યમાણ દોષો પ્રાપ્ત થાય છે.) જીવદ્રવ્ય ગ્રહણ કર્યું હોય, તો પણ તે આ ભવ જીવિતપર્યાય વિશિષ્ટ ગ્રહણ કર્યું છે. (આ ભવના જીવન પર્યન્ત પ્રત્યાખ્યાન કરૂં છું, એમ સમજવું, આ ભવનું જીવન પૂર્ણ થયા પછી નહીં.) અન્યથા "યાવજ્જીવ" શબ્દથી જીવ દ્રવ્ય ગ્રહણ કરવામાં આવે, તો મરણ પામ્યા પછી પણ પ્રત્યાખ્યાન પ્રાપ્ત થાય, (કેમકે અવિશિષ્ટ જીવ દ્રવ્ય સર્વદા વિદ્યમાન હોય છે.) આ કારણથી 'જીવ' શબ્દવડે 'જીવિત' ગ્રહણ કર્યું છે, અને તે જીવિત નામ જીવિત સ્થાપના જીવિત, દ્રવ્યજીવિત, ઓઘજીવિત, ભવજીવિત, તદ્ભવજીવિત, ભોગજીવિત, સંયમજીવિત, યશોજીવિત, અને અસંયમજીવિત, એમ તેના (દસ) ભેદ છે. નામ-સ્થાપના જીવિત સુગમ છે) દ્રવ્યજીવિતનો વિચાર કરતાં, જે હિરણ્ય-ભૈષજ્ય-ભક્ત પુત્ર આદિ જીવિતના નિમિત્ત અથવા ઉપકારક છે, તે દ્રવ્યજીવિત કહેવાય. અથવા (પારો જીવે છે, વિષ જીવે છે, અભ્રખ જીવે છે, લોઢું જીવે છે, પણ હજુ મૃત્યુ નથી પામ્યું, ઇત્યાદિ કહેવાય છે) જે દ્રવ્યની જીવિત અવસ્થા તે દ્રવ્યજીવિત કહેવાય છે આયુ દ્રવ્યની સત્તા વડે જીવનું પ્રાણ ધારણરૂપ સામાન્ય જીવન તે ઓઘ જીવિત, સંસારમાં અવસ્થિતિના હેતુભૂત જીવિત તે ભવજીવિત એ ભવજીવિત નારકાદિની અવસ્થારૂપ ચાર પ્રકારે છે. વારંવાર અમુક તેજ ભવમાં ઉત્પન્ન થનારા ઔદારિક શરીરવાળા જીવોનું જે જીવન તે તદ્ભવજીવિત કહેવાય અને ચક્રવર્તિ તથા દેવોનું જીવિત તે ભોગજીવિત કહેવાય. મુનિયોનું જીવન તે સંયમજીવિત. અવિરતઓનું જીવિત તે અસંયમજીવિત લોકમાં યશોનામકર્મના ઉદયથી જિનાદિકનું જીવન તે યશોજીવિત કહેવાય. અહીં વિશેષ કરીને ભવજીવિતરૂપ નરભવ જીવિત અધિકૃત છે. બાકીનાં જીવિત યથાસંભવ યોજી લેવાં. (મનુષ્યજ આવી પ્રતિજ્ઞા કરે છે કે) જ્યાંસુધી આ નરભવવડે જીવું, ત્યાંસુધી સાવદ્ય યોગનો ત્યાગ કરૂં છું. ૩૫૦૮ થી ૩૫૧૫

હવે યાવત્ શબ્દનો અર્થ કરે છે.

जावदयं परिमाणे मज्जायाएऽवधारणे चेइ ।
जावज्जीवं जीवणपरिमाणं जत्तियं मे त्ति ॥ दारं ॥ ३५१६ ॥
जावज्जीवमिहारेण मरणमज्जायओ न तक्कालं ।
अवधारणे वि जावज्जीवणमेवेह न ओ परओ ॥ ३५१७ ॥
जावज्जीवं पत्ते जावज्जीवाए लिंगवच्चासो ।
भावप्पच्चयओ वा जा जावज्जीवया ताए ॥ ३५१८ ॥
जावज्जीवतयाई जावज्जीवाए वण्णलोवाओ ।
जावज्जीवो जीसे जावज्जीवाहवा सा उ ॥ ३५१९ ॥
का पुण सा संबज्झइ पच्चक्खाणकिरिया तया सव्वं ।
जावज्जीवाए अहं पच्चक्खामित्ति सावज्जं ॥ ३५२० ॥
जीवणमहवा जीवा जावज्जीवा पुरा व सा नेया ।
ताए पाय वयणे जावज्जीवाए तइएयं ॥ ३५२१ ॥

ગાથાર્થ:—આ यावत् શબ્દ અહીં ત્રણ અર્થમાં છે. પરિમાણ, મર્યાદા અને અવધારણ. જેમકે યાવજ્જીવ એટલે જ્યાં સુધી આ ભવના જીવનનું પરિમાણ હોય ત્યાં સુધી સાવદ્યયોગનો ત્યાગ કરૂં છું. (આ પરિમાણ અર્થમાં) તથા યાવજ્જીવ એટલે મરણની મર્યાદા પર્યન્ત પ્રત્યાખ્યાન કરૂં છું, પણ તેજ ગ્રહણકાળ સુધી નહિ. (આ મર્યાદા અર્થમાં સમજવું. અને અવધારણ અર્થમાં યાવજ્જીવ એટલે જ્યાંસુધી આ ભવનું જીવન હોય ત્યાં સુધીજ) તે પછી નહિ (કેમકે દેવાદિ અવસ્થામાં અવિર્રતિપણાને લીધે પ્રત્યાખ્યાનનો ભંગ થાય. વળી જીવન પૂર્ણ થયા પછી પ્રત્યાખ્યાન છુટું એમ પણ ન કરવું, કેમકે એથી ભોગની આશંસાનો દોષ પ્રાપ્ત થાય.) ઉપરોક્ત ન્યાયે "યાવજ્જીવ" નિર્દેશ પ્રાપ્ત થયે છતે "યાવજ્જીવયા" એવો નિર્દેશ શા માટે કર્યો? (એમ પૂછવામાં આવે તો તે માત્ર) લિંગનોજ વ્યત્યય ( ફેરફાર ) છે અથવા "યાવજ્જીવ" શબ્દને ભાવ પ્રત્યય લગાડવાથી "યાવજ્જીવતા" શબ્દ બને છે, ( તેથી યાવજ્જીવપણે હું પ્રત્યાખ્યાન કરૂં છું એમ સમજવું) "યાવજ્જીવતા" નિર્દેશ થયા છતાં "યાવજ્જીવયા" એમ જે કહ્યું છે તે તકાર વર્ણનો લોપ થવાથી સમજવું અથવા જે અવસ્થામાં જ્યા સુધીનું જીવન હોય, તે યાવજ્જીવા કહેવાય. તે વડે જ્યાંસુધી પ્રત્યાખ્યાન કરાય, તે "યાવજ્જીવયા" કહેવાય. ઉપરોક્ત અર્થમાં તે કઈ ક્રિયાનો સંબંધ કરાય છે? ( એમ પૂછવામાં આવે તો ) તેની સાથે તે યાવજ્જીવયા પ્રત્યાખ્યાન ક્રિયાનો સંબંધ કરાય છે. એટલે કે યાવજ્જીવિતપણે સર્વ સાવદ્યયોગનું હું પ્રત્યાખ્યાન કરૂં છું અથવા જીવન તે જીવા, જ્યાંસુધી જીવન હોય તે યાવજ્જીવા ( સ્ત્રીલીંગ ) (અહીં પણ પૂર્વની પેઠે પરિણામાદિ ત્રણ અર્થમાં યાવત્ શબ્દની સાથે જીવા શબ્દ જાણવો) પ્રાકૃત વચનમાં પર્યન્તે અકાર હોવાથી "યાવજ્જીવયા" એ તૃતીયા સમજવી. ૩૫૧૬-થી-૩૫૨૧

હવે "ત્રિવિધ ત્રિવિધે" એ પદની વ્યાખ્યા કરે છે.

पच्चक्खामी त्ति मओ उत्तमपुरिसेवयणओ कत्ता ॥
तिन्नि विहा जस्स तओ तिविहो जोगो मओऽहिकओ ॥३५२२॥
तं तिविहं बिइयाए पच्चक्खेयमिह कम्मभावाओ ।
तिण्ण विहा जस्स तयं तिविहं तिविहेण तेणं ति ॥ ३५२३ ॥
तेणेति साहकतमं करणं तइयाभिहाणओऽभिहियं ।
कंण तिविहेण भणिए मणेण वायाए काएणं ॥ ३५२४ ॥
मणणं व मण्णए वाऽणेण मणो दव्वओ मयं तं च ।
तज्जोग्गपुग्गलमयं भावमणो भण्णए मंता ॥ ३५२५ ॥
वयणं ववुच्चए वाणए त्ति वायत्ति दव्वओ सा य ।
तज्जोग्गपोग्गला जे गहिया तप्परिणया भावे ॥ ३५२६ ॥
जीवस्स निवासाओ पोग्गलचयओ य सरणधम्माओ ।
काओऽवयवसमाहाणओ य सो दव्व-भावमओ ॥ ३५२७ ॥
तज्जोग्गपोग्गला जे मुक्का य पओग्गपरिणया जाव ।
सो होइ दव्वकाओ बद्धा पुण भावओ काओ ॥ ३५२८ ॥

तेण तिविहेण मनसा वाया काएग किं तयं तिविहं ।
पुव्वाहिकयं जोगं न करेमिच्चाइ सावज्जं ॥ ३५२९ ॥

ગાથાર્થ:-पच्चक्खामि-પ્રત્યાખ્યાન કરૂં છું, એ ઉત્તમ પુરૂષ એક વચનથી અહીં કર્તા માનેલ છે. ત્રણ છે પ્રકાર જેનાં, તે ( મન-વચન-કાયાના વ્યાપારરૂપ ) ત્રિવિધયોગ અહીં અધિકૃત માનવા. એ ત્રિવિધયોગ અહીં કર્મભાવથી બીજી વિભક્તિવડે પ્રત્યાખ્યાન કરવા યોગ્ય છે. તથા ત્રણ છે પ્રકાર જેના તે ત્રિવિધ કરણ. તે વડે એટલે ત્રિવિધ કરણવડે પ્રત્યાખ્યાન કરૂં છું. तेन શબ્દવડે તૃતીયા વિભક્તિ કહેવાથી અહીં સાધકતમકરણ માન્યું છે. કયા ત્રિવિધ કરણવડે? ( એમ પૂછવામાં આવે તો ) મન-વચન અને કાયાવડે ( એ ત્રિવિધ કરણથી હું પ્રત્યાખ્યાન કરૂં છું ) મનન કરવું તે મન, અથવા જે વડે મનન કરાય તે મન. તે મન દ્રવ્યથી તદ્યોગ્ય પુદ્ગલમય છે, અને ભાવ મન તે મન્તા (જીવ) છે. વચન તે વાણી, અથવા જે વડે બોલાય તે વાણી તે વાણીદ્રવ્યથી ભાષા વર્ગણામાંથી ગ્રહણ કરેલા પુદ્ગલો જાણવા. અને ભાષાપણે પરિણામ પામીને બોલાતા પુદ્ગલો તે ભાવવાણી જાણવી. જીવના નિવાસથી, પુદ્ગલના અપચયથી વિશરણ સ્વભાવવાળું હોવાથી અને મસ્તકાદિ અવયવોને સમ્યક્ પ્રકાર ધારણ કરતું હોવાથી 'કાય' કહેવાય છે. તે દ્રવ્યકાય અને ભાવકાય એમ બે પ્રકારે છે તેમાં જે ઔદારિકાદિ શરીરને યોગ્ય વર્ગણાગત પુદ્ગલો તે તથા યાવત્ પ્રયોગ પરિણામ ગ્રહણ કરીને મૂકેલા પુદ્ગલો તે દ્રવ્યકાય છે, અને જે જીવ સાથે ઔદારિકાદિ શરીરપણે બદ્ધ હોય તે ભાવકાય છે, એ ત્રિવિધ મન-વચન અને કાયારૂપ કરણવડે, તે પૂર્વ અધિકૃત ત્રિવિધ સાવદ્યયોગ હું નહિ કરૂં, કરાવું, અને બીજા કરનારાને નહિ વખાણું. ૩૫૨૨ થી ૩૫૨૯.

હવે બીજી રીતે ઉપરોક્ત કરણ તથા યોગનો સંબંધ જણાવે છે.

पुव्वं व जमुद्दिट्ठं तिविहं तिविहेण तत्थ करणस्स ।
तिविहत्तणं विवरियं मणेण वायाए काएणं ॥ ३५३० ॥
तिविहमियाण जोग्गं पच्चक्खेयमणुभासए सुत्तं ।
किं पुणरुत्तमिऊणं जोग्गं करणस्स निद्देसो ? ॥ ३५३१ ॥
तो न जहुद्देसं च्चिय निद्देसो भण्णए निसामेहि ।
जोग्गस्स करणतंतोवदरिसणत्थं विवज्जासो ॥ ३५३२ ॥
देसियमेवं जोगो करणवसो नियमप्पहाणो त्ति ।
तब्भावे भावाओ तदभावे वप्पभावाओ ॥ ३५३३ ॥
तस्स तदाधाराओ तक्कारणओ य तप्परिणईओ ।
परिणंतुरणत्थंतरभावाओ करणमेव तओ ॥ ३५३४ ॥
एत्तो च्चिय जीवस्स वि तम्मयया करण-जोगपरिणामा ।
गम्मइ नयंतराओ कयाइ, समए जओऽभिहियं ॥ ३५३५ ॥
आया चेव अहिंसा आया हिंस त्ति निच्छओ एस ।
जो होइ अप्पमत्तो अहिंसओ, हिंसओ इयरो ॥ ३५३६ ॥

आहेगत्ते कत्ता कम्मं करणं ति को विभागोऽयं ।
भण्णइ पज्जायंतरविसेसणाओ न दोसो त्ति ॥ ३५३७ ॥
एक्कं पि सव्वकारगपरिणामाणन्नभावयामेइ ।
नाया नाणाणन्नो जह विण्णेयाइपरिणामं ॥ ३५३८ ॥
स य सावज्जो जोगो हिंसाईओ तयं सयं सव्वं ।
न करेमि न कारेमि य न याणुजाणे करंतंपि ॥ ३५३९ ॥

ગાથાર્થ:-પૂર્વે જે "ત્રિવિધ ત્રિવિધે કહ્યું છે" તેમાં કરણના ત્રણ ભેદ મન-વચન-ને કાયાવડે સૂત્રથી જ કહેલા છે. અને હવે તો પ્રત્યાખ્યાન કરવા યોગ્ય ત્રિવિધ યોગના સૂત્રનું વ્યાખ્યાન કરે છે. (નહિ કરૂં, નહિ કરાવું, અને બીજા કરનારાને નહી અનુમોદું) જો એમ હોય, તો પ્રથમ યોગ કહ્યા સિવાય કરણનો નિર્દેશ શામાટે કર્યો? (એમ પૂછવામાં આવે,) તો જેમ ઉદ્દેશ છે તેમ નિર્દેશ નથી કર્યો. તેનો ઉત્તર કહીએ છીએ તે સાંભળ. અહીં યોગની કરણ પરાધીનતા બતાવવા માટે એવો વ્યત્યય (ફેરફાર) કર્યો છે. સૂત્રકારે પણ એમજ કહ્યું છે, કે વ્યાપાર રૂપ યોગ તે મન વિગેરે કરણને આધીન છે. કરણ હોય તો યોગ હોય, અને કરણ ન હોય તો યોગ પણ ન હોય, તેથી તે અવશ્ય અપ્રધાન છે. તે યોગનાં મન વિગેરે કરણ આધાર છે, તેનાં કારણ છે, તત્પરિણતિ રૂપ છે, અને કરણથી અનર્થાન્તરભૂત છે, તેથી તે કરણજ યોગ છે. એજ કારણથી નિશ્ચયનયની અપેક્ષાએ કદાચિત્ કરણ અને યોગરૂપ પરિણામ-સ્વભાવથી જીવની પણ તન્મયતા જણાય છે. જે માટે સિદ્ધાન્તમાં કહ્યું છે કે-આ આત્માજ નિશ્ચયનયના અભિપ્રાએ મન વિગેરે કરણવડે અહિંસા છે, અને આત્માજ હિંસા છે. જે અપ્રમત્ત છે તે અહિંસક છે, અને દત-પ્રમત્ત તે હિંસક છે. જો એ પ્રમાણે એકતા હોય, તો કર્તા-કર્મ-અને કરણનો ભેદ કયાં રહ્યો? (એમ કહેવામાં આવે, તો) તેનો ઉત્તર કહીએ છીએ કે એક કર્તા આત્માજ કર્મ-કરણાદિ વિશેષણોથી વિશિષ્ટ થાય છે, તેથી તે દોષ નથી. એકજ વસ્તુ સર્વ કારક પરિણામરૂપ ભિન્ન ભિન્ન રૂપને પામે છે. જેમ જ્ઞાનથી અનન્ય એવો આત્મા વિજ્ઞેયાદિ પરિણામને લીધે કર્તા-કર્મ-અને કરણ રૂપતા પામે છે, તેમ અહીં પણ જાણવું. હિંસાદિરૂપ સાવદ્યયોગ છે, તે સર્વ સાવદ્યયોગ હું નહિ કરૂં, ન કરાવું અને બીજા કરનારાઓને ન અનુમોદું.

હવે યતિ અને ગૃહસ્થના પ્રત્યાખ્યાનનો ભેદ જણાવે છે.

करणतिगेणेक्केक्कं कालतिगे तिघण२७संखियमिसीणं ।
सव्वं ति जओ विकयं सीयालसयं पुण गिहीणं ॥ ३५४० ॥

ગાથાર્થ:—એકેક યોગને ત્રણ કરણ સાથે ગુણતાં ત્રણે કાળ સંબંધી પ્રત્યાખ્યાનના સત્તાવીસ ભાંગા મુનિઓને થાય; કેમકે "સર્વ સાવદ્યયોગનું હું પ્રત્યાખ્યાન કરૂં છું, એ પ્રમાણે તેમણે પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યું છે; અને ગૃહસ્થોને એકસો સુડતાલીસ ભાંગા પચ્ચખ્ખાણના થાય ૩૫૪૦

"ત્રિવિધ ત્રિવિધે" સર્વ સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કરતા, સાધુને સત્તાવીસ ભાંગા થાય, તે આ પ્રમાણે મન-વચન-કાયાવડે પોતે સર્વ સાવદ્યયોગ ન કરે, બીજાપાસે ન કરાવે અને કરનારાને ન અનુમોદે. આ પ્રમાણે વર્તમાન કાળ સંબંધી નવ ભાંગા, ભૂતકાળ સંબંધી નવ ભાંગા અને ભવિષ્ય કાળ સંબંધી નવ ભાંગા. સર્વ મળી સત્તાવીસ ભાંગા થાય.

ગૃહસ્થને એકસો સુડતાલીસ ભાંગા થાય, તે આ પ્રમાણે મન-વચન-કાયાવડે સાવદ્યયોગ પોતે ન કરે, ન કરાવે, બીજા કરનારાને ન અનુમોદે ૧ મન-વચનવડે ન કરે, ન કરાવે, ન અનુમોદે. ૨ મન અને કાયાવડે ન કરે-ન કરાવે-ન અનુમોદે ૩ વચન અને કાયાવડે ન કરે, ન કરાવે, ન અનુમોદે. ૪ મનવડે ન કરે-ન કરાવે-ન અનુમોદે. ૫ વચનવડે ન કરે-ન કરાવે-ન અનુમોદે. ૬ કાયાવડે ન કરે-ન કરાવે-ન અનુમોદે. ૭ મન-વચન-કાયાવડે ન કરે ન કરાવે. ૮ મન-વચન-કાયાવડે ન કરે, ન અનુમોદે. ૯ મન વચન-કાયાવડે ન કરાવે, ન અનુમોદે. ૧૦ મન-વચનવડે ન કરે, ન કરાવે, ૧૧ મન અને કાયાવડે ન કરે, ન કરાવે. ૧૨ વચન અને કાયાવડે ન કરે, ન કરાવે ૧૩ મન અને વચનવડે ન કરે, ન અનુમોદે. ૧૪ મન અને કાયાવડે ન કરે, ન અનુમોદે. ૧૫ વચન અને કાયાવડે ન કરે, ન અનુમોદે. ૧૬ મન અને વચનવડે ન કરાવે, ન અનુમોદે. ૧૭ મન અને કાયાવડે ન કરાવે, ન અનુમોદે. ૧૮ વચન અને કાયાવડે ન કરાવે, ન અનુમોદે. ૧૯ મનવડે ન કરે, ન કરાવે. ૨૦ વચનવડે ન કરે, ન કરાવે. ૨૧ કાયાવડે ન કરે, ન કરાવે. ૨૨ મનવડે ન કરે-ન અનુમોદે. ૨૩ વચનવડે ન કરે, ન અનુમોદે. ૨૪ કાયાવડે ન કરે, ન અનુમોદે. ૨૫ મનવડે ન કરાવે, અનુમોદે. ૨૬ વચનવડે ન કરાવે, ન અનુમોદે. ૨૭ કાયાવડે ન કરાવે, ન અનુમોદે. ૨૮ મન-વચન-કાયાવડે ન કરે. ૨૯ મન-વચન-કાયાવડે ન કરાવે. ૩૦ મન-વચન-કાયાવડે ન અનુમોદે. ૩૧ મન-વચનવડે ન કરે. ૩૨ મન અને કાયાવડે ન કરે. ૩૩ વચન અને કાયાવડે ન કરે. ૩૪ મન-વચનવડે ન કરાવે. ૩૫ મન અને કાયાવડે ન કરાવે. ૩૬ વચન અને કાયાવડે ન કરાવે, ૩૭ મન-વચનવડે ન અનુમોદે. ૩૮ મન અને કાયાવડે ન અનુમોદે. ૩૯ વચન અને કાયાવડે ન અનુમોદે. ૪૦ મનવડે ન કરે. ૪૧ વચનવડે ન કરે. ૪૨ કાયાવડે ન કરે. ૪૩ મનવડે ન કરાવે. ૪૪ વચનવડે ન કરાવે. ૪૫ કાયાવડે ન કરાવે. ૪૬ મનવડે ન અનુમોદે. ૪૭ વચનવડે ન અનુમોદે. ૪૮ અને કાયાવડે ન અનુમોદે. ૪૯ એ પ્રમાણે ઓગણપચાસ ભાંગા થયા તે વર્તમાન કાળ, ભૂતકાળ અને ભવિષ્યકાળ સંબંધી ગણતાં એકસોસુડતાલીસ ભાંગા થાય. ૩૫૪૦.

હવે ઉપરોકત ભાંગા સંબંધી શંકા-સમાધાન કહે છે.

सीयालं भंगसयं पच्चक्खाणम्मि जस्स उवलद्धं ।
सो सामाइयकुसलो सेसा सव्वे अकुसला उ ॥ ३५४१ ॥
केई भणंति गिहिणो तिविहं तिविहेण णत्थि संवरणं ।
तं न जओ निद्दिट्ठं पन्नत्तीए विसेसेउं ॥ ३५४२ ॥
तो कह निज्जुत्तीएऽणुमइनिसेहोत्ति सो सविसयम्मि ।
सामण्णेवऽन्नत्थ तु तिविहं तिविहेण को दोसो ? ॥ ३५४३ ॥
पुत्ताइसंतइनिमित्तमित्तमेक्कादसीं पवण्णस्स ।
जंपंति केइ गिहिणो दिक्खाभिमुहस्स तिविहंति ॥ ३५४४ ॥
जुत्तं संपयमेस्सं संवरणं कहमतीयविसयं तु ? ।
कहमउणपन्नमेयं कए व न कई मुसावाओ ? ॥ ३५४५ ॥
निंदणमईयविसयं न करेमिच्चाइवयणओऽभिहियं ।
अ[illegible]मईसंवरणं वा तं[illegible] करेमि जं भणियं ॥ ३५४६ ॥

अहवा तयविरईओ विरमे संपयमईयविसयाओ ।
संपइसावज्जा इव पव्वज्जओ को मुसावाओ ? ॥ ३५४७ ॥
न समणुजाणेत्ति गए करेतमण्णंपि जं सुएऽभिहियं ।
संभावणेऽविसद्दो तदिहोभयसद्दमज्झत्थो ॥ ३५४८ ॥
न करेंतंपित्ति न कारवेंतमवि नावि याणुजाणं तं ।
न समणुजाणेमि न कारयामि अवि नाणुजाणामि ॥ ३५४९ ॥
अण्णंपि अप्पयं पिव सहसाकाराइणा पयत्तंतं ।
इह सव्वो संगहिओ कत्ता-किरियापरंपरओ ॥ ३५५० ॥

પચ્ચક્ખાણની અંદર એકસો સુડતાલીસ ભાંગા છે, તે જેને સારી રીતે અવગત થયા હોય, તે સામાયિકના પ્રત્યાખ્યાનમાં કુશળ છે, અને બાકીના સર્વે અકુશળ છે. (અહીં) કેટલાક એમ કહે છે કે ગૃહસ્થોને ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન કહ્યું છે, તે યોગ્ય નથી; કેમકે પ્રજ્ઞપ્તિમાં તેવું પચ્ચક્ખાણ વિશિષ્ટપણે કહ્યું છે. તો પછી નિર્યુક્તિમાં અનુમતિનો પણ નિષેધ શા માટે કર્યો છે ? (એમ પૂછવામાં આવે તો) તે નિષેધ સામાન્યથી સ્વવિષયમાં છે, અન્યત્ર વિશેષમાં ત્રિવિધ ત્રિવિધે પ્રત્યાખ્યાન કરવામાં શો દોષ છે ? પુત્રાદિ સંતતિના નિમિત્ત માત્રથીજ એકાદશી પ્રતિમા અંગીકાર કરનારા અને ચારિત્રાભિમુખ થએલા ગૃહસ્થને ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન હોય, એમ કેટલાક કહે છે. વર્તમાનકાળ અને ભવિષ્યકાળ સંબંધી સાવદ્ય-યોગનું પ્રત્યાખ્યાન કરવું યોગ્ય છે; પણ અતીતકાળ સંબંધી તે કેવી રીતે કરી શકાય ? અને પચ્ચક્ખાણના ઓગણપચાસ ભેદ પણ કેવી રીતે કહી શકાય ? જો એ પ્રમાણે ભેદ કરવામાં આવે, તો તે શું મૃષાવાદ ન કહેવાય ? (કહેવાયજ). આ પ્રમાણે કહેવામાં આવે, તો न करोमि ઇત્યાદિ વચનથી અતીતકાળ સંબંધી સાવદ્યયોગને હું નિંદુ છું, એમ કહ્યું છે. અથવા અતીતકાળ સંબંધી સાવદ્યયોગની અનુમતિ કરૂં છું. એમ જે કહ્યું છે, તે न करोमि ઈત્યાદિ વચનથી અતીતકાળના સાવદ્યયોગનું સંવરણ કરૂં છું એમ જણાવ્યું છે, અથવા સાંપ્રત-કાલીન સાવદ્યની પેઠે તે અતીતકાળ સંબંધી અવિરતિથી હું વિરમું છું, એમ પ્રત્યા-ખ્યાન અંગીકાર કરનારાને કેવી રીતે મૃષાવાદ થાય ? ( ન જ થાય. ) नकरेमि नकारवेमि न समणुजाणामि એટલાથીજ વિવક્ષિત અર્થની સિદ્ધિ થાય છે, તો પછી करंतंपि अन्नं એ પદ શા માટે કહ્યું છે ? એમ પૂછવામાં આવે, તો न करेमि न कारवेमि न समणुजाणामि એ પદથી વિવક્ષિત અર્થની સિદ્ધિ થાય છે, તે છતાં करंतंपि अन्नं એમ જે સૂત્રમાં કહ્યું છે, તે करंतं–अन्नं એ બે શબ્દની મધ્યમાં अपि શબ્દ ( અધિક ) સંભાવનાના અર્થમાં છે. જેમ સહસાકારાદિવડે સાવદ્યયોગમાં પ્રવર્તતા પોતાને " મેં સારૂં કર્યું " એમ અનુ-મોદું નહિ; ( પણ મિથ્યા દુષ્કૃત આપવા વડે તેથી નિવર્તું. ) તેવી રીતે अपि શબ્દથી બીજા કરનારને, કરાવનારને અને અનુમોદનારને પણ હું ન અનુમોદું. જેમકે બીજા સાવદ્ય-યોગ કરનારને ન કરાવું, બીજા કરાવનારાને પણ ન કરાવું, અને બીજા અનુમોદન કરનારને ન અનુમોદું. ઈત્યાદિ પ્રકાર અહીં સર્વ કર્તા અને ક્રિયાની પરંપરા अपि શબ્દથી સંગૃહીત છે. ૩૫૪૭–થી–૩૫૫૦

न करिंतं वा भणिए अविसद्दा न कयवंतमिच्चाई ।
सम्पईयमागमेस्सं तह न करिस्संतमिच्चाई ॥ ३५५१ ॥

सव्वं प॰क्खामेत्ति वा तिकालोवसंगहोऽभिमओ ।
अविसद्दाओ तस्सेव कत्त-किरियाभिहाणंति ॥ ३५५२ ॥
एवं सव्वस्सासेसविसयओऽतीयणागएसुंपि ।
पावइ सव्वनिसेहो भण्णइ तं नाववायाओ ॥ ३५५३ ॥
भूयस्स पडिक्कमणाभिहाणओऽणुमइमेत्तमागहियं ।
जावज्जीवग्गहणादेसस्स य मरणमज्जाया ॥ ॥ ३५५४ ॥
अहवा जावज्जीवागहणाओऽणागयावरोहोऽयं ।
संपयकालग्गहणं न करेमिच्चाइवयणाओ ॥ ३५५५ ॥
भूयस्स पडिक्कमणाइणा य तेणेह सव्वसद्दोऽयं ।
नेओ विसेसविसओ जओ य सुत्तंतरेऽभिहियं ॥ ३५५६ ॥
समईयं पडिकमए पच्चुप्पण्णं च संवरेइत्ति ।
पच्चक्खाइ अणागयमेवं इहइंपि विन्नेयं ॥ ३५५७ ॥

અથવા " બીજા કરનારાને પણ ન અનુમોદું " એમ જે વર્તમાનકાળની અપેક્ષાએ કહ્યું છે. તે છતાં अपि શબ્દથી અતીતકાળમાં બીજાએ સાવદ્યયોગ કરેલાને, કરાવેલાને અને અનુમોદેલાને પણ ન અનુમોદું; તથા ભાવિષ્યકાળમાં કરનાર, કરાવનાર અને અનુમોદનારને પણ ન અનુમોદું ( એમ જાણવું ) અથવા "સર્વ સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કરૂં છું. એ સામાન્ય કથનથી ત્રિકાળ ઉપસંગ્રહ અભિમત છે. ( ભૂત-ભવિષ્ય- અને વર્તમાનકાળમાં સર્વ સાવદ્યયોગનો ત્યાગ કરૂં છું, એમ જણાય છે. ) અને अपि શબ્દથી તેજ ત્રણે કાળ સંબંધી કર્તા-અને ક્રિયાનું કથન કર્યું છે. ( ભૂત-ભવિષ્ય- અને વર્તમાનકાળમાં હું ન કરૂં-ન કરાવું, અને બીજા કરનારાને ન અનુમોદું. ) એમ સમજવું. જો એ પ્રમાણે હોય, તો સર્વ શબ્દ ( પૂર્વે કહ્યા મુજબ ) અશેષ વિષયવાળો હોવાથી અતીત-અનાગતકાળમાં પણ સર્વસાવદ્યનો નિષેધ પ્રાપ્ત થાય છે. ( અતીતકાળમાં સેવેલા સાવદ્યયોગનુ પ્રત્યાખ્યાન કરતા મૃષાવાદાદિ દોષ પ્રાપ્ત થાય, અને ભવિષ્યકાલીન સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કરતાં ભંગાદિ દોષ પ્રાપ્ત થાય. ) એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર કહીએ છીએ કે અપવાદને લીધે તે દોષો પ્રાપ્ત ન થાય, કારણ કે (तस्स भंते ! पडिक्कमामि ઇત્યાદિ પદ વડે ) ભૂતકાલીન પ્રતિક્રમણનું કથન કરવાથી અતીતકાલીન સાવદ્યયોગની અનુમતિ માત્રનુંજ પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યું છે. ( પણ સર્વસાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન નથી કર્યું. ) અને यावज्जीतत પર્યન્ત પ્રત્યાખ્યાન ગ્રહણ કરવાથો ભવિષ્યકાલીન સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કરવામાં મરણ પર્યન્તની મર્યાદા અપવાદ છે. ( આ જીવન પર્યન્તજ પ્રત્યાખ્યાન કરૂં છું, તે પછી નહિ. માટે ઉપરોક્ત દોષ પ્રાપ્ત થતા નથી. ) અથવા यावज्जीव પર્યન્ત ગ્રહણ કરવાથી અનાગતકાળનો અવરોધ કર્યો, न करोमि ઇત્યાદિ વચનથી સાંપ્રતકાળનું ગ્રહણ કર્યું, અને तस्स भंते ! पडिक्कमामि ઇત્યાદિ વચનથી ભૂતકાલીન સાવદ્યયોગની અનુમતિનો નિષેધ કર્યો છે. આ सर्व શબ્દ અહીં વિશેષ વિષયવાળો છે. ( પહેલી વ્યાખ્યામાં ત્રિકાળ ગત સર્વ સાવદ્યયોગના વિષયવાળો सर्व શબ્દ કહીને અપવાદથી બાધા જણાવી, આ વ્યાખ્યામાં નિયંત્રણદ્વારાએ પ્રથમથીજ सर्व શબ્દનું દેશથી નિર્વિશેષ વિષયપણું જણાવ્યું. એટલો બે વ્યાખ્યામાં તફાવત છે. ) જે માટે સૂત્રાન્તરમાં કહ્યું છે કે, અતીત-

કાલીન સાવદ્યયોગનું પ્રતિક્રમણ કરે છે, વર્તમાનકાલીન યોગનું સંવરણ કરે છે, અને ભવિષ્યકાલના સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કરે છે, એમ અહીં જાણવું. ૩૫૫૧-થી-૩૫૫૭

હવે तस्स भंते એ પદની વ્યાખ્યા કરે છે.

तस्सत्ति स संबज्झइ जोगो सावज्ज एव जोऽहिकओ ।
तमिति बिइयाहिकारादभिधेए किमिह तस्सत्ति ? ॥ ३५५८ ॥
संबंधलक्खणाए छट्ठीएऽवयवलक्खणाए वा ।
समतीयं सावज्जं संबज्झावेइ न उ सेसं ॥ ३५५९ ॥
अविसिट्ठं सावज्जं संबज्झाविंति केइ छट्ठीए ।
तं णप्पओयणाभावओ तहा गंथगुरुयाओ ॥ ३५६० ॥
पच्छित्तस्स पडिक्कमणओ पायं च भूयविसयाओ ।
तीयपडिक्कमणाओ पुणरुत्ताइप्पसंगाओ ॥ ३५६१ ॥
तम्हा पडिक्कमामित्ति तस्सवस्सं कमामिसद्दस्स ।
भव्वमिह कम्मणा तं च भूअसावज्जओऽगन्नं ॥ ३५६२ ॥

तस्स શબ્દથી અહીં અધિકૃત જે સાવદ્યયોગ છે, તેનોજ સંબંધ કરાય છે, (पडिक्कमामि એ ક્રિયાના યોગથી ) દ્વિતીયાના અધિકારથી तम् એમ કહેવું જોઇએ, છતાં અહીં तस्स એવો ષષ્ઠી નિર્દેશ શા માટે કર્યો છે? ( એમ કહેવામાં આવે તો ) અહીં સંબંધ લક્ષણ અથવા અવયવ લક્ષણવાળી છઠ્ઠી વિભક્તિવડે અતીતકાલીન સાવદ્યયોગનો સંબંધ કરાવે છે, પણ શેષકાલીનનો નહીં. કેટલાક આચાર્યો तस्स એ છઠ્ઠી વિભક્તિથી અવિશિષ્ઠ ( ત્રિકાળ વિષયી ) સાવદ્યયોગનો સંબંધ જણાવે છે, તે યોગ્ય નથી, કેમકે એવા પ્રયોજનનો અહીં અભાવ છે, તથા ગ્રંથ ગૌરવતાનો પ્રસંગ થાય. વળી પ્રાયશ્ચિત તે પ્રતિક્રમણરૂપ છે, અને તે પ્રાયઃ ભૂતકાળ વિષયીજ હોય. માટે અતીતકાળ સંબંધી સાવદ્યયોગનુંજ પ્રતિક્રમણ હોય, અન્યથા પુનરૂક્તિ આદિ દોષો પ્રાપ્ત થાય. તે માટે तस्स पडिक्कमामि એ શબ્દનું કર્મ અવશ્ય હોવું જોઇએ. અને તે કર્મ અહીં ભૂતકાલીન સાવદ્યયોગના સંબંધ સિવાય બીજું નથી. ૩૫૫૮-થી-૩૫૬૨.

હવે ત્રિવિધ ત્રિવિધે, તથા भंते શબ્દ સંબંધી શંકા સમાધાન કહે છે.

**तिविहेणंति न जुत्तं पइपयविहिणा समाहिअं जेणं ।**
**सत्थविगप्पणयाए गुणभावणयत्ति को दोसो ? ॥३५६३॥१०५८-२४८**

अहवा मणसा वाया काएण य मा भवे जहासंखं ।
न करेमि न कारवेमि य न याणुजाणे ण पत्तेयं ॥ ३५६४ ॥
तो तिविहं तिविहेणं भण्णइ पइपयसमाणणाहेउं ।
न करेमित्ति पति(इ)पयं जोगविभागेण वा सज्झं ॥ ३५६५ ॥
अहव करेंतंपऽण न समणुजाणेऽविसद्दओ नेयं ।
अत्थविगप्पणयाए विसेसओ तो समायोज्जं ॥ ३५६६ ॥
भंतेत्ति पुव्वभणियं तेणं चिय भणइ किं पुणो भणियं ? ।
त सव्वत्थ सोऽणुयत्तइ भणियं वादिप्पवज्जोत्ति ॥ ३५६७ ॥

अणुवत्तणत्थमेव य तग्गहणं नाणुवत्तणादेव ।
अणुवत्तंते विग्रओ जमहिकया किंतु जत्तेणं ॥ ३५६८ ॥

अहवा समत्तसामाइयकिरिओ तव्विसोहणत्थाए ।
तस्साइआरनियत्तणाइकिरियंतराभिमुहो ॥ ३५६९ ॥

जं च पुरा निद्दिट्ठं गुरुं जहावासयाइं सव्वाइं ।
आपुच्छिउं करेज्जा तदणेण समत्थियं होइ ॥ ३५७० ॥

सामाइयपच्चप्पणवयणो वाऽयं भदंतसद्दोत्ति ।
सव्वकिरियावसाणे भणियं पच्चप्पणमणेणं ॥ ३५७१ ॥

त्रिविधं त्रिविधेन એમ જે સૂત્રમાં કહ્યું છે, તે યોગ્ય નથી; કેમકે ( मणेणं वायाए ઇત્યાદિ ) પ્રતિપદ કહેવા વડે તે સમાપ્ત કર્યું છે. ( એમ કહેવામાં આવે તો ) અર્થ વિકલ્પના વડે અથવા ગુરુ ભાવનાવડે એમ કહેવામાં શો દોષ છે? ( કંઇજ નહિ. ) અથવા મન-વચન-અને કાયાવડે અનુક્રમે ન કરૂં, ન કરાવું, ન અનુમોદું, એવો પ્રત્યેક પદે અનિષ્ટ સંબંધ ન થાય, તે માટે દરેક પદે ન કરૂં, ન કરાવું, ઇત્યાદિ પ્રતિપદની સમાપ્તિના માટે त्रिविधं त्रिविधेन પદ કહ્યું છે. અથવા "બીજા કરનારાને પણ ન અનુમોદું" એમાંના अपि (પણ) શબ્દથી પૂર્વે ત્રિકાળ વિષયી જ્ઞેય કહ્યું છે, અને તેથી અર્થ વિકલ્પના વડે વિશેષથી અહીં તેની યોજના કરવી. ( એ માટે त्रिविधादि શબ્દ કહેલ છે. ) भंते પદ પૂર્વે કહ્યું છે, છતાં ફરી અહીં શા માટે કહ્યું છે? કહ્યું છે કે આદિમાં પ્રયોજેલો અર્થ તે સર્વત્ર અનુવર્તે છે. ( એમ કહેવામાં આવે તો તે યોગ્ય છે. ) અનુવર્તનને માટેજ તેનું ગ્રહણ કર્યું છે, પણ અહીં જે અધિકૃત વિધિઓ છે, તે અનુવર્તનથીજ અનુવર્તે છે એમ નહિ, પરન્તુ યત્નથી અનુવર્તે છે. અથવા સામાયિક ક્રિયા સમાપ્ત કરીને તેના અતિચારથી નિવર્તનાદિ અન્યક્રિયાની અભિમુખ થએલો શિષ્ય તેની વિશુદ્ધિ માટે ( ભદન્ત શબ્દ ઉચ્ચારે છે ) વળી પૂર્વે જે કહ્યું છે કે સર્વ આવશ્યકો ગુરૂને પૂછીને કરવા, તે કથન આ ભદન્ત શબ્દોચ્ચારથી સમર્થિત કરેલ છે. અથવા આ भदन्त શબ્દ સામાયિક ક્રિયાના પ્રત્યર્પણ વચનરૂપ છે. આથી કરીને સર્વ ક્રિયાના અન્તે ગુરૂને પ્રત્યર્પણ કરવાનું ( નિવેદન કરવાનું ) કહેલું છે. ૩૫૬૮-થી-૩૫૭૧

શિષ્ય:—ભગવાન્! સૂત્રમાં त्रिविधं त्रिविधेन એમ જે કહ્યું છે, તે યુક્ત નથી; કેમકે मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करेंतंपि अन्नं न समणुजाणामि એ દરેક પદના નિર્દેશવડે ઉપરોક્ત પદાર્થ સિદ્ધ થાય છે.

આચાર્ય:—અર્થભેદ બતાવવાવડે અથવા ગુરુભાવનાથી એ પદ કહેવામાં કંઇ દોષ નથી, એથી કરીને પદાર્થમાત્રની સામાન્યવિશેષરૂપતા બતાવેલી છે. तिविहं तिविहेणं એ પદ કહેવાવડે વસ્તુની સામાન્યરૂપતા બતાવી છે, અને मणेणं वायाए ઇત્યાદિ પદોવડે વસ્તુની વિશેષરૂપતા બતાવી છે. વળી પુન: એવા પદો કહેવાથી સામાયિક ગુણની ભાવના-નિબીડવાસના આત્માની અંદર આરોપિત કરી છે. માટે त्रिविधं त्रिविधेन પદ નિરર્થક નથી.

અથવા मणेणं वायाए ઇત્યાદિ માત્રજ કહ્યું હોય "તો મનવડે ન કરૂં, વચનવડે ન કરાવું, અને કાયાવડે ન અનુમોદું." એવો અનિષ્ટક્રમવાળો સંબંધ થાય, એટલા માટે

त्रिविधं त्रिविधेन પદ કહ્યું છે. કેમકે મનવડે ન કરૂં, ન કરાવું, અને ન અનુમોદું. એજ પ્રમાણે વચન અને કાયા નીસાથે પણ યોગ ત્રયનો સંબંધ માનેલો છે. તે સંબંધ જો त्रिविधं त्रिविधेन પદ ન કહ્યું હોય, તો ન ઘટે. માટે એ પદ કહ્યું છે.

અથવા करेंतंपि अन्नं न समणुजाणामि એમાંના अपि શબ્દથી પૂર્વે ત્રિકાળ વિષયી જ્ઞેય કહ્યું હતું, અહીં તે અર્થ વિકલ્પનાવડે વિશેષ પ્રકારે યોજ્યું. એટલે કે-ભૂતકાળમાં કરેલ-કરાવેલ અને અનુમોદેલ હોય, તેની અનુમતિનું હમણાં પ્રત્યાખ્યાન કરાય છે, પણ કરવા-કરાવવાનું નહિ. બાકીના બે કાળમાં એટલે વર્તમાન અને ભવિષ્યકાળમાં કરવા-કરાવવા અને અનુમોદન સંબંધી પ્રત્યાખ્યાન કરવા યોગ્ય છે, એટલે એ તો અવિરૂદ્ધ હોવાથી તેનો અટકાવ કરી શકાય એમ નથી. આ પ્રમાણે अपि શબ્દનો અર્થ બતાવવાને માટે त्रिविध त्रिविधेन પદ મુકવું જોઇએ.

भंते પદની વ્યાખ્યા પૂર્વે કરેલી છે, તેથી ફરી તેની વ્યાખ્યા અહીં નથી કરતા.

શિષ્ય:— જો भन्ते પદ પૂર્વે કહેલું છે, તો પછી પુનઃ સૂત્રકારે અહીં શામાટ કહ્યું ? અન્યત્ર કહેલું છે કે-आदौ प्रयुक्तोऽर्थः सर्वत्रानुवर्तते " એટલે આદિમાં પ્રયોજેલા અર્થની સર્વત્ર-સૂત્રના અન્ત પર્યન્ત અનુવૃત્તિ થાય છે."

આચાર્ય:-તારૂં કહેવું સત્ય છે, સૂત્રના અન્તપર્યન્ત અનુવૃત્તિ માટેજ આદિમાં भंते શબ્દનું ગ્રહણ કર્યું છે, પણ અનુવર્તનમાત્રથીજ અધિકૃત વિધિઓની અનુવૃત્તિ નથી થતી; પરન્તુ યત્ન કરવાથી થાય છે. આ સ્થળે भंते શબ્દનું પુન: ઉચ્ચારણ તે તેના અનુસ્મરણ માટે છે, અને તેજ આ યત્ન છે

અથવા જેની સામાયિક પ્રતિપત્તિની ક્રિયા સમાપ્ત થઈ હોય, એવો શિષ્ય, સામાયિકની વિશુદ્ધિ માટે સામાયિકના અતિચારોના નિવર્તનાદિરૂપ-નિન્દા ગર્હાદિ ક્રિયાન્તરની અભિમુખ થયો છતો પુન: भन्ते શબ્દનો ઉચ્ચાર કરે છે. કારણકે આજ ગ્રંથમાં પૂર્વે કહ્યું છે, કે "શિષ્યે સર્વ આવશ્યકો ગુરૂને પૂછીને કરવાં." તદનુસાર ભદન્ત શબ્દનું પુન: ઉચ્ચારણ કરવાથી એજ વાતનું અહીં સમર્થન કર્યું છે. પ્રથમ भंते શબ્દનો ઉચ્ચાર કરીને ગુરૂ મહારાજને પૂછીને સામાયિક આવશ્યક અંગીકાર કર્યું, અને હવે તેના અતિચારોનું પ્રતિક્રમણ કરવાને પુન: भंते શબ્દોચ્ચારથી ઉપરોક્ત અર્થનું સમર્થન કર્યું છે.

અથવા "હે ભદન્ત ! આપ સાહેબને પૂછીને પૂર્વે જે સામાયિક આવશ્યકનો આરંભ કર્યો હતો, તે મેં પૂર્ણ કર્યું." એ પ્રમાણે સામાયિક ક્રિયાના પ્રત્યર્પણરૂપ આ भंते શબ્દ છે. આ ઉપરથી એમ પણ જણાવ્યું છે કે-ગુરૂ મહારાજને પૂછીને આરંભેલી સર્વ ક્રિયાઓના અવસાને ગુરૂ મહારાજને પ્રત્યર્પણ-નિવેદન કરવું જોઈએ. ૩૫૬૩-થી-૩૫૭૧

હવે पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि એ પદોનો અર્થ કહે છે.

नेयं पडिक्कमामित्ति भूयसावज्जओ निवत्तामि ।
तत्तो य का निवत्ती तदणुमईओ विरमणं जं ॥ ३५७२ ॥
निंदामित्ति दुगुंछे गरहामि तहेव तो कओ भेओ ?
भन्नइ सामण्णत्थामेए दिट्ठो विसेसत्थो ॥ ३५७३ ॥

जह गच्छइत्ति गो सप्पइत्ति सप्पो समे वि गच्छत्थे ।
गम्मइ विसेसगमणं तह निंदा-गरहणत्थाणं ॥ ३५७४ ॥
सप्पच्चक्ख दुगुंछा तह निंदामित्ति गम्मए समए ।
गुरुपच्चक्ख दुगुंछा गम्मइ गरहामिसद्देणं ॥ ३५७५ ॥
एगत्थोभयगहणं भिसादरत्थं व जमुदियं होइ ।
कुच्छामि कुच्छामि तदेव निंदामि गरहामि ॥ ३५७६ ॥
भिसमायरओ व पुणो पुणो व कुच्छामि जमुदियं होइ ।
पुणरुत्तमणत्थं वेह नाणुवादादराईसु ॥ ३५७७ ॥
किं कुच्छामप्पाणं अईयसावज्जकारिगमसग्गं ।
अत्ताणमयणमहवा सावज्जमईयजोगंति ॥ ३५७८ ॥
विविहं विसेसओ वा भिसं सिरामित्ति वोसिरामित्ति ।
छड्डेमित्ति जमुत्तं तमेव समईयसावज्जं ॥ ३५७९ ॥
मंसाइविरमणे वा जहेह भणियम्मि वोसिरामित्ति ।
तप्पडिवक्खच्चाओ गम्मइ सामाइए वेवं ॥ ३५८० ॥
सम्मत्ताइयं तं मिच्छत्ताईणि तव्विवक्खोऽयं ।
ताण विवक्खो गम्मइ पभासिए वोसिरामित्ति ॥ ३५८१ ॥
अहवा तिच्छियसावज्जजोगपच्छित्तसंगहत्थाय ।
संखेवओ विहाणं निंदामिच्चाइसुत्तम्मि ॥ ३५८२ ॥
निंदा-गरहग्गहणादालोयण-पडिक्कमोभयग्गहणं ।
होइ विवेगाईणं छेयंताणं विसग्गाओ ॥ ३५८३ ॥

ભૂતકાલીન સાવદ્યયોગથી હું નિવર્તું છું, એ પ્રમાણે-प्रतिक्रमामि ક્રિયાનો અર્થ જાણવો. ભૂતકાલીન સાવદ્યયોગનું સેવન કરેલું હોવાથી હવે તેની નિવૃત્તિ કેવી રીતે ઘટે? (એમ પૂછવામાં આવે તો) જે તેની અનુમતિ છે તેનું અહીં વિરમણ છે. 'કરવા-કરાવવાનું નહિં' નિંદામિ એટલે ભૂતકાળમાં સાવદ્યયોગનું સેવન કરનાર આત્માની જુગુપ્સા કરૂં છું. "ગરિહામિ" ના અર્થ પણ એજ છે, તો પછી "નિંદામિ અને ગરિહામિ" એ બેમાં ભેદ શો રહ્યો? (એમ પૂછવામાં આવે,) તો તેનો ઉત્તર કહીએ છીએ કે-સામાન્ય અર્થનો એ બેમાં અભેદ છતાં પણ વિશેષાર્થ અભિધાયક ગર્હા-શબ્દ અહીં ઇષ્ટ છે. જેમ (गच्छतीति गौः, અને सर्पतीति सर्पः) જે જાય છે તે ગાય, અને સરકે છે તે સર્પ, આ બન્ને ગતિ અર્થમાં સમાન છતાં પણ દરેકનું વિશિષ્ટ ગમન જણાય છે, તેવી રીતે નિન્દા અને ગર્હા શબ્દમાં જુગુપ્સા અર્થ સમાન છતાં પણ વિશેષતા છે. આત્મસાક્ષિક જે જુગુપ્સા, તેને સિદ્ધાન્તમાં निंदामि શબ્દવડે ઓળખાવી છે, અને ગુરૂસાક્ષિક જે જુગુપ્સા તેને गरिहामि શબ્દવડે ઓળખાવી છે. અથવા "નિન્દા ગર્હા" એકાર્થવાળા ઉભય શબ્દનું ગ્રહણ જે કરેલું છે, તે અત્યન્ત આદરને માટે છે," "જુગુપ્સા કરૂં છું, જુગુપ્સા કરૂં છું" તેજ અર્થ "નિંદામિ-ગરિહામિ" શબ્દથી અતિ

આદરને માટે-કહેલું છે. અત્યન્ત આદરથી "જુગુપ્સા કરૂં છું" એમ જે વારંવાર કહેલું છે, તે અહીં અનુવાદ અને આદરાદિકમાં પુનરૂક્તિ દોષવાળું અથવા નિરર્થક નથી. ભૂતકાળમાં સાવદ્ય યોગનું સેવન કરનાર અશ્લાધ્ય આત્માની હું જુગુપ્સા કરૂં છું અથવા સંસારમાં પડતાં નહિ રક્ષણ કરનાર અને અનાદિકાળથી પ્રવર્ત્તેલા એવા ભૂતકાળના સાવદ્ય-યોગની હું જુગુપ્સા કરૂં છું (હવે વ્યુત્સૃજામિનો અર્થ કહે છે.) વિશબ્દ વિવિધાર્થ અથવા વિશેષાર્થમાં છે, उत् શબ્દ અત્યન્તાર્થે છે, અને सृजामि એટલે તજું છું. (અર્થાત્ વિવિધ પ્રકારે અથવા વિશેષથી અત્યન્તપણે તજું છું.) એમાં "તજું છું" એમ જે કહ્યું છે, તે અતીનકાલીન સાવદ્યયોગને તજવાનું કહ્યું છે. (करोमि भवन्त! सामायिकं, એમ કહેવાથી સાવદ્યયોગની નિવૃત્તિ જણાવી છે, તે પછી व्युत्सृजामि એમ કહેવાથી તે સાવદ્યયોગનું નિવર્તન તજું છું, એવો વિપરીત અર્થ પ્રાપ્ત થાય છે. આવી શંકા કરવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે ) જેમ માંસાદિના વિશેષણ પછી वोसिरामि કહેવાથી તેના પ્રતિપક્ષનો ત્યાગ ( માંસભક્ષણની નિવૃત્તિરૂપ અર્થ ) સમજાય છે, તેવી રીતે સામાયિકમાં પણ [1]સમજવું. તે સામાયિક સમ્યક્ત્વાદિરૂપ છે, અને તેના વિપક્ષભૂત મિથ્યાત્વાદિ છે. वोसिरामि એમ કહેવાથી તે મિથ્યાત્વાદિનો ત્યાગ સમજાય છે. અથવા અતીત સાવદ્યયોગના પ્રાયશ્ચિત્તનો સંક્ષેપથી સંગ્રહ કરવાને માટે સૂત્રમાં निंदामि ઇત્યાદિ ત્રણ પદ કહ્યાં છે. નિંદા અને ગર્હા શબ્દના ગ્રહણથી આલોચના તથા પ્રતિક્રમણ ઉભય પ્રાયશ્ચિત્તનું ગ્રહણ કર્યું છે, અને ત્યાગ શબ્દના ગ્રહણથી વિવેકાદિથી છેદ પર્યન્તના ચાર પ્રાયશ્ચિત્તનું ગ્રહણ થાય છે. મૂળાદિ ત્રણ પ્રાયશ્ચિત્ત ચારિત્રથી ઉત્તીર્ણ જીવોને હોય, તેથી તે અહીં ન સંભવે, કેમકે અહીં ચારિત્રપ્રતિપન્ન જીવોનો અધિકાર છે, આ પ્રમાણે અમારૂં માનવું છે, તત્ત્વ તો કેવળી અથવા બહુશ્રુત જાણે. ૩૫૭૨-થી-૩૫૮૩

અહીં સામાયિક સૂત્રની વ્યાખ્યા સમાપ્ત થઇ, તે સમાપ્ત થવાથી અનુગમ દ્વાર પણ સમાપ્ત થયું.

હવે નયદ્વાર કહે છે.

एवं सुत्ताणुगमो सुत्तन्नासो सुयत्थजुत्ती य ।
भणिया नयाणुजोगद्दारावसरोऽधुणा ते य ॥ ३५८४ ॥

अत्थाणुगमंगं चिय तेण जहासंभवं तहिं चेव ।
भणिया तहावि पत्थुयदारासुन्नत्थमुण्णेहं ॥ ३५८५ ॥

सामन्नमह विसेसो पच्चुप्पण्णं च भावमेत्तं च ।
पइसद्दं च जहत्थं च वयणमिह संगहाईणं ॥ ॥ ३५८६ ॥

---

[1] मंस सुराइयं पच्चक्खामि जावज्जीवाए दुविहं तिविहेणं मणेणं वायाए काएणं न भुंजेमि, न भुंजावेमि - वोसिरामि એટલે માંસ મદિરા આદિનું યાવજ્જીવ પર્યન્ત હું પ્રત્યાખ્યાન કરૂં છું, દ્વિવિધ ત્રિવિધે મન, વચન અને કાયાએ કરી હું નહિ ખાઉં, નહિ ખવરાવું, આમાં માંસ વિરમણ પછી "વોસિરામી" કહ્યું છે, તેથી માંસાદિ ભક્ષણરૂપ તેના વિપક્ષનો હું ત્યાગ કરૂં છું એમ સમજાય છે. તેવી રીતે અહીં સામાયિકમાં પણ तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं એ છેલ્લા સુત્ર વડે સર્વસાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કર્યું છે, તે પછી वोसिरामि પદ કહેવાથી તેના પ્રતિપક્ષરૂપ સાવદ્ય યોગના અવિરમણનો ત્યાગ સમાય છે.

एयाण समोआरो [illegible]-पज्जवट्ठियदुगम्मि ।
सेसेसु य संभवओ ताणं च [illegible] कज्जो ॥ ३५८७ ॥

दव्वट्ठियस्स दव्वं वत्थुं पज्जवनयस्स पज्जाओ ।
अप्पियमयं विसेसो सामन्नमणप्पियनय[illegible] ॥ ३५८८ ॥

लोगव्व[illegible]रपरो [illegible] भणइ कालओ भमरो ।
परमत्थपरो भण्णइ नेच्छइओ पंचवण्णोत्ति ॥ ३५८९ ॥

अहवेगनयमयं चिय ववहारो जं न सव्वहा सव्वं ।
सव्वनयसमूहमयं विणिच्छओ जं जहावत्थं ॥ ३५९० ॥

नाणाहीणं सव्वं नाणनओ भणइ किंत्थ किरियाए ? ।
किरियाए करणनओ तदुभयगाहो य सम्मत्तं ॥ ३५९१ ॥

એ પ્રમાણે સૂત્રાનુગમ, સૂત્રાલાપકનો ન્યાસ અને સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ કહી. હવે નયાનુયોગદ્વારનો અવસર છે, તે નયો અર્થાનુગમનું અંગજ છે, તેથી યથાસંભવ તે તે સ્થાને તે કહ્યા છે; તોપણ પ્રસ્તુતદ્વાર શૂન્ય ન રહે એટલા માટે કિંચિત્ કહીશું. સામાન્ય જ વસ્તુ છે, ( વિશેષ નથી, એ સંગ્રહ નયનું વચન છે. ) વિશેષોજ વસ્તુ છે, ( સામાન્ય નથી એ વ્યવહારનયનું વચન છે.) વર્તમાન કાલીનજ વસ્તુ છે, (અતીત અનાગતકાલીન નહિ, એ ઋજુસૂત્રનું વચન છે.) ભાવ માત્રજ વસ્તુ છે, (નામાદિ નહિ. એ શબ્દનયનો મત છે.) ઇન્દ્ર, પુરન્દરાદિ દરેક શબ્દનો જુદો જુદોજ અર્થ છે, (એક નથી, એમ સમભિરૂઢનું વચન છે.) અને સ્વ અભિધાયક શબ્દથી જે વાચ્ય અર્થ, તે પ્રમાણે યથાર્થ ક્રિયા કરે તેજ વસ્તુ છે, (બીજી નહિ, એ વચન એવંભૂત નયનું છે.) એ પ્રમાણે અહીં સંગ્રહાદિનાં વચન જાણવા. એ નયોનો અન્તર્ભાવ દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક એ બે નયોમાં કરવો. અથવા બાકીના નયોમાં પણ યથાસંભવ તેઓનો પરસ્પર અન્તર્ભાવ કરવો. દ્રવ્યાર્થિક નયના મતે દ્રવ્યજ વસ્તુ છે (પર્યાય નહિં ) ને પર્યાયાર્થિકના મતે પર્યાયજ વસ્તુ છે, (દ્રવ્ય નહિ) તથા અર્પિતનયનો મત વિશેષવાદી છે, અને અનાર્પિત નયનો મત સામાન્યવાદી છે. (આ બે નયોમાં પણ સંગ્રહાદિ નયોનો અન્તર્ભાવ થાય છે. અથવા નિશ્ચય-વ્યવહાર નયમાં પણ તેઓનો સમાવેશ થાય છે.) લોક વ્યવહારમાં તત્પર એવો વ્યવહારનય ભ્રમરને કાળો કહે છે, અને પરમાર્થમાં તત્પર એવો નિશ્ચયનય તો તેને પાંચ વર્ણવાળો કહે છે, અથવા વ્યવહારનય એક નયના મતનેજ અંગીકાર કરે છે, કેમકે તે સર્વ વસ્તુને સર્વનયસમૂહમય નથી ગ્રહણ કરી શકતો, અને નિશ્ચયનય તો જે વસ્તુ જેવા સ્વરૂપે છે તેને તેવા સ્વરૂપે યથાર્થપણે ગ્રહણ કરે છે, અથવા સર્વ સુખ જ્ઞાનનેજ આધીન છે, ક્રિયાવડે શું ? એમ જ્ઞાનનય કહે છે. તથા ક્રિયાનય સર્વ સુખ ક્રિયાનેજ આધીન માને છે. આ ઉભય મતથી ગ્રહણ કરવું તેજ સમ્યકત્વ છે. ૩૫૮૪-થી-૩૫૯૧

હવે જ્ઞાન-ક્રિયાનયનું સ્વરૂપ નિર્યુક્તિકાર વિસ્તારથી કહે છે.

नायम्मि गेण्हि यव्वे अगण्हि यव्वम्मि चेव अत्थ[illegible] ।
ज इयव्व[illegible] इइ जो उव[illegible]सो सो नओ नामं ॥३५९२॥१०६६-३४९

**सव्वेसिंपि नयाणं बहुविहवत्तव्वयं निसामेत्ता ।**
**तं सव्वनयविसुद्धं जं चरण-गुणट्ठिओ साहू ॥ ३५९३ ॥१०६५-३५०**

ગ્રહણ કરવા યોગ્ય, નહિ ગ્રહણ કરવા યોગ્ય (તથા ઉપેક્ષા કરવા યોગ્ય) પદાર્થ જાણ્યે છતે, તેમાં અવશ્ય યત્ન કરવો. એ પ્રમાણે જે ઉપદેશ તે જ્ઞાન નય જાણવો. સર્વે નયોની બહુ પ્રકારની વક્તવ્યતા સાંભળીને તે સર્વ નય મતોથી વિશુદ્ધ છે કે જે ચારિત્ર અને ગુણમાં સ્થિત હોય તે સાધુ (મુક્તિસાધક છે.) ૩૫૯૨-થી-૩૫૯૩

ગ્રાહ્ય-અગ્રાહ્ય-ઉપેક્ષણીય એમ ત્રણ પ્રકારના પદાર્થો જગતમાં છે. એ ત્રણે પ્રકારના પદાર્થો લૌકિક અને લોકોત્તર એમ બબ્બે પ્રકારે છે. તેમાં પુષ્પમાળા-ચંદન-સ્ત્રી વિગેરે લૌકિક ગ્રાહ્ય પદાર્થ છે. સર્પ, વિષ, કંટક વિગેરે અગ્રાહ્ય પદાર્થ છે. અને તૃણ, ધુળ કાંકરા વિગેરે ઉપેક્ષા કરવા યોગ્ય છે. એ પ્રમાણે લોકોત્તર પદાર્થ પણ ગ્રાહ્યાદિ ત્રણ પ્રકારે છે. સમ્યગ્દર્શન ચારિત્રાદિ લોકોત્તરપક્ષે ગ્રાહ્ય છે, મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ વિગેરે અગ્રાહ્ય છે, અને સ્વર્ગ વિભૂતિ વિગેરે ઉપેક્ષા કરવા યોગ્ય પદાર્થ છે. ઉપરોક્ત ગ્રાહ્ય-અગ્રાહ્ય અને ઉપેક્ષા કરવા યોગ્ય પદાર્થ જાણ્યે છતે તેની પ્રાપ્તિ, પરિહાર અને ઉપેક્ષા કરવાની ઇચ્છાવાળાએ તેમાં પ્રવૃત્તિ આદિરૂપ યત્ન કરવો જોઇએ. એ પ્રમાણે સર્વ વ્યવહારનું કારણ જ્ઞાન છે એમ પ્રતિપાદન કરવામાં તત્પર જે ઉપદેશ તે જ્ઞાનનય છે મતલબ એ છે કે, જ્ઞાનનય જ્ઞાનની મુખ્યતા જણાવવાને એમ કહે છે કે ઐહિક પારલૌકિક ફળના અર્થિએ સારી રીતે જાણેલા અર્થમાંજ પ્રવૃત્તિ કરવી, અન્યથા પ્રવૃત્તિ કરવામાં ફળનો વિસંવાદ જણાય છે. બીજાઓ પણ એમજ કહે છે કે "પુરૂષોને જ્ઞાન જ ફળ આપનાર છે, ક્રિયા ફળ આપનાર નથી, મિથ્યાજ્ઞાનથી પ્રવૃત્તિ કરનારને ફળનો વિસંવાદ જણાય છે." વળી સિદ્ધાન્તમાં પણ કહ્યું છે કે "पढमं नाणं तओ दया પ્રથમ જ્ઞાન પછી દયા." તેમજ બીજું પણ કહ્યું છે કે "પાપથી નિવૃત્તિ કુશળ પક્ષમાં પ્રવૃત્તિ, અને વિનયની પ્રાપ્તિ એ ત્રણે જ્ઞાન આપે છે." આ કારણથી જ્ઞાનજ પ્રધાન છે, કેમકે અગીતાર્થ-અજ્ઞાની હોય તેમનો સ્વતંત્ર વિહાર પણ તીર્થંકર ગણધરોએ નિષેધ્યો છે. મતલબ એ છે કે આંધળા વડે ખેંચાયેલો આંધળો કદિ પણ સીધો રસ્તો પ્રાપ્ત કરતો નથી. આ વાત ક્ષાયોપશમિક જ્ઞાનની અપેક્ષાએ કહી, ક્ષાયિક જ્ઞાનની અપેક્ષાએ પણ તે જ્ઞાનજ વિશિષ્ટ ફળ સાધક છે. કેમકે સંસાર ઉદધિના (સમુદ્રના) કિનારા પર રહેલા, દીક્ષા પ્રાપ્ત કરેલા ઉત્કૃષ્ટ તપ અને ચારિત્રવાળા સાધુ વીતરાગ છતાં પણ તેઓને જ્યાંસુધી સમસ્ત જીવાદિ વસ્તુ સમૂહને સાક્ષાત્કાર કરાવનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન નથી થતું ત્યાં સુધી તેમને મોક્ષ પ્રાપ્તિ નથી થતી, માટે જ્ઞાનજ પુરૂષાર્થસિદ્ધિનું કારણ છે. "જે જેના વિના ન બને તે તેનું કારણ છે. જેમ બીજાદિ વિના અંકુર નથી થતા, તેથી તે તેનું કારણ છે; તેવી રીતે સકળ પુરૂષાર્થની સિદ્ધિ પણ જ્ઞાન વિના નથી થતી, માટે તે તેનું મુખ્ય કારણ છે. આ ઉપરથી આ નય ચાર પ્રકારના સામાયિકમાંથી સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક એ બેનેજ માને છે. કેમકે તે બન્ને જ્ઞાનાત્મક હોવાથી તેજ મુખ્યત્વે કરીને મોક્ષનાં કારણ છે; દેશવિરતિ અને સર્વવિરતિ સામાયિકને આ નય નથી માનતો, કેમકે તે જ્ઞાનનું કાર્ય હોવાથી ગૌણભૂત છે.

આજ ગાથાનો અર્થ હવે ક્રિયાનયની અપેક્ષાએ કરવામાં આવે છે. ક્રિયાનય કહે છે કે, ગ્રાહ્ય-અગ્રાહ્યાદિ અર્થ જાણ્યા છતાં પણ સર્વ પુરૂષાર્થની સિદ્ધિ ઇચ્છનારાએ પ્રવૃત્ત્યાદિરૂપ ક્રિયાજ કરવી જોઇએ. મતલબ કે પદાર્થ જાણ્યા છતાં પણ ક્રિયાજ સાધ્ય

સાધક છે. જ્ઞાન તો ક્રિયાનું ઉપકરણ હોવાથી ગૌણ છે. માટે સકળ પુરૂષાર્થનું પ્રધાન કારણ ક્રિયાજ છે. આ પ્રમાણેનો જે ઉપદેશ તે ક્રિયાનય છે.

આ નય સ્વપક્ષની સિદ્ધિ માટે યુક્તિ કહે છે કે, પ્રયત્નાદિરૂપ ક્રિયા વિના જ્ઞાનવાન છતાં પણ તેને ઇચ્છિત અર્થની પ્રાપ્તિ જણાતી નથી, માટે પુરૂષાર્થ સિદ્ધિનું પ્રધાન કારણ ક્રિયાજ છે. બીજાઓ પણ કહે છે કે-"પુરૂષોને ક્રિયાજ ફળ આપનાર છે, જ્ઞાન ફળ આપનાર નથી; કેમકે સ્ત્રી અને ભક્ષ્યના ભોગને જાણનાર તેના જ્ઞાનથી સુખી નથી થતો." સિદ્ધાન્તમાં પણ તીર્થંકર-ગણધરોએ ક્રિયાવિકલનું જ્ઞાન નિષ્ફળજ કહ્યું છે. "અંધને પ્રકાશમાન લાખો દીપકની પંક્તિની પેઠે, ઘણું એ શ્રુત ભણેલ હોય, તો પણ ચારિત્ર-રહિતને તે શું કરશે? જ્ઞાન સ્વવિષયમાં નિયત છે, જ્ઞાનમાત્રથીજ કાર્યની નિષ્પત્તિ નથી થતી. અહીં માર્ગને જાણનાર સચેષ્ટ અને નિશ્ચેષ્ટનું દૃષ્ટાન્ત છે. તરવાનું જાણતાં છતાં પણ જે કાયયોગનો ઉપયોગ નથી કરતો, તે પ્રવાહમાં ડુબી જાય છે, તેવી રીતે ચારિત્રરહિત જ્ઞાની પણ સંસારમાં ડુબનાર જાણવો.

એ રીતે ક્ષાયોપશમિકી ચારિત્રરૂપ ક્રિયાની અપેક્ષાએ ક્રિયાનું પ્રાધાન્ય કહ્યું; ક્ષાયિકક્રિયાની અપેક્ષાએ પણ તેનુંજ પ્રધાનપણું જાણવું, કારણ કે કેવળજ્ઞાન ઉત્પન્ન થયા છતાં પણ ભગવન્ અરિહંતને જ્યાંસુધી સર્વ કર્મરૂપ ઇન્ધનને બાળી નાંખવાને અગ્નિની જ્વાળાના સમૂહ સમાન શૈલેશી અવસ્થા પ્રાપ્ત નથી થતી, ત્યાંસુધી મુક્તિ પ્રાપ્ત નથી થતી. માટે ક્રિયાજ સર્વ પુરૂષાર્થ સિદ્ધિનું પ્રધાન કારણ છે. "જે જેની પછી તરતજ થનારૂં હોય, તે તેનું કારણ છે." જેમ અન્ત્ય અવસ્થા પામેલ પૃથ્વી આદિ સામગ્રી પછી તરતજ થનાર અંકુર તેનું કારણ છે, તેમ સર્વ પુરૂષાર્થ સિદ્ધિ પણ ક્રિયાની અનન્તરજ થાય છે. આથી કરીને આ નય ચાર પ્રકારના સામાયિકમાંથી દેશવિરતિ અને સર્વવિરતિ સામાયિકનેજ માને છે, કેમકે ક્રિયારૂપે તે મુક્તિનું પ્રધાન કારણ છે; સમ્યક્ત્વ અને શ્રુત-સામાયિક તો તેના ઉપકારી માત્ર હોવાથી ગૌણભૂત હોવાને લીધે તેને નથી માનતો.

શિષ્ય:--ભગવન્! આ બન્ને પક્ષમાં યુક્તિ જણાય છે, તો પછી એમાંથી સત્ય તત્ત્વ કયું?

આચાર્ય:—સ્વતંત્ર સામાન્ય-વિશેષવાદી બધાએ નયોની પરસ્પર વિરૂદ્ધ વક્તવ્યતા સાંભળીને સર્વ નયોને સંમત જે તત્ત્વરૂપે ગ્રાહ્ય હોય, તે મુક્તિનું સાધન છે. અર્થાત્ ચારિત્રરૂપ ક્રિયા અને જ્ઞાનાદિ ગુણ, એ ઉભય (જ્ઞાન-ક્રિયા)વડે જે યુક્ત સાધુ હોય, તે મોક્ષસાધક છે; પણ એ બેમાંથી એકલો કોઇ પક્ષ મોક્ષ સાધક નથી. જ્ઞાન નયવાદી જે કહે છે કે, "જે જેના વિના ન થાય તે તેનું કારણ છે." આમાં તદવિનાભાવિત્વરૂપ હેતુ અસિદ્ધ છે. કેમકે જ્ઞાન માત્ર વિના પુરૂષાર્થ સિદ્ધિ નથી, એવું ક્યાંઇ પણ જણાતું નથી. જેમ દાહ-પાક આદિ કરવાના અર્થિને દહનાદિના જ્ઞાન માત્રથીજ દાહાદિ કાર્ય સિદ્ધિ નથી થતી; પરન્તુ અગ્નિ લાવવો, તેને ફુંકવો, સળગાવવો વિગેરે ક્રિયા પણ કરવામાં આવે, તોજ તે દાહાદિ કાર્યની સિદ્ધિ થાય છે. તીર્થંકર ભગવન્ત પણ માત્ર કેવળજ્ઞાનથીજ મોક્ષ સાધે છે, એમ નહિ, સાથે યથાખ્યાત ચારિત્રરૂપ ક્રિયા પણ હોય છે. માટે સર્વત્ર પુરૂષાર્થસિદ્ધિનું કારણ જ્ઞાન સિદ્ધ થાય છે, તેમ ક્રિયા પણ તેનું કારણ સિદ્ધ થાય છે, કેમકે તેના વિના પણ પુરૂષાર્થ સિદ્ધિ નથી થતી. માટે એ હેતુ અને-કાન્તિક પણ છે.

એજ પ્રમાણે ક્રિયાવાદીએ "જે જેના પછી થનારૂં હોય, તે તેનું કારણ છે."

ઇત્યાદિ પ્રયોગમાં "જે જેના પછી થનાર" રૂપ હેતુ કહેલ છે તે પણ અસિદ્ધ અને અનેકાન્તિક છે. કારણ સ્ત્રી-ભક્ષ્ય-ભોગ આદિના ક્રિયાકાળમાં પણ જ્ઞાન હોય છે, તેના જ્ઞાન સિવાય તેમાં પ્રવૃત્તિજ થઇ શકે નહિ. એજ પ્રમાણે શૈલેશી અવસ્થામાં સર્વ સંવરરૂપ ક્રિયાકાળે પણ કેવળજ્ઞાન હોય છે, તેના સિવાય તેની પ્રાપ્તિ નથી હોતી. માટે હેતુ અસિદ્ધ છે. વળી જેમ ઉપરોક્ત હેતુ મુક્તિ આદિ પુરૂષાર્થના કારણરૂપે ક્રિયાને સિદ્ધ કરે છે, તેવી રીતે જ્ઞાનને પણ તેના કારણરૂપે સિદ્ધ કરે છે, કેમકે તેના વિના પણ પુરૂષાર્થની સિદ્ધિ કયાંઈ નથી થતી, માટે હેતુ અનેકાન્તિક છે. વસ્તુતઃ જ્ઞાન-ક્રિયા ઉભયથીજ મુક્તિ આદિ સાધ્ય છે પણ ભિન્ન ભિન્ન એક એકથી સાધ્ય નથી.

શિષ્યઃ—ભગવન્! જ્ઞાન-ક્રિયા પ્રત્યેકમાં મુક્તિ પ્રાપ્ત કરાવવાની ક્રિયા નથી, તો તેના સમુદાયમાં કયાંથી હોય? જેમ રેતીના પ્રત્યેક કણમાં તેલ નથી હોતું. તો તેના સમુદાયમાં પણ નથી હોતું, તેવી રીતે અહીં પણ પ્રત્યેક જ્ઞાનને ક્રિયામાં પણ મુક્તિ પ્રાપકશક્તિ નથી, તો તે બન્નેના સમુદાયમાં પણ ન હોવી જોઈએ.

આચાર્યઃ—જો સર્વથા પ્રકારે એ પ્રત્યેકની મુક્તિમાં અનુપકારિતા કહેવામાં આવે, તો તું કહે છે તેમ થાય, પરન્તુ તેમ નથી, અહીં એ પ્રત્યેકની મુક્તિમાં દેશોપકારિતા છે, અને સમુદાય થતાં સંપૂર્ણ ઉપકારિતા થાય છે. માટે સમુદિત જ્ઞાન-ક્રિયાજ મુક્તિનું કારણ છે, પ્રત્યેક જુદાં જુદાં કારણ નથી. તેથી ઉપર કહી આવ્યા છીએ કે જ્ઞાન-ક્રિયાયુક્ત જે ભાવસાધુ હોય તેજ મોક્ષસાધક છે, અન્ય નહી. ૩૫૯૨-૩૫૯૩.

હવે ઉપરોક્ત નિર્યુક્તિની બે ગાથાનો એજ અર્થ ભાષ્યકાર મહારાજ કહે છે.

नाओत्ति परिच्छिन्नो गेज्झो जो कज्जकारओ होइ ।
अग्गेज्झोऽणुवगारी अत्थो दव्वं गुणा वावि ॥ ३५९४ ॥
जइअव्वंति पयत्तो कज्जो गेज्झम्मि गिण्हियव्वोत्ति ।
अग्गेज्झोऽणादेओऽवहारणे चेवसद्दोऽयं ॥ ३५९५ ॥
इति जोत्ति एवमिह जो उवएसो जाणणा नओ सोत्ति ।
सो पुण सम्मद्दंसणसुयसामइयाइं बोद्धव्वो ॥ ३५९६ ॥
सव्वेत्ति मूल-साह-प्पसाहभेया पिसद्दओ तेसिं ।
किं पुण मूलनयाणं अहवा किमुताविसुद्धाणं ? ॥ ३५९७ ॥
सामन्नविसेसोभयभेया वत्तव्वया बहुविहत्ति ।
अहवा नामाईणं इच्छइ को कणओ साहु ? ॥ ३५९८ ॥
सोउं सद्दहिऊण य नाऊण य तं जिणोवएसेणं ।
तं सव्वनयविसुद्धंति सव्वनयसम्मयं जं तु ॥ ३५९९ ॥
चरणगुणसुट्ठिओ होइ साहुरेस किरियानओ नामं ।
चरणगुणसुट्ठियं जं चरणनया बेंति साहुत्ति ॥ ३६०० ॥
सो जेण भावसाहू सव्वनया जं च [illegible]च्छंति ।
नाण-किरियानओभयजुत्तो य जओ सयो साहू ॥ ३६०१ ॥

જ્ઞાત એટલે પરિચ્છિન્ન, ગાહ્ય એટલે જે કાર્યસાધક હોય તે, અગ્રાહ્ય એટલે અનુપકારી, અર્થ એટલે દ્રવ્ય અથવા ગુણ. યત્ન કરવો એટલે પ્રયત્ન કરવો. ગ્રાહ્ય એટલે ગ્રહણ કરવા યોગ્ય, અગ્રાહ્ય એટલે અનાદેય, અને ચેવ શબ્દ તે અવધારણાર્થે છે. ઇતિ એટલે એ પ્રમાણે જે ઉપદેશ તે જ્ઞાનનય છે, અને તે સમ્યક્ત્વસામાયિક તથા શ્રુતસામાયિકને માને છે. સર્વ એટલે નૈગમાદિ મૂળ નયો, અને અપિશબ્દથી તેના શાખાપ્રશાખારૂપ ઉત્તર ભેદો, અથવા દ્રવ્યાર્થિકાદિ અશુદ્ધ નયોની બહુવિધ વક્તવ્યતા એટલે સામાન્ય-વિશેષ- ઉભય ભેદે વ્યાખ્યા અથવા નામાદિકમાંથી કયો નય કોને સાધુ માને છે? તે સર્વ જિનોપદેશથી સાંભળીને શ્રદ્ધા કરીને અને જાણીને તે સર્વનય વિશુદ્ધ એટલે જે સર્વ નયોને સમ્મત હોય તે ચારિત્ર ગુણમાં જે સ્થિત હોય તે સાધુ છે. આ પ્રમાણે ક્રિયાનય છે. (કેમકે) જે ચરણ ગુણમાં સ્થિત હોય તેને ક્રિયાનય સાધુ કહે છે. અહીં તે ભાવસાધુ ગ્રહણ કરેલ છે, કેમકે સર્વ નયો ભાવસાધુને ઇચ્છે છે. જ્ઞાન અને ક્રિયા એ ઉભય નયથી જે યુક્ત હોય, તે સર્વદા ભાવ સાધુ છે. ૩૫૯૪-થી-૩૬૦૧

હવે ગ્રંથનો ઉપસંહાર અને પોતાની ઉદ્ધતાઇનો ત્યાગ તથા શિષ્ય જનોને આથી જે લાભ થાય છે, તે જણાવવાને સ્વયંભાષ્યકાર કહે છે.

इय परिसमापियमियं सामाइयमत्थओ समासेण ।
वित्थरओ केवलिणो पुव्वविओ वा पहासंति ॥ ३६०२ ॥
सव्वाणुओगमूलं भासं सामाइअस्स सोऊण ।
होइ परिकम्मिअमई जोग्गो सेसाणुओगस्स ॥ ३६०३ ॥

એ પ્રમાણે આ સામાયિક આવશ્યકનો અર્થ સંક્ષેપથી સમાપ્ત કર્યો, વિસ્તારથી તો તેનો અર્થ કેવળી અથવા (વિશેષ) પૂર્વધર કહી શકે છે. સર્વ અનુયોગના મૂળ રૂપ આ સામાયિક અધ્યયનનું ભાષ્ય સાંભળીને શિષ્ય પરિકર્મિત મતિવાળો થયો થકો શેષ શાસ્ત્રાનુયોગને પણ લાયક થાય છે. ૩૬૦૨ થી ૩૬૦૩.

## ॥ विशेषावश्यकभाष्यं समाप्तम् ॥

## ॥ इति विशेषावश्यकभाष्यमूलं सभाषान्तरादि समाप्तम् ॥



# પરિશિષ્ટ अ.

આ બીજા ભાગમાં જે સ્થલે ટીકાકારે નિર્યુક્તિ ને મૂલભાષ્યની ગાથાઓ નહિં આપતાં ભલામણ કરી છે તે ગાથાઓ અર્થ સાથે અહિં આપીયે છીયે એથી સમગ્ર ગ્રંથનો બોધ થશે.

अडविं सपच्चवायं वोलित्ता देसिओवएसेणं ।
पावंति जहिट्ठपुरं भवाडविंपी तहा जीवा ॥ ९०५ ॥

पावंति निव्वुइपुरं जिणोवइ्ेण चेव मग्गेणं ।
अडवीइ देसिअत्तं एवं नेअं जिणिंदाणं ॥ ९०६ ॥

જેવી રીતે ઘણા વિઘ્નોવાળી અટવીને ભોમિયાના ઉપદેશથી ઓલંઘીને જીવો ઇષ્ટનગરને પામે છે, તેવી રીતે સંસારી જીવો પણ ભવરૂપી અટવીને ઓલંઘીને જિનેશ્વર મહારાજે કહેલા માર્ગથી નિર્વૃત્તિપુરને પામે છે, એ પ્રમાણે જિનેશ્વર મહારાજનો ભવ અટવીમાં દેશકપણું સમજવું. ૯૦૫—૯૦૬

जह तमिह सत्थवाहं नमइ जणो तं पुरं तु गंतुमणो ।
परमुवगारित्तणओ निव्विग्घत्थं च भत्तीए ॥ ९०७ ॥

अरिहो उ नमुक्काररस भावओ खीणरागमयमोहो ।
मुक्खत्थीणंपि जिणो तहेव जम्हा अओ अरिहा ॥ ९०८ ॥

જેમ લોકો ઇષ્ટ નગરમાં જવાના મનવાળા હોવાથી નિર્વિઘ્નપણા માટે પરમોપકારીપણાને લીધે ભક્તિથી સાર્થવાહને નમસ્કાર કરે છે તેવી રીતે મોક્ષના અર્થી જીવોને પણ રાગ મદ અને મોહરહિત એવા અરિહંત મહારાજ પણ તત્ત્વથી જે માટે નમસ્કાર કરવા લાયક છે તેથી અરિહંત મહારાજ સાર્થવાહ કહેવાય છે. ૯૦૭—૯૦૮

संसाराअडवीए मिच्छत्तऽन्नाणमोहिअपहाए ।
जेहिं कय देसिअत्तं ते अरिहंते पणिवयामि ॥ ९०९ ॥

મિથ્યાત્વ અને અજ્ઞાનથી જેમાં રસ્તો જડતો નથી એવી સંસારરૂપી અટવીમાં જે તીર્થંકરોએ ભોમિયાપણું કરેલું છે તે અરિહંતોને પ્રણામ કરું છું. ૯૦૯

सम्म्ंसणदिट्ठो नाणेण य सुट्ठु तेहिं उवलद्धो ।
चरणकरणेण पहओ नि॰ाणपहो जिणिंदेहिं ॥ ९१० ॥

सिद्धिवसहिमुवगया निव्वाणसुहं च ते अणुप्पत्ता ।
सासयमव्वाबाहं पत्ता अयरामरं ठाणं ॥ ९११ ॥

મોક્ષનો માર્ગ જિનેશ્વર મહારાજાઓએ શુદ્ધ દર્શનથી દેખ્યો, જ્ઞાનદ્વારાએ જાણ્યો અને ચરણ સિત્તરી કરણ સિત્તરી દ્વારાએ આસેવન કર્યો ૯૧૦ તે તે તીર્થંકરો સિદ્ધિરૂપી સ્થાનમાં સર્વ કર્મ ખપાવીને ગયા, નિર્વાણ સુખને પામ્યા, તેમજ શાશ્વત અને અવ્યાબાધ એવા અજરામર સ્થાનને મેળવ્યું. ૯૧૧

पावंति जहा पारं सम्मं निज्जामया समुद्दस्स ।
भवजलहिस्स जिणि॰ा तहेव जम्हा अओ अरिहा ॥ ९१२ ॥

मिच्छत्तकाले॰ा॰ावरी॰ सम्मत्तगज्जमपवा ।
एगसम॰ज पत्ता सिद्धिवसहिपट्टणं पोया ॥ ९१३ ॥

निज्जामगरयणाणं अमूढनाणमइकण्णधाराणं ।
वंदामि विणयपणओ तिविहेण तिदंडविरयाणं ॥ ९१४ ॥

पालंति जहा गावो गोवा अहिसावयाइदुग्गेहिं ।
पउरतणपाणिआणि अ वणाणि पावंति तह चेव ॥ ९१५ ॥

जीवनिकाया गावो जं ते पालंति ते महागोवा ।
मरणाइभया उ जिणा निव्वाणवणं च पावंति ॥ ९१६ ॥

तो उवगारित्तणओ नमोऽरिहा भविअजीवलोगस्स ।
सव्वस्सेह जिणिंदा लोगुत्तमभावओ तह य ॥ ९१७ ॥

જેવી રીતે નિર્યામકો ( ખલાસી ) વેપારિયોને સમુદ્રનો પાર પમાડે છે, તેવીજ રીતે સંસારરૂપી સમુદ્રનો પાર જિનેશ્વર મહારાજ જે માટે પમાડે છે તે માટે જિનેશ્વર મહારાજ સાચા નિર્યામક કહેવાય છે. ૯૧૨ મિથ્યાત્વરૂપી કાલિકાવાત જેને લાગ્યો નથી અને સમ્યકત્વ રૂપી ગર્જવ વાતના વેગમાં ચાલી રહ્યા છે એવા જીવરૂપી પ્રવહણો એકજ સમયમાં સિદ્ધિ સ્થાનરૂપી પટ્ટનને પામે છે. ૯૧૩ યથાવસ્થિત જ્ઞાનવાલી જે મતિ તે રૂપ કર્ણધાર છે જેમાં એવા તથા મન વચન કાયાના દંડથી વિરમેલા એવા ને નિર્યામકમાં રત્ન સમાન એવા તીર્થંકરોને વિનયપૂર્વક ત્રિવિધ વન્દના કરૂં છું. ૯૧૪ જેવી રીતે ગોવાલીયાઓ સર્પ વ્યાઘ્ર વગેરે દુષ્ટ જાનવરોથી ગાયોનું રક્ષણ કરે છે અને ઘણા ઘાસ તથા પાણી જ્યાં છે તેવા વનમાં ગાયોને લઇ જાય છે, તેમ જીવના સમુદાયરૂપી ગાયોને જે માટે તે તીર્થંકરો મરણાદિ ભયથી બચાવે છે અને નિર્વાણરૂપી નગરને પમાડે છે તેથી તમામ ભવ્યજીવ લોકોને તે ઉપકારી છે અને તેમ હોવાથી અસાધારણ ભાવથી તીર્થંકરો સર્વને નમસ્કાર કરવા લાયક છે. ૯૧૫—૯૧૬-૯૧૭

इंदियविसयकसाए परीसहे वेयणा उवस्सग्गे ।
एए अरिणो हंता अरिहंता तेण वुच्चंति ॥ ९१९ ॥

પાંચ ઇન્દ્રિયો, શબ્દાદિક વિષયો, ક્રોધાદિક કષાયો, ક્ષુધાદિ પરિષહો, શરીરાદિકની વેદના અને દેવતાદિકના ઉપસર્ગો એ રૂપ શત્રુઓને હણ્યા તેથી અરિહંત કહેવાય છે. ૯૧૯

अट्ठविहंपिय कम्मं अरिभूअं होइ सव्वजीवाणं ।
तं कम्ममरिं हंता अरिहंता तेण वुच्चंति ॥ ९२० ॥

अरिहंति वंदणनमंसणाइं अरिहंति पूअसक्कारं ।
सिद्धिगमणं च अरिहा अरहंता तेण वुच्चंति ॥ ९२१ ॥

આઠે પ્રકારનાં પણ કર્મ જીવોને શત્રુ જેવાં છે, તે કર્મરૂપી શત્રુને જે માટે હણ્યા તે માટે તે અરિહંત કહેવાય છે. ૯૨૦ વંદન અને નમસ્કારને જેઓ લાયક છે, પૂજા અને સત્કારને જેઓ યોગ્ય છે અને જેઓ સિદ્ધિ પામવાને માટે સમર્થ છે, તેઓ અરિહંત કહે-વાય છે. ૯૨૧ દેવતા, દાનવ અને મનુષ્યોમાં જે માટે તીર્થંકરો પૂજાને પામે છે વળી કર્મરૂપી શત્રુને હણે છે તેમજ બંધાતા કર્મને પણ છોડે છે તેથી અરિહંત કહેવાય છે.

जो सवकम्मकुसलो जो वा जत्थ सुपरिनिट्ठिओ होइ ।
सज्झगिरिसिद्धओव्विव स कम्मसिद्धोत्ति विक्खाओ　　　॥ ९२९ ॥

જે આચાર્યના ઉપદેશ સિવાય કરાય તે ખેતી વેપાર વગેરે કર્મ કહેવાય અને તે સિવાય જે કુંભારપણું, લુહારપણું વગેરે: તે શિલ્પ કહેવાય ૯૨૮ જે સર્વ કર્મમાં કુશલ હોય અથવા તો સહ્યગિરિસિદ્ધની માફક જે જે કામમાં ઘણોજ પ્રવીણ હોય તે તે કર્મમાં સિદ્ધ જાણવો. ૯૨૯

જે સર્વ શિલ્પોમાં કુશલ હોય અથવા કોકાશ સુથારની માફક જે જેમાં સાતિશયવાળો અને અતિ નિપુણ હોય તે શિલ્પસિદ્ધ કહેવાય.

इत्थी विज्जाऽभिहिया पुरिसो मंतुत्ति तव्विसेसोयं ।
विज्जा ससाहणा बहुमंतो वा साहणरहिओ अ मंतुत्ति　॥ ९३१ ॥

સ્ત્રી દેવતા જેને અધિષ્ઠાયક છે તે અમ્બાકુષ્માણ્ડઆદિ વિદ્યા કહેવાય અને દેવ જેમાં અધિષ્ઠાયક હોય તે વિદ્યારાજ હરિણગમેષી આદિ મંત્ર કહેવાય, અથવા જેનું સાધન કરવું પડે તે વિદ્યા કહેવાય અને જેમાં સાધનની જરૂર ન હોય તે શમ્બર આદિ જેવા મંત્ર કહેવાય. ૯૩૧

विज्जाण चक्कवट्टी विज्जासिद्धो स जस्स वेगावि ।
सिज्झिज्ज महाविज्जा विज्जासिद्धऽज्जखउडुव्व　　　॥ ९३२ ॥
साहीणसव्वमंतो बहुमंतो वा पहाणमंतो वा ।
नेओ स मंतसिद्धो खंभागरिसुव्व साइसओ　　　॥ ९३३ ॥
सव्वेवि दव्वजोगा परमच्छेरयफलाऽहवेगोऽवि ।
जस्सेह हुज्ज सिद्धो स जोगसिद्धो जहा समिओ　　　॥ ९३४ ॥

વિદ્યાઓનો માલિક તે વિદ્યાસિદ્ધ કહેવાય અથવા આર્યખપુટઆચાર્યની માફક જેને એક પણ મહાપુરૂષદત્તાદિ જેવી મોટી વિદ્યાસિદ્ધ હોય તે વિદ્યાસિદ્ધ કહેવાય. ૯૩૨ જેને સર્વ મંત્ર સ્વાધીન હોય અથવા જે બહુ મંત્રવાળો હોય અથવા પ્રધાન મંત્રવાળો જે હોય તે સ્તમ્ભાકર્ષની પેઠે સાતિશય હોવાથી મંત્રસિદ્ધ કહેવાય. ૯૩૩ પરમ આશ્ચર્ય દેખાડનારા બધા જોગો જેને મલ્યા હોય અથવા આર્ય સમિતાચાર્યની પેઠે જેને એક પણ યોગ સિદ્ધ થયેલો હોય તેને યોગસિદ્ધ કહેવાય. ૯૩૪

आगमसिद्धो सव्वंगपारओ गोअमुव्व गुणरासी ।
पउरत्थो अत्थपरो व मम्मणो अत्थसिद्धोत्ति　　　॥ ९३५ ॥

ગૌતમસ્વામીની માફક સર્વશાસ્ત્રોના પારગામી અને ગુણના સમૂહનો ધારણ કરનારો તે આગમસિદ્ધ કહેવાય, દ્રવ્ય ઉપાર્જન કરવામાં તત્પર અને ઘણા દ્રવ્યવાળો એવો જે હોય તે મમ્મણ શેઠની પેઠે અર્થસિદ્ધ કહેવાય. ૯૩૫

जो निच्चसिद्धजत्तो लद्धवरो जो व तुंडियाइव्व ।
सो किर जत्तासिद्धो ऽमिप्पाओ जस्स पज्जाओ　　　॥ ९३६ ॥

જેની યાત્રા હંમેશાં સિદ્ધ થતી હોય અથવા તુંડિકની પેઠે જેને વરદાન મલ્યું હોય તે યાત્રાસિદ્ધ કહેવાય. અહીં અભિપ્રાય સિદ્ધ શબ્દમાં અભિપ્રાય શબ્દથી બુદ્ધિ સમજવી. ૯૩૬

હવે એ બુદ્ધિસિદ્ધનું સ્વરૂપ કહે છે.

विउला विमला सुहुमा जस्स मई जो चउव्विहाए वा ।
बुद्धीए संपन्नो स बुद्धिसिद्धो इमा सा य ॥ ९३७ ॥

વિપુલ વિમલ અને સૂક્ષ્મ એવી જેની બુદ્ધિ હોય અથવા ચારે પ્રકારની બુદ્ધિ જેને હોય તેને બુદ્ધિસિદ્ધ કહેવાય, તે ચાર પ્રકારની બુદ્ધિ આ પ્રમાણે. ૯૩૭ ઔપપાતિકી, વૈનેયિકી, કર્મજા, પારિણામિકી એવી રીતે ચાર પ્રકારની બુદ્ધિ છે, પાંચમી બુદ્ધિ જગતમાં હોતી નથી.

હવે ઓત્પાત્તિકી બુદ્ધિનું લક્ષણ કહે છે.

पुव्वमदिट्ठमस्सुअमवेइअ तक्खणविसुद्धगहिअत्था ।
अव्वाहयफलजोगिणि बुद्धी उप्पत्तिआ नाम ॥ ९३९ ॥

પહેલાં દેખેલું ન હોય, સાંભળ્યું ન હોય, અને મનથી વિચાર્યું પણ ન હોય અને પ્રસંગની વખતે સાચો અર્થ જેનાથી સમજવામાં આવે તેને ઉત્પત્તિકી બુદ્ધિ કહેવાય, તે બુદ્ધિ અવ્યાહત ફલવાલી હોય છે. ॥ ૯૩૯ ॥

ઉત્પત્તિકીમાં દૃષ્ટાન્તો આ પ્રમાણે છે, ઉત્પત્તિના દૃષ્ટાન્તો જણાવવા ગાથાઓ કહે છે.

भरहसिल १ पणिअ २ रुक्खे ३ खुड्डग ४ पड ५ सरड ६ काग ७ उच्चारे ८ ।
गय ९ घयण १० गोल ११ खंभे १२ खुड्डग १३ मग्गित्थि १४ पइ १५ पुत्ते १६ ॥९४०॥
भरहसिल १ मिंढ २ कुक्कुड ३ तिल ४ वालुअ ५ हत्थि ६ अगड ७ वणसंडे ८ ।
पायस ९ अइआ १० पत्ते ११ खाडहिला १२ पंच पिअरो अ १३ ॥ ९४१ ॥
महुसित्थ १७ मुद्दि १८ अंके १९ अ नाणए २० भिक्खु २१ चेडगनिहाणे २२ ।
सिक्खा य २३ अत्थसत्थे २४ इच्छा य महं २५ सयसहस्से २६ ॥ ९४२ ।

ભરતનટના રોહાનો માંડવા ઉપર શિલા કરવાનું, થોડા થોડા ભાગે ચીભડાં ખાવાનું, માંકડાને પથરા મારી આંબાના ફળ લેવાનું, કુવા પડેલી વીંટી ઉપર છાણ નાંખી અગ્નિથી સુકવીને પછી કુવાને પાણીથી ભરી કાંઠે બેઠા વીંટી લવાનું, માથું ઓળીને ઊનના કપડાની પરીક્ષા કરવાનું, લોહી ને લાખથી લિપેલા કાચણ્ડાવાલા સ્થાનમાં રેચ કરવાનું, અથવા કાચંડાના મસ્તક ચાલવામાં ભિક્ષુ ભિક્ષુણીના પ્રશ્નને કહેવાનું, ૬૦૦૦૦ કાગડાના પ્રમાણનું, અથવા કાગ પ્રવેશથી સ્ત્રીની પરીક્ષાનું, અથવા વિષ્ટામાં વિષ્ણુની વ્યાપ્તિની પરીક્ષાનું, સ્થણ્ડિલથી તલના સરખા ભોજનને જાણવાનું, નાવમાં નાંખેલા પત્થરથી હાથીને તોલવાનું અથવા ગામનો માર્ગ જાણવાનું, દેશથી કાઢી મુકેલ ભાણના પગરખાના ભારાનું, સલી તપાવી લાખનો ગોલો કાઢવાનું, તલાવમાં રહેલા થાંભલાને બાંધવાનું, પેશાબથી પક્ષ કરનાર ક્ષુલ્લકનું, હાથ લાંબો કરવાથી વ્યન્તરીને જાણવાનું, પ્રસવના બાને સ્રી સંગનું, બે ભર્તારમાં પ્રીતિના ફારફેરનું, છોકરાને મારવાનું કહીને સાચી માતાની પરીક્ષાનું, મધપુડો દેખવાના સ્થાનથી વ્યભિચાર જાણવાનું, પુરોહિતે ઓળવેલી થાપણ દેવડાવવાનું, નવા રૂપીયાના માપની પરીક્ષાનું, સોનાની ખોટીની

લાલચથી થાપણ દેવડાવવાનું, વાંદરા પાલીને લીધેલા નિધાનનો ભાગ લેવાનું, છાનના ગોલાથી દ્રવ્ય પહોચાડવાનું, ભવિષ્યમાં ન્યાય થવાનો કહી જુઠી માતાને ઓલખવાનું, ઇચ્છાવાલો ન્હાનો ભાગ દઇને માલિક બાઇને ધન આપવાનું, લાખનું દેણુ છે એવી નવી વાત સંભલાવવાનું, એવી રીતે ૨૬ દૃષ્ટાન્તો ઉત્પત્તિકી બુદ્ધિમાં છે, તેમાં પણ રોહાની બુદ્ધિમાં જેમ શિલાનું દૃષ્ટાંત કર્યું તેવી રીતે બે મેંઢા સરખા તોલમાં રાખવાનું, એકલા કુકડાને લડાવવાનું, સરખા માપે તલ લઇને તેલ આપવાનું, રેતના દોરડાનું, હાથી મરી ગયો નહીં કહેવાનું, ગામનો કુવો મોકલવાનું, પૂર્વનો બગીચો પશ્ચિમમાં કરવાનું, વગર અગ્નિએ ખીર રાંધવાનું, બકરીને ગોલ લિંડીયોનું કારણ જણાવવાનું, પીપલના પાનને સિખા અને નશનું સરખાપણું કહેવાનું, ખિસકોલીના ધોલા ને કાલા વાલ સમાન છે તે જણાવવાનું, રાજાના પાંચ પિતા છે એ જાણીને કહેવાનું એ દૃષ્ટાન્તો પણ જાણી લેવાં. ૯૪૦-૪૧-૪૨.

વૈનયિકી બુદ્ધિનું લક્ષણ કહે છે,

भरनित्थरणसमत्था तिवग्गसुत्तत्थगहिअपेआला ।

उभओ लोगफलवई विणयसमुत्था हवइ बुद्धी ॥ ९४३ ॥

ઘણા ભારે કામને પાર પાડવામાં સમર્થ, ધર્મ અર્થ કામને નિરૂપણ કરનાર, સૂત્રને અર્થનો સાર જણાવનાર, બન્ને લોકમાં ફલવાલી, એવી વૈનયિકી બુદ્ધિ હોય છે. ૯૪૩.

વિનયિકી બુદ્ધિનાં દૃષ્ટાન્તો નીચે મુજબ છે.

निमित्ते १ अत्थसत्थे २ अ लेहे ३ गणिए अ ४ कूव ५ अस्से अ ६ ।

गद्दह ७ लक्खण ८ गंठी ८ अगए १० गणिआ य रहिओ अ ११ ॥ ९४४ ॥

सीआ साडी दीहं च तणं अवसव्वयं च कुंचस्स १२ ।

निव्वोदए अ १३ गोणे घोडगपडणं च रुक्खाओ १४ ॥ ९४५ ॥

ઘડો ફુટીને પાણી તલાવમાં જવાથી પુત્ર માતાને મલી ગયો એ સાચું નિમિત્ત કહેવાનું, દહીનું કુંડું ફોડવું ને શેલડી કાપવી એ દ્વારાએ કલ્પકની બુદ્ધિનું લિપિ જાણનારનું અને રમતથી ગણિત શિખવવાનું, થોડાજ ફેરમાં કુવામાંથી પાણી કાઢવાનું, સુલક્ષણ દુર્બળ ઘોડા લેવાનું, જમીન સુંઘીને ગધેડાના ભુંકવાથી જલાશય માલમ પડવાનું, લક્ષણ વાલો ઘોડો લઇને ઘરજમાઈ થવાનું, મુરૂણ્ડરાજ પાસે મોકલેલી મીંણવાલી ગાંઠનું, જવ માત્ર શતસહસ્રવેધી વિષનું, કોસા વેશ્યાને રથિકનું, સાડી ઠંડી કહેવી, તૃણ લાંબુ કહેવું અને ક્રૌંચ પક્ષીને ડાબેથી ફેરવવો એમ કરીને ઉપાધ્યાયને ચેતવવાનું, નેવાના પાણીમાં ત્વગ્‌વિષ મુણસના ઝેરનું, બલદ ચોરાઈ જવો, ઘોડાને મારવો અને વૃક્ષથી પડતા મહત્તરનું મરણ થવું છતાં નિર્દોષ બનવું એ સર્વ વૈનયિકી બુદ્ધિના દૃષ્ટાન્તો છે. ૯૪૪-૪૫.

હવે કર્મજા બુદ્ધિનું લક્ષણ કહે છે

उवओगदिट्ठसारा कम्मपसंगपरिघोलणविसाला ।

साहुका फलवई कम्मसमुत्था हवइ बुद्धी ॥ ९४६ ॥

કોઇપણ કામમાં મનની સ્થિરતાથી તત્ત્વનું માલુમ પડવું, ક્રિયાના પ્રસંગ અને વિચારેથી બુદ્ધિની વિશાલતા થવી, અને જગતનું પ્રશંસા પાત્રના જેનાથી બનાય છે એ કર્મજા બુદ્ધિ છે. ૯૪૬.

કર્મજા બુદ્ધિનાં દૃષ્ટાન્તો કહે છે.

हेरन्निए १ करिसए २ कोलिअ ३ डोवे अ ४ मुत्ति ५ घय ६ पवए ७ ।
तुन्नाग ८ वड्ढई ९ पूइए अ १० घड ११ चित्तकारे अ १२ ॥ ९४७ ॥

સોની, ખેડુત, કોલી, તેલી, મોતીવાલા, ઘીવાલા, તરવાવાલા, તુનવાવાલા, સુતાર, કંદોઇ, કુંભાર, અને ચિત્રકારના દૃષ્ટાન્તો કર્મજા બુદ્ધિનાં સમજવાં. ૯૪૭.

હવે પારિણામિકી બુદ્ધિનું લક્ષણ કહે છે.

अणुमाणहेउ~~दिट्ठंतसाहिया~~ वयविवागपरिणामा ।
हिअनिस्सेअसफलवई बुद्धी परिणामिआ नाम ॥ ९४८ ॥

અનુમાન હેતુ ને દૃષ્ટાન્તથી વસ્તુને સિદ્ધ કરનારી, અવસ્થાના પરિપાકવાળી, ઉદય અને મોક્ષરૂપી ફલને દેનારી પરિણામિકી બુદ્ધિ હોય છે. ૯૪૮.

પારિણામિકી બુદ્ધિનાં દૃષ્ટાન્તો નીચે મુજબ છે–

अभए १ सिट्ठि २ कुमारे ३ देवी ४ उदिओदए हवइ राया ५ ।
साहू अ नंदिसेणे ६ धणदत्ते ७ सावग ८ अमच्चे ९ ॥ ९४९ ॥
खमगे १० अमचपुत्ते ११ चाणक्के १२ चेव थूलभद्दे अ १३ ।
नासिक्कसुंदरि नंदे १४ वइरे १६ परिणामिआ बुद्धी ॥ ९५० ॥
चलणाहय १६ आमंडे १७ मणी अ १८ सप्पे अ १९ खग्गि २० थूभि २१ दे २२ ।
परिणामिअबुद्धीए एवमाई उदाहरणा ॥ ९५१ ॥
न किलम्मइ जो तवसा सो तव सिद्धो दढप्पहारिव्व ।
सो कम्मखयसिद्धो जो सव्वखीण कम्मंसो ॥ ९५२ ॥

ભેદની શંકા પાડીને ચંડપ્રદ્યોતન વિગેરે ૧૪ રાજાને અભયકુમારે ભગાડયા તે વિગેરે, કુકડાનું માથું ખાનાર છોકરાને રાજ્ય મલવું અને પિતા સાધુનું ઉડ્ડાહથી બચવું, નટડીની ગાથાથી ક્ષુલ્લકકુમારની ત્યાગબુદ્ધિ પાછી આવવી, સ્વપ્ન દેખાડીને પુષ્પચૂલાનો પ્રતિબોધ, ઉદિતોદિતે વૈશ્રમણને આરાધવો ને વાણારસિની ધર્મરૂચિ ને ઘેરામાંથી બચવું, નંદિષેણજીના અંતેઉરને દેખીને સાધુ સ્થિર થયા, ધનદત્તે સુસમાનું ભક્ષણ કર્યું, વરધનુએ બ્રહ્મદત્તની સુરંગદ્વારા રક્ષા કરી, ચિતાદ્વારાએ બળી ગએલી રાણી માટે કપડા લેનાર બુદ્ધો થયો, કુરગડુ વિગેરે કેવલજ્ઞાન પામ્યા, વરધનુએ માતાને છોડાવી, રાજકુંવરે શિયાલના વચનથી સોપાયક ( દ્રવ્ય વિશેષ ) મેલવ્યા તેના ખબરદારીની પરીક્ષા, ચાણાક્યનું વૃત્તાન્ત, સ્થૂલિભદ્રજીનું વૃત્તાન્ત, સુન્દરીનન્દનું દૃષ્ટાન્ત, લાત મારવામાં રાજ્યદેવાનું દૃષ્ટાન્ત, બનાવટી આંમલું જાણવું. ચંડકૌશિકનો બોધ, શ્રાવક પુત્ર મરીને થયેલ ખડ્ગીનો પ્રતિબોધ, કુલવાલુકે ઉખાડેલો થૂભ, એ દૃષ્ટાન્તો પરિણામિકી બુદ્ધિમાં જાણવા. ૯૪૯–૯૫૧.

ईसीपब्भाराए सीआए जोअणंमि लोगंतो ।
बारसहिं जोअणेहिं सिद्धी सव्वट्ठसिद्धाओ ॥ ९६० ॥

જે દૃઢપ્રહારીની પેઠે તપસ્યાથી ગ્લાની ન પામે તે તપસિદ્ધ કહેવાય, જેને સર્વ કર્મ સત્તામાંથી પણ ક્ષીણ થઇ ગયા હોય તે કર્મક્ષય સિદ્ધ કહેવાય. ઇષત્ પ્રાગ્ભારા અથવા જેનું બીજું નામ સીતા છે એવી સિદ્ધશિલા પૃથ્વીથી એક યોજન પછી લોકાન્ત છે અને સર્વાર્થસિદ્ધથી ૧૨ યોજન સિદ્ધશિલા છે ૯૬૦

निम्मल गस्थवण्णा तुसारगोखीरहारसरिवन्ना ।
उत्ताणयछत्तयसंठिया य भणिया जिणवरेहिं ॥ ९६१ ॥

નિર્મલ પાણીના કણિયા જેવા રંગવાળી બરફ, ગાયનું દુધ, મોતીનો હાર એના જેવી સફેદ, ઉંચા કરેલા છત્ર જેવા આકારવાળી સિદ્ધશિલા ભગવાને કહેલી છે. ૯૬૧

एगा जोअणकोडी बायालीसं च सयसहस्साइं ।
तीसं चेव सहस्सा दो चेव सया अउणपन्ना ॥ ९६२ ॥
बहुमज्झदेसभागे अट्ठेव य जोअणाणि बाहल्लं ।
चरमंतेसु अ तणुई अंगुलऽसंखिज्जईभागं ॥ ९६३ ॥

એક ક્રોડ બેંતાલીસ લાખ ત્રીસ હજાર બસે ઓગણપચાસ યોજન અધિક એ પ્રમાણે સિદ્ધશિલાની પૃથ્વી છે, તે સિદ્ધશિલા બરાબર મધ્યભાગમાં ૮ યોજન જાડી છે અને ચારે બાજુના છેડામાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી પાતળી છે. ૯૬૨-૬૩

गंतूण जोअणं जोअणं तु परिहाइ अंगुलपुहुत्तं ।
तीसेऽविअ पेरंता मच्छिअपत्ताउ तणुअयरा ॥ ९६४ ॥
ईसीपब्भाराए सीआई जोअणंमि जो कोसो ।
कोसस्स य छब्भाए सिद्धाणोगाहणा भणिआ ॥ ९६५ ॥
तिन्नि सया तित्तीसा धणुत्तिभागो अ कोसछब्भाओ ।
जं परमोगाहोऽयं तो ते कोसस्स छब्भाए ॥ ९६६ ॥
उत्ताणउव्व पासिल्लउव्व अहवा निसन्नओ चेव ।
जो जह करेइ कालं सो तह उववज्जए सिद्धो ॥ ९६७ ॥
इहभवभिन्नागारो कम्मवसाओ भवंतरे होइ ।
न य तं सिद्धस्स जओ तंमी तो सो तयागारो ॥ ९६८ ॥

સિદ્ધશિલાના એક એક યોજને નવ આંગલ જાડાઇ ઘટે છે, અને તેના છેડા માંખીની પાંખ કરતા પણ પાતલા છે. સિદ્ધશિલા-ઇષત્પ્રાગ્ભારા-સીતા પૃથ્વીની ઉપરના એક યોજનમાં જે છેલ્લો ગાઉ છે તે છેલ્લા ગાઉના છઠ્ઠા ભાગમાં સિદ્ધોની અવગાહના છે. ૯૬૫. ત્રણસો તેત્રીસ ધનુષ અને ઉપર ધનુષનો ત્રીજો ભાગ તે ગાઉનો છઠ્ઠો ભાગ કહેવાય, ગાઉનો છઠ્ઠો ભાગ સિદ્ધોની ઉત્કૃષ્ટ અવગાહના છે, છતો પડખે સૂતેલો અથવા બેઠેલો જે જીવ જેવી રીતે કાલ કરે તે તેવી રીતે સિદ્ધ થાય છે. ૯૬૬-૬૭

કર્મને લીધે આ ભવથી ભવાન્તરમાં જુદો આકાર થાય છે અને જે માટે સિદ્ધોને તે કર્મ નથી તેથી સિદ્ધોમાં પહેલા ભવનોજ આકાર રહે છે. ૯૬૮

दीहं वा हस्सं वा जं चरमभवे हविज्ज संठाणं ।
तत्तो तिभागहीणा सिद्धाणोगाहणा भणिआ ॥ ९७० ॥
तिन्नि सया तित्तीसा धणुत्तिभागो अ होइ बोद्धव्वो ।
एसा खलु सिद्धाणं उक्कोसोगाहणा भणिआ ॥ ९७१ ॥

चत्तारि अ रयणीओ रयणितिभागूणिआ य बोद्धव्वा ।
एसा खलु सिद्धाणं मज्झिमओगाहणा भणिआ ॥ ९७२ ॥
एगा य होइ रयणी अट्ठेव य अंगुलाई साहीआ ।
एसा खलु सिद्धाणं जहन्नओगाहणा भणिआ ॥ ९७३ ॥
ओगाहणाइ सिद्धा भवत्तिभागेण हुंति परिहीणा ।
संठाणमणित्थंत्थं जरामरणविप्पमुक्काणं ॥ ९७४ ॥

આ ભવને છોડતી વખતે અહિંયાં જે સંસ્થાન હોય છે તેજ સંસ્થાન મોક્ષમાં હોય છે, પણ તે પ્રદેશથી ઘન હોય છે (કારણ કે ત્રીજે ભાગે પોલાણ પુરાય છે) લાંબું અથવા ટુંકું જે કોઈ સંસ્થાન ચરમ-છેલ્લા ભવમાં હોય તેમાંથી ત્રીજા ભાગ ઓછી સિદ્ધની અવગાહના હોય છે. ૯૭૦ સિદ્ધ મહારાજના ઉત્કૃષ્ટ અવગાહના ૩૩૩ ધનુષ અને ધનુષનો ત્રીજો ભાગ જાણવો, ચાર હાથમાંથી હાથનો ત્રીજો ભાગ ઓછો કરીયે તેટલી સિદ્ધોની મધ્ય અવગાહના કહેલી છે. આઠ આંગુલ અધિક એવી એક હાથ પ્રમાણ સિદ્ધની જઘન્ય અવગાહના કહેલી છે. ૯૭૧-૭૨-૭૩. ભવના ત્રીજા ભાગે હીણુ અવગાહનાએ સિદ્ધો રહે છે અને જરા મરણથી રહિત એવા સિદ્ધોનું સંસ્થાન અનિત્થંસ્થ છે. ૯૭૪

असरीरा जीवघणा उवउत्ता दंसणे अ नाणे अ ।
सागारमणागारं लक्खणमेअं तु सिद्धाणं ॥ ९७७ ॥

શરીર રહિત ઘનપ્રદેશવાળા જ્ઞાન અને દર્શન ઉપયોગવાળા અને સામાન્ય વિશેષ પદાર્થને જાણવું દેખવું તે સિદ્ધોનું લક્ષણ છે. ૯૭૭

नाणंमि दंसणंमि अ इत्तो एगयरयंमि उवउत्ता ।
सव्वस्स केवलिस्सा जुगवं दो नत्थि उवओगा ॥ ९७९ ॥
नवि अत्थि माणुसाणं तं सुक्खं नेव सव्वदेवाणं ।
जं सिद्धाणं सुक्खं अव्वाबाहं उवगयाणं ॥ ९८० ॥

કેવળજ્ઞાનના ઉપયોગવાળો સર્વ પદાર્થના ગુણોને જાણે છે અને અનન્ત વીર્ય યુક્ત કેવલ દૃષ્ટિથી સર્વત: દેખે છે. જ્ઞાન અને દર્શન એ બેમાંથી એક એક ઉપયોગવાળા સિદ્ધો છે, કારણકે સર્વ કાલે એક સાથે બે ઉપયોગ હોતા નથી. ૯૭૯. તે સુખ મનુષ્યને નથી, તે સુખ સર્વ દેવોને નથી કે જે સુખ અવ્યાબાધ પદ પામેલા સિદ્ધોને છે. ૯૮૦

सुरगणसुहं समत्तं सव्वद्धापिंडिअं अणंतगुणं ।
न य पावइ मुत्तिसुहंऽणंताहिवि वग्गवग्गूहिं ॥ ९८१ ॥

સર્વ કાલના સમ્પૂર્ણ દેવતાના સમુદાયનું સુખ અનન્તગુણું કરીયે અને તેને અનન્તી વખત વર્ગે વર્ગિત કરીયે તો પણ તે મુક્તિના સુખની તુલના પામે નહી. ૯૮૧

सिद्धस्स सुहो रासी सव्वद्धापिंडिओ जइ हविज्जा ।
सोऽणंतवग्गभइओ सव्वागासे न माइज्जा ॥ ९८२ ॥

સિદ્ધ મહારાજના સુખનો સમુદાય કરીયે અને તેને અનંતી વખત વર્ગ મૂલ કરીયે તો પણ તે છેલ્લો ભાગ સર્વ આકાશમાં પણ માય નહીં. ૯૮૨

जह नाम कोइ मिच्छो नगरगुणे बहुविहे विआणंतो ।
न चएइ परिकहेउं उवमाइ तहिं असंतीए ॥ ९८३ ॥
इअ सिद्धाणं सुक्खं अणोवमं नत्थि तस्स ओवम्मं ।
किंचि विसेसेणित्तो सारिक्खमिणं सुणह वुच्छं ॥ ९८४ ॥

અશ્વથી હરાયલા રાજાને જંગલમાં ઉપકાર કરનાર જે મ્લેચ્છ હતો તેને રાજા ગામમાં લાવ્યો અને બધાં સુખો મેલવી આપ્યાં, પછી જંગલમાં પાછો ગયો, ત્યારે પોતાના કુટુમ્બીયોને જેમ તે મ્લેચ્છ નગરના અનેક ગુણોને જાણતો છતો પણ ત્યાં જંગલમાં નગર જેવું કાંઇ પણ ન હોવાથી તે નગરના ગુણોને કહી શકતો નથી, તેવી રીતે સિદ્ધોનું અનુપમ સુખ છે, તેની કોઇ ઉપમા નથી ,છતાં કંઇ વિશેષથી સરખાવટ કહું છું તે સાંભળો. ૯૮૩-૯૮૪

जह सव्वकामगुणिअं पुरिसो भोत्तूण भोअणं कोई ।
तण्हाछुहाविमुक्को अच्छिज्ज जहा अमिअतित्तो ॥ ९८५ ॥
इअ सव्वकालतित्ता अउलं निव्वाणमुवगया सिद्धा ।
सासयमव्वाबाहं चिट्ठंति सुही सुहं पत्ता ॥ ९८६ ॥

જેવી રીતે કોઇ પુરૂષ સર્વ સુન્દર સંસ્કારવાળા ભોજનને ખાઇને ક્ષુધાતૃષાથી મુક્ત છતો જેમ અમૃતતૃપ્ત થઇને રહે, તેવી રીતે અતુલ નિર્વાણને પ્રાપ્ત થયેલા સિદ્ધો હંમેશા તૃપ્ત હોય છે, અને શાશ્વત અવ્યાબાધ સુખને પામેલા તે સુખમાં મગ્ન રહે છે. ૯૮૫-૮૬

सिद्धत्ति अ बुद्धत्ति अ पारगयत्ति अ परंपरगयत्ति ।
उम्मुक्ककम्मकवया अजरा अमरा असंगा य ॥ ९८७ ॥

સિદ્ધ, બુદ્ધ, પારગત, પરમ્પરાગત, ઉન્મુક્તકર્મકવચ અજર અમર અસંગ એ બધાં સિદ્ધનાં નામો છે. ૯૮૭

निच्छिन्नसव्वदुक्खा जाइजरामरणबंधणविमुक्का ।
अव्वाबाहं सुक्खं अणुहुंती सासयं सिद्धा ॥ ९८८ ॥

સર્વ દુઃખ છેદી નાંખ્યાં છે જેણે એવા જે જન્મ જરા મરણના બંધનથી મુકત થયેલા સિદ્ધ મહારાજા તે અવ્યાબાધ શાશ્વત સુખને અનુભવે છે. ૫૮૮

सिद्धाण नमोक्कारो जीवं० ॥ ९८९ ॥ सिद्धाण
नमुक्कारो धन्नाण० ॥ ९९० ॥ सिद्धाण नमुक्कारो एवं
॥ ९९१ ॥ सिद्धाण नमुक्कारो सव्व० बिइअं होइ मंगलं ॥ ९९२ ॥

સિદ્ધને નમસ્કાર ભાવથી કરાય તો તે બોધિલાભને માટે થાય છે અને જીવોના સેંકડો ભવના બંધન છોડાવી દે છે. ભવ ક્ષયને કરતા ભાગ્યશાલીના હૃદયથી છુટો નહીં પડતો એવો સિદ્ધ મહારાજાઓનો નમસ્કાર આર્ત્ત રૌદ્ર ધ્યાનને રોકવાવાળો થાય છે, મરણની નજદીકમાં જે વધારેવાર કરવામાં આવે છે એવો ગહન અર્થવાળો સિદ્ધોનો નમસ્કાર એવી રીતે વર્ણન કર્યો, સિદ્ધનો નમસ્કાર સર્વ પાપને નાશ કરનાર છે અને સર્વ મંગળમાં પહેલું મંગલ છે. ૯૮૯-૯૦-૯૧-૯૨

आयारो नाणाई तस्सायरणा पभासणाओ वा ।
जे ते भावायरिया भावायारोवउत्ता य ॥ ९९५ ॥

જ્ઞાનાદિક પાંચ પ્રકારનો આચાર કહેવાય, તેને આદરનાર અને પ્રકાશનાર હોવાથી ભાવાચારના ઉપયોગવાળા જે હોય તે ભાવાચાર્ય કહેવાય છે. ૯૯૫

આચાર્યના નમસ્કારના ઉપસંહારવાળી ચાર ગાથાઓ અરિહંત અને સિદ્ધની ઉપસંહાર ગાથા જેવી છે.

સાધુઓના તપ નિયમ અને સંયમ ગુણ કયા દેખે છે જેથી વંદના કરે છે? એ પ્રશ્નનો મને ઉત્તર કહો,

विसयसुहनिअत्ताणं विसुद्धचारित्तनिअमजुत्ताणं ।
तच्चगुणसाहयाणं सहायकिच्चुज्जयाण नमो ॥ १०१२ ॥
असहाइ सहायत्तं करंतिमे संजमं करितस्स ।
एएण कारणेणं नमाऽमिहं सव्वसाहूणं ॥ १०१३ ॥

ઉત્તર-વિષય સુખથી પાછા હઠેલા, નિર્મલ ચારિત્રરૂપી નિયમ સહિત અને તથ્ય ગુણને સાધનાર, હંમેશાં આત્મકાર્યમાં ઉદ્યમવાળા સાધુઓ છે, તેથી કરીને નમસ્કાર કરૂં છું. ૧૦૧૨. સંયમ કરનારાઓને અસહાયપણામાં પણ સહાય કરે છે એ કારણથી હું સર્વ સાધુઓને નમસ્કાર કરૂં છું. ૧૦૧૩

સાધુઓને નમસ્કારની ઉપસંહારની ચાર ગાથા અરિહંતની ચાર ગાથા પેઠે જાણવી.

नंदिअणुओगदारं विहिवदुवग्घाइयं च नाऊणं ।
काऊण पंचमंगल आरंभो होइ सुत्तस्स ॥ १०२५ ॥

નન્દિ અનુયોગદ્વાર, અને ઉપોદ્ઘાત નિર્યુક્તિ વિધિપૂર્વક જાણીને અને પંચનમસ્કાર બોલીને સૂત્રનો આરંભ કરાય છે. ૧૦૨૫

कयपंचनमुक्कारो करेइ सामाइयंति सोऽभिहिओ ।
सामाइअंगमेव य जं सो सेसं तओ वुच्छं ॥ १०२६ ॥

પંચનમસ્કાર ગણીને સામાયિક કરાય છે, તેથી સામાયિકના અંગરૂપ નવકાર કહ્યો, હવે બાકી સામાયિક રૂપ સૂત્ર કહું છું. ૧૦૨૬

अक्खलिअसंहिआई वक्खाणचउक्कए दरिसिअंमि ।
सुत्तप्फंसिअनिज्जुत्तिवित्थरत्थो इमो होइ ॥ १०२७ ॥

અસ્ખલિતપણે સૂત્ર બોલવું વિગેરે (તેના પદ પદાર્થ ને વિગ્રહ જણાવવા) એમ ચાર વ્યાખ્યા દેખાડયા પછી આવી રીતે સૂત્રસ્પર્શક નિર્યુક્તિનો સવિસ્તર અર્થ કહેવાય છે ૧૦૨૭

खित्तस्स नत्थि करणं आमासं जं अकित्तिमो भावो ।
वंजणपरिआवन्नं तहावि पुण उच्छुकरणाई ॥ १०२९ ॥

જે માટે આકાશ અકૃત્રિમ પદાર્થ છે તે માટે ક્ષેત્ર (આકાશ) નું કરણ કહ્યું નથી, તો પણ ક્ષેત્રશબ્દથી કહેવાતા ઇક્ષુકરણાદિ ક્ષેત્રકરણને અનુકૂળ હોય છે. ૧૦૨૯

कालेवि नत्थि करणं तहावि पुण वंजणप्पमाणेणं ।
ववबालवाइकरणेहिंऽणेगहा होइ ववहारो ॥ १०३० ॥

કાલમાં પણ કરણ નથી, તો પણ શબ્દના પ્રમાણથી બલબાલવાદિક કરણોનો વ્યવહાર કરણ તરીકે થાય છે ૧૦૩૦

जीवमजीवे भावे अजीवकरणं तु तत्थ वन्नाई ।
जीवकरणं तु दुविहं सुअकरणं नो अ सुअकरणं ॥ १०३१ ॥

ભાવમાં જીવકરણ અને અજીવકરણ એમ બે ભેદ છે, તેમાં રંગ આદિ બનાવવા તે અજીવકરણ કહેવાય, ને જીવકરણના બે ભેદ છે. ૧ શ્રુતકરણ, ૨ નોશ્રુતકરણ ૧૦૩૧

बद्धमबद्धं तु सुअं बध्धं तु दुवालसंग निद्दिट्ठं ।
तव्विवरीयमबध्धं निसीहमनिसीहबध्धं तु ॥ १०३२ ॥

શ્રુતકરણના બે ભેદ છે, આચારાંગાદિ બાર અંગમાં જે કહેવામાં આવે તે બદ્ધ, તેનાથી વિપરીત એવા અબદ્ધમાં એક નિશીથ (રહસ્ય પાઠ ઉદ્દેશવાળું) બીજું અનિશીથ છે. ૧૦૩૨

भूआपरिणयविगए सद्दकरणं तहेव न निसीहं ।
पच्छन्नं तु निसीहं निसीहनामं जहऽज्झयणं ॥ १०३३ ॥

ઉત્પન્ન થયેલું ને નિત્ય અને નાશ પામેલા ઇત્યાદિ સ્વરૂપ કહેવું તે અનિશીથ અને ગુપ્ત અર્થવાળી વાત જેમાં હોય તે નિશીથ, જેમ નિશીથ અધ્યયન. ૧૦૩૩

अग्गेणीअंमि य जहा दीवायण जत्थ एग तत्थ सयं ।
जत्थ सयं तत्थेगो हम्मइ वा भुंजए वावि ॥ १०३४ ॥

અગ્રેણીય પૂર્વમાં જેમ કહ્યું છે કે જ્યાં એક દ્વિપાયનને માર પડે ત્યાં સો દ્વિપાયનને માર પડે અને જ્યાં સોને માર પડે ત્યાં એકને માર પડે ( આ પૂર્વની ગાથાનો ગુહ્ય અર્થ હોવાથી તેનો અર્થ સમ્પ્રદાયથી મળી શકતો નથી, તેથી ટીકાકારે પણ વ્યાખ્યા કરી નથી. ) ૧૦૩૪

एवं बद्धमबध्धं आएसाणं हवंति पंच सया ।
जह एगा मरुदेवी अच्चंतत्थावरा सिद्धा ॥ १०३५ ॥

એવી રીતે બદ્ધ એવું શ્રુતકરણ જણાવ્યું હવે અબદ્ધશ્રુતકરણમાં અનાદિ કાલથી સ્થાવરમાં રહેલી મરુદેવી માતા મોક્ષમાં ગયા એવી ૫૦૦ વાતો છે. ૧૦૩૫

जुंजणकरणं तिविहं मण १ वय २ काए अ ३ मणसि सच्चाई ।
सट्ठाणि तेसि भेओ चउ १ चउहा २ सत्तहा३ चेव ॥ १०३७ ॥
भावसुअसद्दकरणे अहिगारो इत्थ होइ नायव्वो ।
नोसुअकरणे गुणजुंजणे य जहसंभवं होइ ॥ १०३८॥

कयाकयं केण कयं केसु अ दव्वेसु कीरइ वावि ।
काहेव कारओ नयओ करणं कइविहं कहं ? ॥ १०३९ ॥
कह सामाइअलंभो तस्सव्व ्घाई देसघाईं ।
देसघाघाई फड्डग अणंतवुड्ढि विसुद्धस्स ॥ १०४० ॥
एवं ककारलंभो सेसाण वि एवमेव कमलंभो ।
एअं तु भावकरणं करणे य भए य जं भणियं ॥ १०४१ ॥

મન, વચન, અને કાયાનો યોગ તે યોજનાકરણ કહેવાય અને તેમાં મનના, ને વચનના સત્યાદિક ચાર ૨ ભેદો (અને કાયાના ઓદારિક આદિ ૭ ભેદો છે. (સત્ય, અસત્ય, સત્યાસત્ય અને વ્યવહાર ) ઓદારિક ૨ મિશ્ર, વૈક્રિય ૨ મિશ્ર, આહારક ૨ મિશ્ર, અને કાર્મણ એ સાત ભેદ કાય યોજનાના છે.) અહીં આગલ ભાવમાં શ્રુતકરણનો શબ્દકરણમાં અધિકાર કરવાનો છે-નોશ્રુતકરણ, ગુણકરણ અને યોજનાકરણમાં તો સંભવ પ્રમાણે લેવો. ૧૦૩૭-૧૦૪૧

सामं १ समं च २ सम्मं ३ इग ४ मवि सामाइअस्स एगट्ठा ।
नामं ठवणा दविए भावंमि अ तेसि निक्खेवो ॥ १०४२ ॥
म्हुरपरिणाम सामं १ समं तुला २ संम खीरखंडजुई ३ ।
दोरे हारस्स चिई इग ४ मेआइं तु दव्वंमि ॥ १०४३ ॥
अप्पोवमाइ परदुक्खमकरणं १ रागदोसमज्झत्थं । २ ।
नाणाइतिगं ३ तस्साइ पोअणं ४ भावसामाई ॥ १०४४ ॥

સામાયિકની પ્રાપ્તિ ક્યારે થાય ? ઉત્તર-તેના સર્વ ઘાતક સ્પર્ધકોનો નાશ થાય અને દેશઘાતિ સ્પર્ધકોના અનન્તાનો નાશ થઈ શેષ દેશવિઘાતી સ્પર્ધકોની શુદ્ધિ થાય ત્યારે પહેલા સામાયિકનો 'ક' અક્ષર મળે, અને એવીજ રીતે બીજા અક્ષરોનો પણ અનુક્રમે લાભ થાય. એ ભાવ કરણ છે. હવે ભયની વ્યાખ્યા કરે છે-સામાયિકના સામ, સમ, સામ્ય, અને ઇગ, એ નામો છે, તે બધાના નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ નિક્ષેપા લેવા, મધુર પરિણામવાળો હોય તે સામ કહેવાય, સરખો તોલાય તે સમ કહેવાય, દૂધ સાકરની પેઠે અનુકૂલ સંયોગે સામ્ય કહેવાય અને દોરામાં હારને પરોવવું ઇગ કહેવાય, એ બધા દ્રવ્ય સામાદિક સમજવા, પોતાની ઉપમાએ બીજાને દુ:ખ ન કરવું તે ભાવસામ કહેવાય, રાગદ્વેષ ન કરતાં મધ્યસ્થ રહેવું તે ભાવ સમ કહેવાય, જ્ઞાનાદિક ત્રણનો યોગ તે સામ્ય ને તેને આત્મામાં પરોવવા તે ઇગ કહેવાય. ૧૦૪૨-૧૦૪૪

समया सम्मत्त पसत्थ संति सुविहिअ सुहं अनिंदं च
अ दुगुंछअमगरहिअं अण अभिमेऽवि एगट्ठा ॥ १०४५ ॥
को कारओ ?, करंतो, किं कम्मं ?, जं तु कीरई तेण
किं कारयकरणाण य अन्नमनन्नं च ? अक्खेवो ॥ १०४६ ॥
आया हु कारओ मे सामाइ कम्म करणमाया य ।
प[illegible] नामे सह आया सामाइअमेव उ प[illegible] ॥ १०४७ ॥

સમતા, સમ્યકૃત્વ, પ્રશસ્ત, શાન્તિ, સુવિહિત, શુભ, અનિન્દત, અજુગુપ્સિત, અગર્હિત અને અનવદ્ય એ પણ સામાયિકના અર્થનેજ કહેવાવાળા છે, કર્ત્તા કોણ ? કરનાર, કર્મ કોણ ? જે તેનાથી કરાય, શું કારક (કર્ત્તા) અને કરણનું ભિન્નપણું છે કે અભિન્નપણું છે ? એ શંકાનું સમાધાન કહે છે કે-સામાયિકને કરવાવાળો આત્મા છે, સામાયિક તે કર્મ છે, અને ઉદ્દેશાદિક ક્રિયા આત્માની હોવાથી આત્મા કરણ છે, આત્મા પરિણામી હોવાથી આત્મા સામાયિક છે એ વાત પ્રસિદ્ધ છે. ૧૦૪૭

एगत्ते जह मुट्ठिं करेइ अत्थंतरे घडाईणि ।
दव्वत्थंतरभावे गुणस्स किं केण संबद्धं ? ॥ १०४८ ॥

મુષ્ટિ કરે છે એ વાકયમાં કર્ત્તા કર્મ કરણ એક છે, ઘડાદિક કરે છે તેમાં તે કર્ત્તા આદિક જુદા છે, ગુણને સર્વ દ્રવ્યથી જુદુ રાખીયે તો કોન કોની સાથે જોડાશે ? ૧૦૪૮

कम्ममवज्जं जं गरिहिअंति कोहाइणो व चत्तारि ।
सह तेण जो उ जोगो पच्चक्खाणं हवइ तस्स ॥ १०५० ॥
दव्वे मणवयक ए जोगा दव्वा दुहा उ भावंमि ।
जोगा सम्मत्ताई पसत्थ इअरो उ विवरीओ ॥ १०५१ ॥

જે ગર્હિત કર્મ હોય તે અવદ્ય કહેવાય, અને તે અવદ્ય ક્રોધાદિ ચાર કષાયો છે, તે કષાયવાળો યોગ સાવદ્યયોગ કહેવાય અને તેનાં પચ્ચખ્ખાણ છે, દ્રવ્યમાં મન, વચન, કાયાના યોગવાળા દ્રવ્ય સમજવા, ભાવયોગ બે પ્રકારે છે, સમ્યકૃત્વાદિક પ્રશસ્ત ભાવયોગ અને મિથ્યાત્વાદિક અપ્રશસ્ત ભાવયોગ છે. ૧૦૫૦-૫૧.

दव्वंमि निण्हगाई ३ निविसयाई अ होइ खित्तंमि ४ ।
भिक्खाईणमदाणे अइच्छ ५ भावे पुणो दुविहं ६ ॥ १०५२ ॥

નિહ્નવાદિકનું દ્રવ્યપ્રત્યાખ્યાન દેશનિકાલ વિગેરે ક્ષેત્રપ્રત્યાખ્યાન, ભિક્ષા વગેરે નહીં આપવામાં અદિત્સા જણાવવી તે કાલપ્રત્યાખ્યાન, અને ભાવમાં તો પચ્ચખાણ બે પ્રકારે છે. ૧૦૫૨

सुअ णोसुअ सुअ दुविहं पुव्व १ मपुव्वं२ तु होइ नायव्वं ।
नोसुअपच्चक्खाणं मूले १ तह उत्तरगुणे अ २ ॥ १०५३ ॥
जावदवधारणंमि जीवणमवि पाणधारणे भणिअं ।
आपाणधारणाओ पावनिवित्ती इहं अत्थो ॥ १०५४ ॥

એક શ્રુતપચ્ચખાણ અને એક નોશ્રુતપચ્ચખાણ, તેમાં શ્રુતપચ્ચખાણના બે ભેદ, એક પૂર્વશ્રુતપચ્ચખાણ એક અપૂર્વશ્રુતપચ્ચખાણ ( આતુર પ્રત્યાખ્યાનાદિ ) નોશ્રુતપચ્ચખાણ બે પ્રકારે, એક મૂલગુણપચ્ચખાણ એક ઉત્તરગુણપચ્ચખાણ ( કરેમિભંતે ! સૂત્રમાં જે 'જાવજ્જીવાએ' પદ છે તેમાં ) યાવત્ શબ્દ મર્યાદા અર્થમાં છે, અને જીવ શબ્દ પ્રાણ ધારણ અર્થમાં કહેલ છે; એટલે પ્રાણ ધારણ સુધી પાપની નિવૃતી એવો અર્થ થાય છે. ૧૦૫૪

नामं १ ठवणा २ दविए ३ ओहे ४ भव ५ तब्भवे अ ६ भोगे अ ७ ।
संजम ८ जस ९ कित्तोजीविअं च १० तं भण्णई दसहा ॥ १०५५ ॥

सामाइअं करेमी पच्चक्खामी पडिक्कमामित्ति ।
पच्चुप्पन्नमणागयअईअकालाण गहणं तु ॥ १०५७ ॥

નામ, સ્થાપના, દ્રવ્ય, ઓઘ, ભવ, તદ્ભવ, ભોગ, સંયમ, યશ અને કીર્ત્તિએ જીવિત (જીવ) ના દશ પ્રકારે નિક્ષેપા થાય છે, સામાયિક કરૂં છું એ વર્ત્તમાન કાલનું, સાવદ્યનાં પચ્ચખાણ કરૂં છું એ અનાગતકાલનું, અને પડિક્કમું છું વિગેરેઃ અતીત કાલનું ગ્રહણ કરે છે. ૧૦૫૭

दव्वंमि निण्हगाई कुलालमिच्छंति तत्थुदाहरणं ।
भावंमि तदुवउत्तो मिआवई तत्थुदाहरणं ॥ १०५९ ॥

નિહ્નવાદિકનો મિચ્છામિદુક્કડં તેમજ કુંભારનો મિચ્છામિ દુક્કડંનું ઉદાહરણ તે દ્રવ્ય-મિચ્છામિ દુક્કડં સમજવું. મિચ્છામિ દુક્કડંના ઉપયોગવાળો જીવ તે ભાવ મિચ્છામિ દુક્કડં કહેવાય, તેમાં મૃગાવતીનું ઉદાહરણ જાણવું. ૧૦૫૯

सचरित्तपच्छयावो निंदा तीए चउक्कनिक्खेवो ।
दव्वे चित्तयरसुआ भावेसु बहू उदाहरणा ॥ १०६० ॥

પોતાના વર્ત્તનનો પશ્ચાત્તાપ તે નિન્દા કહેવાય, અને તેના નામાદિક ચાર નિક્ષેપા જાણવા, રાજાની પટરાણી થયા છતાં પણ પહેલાનાં જુનાં લુગડાં પેહરીને આત્માની નિન્દા કરનારી ચિત્રકારની પુત્રી તે દ્રવ્ય નિન્દામાં ઉદાહરણ જાણવી, અને ભાવ નિન્દામાં તો ઘણાં ઉદાહરણો છે. ૧૦૬૦

गरहावि तहाजाईअमेव नवरं परप्पगासणया ।
दव्वंमि मरुअनायं भावेसु बहू उदाहरणा ॥ १०६१ ॥

ગર્હા પણ નિન્દા માફકજ છે, પણ તે બીજાની સમક્ષ કરાય છે, પુત્રવધૂની સાથે સમાગમ કરી સ્વપ્નાના બહાને તે વાત કહેનાર બ્રાહ્મણ દ્રવ્યગર્હામાં દૃષ્ટાન્ત સમજવું, અને ભાવગર્હામાં તો ઘણાં દૃષ્ટાન્તો છે. ૧૦૬૧

दव्वविउस्सग्गे खलु पसन्नचंदो हवे उदाहरणं ।
पडिआगयसंवेगो भावंमिवि होइ सो चेव ॥ १०६२ ॥

મનથી પુત્ર અને રાજ્ય માટે યુદ્ધ કરનાર પ્રસન્નચંદ્રઋષિ દ્રવ્યકાયોત્સર્ગનું દૃષ્ટાન્ત છે, અને ભાવમાં પણ તેજ પ્રસન્નચંદ્ર ઋષિ સંવેગવાળા થયા તે વખતે દૃષ્ટાન્તરૂપ છે. ૧૦૬૨

सावज्जजोगविरओ तिविहं तिविहेण वोसिरिअ पावं ।
सामाइअमाईए एसोऽणुगमो परिसमत्तो ॥ १०६३ ॥
विज्जाचरणनएसुं सेससमोसोरणंतु कायव्वं ।
सामाइअनिज्जुत्ती सुभासिअत्था परिसमत्ता ॥ १०६४ ॥

ત્રિવિધ ૨ પાપને વોસરાવીને સાવદ્ય યોગથી વિરક્ત થાય તે સામાયિક કરનાર છે. સામાયિક આદિનો એ અનુગમ (વ્યાખ્યા) સમાપ્ત થયો, બાકીના બધા નયોનો અવતાર જ્ઞાન અને ક્રિયા નયમાં થાય છે, એવી રીતે સુભાષિત અર્થવાળી સામાયિકનિર્યુક્તિ સમાપ્ત થઇ. ૧૦૬૪

## मूलभाष्य-अव[illegible]ष-गाथा.

ऊहाए पण्णत्तं बोडियसिवभूइउत्तराहि इमं ।
मिच्छादंसण भणमो रहवीरपुरे समुप्पण्णं ॥ १४७ ॥
सावज्जजोगविरओ तिगुत्तो छसु संजओ ।
उवउत्तो जयमाणो आया सामाइयं होई ॥ १४९ ॥
निक्खंतो हत्थिसीसा दमदंतो कामभोगम[illegible]य ।
णवि रज्जइ रत्तेसुं दुट्ठेसु ण दोसम[illegible]ज्जे ॥ १५१ ॥

[1]કામ ભોગ છાડીને હસ્તિશીર્ષ ગ્રામથી દમદન્ત રાજાએ દીક્ષા લીધી; અને તે દમદન્ત ઋષિ, નથી તો પોતાના રાગી લોકોમાં રાગ કરતા, અને નથી પોતાના દ્વેષી લોકો ઉપર દ્વેષ કરતા. ૧૫૧.

नामं १ ठवणा २ दविए ३ खित्ते ४ काले ५ तहेव भावे अ ६ ।
एसो खलु करणस्सा निक्खेवो छव्विहो होइ ॥ १५२ ॥
जाणगभविअइरित्तं सन्ना नोसन्नओ भवे करणं ।
सन्ना कडकरणाई नोसन्ना वीससपओगे ॥ १५३ ॥
वीससकरणमणाई धम्माईण परपच्चयाजो(यज्जो)गा ।
साई चक्खुप्फासिअमब्भाइमचक्खुमणुमाई ॥ १५४ ॥
संघायभेअतदुभयकरणं इंदाउहाइ पच्चक्खं ।
दुअअणुमाईणं पुण छउमत्थाईणऽपच्चक्खं ॥ १५५ ॥
जीवमजीवे पाओगिअं च चरमं कुसुंभरागाई ।
जीवप्पओगक[illegible]णं मूले तह उत्तरगुणे अ ॥ १५६ ॥
जं जं नि[illegible]णं कीरइ जीवप्पओगओ तं तं ।
वन्नाइ रूवकम्माइ वावि अ[illegible]णं तु ॥ १५७ ॥
जीवप्पओगकरणं दुविहं मूलप्पओगकरणं च ।
उत्तरपओगकरणं पंच सरीराइं पढमंमि ॥ १५८ ॥
ओरालियाइआइं ओहेणिअरं पओगओ जमिह ।
निप्फण्णा निप्फज्जइ आइल्लाणं च तं तिण्हं ॥ १५९ ॥

નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, તેમજ ભાવ એવી રીતે કરણનો નિક્ષેપો છ પ્રકારે છે. ૧૫૨. જ્ઞ અને ભવ્યશરીરથી વ્યતિરિક્ત કરણ બે પ્રકારે છે, એક તો સંજ્ઞા કરણ કે જેનું દુનિયામાં કરણ એવું નામ હોય અને જેનો કરણ એવો અર્થ પણ હોય, જેમ કટકરણ વિગેરે, અને બીજુ નોસંજ્ઞાકરણ તે બે પ્રકારે છે. એક પ્રયોગથી અને એક સ્વભાવથી ૧૫૩. તેમાં સ્વભાવથી કરણ બે પ્રકારે, એક તો અનાદિ અને સાદિ, ધર્માસ્તિકાયાદિકનું સ્વભાવે કરણ જે (મલીને રહેવું) તે અનાદિ કરણ છે, અને બીજી વસ્તુને

---

૧ એ ગાથા કેટલાક નિર્યુક્તિની ગાથા માને છે.

લીધે સાદિકરણપણું છે. તેવીજ રીતે પુદ્ગલોનું સાદિકરણ બે પ્રકારે છે, ચાક્ષુષ, કે જે અભ્રાદિકની પેઠે ચક્ષુથી દેખી શકાય, અને બીજું અચાક્ષુષ કે જેને પરિણામે દેખી શકાય નહીં. ૧૫૪. સંઘાત, ભેદ અને તે બન્ને ( સંઘાત ભેદે ) કરીને જે ઇન્દ્ર ધનુષ્યાદિ બને છે તે ચાક્ષુષ કરણ અને બે પરમાણુઆદિના સંયોગવડે બને તે અચાક્ષુષ, આ અચાક્ષુષપણું છદ્મસ્થની અપેક્ષાએ સમજવું, એવી રીતે વિશ્રસાપ્રયોગે કરણ કહ્યું. ૧૫૫ હવે કરણ પ્રયોગ કહે છે. પ્રયોગ કરણના બે ભેદ છે, એક જીવ પ્રયોગ કરણ અને બીજો અજીવ પ્રયોગ કરણ, વસ્ત્રાદિકના વર્ણાદિકનો ફેરફાર થાય તે અજીવ પ્રયોગ કરણ, કેમકે જીવના પ્રયોગથી પણ જે અજીવ પદાર્થોમાં વર્ણાદિ અને ક્રિયાદિ કરવામાં આવે તે અજીવ કરણ કહેવાય છે. બીજું જે જીવ પ્રયોગકરણ તેમાં બે ભેદ છે, ( ૧ ) મૂલજીવ પ્રયોગ કરણ (૨) ઉત્તર જીવ પ્રયોગ કરણ. મૂલજીવકરણમાં ઔદારિકાદિક પાંચે શરીરની ઉત્પત્તિ ગણાય છે, ઔદારિકાદિક શરીરમાં અંગોપાંગાદિક કરવામાં આવે અગર કરેલા હોય તે ઉત્તર જીવ પ્રયોગ કરણ કહેવાય છે; તે અંગોપાંગ ઔદારિક, વૈક્રિય, અને આહારક એ ત્રણ શરીરનેજ હોય છે. ૧૫૬-૫૭-૫૮-૫૯.

सीस १ मुरो २ अर ३ पिट्ठी ४ दो बाहू ६ ऊरुआ य ८ अट्ठंगा ।
अंगुलिमाइ उवंगा अंगोवंगाणि सेसाणि ॥ १६० ॥
केसाईउवरयणं उरालविउव्वि उत्तरं करणं ।
ओरालिए विसेसो कन्नाइविणट्ठसंठवणं ॥ १६१ ॥
आइल्लाणं तिण्हं संघाओ साडणं तदुभयं च ।
तेआकम्मे संघायसाडणं साडणं वावि ॥ १६२ ॥

માથું, છાતી, પેટ, પીઠ, બે ભુજા અને બે સાથલ, એ આઠને અંગ કહેવાય છે અને અંગુલી વિગેરેને ઉપાંગ કહેવાય છે અને બાકીના બધાને અંગોપાંગ કહેવાય છે. ૧૬૦ કેશાદિક (બનાવવા) તેનો સંસ્કાર કરવો તે ઔદારિકનું અને વૈક્રિય ઉત્તર કરણ કહેવાય છે, અથવા ઔદારિક શરીરનાં કર્ણ આદિક નાશ પામ્યા હોય તેને તૈયાર કરવા તેને પણ ઉત્તરકરણ કહેવાય છે. ૧૬૧ ઔદારિક વૈક્રિય અને આહારક એ ત્રણ શરીરમાં સંઘાત, શાટન, અને ઉભય એ ત્રણ કરણ હોય છે, તૈજસ અને કાર્મણ શરીરને માટે કાંતો સંઘાત ને શાટન હોય કાં તો એકલું શાટન હોય. ૧૬૨.

संघायमेगसमयं तहेव परिसाडणं उरालंमि ।
संघायणपरिसाडण खुड्डागभवं तिसमऊणं ॥ १६३ ॥
एयं जहन्नमुक्कोसयं तु पलिअत्तिअं तु समऊणं ।
विरहो अंतरकालो ओराले तस्सिमो होइ ॥ १६४ ॥
तिसमयहीणं खुड्डं होइ भवं सव्वबंधसाडाणं ।
उक्कोस पुव्वकोडी समओ उअही अ तित्तीसं ॥ १६५ ॥

ઔદારિક શરીરમાં સંઘાત અને પરિશાટન એકેક સમયના હોય છે, પણ ઉભય તો જઘન્યથી વિગ્રહગતિના બે અને શાટનનો એક એમ ત્રણ સમય શિવાયના ક્ષુલ્લક ભવ જેટલો હોય છે, ઉત્કૃષ્ટથી તો એક સમય ન્યૂન એવા ત્રણ પલ્યોપમ સુધી સંઘાત પરિશાટન અને તદુભય હોય છે, વિરહ એટલે અન્તરાલકાલ ઔદારિકને માટે એવી રીતે છે.

૧૬૪. સર્વ સંઘાત અને સર્વ પરિશાટનમાં ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લકભવ જેટલું અન્તરાલ છે. અને ઉત્કૃષ્ટથી તેત્રીસ સાગરોપમ ક્રોડ પૂર્વ, ને એક સમયનું આંતરૂ છે. અનુત્તર વિમાન અથવા સાતમી નરકના તેત્રીસ સાગરોપમ અને પછીના મનુષ્યપણાના ક્રોડપૂરવ, છેલ્લો (છેવટના) એક સમય હીન કરીને જાણવા. ૧૬૫.

अंतरमेगं समयं जहन्नमोरालग .णसाडस्स ।
सतिसमया उक्कोसं तित्तीसं सागरा हुंति ॥ १६६ ॥
वेउव्विअसंघाओ जहन्नु समओ उ दुसमउक्कोसं ।
साडो पुण समयं चिअ विउव्वणाए विणिद्दिट्ठो ॥ १६७ ॥
संघायणपरिसाडो जहन्नओ एगसमइओ होइ ।
उक्कोसं तित्तीसं सायरणामाइं समऊणा ॥ १६८ ॥
सव्वग्गहोभयाणं साडस्स य अंतरं विउव्विस्स ।
समओ अंतमुहुत्तं उक्कोसं रुक्खकालीअं ॥ १६९ ॥

ઔદારિક સર્વગ્રહણ અને શાટન ઉભયનું જઘન્ય આંતરો એક સમય છે અને ઉત્કૃષ્ટ ત્રણ સમય અધિક તેત્રીસ સાગરોપમ છે, વૈક્રિયનો સંઘાત જઘન્યથી એક સમય છે અને ઉત્કૃષ્ટથી બે સમય છે અને શાટનો વૈક્રિયનું એકજ સમય છે સંઘાત અને પરીશાટ બન્ને જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સમય ઊણુ તેત્રીસ સાગરોપમ છે. વૈક્રિયનું સર્વ સંઘાતનું આંતરૂં એક સમય, સંઘાત ઉભયનું આંતરૂ પણ એક સમય અને શાટનું અન્તમુહુર્ત અને ઉત્કૃષ્ટ આંતરૂ ત્રણેનું વનસ્પતિના સ્થિતિ કાલ જેટલું છે. ૧૬૬-૭-૮-૯.

आहारे संघाओ परिसाडो अ समयं समं होइ ।
उभयं जहन्नमुक्कोसयं च अंतोमुहुत्तं तु ॥ १७० ॥
बंधणसाडुभयाणं जहन्नमंतोमुहुत्तमंतरणं ।
उक्कोसेण अवड्ढं पुग्गलपरिअट्टदेसूणं ॥ १७१ ॥

આહારક શરીરના સંઘાત અને પરિશાટ એકેક સમય હોય છે અને સંઘાત પરિશાટ ઉભય જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ અન્તર્મુહૂર્તજ હોય છે. સંઘાત અને ઉભયનું અંતર જઘન્યથી અંતર્મુહૂર્ત હોય છે અને ઉત્કૃષ્ટથી કાંઇક ઉણુ અપાર્ધ પુદ્ગલ પરાવર્ત છે. ૧૭૦-૧૭૧.

[તૈજસ અને કાર્મણ અનાદિ પ્રવાહવાળા હોવાથી તેનો એકલો સંઘાત કોઇને પણ ન હોય, પણ ભવ્ય જીવોને શૈલેશીનો પરિશાટ છેલ્લા સમયમાં હોય છે. તેજસનો સંઘાત પરિશાટ ઉભય અનાદિ અનન્ત છે, કેટલાક ભવ્યોને અનાદિ સાન્ત છે, તૈજસ કાર્મણ અનાદિના હોવાથી તેમજ સર્વથા જતા ન હોવાથી સંઘાતાદિને આંતરૂં નથી. ૧૭૨-૧૭૩.]

अहवा संघाओ १ साडणं च २ उभयं ३ तदोभयनिसेहो ४ ।
पड १ संख २ सगड ३ थूणा ४ जीवपओगे जहासंखं ॥ १७४ ॥

અથવા જીવ પ્રયોગ કરણ ચાર પ્રકારે છે. જેમ વસ્ત્રમાં તાંતણા એકઠા કરવારૂપ સંઘાત છે અને શંખમાં છોલવારૂપ પરિશાટ છે, ગાડી બનાવતાં એકઠું કરવાનું તે છોડવાનું બને છે. સામાન્ય ચીજ આઘી પાછી કરવામાં અનુભય કરણ છે. એવી રીતે દ્રવ્યકરણ કહ્યું. ૧૭૪

उप्पन्नाणुप्पन्नं कयाकयं इत्थ जह नमुक्कारे । दा० १ ।
केणंति अत्थओ तं जिणेहिं सुत्तं गणहरेहिं (दा० २) ॥ १७५ ॥

સામાયિકમાં ઉત્પન્ન અનુત્પન્ન એટલે કરવાપણું, નહી કરવાપણું નમસ્કાર સૂત્રની પેઠે જાણવું, સામાયિક અર્થથી તીર્થંકરોએ અને સૂત્રથી ગણધર બોલે છે. ૧૭૫

तं केसु कीरई तत्थ नेगमो भणइ इट्ठदव्वेसु ।
सेसाण सव्वदव्वेसु पज्जवेसुं न सव्वेसुं ॥ १७६ ॥

નૈગમ કહે છે કે મનોજ્ઞ શયનાસન આદિમાં સામાયિક અને, બાકીના નયોના મતે સર્વ દ્રવ્યમાં સામાયિક છે પણ સર્વ પર્યાયોમાં નથી ૧૭૫.

काहु ? उदिट्ठे नेगम उवट्ठिए संगहो अ ववहारो ।
उज्जुसुओ अक्कमंते सद्दु समत्तंमि उवउत्तो ॥ १७७ ॥

ઉપદેશ કહેવાય ત્યારે સામાયિકપણું એમ નૈગમ માને છે સંગ્રહ અને વ્યવહાર વાંચના માટે તૈયાર થાય ત્યારે સામાયિક માને છે, ઋજુસૂત્ર ભણે ત્યારે સામાયિક માને છે, વૃદ્ધો તો કહે છે કે સમાપ્તિ કરે અથવા કરતા ઉપયોગ વગરનો હોય તો પણ સામાયિક ઋજુસૂત્રના નયમાં હોય છે, શબ્દનયો તો સામાયિકના યોગને સામાયિક માને છે. ૧૭૭ [આલોયણ વગેરે કરવા, ક્ષેત્ર મેલવું, નિયમિત દિશા સામે રેવું, સારા નક્ષત્રો પ્રિય ધર્માદિ ગુણો અને ગુરૂ મહારાજના આદેશનો વચન એ વગેરે આઠ પ્રકારે સામાયિક કરવા કહ્યું છે. ૧૭૮]

पव्वज्जाए जुग्गं तात्रइ आलोअणं गिहत्थेसुं ।
उवसंपयाइ साहूसु सुत्ते अत्थे तदुभए अ (प० १) ॥ १७९ ॥
आलोइए विणीअस्स दिज्जए तं (पडि २) पसत्थखित्तंमि । (प० ३)
अभिगिज्झ दो दिसाओ चरंतिअं वा जहाकमसो (प० ४)॥ १८० ॥

ગૃહસ્થને દીક્ષાને લાયક રીતિએ તપાસવો અને ઉત્તર લેવો તે આલોચન કહેવાય અથવા સૂત્ર અર્થ તદુભય સાધુ લેવે તે પણ આલોચન કહેવાય, આલોચન થયા પછી વિનીતને તે સામાયિક અપાય, ઇક્ષુ ક્ષેત્ર વિગેરે સારા સ્થાનમાં સામાયિક અપાય. પૂર્વાદિ ઉત્તર દિશા કે જે બાજુ તીર્થંકર વગેરે વિચરતા હોય તે બાજુ અપાય, ચૌદસ આદિ દિવસો છોડીને અપાય, અપાય નક્ષત્રાદિ નક્ષત્ર ૧૦ છોડીને અપાય, પ્રિય ધર્માદિ ગુણવાળાને સામાયિક અપાય. ૧૭૯-૧૮૧.

अभिवाहारो कालिअसुअंमि सुत्तत्थतदुभएणंति ।
दव्वगुणपज्जवेहि अ दिट्ठीवायंमि बोद्धव्वो (प० ८) ॥ १८२ ॥
उद्देस१ समुद्देसे२ वायण३ मणुजाणगं च४ आयरिए ।
सीसम्मि उद्दिसिज्जंतमाइ एअं तु जं कइहा (दा० ६) ॥ १८३ ॥

કાલિક સૂત્રનો સૂત્ર અર્થ અને તદુભય કરી જો આજ્ઞા દેવાય છે અને દૃષ્ટિવાદમાં સૂત્રાર્થને દ્રવ્યગુણ પર્યાયે આજ્ઞા દેવાય છે, ૧૮૨ શિષ્યને ઉદ્દેશાદિક કરતી વખત આચાર્યને ચાર પ્રકારના કર્મ થાય છે, (૧) ઉદ્દેશ (૨) સમુ૦ (૩) વાચના (૪) અનુજ્ઞા એ ચાર કર્મ જાણવા. ૧૮૩.